# નવયુગ

ઓગસ્ટ ૧૯૩૪.

વર્ષ ૬ ઠું :: અંક ૫ મો.


## રાજકીય


પસાર થએલ માસનું રાજકારણ ... ... ... સંપાદક ૫
લોકપ્રતિનીધિ સભા ... ... ... વિવસ્વત ૧૧
પૂર્વ લોકાર્નોની પ્રપંચજાળ ... ... રા. સર્ચલાઇટ ૫૧
ડામાડોળ ઓસ્ટ્રીઆ ... ... ... " ૭૮
ગાંધીજીનો સમાજવાદ ... ... ... " ૯૨


## ભાવના–વિચારપદ્ધતિ


ઇશ્વરવાદનાં અનિષ્ટો ... ... ... શ્રી. બાવચંદ મા. વડેરા ૧૭
હિન્દી સ્ત્રીઓના કાયદેસર હકકો ... રમણીક વી. મહેતા ૨૪
મુંઝવતા સવાલોનો સરળ ઉકેલ ... ... ... ... ૨૯


## હળવું સાહિત્ય


એન્જીનીઅરની પત્નિ ... ...(નાટિકા) ડૉ. ભટ્ટ ૨૯
સંજોગોનો શિકાર ... ...(વાર્તા) રશીક ૪૬
દીલના ડંખ ... ... ...(વાર્તા) દયાશંકર ભ. કવિ ૫૭
પુરસ્કાર ... ... ...(વાર્તા) ભુપેન્દ્ર હ. બુચ ૬૭
મારૂં નામ ? (હળવો નિબંધ) ... ... ... ૭૫
કોરોનરની પ્રશસ્તિમાં (હળવો નિબંધ) ... સર્ચલાઇટ ૬૩


## કાવ્યો


ગરીબની ઝુંપડી ... ... ... ધૈર્યચંદ્ર હ. બુદ્ધ ૧
જાગ ... ... ... ... ... ના. અ. પંડ્યા ૧
વાહકને ... ... ... ... સોમાભાઇ ભાવસાર ૨
વિવધાનું દીલ ... ... ... ... ચીનુભાઇ ડૉકટર ૩


## વિશિષ્ટતાઓ


સંપાદકની સાથે... ... ... ... ... ... I
તાકાત અને તંદુરસ્તી ... ... ... પી. જે. ભટ્ટ ... ૭૨
સંચય ... ... ... ... ... ... ૮૩
સાહીત્ય સમાલોચના ... ... ... ... ... ૯૪



વર્ષ : ૭ મું. નવયુગ અંક : ૫ મો.

# સંપાદકની સાથે—

આ કટારો વાંચકો સાથે અંગત વાતચિત કરી લેવાની મને તક આપે છે, તે સાથે આખો મહિનો મહેનત કરીને તૈયાર કરેલ માસિકનું વિહંગાવલોકન કરી લેવાની તક પણ એનાથી મને મળે છે; એ કારણથીજ આ લખાણ લખવાની પળની હું આતુરતા ભરી રાહ જોતો રહું છું. ગયા અંકથી આ કટારો લખવાનું શરૂ કર્યું છે તે યોગ્યજ કર્યું છે એવા એક બે પત્રો પણ વાંચકો તરફથી મળ્યા છે એટલે આ લખવામાં મને વધુ ઉત્સાહ છુટયો છે.

ગયા માસનાં 'નવયુગ' સબંધે એક ગલતિ થવા પામી છે તે વિશે વાંચકોની મારે ક્ષમા યાચવાની રહે છે. પુંઠાપરનાં અને મુખપૃષ્ટપરનાં ચિત્રો વિશે "સંપાદકની સાથે"માં ખુલાસો આપવાનું લખાએલું છતાં આપવાનો રહી ગયેલો. એટલે આ વખતે તે ટુંકામાં આપી લઉં. પુંઠાપરનું ચિત્ર જાણીતા ચિત્રકાર શ્રી. જયંત ખત્રીએ આળખેલું હતું. તેનો વિષય કવિકુલ શિરોમણી કાલિદાસનાં મેઘદુતનાં પ્રખ્યાત મેઘનો નીચેનો શ્લોક છે.

પૃથ્વીને જે ફલવતી કરે ખીલીરે'તાં શિલિંધ્રો,
એવી નારી શ્રવણસુખદ ગર્જના સાંભળીને;
કૈલાસાદ્રિસુધી બિસભરી માનસે ઉડી જાતા,
તારા સાથી નભમહિં થશે, રાજહંસો રૂપાળા

મુખ પૃષ્ટ પરનું ચિત્ર "ગવાક્ષ" ચીનમાં આવેલી એક બૌદ્ધ ગુફાની બારીનો ફોટોગ્રાફ છે. એ બારી એવી રીતે કોતરવામાં આવી છે જ્યારે તેના પર ચંદ્રનું અજવાળું પડે ત્યારે સામેની ભીંત પર ચિત્રમાં બતાવ્યા પ્રમાણેની મનોરમ આકૃતિઓનો ઓળો પડે છે. કોઇ અણુજાણ શિલ્પીએ સર્જેલી એ પત્થરની કવિતા સાથે વાંચકોને પરિચય કરાવવાના ઉદ્દેશથી એ ચિત્ર આપવામાં આવ્યું હતું.

આ વખતે પુંઠા પર જે ચિત્ર આપવામાં આવ્યું છે તે અમેરિકાના વર્જીનીઆમાં આવેલ એક કુદરતી પુલનો ફોટોગ્રાફ છે. જેણે એ પુલ નજરે જોયો છે તેઓ કહે છે કે કુદરતની કોતરકળાનું એ શિખર છે. બસોને દશ ફીટ ઉંચો અને એકસો ફીટ પહોળો એ કુદરતી પુલ બારે માસ લીલી વેલીઓ અને રંગબેરંગી ફુલોથી આચ્છાદિત રહે છે, અને નીચે એક પાણીનું શાંત ઝરણું વહ્યું જાય છે. કહે છે કે દિવસની અવસ્થા જેમ જેમ બદલાતી જાય છે તેમ તેમ એ પુલની મોહકતા જુદાં જુદાં

સ્વરૂપો ધારણ કરતી રહે છે. ક્ષણે ક્ષણે એ નવીનતા ધારણ કરતો રહે છે.

મુખ પૃષ્ટ પરનું ચિત્ર એક અમેરિકન શીલ્પી એલાન કલાર્કની કલાકૃતિ છે. તેના સર્જકે તેનું નામ આપ્યું છે—Temptress "મોહિની." સ્થીર નજરે જોતાં વાંચકને યે ખાત્રી થશે કે એ નામ તદન સાર્થક છે. મને લાગે છે કે હું ચિત્રકાર હોઉં તો દ્રૌપદી કે કલીઓપેટ્રાનું આવું ચિત્ર દોરૂં. તેનું ઉંચું કઠણ કપાળ આવેગમય ઇચ્છાશક્તિ સુચવે છે. બે નેણની વચ્ચે ઉપર કપાળના ભાગમાં સ્હેજ ઢોળાવ છે તે સામાજીક નીતિભાવના અને રીતરિવાજો પ્રત્યે ઉદાસીનતા સુચવે છે: નેણ અણીઆળાં છતાં ટુંકાં અને નાક તરફ આવતાં નીચાં ઢળતાં છે તે આંખની આત્મનિમગ્ન ભાવવ્યંજકતાને વજન—Emphasis આપે છે. આંખ વિશાળ છે પણ આયત લાંબી નથી, એટલે તે આવેગવશતા બતાવે છે પણ નિર્દોષતા નથી સૂચવતી. આંખો મોટી હોવા છતાં સ્હેજ ઉંડી ઉતરેલી છે અને પોપચાંની આસપાસ સ્હેજ કાળા આંક પડયા છે તે શરીરના આવેશોમાં વધુ પડતું બ્હેતું મૂકયાંના પ્રમાણપત્રરૂપ બની રહે છે. પોપચાં શિથિલ છે અને આંખનું ભાવવ્યંજન અંતર્મુખતાનું સુચક હોઇ સામટે સરવાળે શરીરના શરીરના આવેગો અને માનસિક પ્રવૃત્તિની એકવાકયતામાં એ સમાધિ સુચવે છે. જડબાંનાં હાડકાં સ્હેજ ઉંચાં છે તે પ્રાણી આવેશો—Annimal passions—નું પ્રાધાન્ય સુચવે છે. ગાલ અને લમણાં ઢીલાં છે; એ બન્ને શરીરના ધર્મોનો પ્રસન્નતામય સંતોષ સુચવવાની સાથે સ્વભાવની સાલસતા પણ બતાવે છે. નાકની દાંડી સીધી અને ઉપરના ભાગમાં સ્હેજ પહોળી છે. ફોરણાં કમાન જેવાં અને પહોળાં છે પણ બહુ સજીવ—Sensitive—નથી જણાતાં એટલે તે માત્ર વધુ પ્રાણવાયુ ખેંચવાની શક્તિ સુચવી આંતરિક અવયવોની તન્દુરસ્તીની ખાત્રી આપે છે. ઉપરનો હોઠ ધનુષની કમાન જેવો અને સ્હેજ ઉપર વળતો છે. તે રાગ સૂચવે છે. નીચેનો હોઠ નાનો, રૂપાળો અને ભરાઉ છે એટલે તે આવેશમયતા સૂચવે છે. શરીર કસવાળું છે એમ ચોકખું દેખાય છે છતાં તેના પ્રમાણમાં ડોક પાતળી અને ઢીલી છે એટલે એ તન્દુરસ્ત શરીરને તાકાતવાળું બનાવવાની વૃત્તિનો અભાવ સૂચવે છે. શરીર વાંસના સોટા જેવું પાતળું અને સ્નાયુબધ્ધ છે; પાંતળાં પેટ અને કમ્મર ઘાટીલાં અને રૂપાળાં છે. ભરાઉ સ્તનો ઉપર સીધીજ ડીંટડી છે એટલે એ માતૃત્વની સુચક નથી.

આ બધાં પરથી જોનારનાં મન પર એકંદર સંસ્કાર એવો પડે છે કે એ સ્ત્રી છે—માતા નથી; તેનામાં સૌન્દર્ય છે, આંજી નાંખે તેવી, જોતાં પુરૂષને પરવશ બનાવી દે તેવી ભભક છે; પણ ગૌરવ નથી. જીન્દગીના બધાએ વૈભવ વિલાસો માણવાની અને વિલાસની સામગ્રીને ધન્ય બનાવવાની શકિત તેનામાં છે; પરંતુ એ વૈભવ મેળવવા માટે જે આત્મભાનપૂર્ણ મહત્તા કેળવવી પડે તે માટે વૃત્તિ કે શકિત તેનામાં જણાતી નથી. પુરૂષોની સાથે આવેશોની મીજલસ તે માણે પણ તેમની ખાતર કે બીજા કોઇ ઉદ્દેશથી નહિં; કેવળ પોતાનાજ સંતોષની ખાતર; અને મીજલસ માણી લીધા પછી તેની રસસમાધિમાં તે પોતાને ભૂલી જાય તેનું આ પાછલું સ્વરૂપ કલાકારે માટીમાં

ઉતારવા પ્રયત્ન કર્યો છે. અને એ ઇન્દ્રીયોના આનંદને અતીન્દ્રીય બનાવતી તેની મનોદશાને બહાર લાવવા માટે પાંચ ચક્રો અને ત્રણ શીખરોવાળો મુગટ શીલ્પીએ માથે મૂક્યો છે. ઇન્દ્રીયરસના પ્રવાહમાં તણાતાં આ માનવપુતળાંને એ મુગટ અપાર્થિવતા અર્પી રહે છે. આ કારણે ત્રીજ કલાકારે તેને સાર્થક નામ આપ્યું છે—મોહિની.

આ અંકમાં હિન્દી રાજકારણને લગતા ત્રણ લેખો છે. એક લેખમાં આખાએ માસ દરમ્યાન થઇ રહેલી રાજકીય પ્રવૃત્તિનું વિહંગાવલોકન કરી તેની દિશા દાખવવાનો પ્રયત્ન કર્યો છે. વાંચકોને એ કહેવાની ભાગ્યેજ જરૂર હોય કે એ લેખ લખવા પાછળ ચોક્કસ દ્રષ્ટિબિન્દુ જરૂર છે પણ એ દ્રષ્ટિબિન્દુથી વસ્તુસ્થિતિને નિહાળવામાં બનતી તટસ્થતા જાળવી રાખવામાં આવી છે. બને ત્યાં સુધી લેખકે પોતાની ટીકા આપી નથી. આ લેખ 'નવયુગ'નું કાયમી તત્વ છે અને તે દાખલ કરવાનો ઉદ્દેશ એજ છે કે દેશના રાજકારણમાં પરોક્ષ રસ લઇ રહેલા વિદ્યાર્થીઓ, ધંધાદારીઓ અને રોજના છાપાંઓ વાંચવા છતાં રાજરમતની દિશા વિશે સળંગ ખ્યાલ બાંધવાની શકિત નહિ ધરાવતા સામાન્ય વાંચકોને એ સમજવાની ચાવી મળે.

લોકપ્રતિનીધિ સભા સંબંધે એક આધારભૂત લેખ લખવા માટે લેખકને ઘણાએ સમાજવાદી મિત્રો તરફથી આગ્રહ થયા કરતો હતો અને છેલ્લા બે માસથી એ લખવાના મનસુબા અને પ્રયત્નો કરવાને અંતે આ વખતે એ લખાયો છે. જેઓને એ વાંચવાની ખુબ તમન્ના છે તેમને એ સંતોષકારક માલુમ પડે એમ હું ઇચ્છું છું. આજકાલ લોકપ્રતિનીધિ સભા સંબંધી આપણે ત્યાં ખુબજ વાતો થાય છે અને ખુદ કોન્ગ્રેસે પણ એ વસ્તુને અપનાવી લીધેલ છે એટલે બધા એ વાંચકો તે વાંચી જાય એમ હું જરૂર ઇચ્છું છું.

'ગાંધીજીનો સમાજવાદ' એ લેખ 'સમાજવાદ' વિશે લોકોના મનમાં ગેરસમજુતિ થતી અટકે એ ઉદ્દેશથીજ લખાયો છે. સમાજવાદમાં જેમને રસ હોય તે સહુ એ વાંચે.

હિન્દનાં રાજકારણ પરત્વે સરકારી નીતિમાં થતા ફેરફારો બરાબર સમજવા હોય તો દુનીઆની રાજખટપટનાં મૂળ તત્વોથી આપણે વાકેફગાર રહેવું જોઇએ. અમારી દ્રષ્ટિએ હિન્દીઓએ એ સંબંધી જેટલું જાણવું જરૂરી છે તે પુરું પાડવા માટે આંતરરાષ્ટ્રીય રાજકારણને લગતા બે લેખો આ અંકમાં આપવામાં આવ્યા છે. એ બન્ને લેખોના લેખક રા. 'સર્ચલાઇટ' આંતરરાષ્ટ્રીય રાજકારણના અચ્છા અભ્યાસી છે. 'પૂર્વલોકાનોંની પ્રપંચજાળ' નામક લેખમાં યુરોપનાં અને તેથી આખાં જગતનાં દારૂખાનાંની ગરજ સારતાં મધ્ય યુરોપમાં ચાલી રહેલી રાજખટપટનો તાદૃશ હેવાલ આપવામાં આવ્યો છે. અને 'ડ્રામારોળ ઓસ્ટ્રીઆ' નામક લેખકમાં ઓસ્ટ્રીઆમાં વિજળી પડે એવા જે બનાવો પસાર થએલા માસ દરમ્યાન બની ગયા છે તેની પછવાડેની રાજરમતનો ખ્યાલ આપવામાં આવ્યો છે.

હમેશના રિવાજ મુજબ ત્રણ ચાર વિચારપ્રેરક નિબંધો આ અંકમાં અપાયા છે. 'ઇશ્વરવાદનાં અનિષ્ટો'વાળો શ્રી, વડુ-

રાનો લેખ સહુને વાંચવા જેવો છે. એ લેખમાં ઇશ્વર છે કે નહિ એ પ્રશ્નને ઘડીભરને માટે બાજુએ મૂકી ઇશ્વરમાં શ્રદ્ધા આરોપવાને ભારણે બીજા કયા કયા સિધ્ધાંતોમાં પણ શ્રધ્ધા આરોપવી પડે છે, એમ થવાનાં કારણો શાં અને તેના અનિષ્ટ પ્રત્યાઘાતો વ્યક્તિ અને પ્રજાનાં જીવન પર કેવા થાય છે તે લેખકે વિશદ રીતે બતાવી આપ્યું છે.

હિન્દી સ્ત્રીઓના કાયદેસર હક્કોના આ વધુ હપ્તામાં ધણીની સાથે રહેવાનું સ્ત્રી માટે જ્યારે અશક્ય અથવા મુશ્કેલ બની જાય ત્યારે તેનાં ભરણપોષણ વગેરેને લગતી કાયદામાં શી સગવડ છે તે બતાવવામાં આવ્યું છે. બહેનો તે જરૂર વાંચે.

વાંચકોને એમાં રસ પડે છે એમ માનીને 'મુંઝવતા સવાલોનો સરળ ઉકેલ'-વાળી લેખમાળા ચાલુ રાખવામાં આવી છે. વાંચકોને જેમાં રસ હોય છતાં જેને વિશે સરળ સમજણ તેઓ ધરાવતા ન હોય એવા કેટલાક પ્રશ્નો અને તેના જવાબો તેઓ આ અંકમાં પણ જોઇ શકશે.

સંચય તરફ વાંચકોનું હું ખાસ ધ્યાન દોરું છું. એ કતારોમાં આખાં જગતના સમકાલીન વિચારોની મલાઇ આપવાનો પ્રયાસ કરવામાં આવે છે. આ વખતના 'સંચય'માં જાણીતા કેળવણીકાર પ્રોફેસર સી. એમ. જોડનાં 'પ્રચારકાર્ય' વિ. શિક્ષણ'નો અત્યંત વિચાર-પ્રેરક લેખનો ઉપયોગી ભાગ આપવામાં આવ્યો છે. પ્રખ્યાત અમેરિકન કલા વિવેચક માલ્કમ કાઉલીના "આવતી કાલની કલા" વિષયક લેખમાંથી આપેલાં અવતરણો પણ એટલાં જ ઉપયોગી છે. 'હાસ્ય પરથી ચારિત્ર પરીક્ષા'વાળું લખાણ લેખકો, માનવલક્ષણ શાસ્ત્રીઓ અને મુત્સદીઓને સહાયભૂત થાય એવું છે, અને વાંચવું સહુને ગમે તેવું છે.

ગંભીર અને વિચાર પ્રેરક વાંચનની સાથે ગમત સાથે જ્ઞાન આપી શકે તેવું હળવું વાંચન 'નવયુગ'માં પુરતા પ્રમાણમાં આવે એવી કાળજી રાખવામાં આવે છે. આ અંકમાં પણ બે હળવા નિબંધો, ત્રણ વાર્તાઓ અને એક સામાજીક નાટિકા આપવામાં આવ્યાં છે. એ બધાંના લેખકો ઉગતા પણ ઘણી આશા આપતા યુવકો છે.

અને ચાર કાવ્યો પણ આ અંકમાં આપવામાં આવ્યાં છે. આપણાં કવિહૃદયોમાં સમાજનાં દલિત, પતિત અને કચડાએલાં પ્રત્યે જે નવી સ્હાનુભૂતિનો ઉદય થયો છે તેનો પડઘો એ ચારેય કાવ્યોમાં પડે છે. કવિતા લખનારા ચારે યુવાન ભાઈઓમાંથી એકેય સિદ્ધહસ્ત ન લેખી શકાય, પણ કવિતાઇ બાનીની ધરેડ તેમને બેસતી જાય છે એ સાફ દેખાઇ આવશે. આજે એમની કવિતાઓ ભલે ઓછો આવકાર પામે પણ ભાવિ એમનું છે. એ શ્રદ્ધાપૂર્વક જ અમે એ કવિતાઓ પ્રગટ કરીએ છીએ.

'નવયુગ'ના વાંચકો પ્રત્યે મારી એક વિજ્ઞપ્તિ છે. આપણે ત્યાં પત્રકારો અને તેમના વાંચકો વચ્ચેનો સીધો સંબંધ ઘણોજ નજીવો છે. એ વસ્તુ કોઇ રીતે ઇચ્છવા યોગ્ય નથી. પશ્ચિમના દેશોમાં વાંચકો પોતે જે જે સામયિકો વાંચતા હોય તેમાં ઉંડો રસ લે છે અને પોતાના દ્રષ્ટિબિન્દુથી કયાં લખાણો આપવાથી અથવા કાઢી નાખવાથી પત્રની ઉપયોગિતામાં ઉમેરો થશે એ સંબંધી સુચનાઓ તેઓ સંપાદકોને સદાયે આપતા રહે છે. પશ્ચિમનું સામયિક સાહિત્ય વધારે સમૃધ્ધ બન્યું છે તેનાં અનેક કારણોમાંનું આ એક કારણ છે. આ કારણથી 'નવયુગ' ના વાંચકો પણ 'નવયુગ'માં એવો સજીવ રસ લેવા માંડે અને પોતાને સુજે તેવી સુચનાઓ સંપાદકને વખતો વખત આપતા રહે એમ હું ઇચ્છું છું. સંપાદક સાથે સીધી વાત ચીત કરવા માટે તમે એનાં ગ્રાહક હો એ જરૂરી નથી; માત્ર તે રસપૂર્વક વાંચતા હશો તો પણ તમને એ અધિકાર મળી રહે છે.

# વાદકને

——:o:——

૧

છોડને વાદક વીણા તારી નિંદરાનો કર ત્યાગ,
છોડ બધા એ મ્હેલને માળો ગ્રેડી ત્યાંથી ભાગ;
વીણાના સૂર એ તીણા અથાગ,
કરે તને બાંધવ હીણા જો જાગ !

૨

રાત્રિના ઘનઘોર તિમિરે માનવી સૌ અથડાય
'ખાઉ ખાઉની' ભીષણ વેરી કાળ ચીસો સંભળાય
તહીં તારા સુખનાં ગાણાં કાય
આવી મારે કાળજે કાણાં થાય.

૩

સોનલાં વ્હાણાં ઉગશે ક્યારે ઝંખના જ્યાં જરી થાય
રાત્રિ ત્યારે તિમિર વેરી કાળનાં ગાણાં ગાય
ઉડી કહીં સોનલાં વ્હાણાં જાય
તિમિરે અંતર સૌ ઉભરાય.

૪

આજ ના હોય સોનલાં વ્હાણાં હોય ના વીણા ગાન
કાળ ભૂખી જ્યાં ચીસ પડે ત્યાં ભૈરવ કેરાં ગાન
હોય ના વાદક વીણા ગાન
આવીને તંબુર હાથમાં તાણ.

૫

છેડ એના તું તાર પછીને ભર એની મહીં તાન
ભીષણ ઘેરી, વિષમ વેરી, વેદનાનાં ગા ગાન
બધા હા! જાય ભુલી ત્યાં ભાન.
બધાને અંતર એકજ ગાન.

૬

ગાન એ એકજ આગ એ એકજ અંતર સૌ પ્રગટાવ
શોષિત, પીડિત, બાંધવ હૈયે હોળી એ એક જગાવ
બળી સહુ ખાક એની મહીં થાવ
પ્રકાશે અંતર જ્યોત જલાવ.

૭

ઉગશે તે દિ' સોનલાં વ્હાણાં સુખનાં થાશે રાજ
આપણ બે જણ ત્યારે જાશું મુકી મોરનો તાજ
આનંદે મ્હેલ કેરી એ પાજ
ગાજે આશું વીણા બજવવા કાજ.

સોમાભાઇ ભાવસાર.

# વિધવાનું દીલ.

——:०:——

(ગઝલ)

ઉછળી રહ્યા ઉમંગો યૌવનની ઝાર દિલમાં
વૈધવ્ય ઘુંદી નાંખે ખૂંચે એ આર દિલમાં.
જોયા નથી કદિ એ, છે ના ચિતાર દિલમાં
તો પણ કહે છે લોકો એનેજ ધાર દિલમાં.
"એની થઇ" ગયા ? 'એ' ક્યારે ? ન ખ્યાલ આવે
જાણું ન શોક કોનો મુજ એકરાર દિલમાં.
દુનિયા ડસી રહી છે મુજને કહી કહીને
ક્રુર ધર્મ લાવતી ના બીજો વિચાર દિલમાં.
પુજી રહી છું એને પરભવમાં પામવાને
આવે નહીં કદિ એ જેનો ચિતાર દિલમાં.
છે હોઠ બંધ મારા ફરિયાદ શું કરૂં હું ?
આંખો કહી રહી છે સમજી લો સાર દિલમાં.
આંસુ ખૂટી ગયાં ને આંખો બળી રહી છે
રડતી રહે છે દુઃખની હરદમ સીતાર દિલમાં.
દેશો નહીં દિલાસો હમદર્દી દાખવે શું ?
હમદર્દી ના હટાવે જીવનનો ભાર દિલમાં.
છે માર કયામતનો એ જાણનાર જાણે
રહેલો નથી સહેવો વૈધવ્ય—ભાર દિલમાં.
પીડા પ્રસુતીની એ વંધ્યા નહીં પીછાણે
વિધવાજ એક જાણે વૈધવ્ય માર દિલમાં.

ચિનુભાઇ ઠાકુર, બી.એ.

# યુવાનોને

( મુખપૃષ્ટ પરનું ચાલુ )

સારી સ્થિતિમાં હોય ત્યાં સુધી તેની દરકાર ન કરો તો ચાલે. આજે તો તેનાં મુળમાં સડો પેઠો છે; અને તેનાં જીર્ણ ધાબાંમાંથી ચુનો અને કાંકરીઓ તમારા પર પણ ક્યાં નથી ખરતાં!

બેકારી કે ઓછા પગાર: ભૂખમરો અને કાં ખાવાપીવાનાં, આનંદવિહારનાં, ઓઢવા પહેરવાનાં અધુરાં–અત્યંત દયાજનક રીતે અધુરાં–સાધનો તમને, તમારા સ્ત્રી વર્ગને, તમારાં બચ્ચાંઓને ડગલે અને પગલે નથી નડતાં? સારું જીવન ગધ્ધાવૈતરું કરવાનો પુરો બદલો તમને મળે છે એમ તમારાં અંતર ઉપર હાથ મુકીને તમે કહી શકો છો? આ સવાલના જવાબ માટે તમારાં શરીરોને, તમારાં ગંદા રહેઠાણોને, તાણીતોડીને ઘર ચલાવતી તમારી સ્ત્રીને, અર્ધ ઢાંક્યાં, માયકાંગલાં, અધુરાં શિક્ષણવાળાં તમારાં બાળકોને પુછો. નોકરી શોધવામાં શી આપદા પડે છે અથવા મળેલી નોકરી જાળવવામાં શી મહેનત અને ખુશામતખોરી કરવી પડે છે તેનો વિચાર કરો. કાલે નોકરી તુટી જશે તો શી દશા થશે તેનો વિચાર લાવો; એટલે તમને યે ભાન થશે કે તમે યે અત્યારની સમાજવ્યવસ્થાનાં યતીમ યા ઓરમાન બાળકો છો. તમને યે અત્યારની સમાજવ્યવસ્થાના જીર્ણ મહાલયને જલાવી દેવામાં જ લાભ છે.

પણ આપણે એકલા મહાવિનાશને નોતરું નથી આપવું; એકલો સંહારનો શંખનાદ નથી ફુંકવો. નવસર્જનના પાયા આપણે માંડવા છે; દરેક મહેનતુ માનવી સુખ, સગવડ, આરામ અને આનંદથી રહી શકે એવા નવા સામાજીક મહાલયનાં ચણતર આપણે કરવાં છે.

તમને આ વાત મંજૂર છે?

જો નહિ હોય, જો તમારી અત્યારની કષ્ટમય આળસના કેદીજ બની રહેશો, જો તમારાં ટુંકી દ્રષ્ટિનાં ચશ્માં તમારે નહિજ ઉતારવાં હોય તો તમારી મરજી. પરંતુ એ સ્થિતિમાં તમારો જીર્ણ મહાલય જમીનદોસ્ત થાય ત્યારે તમે યે ભેગા દટાઈ જાવ અથવા ઘવાવ તો ફરીયાદ કરવાનો અધિકાર તમને નહિ રહે. યાદ રાખો કે એ આગામી મહાસંહારનું આગ- તમારી ઇચ્છા કે અનિચ્છા પર નથી જ અવલંબતું.

પરંતુ જો એ માનવકલ્યાણના મહાપ્રયાસમાં તમે યથાશકિત સાથ આપવાને તૈયાર તો તમારી સેવાઓની ખુબજ જરૂર છે.

જે મહાવિનાશના વાયરા આજે સુસવાઇ રહ્યા છે તે સંહારનેજ ઓળખે છે; સર્જનને નહિ. સર્જનનો મહાસંકલ્પ ધારણ કરવા જેટલાં સંસ્કાર કે શિક્ષણ એમને આપવાની દરકાર અત્યારની સમાજવ્યવસ્થાએ કરી છેજ ક્યાં? તેઓનું તો એકજ સુત્ર છે: "એકત્ર થાવ, જલાવી દો આ સડેલ મહાલયને; આપણે ગુમાવવાનું કશું જ નથી; મેળવવાનું ઘણું જ છે" આજે એ સંહારનાં સત્વોને સર્જનની દ્રષ્ટિ આપવાને કેટલાક આદર્શઘેલા યુવાનો મથામણ કરી રહ્યા છે. પણ તેમની સંખ્યા અલ્પ–અતિ અલ્પ છે. તમારા સહકારને તેઓ સાદ દે છે. તમે સાંભળશો?

તમારા સંસ્કાર અને શિક્ષણે તમને સર્જન અને સાંચવણની તાલીમ આપી છે. એનો લાભ તમે આપશો તો સંહાર અને સર્જન હાથ મીલાવશે. નહિં તો સંહાર તો છેજ!

બિરાદરો! નિશ્ચય કરી લેવાની ઘડી આવી લાગી છે. ઢીલ કરવી પાલવે તેમ નથી. તમારો નિર્ધાર નક્કી કરશે:

સંહાર અને સર્જન કે સંહાર અને????

# મહાસભામાં સ્પષ્ટ થતાં વિરોધી બળો

લેખકઃ

વિવસ્વત્



**સરકારની** રાજરમત વિષે હવે શંકા જેવું રહ્યું નથી. લોર્ડ વિલિંગ્ડનનાં આગમન પછી સુધારા અને દમનની જે દ્વિમુખી નીતિ સરકારે અખત્યાર કરી છે તે પોતાની સત્તા જાળવી રાખવાનું અફર શસ્ત્ર છે એવી માન્યતા તેનામાં દ્રઢ થએલી જણાય છે અને તેથી તેજ નીતિ તેણે હવે યુદ્ધવિરામ પછી પણ ચાલુ રાખી છે. છુટા થએલા કોન્ગ્રેસના પ્રમુખ સરદાર વલ્લભભાઈ પટેલે થોડા દિવસ પહેલાં કહ્યું હતું તેમ યુદ્ધ બંધ રહ્યું છે પણ એક જ પક્ષે. સરકારે હજુ પોતાનાં હથીઆરો મ્યાન કર્યાં નથી. આ વાત સરદારે કહી હતી તેનાથી કંઇ જુદા અને વધારે વ્યાપક અર્થમાં તદ્દન સાચી લાગે છે. સરકારે હથીઆર મ્યાન કર્યાં છે ફક્ત જે લોકો સીધી લડત અને સીધી કે આડકતરી રીતે ક્રાંતિનાં બળોને ઉત્તેજન આપે એવી પ્રવૃત્તિઓથી હાથ ધોઇ બેઠા છે તેમનેજ માટે. બાકીના બધાને માટે સરકારનાં શસ્ત્રો ખુલ્લાંજ છે અને તેના ઉપયોગમાં રાજરમતના કોઇપણ નિયમોનો ભંગ કરવામાં તેને જરાએ શરમ કે સંકોચ નથી. એક પછી એક કોંગ્રેસવાદીએ એમ સાફ બતાવી આપ્યું હતું કે ખાન અબ્દુલ ગફુરખાન અને એમના ખુદાઇ ખીદમતગારો–લાલ ખમીસવાળાઓ–અહિંસાપરસ્ત ચુસ્ત મહાસભાવાદીઓ છે છતાં સરકારે ખાનને છોડવાની ધસીને ના પાડી અને લાલ ખમીસવાળાઓ પરથી પ્રતિબંધ ઉઠાવી લેવાની ના પાડી; પંડીત જવાહરલાલ સત્યાગ્રહી કેદી નથી પણ ફીતુરના આરોપસર ગીરફતાર થયા છે એમ કહીને તેમને છોડવાની ના પાડી; બંગાલનાં અટકાયતી થાણાઓમાં પુરાએલા બંધવાઓને છોડવાની અથવા તેમના પર મુકદમા ચલાવી તેમને નિર્દોષ કે તકસીરવાર ઠરાવી અટકાયતી થાણાંઓનો અંત આણવાની પણ ના પાડી; મુંબાઇની મીલ હડતાળમાં કામદારોની ફરીયાદો સાચી હતી છતાં એ હડતાળ ઉશ્કેરવા અને ચલાવવામાં સામ્યવાદીઓનો હાથ હતો એવું પાર્લામેન્ટમાં જાહેર કરીને એ હડતાળ તોડી પાડવામાં મુંબાઇ સરકારે ભજવેલા આડકતરા ભાગનો બચાવ સર સેમ્યુઅલ હોરે કર્યો; કલકત્તામાં કોન્ગ્રેસ સમાજવાદીઓની કચેરી પર ધાડ પાડવામાં આવી અને ગાંધીજીની મુલાકાતને સફળ બનાવવા માટે અનેક ગાંધી વિરોધી વ્યક્તિઓને ગીરફતાર કરવામાં આવી;

મુંબાઇની મીલ હડતાળના કેટલાક આગેવાનો પર ટ્રેઇડ ડીસ્પ્યુટ્સ એક્ટ નીચે મુકદ્દમો ચાલવાનો છે; મુંબાઇમાં હડતાલ વખતે લગભગ ફરજીઆત લવાદી માટે એક લવાદ અધિકારી નીમવાની સત્તા આપતા કાયદાનું બીલ સ્થાનિક ધારાસભાની આગામી બેઠક સમક્ષ રજુ થવાનું છે; અને અંતમાં હિન્દના સામ્યવાદી પક્ષને અને તેની સાથે સંબંધ ધરાવતાં મંડળોને ગેરકાયદેસર જાહેર કરતું સરકારી ફરમાન બહાર પડયું; અને તે સાથે જ કોન્ગ્રેસ સમાજવાદીઓ પણ છુપા સામ્યવાદીઓ જ છે એમ ઠરાવવા માટે અર્ધ સરકારી જેવાં એંગ્લો-ઇન્ડીઅન છાપાંઓમાં પુર-જોશથી પ્રચારકાર્ય થઇ રહ્યું છે: આ બધાં તણખલાંઓ સરકારી નીતિનો પવન કઇ દિશામાં ફુંકાય છે તે અચૂક રીતે બતાવી આપે છે. આ બધા દાખલાઓ આપણને એક જ અનુમાન પર આવવાની ફરજ પાડે છે કે જે પ્રવૃત્તિઓમાં ક્રાન્તિની અથવા ઉદ્દામ રાજકારણની પણ, સીધી કે આડકતરી શકયતા સમાએલી હોય તે બધીને સરકાર મજબૂત હાથે દાબી દેવા માગે છે. સરકારી નીતિનો એ એક ભાગ.

સરકારી નીતિનો બીજો ભાગ બંધારણ વાદને માર્ગે વળેલાં બળોને પોતાની પાંખમાં લેવાનો-રાજી રાખવાનો છે. ઉત્તર હિન્દુસ્તાનનું પરિભ્રમણ ગાંધીજી કરતા હતા તે દરમ્યાન હથીઆરી અને બીન-હથીઆરી પોલીસો મારફત તેમના દરેક સમારંભોને આપવામાં આવેલું રક્ષણ અને કલકત્તામાં ગાંધીજી પગ મૂકે તે પહેલાં અનેક ગાંધી વિરોધીઓની કરવામાં આવેલી ગીરફતારી તો મામુલી બાબત છે. પણ કોન્ગ્રેસના બંધારણવાદી આગેવાનોને નવરા ન બેસી રહેવું પડે એ માટે નવું બંધારણ બનેલાસર અમલમાં આવી જાય એવી જાતના પ્રયત્નો થઇ રહ્યા છે એમ વિલાયતનાં વર્તમાનો પરથી માલુમ પડે છે. આવતાં વર્ષમાં નાo શહેનશાહનાં રાજ્યારોહણના રજત મહોત્સવ વખતે આ બાબતમાં કંઇક નિશ્ચયાત્મક જાહેરાત કરી શકાય એવા પ્રયત્નો થઈ રહ્યા છે. ઉદ્દામ રાજકીય બળોને દાબી દેવામાં સરકારનો એક બીજો હેતુ એ પણ છે કે એ રીતે લોકોને અર્થહીન ઉત્સાહમાં ઉત્તેજીત રાખવાનું શબ્દોના સોદાગર મવાળ આગેવાનો માટે શકય અને સરળ બને વિલાયતી છાપાંઓએ એવી ખબરો પ્રગટ કરી છે કે સમવાયતંત્રનું કામ સરાણે ચડે એ માટે શંશયવિપર્યયમાં ઝોલાં ખાતા રાજાઓ પર દબાણ થઇ રહ્યું છે. એટલે વાટ જોઇ રહેલાં કુતરાંઓને લડવામાં રસ પડે તેવો ટુકડો ફેંકવાની તજવીજમાં ચમક આવી જણાય છે.



**આ** સાથે "ભાગલા પાડો અને રાજ્ય કરો" ની જૂની અને સુપ્રસિધ્ધ શાહિ નીતિ તો ચાલુ છે જ. પસાર થએલા માસ દરમ્યાન સરકારી નોકરીઓમાં ભરતી કરવાનાં કોમી ધોરણને લગતો હિન્દી સરકારનો ઠરાવ બહાર પડયો. એ ઠરાવમાં મુસ્લીમોને તેમની સંખ્યાના પ્રમાણમાં દસેક ટકા જેટલું વધુ પ્રતિનીધિત્વ આપવામાં આવ્યું છે પણ હિન્દની એક કોમને-સરકાર તરફ નવી વફાદારી દાખવી રહેલી કોમને-ખાસ લાભ આપવાને બહાને એંગ્લો ઇન્ડીઅનો અને યુરોપીઅનોને તેમની સંખ્યાના પ્રમાણમાં લગભગ હજારગણું પ્રતિનીધિત્વ આપવામાં આવ્યું છે. કોમી ચુકાદાના વિષમાં આથી વધારો થાય છે. હિન્દમાં વસતી જૂદી જૂદી કોમો

વચ્ચે વૈમનસ્ય વધારનારો આ સફળ નુસ્ખો છે.



જ્યારે આ રાજ્ય રમત રમાઇ રહી છે ત્યારે હિન્દી પ્રજાની અવશતાનો લાભ લઇને હિન્દનાં ગળામાં શાહિ પસંદગીના નવા ફાંસલાઓ નખાઇ રહ્યા છે. હિન્દના લોખંડ ઉદ્યોગને રક્ષણ આપવાને બહાને બ્રીટીશ લોખંડને ભારોભાર રક્ષણ આપનારૂં બીલ આજે વડી ધારાસભા સંમક્ષ પડ્યું છે. એ બીલની સામે પ્રજાનો ભારોભાર વિરોધ હોવા છતાં તે કાયદાનું સ્વરૂપ જરૂર ધારણ કરશે એમ માનવાને પુરતાં કારણો છે.

સરકારની આ રમત છે.



સરકારની એ રાજરમતના પ્રવાહમાં કોન્ગ્રેસ અવશ રીતે તણાયેજ જાય છે. આ હકીકતને સાબીત કરવા માટે બનારસ ખાતે મળેલી મહાસભાની કાર્યવાહક સમીતિના ઠરાવો તરફ વળીએ તે પહેલાં ગાંધીજી અને અખિલ હિન્દ રાજસ્થાન પ્રજા પરિષદના પ્રમુખ શ્રી. એન. સી. કેલકર વચ્ચે રાજસ્થાની પ્રજા અને કોન્ગ્રેસના સંબંધ વિષે ચાલેલા અત્યંત અગત્યના પત્રવ્યવહારનો ઉલ્લેખ કરી લેવાની જરૂર છે.

શ્રી. કેલકરની ફરીઆદ ટુંકામાં એવી હતી કે ગાંધીજીએ બીજી ગોળમેજી પરિષદ વખતે હિન્દને આપવાની રાજકીય છુટછાટો સંબંધે જે માગણી કરી હતી તેને મહાસભાનાં ધ્યેય રૂપ ગણી લેવાની વલણ મહાસભાએ ધારણ કરી છે; એટલે એ ધ્યેયને હિસાબે કોન્ગ્રેસ સાથે રાજસ્થાની પ્રજાનો સબંધ કઇ જાતનો હોય એ સબંધે ચોખવટ થવાની જરૂર છે. ઉપરાંત એ પરિષદ વખતે રાજાઓ પોતાની પ્રજાના મૌલિક હક્કોની જાહેરાત કરવાને તત્પર ન થાય તો પણ તેમની સાથે સમવાય તંત્રમાં જોડાઇ જવાની તત્પરતા મહાસભાના એકલ પ્રતિનીધિ તરીકે ગાંધીજીએ દાખવી હતી. આ સ્થિતિ રાજસ્થાની પ્રજાના મનમાં ખુબ જ ઉદ્વેગ પ્રેરે તેવી હોઇ તે સબંધમાં પણ ગાંધીજીએ ખુલાસો કરવો જોઇએ. ઉપરાંત મદ્રાસ અને કલકત્તા મહાસભાએ રાજસ્થાની પ્રજાની સ્વાતંત્ર્યની લડતમાં સક્રીય સાથ આપવાને લગતા ઠરાવો કરેલા. એ ઠરાવોથી ઉત્તેજીત બનીને છેલ્લી સવિનયભંગની લડત દરમ્યાન રાજસ્થાની પ્રજાજનોએ મોટા પ્રમાણમાં ભોગો આપેલા. આ દ્રષ્ટિએ જવાબદાર તંત્રો મેળવવાની તેમની લડતમાં બ્રીટીશ હિન્દના મહાસભાવાદીઓએ સક્રીય સહકાર આપવો કે કેમ એ પણ સ્પષ્ટપણે જણાવી દેવા તેમણે ગાંધીજીને આગ્રહ કર્યો હતો.

આ બધા પ્રશ્નોનો ગાંધીજીએ વાળેલો જવાબ બહુ નિરાશાજનક હતો. તેમણે રાજસ્થાનીઓને પરદેશીઓ તરીકે ઓળખાવ્યા. શ્રી. કેલકરે ટાંકેલા મહાસભાના ઠરાવોની અવગણના કરીને એમ જાહેર કર્યું કે રાજસ્થાનોની બાબતમાં મહાસભા દખલગીરી ન જ કરે. અને સમવાય તંત્ર સંબંધે કંઇજ સ્પષ્ટ જવાબ વાળ્યો નહિ.

આમ થતાં દેશ આખામાં ભારી ખળભળાટ મચી રહ્યો અને બનારસ ખાતે કાર્યવાહક સમિતિની બેઠક મળી એ વખતે

જાણીતા રાજસ્થાની કાર્યકર શ્રી. અમૃતલાલ શેઠ એ સંબંધી ચોખવટ કરાવવા ગાંધીજી પાસે ગયા. કહેવાય છે કે શ્રી. શેઠ ગાંધીજી પાસેથી એક બીજો પત્ર લાવ્યા છે. પરંતુ એ પત્ર હજુ સુધી પ્રગટ થયો નથી. એટલે આ પ્રશ્ન સંબંધે આગામી મહાસભા વખતે ખુબ જ રસાકસી થવાનો પુરતો સંભવ છે.



બનારસ ખાતે કાર્યવાહક સમિતિએ જે ઠરાવો કર્યા તેમાં સમાજવાદીઓને લગતા ઠરાવની બહુજ આતુરતાપૂર્વક રાહ જોવાતી હતી. અમદાવાદ ખાતે કોન્ગ્રેસ સમાજવાદીઓ સાથે જે તોડજોડ ગાંધીજીએ કરી હતી તેની દ્રષ્ટિએ એ ઠરાવ બહુ લડાયક નહિ હોય એવી આશા રખાતી હતી. પરંતુ તે સાથે એ ઠરાવ સમાજવાદીઓની પીઠ પણ થાબડનારો નહિ હોય એમ તો ચોક્કસ મનાતું જ હતું. આ પાછલી માન્યતા ધરાવવા માટે પુરતાં કારણો હતાં. અમદાવાદનાં સમાધાન પછી ગાંધીજીએ પોતાની મુસાફરી દરમ્યાન ઠંડી પ્રશંશા મારફતે સમાજવાદીઓને ડારવાનું ચાલુ જ રાખ્યું હતું. તેમાંએ ખાસ કરીને કલકત્તાના વિદ્યાર્થીઓ સાથેના સવાલ જવાબમાં તો ગાંધીજીએ પોતાનાં અમદાવાદનાં વચન પર ગુલાંટ જ ખાધી. અમદાવાદમાં તેમણે એમ કબુલ કર્યું હતું કે હાલની સમાજવ્યવસ્થામાં વર્ગવિગ્રહ અંતર્ગત રીતે રહેલો જ છે અને તેથી જો કોન્ગ્રેસ સમાજવાદીઓ અહિંસાને નીતિ તરીકે માન્ય રાખી વર્ગ વિરોધનાં ધોરણે કામ કરે તો તેની સામે એમને જરાએ વાંધો નથી. પરંતુ એથી વિરૂદ્ધ જઇને કલકત્તામાં એમણે વિદ્યાર્થીઓને સંભળાવ્યું કે હિન્દમાં વર્ગવિગ્રહ એ તો તદ્દન વાહિઆત વાત છે.

આ ઉપરાંત સરદાર વલ્લભભાઇની મૂક્તિ થવાની સાથેજ કોન્ગ્રેસ સમાજવાદીઓ સામે એમણે પોતાના ઉજળીઆત–bourgeois–રોષનો ઉભરો ઠાલવવા માંડયો. સમાજવાદીઓને એમણે મૂર્ખાઇ ભરી વાતો કરનારા તરીકે ઓળખાવ્યા. કોંગ્રેસ સમાજવાદી પક્ષના મંત્રીએ એ આક્ષેપનો ઘટતો જવાબ વાળ્યો એટલે તેઓ નિરૂત્તર બની ગયા. પરંતુ બનારસ જતી વખતે ગુજરાતના કાર્યકરોને ઉદ્દેશીને લખેલા કાગળમાં એમણે સમાજવાદીઓથી અલગ રહેવાની તેમને ચેતવણી આપી.

આમ સમાજવાદના બે વિરોધીઓ ગાંધીજી અને સરદાર એકઠા થતા હોવાથી કાર્યવાહકસમિતીના ઠરાવ વિષે કંઇ ભલી આશા તો સમાજવાદીઓએ રાખી જ ન હોતી. આમ દ્વીવિધ કારણોસર ધાર્યું પરિણામ આવ્યું. કાર્યવાહક સમિતિએ એવો ઠરાવ કર્યો કે તેણે મુંબાઇ ખાતે સમાજવાદીઓનો પરિહાસ કરતો જે ઠરાવ કર્યો હતો તે એ પક્ષને નહિ પણ ખાનગી મિલ્કત જપ્ત કરવાની અને હિંસક વર્ગવિગ્રહની બીનજવાબદાર વાતો કરનાર વ્યક્તિઓ માટે જ હતો.

આ છતાં કાર્યવાહક સમિતિના બે બે સૂત્રધારોનો કોંગ્રેસ સમાજવાદીઓ પ્રત્યેનો રોષ છુપાવ્યો છુપાય તેમ નથી. બનારસ ખાતે કોંગ્રેસ સમાજવાદી પક્ષના પ્રમુખ આચાર્ય નરેન્દ્રદેવ જ્યારે પોતાના પક્ષના કાર્યક્રમની હિમાયત કરવા માટે ગાંધીજીને સમજાવવા ગયા ત્યારે ગાંધીજીએ તો સમેથી તેમને ઉધડા લીધા અને સંભળાવ્યું કે કાં તો તેમણે કાર્યવાહક સમિતિ પર ટીકા કરવાનું અને એ રીતે મહાસભામાં ભાગલા પડાવવાનું કાર્ય બંધ કરવું અને કાં તેઓએ મહાસભાનું

સુકાન સંભાળી લેવું. તે પછીથી કાર્યવાહક સમિતિનું કામકાજ પતી રહ્યા પછી ગાંધીજીએ યુક્તપ્રાંતના કેટલાક જમીનદારોને મુલાકાત આપી અને તેમાં જણાવી દીધું કે હિન્દમાં વર્ગવિગ્રહ વગેરે કંઈ ચાલે તેમ નથી અને સમાજવાદ એટલે પોતાનાં રામરાજ્ય સિવાય બીજું કંઇ નથી. એટલે જમીનદારો પોતાનો હૃદયપલ્ટો કરી નાખી કીસાનો તરફ સદ્ભાવ ધરાવતા થઇ જશે તો એથી અન્ય પ્રકારના સમાજવાદ માટે મથામણ કરનારાઓ સામે ગાંધીજી તેમને સાથ આપશે. શ્રમજીવીઓના હીતેચ્છુ હોવાની ગમે તેટલી વાતો કરવા છતાં પોતે સ્થાપિત હિતોના શાગીર્દ છે એ વાતનો પરિચય આ રીતે ગાંધીજીએ આપી દીધો.



બનારસ ખાતે મળેલી કાર્યવાહક સમિતિએ પસાર કરેલા બીજા ઠરાવો ખાસ રસદાયક નથી. એ ઠરાવોએ મહાસભા મંડળોમાં વ્યાપક બનતી જતી શિસ્તભંગ અને કાર્યકરોની ચુંટણીને લગતી હરામખોરી તરફ ધ્યાન ખેંચ્યું અને ધારાસભા સમિતિએ પ્રગટ કરેલ ચુંટણીના મેનીફેસ્ટોને બહાલી આપી.



સમિતિની આ બેઠક દરમ્યાન કોમી ચુકાદાને લગતા સમિતિના આગલા ઠરાવને લીધે પંડીત માલવીયા અને શ્રી. અણેનાં રાજીનામાંની જે તલવાર તોળાઇ રહી હતી તે સબંધી ચોખવટ કરી. સમિતિ પોતાના આગલા ઠરાવમાં મક્કમ રહી અને એ બે જૂના મહાસભાવાદીઓએ પોતાના હોદ્દાઓનાં રાજીનામાં આપ્યાં. સમિતિ અને એ સભ્યો વચ્ચેનો મતભેદ છેવટે ઘણો જ નજીવો બની ગયો હતો. અણે–માલવીઆ એમ માગતા હતા કે મહાસભા તરફથી ધારાસભામાં જતા બધાએ હિન્દુ સભ્યોને વડી ધારાસભામાં કોમીચુકાદા પર મત આપવાનો પ્રસંગ આવે ત્યારે પોતાની મરજી મુજબ મત આપવાની છુટ આપવી; ધારાસભા સમિતિએ તેમાં શિસ્તભંગ ભાળીને તેમ કરવા દેવાની ના પાડી. આ બે સભ્યો અલગ પડી જવાથી હિન્દુ મહાસભાનો પક્ષ જોરમાં આવશે એમ મનાય છે પણ દેખીતી રીતે ધારાસભા સમિતિમાંથી બહાર રહેલા અને કોંગ્રેસની ટીકેટ પર નહિ ચુંટાતા એ લોકો માગતા હતા તે કરવાની–સ્વતંત્ર મત આપવાની–આ રીતે છુટ મેળવીને બાકીની બીજી બધી રીતે મહાસભાનાં ચુંટણીનાં કાર્યમાં કોઇ રીતે અંતરાય ઉભો ન થાય એવી રીતે તેઓ વર્તશે એમ જણાય છે.



કાર્યવાહક સમિતિનાં એ કામકાજ કરતાંએ વધુ અગત્યની બાબત તો એ અરસામાં ગાંધીજીએ કરેલા એક છાપાંજોગાં નિવેદનની છે. એ નિવેદનમાં ગાંધીજીએ એવો સાફ એકરાર કર્યો છે કે મને એમ ખાત્રી થઇ ચૂકી છે કે ધારાસભાઓમાં કામ કરવાની વૃત્તિ દેશમાં–કોન્ગ્રેસ–માં હવે સ્થિર થએલી છે. ઉપરાંત પોતાને એ પણ સમજાયું છે કે જ્યારે સીધી લડત ચાલતી હોય ત્યારે પણ ધારાસભાઓમાં કામ કરી રહેલા મહાસભાના સભ્યોને પાછા બોલાવી લેવામાં લાભ ઘણો ઓછો છે અને હાનિ પુષ્કળ છે એટલે ભવિષ્યમાં સીધી લડત જો હાય

ધરાશે. તો પણ મહાસભાવાદી ધારાસભ્યોને તો તેમનું કામ અવિરત રીતે ચલાવવા દેવામાંજ આવશે.

આ એકરાર ઘણો અગત્યનો છે. કેટલાક લોકો માને છે તેમ પ્રતિ સહકારવાદીઓનાં સઢમાંથી પવન કાઢી લેવાનો જ આ દાવ નથી. આટલાં વર્ષોના કડવા અનુભવ પછી ગાંધીજી ઉદારમતવાદીઓ—લીબરલો—નાં બંધારણવાદી રાજકારણ તરફ ચોક્કસપણે ઢળ્યા છે એ ચોક્કસ વાત છે. સમાજવાદીઓ—એટલે વાસ્તવિક રીતે તો માત્ર સંપૂર્ણ સ્વતંત્રતાવાદીઓ—તરફની એમની વલણ, રાજસ્થાનીઓ પ્રત્યેની એમની વલણ અને આ તેમનો છેલ્લો એકરાર એમ સ્પષ્ટ બતાવી આપે છે કે મહાસભામાં ઉદારમતવાદ અને ઉદ્દામવાદ વચ્ચેનાં દળો વિભક્ત થતાં જાય છે. અને આગામી મહાસભા વખતે નહિ તો નજીકનાં ભવિષ્યમાં મહાસભાની નેતાગીરીમાં પલટો આણવાની રસાકસી જરૂર જાગવાની. આજે મવાળવાદ વિજયી બને છે—સંયોગોવશાત્; પરંતુ તે એટલું જ સુચવે છે કે મહાસભાની ચાલુ નેતાગીરી સામે પ્રગટ ટીકા અને વિરોધ શમવાનાં નહિ પણ વધવાનાં છે.

---

દરેક રાષ્ટ્રવાદીની જીભ પર રમી રહેલી

# લોકપ્રતિનીધિ સભા

## (Constituent Assembly)

પંડીત જવાહરલાલ નહેરૂ છેલ્લી વખતે જેલમાંથી છુટ્યા પછી એ બાબતમાં એમણે રાષ્ટ્રીય રાજકારણની ભારે સેવા બજાવી. રાષ્ટ્રના કોઇ પણ રાજકીય કાર્યક્રમમાં આર્થિક બાબતોને પ્રાધાન્ય આપવાની એમણે હાકલ પાડી; એ હાકલના પડઘારૂપે હિન્દમાં કોન્ગ્રેસ સમાજવાદી પક્ષનો ઉદય થયો એમ કહેવામાં ભાગ્યે જ ભૂલ થવા સંભવ છે. એમની બીજી સેવા લોકપ્રતિનીધિ સભા–constituent Assembly નો વિચાર આગળ ધરવાની હતી. એ વિચારે આખા દેશના લોકોને જકડી લીધા છે અને ખુદ રાષ્ટ્રીય મહાસભાની કાર્યવાહક સમિતિએ પણ તેને અપનાવી લીધો છે. એટલે આજે લોકપ્રતિનીધિ સભા સબંધી વાતો બધા કરે છે, પણ તેના ઇતિહાસનો કે તેનાં સાચાં સ્વરૂપનો ખ્યાલ બહુ ઓછા લોકોને હોય છે. આ ઉણપ પુરવા માટે એ વિષય ઉપર બેરીસ્ટર અસફઅલી. શ્રી મુન્શી અને બીજાઓએ કેટલાક લેખો લખ્યા છે અને છેલ્લી વખત જેલમાં જતાં પહેલાં પંડીત જવાહરલાલે પણ એ સબંધમાં કેટલુંક કહેલું છે તે બધાંનો આ લેખ લખવામાં ઉપયોગ લેવાયો છે.

……………: લેખક :……………

વિવસ્વત્

હિન્દના હાલના સંયોગોમાં લોકપ્રતિનીધિ સભા બોલાવવાની શકયાશકયતા અથવા તેના પૂર્વ ઇતિહાસ સબંધે કંઇ પણ ચર્ચા હાથ ધરતાં પહેલાં તેની સામાન્ય વ્યાખ્યા આપી દેવાની જરૂર છે.

કોઇ એક દેશની પ્રજા પોતાનાં ભાવિ રાજતંત્રનું બંધારણ નક્કી કરવા માટે પોતાનાં સર્વદેશીય હિતને સમજી અને સમાલી શકે એવા પ્રતિનીધિઓની ચુંટણી કરી તેમને એ કાંમ સોંપે અને તે પારં ઉતારવા માટે એ પ્રતિનીધિઓ જે સભા ભરે તેનું નામ લોકપ્રતિનીધિસભા. આ સામાન્ય વ્યાખ્યા પરથી આટલા મુદ્દાઓ સિદ્ધ થાય છે: (૧) લોકો પોતાનાં સર્વ દેશીય હિતનો વિચાર અને રક્ષા કરી શકે એવા પ્રતિનીધિઓ ચુંટે, (૨) ચુંટણી વખતે શા કામ માટે ચુંટણી કરે છે તેનો તેમને પુરેપુરો ખ્યાલ હોય, (૩) ઉમર લાયક હોય એવાં દરેક પુરૂષ કે સ્ત્રીને મત આપવાનો અધિકાર હોય, (૪) મત આપતી વખતે પોતાનાં વધારેમાં વધારે હિતની જાળવણી સિવાય બીજો

વિચારતેમને કરવાનો ન હોય, (૫) ચુંટાએલા પ્રતિનીધીઓએ લોકોનાં હિત સિવાયના બીજા બધા વિચારોને અળગા કરીને જં પોતાનું કામ કરવું જોઇએ; પોતે રજુ કરેલી ચોક્કસ દરખાસ્તો કોઇ બીજી સત્તા સ્વીકારશે કે કેમ એ વિચાર તેમણે અળગો રાખવો જોઇએ.

આવી સભા માટે ચુંટણીનાં ધોરણ—એટલે કે મતદાર મંડળો—નક્કી કરવા સબંધે પુષ્કળ મતભેદને અવકાશ છે. પરંતુ એ પ્રશ્નની ચર્ચા આપણે લેખના પાછલા ભાગ પર છોડી હાલ તુરત તો આવી લોકપ્રતિનીધિ સભાઓના ઇતિહાસ પર ઉડતી નજર નાખી લઇએ.

## લોકપ્રતિનીધિ-સભાનો વિચાર

બસોથી અઢીસો વર્ષ જેટલો જૂનો છે. ખરૂં જોતાં મૂડીવાદ—લોકશાશન—ના ઉદય સાથે તેનો ઉદય થયો છે. ૧૭૮૯ ની સાલમાં ફ્રાન્સના રાજા લુઇ સોળમાને એમ લાગ્યું કે તેનાં રાજતંત્ર સામે બળવો ઉઠવાની ઘડીઓ જાય છે; લોકશાશન માટેની લોકોની માગણી અનિવાર્ય બની ગઇ છે; એટલે લોકોને કેવું શાશન જોઇએ છીએ તે જાણી લેવાના ઉદ્દેશથી તેણે લોકોને પોતાના પ્રતિનીધિઓ ચુંટી મોકલવાને આમંત્રણ મોકલ્યું. લોકોએ ૧૨૦૦ પ્રતિનીધિઓ ચુંટી મોકલ્યા. પણ રાજા લુઇને તો હાલની આપણી બ્રીટીશ સરકારે ગોળમેજી પરિષદમાં હિન્દી પ્રતિનીધિઓને જેમ જુબાની આપવા બોલાવ્યા હતા તેમ જુબાની આપનાર માણસો જોઇતા હતા. એ બારસો આદમીઓએ એ સ્થિતિમાં મૂકાવાની ના પાડી; રાજાએ સભા ભરવાની ના પાડી; પરંતુ લોકોના સાચા પ્રતિનીધિ બની આવેલા લોકો કોઇ એમ પાછા ફરે? એમણે તો રાજાની પરવા કર્યા વિના લોકો માટેનું બંધારણ ઘડવાનું ચાલુ રાખ્યું. લોકપ્રતિનીધિસભાનું એ મૂળ બન્યું. વિશ્વવિખ્યાત ફ્રેન્ચ વિપ્લવનું એ ઉગમ સ્થાન.

આ બનાવની પહેલાં લોકોએ પોતાનું બંધારણ ઘડવાનું કામ પોતાના જ હાથમાં લીધાનો એક દાખલો ઇતિહાસમાં નોંધાયો છે. ૧૬૪૯ માં ઇંગ્લાંડના પ્યુરીટન લોકોએ ક્રોમવેલની સરદારી નીચે રાજ્યસત્તાને શોભાનાં પુતળાં જેવી બનાવી મૂકી લોકશાશનની શરૂઆત કરી. પણ એમાં આપણે આપેલી વ્યાખ્યા જેવું સમસ્ત પ્રજાનું સીધું પ્રતીનીધિત્વ ન હોતું એટલે આપણે એને બહુ મહત્વ નહિ આપીએ.

પરંતુ ઇતિહાસની યાદમાં અમર થઇ જવા સર્જાએલી લોકપ્રતિનિધિસભા તો જુદી જ હતી. ૧૭૮૭ની સાલમાં અમેરિકાના લોકોએ બ્રિટિશ શાહિવાદ સામે સ્વાતંત્ર્યજંગ જીતીને લોકપ્રતિનિધિસભા ભરી અને યુનાઇટેડ સ્ટેઇટ્સ ઓફ અમેરિકાનું પ્રખ્યાત બંધારણ ઘડી કાઢ્યું.

આવીજ જાતની એક લોકપ્રતિનિધિસભા ૧૯૧૯ની સાલમાં છેલ્લાં વિશ્વવ્યાપી યુદ્ધમાં પરાજય પામેલાં જર્મનીએ ભરી અને તેનું વિખ્યાત વિમર બંધારણ ઘડી કાઢ્યું.

આટલા વખત દરમ્યાન બીજા અનેક દેશોમાં લોકપ્રતિનીધિસભાઓ સફળતાપૂર્વક મળી ચૂકી છે. પરંતુ અહિ તેનો તારીખવાર ઉલ્લેખ નહિ કરતાં આ ત્રણ દાખલાઓને જૂદા તારવવામાં આવ્યા છે તેનું કારણ એ છે કે એ ત્રણે સભાઓ સફળ ક્રાન્તિઓ પછી મળી હતી અને

તેમણે નક્કી કરેલાં બંધારણોને કોઇ બીજી સત્તાની અનુમતિની જરૂર નહોતી. બીજા કેટલાએ દાખલાઓમાં જેને બંધારણસરની લોકપ્રતિનીધિસભાઓ કહેવામાં આવે છે તે મળી છે. તેનો વિચાર હવે આપણે કરીએ.

આ બંધારણસરની લોકપ્રતિનીધિ સભાઓની વિચારણામાં પણ બે મુખ્ય ભેદો ખ્યાલમાં રાખવા પડશે બીજાની અનુમતિથી જે દેશોએ પ્રજાસત્તાકનું બંધારણ ઘડી કાઢયું હોય તેઓ અને બહારની સત્તાની અનુમતિથી જેમણે સાંસ્થાનિક બંધારણ ઘડી કાઢયું હોય તેઓ. કહેવાની ભાગ્યેજ જરૂર છે કે આ પાછલા વર્ગમાં મુખ્યત્વે બ્રીટીશ સામ્રાજ્યનાં સંસ્થાનો–જેવાં કે ઓસ્ટ્રેલીઆ, કેનેડા, યુનીઅન ઓફ સાઉથ આફ્રીકા અને આઇરીશ ફ્રી સ્ટેટનો સમાવેશ થાય છે.

સાંપ્રતકાળમાં લોકપ્રતિનીધિસભાના સિદ્ધાંતને વિશાળ પ્રમાણમાં અમલમાં મૂકવા માટે અમેરિકાના પ્રમુખ મી૦ વિલ્સનનું નામ ઇતિહાસમાં યાદગાર રહી જશે. દરેક પ્રજાને આત્મનિર્ણયનો–પોતાનું રાજ્યબંધારણ પોતાની મેળેજ મુકરર કરવાનો–કુદરતી અધિકાર છે એવું સંગ્રામસૂત્ર આગળ ધરીને તેણે યુરોપીય મહાયુદ્ધમાં ઝુકાવ્યું અને મિત્રરાજ્યોને વિજય અપાવ્યો. અને પ્રમુખ વિલ્સને પોતાનું વચન પાળ્યું–માત્ર યુરોપની પ્રજાઓ પુરતું. એ વચન અનુસાર ઝેકો–સ્લોવાકીઆ, ઇસ્ટોનીઆ વગેરે દેશોએ પોતાનાં પ્રજાસત્તાકનાં બંધારણો, મીત્રરાજ્યોની અનુમતિથી, લોકપ્રતિનીધિસભાઓ મારફતે ઘડયાં.

બરાબર બંધારણસરની લોકપ્રતિનીધિ સભાઓ મારફત જે દેશોએ પોતાનાં બંધારણો ઘડયાં છે તેમાં બ્રીટીશ સામ્રાજ્યનાં સંસ્થાનો મોખરે છે. ૧૯૦૦ ની સાલ પહેલાં આસ્ટ્રેલીઆના જૂદા જૂદા પ્રાંતો પર બ્રીટીશ સરકારે નીમેલા ગવર્નરો રાજ કરતા. દરેક પ્રાંત સ્વતંત્ર હતો. પરિણામે જૂદા જૂદા પ્રાંતો વચ્ચે ઉભી થતી અથડામણોનો નિકાલ આણવા માટે એક આંતરપ્રાંતીય પરિષદ ભરવામાં આવી. એ પરિષદે ઉપલા પ્રશ્નોનો નિકાલ આપવા ઉપરાંત ઓસ્ટ્રીઆનું સમવાયી બંધારણ પણ ઘડી કાઢયું. અને એ બંધારણ, થોડાઘણા ફેરફારો સાથે બ્રીટીશ સરકારે મંજૂર રાખ્યું. તેજ પ્રમાણે દક્ષીણ આફ્રીકાનાં રાજ્યોની એક પરિષદ આંતરપ્રાંતીય જકાતના પ્રશ્નનો નિકાલ આણવા માટે મળી હતી અને પછીથી તેણે યુનીઅન ઓફ સાઉથ આફ્રીકાનું બંધારણ ઘડી કાઢયું. એ બંધારણમાં એક અક્ષરનો પણ ફેરફાર કર્યા વિના બ્રીટીશ સરકારે મંજૂર રાખ્યું. કેનેડાની બાબતમાં પણ એમ જ બનેલું અને દક્ષીણ આયર્લેન્ડની લોકપ્રતિનીધિસભાએ ઘડેલું બંધારણ બ્રીટીશ સરકારે ૧૯૨૨ માં મંજૂર રાખ્યું.

લોકપ્રતિનીધિસભાના આવા પ્રકારો છે અને આવો તેનો ઇતિહાસ છે.

આ ઇતિહાસ પરથી એટલું સાફ જોઇ શકાયું હશે કે કેટલાક દાખલાઓમાં લોકપ્રતિનીધિસભા સ્વાતંત્ર્ય સંગ્રામમાં વિજય મેળવ્યા પછી મળે છે; કેટલાક દાખલાઓમાં તાબેદાર પ્રજાનો નિશ્ચય અને હથીઆર બળ જોઇને અને પોતાની નિર્બળતા પારખીને રાજ્ય કરનાર સત્તા તેના નિર્ણય સામે નમતું આપે છે. કેટલીક વખત–ઇંગ્લાંડ અને ફ્રાન્સની બાબતમાં બન્યું હતું તેમ–પ્રજા પોતાનું બંધારણ આગળથી મુકરર કરી લે છે અને પછી તે મેળવવા માટે સ્વાતંત્ર્ય જંગ શરૂ કરે

છે. આ ત્રણમાંથી કયો માર્ગ હિન્દે અખત્યાર કરવો તે તો સ્થિતિસંયોગો અનુસાર પ્રજાએ જોવાનું છે. પરંતુ એટલું તો સ્પષ્ટ છે કે આત્મનિર્ણયના અધિકારને અમલમાં મૂકવાનું એ સરસ સાધન છે.

દુનીઆની બીજી કોઇ પણ પ્રજાની માફક હિન્દીઓને પણ આત્મનિર્ણયનો અધિકાર છે એ વાતની ના તો કોઇથી પાડી શકાય તેમ નથી. પરંતુ એ અધિકાર પ્રજાએ પોતે જ અજમાવવો જોઈએ. હિન્દ અત્યારે જે સ્થિતિમાં છે તે ધ્યાનમાં રાખતાં હિન્દમાં લોકપ્રતિનીધિસભા બેમાંથી એક ઉદ્દેશ બર લાવવા બોલાવી શકાય. કાં તો શાહિ સરકારની સંમતિથી દેશનું બંધારણ ઘડવાને માટે તે બોલાવવામાં આવે; કાં સમસ્ત પ્રજાને માન્ય થઇ શકે એવું બંધારણ ઘડી આ બંધારણ મેળવવા માટે સરકાર સામે સમસ્ત પ્રજાની લડતના પાયા રૂપ બનાવવા માટે તે બોલાવવામાં આવે. આ બેમાંથી કયા ઉદ્દેશસર લોકપ્રતિનીધિસભાની હિમાયત કોન્ગ્રેસ અને બીજા પક્ષો કરે છે તે અત્યારે તો સ્પષ્ટ નથી. પરંતુ બન્ને બાબતોની શક્યાશક્યતાનો અથવા લાભાલાભનો વિચાર આપણે કરી શકીએ છીએ.

પંડીત જવાહરલાલ અને લોકપ્રતિનીધિસભાની હિમાયત કરનારા બીજા બધાના ઉદ્ગારો પરથી અત્યારે તો એવું માલુમ પડે છે કે સામ્રાજ્યનાં બીજાં સંસ્થાનોએ પોતાની મેળે પોતાનું બંધારણ ઘડી કાઢી તે શાહિ સરકાર પાસે મંજૂર રખાવ્યું છે તેમજ કરવાની આ બધાની પણ ઇચ્છા છે. જો આમ જ હોય તો લોકપ્રતિનીધિસભાની હિમાયત કરનારા આ બધા લોકો સાંસ્થાનિક દરજ્જાથી વિશેષ કંઇજ માગતા નથી એ સાફ રીતે સમજાઇ જવું ઘટે. પરંતુ તે સાથે સાંસ્થાનિક દરજ્જાની પણ સ્હેલાઇથી અવગણના કરવાની જરૂર નથી. સાંસ્થાનિક દરજ્જામાં એક નામમાત્ર સિવાય પ્રજાની લગભગ સ્વતંત્રતાનો સમાવેશ થાય; મરજી પડે ત્યારે સામ્રાજ્યથી છુટા પડી જવાના હકકનો સ્વીકાર પણ એમાં સમાએલો હોય છે. એટલે સંપૂર્ણ સ્વતંત્રતા અને સાંસ્થાનિક દરજ્જાની શક્યાશક્યતાનો વિચાર કરીને પ્રજાએ આગળ વધવું રહ્યું.

પરંતુ એટલા લાભાલાભનો વિચાર જ કરીને આપણે ન અટકી શકીએ. સહુએ યાદ રાખવાની જરૂર છે કે એવી જાતની લોકપ્રતિનીધિસભા ભરવા માટેનું વાતાવરણ અત્યારે નથી. ઉપરાંત જ્યારે પોતાની માગણી સરકાર પાસે મંજૂર રખાવવાની જરૂરી તાકાત પોતા પાસે છે એવી ખાત્રી પ્રજાને થાય ત્યારે જ લોકપ્રતિનીધિસભા બોલાવવાનો કંઇ અર્થ છે. એટલે પ્રથમ તો એ તાકાત પ્રજાએ ઉભી કરવી રહી. હવે, અહિઆં આપણે એક ચકાવામાં દલીલો કરી રહ્યા છીએ એવું લાગશે. સ્વતંત્રતાની લડતમાં ઝુકાવવાથી પોતાને અથવા પોતાના વર્ગને શું મળશે તેનો આશરે અંદાજ આવ્યા પછી જ માણસો એ ભોગ આપવાને તૈયાર થાય, અને જ્યાં સુધી એવા ભોગો ન અપાયા હોય ત્યાંસુધી કોને કેટલું આપી શકાશે એ નકકી કરવાની તાકાત પણ આપણામાં આવે નહિ. આ સ્થિતિમાં આજે આપણે મુકાઇ રહ્યા છીએ.

અને આ જગ્યાએ જ સમાજવાદીઓના ઉદાત્ત કાર્યક્રમની ઉપયોગિતા પ્રત્યક્ષ થાય છે. શા શા લાભો આપણે તેમને આપી

શકીશું તે આમવર્ગને જણાવતાં પહેલાં માનવ ન્યાયની દૃષ્ટિએ—કુદરતી રીતે—તેમના શા હક્કો છે એ વિશે તેમને પુરેપુરા જાગૃત કરવાની જરૂર છે. તેમનામાં આત્મભાન પ્રેરવું જોઇએ. એ આત્મભાન સાથેજ તેના પ્રયત્નોમાં કોનો કોનો સાથ મળી શકે એ જણાવવા માટે વર્ગભાન પણ તેમનામાં ખીલવવું જોઇએ. ગાંધીજી સરદાર અને એવા બીજા સમાજવાદ-બીરૂઓને એ કહેવાની જરૂર છે કે સમાજવાદથી ભડકોમાં. આજે હિન્દના સામાન્ય દુશ્મનની હાજરીમાં વર્ગવિગ્રહ જગાડવાની વાતો હજુ કોઇ નથી કરતું. પરંતુ જ્યાં સુધી રાજકારણ અને પોતાનાં સાચાં આર્થિક સ્વાર્થો તરફ પણ કેવળ અજ્ઞાન રહેલા માણસોમાં રાજકીય અસ્મિતા જગાડવામાં ન આવે અને એ રાજકીય અસ્મિતાનાં બારદાનમાં આર્થિક હિતનો નક્કર ભાર ભરવામાં ન આવે ત્યાં સુધી વિશાળ આમવર્ગને હાથે લડવાની સ્વાતંત્ર્યની લડતમાં પ્રાણ ન પુરાય. આ કારણથીજ આમવર્ગમાં આત્મભાન ખીલવવા માટે સમાજવાદી કાર્યક્રમના પ્રચારની જરૂર છે.

બીજો મુદ્દો એ છે કે જો આગામી લોકપ્રતિનીધિસભાને કેવળ ફારસરૂપ અને ઉજળીઆત વર્ગ-bourgeoisie-નું હથિઆર ન બનાવી દેવી હોય—જો વિશાળ આમવર્ગ ક્રીસાનો, કામદારો અને નીચલા મધ્યમ વર્ગના લોકો એ સભા માટે પોતાના પ્રતિનીધિઓ બરાબર સમજપૂર્વક ચુંટે એવી કોન્ગ્રેસના મોવડીઓની ઇચ્છા હોય તો પણ કોન્ગ્રેસ સમાજવાદીઓના કાર્યક્રમના પ્રચારમાં તેઓએ બનતી સહાય આપવી જોઇએ.

આ પ્રચારકાર્ય મારફતેજ લોકપ્રતિનીધિસભાને શક્ય અને સાચી બનાવવા પુરતું બળ દેશમાં ઉત્પન્ન થવાનું છે. એ બળ ઉત્પન્ન કરવાનું કામ આજે કોન્ગ્રેસ સિવાય બીજી કોઈ રાષ્ટ્રીય સંસ્થા કરી શકે તેમ નથી.

આ સાથે લોકપ્રતિનીધિસભાને લગતા મે. અસફઅલી, શ્રી. મુન્શી, શ્રી. સત્યમૂર્ત્તિ અને બીજાઓના આ સબંધી વિચારો સામે ચેતવણીના શબ્દો ઉચ્ચારવાની જરૂર છે. એ લોકોની ભાવના એવી જણાય છે કે સભા બ્રીટીશ સરકારની અનુમતિથી અને તેમણે મુકરર કરેલાં ઉમેદવારોનાં સૂચીપત્ર અનુસાર મળશે. કેટલાક એમ માને છે કે લોધીઅન કમીટીએ અત્યારે જે મતાધિકાર આપ્યો છે તે ખેવડીએ તો બસ છે. એમ કરવાથી દેશના પુખ્ત ઉમરના લોકોના ૫૧ ટકા જેટલા ભાગનો સમાવેશ થઈ જશે. અને લોકપ્રતિનીધિસભા માટે એટલું બસ છે. આ લોકોને જણાવવાની જરૂર છે કે આમ થવાથી તો જે લોકોનું પ્રતિનીધિત્વ મેળવવાની સહુથી વધારે જરૂર છે એ લોકો જ રહી જવાના. આ કારણથી એવી સાફ જાહેરાત થવી જોઇએ કે પુખ્ત ઉમરનાં દરેક સ્ત્રી પુરૂષને મત આપવાનો અધિકાર રહેશે.

બીજા ઘણા માણસો સાથે હું માનતો થાઉં છું કે પંડીત જવાહર અને બીજા કેટલાક સમાજવાદીઓ ઇચ્છે છે તેમ functional-basis—ધંધાઓનાં બનેલાં મતદાર મંડળોનાં ધોરણ પર ચુંટણીનું કામ હિન્દમાં અત્યારે અશક્ય નહિ તો અત્યંત મુસ્કેલ જરૂર છે. એટલે regional basis—નિવાસસ્થળના પાયા પર ચુંટણી થવી જોઇએ. પરંતુ આ પ્રકારની ચૂંટણી થતાં સહુથી નીચેના આમવર્ગનું

હિત સાચું ન જાય તે માટે જ એ લોકોમાં તેમના આર્થિક અને રાજકીય અધિકારનું ભાન જગાડવાને પુરતા પ્રયત્નો થવા જોઇએ. આમ થશે તો સમાજવાદીઓને ચુંટણીના આ છેલ્લા પ્રકાર સામે વાંધો છે તે દૂર થશે અને લોકપ્રતિનીધિસભા હાલની સર્વ પરિષદો જેવી નપાવટ સંસ્થા પણ નહિજ બની જાય.

લોકપ્રતિનીધિસભા માટે ચુંટણીની લાયકાત અને તેનું ધોરણ નક્કી કરી લીધા પછી પંડીત જવાહર કહે છે તેમ કોમવાદનો ભય રાખવાની જરૂર નહિ રહે. હવે આ સંબંધમાં એક જ વિચાર કરવાનો છે. રાજસ્થાની પ્રજાનો એ લોકપ્રતિનીધિસભામાં હિસ્સો શો? પહેલી જ દ્રષ્ટિએ એમ જણાય કે તેઓ પણ હિન્દીઓ જ છે અને બ્રીટીશ હિન્દની પ્રજા જેવા હક્કો તેમને પણ મળવા જ જોઇએ. આ વાતનો સ્વીકાર કરવાના માર્ગમાં અનેક મુશ્કેલીઓ છે અને તેથીજ ગાંધીજીએ એ સબંધી ગાળા ચાવવવા માંડયા છે. એ પ્રશ્નની જરા ઉંડાણમાં ઘણું જ કહેવા જેવું છે. પરંતુ આ ટુંકા લેખમાં તેને માટે સ્થાન ન હોઇ શકે. એ પ્રશ્નની છણાવટ નજીકનાં ભવિષ્યમાં કરવાની હું ઉમેદ રાખું છું. પરંતુ તે દરમ્યાન અહિં એટલું કહી લેવાની જરૂર છે કે બધી વિચારણા પછી છેવટે તો એ નિર્ણય પર જ આવવાનું રહેશે કે લોકપ્રતિનીધિસભામાં એ લોકોના પ્રતિનીધિઓ પણ બ્રીટીશ હિન્દને ધોરણે ચુંટાય અને અન્ય હિન્દીઓના જેવા હક્કો તેઓ પણ ભોગવે. આ જાતના સ્વીકારથી કોન્ગ્રેસની અત્યારની ચાલબાજીમાં પણ ફેરફાર કરવાની જરૂર રહે પરંતુ એ બધું કર્યે જ છુટકો છે,

આ ધોરણ પર અને આ બધી શરતો લક્ષ્યમાં લઇને જ લોકપ્રતિનીધિસભાની હિમાયત કરવામાં આવે તો તેનો કંઇક અર્થ છે. નહિ તો લોકપ્રતિનીધિસભાને નામે જરા વિશાળ સર્વપક્ષપરિષદ ભરવી— અત્યારે કેટલાંક આગેવાનો સુચવી રહ્યા છે તે એ જ વસ્તુ છે–તેનો અર્થ તો એટલો જ થાય કે આમવર્ગને છેતરવો અને પરદેશી સરકારને હાથે હાંસીપાત્ર થવું.

# ઇશ્વરવાદનાં અનિષ્ટો

**ઇશ્વર છે કે નહિ એ પ્રશ્ન બાજુએ મુકીએ તો પણ ઇશ્વરવાદમાં શ્રધ્ધા આરોપવાથી વ્યકિત તેમજ સમાજને જે અનિષ્ટ પરંપરા બરદાસ્ત કરવી પડે છે તેની હારમાળા લેખક અહિં રજુ કરે છે.**

……લેખક:……
શ્રી. બાવચંદ માવજી વડેરા
બી. એ. એલ. એલ બી.

ઇશ્વરવાદ એ શું દનો વિષય નથી એમ છેલ્લી દલીલ કરીને આસ્તિકો નાસ્તિકોના મતનું ખંડન થયું હોય તેમ માને છે. જે વસ્તુ બુદ્ધિગમ્ય નથી, તે વસ્તુનો જગતમાં અવતાર શી રીતે થયો—જે કોઇપણ ઇન્દ્રીયના વિષયવતુંલની બ્હાર છે એમ કહેવાય છે, તે વસ્તુ શી રીતે 'છે' એમજ માની બેસવું એ સામાન્ય રીતે આસ્તિકો કે શ્રદ્ધાળુઓ સિવાય બીજા કોઇથી સમજાય તેવું નથી. વાસ્તવિક રીતે તો જગતનો કોઇ—જગતથી સ્વતંત્ર અને સૃષ્ટિના સમસ્ત ચેતનબળથી અલિપ્ત—તેમ અણુપરમાણુના નિયમોથી પર—એવો કોઇ કર્તા છે કે કેમ તે પ્રશ્ન પોતેજ નિરાકરણ ન થઇ શકે. તેવો હોય અગર રહે ત્યાંસુધી કોઇ નથીજ એમ માનવુંજ સયુકિતક છે. પણ અહીંઆં શ્રદ્ધા સામે લગાડાય છે. આ શ્રદ્ધા એટલે—કોઇ માણસ, કોઇ ગ્રંથ કે કોઇ સંસ્થા કહે તે વસ્તુ આપણી વિચારસરણીમાં ન ઉતરે તો પણ સાચી માની લેવા—વસ્તુતઃ એ વસ્તુને આપણી વિચારસરણી પર ઉતારવાની કોશીષ પણ નહિં કરવી તે. ગમે તેમ હો. આવી શ્રદ્ધા જેને સંસારચક્રના આવા મહત્વના વિષય સંબંધે ગમે તે માણસે ગમે તેમ કહેવું માની લેવા ભલે પ્રેરક પ્રેરે તેની સામે આપણો વાંધો નથી—હોય તોપણ નિરર્થક છે—પણ એક વાત તો દરેક બુદ્ધિમાન મનુષ્ય પાસે સિદ્ધ તરીકે મુકવી જ જોઇએ કે સંસારને એની આયારની અવસ્થામાં ઇશ્વરી સત્તાના અસ્તિત્વમાં માનવું વધારે ફાયદાકારક છે કે ન માનવું તે વધુ ફાયદાકારક છે?—ઇશ્વરના અસ્તિત્વ સંબંધીનો આખો વિચાર તત્વજ્ઞાનની પરિભાષામાં મુકાય તો જ તે યોગ્ય રીતે કરવામાં આવ્યો છે, એમ ઘણા માને છે. એ માન્યતા છતાં આજે એ જ વિચાર વ્યવહારીક હિત ખાતર—સરળ વ્યવહારીક ભાષામાંજ મુકવા ધારૂં છું.

ત્યારે આસ્તિકવાદી સંસ્કૃતિ તેના સંતાન માનવને કેવો બનાવે છે? અને એની કૃતિ સમો માનવ—એ માનવપ્રગતિના આજ દિન સુધીના ઇતિહાસનું ભલે છેલ્લું સ્વરૂપ હોય પણ આકર્ષક સ્વરૂપ છે ખરૂં? આજે આસ્તિક સંસ્કારના બળે, જે

જાતની માનવતા સર્જાવી છે તે માનવતા સફળ અને ગૌરવભરી છે? જેને માટે અભિમાનપૂર્વક માનવજાત બોલી શકે છે ખરી?–પ્રથમ તો ઇશ્વરનું અસ્તિત્વ માનવું એટલે આપણી સંગઠીત શકિત કરતાંય–આપણુ સમુહગત બળ કરતાંય–કોઇ વિરાટ્ શકિતનું વર્ચસ્વ આપણા પર કબુલ કરવું તે છે. આ શકિત એટલી બધી પ્રબળ, પ્રાકૃત નિયમોથી પર, અને માનવશકિતથી મહાન આપણે ગણી છે કે આપણી શકિતને કેળવી–તેના વડેજ આપણે આપણાં વિઘ્નો દૂર કરી શકીએ એવી બુદ્દિગમ્ય શ્રધ્ધા આપણે ગુમાવી બેઠા છીએ–અને કોઇપણ રીતે કોઇપણ પ્રસંગે ઇશ્વર એનો નીતિ કે નિયમોની હદને ઓળંગીને આપણા માટે અનુકૂળતા કરી આપે તેમ માની બેસીએ છીએ: આને લીધે–આ જાતની માન્યતા સૌથી સબળ રાખવા માટે આપણી જાત માટે આપણને સદાય પામર બુદ્ધિ કેળવવાનું શિક્ષણ મળ્યા કરે છે–સંસારના વ્હેનમાં આપણે કંઇજ કરી શકતા નથી. એવી દઢ માન્યતા ઉપજાવવા માટે આપણે–અત્યંત હિનદુર્બળ જીવ છીએ. તેમ માનવું પડે છે. આ આપણી માન્યતા આપણને સર્વત્ર નિર્બળ બનાવ્યા કરે છે. આપણે એટલુંય નથી સમજી શકતા કે ઇશ્વર અને નિયમ; અમુક સંજોગો કે કારણો અસ્તિત્વમાં આવે તો અમુક પરિણામ આવવુંજ જોઇએ તેવો કાર્યકારણનો નિયમ (Law of Causation) અને ઇશ્વરની અમર્યાદ સર્વશકિતમતા (Omnipotence)આ બે વસ્તુ પરસ્પર વિરોધી છે. જ્યાં નિયમ છે ત્યાં શકિતમતા નથી–જ્યાં આવી સર્વશકિતમત્તા છે ત્યાં નિયમનો કંઇ અર્થજ નથી. છતાં આપણે બન્ને વસ્તુ સાથે માનીયે છીએ–આપણે મૂકિત માટે કર્મ પણ માનીએ છીએ અને ભકિત પણ આવશ્યક ગણીએ છીએ. સાથેસાથ જ્ઞાન જેમાં ભકિતનો ભાવ નથી અને જે માત્ર નિવૃત્તિ ધર્મ છે તેને પણ સ્વીકારીએ છીએ. આ ત્રણે વસ્તુ શું છે. અને જીવન સ્વસ્થતા માટે ત્રણે પધ્ધતિની યોગ્યાયોગ્યતા કેટલી છે તે બધી વસ્તુ બાજુ પર મુકીને જે મુખ્ય કહેવાનું રહે છે તે એટલું જ કે આપણને માનવ પર એવી સત્તાની એટલી બધી બ્હીક રહે છે કે એ સત્તા ક્યારે પોતાનો નિર્દય હાથ આપણી હોંસે ગુંથાયેલી જીવનકૃતિ પર પડશે તેનો નિર્ણય નહિં. હોવાથી–કાંતો જીવન ગુથતાંજ નથી–અગર તો બહુજ બ્હીતાં બ્હીતાં, બહુજ નિબળતાથી.

જે માનસ પોતાની શકિત માટે આવી ગ્રંથી ભોગવે છે, તે માનસ સામે મહત્વાકાંક્ષાઓ હોતી નથી. એ માનસ અદ્ભૂત પરિવર્તન કરી શકતું નથી. એ માનસ સમક્ષ પ્રગતિનો આદર્શ નિષ્ફળ જાય છે. માનુષી શક્યતાઓ અંદરને અંદર ગુંગળાઇ મરી જાય છે.–અને જાતિ સમક્ષ સંપૂર્ણ સમર્પણ–સંપૂર્ણ નિર્બળ, નિરાશ, નિવૃત્તિ માર્ગ–આવો વિકૃત અને આત્મઘાતી આદર્શ ઉપજી આવે છે–પામરતાની સંપૂર્ણ વ્યાખ્યાને પોતાનામાં સમાવનાર જ મહાપુરૂષ: ઇશ્વરની કૃતિને સ્વચ્છંદે વિહરવાની તક આપવા માટે સળી પણ જાતે ન તોડવા માગનાર મહાત્મા; આવી નિષ્ફળતા આપણો આદર્શ બને છે. આ આદર્શ Positive નથી. કંઇક ઉમેરો કરનાર નથી. Negative છે, ઓછું ઓછું કરી શુન્યમાં સમાવી દેનાર છે. તેમજ આ આદર્શ ગતિ–આત્મક નથી. અગતિ–આત્મક છે. જે છે તેને સમાલીને અણિશુદ્ધ હોય તેમજ રાખીને–

પરિવર્તન કે ક્રમવિકાસના જરાય આંચકા વાગ્યા વગર સંભાળીને રાખવા, આપણને એ પ્રેરે છે. આથીજ આપણે આટલા સુસ્તસ્થિતિવાદી (Conservative) અને નિષ્ક્રીય બન્યા છીએ. આપણી આ પામરતા માટે આપણી જાત માટેની આપણી આવી નિર્બળ ગ્રંથી માટે ઈશ્વરની વિરાટ્ સત્તાનો સ્વીકાર એજ જવાબદાર છે.

જે વાદે આપણને આપણી શકિત માટે આટલા અશ્રદ્ધાળુ બનાવ્યા–તે વાદ આપણા જીવનના રસને પણ એજ નિર્દયતાથી શોષી લ્યે છે. આપણી શક્તિ માટે માન ન હોય ત્યાં આપણી વાસના માટે પ્યાર ક્યાંથીજ હોય? ઈશ્વરને સમર્પીત થયેલ ભકતનું જીવનજ હંમેશા દયામણું–કરગરતું–અને નિર્બળ હોય છે. એ જીવનમાં જે કંઇ છે–એ જીવનને જે જે કંઇ ધડે છે અગર તો એમાં જે જે કંઇ સમાયું છે તે બહુજ હલકું છે. આખો જીવનની એક .માત્ર દશા–આખાં ચેતનની એક માત્ર કેન્દ્રિત ભાવના વર્ધનની છે. એ વર્ધન પછી આ દેહ માંજ હો કે–આ દેહના ચેતનને વિભકત કરી નવા દેહનાં સર્જન માટે હો–વર્ધન અને સર્જન બન્ને ક્રિયા વિના શકય નથી. જ્યારે આપણો પ્રખર કર્મવાદ પણ સમસ્ત ક્રિયા પ્રવૃતિ જોઇએ તેટલીજ અને તે પણ ભોગ કે રસની . કામના વિના જ . કરવાનું આદેશે છે. આ રીતે બને તેટલી ક્રિયા ઓછી કરી જે રહી તેમાંથી પણ પુરેપુરો રસ ખેંચી લેવાયો છે. નિષ્કામ કર્મના આ આદેશો કાર્ય માટેની પ્રેરણા જે સ્વભાવિક રીતે કાર્યને ઉપજાવતી અને કાર્ય સફળ થતાં તૃપ્તી પામતી વાસનામાંથી આવે છે તેને જ છુંદી નાખી, માત્ર ધર્મઉપદેશકો કે સંસ્થાઓના ફરમાનમાંથી પ્રેરણા લેવાનો ધર્મ સર્જી રહ્યા છે. ખાવાના કાર્યમાંથી જો મ્હારી ભૂખ તૃપ્ત ન થવાની હોય તો ખાવાથી મ્હને લાભ શો તેમજ એ ક્રિયા કરવા હું પ્રેરાઉં પણ શા માટે?–તેજ પ્રમાણે ગીતાના બોધની પ્રક્રિયામાંજ બોલીએ તો યુદ્ધથી રાજ્યસત્તા અને વૈભવની વાસના સંતોષાવાની સંભાવના ન હોય—અગરતો એ વાસના સંતોષવી એજ એક મુખ્ય કારણ ન હોય, તો ક્ષત્રીઓ યુદ્ધ કરે જ શા માટે?–માત્ર જે વર્ગભેદવાળી સંસ્કૃતિના તેઓ સંતાન છે તે સંસ્કૃતિનો કાયદો એમ ફરમાવે છે માટે?–તો પછી સર્વ ક્ષત્રીઓ માત્ર ધર્મના પાલન માટે–જોઇએ અગર ન જોઇએ ત્યાં યુદ્ધ કર્યાં જ કેમ નથી કરતા? ગીતાનું આ તત્વજ્ઞાન સ્થૂળ હશે. ઉંડા મિમાંસકોએ પોતાની પ્રતિભાથી સ્વતંત્ર સર્જનસમા કાઢેલા અર્થો પ્રમાણે તેમાં વિધવિધ જાતની અવનવીન અર્થનિષ્પત્તિ નહિં હોય પણ સ્થુળ અર્થમાંયે આ અર્થ મૂળગત છે.

આપણા મુળ મુદ્દા પર આવતાં આ આવી પધ્ધતિ આપણી વાસનાને છુંદી–આપણી યંત્ર બનવાની શકિત કાયમ રાખી તેની પાસેથી આપણા મોહની તૃપ્તી માટે નહિં પણ કોઇ બીજાનાં પછી–ભલે એ સમસ્ત માનવજાતિના હોય–પણ બીજાનાં–આપણાં સિવાય બીજાનાં હિત માટે કામ લેવા માગે છે–અગર તો આપણને નિષ્ક્રિય બનાવી જીંદગી ટકાવવા સિવાયનાં બીજાં કોઇપણ કર્મ કરવા દેતી નથી.

વર્ધન અને સર્જન માટેની ક્રિયાને જેમ આમ ઉગ્રતામાં અને સંખ્યામાં ઓછી કરવામાં આવે છે તેમ તેમ એ ક્રિયાથી

વ્હેલાવાતી અને સંતોષાતી વાસના વધુ ઉત્તેજના પામે તે સ્વાભાવિક છે. આ ઉત્તેજનાને દબાવવા માટે આવી વાસનાઓ પણ પામરતા છે–નિર્બળતા છે–પાપ છે–એમ આપણને સમજાવવામાં આવે છે. અને એ સાથેજ એની તૃપ્તી કે ભોગમાંથી ઉપજતો આલ્હાદ પણ પાપભર્યો છે તેમ સમજાવાય છે. આ રીતે માત્ર શુધ્ધ તત્વજ્ઞાનની દૃષ્ટિથી પણ માનવ ઉલ્લાસ નષ્ટ થતો જાય છે.

પણ સાથે સામાજિક દૃષ્ટિબિંદુ પણ ભળ્યું છે. સમાજનો નૈતિક આદર્શ પણ અંશેઅંશ રીતે આ નિર્બળ બુધ્ધિ Inferiority–Complex સાથે મળી જતો હોય એમ લાગે છે. વસ્તુતઃ સમાજ વ્યવસ્થા ખાતરજ ઇશ્વરની કલ્પના પ્રકટાવાઇ છે એમ સમજનાર બુધ્ધિ આ બંને જાતના આદર્શો ઘડનારનો એકજ હેતુ હતો એમ પણ જણાવે છે. પણ બન્નેનું વ્યવહારીક સ્વરૂપ જુદું જુદું હોય અહિં તેમને જુદાં જુદાં ગણવામાં આવે છે. નીતિ એટલે સામુદાયિક શાંતિ અને વ્યવસ્થાના નિયમો અને સામુદાયિક શાંતિ અને વ્યવસ્થાનો ભંગ વાસનાના સંઘર્ષણમાંજ સંભવે છે. આથી બીજાની વાસના સાથે યુધ્ધમાં ઉતરે તેવી ઉગ્ર આપણી વાસના રહેજ નહિં તો શાંતિ અને વ્યવસ્થા સદાય સલામત રહે. આ કારણથી, નીતિનો–પ્રારંભીક સંસ્કૃતિ, યુગના કાયદાનો ઉદ્ભવ થાય છે. એ નીતિ પણ એજ આદર્શ ત્યાગ ભોગ અને અતૃપ્તિ આપણને આપે છે. એ આદર્શ ઇશ્વરી સત્તા સમક્ષની પામરતા સાથે મળી જાય છે. નીતિ એ ઇશ્વરનો નિયમ બને છે. આ આખીય સંકલના યોજનાપૂર્વક–બુધ્ધિપૂર્વક ઉભી કરાઇ હોય તેમ સહજ જણાય છતાં ઇશ્વરનું અસ્તિત્વ ઇંદ્રીયગમ્ય વિષય નથી–એમ બુધ્ધિમાન કહેવાતો વર્ગ પણ માન્યેજ જાય છે.

ઇશ્વરવાદનું ત્રીજું અનિષ્ટ નસીબવાદ છે. આ વાદ એમ માને છે કે માણસ જન્મે છે તે પ્હેલાંજ અને સંસ્કાર ઉપજ્યો તે રહેલાંથીય–તેને અમુક ચોક્કસ હેતુ તરફ–નિશ્ચીત લક્ષ્ય તરફ લઇ જવા માટે પળેપળની ક્રિયા–પ્રસંગોનો નિર્ણય પ્રથમથી જ થઇ ગયો છે. આ નસીબવાદ આગળ કહેલી નિષ્ક્રીયતાને તો પોષે છેજ. પણ સાથોસાથ આજની સ્થિતિ ગમે તેમ અસહ્ય હોય તોપણ તેને સહ્ય બનાવે છે. જે મહાન હેતુ ખાતર સંસારનો વ્યવહાર નિમાયો છે–સર્જન હેતુ માટે આપણી જે સ્થિતિ અત્યારે છે તે હોવી અનિવાર્ય છે માટે તેમાં પરિવર્તન આપણાથી થઇ શકે જ નહિ, જે છે તે બરોબર છે, ગમે તેવા બેવકુફ નિરસ માણસની આગળ દોલત કે સુંદર સ્ત્રી આવી ગઇ હોય, અને ગમે તેવો બુધ્ધિમાન રસિક રીબાતો હોય તો પણ તે બરોબર છે, એ ઇશ્વરનું નિર્માણ છે, આ નિર્માણમાંથીજ જે પરિણામ સ્વાભાવિક રીતે આવી શકશે તેમાંથીજ સર્જન હેતુ સફળ થશે, આવો હેતુવાદ આસ્તિકતાની સાથે જોડાયો હોય છે. આ વાદ અસમાનતાને સંરક્ષે છે. માનવપ્રગતિ કે ભાવિ શકયતાઓ માટે માણસની બુધ્ધિનો ઉપયોગ કરવાની ના પાડે છે, અને જગતના નિયમનની દેખીતી જ અવ્યવસ્થા માણસની દ્રષ્ટિએ છે–તેને નિભાવી લ્યે છે.

વિશ્વગતિનો નિયમો માનવજાતિ કે કોઇપણ પ્રાણીજાતના સમગ્ર અસ્તિત્વ કે સંઘર્ષનની તેની અભિલાષા કે તેના નિય-

મોથી તદ્દન જુદા-સ્વતંત્ર છે. સમગ્ર વિશ્વની ઘટના માણસજાત માટે નથી કરવામાં આવી. અગર તો ચેતન માટે પણ એ ઘટતા નથી. એ ઘટનાનું ભવિષ્ય કંઇજ નિશ્ચિત નથી. એની ગતિને ઘડતાં બળો-એના ભવિષ્યને ક્ષણે ક્ષણે ઉપજાવતાં જાય છે. વિશ્વ સર્જન પછી કરોડો વર્ષે ચેતન કે માનવ જાત પ્રકટયાં હશે. એ સદંતર નાબુદ થાય તોપણ વિશ્વ એજ રીતે એને રસ્તે ચાલ્યેજ જાય. માનવજાતને જો જીવવું હોય તો વિશ્વની આ ગતિમાં એ ઘુંચાઇ ન જાય તેની તેણે સંભાળ રાખવાની હોય છે. આ દ્રષ્ટિએ જોતાં માનવ-પ્રગતિનાં બળોને સંસારચક્રની સામે રહીને ઝઝુમવાનું હોય છે-અને આટલા પુરતા વિશ્વનિયમો આપણા જાતિ નિયમના વિરોધી છે. આમ છતાં એજ નિયમો જ્યાં આપણને ઘસડી જાય ત્યાં જવામાંજ આપણું-એટલે માણસજાતનું આપણા દેહને ઘડનાર તત્વનું નહિં-કલ્યાણ છે એમ આપણે માનીએ છીએ. કારણ કે આપણી વિશ્વની કલ્પનાનો સંચાલક ઇશ્વર છે, અને તેનું અસ્તિત્વ-આપણી માનવજાતિની અપેક્ષાએ સ્વીકાર્યું હોવાથી આપણા હિતની પર એવી કોઇ તેની યોજના હોય એમ આપણે માન્યું નથી. આ છેતરપીંડીથીજ વિશ્વ જેવું છે તેવુંજ રહેવા દેવું-એવું આપણે માનીએ છીએ. વ્યવહારમાં અમુક અંશે આપણે આ સિધ્ધાંત ભાંગીએ છીએ. એટલા પુરતાં આપણે નાસ્તિક પણ છીએ. ગીચ જંગલવાળી જમીનને આપણે સપાટ બનાવી વસવાટ લાયક બનાવી છે. એટલા પુરતો વિશ્વ નિયમમાં આપણે ફેરફાર કર્યો છે. પણ તાત્વીક દ્રષ્ટિએ તો આપણે હજુ આનીજ વિચારદશામાં છીએ, અને વિશ્વ-સંકલના-પ્રેમ જાણે આપણાં વ્યકિતગત હીત માટે જ હોય એમ માનીએ છીએ.

આમ માનવાનું વધુ સબળતાથી ત્યારે બને છે કે જ્યારે આપણી જાતમાં વર્ગ-ભેદને કારણે હિતભેદ પણ આવી પડે છે. સંકલનાની અમુક વ્યવસ્થા આપણા અમુક વર્ગને માફક આવે છે, અમુકને નથી આવતી. આવે વખતે જેને માફક આવે છે તે વર્ગ ગમે તેટલો અલ્પસંખ્ય હોય તેમની આ પ્રાકૃતિક અનુકુળતાનો તેમનો ઉપભોગ ગમે તેટલો અન્યાય્ય હોય તો પણ એ વર્ગ આ પરિસ્થિતિનો બચાવ આ સિધ્ધાંત ઉપર જ કર્યે જાય છે. વર્ગભેદની આ ભિષણ યંત્રગોઠવણી ઇશ્વરનાં નામથી બળ મેળવી ચિરંજીવ ટકયે જાય છે.

સમગ્ર વિશ્વ સુખદુઃખના લાગણી દ્વંદ્વથી પર-અસ્તિત્વ-વર્ધન-સંરક્ષણ-ને સર્જન-ની દેહગત વાસના વિનાનું-અને અહંત્વ ભાન-અને જાગતીના ચેતન વિનાનું તત્વ છે, એ વિશ્વમાં જીવતા આપણે આ સર્વ ઉપાધિઓ ધરાવીએ છીએ. વિશ્વના અંગ તરીકે આપણે તેમાં સમાઇએ એટલી જ વિશ્વનિયમોની આપણને મદદ છે અને આપણે આ દેહ-કે-બીજા તત્વે પણ અવિનાશી તો છીએજ એટલે આ દેહ સલામત રાખીને જ વિશ્વ ચાલ્યું જશે એવો વિશ્વાસ રાખી નજ શકાય. આપણું ધ્યેય આ દેહ સલામત રાખવાનું પ્રથમ છે.-અને પછી આ દેહમાં પ્રગટેલી વાસના સંતોષાય. આ દેહની લાગણી દેહને જ આલ્હાદક લાગે; અને દેહ વધુ શકિતશાળી બની એક બાજુથી અવનવીન વાસના સર્જાવે જાય, અને બીજી બાજુથી એ સર્વ વાસનાને સંતોષવાની તાકાત મેળવતો જાય-એ આપણું જાતિગત ધ્યેય છે. દેહ

અને જાતિ, બ'નેને વર્ધનની વાસના સમાન છે. આ રીતે વર્ધન થતા દેહોનો જીવતો સમુદાય એકસરખી રીતે સાર્વત્રીક વાસના પરિતૃપ્ત કરી શકે એવી વ્યવસ્થા ઉપજાવવી તે આપણું બીજું ધ્યેય છે. જે એક દેહ ભોગવે છે તે સર્વ ભોગવે—એવા સામુદાયિક સહકાર્યથી થતી પ્રગતિ તરફ આપણું લક્ષ્ય હોઇ શકે. આ લક્ષ્ય ખાતર જોઇએ તે વ્યવસ્થા આપણે લાવીએ પણ ઇશ્વરવાદ આ આવી લક્ષ્યસાધનાને તોડી નાખે છે. ઇશ્વરવાદ દેહ અને દેહીને જુદા માને છે. દેહીનું અસ્તિત્વ દેહના નાશ પછી પણ એ સંભવીત માને છે. આથી દેહી ચિરસનાતન તત્વ ગણાય છે. અને દેહ ક્ષણીક ગણાય છે. એટલે દેહની વાસના બધી—દેહીની વાસનાથી—જો તેને કંઇ પણ હોય તો—ઉતરતી; અને દેહીની વાસના એટલે એકાગ્ર ચેતનની સંસ્કારે પ્રકટાવેલી મહેચ્છા સિવાય બીજું કંઈ નહિં એવી વાસના ચઢીયાતી આમ મનાવી દેહીની વાસના માટે અંતઃકરણ જેવું એકાગ્ર ચેતન કલ્પી—તેને આ તત્વજ્ઞાન પાડે તેવા સંસ્કાર પ્રમાણે અવાજ કાઢવા ઉશ્કેરે છે. આ અવાજ કોઇપણ સ્થળે ન મળી શકે તેવી અવસ્થા મુકિત—અને ઇશ્વરના સાનિધ્યમાં રહેવા-પુરતી દશાનેજ દેહીની વાસના ગણે છે. આ આખીય અવસ્થા ઇંદ્રીય ગમ્ય નહિં હોવાથી—તેમજ બુધ્ધિગમ્ય પણ નહિં બનવાથી આ અવસ્થાના સાધન તરીકે ગમે તે વસ્તુને ગોઠવી દેવાય છે. એટલે ઇશ્વરવાદ આપણને સાચા પ્રગતીલક્ષ્ય ઉપરથી દૂર ખસેડે છે. દેહી—આત્માના કલ્યાણ માટે શું કરવું જોઇએ—એ આદેશવાનો અધિકાર જ્યારે અમુક વર્ગનેજ સોંપવામાં આવે છે, ત્યારે એ વર્ગ પોતાનું અને પોતાના રક્ષણહારોનું હીત સચવાય તેવાજ આચારો સૂચવે છે એ આચરનારને પારલૌકીક સુખની આશામાં નાખી તેની પાસેથી આલૌકીક સુખનું બલિદાન સહેજે લીધા કરે છે.

એકને ખાતર બીજાનો નાશ—એવી વ્યવસ્થા પછી તે એક એટલે વ્યકિત હો યા વર્ગ પણ તે જાતિના પ્રવાહને દુર્બળ અને અલ્પજીવી કરી નાખે છે. જાતિને ટકવુંજ હોય તો સમગ્ર ચેતન—સમગ્ર બળ, સમભાવે સર્વ અંગમાં—પછી તે શુદ્ર હો યા બ્રાહ્મણ; મુડીપતિ હો યા કંગાલ; બુદ્ધીજીવી હો યા શ્રમજીવી; સ્ત્રી હો યા પુરૂષ: એ સર્વ અંગમાં વ્હેંચાઇ જવું જોઇએ. ઇશ્વરવાદમાં આ કદી શકય નથી.

ઇશ્વરવાદ શ્રદ્ધાને ઉશ્કેરે છે: અને શ્રદ્ધા જીવનનાં બીજાં અંગમાં પણ બુધ્ધિ જડતાને જન્માવે છે. ઇશ્વરવાદ વધુ પડતો લાગણીવશ ઉર્મીલ—Sentimental—હોઈ એથી બુધ્ધિવાદ અમુક અંશે દબાઇ જાય છે. આથી વ્યકિતની બુધ્ધિવાદની કલા—Rational side—પશ્ચાત ભૂમિમાં આવી ઓછી ઉપયોગી હોય તેમ જણાય છે:—એથી પ્રગતિ અને વ્યવસ્થા સરળ નથી બનતાં. ઇશ્વરવાદ પોતેજ એક વિરાટ વ્હેમ હોઈ—તેમાં જગતના સર્વ નાના મોટા વ્હેમો સમાઇ જાય છે. આ વ્હેમો ચિત્તને કુંઠીત બનાવે છે—અને હૃદય બીરૂ બની જાય છે. ઇશ્વરવાદ ચેતનના કોઇ જાગ્રત એકમને વિશ્વનિયમથી પર ગણાતો હોઈ એ ચેતનની આરાધના માત્રજ નિયમને અનુકુળ બનાવશે એવી શ્રધ્ધા કેળવાય છે, અને એથી નિયમનું જ્ઞાન મેળવવાની આકાંક્ષા જાગતી નથી. ઇશ્વરવાદની સાથે નીતિ જોડાયેલી હોઇ—ઇશ્વર પોતે સનાતન કલ્પાયો હોવાથી નીતિ પણ સનાતન

કલ્પાય છે. એક બાજુથી આ બન્નેનું જોડાણ-માણસજાતની અસંસ્કારી જડ અવસ્થા દર્શાવે છે, કારણકે માણસ સામુદાયિક હિતમાં બુધ્ધિપૂર્વક નહિ પણ ઇશ્વરી આદેશ તરીકે ત્હેની શિક્ષાથી બ્હીનેજ માને છે એટલે-બીજી બાજુથી નીતિને ઇશ્વરના સ્પર્શથી મળતી ચિરંજીવતા નીતિમાં પરિવર્તન લાવવા દેતી નથી. જે નીતિ બુધ્ધિપૂર્વક નથી મળતી તે માણસને ગુલામ-જડ બનાવે છે-અને સાથેજ એ પોતે પણ જડ બની જાય છે. આમ છતાં નીતિ-ઇશ્વરી શક્તિનાં આદેશક બળ Sanctioning power થીજ નભતી હોવાથી અને તેની સાથે કર્મ, કર્મફળ વિગેરે જોડાઇ ગયાં હોવાથી -જીવન વ્યવહારથી તદ્દન અલિપ્ત સ્વતંત્ર એવી નૈતિક માનવતાનો આદર્શ ઉપજી આવ્યો છે. આ આદર્શ પ્રમાણે નીતિ તે નીતિને ખાતરજ. Morality for the sake of morality. એવી ભાવના પ્રમાણે આપણે જીવી રહ્યા છીએ. આથી એ નીતિ જે વખતે સર્જાઇ તે વખતનાં જીવનવ્યવહારમાં ફેરફાર પડતાં નવીન નીતિનું સર્જન આવશ્યક બને છે. છતાં નીતિ એ પ્રમાણે ફરી શકતી નથી અને પરિણામે નીતિ અને જીવનનીતિ અને માનવતા આ વચ્ચે એક જાતનો વિરોધ ઉપજે છે. આ વિરોધને પરિણામે નીતિ એ વ્યવહારિક વસ્તુ મટી જાય છે, અને તેનું પાલન સંપૂર્ણ અંશે તો ભાગ્યેજ થાય તેવી માન્યતા ફેલાય છે. આ નીતિની અચલતા તેના ઇશ્વરવાદ સાથેના સબંધને લઇનેજ આવે છે, અને ઇશ્વરવાદ સ્વાભવિક રીતેજ આવા નીતિવાદને જન્માવે છે.

ઇશ્વરવાદની સામે-એટલે ઇશ્વરના અસ્તિત્વની સંભવિતતા સામે નહિ-પણ ઇશ્વરવાદના આખા સિધ્ધાંતની સામે આટલી હરકતો છે. ઇશ્વિર છે યા નહિ એ વાત બાજુ પર મુકતાંય ઇશ્વર જો સાચેસાચ હોય તોપણ માનવજાત તેના અસ્તિત્વની કલ્પના માનવાથી આટ "બધું" ગુમાવે છે. એટલે ઇશ્વર હોય તોપણ-એ નથીજ છતાં-ઇશ્વરવાદથી તો આપણે બચવું જ જોઇએ.



પત્નીની સ્વ. પત્નિશ્રીના સ્મરણા
શ્રી ફાર્બસ ગુજરાતી સભાને
શ્રીયુત દાહ્યાભાઇ આણંદજી ચ
તરફથી સવિનય સપ્રેમ ભે.

# હિન્દી સ્ત્રીઓના કાયદેસર હક્કો

લેખકઃ
રમણીક વી. મહેતા.
બી. એસસી. એલ., એલ. બી.

## લેખાંકઃ ૯ મો.

### પ્રકરણ ૧૦ મું.

### પારસી, બુદ્ધિસ્ટ તથા ખ્રીસ્તી મહીલાઓનો છુટાછેડાનો હક.

રજીસ્ટર્ડ કરાવી સીવીલ મેરેજ કરતી સ્ત્રીઓને જે ૧૮૬૯ નો હીંદી છુટાછેડાનો કાયદો (The Indian Divorec Act of 1869) લાગુ પડે છે તેજ કાયદો ખ્રીસ્તી તેમજ બૌધ ધર્મ પાળતી પરંતુ જેમણે પણ સીવીલ મેરેજ કર્યું છે તેવી સ્ત્રીઓ ઉપર શાસન કરે છે. ૧૯૨૩ ના સુધારાથી "ધી સ્પેશીયલ મેરેજ એક્ટ" નો બૌધ ધર્મ પાળતી સ્ત્રી પણ લાભ લઇ શકે છે. આ મહીલાઓ તેમનો છુટાછેડાનો હક ઉપર જણાવ્યા હીંદી છુટાછેડાના કાયદા હેઠળ ભોગવે છે. મજકુર કાયદા હેઠળ કયા સંજોગોમાં અને કઇ રીતે લગ્નવિચ્છેદ થઈ શકે છે તેનું વિવેચન આપણે ૮ મા પ્રકરણમાં કર્યું છે અને તેથી ખ્રીસ્તી તેમજ સીવીલ મેરેજથી પરીણીત જીવન ગાળતી બૌધ મહીલાઓના આ હકનું પુનઃ વિવેચન કરવાની કાંઇપણ જરૂર નથી.

આ છુટાછેડાના હકને લાગેવળગે છે ત્યાંસુધી પારસી મહીલાઓનો દરજ્જો પણ હીંદી છુટાછેડાનાં કાયદાનો લાભ લેતી તેમની બ્હેનોના દરજ્જા કરતાં કોઇ પણ રીતે ઉતરે તેમ નથી. પારસી મહીલાઓ છુટાછેડાનો હક "પારસી લગ્ન અને છુટાછેડાનો કાયદા (The Parsee Marriage and Divorce Act) હેઠળ ભોગવે છે. આ કાયદાની કલમ ૨૯ અને ૩૦ (૨) પ્રમાણે કોઇપણ પારસી પત્નિ પોતાના ધણીના લગ્ન પછીના નીચે બતાવેલા કારણે લગ્નવિચ્છેદ કરવા માટે દાવો લાવી શકે છેઃ–

(૧) તેણે બીજાની સાથે જારકર્મ કર્યું હોય,

(૨) વેશ્યા સિવાયની કુંવારી કન્યા સાથે આડો વ્યવહાર રાખ્યો હોય;

(૩) બીજી સ્ત્રી સાથે લગ્ન કરી તેની સાથે પતિ તરીકેનો સંબંધ ધરાવતો હોય;

(૪) જારકર્મ સાથે તેણીના તરફ ક્રુર અને ઘાતકી વર્તન રાખતો હોય;

(૫) તેણીને જાણીબુજીને બે વર્ષ કે તેથી વધારે વખતથી ત્યજી દઇ બીજી સ્ત્રી સાથે વ્યભિચાર કરતો હોય;

(૬) બળાત્કાર સંભોગ, (૭) અકુદરતી સંભોગ, અને (૮) સાત વર્ષ સુધી પત્તો લાગતો ન હોય ત્યારે.

આમ એક પારસી પતિ ઉપર બતાવ્યા કોઇપણ એક ગુન્હાનું કારણ દર્શાવી કોર્ટની મદદથી પોતાના લગ્ન સંબંધનો અંત આણી શકે છે અને તેમ કરી પોતાના પતિના દુરાચારી અને ઘાતકી વર્તનમાંથી મુક્ત થઇ ફરી લગ્ન કરવા સ્વતંત્ર બને છે.

હીંદી છુટાછેડાના તથા પારસી લગ્ન અને છુટાછેડાના કાયદામાં છુટાછેડાને લગતા નિયમો થોડેઘણે અંશે અંગ્રેજી છુટાછેડાના કાયદાને આધારે ઘડવામાં આવ્યા છે. પરંતુ અંગ્રેજી છુટાછેડાના કાયદા હેઠળ છુટાછેડા મેળવવાનું જેટલું સ્હેલું છે તેટલું આ કાયદાઓ હેઠળ નથી અને તેમાં ખાસ કરીને ખ્રીસ્તીઓ માટે તો વળી વધુ મુશ્કેલ છે. અમ્હાબાદ હાઇ કોર્ટના જસ્ટીસ ચંગે ગયા વર્ષના ઓક્ટોબર માસમાં છુટાછેડાને લગતા એક કેસમાં આથી એમ ટીકા કરી હતી કે હીંદમાં વસતા ગોરાઓ અને એંગ્લો ઇન્ડીયનો માટે ઇંગ્લાંડના છુટાછેડાનો કાયદો લાગુ પાડવામાં આવતો નથી એ નવાઇ જેવું છે. હીંદમાં તેમને છુટાછેડા મેળવવા માટે ઘણી મુશ્કેલીઓ વેઠવી પડે છે અને તેથી તેમણે જેમ બને તેમ જલ્દી આ જુનો કાયદો ફેરવવા માટે ઝુંબેશ ઉઠાવવાની જરૂર છે. ઇંગ્લાંડનો છુટાછેડાનો કાયદો આ કાયદાઓ કરતાં કેટલેક અંશે વધુ વિશાળ છે એટલુંજ નહીં પણ એ કાયદા હેઠળ છુટાછેડા મેળવવામાં સમય અને ખર્ચની બરબાદી પણ ઓછી થાય છે.

આ બન્ને હીંદી કાયદાઓને પસાર થયે આજે ૬૦ કરતાં વધુ વર્ષો વીતી ગયાં છે છતાં તેમાં અર્વાચીન જમાનાને અનુસરીને પણ કાંઇ મહત્વનો ફેરફાર કરવામાં આવ્યો નથી. છુટાછેડા વિ. ને માટે જે કારણો આ કાયદા પસાર કરવામ આવ્યા ત્યારે રાખેલાં હતાં તેટલાંજ કારણો આજે છે. આ વર્ષો દરમ્યાન પ્રજાના વિચારો અને ભાવનાઓમાં ઘણું પરિવર્તન થયું છે. સાંપ્રત યુગની સંસ્કૃતિ એકબીજાની સંમતિથી અગર કેટલાંક ખાસ જરૂરના બંધનો સિવાય કોઇપણ પક્ષની ઇચ્છાએ લગ્નવિચ્છેદ કરી શકાય તેવા કાયદાની તરફેણ કરે છે. આ દેશમાં વસતી ખ્રિસ્તી અને પારસી કોમોને પણ પોતાના કોમી કાયદાઓમાં વર્તમાન યુગને અનુકુળ સુધારાં કરાવવાની ખાસ આવશ્યકતા છે.

બૌધ ધર્મ પાળતી સ્ત્રીઓ તેમના "બર્મીઝ બુધ્ધીસ્ટ લૉ" (બર્માનો બુધ્ધીસ્ટ કાયદો) નામના કોમી કાયદા હેઠળ લગ્નવિચ્છેદનો હક ભોગવે છે. જે બુધ્ધીસ્ટ મહીલાઓએ સીવીલ મેરેજ કર્યું હોય છે તેઓ હીંદી છુટાછેડાના કાયદા હેઠળ આ હક ભોગવે છે તે આપણે ઉપર જોઇ ગયા છીએ...આ "બર્મીઝ બુધ્ધીસ્ટ લૉ" બીજી રીતે જાતીય સંબંધના વિચારોમાં ઘણી ઉદાર દ્રષ્ટિએ જુએ છે છતાં તે નિર્બંધ છુટાછેડાનો હક આપતાં સંકોચ ખાય છે એમ જણાય છે. હમણાં થોડા વખત ઉપર જ રંગુન હાઇ કોર્ટમાં એક છુટાછેડાને લગતા કેસમાં એવો ચુકાદો આપ્યો હતો કે "લગ્નની ફરજોને અંગે થયેલા ગુન્હાની સાબીતી સિવાય કોઇપણ એક પક્ષની ફક્ત મરજી અગર ઇચ્છાથી લગ્નવિચ્છેદ થઇ શકે નહિ" છતાં નીચેના સંજોગોમાં બર્મીઝ સ્ત્રીઓ છુટાછેડા મેળવી શકે છેઃ—

(૧) ભરણપોષણની કાંઇપણ વ્યવસ્થા કર્યા સિવાય ધણીએ પોતાની સ્ત્રીને ત્યજી હોય;

(૨) અરસપરસની સંમતિ;

(૩) ધણીનું ઘાતકી અને ક્રૂર વર્તન.

(૪) વ્યભિચાર કરતો હોય અને તેણી તરફ ક્રુર વર્તન રાખતો હોય. એકાદ વખત તેણી ઉપર હુમલો કર્યો હોય તેટલો બનાવ પણ પુરતો ગણાય છે.

(૫) ધણીનું વર્તન સારૂં ન હોય ત્યારે તેની સંમતિ લઇને પણ છુટાછેડા થઇ શકે છે.

વળી કોઈ પણ પટ્ટ પત્નિ (Senior most wife) પોતાનો પતિ બીજું લગ્ન કરે તો તેની સંમતિ સિવાય પણ છુટાછેડા મેળવી શકે છે. પરંતુ આ હક તે વાંઝણી હોય અગર ફક્ત છોકરીઓને જ જન્મ આપતી હોય અગર કોઇ રોગથી પીડાતી હોય ત્યારે મળતો નથી.

આમ એક બુધ્ધીસ્ટ મહીલા જોકે નિબંધ છુટાછેડાનો હક ભોગવતી નથી. છતાં તે ધણી રહેલાઇથી છુટાછેડા કરી શકે છે. ધણીનો સાધારણ ગુન્હો અગર તેનું થોડું પણ ગેરવર્તન તેણીને છુટાછેડા મેળવવા માટે કારણ આપે છે. અત્રે યાદ રાખવાની જરૂર છે કે બર્મામાં પુરૂષો કરતાં સ્ત્રીઓનું પ્રમાણ છુટાછેડા મેળવવાનાં પગલાં ભરવામાં વધારે છે.

છુટાછેડાના હકનું વિવેચન હીંદના તમામ કોમી કાયદાઓની દ્રષ્ટીએ આપણે કર્યું છે. હવે આપણે કોર્ટનો હુકમ લઇને ધણીથી જુદી રહેવા (judicial separation) સંબંધીના હકનું વિવેચન કરીશું.

## પ્રકરણ ૧૧ મું.

લગ્નવિષયક હક્કોમાંનો ત્રીજો હક્ક પતિથી જુદા રહેવાનો (Right to judicial separation) છે. આ હક્ક જો કે લગ્નગ્રંથી તોડી શકતો નથી છતાં કેટલાંક કારણોમાં પતિના છત્ર હેઠળથી અળગી રાખીને પણ બીજા હક્કોને નુકસાન કર્યા વગર ભરણપોષણ મેળવવામાં તે સ્ત્રીઓને સહાય કરે છે. ઘણી વખત એમ બને છે કે સ્ત્રીઓ સમાજની બીકે છુટાછેડા મેળવવા માટે અચકાય છે અને આવી વખતે પતિથી જુદા રહેવાનો આ હક્ક તેમને ઘણો કિંમતી થઇ પડે છે.વળી એવા પણ દાખલા બને છે કે છુટાછેડા મેળવ્યા પછી પડતી આર્થિક હાડમારીની બીકે ઘણી સ્ત્રીઓ છુટાછેડા કરતી નથી પરંતુ પતિથી જુદા રહેવાના હક્કનો લાભ લે છે. "ધી રોયલ એન્થ્રોપોલોજીકલ ઇન્સ્ટીટયુટ"ના ફેલો મી૦ જ્યોર્જ રાયલી સ્કોટ એક ઠેકાણે લખે છે કે "હજારો સ્ત્રીઓ આર્થિક કારણોને લઇને છુટાછેડા કરવા ના પાડે છે પરંતુ તેમાંની ઘણી સ્ત્રીઓ પતિથી જુદા રહેવા માટે કોર્ટનો આશરો શોધે છે. આમ કરવામાં તેઓને વધુ લાભ મળે છે." દુરાચારી અને દુષ્ટ એવા પતિથી તેણી દૂર રહી શકે છે અને સાથે તેણીના ભરણપોષણ વિગેરે માટે પણ બંદોબસ્ત થાય છે. આર્થિક પરતંત્રતા ભોગવતી સ્ત્રીઓ માટે છુટાછેડા લીધા પછી ઘણી વખત ભરણપોષણનો સવાલ ઉભો થાય છે અને તેથી કેટલીક વખત તેઓ મહાન મુસ્કેલીઓમાં મુકાય છે. પતિથી જુદા રહેવાના હક્કનો અમલ કરાવતાં આવી મુસ્કેલીઓ ક્વચીત જ નડે છે. આમ એક પરીણીત પત્નિ તેણીના પતિના દુરાચારી અને દુષ્ટ વર્તનના કારણે પોતાના દુઃખી અને ત્રાસદાયક જીવનમાંથી મુક્તિ મેળવવા માટે છુટાછેડા નહીં તો આ હક્કનો પણ આશ્રય લઇ શકે છે. ઉંચ

કુટુંબોમાં છુટાછેડા કરતાં આ હક્કનો વધારે આશ્રય લેવામાં આવે છે એ અત્રે યાદ રાખવાની જરૂર છે.

હીંદુ અને મહોમેડન કાયદાઓમાં સ્ત્રીઓને આ હક્ક સ્પષ્ટ અને સીધી રીતે આપવામાં આવ્યો નથી કે જેથી કરીને એ કોમોની કોઈ દુઃખી અબળા કોર્ટમાં જઈ પોતાના પતિથી જુદી રહેવાના ઠરાવનું હુકમનામું મેળવી શકે અને પોતાના ભરણપોષણનો પણ સાથે બંદોબસ્ત કરાવી શકે. પરંતુ આડકતરી રીતે તેઓ આવી જાતનો હક્ક ભોગવે છે. પતિના ત્રાસ અને જુલ્મને લઈને કોઈ પત્નિ તેણીના પતિનું ઘર છોડે તો આ કોમી કાયદાઓ તેણીના એવાં કૃત્યને વ્યાજબી લેખે છે અને તેણીને ભરણપોષણ પણ તેનાથી અપાવે છે.

એક હિંદુ સ્ત્રીની પ્રથમ ફરજ તેણીના ધણીની સત્તાને તાબે થવું અને તેના આશ્રય હેઠળ રહેવું એ છે એમ હીંદુ ધર્મશાસ્ત્ર ફરમાવે છે. છતાં તે ધણી જ્યારે તેના ઘરમાં કોઇ વેશ્યાને ઘાલતો હોય અગર રાખતો હોય અગર તેણી સાથે તેણીની સહીસલામતી જોખમાય એવી રીતનું ક્રુર અને ઘાતકી વર્તન ચલાવતો હોય ત્યારે તેણી તેનાથી જુદી રહી શકે છે અને તેની પાસે ભરણપોષણ પણ માગી શકે છે. આવા કેસોમાં કદાચ તેણીનો પતિ "લગ્નના હક્ક પૂરા કરાવવા બાબત" (Restitution of conjugal rights) કોર્ટમાં દાવો લાવે તો તે ચાલી શકતો નથી. વળી ધણીના બીજા ધર્મનો અંગીકાર પણ તેણીને તેનાથી જુદા રહેવાનું અને જ્યાં સુધી તેણી પુનર્લગ્ન ન કરે ત્યાંસુધી ભરણપોષણ મેળવવાનું કારણ આપે છે.

આવી જ રીતે એક મુસ્લીમ ઓરત પણ તેણીના પતિ તરફથી તેણી તરફ તેણીના જાનમાલને નુકસાન પહોંચે એવું ક્રુર કૃત્ય થતું હોય ત્યારે અગર એવાં બીજાં વ્યાજબી અને કાયદેસરનાં કારણોસર તેણીના પતિથી જુદી રહી શકે છે અને ભરણપોષણ મેળવી શકે છે. ધણી તરફના લગ્નના હક્ક પૂરા કરાવવા બાબતના દાવા સામે આ કારણો કોર્ટ વ્યાજબી લેખે છે.

હિંદુ, જૈન, શીખ, અને બુદ્ધ ધર્મ પાળતી અને જેઓએ સીવીલ મેરેજ કર્યું હોય તે સ્ત્રીઓ તેમજ ખ્રીસ્તી સ્ત્રીઓ "હીંદી છુટાછેડાના કાયદા" હેઠળ આ કિંમતી હક્ક ભોગવે છે. આ કાયદામાં કયા અને કેવા સંજોગોમાં પતિથી જુદા રહેવાના હક્કનો અમલ થઈ શકે છે તેનાં કારણો આપવામાં આવ્યાં છે. એ કારણો જોતાં આપણને જણાય છે કે છુટાછેડાની માફક આ હક્ક પણ મર્યાદીત અને સંકુચીત છે. ગમે ત્યારે અને મરજીમાં આવે ત્યારે કોઇપણ સ્ત્રી આ હક્કનો અમલ કરાવી શકતી નથી. કાયદામાં આપેલાં કારણોસર જ—પછી ભલેને તેણીને પતિ તરફનું બીજી રીતે ઘણું દુઃખ હોય અગર તેના તરફથી અન્યાય સહેવો પડતો હોય તેણી પતિનો આશ્રય અળગો કરી જુદી રહી શકે છે. હીંદી છુટાછેડાના કાયદાની કલમ ૨૨ પ્રમાણે કોઇ ધણી વ્યભિચાર અગર ઘાતકી વર્તનનો ગુન્હો કરતો હોય અગર તેની પરણેતરને કોઇપણ જાતના વ્યાજબી કારણ વિના બે કે તેથી વધુ વર્ષ માટે ત્યાગી હોય તો તેવાં કારણો તેની પરણેતર સ્ત્રીને તેનાથી જુદા રહેવાં માટેનો હક્ક આપે છે. ઉપર જણાવ્યાં કારણોમાંનું કોઇપણ એક કારણ બતાવી તેણી કોર્ટમાં દાવો નોંધાવી શકે છે અને તેણીના પતિથી જુદા રહેવાના ઠરાવનું હુકમનામું મેળવી

દે તથા ચ્હાના રકાબી કપ લઇને આવે છે અને આમતેમ દ્રષ્ટિ નાંખે છે.]

**રામો**–[કોઇને ન દેખતાં. અરે, અહીં તો કોઇ નથી. ... બંગલામાં હશે. પરિમલ શેઠ! ...રિમલ શેઠ!
[પરિમલ અંદરથી અ... આપે છે.]

**પરિમલ**–બહાર મૂક. ... આવીયે છીયે.

[રામો ટેબલ ઉ... અને રકાબી કપ મ... એટલામાં પરિમલ અને ... મિત્રમંડળ આવી પહોંચે છે.]

**પરિમલ**–બેસો ખુરશી ઉપર, રામા, ચ્હા કાઢ તો.

[રામો ચ્હા કાઢે છે ... અનુપ, અને સુધીર અનુક્રમે ખુરશીપર ગોઠવાય છે]

**પરિમલ**–[વાતચીતનો વિષય ... ] આ સાલ પરીક્ષા અધ...

**અનુપ**–પણ સફળ થયા એટલે બસ.

**સુધીર**–હવે પરિમલ માટે ... વસ્તુ બાકી રહી છે!

**પરિમલ**–[ઉત્સુકતાથી]શી

**સુધીર**–નોકરી.

**અનુપ**–સુધીર, તું તો મૂર્ખો જ રહ્યો!! નોકરી કરતાં પણ લગ્નની પહેલી જરૂર છે!

**સુધીર**–[હસતાં] હું મ્હારી ભૂલ સ્વીકારૂં છું. [ચ્હા રકાબીમાં રેડે છે] પણ પરિમલ મેં ... છે કે યુવાન તરીકેના ત્હારા હક્કનો તું ઉપયોગ કરી રહ્યો છે!

**પરિમલ**–કયો હક્ક?

**સુધીર**–હક્કનો ઉપયોગ કરો છો એટલે બસ છે!

**પરિમલ**–સીધેસીધું બોલે તો ઠીક પડે!

**અનુપ**–હવે સીધું બીધું તો જાણે સમજ્યા; બોલ તું......સાથે પ્રેમમાં પડી ગયો છે કે કેમ?

**પરિમલ**–[ચીડાઇને] પ્રેમ! અનુપ, ત્હને ખબર છે કે પ્રેમમાં પડવા માટે એક નહીં પણ બેની જરૂર પડે છે!

**સુધીર**–મન્મથનું અંકગણીત ત્હારે અમોને શીખવવાની જરૂર નથી!

**પરિમલ**–પણ હું સાચું કહું છું કે ત્હમારી વાત તદ્દન ખોટી છે.

**અનુપ**–[તાઢાશથી] કેટલા ટકા?

**પરિમલ**–લગભગ સોએ સો ટકા. હું સાચું કહું છું કે સ્વપ્નમાં પણ હું કોઇ સુંદરી સાથે પ્રેમમાં પડયો નથી!

[પરિમલનું નામ પોકારતો તારવાળો આવે છે.]

**તારવાળો**–ત્હમારામાંથી પરિમલ કોણ છે?

**પરિમલ**–[આગળ આવી] હું છું!

**તારવાળો**–લ્યો, તમારો તાર, અને અહીં સહી કરો.

**પરિમલ**–[સહી કરી આપે છે. તાર ઉઘાડે છે અને વાંચે છે.] સુધીરભાઇ, લ્યો વાંચો આ તાર.

[તારવાળો પ્રસ્થાન કરે છે.]

**સુધીર**–[તાર વાંચે છે] લ્યો! આ તો ખુશ ખબર છે!

અનુપ-[તાર ફુંટવીને વાંચતા] ઓહો, ડૉ. નેવરેકરની પુત્રી નિર્મળા સાથે ત્હમારો વિવાહ કરવામાં આવ્યો છે!

અનિલ-[હસતાં હસતાં] ભાગ્યવંત હશે આ યૌવનબાલા જે આ જડ પરિમલના હૃદયતંતુઓને પણ ઝંઝણાવી શકી!

અનુપ-પણ આ તેજ છે કે અન્ય કોઇ? પરિમલ ખુલાસો તો કર.

પરિમલ-[કંઇક ક્ષોભથી] હું સાચું કહું છું બીરાદરો, કે આ નિર્મળાને મેં કદી જોઇ નથી, જાણી નથી. નિહાળી નથી; ઓળખી નથી......

અનિલ-[કટાક્ષથી] અને છતાં ત્હમો તેની સાથે ત્હમારૂં જીવન જોડશો!

પરિમલ-[ગંભીર બની] એજ પ્રશ્ન છેને!

સુધીર-એ વાત ખોટી છે! ત્હારા કાકા કંઇ એવા મુર્ખ નથી કે ત્હને પુછ્યા વગર ત્હારા વિવાહ માટે સંમતિ આપી દે.

પરિમલ-[જરા ક્રોધથી] પણ That old fool has done so in this case! [એ ઘરડા બબુચકે આ કેસમાં એમ જ કર્યું છે.]

અનિલ-તો હું એક માર્ગ બતાવું. પણ તે પહેલાં પરિમલ કહી દે કે કઈ યૌવનબાલાએ "દીલ આપીને દીલ લીધું" છે.

પરિમલ-[ખીજવાઇને] હું ખરૂં કહું છું કે અભ્યાસ કરતાં આ વિષય ઉપર વિચાર કરવાનો પણ મ્હને અવકાશ જ નથી મળ્યો.

સુધીર-પ્રેમ એ કંઇ વિચારનો પ્રશ્ન નથી, લાગણીની એ લેવડદેવડ છે!

પરિમલ-[જાણે તેમ આંટા મારતાં] મશ્કરી જવા દે. આ તારનો શું જવાબ આપવો તેજ સવાલ આપણી આગળ ઉભો થયો છે.

સુધીર-ઠીક: આપણે પરિમલની વાત કબુલ કરીયે કે તેઓ પ્રેમમાં નથી સપડાયા; તો પછી?

પરિમલ-[પડઘો પાડતો હોય તેમ] તો પછી?

અનુપ-[વચ્ચેથી] તો પછી નિર્મળા સાથે પ્રેમમાં પડી જવું જોઇએ!

પરિમલ-[વધુ ચીડાઇને]અનુપ, પ્રેમ એ કંઇ એવી વસ્તુ છે કે જે માગી મળે છે!

અનુપ-પ્રેમવેડા એ બધા વેદીયાવેડા છે. બાકી આપણે બધા આજ રીતે પરણીયે છીયે અને પત્નિને ચાહીયે છીયે કારણકે...

સુધીર-[પડઘો પાડતો હોય] કારણકે?

અનુપ-[અતિ તાદાત્મ્યથી] પરણ્યા પછી પત્નિ આપણી પ્રિયતમા નથી એમ કહેતાં આપણને શરમ આવે છે!

[બધા સહેજ ચમકે છે.]

પરિમલ-[વિરોધ ઉઠાવતો હોય તેમ] તો શું જે બાળાને મેં કદી જોઇ નથી, જાણી નથી, તે મ્હારી જીવનસહચારિણી તરીકે મ્હારે કબુલ છે એમ સ્વીકારી લેવું?

અનિલ-[મજાક કરતો હોય તેમ] બીરાદર, ત્હમો જો એટલી બધી શેખી કરો

છો તો પછી નિર્મળાદેવીને પરિમલ પસંદ છે કે કેમ તેનો કંઇ વિચાર કર્યો છે ?

સુધીર–હા ! હા ! એ વસ્તુ તો મ્હારા લક્ષ બહારજ ગઇ.

અનુપ–તો હું એક માર્ગ કહાડી આપું !

સુધીર–શું !

અનુપ–પરિમલ, લખ ત્હારા કાકાને, અથવા તાર કર, કે જ્યાંસુધી અમો ઉભય મળીયે નહી ત્યાંસુધી આ વિવાહનો હું સ્વીકાર કરી શકું તેમ નથી.

પરિમલ–[આનંદીત બની] મ્હને પણ તેમજ યોગ્ય લાગે છે !

[અનુપ કંઇક વિચાર કરે છે અને પરિમલ તરફ જાય છે.]

અનુપ–[પરિમલને એક ખુણામાં લઇ જઇને] સાંભળ પરિમલ, મ્હારી ત્હને એક સાચી સલાહ છે. નિર્મળા સારી હોય, રંગે રૂપાળી હોય એ અક્ષર, લખતાં વાંચતાં આવડતું હોય અને ઘરકામમાં હુશીયાર હોય તો ના ન પાડતો.

પરિમલ–પણ...

અનુપ–હવે પણ અને બણ! અમો બધા એમજ પરણ્યા છીએ!

[પરિમલ જોયાજ કરે છે મિત્રમંડળ વિખરાવા લાગે છે અને પડદો પડે છે.]

## પ્રવેશ બીજો.

પાત્રો–પરિમલ
ડૉ. નેવરેકર
પરિમલના કાકાશ્રી
નિર્મળા.

સ્થળ–ડૉ. નેવરેકરના મકાનનું સુશોભિત દીવાનખાનું.
સમય–સવારનો.

[પડદો ઉપડતાં ડૉ. નેવરેકરનું સુશોભિત દીવાનખાનું દેખાય છે.સામાન્ય દીવાનખાનાની માફક તે આકર્ષક ઢબે ગોઠવેલું હોય છે. ખુણામાં પુસ્તકોનું કબાટ પડયું છે. બીજા ખુણામાં એક ટેબલ અને તેના ઉપર લખવાનાં સાધનો પડયાં છે. નિર્મળા કંઇક આમતેમ ફરતી, કંઇક આમતેમ ગાતી દેખાય છે. આજે પરિમલ તેને જોવાને માટે આવનાર છે એમ તેણી જાણતી હોય છે અને આથીજ કંઇક ઉત્કંઠા, કંઇક ઉદ્વેગ અને કંઇક ક્ષોભની લાગણી તેના મુખ ઉપર દેખા દે છે! નિર્મળા બી. એ. સુધી શિક્ષિત છે અને એક બંડખોર યુવતી તરીકે તેના વર્તુલમાં વિખ્યાત છે. ]

નિર્મળા–[આરસામાં પડેલાં પોતાનાં પ્રતિબિંબ તરફ જોતાં] અહો; કેવી લાગું છું ! તે જોવા આવનાર છે ! મ્હને! હા...હા...હાં...[હસે છે.]

[રામો આવે છે.]

નિર્મળા–રામા, આજે સાહેબ દવાખાનામાં નથી ગયા ?

રામો–નાજી.

નિર્મળા–કેમ ?

રામો–બા સાહેબ, કહેતા હતા કે......

નિર્મળા–શું ?

રામો–કે......

નિર્મળા–કહી નાખને !

રામો–કે આજે...હ્યા, પિતાજી આવ્યા. તેમની સાથે કોઇક છે.

નિર્મળા–કોણ છે !

રામો–[ કટાક્ષમાં ] મ્હને શું ખબર ?

[ડૉ. નેવરેકર અને પરિમલ પ્રવેશ કરે છે. નિર્મળા તેમને આવકાર આપે છે.]

ડૉ૦ નેવરેકર–[જેઓ સામાન્ય ડૉકટર જેવાજ દેખાય છે. પરિમલને ઓળખાવતાં] આ પરિમલ છે. એંજીનીયરીંગ કોલેજમાં અભ્યાસ કરીને તેઓ પસાર થયા છે. ત્હમો ઉભયના વિવાહ કરવાનો અમો વડીલોએ વિચાર કર્યો છે. [કંઇક વિચાર કરીને] જો નિર્મળા, મ્હારે એક દર્દી આવ્યો છે. હું તેને તપાસીને સહેજ વારમાં આવું છું !

[ડૉ૦ નેવરેકર જવા માંડે છે.] [પરિમલ અને નિર્મળા તેમને જતા જોઈ રહે છે.]

નિર્મળા–[પરિમલ ઉપર એક વેધક નજર નાંખતાં] બેસો આ ખુરસી ઉપર.

[પરિમલ એકી સાથે શરમ, સંકોચ, અને સ્નેહની લાગણી અનુભવી રહ્યો છે.]

પરિમલ–[ખુરસી ઉપર બેસતાં] જરૂર.

નિર્મળા–[કીટલીમાંથી કપમાં ચ્હા રેડતાં] ચ્હા લેશો.

પરિમલ–[મુગ્ધ બનતાં] જરૂર.

નિર્મળા–[ખાંડની વાડકીમાંથી ખાંડ નાંખતાં] કેટલી ખાંડ નાખું ?

પરિમલ–ત્હમોને યોગ્ય લાગે તેટલી !

નિર્મળા–[થોડી ખાંડ નાખીને] લ્યો ત્યારે.

[નિર્મળા ચ્હાનો કપ ધરે છે.]

પરિમલ–[કપ લેતાં] આભાર થયો.

નિર્મળા–આવી વસ્તુઓમાં આભારદર્શનને મારે અવકાશ નથી.

પરિમલ–[થોડીક ક્ષણના સંસર્ગ પછી તે કંઇક સ્વસ્થતા અનુભવે છે.] ત્હમારા પિતાશ્રી કહેતા હતા કે ત્હમો સારી રીતે સુશિક્ષિત છો !

નિર્મળા–[વિનયથી] સુશિક્ષિત તો નહીં પણ નિરક્ષર ન ગણાઉં !

[નિર્મળાએ ચ્હા નથી પીધી તે જોતાં.]

પરિમલ–અરે ત્હમોએ તો ચ્હા લીધીજ નહીં ! મ્હારાથી અવિનય થઇ ગયો, ક્ષમા કરશો.

નિર્મળા–ના, હું લઉં છું. [કીટલીમાંથી પોતાના માટે ચ્હા કાઢે છે.]

[પરિમલનું માપ કહાડતી હોય તેમ નિર્મળા નજર નાંખે છે.]

પરિમલ–વારૂ, મ્હારે કંઇ તમોને પુછવું ન હતું પણ ?

નિર્મળા–[નીચું જોઇ] પુછોને.

પરિમલ–આ લોકોએ આપણો વિવાહ કરવાનું લગભગ નક્કી કરી નાખ્યું છે. પણ...

નિર્મળા–[કુતુહલથી] પણ ?...

પરિમલ–આપણે એકબીજાને કયાં પીછાણીએ છીએ ? આટલો જ હું કો આપણો પરિચય થયો છે, એટલામાં શારીરિક સુંદરતાનો ખ્યાલ મેળવી શકાય, પરંતુ જીવનભરનો સબંધ બાંધવા માટે એકલી સુંદરતા પર ખ્યાલ રાખવો એજ બસ છે ?

[ નિર્મળા સ્વાભાવિક સંકોચ અનુભવે છે.]

નિર્મળા–ત્યારે ?

પરિમલ–સૌંદર્ય સિવાય બીજી અનેક વસ્તુઓ છે કે જેના ઉપર જીવનનું સુખ અવલંબે છે

નિર્મળા–દાખલા તરીકે ?

પરિમલ–સ્વભાવનો સુયોગ્ય મેળ !

નિર્મળા–પરિમલ એ કંઇક ઠીક છે. પણ એક ગૃહિણી તરીકેની ત્હમારી શી કલ્પના છે ?

પરિમલ–સાચું કહું તો એ વિષય ઉપર મેં વિચાર નથી કર્યો, પણ આસપાસ નજર નાંખીયે તો–

નિર્મળા–તો ?

પરિમલ–ગૃહિણીની કલ્પના માટે બહુ શ્રમની જરૂર નહીં પડે.

નિર્મળા–પણ એ સમય બદલાઈ નથી ગયો ?

પરિમલ–યુગ પલટાય પણ માનવપ્રકૃતિ પલટાતી નથી.

નિર્મળા–તેજ પ્રશ્ન છે !

પરિમલ–હા. તેજ પ્રશ્ન છે.

[ થોડી ક્ષણના પરિચય પછી હવે નિર્મળા જરા સ્વાતંત્ર્તા અનુભવે છે. ]

નિર્મળા–[કટાક્ષમાં] હું માનું છું કે ત્હમારે એવી પત્નિની જરૂર છે કે જે ત્હમારી આજ્ઞામાં રહે, જે એ વખત ત્હમોને સ્વાદિષ્ટ રસોઇ કરી આપે, માંગો ત્યારે ચ્હા બનાવી આપે, જે આખો દીવસ ઘર ઉપર દેખરેખ રાખે અને સંતતિ સંભાળે... કંઇક એવું ખરૂંને ?

પરિમલ–[નિર્મળાને નિહાળતાં] કંઇક એવું ખરૂં !

નિર્મળા–[ તાદ્રશથી ] પણ મ્હારી કલ્પના કંઇક જુદી છે !

પરિમલ–[કુતુહલપૂર્વક] ત્હમારી શી કલ્પના છે ?

નિર્મળા–[ઠંડે પેટે] સર્વ ક્ષેત્રોમાં પુરૂષની સમોવડી.

પરીમલ–એટલે !

નિર્મળા–મેં કહ્યું તે !

પરિમલ–પણ અત્યારે પણ તેમજ છે !

નિર્મળા–કેમ, કંઇ ત્હમોને ઝાંખુ દેખાય છે?

પરિમલ–નારે ! મ્હારી આંખો તો સારી છે.

નિર્મળા–તો આજે સ્ત્રીઓ પુરૂષોની સમોવડી છે એમ શી રીતે કહી શકો છો ? અમો દરેક ક્ષેત્રમાં ત્હમારી પછવાડે છીએ. આર્થિક રીતે અમારૂં જીવન ત્હમારી આર્થિક

સાંકત સાથે સંકળાયેલું છે. રાજ-
કીય રીતે અમોને કંઈજ હક્ક નથી!
સામાજીક, કાટલામાં તો અમો સાવ
અલ્પ ગણત્રીમાં મનાઇએ છીએ...

પરિમલ-એ સાચું છે: પણ...

નિર્મળા-ધારો કે હું ત્હમારી સાથે
લગ્ન કરૂં એટલે?

પરિમલ-[કુતુહલપૂર્વક] એટલે?

નિર્મળા-એટલે મ્હારો વિકાસ અટકી
જવાનો.

પરિમલ-ત્હમોને જે અનુકૂળતાઓ
જોઇશે તે મળી શકવી અશક્ય નથી?

નિર્મળા-પણ ત્હમારી ગૃહિણીની કલ્પના?

પરિમલ-એમાં પરિવર્તન આણવું એ
ત્હમારૂં કામ છે.

નિર્મળા-તો ઠીક. ચાલો આપણે પત્ર-
વ્યવહાર કરીશું અને આપણા
સ્વભાવનો જો સુયોગ્યમેળ હશે તો...

પરિમલ-[નિર્મળા ના પાડશે કે શું તેવી
શંકા આવતાં] પણ નિર્મળા, આ
સર્વ સીવાય પણ આપણો સંસાર
સારો ચાલશે!...

નિર્મળા-[કંઇક સ્નેહભરી નજરે] પરિ-
મલ, હજુ આપણે તો આજે પહે-
લાંજ મળીએ છીએ. આપણે અત્યાર
સુધીની અનેક સુંદર નવલકથાઓમાં
વાંચેલું-પ્રેમ, સ્નેહ, ઉર્મી એ સર્વ
શું કલ્પનાઓ જ છે!

પરિમલ-એ તો હું કહી શકતો નથી
પણ...

[રામો આવે છે.]

રામો-નિર્મળા બ્હેન, બા બોલાવે.

નિર્મળા-[પરિમલને ઉદ્દેશીને] હું
જાઉં છું.

[નિર્મળા એક મસ્તીભરી
નજર નાંખી અંદરના ઓર-
ડામાં અદૃશ્ય થઇ જાય છે.
પરિમલ તેને જતી જોઇ રહે છે.]

પરિમલ-[આંટા મારતાં ગાય છે.]
ઉર્મી કો જન્માવે છે ઉરોની રસ એકતા.*

[પરિમલના કાકાશ્રી પ્રવેશ કરે
છે. તેઓ એક સામાન્ય વડીલ
જેવા દીસે છે.]

કાકાશ્રી-કેમ પરિમલ, ત્હને તે પસંદ છે?

પરિમલ-[શરમાતાં] વડીલ કરે તે મ્હને
અહોમાન્ય છે.!

કાકાશ્રી-હું જાણતો જ હતો. [ખુણામાં
પરિમલને લઇ જઇને] અને ત્હને
ખબર છે કે નિર્મળા ડૉ. નેવરેક-
રનું એક જ સંતાન છે.]

પરિમલ-[ભાવાર્થ સમજી જતાં] મ્હને
તેની ખબર ન હતી.

કાકાશ્રી-ધ્યાન રાખજે. ચાલ, ડૉક્ટર
નેવરેકર પાસે જઇએ!

[તેઓ જાય છે.]

પડદો પડે છે.

---

* 'શાન્ત'

## પ્રવેશ ત્રીજો.

પાત્રો:- પરિમલ.
નિર્મળા.
અનિલ.
અનુપ.
સુધીર.

સ્થળ:- સૂર્યવિલાનો ઉદ્યાન.

સમય:-સંધ્યાનો.

[પડદો ઉપડતાં સુર્યવિલાનો ઉદ્યાન દેખાવ દે છે. ગોઠવણી પહેલાંની માફક. પરિમલ અને નિર્મળાને લગ્ન થયે લગભગ એક માસ વીત્યો હોય છે. પરિમલ એકલો એક ખુરશી ઉપર બેઠો હોય છે. તે ઉભો થાય છે. આંટા મારે છે. અને આખરે રામાને બોલાવે છે.]

પરિમલ-રામા! રામા!!

[રામો આવે છે.]

પરિમલ-કેમ હજુસુધી કોઇ દેખાતું નથી? સુધીર, અનુપ, અનિલ કયાં ગયા?

[રામો નિરૂત્તર ઉભો રહે છે. પરિમલ આમતેમ આંટા મારે છે.]

[મોટરનું હોર્ન સંભળાય છે.]

રામો-લ્યો, સાહેબ એ લોકો તો આવી પહોંચ્યાં!

પરિમલ-પાંચેક કપ ચ્હા બનાવી લાવ.

[રામો પ્રસ્થાન કરે છે, અને નિર્મળા, સુધીર, અનિલ અને અનુપ અનુક્રમે આવે છે.]

નિર્મળા-અહીં ત્હમો આંટાજ મારો છો કે શું?

પરિમલ-હું ત્હમારી રાહ જોઇ રહ્યો હતો!

અનુપ-કેમ કંઇ સીનેમા પ્રોગ્રામ છે કે?

પરિમલ-પ્રોગ્રામ? ચાલો જઇએ. પણ, [સુધીર તરફ જોઇને] ભાભીશ્રી કયાં?

નિર્મળા-ગુજરાતી સ્ત્રીમંડળની સભામાં.

પરિમલ-[અનુપ તરફ ફરીને] અનુપરાણી?

અનુપ-[હસતાં હસતાં] હું ગીતા ઉપર હાથ મુકીને જણાવું છે કે આ ક્ષણે તે કયાં હોઈ શકે તેની મ્હને કલ્પના નથી!

પરિમલ-કેમ?

અનુપ-એ કંઇ ઓછાં રામાયણનાં સીતા સમાં છે કે...

નિર્મળા-વાહરે અમારા 'રામ!'

પરિમલ-[અનિલની તરફ મજાક કરતાં] અને બીરાદર અનિલ, આ પરણેલાં-ઓના ટોળામાં તારે માટે એ પ્રશ્ન ઉભો થતો જ નથી!

અનિલ-બિરાદર, એમાં સંતોષ છે... પણ તું જરા લગ્નજયંતી ઉજવે તો ઠીક.

સુધીર–મૂર્ખ, જયંતી તો બાર મહીના પછી આવે.

અનિલ–તો એકબાંરાંશ ભાગ ઉજવાય તોય મ્હને વાંધો નથી.

નિર્મળા–[અનિલ તરફ જોઇને] એમ સીધા સીધા કહી દોને કે મ્હને ચ્હા જોઇએ છે. અરે રામા!

[રામો ચ્હા લઇને આવે છે.]

પરિમલ–લ્યો બીરાદરો.

પરિમલ–[સુધીર તરફ જોઈને] રજાના દીવસે સ્ત્રીઓની સભામાં જવાનું શું સુઝ્યું?

સુધીર–સ્ત્રીસ્વાતંત્ર્યનો આ યુગ છે! આપણે સભાઓમાં જઇએ છીએ ત્યારે એમની રજા લઇએ છીએ? [કટાક્ષમાં] આ છે સરખા હક્કનો મહિમા.

નિર્મળા–[સુધીર પ્રત્યે] વાહરે સુધીર ભાઈ, વળી પાછું ત્હમારૂં કટાક્ષ-વેણ આવ્યું કે! હમણાંજ સવિતા ભાભી [અનુપની પત્નિ] એ સંભળાવ્યું હતું તે ભૂલી ગયા!

પરિમલ–શું?

નિર્મળા–સવિતાભાભીએ અનુપભાઇને ચોખ્ખું કહી દીધું કે ત્હમો આખો દીવસ કામ ઉપર જાવ તો મ્હારે પણ કંઇક કામ શોધવુંજ રહ્યું! ત્હમોને ખબર છે કે અનુપભાઇ સવારના સાતે કામ ઉપર જાય છે. ખાય છે, પીએ છે પણ કામ ઉપર. રાતના આઠ કે નવ વાગે અને કદી કદી તો દશ વાગે તે ઘેર આવે છે!

અનુપ–મ્હારો એમાં દોષ નથી. નિર્મળા-ભાભી, આવતી કાલે પરિમલને નોકરી મળશે તો તેમની પણ એ એ દશા થવાની છે. અમો એન્જીનીયરો માટે ઘર જેવી વસ્તુ નથી! [હૃદયનો ઉભરો ઠાલવતો હોય તેમ] અમારા માટે આરામની એક ક્ષણ નથી!

નિર્મળા–અને આથીજ આખો દીવસ ઘરમાં બેસી રહી પોતાની શકિતઓ વેડફી નાંખવાને બદલે સવિતા-ભાભીએ નર્સ બનવાનો નિર્ધાર કર્યો છે!

સુધીર–નર્સ? એન્જીનીયરની પત્નિ?

નિર્મળા–તેમાં શું ખોટું છે! સવિતા-ભાભી સારી રીતે સુશિક્ષિત છે. શું એમણે આખો દિવસ અનુપ-ભાઇની માળા જપ્યા કરવી?

સુધીર–પણ તેઓ સામાજીક કામોમાં રસ લઇ શકે છે. દાખલા તરીકે બાળસંરક્ષણ મંડળ.

નિર્મળા–એ માટે તો શ્રીમંતોની અર્ધ-શિક્ષિત સ્ત્રીઓ કેટલીય પડી છે. પણ જયાંસુધી શકિતબળ છે ત્યાંસુધી શા માટે કુટુંબની આવ-કમાં વધારો કરવા પ્રયત્ન ન કરવો? અનુપભાઇને સો સવાસો મળે છે. સવિતાભાભીને લગભગ પચાસ મળશે.

સુધીર–પણ સવિતાભાભી જ્યારે નર્સનું કામ કરશે ત્યારે ઘરનું કામ કોણ સંભાળશે?

નિર્મળા–એમાં કંઇ પ્રશ્ન નથી. ત્હમો એન્જીનીયરો સામાન્ય રીતે રસોયો

તો ગણો છોજ તો એક વધુ નોકર ગણીને ઘરકામ તેને સોંપી દેવુ એજ વધુ ઉચીત છે.

અનિલ-[જે અત્યારસુધી શાંત હતો] વારૂ, પણ નિર્મળાભાભી આજે પરિમલ ઘેર છે અને આવતી કાલે એન્જીનીયર બનશે પછી?

નિર્મળા-[પરિમલ તરફ દ્રષ્ટિ નાખતી] પછી?

અનિલ-હા, પછી?

નિર્મળા-હુ પણ મ્હારી શક્તિ અનુ સાર કંઇક શોધી લઇશ!

સુધીર-પણ પરિમલભાઇને તે કબુલ છે?

પરિમલ-[આનંદીત બની] હું પણ એજ સિધ્ધાતમા માનું છું.

અનુપ-[પરિમલને એક બાજુએ લઈ જઇ] ત્હારી પત્નિના વિચારો અતિ પ્રગતિકારક છે. ખરેખર તેમનામાં પ્રેરણા આપવાની શકિત અદ્ભુત છે.

[નિર્મળા, સુધીર અને અનિલ બીજા ખૂણા ઉપર ટહેલતા દીસે છે]

પરિમલ-આ જુવાનીના આદર્શો છે! પ્રતિષ્ઠાના ખોટા ખ્યાલ ઉપર ઉભા રહી પ્રગતિની આડે પાળ બાધવી અશક્ય છે!

[નિર્મળા આ બાજુ આવે છે.]



નિર્મળા-કેમ અનુપભાઈ, પરિમલને શું સલાહ આપતા હતા?

અનુપ-પરિમલ તમારી પ્રશંશા કરતો હતો.

[એટલામાં તારવાળો આવે છે અને નિર્મળાને તાર આપે છે]

નિર્મળા-[તાર વાંચીને] લ્યો, મ્હને તે જગ્યા મળી ગઇ!

સુધીર- શેની?

નિર્મળા-મ્હને મનગમતી!

સુધીર-પણ મ્હને કહો તો ખરાં

નિર્મળા-'તણખા' માસિકના સ્ત્રી વિભાગનું તંત્રીપદ મ્હને સોપવાની વ્યવસ્થાપકોએ હા પાડી છે!

અનુપ-[હર્ષિત] તો મ્હને ખરેખર આનંદ થાય છે!

પરિમલ-મ્હને પણ.

નિર્મળા-[આનંદીત બને છે] ચાલો ત્યારે, જો ત્હમો પ્રમાણિક હો તો મ્હારી સાથે પ્રતિજ્ઞા કરો કે—

સ્ત્રીજાતીની અવદશા પરિહારવાને
એવો હુતાશની મહા પ્રગટાવીશું કે,
જેની પ્રચંડ ઉંચિ જ્વાળની માંહિ
થાશે અજ્ઞાન સ્વાર્થ વળી દુર્મતિ
સર્વ ભસ્મ. †

† [રમણભાઈ]



# મુંઝવતા સવાલોના સરળ ઉકેલ

**બ**ધા લોકો કહે છે કે દુનીઆમાં ફેસીઝમનો જુવાળ ચડતો જાય છે. પરંતુ દુનીઆના કયા કયા દેશોમાં ફેસીઝમ અત્યારસુધીમાં સ્થપાઇ ચૂક્યું છે તેની માહિતી ઘણા ઓછા માણસોને હોયછે. આવી માહિતી મેળવવાને ઈંતેજાર એક આદમી પુછે છે:–

સવાલઃ–અત્યારે ફેસીસ્ટ સરમુખત્યારી નીચે જીવી રહ્યા હોય એવા દેશો અને તેની વસ્તીનું પ્રમાણ તમે આપી શકશો ?

જવાબઃ–માનવતાને મધ્યયુગના જમાનામાં પાછું ઘસડી જતું ફેસીઝમ નીચેના દેશોમાં સ્થપાઇ ચૂકેલ છે. તેમની વસ્તીના જે આંકડાઓ આપવામાં આવ્યા છે તે છેલ્લામાં છેલ્લાં વસ્તીપત્રકોમાંથી તારવવામાં આવ્યા છે. જર્મની, ૬૬,૦૦૦,૦૦૦; ઈટાલી, ૪૨,૦૦૦,૦૦૦; પોલાન્ડ, ૩૨,૦૦૦,૦૦૦; યુગોસ્લાવીઆ, ૧૪,૦૦૦,૦૦૦; હંગેરી, ૮,૭૦૦,૦૦૦; ઓસ્ટ્રીઆ, ૬,૭૫૦,૦૦૦; ઇસ્ટોનીઆ, ૧,૧૫૦,૦૦૦. કુલ ૧૭૦,૬૦૦,૦૦૦.

---

**દુનીઆમાં ફેસીસ્ટ દેશો કેટલા ?**

**તુર્કી કઇ દિશાએ જઇ રહ્યું છે ?**

**ફેસીઝમ અને પત્રકારત્વ.**

**ફેસીસ્ટોએ વર્ગવિગ્રહ શમાવ્યો છે ?**

**પોલાન્ડ અને ઝેકોસ્લોવાકીઆની શી હાલત છે ?**

**ઈટાલી નાદારીને આરે ?**

**મુડીવાદ નીચે આર્થિક યોજના શક્ય છે ?**

---

આ ઉપરાંત બીજા બે દેશોમાં પણ ખુલ્લી સરમુખત્યારી છે. પણ તેને પેલી અળખામણી ફેસીસ્ટ સરમુખત્યારીઓ સાથે નજ ભેળવી શકાય.

દાખલા તરીકે ટર્કીમાં સરમુખત્યારી છે પણ તે ફેસીસ્ટ સરમુખત્યારી નજ કહેવાય. એ દેશ પર સંસ્કૃતિવિષયક, ઔદ્યોગિક અને સામાજીક પ્રગતિની દ્રષ્ટિએજ રાજ્ય ચલાવવામાં આવે છે અને એ પ્રગતિનો પ્રવાહ અમુક અંશે સમાજવાદ કે સામ્યવાદની દિશામાં વળેલો જણાય છે. ટર્કી અને રશીઆ વચ્ચે ગાઢ મિત્રાચારી છે અને રશીઆની મદદથી આધુનિક સંસ્કૃતિનાં બધાંએ સાધનો ત્યાં ઝપાટાબંધ વધ્યે જાય છે. લોકોનું અજ્ઞાન દૂર કરવાને માટે શક્ય હોય એટલા બધાએ પ્રયત્નો કરવામાં આવે છે અને સ્ત્રીઓ જીવનનાં એક એક ક્ષેત્રમાં પુરૂષની સમોવડી બની રહે એવા ઉપાયો પણ હાથ ધરવામાં આવે છે.

છેલ્લી કેટલીએ સદીઓની અધોગતિએ ઉભાં કરેલ અનેક સામાજીક યંત્ર-

ણાઓ અને કુરીવાજોમાંથી મૂકત થઇ જવાની સ્ત્રીઓને પુરેપુરી સગવડ આપવામાં આવી છે. ખરૂં જોતાં સ્ત્રીઓને બુરખાઓ ફગાવી દેવાને ઉત્તેજન આપવામાં આવ્યું છે એટલું જ નહિ પણ સર્વ પ્રકારના ધંધાઓ અને નોકરીઓમાં પુરૂષોની સાથે હરિફાઇ કરવાની તાલીમ અને સગવડ તેમને અપાઇ રહી છે. સ્ત્રીઓ પ્રત્યેના તેના વર્તાવમાં આ દેશ થોડા વખતમાં એકસો વર્ષ જેટલો આગળ વધી ગયો છે ત્યારે જર્મની અને ઇટાલી અનેક હજાર વર્ષ પાછાં હઠી ગયાં છે. કેમકે એ દેશના સરમુખત્યારો તો એમ જ કહે છે કે સ્ત્રીઓનું સ્થાન રસોડાં સિવાય બીજી કોઇ જગ્યાએ છે જ નહિ અને ધાર્મિક સ્થળોમાં જઇ પ્રાર્થના કરવી અને આખ્યાનો સાંભળવાં અને લડાઇમાં કપાઇ મરવા માટે જેમ બને તેમ વધારે છોકરાં પેદા કરવાં એ બે વસ્તુ જ એમનાં જીવનના વ્યવસાય બનવા જોઇએ.

જ્યારે જર્મની, ઇટાલી અને ઓસ્ટ્રીઆ વહેમ અજ્ઞાન, વેરવૃત્ત અને જંગલીઆત ભર્યા મધ્યયુગ તરફ વળી રહ્યાં છે ત્યારે ટર્કીએ પૂર વેગે પ્રગતિની દિશામાં હંકારી મૂકયું છે અને પોતાના પ્રજાજનોને ધર્મ તરફ શંકાશીલતાની તાલીમ આપવા માંડી છે. ટર્ક સરમુખત્યારી નીચે ૧૪૦૦૦,૦૦૦ લાખ માણસો જીવે છે.

તે ઉપરાંત સોવિએટ રશીઆમાં પણ સરમુખત્યારી છે. એ સરમુખત્યારી પર ગમે તેટલી ટીકા કરીએ પણ તે ફેસીસ્ટ સરમુખત્યારી નથી એટલું તો કબુલ કર્યે જ છુટકો. ફેસીઝમ એટલે તો મૂડીવાદને સ્થીર કરવાના આશયથી એક આદમીની સરમુખત્યારી. સોવિએટ યુનીઅનમાં તો એક પક્ષ—સામ્યવાદી પક્ષ—ની સરમુખત્યારી છે અને તેનો ઉદ્દેશ મૂડીવાદી અર્થવ્યવસ્થાનો સંપૂર્ણપણે નાશ કરવાનો છે. સોવિએટ યુનીઅનની વસ્તી આજે ૧૬૮,૦૦૦,૦૦૦ છે.

આજ સરમુખત્યારી સબંધે કેટલાક વધુ પ્રશ્નો પણ પુછવામાં આવ્યા છે. દાખલા તરીકે એક માણસ પુછે છેઃ

સવાલઃ—સરમુખત્યારની અસર પત્રકારત્વ પર કેવી થાય છે?

જવાબઃ—અસર એવી થાય છે કે પત્રકારત્વ મુવા વાંકે જીવે છે. જર્મનીનો જ દાખલો લો. હીટલર સત્તામાં આવ્યા પછી એક વર્ષમાં ૧૩૫૦ છાપાંઓ જર્મનીમાં બંધ પડયાં. આમાંથી એક હજાર તો સમાજવાદી કે ઉદ્દામ વિચારનાં પત્રો હતાં. એટલે તેમને તો રાજ્યે જ બંધ કરાવી દીધાં. બાકીનાં ૩૫૦ છાપાંઓ સુકાઇને કરમાઇ ગયાં કેમકે રાજ્યનું સેન્સોર ખાતું જે કહેવાની છુટ આપે તે સિવાય તેમને કંઇ જ કહેવાનું હતું નહિ. હીટલરની પહેલાંના દિવસોમાં જે મહાન શકિતશાળી છાપાંઓ હતાં તે તો ખતમ થઇ ગયાં છે કારણ કે છાપાંઓને કોઇપણ જાતનો સ્વતંત્ર અભિપ્રાય આપવાનો અધિકાર જ નથી. બધાં છાપાંઓમાં એકની એક વાત આવે એટલે એકથી વધારે છાપાંઓ માણસ ખરીદે જ શા માટે? નહિ તો આજના જમાનામાં જે કાંઇ બની રહ્યું છે તેનાથી બરાબર વાકેફગાર રહેવા માટે માણસોએ જુદાં જુદાં દ્રષ્ટિબિન્દુ ધરાવતાં અમુક છાપાંઓ અવસ્ય વાંચવાં જ જોઇએ. પણ જર્મનીમાં તો આજે એકજ પ્રકારનાં દ્રષ્ટિબિન્દુને માટે અવકાશ છે. એટલે આઝાં છાપાંઓ જીવી શકે એવું રહ્યું જ નથી. પ્રજાના સ્વતંત્ર મતને કચરી નાખવો એ ફેસીસ્ટ સરમુખત્યારીઓનું લક્ષણ હોય છે અને

જ્યાં જાહેર અભિપ્રાય સામે પ્રતિબંધ મુકાય ત્યાં છાપાંઓ છવે જ કેમ?

ફેસીસ્ટ સરમુખત્યારી સંબંધે આ એક વધુ પ્રશ્ન પૂછવામાં આવ્યો છે.

સવાલઃ–મુસોલીની અને હીટલરે વર્ગ-વિગ્રહને નિર્મૂળ બનાવ્યો છે એ વાત સાચી?

જવાબઃ–ફેસીસ્ટ સરમુખત્યારો પોતાંના બણગાં ફૂંકવા જે ખોટું પ્રચારકાર્ય કર્યે રાખે છે તેનો આ એક નમુનો છે. વાસ્તવિક રીતે તેઓ વર્ગવિગ્રહને નિર્મૂળ કરી શકયા જ નથી. ઉલ્ટાંનું તેઓએ તેમનાં કોર્પોરેટીવ–સામુદાયિક–રાજ્યોને બહાને મુડીવાદી વર્ગના હાથમાં એટલી વિશાળ અને ઉગ્ર સત્તા મૂકી દીધી છે કે કામદાર વર્ગને કચડી નાખવામાં તે બહુ જ કારગત નીવડે છે. વધુ પડતાં દમનને લીધે કામદાર વર્ગ પોતાનો અવાજ બહાર પાડી શકતો નથી. પણ એનો અર્થ એ તો ન જ થઇ શકે કે તેમણે વર્ગવિગ્રહ નાબુદ કર્યો છે. તેનાથી ઉલ્ટું તેમનાં એ પગલાંથી કામદારોનાં દીલમાં જે પ્રચંડ રોષ પ્રજ્વળી રહ્યો છે તે એમ જ સૂચવે છે કે એ લોકોએ વર્ગવિગ્રહને વધારે ભીષણ બનાવ્યો છે.

ઘણી વખત નામો છેતરનારાં હોય છે. દાખલા તરીકે આજે એમ કહેવામાં આવે છે કે પોલાન્ડમાં તો લોકતંત્ર છે. અને આપણે તો તેની સરમુખત્યારીમાં ગણત્રી કરી છે. આવી જાતની ગણત્રીથી મુંઝાઇને એક વાંચક પુછે છેઃ

સવાલઃ–પોલાન્ડમાં પણ ઝેકોસ્લોવાકીઆની માફક પ્રજાતંત્ર છે એ વાત સાચી છે કે કેમ?

જવાબઃ–પોલાન્ડ ઉપર તો આજે લશ્કરી સરમુખત્યાર માર્શલ પીલ્સુડસ્કી એકચક્ર સત્તા ભોગવે છે. અને કેથોલીક ધર્મગુરૂઓના તેના પર ચારે હાથ છે.

પોલાન્ડ લોકશાસનવાળું પ્રજાસત્તાક છે, એટલે કે તેમાં એક ચુંટાએલ પ્રમુખ મોશીકી અને પાર્લામેન્ટ છે એમ કહેવામાં આવે છે. પણ એ નર્યો દંભ છે. સાચો રાજ્યકર્તા પીલ્સુડસ્કીજ છે, એક મોટાં લશ્કરની મદદથી એ પોતાનું સ્થાન ટકાવી રાખે છે અને બદલામાં ભૂખે મરતા પોલલોકો પાસેથી રાજ્યની કુલ આવકના તેત્રીસ ટકા જેટલો કર એ લશ્કરના નિભાવ અર્થે ઉઘરાવે છે.

પીલ્સુડસ્કી અને તેના લશ્કરી સાગીર્દોએ ૧૯૨૬ માં રાજ્યસત્તાનો કબજો લીધો ત્યારથી પ્રજાનાં વિતકોનો ડુંગર મોટો અને મોટો થતો જાય છે અને તેમનાં જીવનનું ધોરણ છેક જ હલકું થઇ ગયું છે. પ્રજામાં અસંતોષ એટલો બધો વ્યાપક છે કે તેઓ કયારે બળવો કરી બેસશે તે કહેવું મુશ્કેલ છે.

પીલ્સુડસ્કીનાં પોલાન્ડમાં પણ યહુદીઓ પર બેસુમાર સીતમો વર્ષાવવામાં આવે છે. પીલ્સુડસ્કી હીટલરના જેટલોજ નઠોર છે અને જો હીટલરથી વધારે ખરાબ હોવાનું શક્ય હોય તો પીલ્સુડસ્કી એવો છે. એમાં ફેર ફક્ત એટલો છે કે હીટલરે જ્યારે યહુદી વેપારીઓ, ધંધાદારીઓ, બુધ્ધિશાળીઓ વગેરેને લૂંટયા અને તારાજ કર્યા છે ત્યારે પીલ્સુડસ્કીએ ગરીબ યહુદીઓને જ તારાજ કર્યા છે. પરિણામે એની યહુદી વિરોધી સીતમકથા જગતની જાણમાં નથી આવી શકી.

કેથોલીક હીટલર અને કેથોલીક પીલ્સુડસ્કી આજે સત્તા વધારવાને માટે એક બીજા સામે કુરકીઆં કરી રહ્યા છે. પરંતુ,

આજે લડાઈમાં ઉતરવાની તાકાત એમાંથી એકેયમાં નથી તેથી જ તેઓ હાથ પકડીને બેસી રહ્યા છે.

ત્યારે બીજી બાજુ ઝેકોસ્લોવેકીઆ તો ખરેખર સુધરેલો દેશ છે. ત્યાં વિચાર, વાણી અને અંગત વર્તનની પુરેપુરી સ્વતંત્રતા છે. ૧૪,૦૦૦,૦૦૦ની વસ્તીવાળો એ નાનકડો મુલક ચારે બાજુએ ફેસીસ્ટ સત્તાવાળા રાજ્યોથી ઘેરાએલો છે. છતાં તે તો હિંમતપૂર્વક પોતાનું લોકતંત્ર ખીલવ્યે જ જાય છે. આખા મધ્ય યુરોપમાં આજે એ જ એક ઉજળો ભાગ છે. તેના પ્રમુખ ઉદાર વિચારના માણસ છે અને બુધ્ધિવાદ અને રાજકીય લોકશાસનમાં એમની અચળ શ્રદ્ધા છે. અલબત દુનિઆના બીજા દેશોની માફક ઝેકોસ્લોવેકીઆને પણ આજે આર્થિક મુસ્કેલીનો અનુભવ કરવો પડે છે, છતાં ફેસીસ્ટોનાં ઉન્માદ, ગંદાઇ અને શરમજનકતા વચ્ચે માનવતાના ઉજળા ગુણોના નમૂના રૂપે એ ઉભું છે. જ્યારે મધ્ય યુરોપના બીજા દેશોએ સમાજવાદીઓની કત્લ ચલાવવા માંડી ત્યારે ઝેકોસ્લોવાકીઆએ તેમને માટે પોતાનાં બારણાં ખુલ્લાં મૂકયાં અને તેમને આશ્રય આપ્યો. આજે ઝેકોસ્લોવાકીઆનાં કાર્લ્સબેડ અને પ્રાગ ખાતે આવા રાજકીય આગંતુકો હજારોની સંખ્યામાં નજરે પડે છે, અને તેઓને બીજા લોકો જેટલી જ વિચાર, વાણી અને સંઘો રચવાની સ્વતંત્રતા આપવામાં આવી છે. માનવતાનો આવો સુન્દર દાખલો ઝેકોસ્લોવાકીઆ આજે પુરો પાડી રહ્યું છે.

ફેસીસ્ટ સરસુખત્યારો પોતાના પક્ષનું એકપક્ષી અને હડહડતાં જુઠ્ઠાણાં ભર્યું પ્રચારકાર્ય કરવામાં એટલા તો પાવરધા હોય છે કે ભોળાં માણસોને તેઓ જરૂર ભરમાવી દે છે. આવી રીતે ભરમાએલા અનેક મનુષ્યોમાંનો એક પુછે છે.

સવાલઃ–મુસોલીનીએ ઇટાલીને તરતીમાં આણી દીધું છે એમ હું માનું છું. તમે શા હિસાબે કહો છો કે ઇટાલી નાદારીના છેડા પર આવીને ઉભું છે?

જવાબ;–મુસોલીની જબાનનો જાદુગર છે. પ્રચારકાર્યમાં એ પાવરધો છે; એટલે પોતે ઇટાલીનો તારણહાર છે, પોતે પ્રજાને સમૃદ્ધિને માર્ગે મૂકી દીધી છે અને પ્રજા સુખી, સંતોષી અને આનંદીત છે અને એ બધા પોતાના જ પ્રતાપ છે એવું બતાવવાને તે અનેક દાવો અજમાવે છે. અને તેને લીધે તમારા જેવા અનેક માણસો ભરમાય છે. પરંતુ ઇટાલીની સાચી સ્થિતિનો ખ્યાલ સીનેમાઓની ન્યુસ રીલમાં આવતા ઇટાલીના ઉત્સવોના દેખાવો અને મુસોલીનીનાં ભાષણો પરથી નહિ પરંતુ ઇટાલીનાં બજેટ, કરોનું પ્રમાણ અને એવા એવા નક્કર આર્થિક આંકડાઓ પરથી જ કાઢવું રહ્યું.

ગયા મે માસના "ફ્રીમેન"માં ઇટાલીની નાણાંવિષયક અવદશાના આંકડા મેં પ્રગટ કર્યા હતા અને તેમાં ઇટાલીમાં કેટલી બધી પેઢીઓએ દિવાળાં કાઢયાં હતાં, ૧૯૩૨–૩૩ નાં બજેટમાં કેટલી જબ્બર ખાધ હતી, મુસોલીનીએ જે જાહેર બાંધકામનાં ખાતાં ખોલ્યાં છે તે બેકારોને કામ પુરૂં પાડવા માટે કેવાં અધુરાં છે, વગેરે, બતાવ્યું હતું.

હવે નવું બજેટ પ્રસિધ્ધ થઇ ચૂકયું છે એટલે નવા આંકડાઓ રજુ કરવાનું શકય છે. એક અહંમન્ય જુલ્મગારની ગાંડી મહત્વાકાંક્ષા સિધ્ધ કરવા માટે

૪૨,૦૦૦,૦૦૦ ઇટાલીઅનો શા ભોગ આપી રહ્યા છે તે એ આંકડાઓ બરાબર બતાવી આપે છે. હવે એ આંકડાઓ તપાસીએ:

(૧) ઇટાલીનું જાહેર દેવું આ વર્ષે વધી ૧૦૨,૦૦૦,૦૦૦,૦૦૦ લીરા જેટલું થયું છે. ૧૧.૭ લીરા એટલે એક ડૉલર. અને પહેલાંના ૫૦,૦૦૦,૦૦૦,૦૦૦ લીરા ઉમેરવા જોઇએ. એટલે ઇટાલીનું કુલ જાહેર દેવું આજે ૧૫૦,૦૦૦,૦૦૦,૦૦૦ લીરા છે. ૧૯૨૯ માં એ દેવું ૧૧૧,૦૦૦,૦૦૦,૦૦૦ લીરા હતું.

(૨) ૧૯૩૩–૩૪ નું બજેટ ૩,૬૬૩,૦૦૦,૦૦૦ લીરા ખોટ બતાવે છે. આ જાહેર દેવું અને આ ખોટ એમ સાફ બતાવી આપે છે કે ઇટાલીની સરકાર નાદારીને આરે આવી ઉભી છે અને મુસોલીનીનો પોતાનો મહેલ પડી જવાને હવે બહુ વાર લાગવાની નથી.

(૩) બીજા દેશોમાં કરનાં ઉંચાં ધોરણની આપણે વાતો કરીએ છીએ પણ ૧૯૩૩ માં ઇટાલીની પ્રજા પાસેથી મુસોલીનીની સરકારે જે કર ઉઘરાવ્યો હતો તેનું પ્રમાણ પ્રજાની કુલ આવકના ૩૮ ટકા જેટલું હતું. હવે એ વિચાર કરો કે ઇટાલીમાં કામ કરતો દરેક કામદાર કે ખેડુત કામના દરેક કલાકની સાઠ મીનીટમાંથી ૨૫ મીનીટ તો મુસોલીનીની ઉડાવ સરકાર માટેજ પરસેવો પાડે છે. અને છતાં પ્રજાનું જાહેર દેવું તો કુદકે અને ભુસકે વધ્યુંજ જાય છે.

(૪) ઇટાલીમાં ૧૯૩૦ ની સાલમાં ૫૦૦,૦૦૦ બેકારો હતા. ૧૯૩૪ જાન્યુઆરીમાં બેકારોની સંખ્યા ૧,૧૫૦,૦૦૦ની થઇ છે.

આં વસ્તુને મુસોલીની પ્રગતિ અને સમૃદ્ધિ તરીકે ઓળખાવીને દુનીઆંની આંખમાં ધૂળ નાખવા માગે છે.

બધાએ ફેસીસ્ટ સરમુખત્યારોમાં મુસોલીની સહુથી કાબેલ આદમી છે. છતાં પોતાના દેશને નાદારીને આરે ખેંચી જવામાં સહુથી પહેલો એ સફળ થયો છે એટલે બીજી સરમુખત્યારીએ, જર્મની, ઓસ્ટ્રીઆ, પોલાન્ડ, અને યુગોસ્લાવીઆની પણ એજ દશા થશે એ વાત ચોક્કસ છે. જ્યારે આજે દુનીઆના લોકશાસનવાળા દેશો આર્થિકમંદીમાંથી ઉગરી જવાની આશા સેવી રહ્યા છે ત્યારે ફેસીસ્ટ દેશોની આ દશા છે. આ વસ્તુ એજ બતાવી આપે છે કે ફેસીઝમથી કોઇ જાતનો લાભ છેજ નહિં.

સમાજવાદીઓનો એવો દાવો છે કે પાર્લામેન્ટરી લોકશાસન એકલુંજ લોકોને અત્યારની આર્થિકમંદીમાંથી ઉગારી લેવાને અસમર્થ છે. તેઓ કહે છે કે રાજકીય લોકશાસન ઇચ્છવા યોગ્ય સંસ્થા છે કેમકે તેનાથી લોકોની નૈતિક ભાવના, સામાજીક કાર્યક્ષમતા, ઉત્પાદનશક્તિ વગેરેમાં વધારો થાય છે–પણ એટલુંજ થવાથી આપણી સામે ડોળા ધુરકાવી રહેલ સમસ્યાઓનો આરો આવી જાય તેમ નથી. એ રાજકીય લોકશાસનમાં આર્થિક લોકશાસન ઉમેરીએ તો જ માનવતાનો જયવારો છે. જે બળો આર્થિકમંદીને વખતોવખત આણવાને માટે જવાબદાર છે તેમને દૂર કરવાં હોય તો દ્રવ્ય ઉત્પન્ન કરવાનાં સાધનો, તેની વહેંચણી અને લેવડદેવડનાં સાધનો સમાજને હાથે અને સમાજના હિતને માટે જ ચલાવવાં જોઇએ. રાજકીય લોકશાસન આવી સ્થિતિ આણવાની દિશામાં સારી શરૂઆત છે એ વાત

ખરી પણ એ માત્ર શરૂઆત જ છે. આ નવસમાજનું સાચું લક્ષ્ય તો એ જ છે કે જેમ રાજકારણનાં ક્ષેત્રમાંથી એકહથ્થુ —અથવા થોડાના હાથમાં રહેનારી—સત્તા નાશ પામી તેમ આર્થિક ક્ષેત્રમાંથી પણ એકહથ્થુ સત્તા અદશ્ય થાય. અમેરિકા અને ઇંગ્લાંડનો ખડતલ વ્યકિતવાદ અને ફેસીઝમ, નાઝીઝમ અને એકહથ્થુ સત્તાનાં બીજાં બધાં સ્વરૂપો સામે માનવતાના ઉગારાનો એ એક જ માર્ગ છે.

આજની આર્થિક વ્યવસ્થામાં અરાજકતા ભરી છે અને તેને લીધે જ દુનીઆમાં આ બધાં અનિષ્ટો ઉભાં થયાં છે એમ આજે એકેએક વ્યકિત સ્વીકારી રહેલ છે. સોવીએટ રશીઆએ આર્થિક ક્ષેત્રમાં યોજના આણીને સો વર્ષમાં સાધી ન શકાય એવી પ્રગતિ દશ વર્ષમાં સાધી છે એમ પણ લોકો જાણે છે. એટલે તેઓ માગે છે કે આપણે પણ પાંચ વર્ષની કે દશ વર્ષની યોજનાઓ ઘડીએ. જ્યારે લોકો આવી યોજનાઓની હિમાયત કરે છે ત્યારે તેમને ઘણાએ માણસો એવું સંભળાવી દે છે કે એવી જાતની યોજના મૂડીવાદી સમાજ વ્યવસ્થામાં શક્ય નથી. પણ અર્થશાસ્ત્રની આંટીઘુંટીઓથી બીનવાકેફગાર માણસને આ વાત ગળે ઉતરતી નથી. આવો એક માણસ પુછે છે:

સવાલ—મૂડીવાદી તંત્ર નીચે આર્થિક યોજના ઘડવાનું શક્ય નથી?

જવાબ:—જ્યાં સુધી ઉત્પાદનનાં સાધનો પર ખાનગી માલેકી અને માલ વેંચવા માટે બજારોની હરિફાઇની પ્રથા હસ્તી ધરાવતી હોય ત્યાં સુધી આર્થિક યોજના અમલમાં મુકી શકાય જ નહિ. મૂડીવાદ સરકાર તંત્ર મારફત પોતાનું નિયમન જરૂર કરી શકે પણ આર્થિક યોજના એટલે કેટલો માલ ઉપજાવવો, તેની વહેંચણી કેમ કરવી અને તેની લેવડદેવડ કેમ કરવી એ તો એ કોઇ દિવસ મુકરર કરી શકે જ નહિ. જ્યાંસુધી મોટા મોટા ઉદ્યોગો ખાનગી માલેકોના હાથમાં હોય ત્યાં સુધી સ્વાર્થ અને નફો મેળવવાની તૃષ્ણા, કેટલો, કેવી જાતનો, અને કયાં આગળ માલ ઉત્પન્ન કરવો અને તેની વહેંચણી શી રીતે કરવી તેને લગતી કોઇ પણ સરકારી યોજનાને ઉથલાવી પાડયા વીના ન જ રહે.

પરંતુ જ્યારે માલ ઉત્પન્ન કરવાનાં સાધનો પર સમાજની માલેકી સ્થપાય એટલે કે કામદારવર્ગના હાથમાં જ ઉત્પાદનનાં સાધનોની માલેકી હોય ત્યારે આર્થિક યોજના તર્કસિધ્ધ બને છે એટલું જ નહિ પણ તે અનિવાર્ય પણ બની રહે છે. એવાં સમાજવાદી તંત્ર નીચે આગામી વર્ષમાં કેટલા જોડા બનાવવા, કેટલાં ઘરો બાંધવાં, કેટલી નવી રેલ્વેઓ બાંધવી, કેટલી ખાંડી દાણો પેદા કરવો, કેટલા વાર કપડું વણવું, કેટલાં નવાં વહાણો બાંધવાં, કેટલી ખાણો ખોલવી, અને તે બધાંની પછવાડે જે ખર્ચ થાય તેની વ્યવસ્થા કેવી રીતે કરવી, એ બધાંમાંથી કેટલું ઉત્પન્ન થશે અને તેની વહેંચણી શી રીતે કરવી એ બધું મુકરર કરવાનું શક્ય છે. કેમકે તેમાં ફેરફાર કરવાં કરાવવાની વૃત્તિ ધરાવવાનું કોઇને કારણ નથી. એ ગણત્રીમાં અહિં તહિં થોડી વધતી ભૂલો થવાનો સંભવ ખરો, તેમાં અકસ્માતો, તાત્કાલિક જરૂરીઆતો કે અશક્તિ આડાં આવે એ બધું સાચું પણ સામટે સરવાળે બધો વહિવટ તો એ ધોરણે જ કર્યે છુટકો. એવાં તંત્ર નીચે હરિફાઇ, સ્વાર્થ, નફાતૃષ્ણા, એવું તો

કાંઇ હોય નહિ એટલે ઔદ્યોગિક અને સામાજીક પ્રવૃત્તિનું ધ્યેય એક જ રહે—સમાજમાં હસ્તી ધરાવતાં બધાં માણસોની જરૂરીઆત પુરી પાડવી. ઉપરાંત એવાં તંત્ર નીચે એક વર્ગની મહેનત પર છવનારો બીજો વર્ગ પણ ન હોય એટલે આર્થિક અંધાધુંધીનું કારણ તો અદૃશ્યજ થાય છે.

આજે અમેરિકામાં પ્રમુખ રૂઝવેલ્ટ આર્થિક યોજનાની વાતો કરે છે પણ જ્યાં સુધી એ બેંકો, રેલ્વેઓ, માલની બનાવટ, નાણાંની ધીરધાર, વગેરે પર ખાનગી માલેકી ચલાવી લેવાની તત્પરતા તે દાખવે છે ત્યાં સુધી વેપાર અને નાણાં બજાર ખાનગી નફો નિતારવાની અળખામણી રસાકસીનાં ધામ જ બની રહેવાનાં. ભાડું, વ્યાજ અને નફો એ ત્રણ વસ્તુ આર્થિક યોજનાની ગમે તેવી ભભકાબંધ વાતોને જુઠી ઠરાવ્યા વિના રહે જ નહિ.

આર્થિક યોજનાની ભાવના ઘણી સુંદર છે. જો માણસ જાતને ભૂખમરામાંથી ઉગારી લેવી હોય તો એ ભાવના સિધ્ધ થવી જ જોઇએ. પરંતુ જ્યાં સુધી આપણે આંધળી હરિફાઇ, હડખાયો વ્યક્તિવાદ, નફાનાં લોભ-લાલસા, ઇજારાવાદ, મુડીવાદ અને સમાજવ્યવસ્થાનાં એવાં બીજાં અનેક અનિષ્ટોને હસ્તીમાં રહેવા દઇએ ત્યાં સુધી એ આદર્શની સિધ્ધી અસંભવિત છે.

મુડીવાદ પોતેજ આર્થિક યોજનાનો કટ્ટર શત્રુ છે. માણસ જાતની ઓછામાં ઓછી સેવા કરી વધારેમાં વધારે નફો કેવી રીતે નીતારવો એ જ એનું અર્થ-શાસ્ત્ર—આર્થિક વ્યવસ્થા છે. તે મજૂરોને કામે ચડાવે છે—તેમને ગુજરાનનાં સાધન પુરાં પાડવાના પરોપકારી ઉદ્દેશથી નહિં પણ કામદારો જે મહેનત કરશે એમાંથી પોતોને નફો મળશે એજ આશયથી. યોજના રહિતતાનું એ ફળ છે અને જયાંસુધી સમાજને જરૂરી હોય એવાં ઉત્પાદનનાં સાધનો પર ખાનગી માલેકીને નિભાવી લેવામાં આવે ત્યાંસુધી એક નહિ પણ એક લાખ રૂઝવેલ્ટો પણ તેમાં ફેર-ફાર નહિ કરી શકે.

# સંજોગોનો : શિકાર :

—એક— ટુંકી વાર્તા.

લેખક
રફીક.

મજીદની સ્ત્રીનું નામ રોશન હતું. રોશન મજીદના જીવનની રોશની હતી, જીગરનો કરાર હતી. ખારાં ઝેર જેવાં જીવનમાં મીઠી વીરડી હતી, એક બાળક પણ હતું; એ એની દુનિયા હતી

એ દુનિયા આજે દુનિયામાંથી ઉપડી જવાની અણી પર હતી, મજીદથી એની બીમારી જોવાતી નહીં, પણ શું કરે? જાય ક્યાં?

આ સંસારમાં તેનાં કોઇ સગાં ન હતાં. હતાં ત્યારે સંખ્યા વગરનાં હતાં. ગરીબી આવતાં સંખ્યા આસ્તે આસ્તે ઓછી થતી ગઇ. અને થોડાક સમયમાં તો સાફ ઘટી ગઇ. શ્રીમંતાઇમાં સેંકડો હતાં, ગરીબી આવતાં એક પણ ન રહ્યું સ્ત્રી સિવાય.

સેંકડો અવનવી વસ્તુને નવાં નવાં સાધનોથી નવાજતાં મજીદની શ્રીમંતાઇ ભરેલી સ્થિતિમાં પણ રોશનની એજ નઝર હતી, જે અત્યારના નિરાશા, અંધકારપૂર્ણ ને છેવટની હદ સૂધીનાં ગરીબ જીવનમાં હતી:

મજીદ ગરીબ તો હતો, પણ છેલ્લા ... દિવસ થયાં એ વધુ સંકડામણમાં હતો, બાળકની બીમારીએ તેને વધુ સંકડાવી દીધો હતો.

ડોકટર હોય, દવા હોય; પણ એ બધું પાસે પૈસા હોય ત્યારે. મજીદની પાસે માત્ર એ જ વસ્તુની ખામી હતી.

એ ધર્માદા દવાખાનાનો આશરો લેતો, પણ ત્યાંની બેદરકારી જોઇ, ખાખ થઇ જતો, ખાખ થવા છતાં ખાખ થવા જતો, લાઇલાજે.

આજે બાળકની હાલત વધુ ખરાબ હતી, આંખો સ્થિર હતી, બકવાદ પુષ્કળ હતો. અત્યારે એના જીવનની દશા બુઝાતા દીપક જેવી હતી.

એની આવી દશાથી પતિ પત્ની બન્નેનું જીગર આંખમાં આવી ગયું હતું. આંખમાં આવેલું જીગર આંસુ બની ટપકતું હતું.

બાળક મરતું હતું, મરતાં બાળકના પ્રાણ મુખમાં આવે એ પહેલાં એ બન્નેના પ્રાણ મુખમાં આવી ગયા હતા.

મજીદની આંખ કાબુમાં હતી, હૃદય બેકાબુ હતું. રોશનની આંખ ને હૃદય બંને બેકાબુ હતાં. એ રડતી હતી. એના રૂદનમાં સૃષ્ટિનું દર્દ હતું.

એ રડતાં રડતાં કહેવા લાગી:

"તમે જાવને!"

"ક્યાં?"

"કોઇ ડોકટર પાસે."

"ફીના પૈસા ક્યાં?"

બાળકની સ્થિતિમાં ભૂલાઈ ગયેલી સ્થિતિ યાદ આવતાં એના મુખમાંથી હાયકારો નીકળી ગયો.

મજીદનું હૃદય ટુકડા થઇ ગયું. એ બાળકની દશા ને સ્ત્રીના હાયકારા જોઈ ન શકયો. એ ઉઠયો, ઉભો થયો ને આવ્યો બા'ર, "હું ડોકટરને લઇ આવું છું" કહીને.

* * *

બા'ર આવતાં એ ચાલવા લાગ્યો. ક્યાં જવું એ નક્કી નો'તું, સામે રસ્તો હતો ને પગમાં ગતિ હતી: આમ એ ચાલી રહ્યો હતો.

તેની કલ્પનામાં ઘરનો દેખાવ હતો. બાળક મૃત્યુની અણી પર હતું, રોશન બેઠી હતી. પોતે પણ પાસે હતો, એક સારો ડોકટર પણ હતો. બાળકને જોતો હતો, રોશન ડોકટરને જોતી હતી, એની નજર પણ ડોકટર પરજ સ્થિર હતી, પળ એકપછી બંને પતિપત્નિની નજર એક થઇ. રોશનની આંખોમાં આંસુ હતાં. એ આંસુમાં એક ભાવ હતો. જાણે કહેતી હોયને કે, "ડોકટર, ડોકટર નથી પણ જીવનદાતા છે. મારાં બાળકને જીવાડનાર બીજા પ્રભુ છે."

"મીં૦ જરા સંભાળીને ચાલોને" એક માણસને ધક્કો લાગતાં તેણે મજીદને કહ્યું એની કલ્પનાસૃષ્ટિ તૂટી પડી, ને મુળ સ્થિતિ યાદ આવતાં એ હતાશ થઇ ગયો,

એ આગળ વધ્યો. જે રસ્તે કદી પણ નહિં જવા તેણે ઠરાવ કર્યો હતો તે જ રસ્તે આગળ વધ્યો. એના વિચારોમાં આજે ગાંડપણ હતું. ઘેલછા હતી. બાળકની દશાએ તેને દીવાનો કરી મૂકયો હતો. અને દીવાનાપણામાં ઠરાવનું ભાન રહે છે ખરું?

એ આગળ વધ્યો, અચાનક નઝર સામે ગઇ, સામે એક વેપારીની પેઢી હતી. પેઢી જોતાં એને પૂર્વ-સ્થિતિનું સ્મરણ થયું. જાહોજલાલી યાદ આવી. ગયેલા દિવસો આંખ સામે આવી. ઉભા રહ્યા.

પેઢી, પેઢીનું કામકાજ, તિજોરી, બાંકડા, તકીયા, સર્વ એનાં એજ હતાં. માત્ર માલિક જુદા હતા; પ્રથમ મજીદ હતો, અત્યારે હતો બશીર.

એ દેખાવ જોઇ તેનાં હૃદયમાં ન થવાનો સંતાપ થવા લાગ્યો. એ આગળ વધ્યો—રડતાં હૃદયે. અચાનક તેના કાનપર અવાજ આવ્યો. 'મજીદ શેઠ!' મજીદે પાછળ જોયું તો હીરાલાલ હસતો હતો.

હીરાલાલ દલાલ હતો, મજીદના વખતમાં તો એ સાવ શીખાઉ દલાલ હતો; પણ અત્યારે તે પારંગત હતો. ગ્રાહકોને કરી કરીને માલ અપાવતો. વેપારીઓમાં તેની વટ પડતી, ખરીદનારા એની જ મારફતે ખરીદ કરતા.

જ્યારે તે શીખતો હતો તે વખતે જમાનો મજીદનો હતો. આખી બજારમાં એની આંટ સર હતી. વેપાર પણ પુર જોબનમાં હતો—કોઇ નવયૌવના સ્ત્રી જેવો.

પણ યુવાન સ્ત્રીની યુવાની જેમ નથી ટકતી તેમ મજીદનો વેપાર પણ ન ટકયો. સંયોગોના તાપમાં એ બળી ખાખ થઇ ગયો.

હીરાલાલ નજીક આવ્યો ને બોલ્યો:

"કેમ, શેઠ કઈ બાજુ ?" મજીદ અવાચક રહ્યો, એ કશું ન બોલ્યો. શું બોલે? એની પાસે બોલવાપણું હતું જ શું ? હીરાલાલ પુનઃ કહેવા લાગ્યો.

"કેમ છો શેઠ ?",

"આફતમાં" પણ એ એમ બોલી જ કેમ શકે ? એ બોલ્યો. "આનંદમાં છું."

મજીદની નજર ક્યાંય નો'તી ખુંતી, જ્યાં જતી ત્યાં નિરાશા જ નિરાશા દેખાતી હીરાલાલ દેખાતાં એની આંખમાં આશાનું એક કિરણ આવી સ્થિર થયું. પરંતુ હૃદયની વાત શબ્દોમાં મુકે એ પ્હેલાં તો એક ગ્રાહકના શબ્દો કાને આવ્યા.

"હીરાલાલભાઇ જરા ચાલોને."

"હા, ચાલો" એટલું બોલી એ આગળ વધવા લાગ્યો પણ એના પગ ઉપડે એ પ્હેલાં મજીદની ઝબાન ઉપડી, 'તે બોલ્યો:

"હીરાલાલભાઇ મારે તમને એક વાત કહેવી છે."

"મારી સાથે આવો."

મજીદ ગયો, સાથે ગ્રાહક પણ હતો, એ ત્રિપુટી આવી પેઢીના ચોગાનમાં, એજ ચોગાનમાં મજીદના વખતમાં એક બાંકડો પડ્યો રહેતો હતો, નવરા દલાલોને બેસવા સારૂ. હજી પણ એ બાંકડો ત્યાં જ હતો હીરાલાલ મજીદને ઉદ્દેશી કહેવા લાગ્યો.

"શેઠ, આ બાંકડા પર બેસો, હું સોદો પતાવી આવું."

આ સાંભળી મજીદની આંખ સામે જૂની વાત આવી; સાથે આંખમાં આંસુ પણ આવી ગયાં.

હીરાલાલ મજીદના વખતમાં શીખાઉ દલાલ હતો, ને તે વખતે એ જ બાંકડા પર નવરો બેસી રહેતો.

એક વખતે મજીદ ગાદી ઉપર તકીયાને અઢેલી બેઠો હતો. હીરો ભૂલથી વેપારીની ખુરશી પર બેસવા જતો હતો. મજીદ એ જોઇ બોલ્યોઃ

"બાંકડા પર બેસો"

એ જ હીરો આજે કહી રહ્યો હતો,

"બાંકડા પર બેસો."

હીરાલાલ અર્થસૂચક નો'તો બોલ્યો. એ તો પોતાના જૂના શેઠને આવકારતો બોલ્યો હતો, પણ એના આવકારમાં કેવા પ્રકારની આફત હતી, તે આવકારનાર ક્યાંથી સમજી શકે ?

મજીદ જે સ્થળે બેસતો હતો, ત્યાં હમણાં બશીર બેસતો હતો. બશીર આજે ન હતો. એ પૂના ગયો હતો. એક અપરિચીત મુનીમ બેઠો હતો, એક વેપારી પણ બેઠો હતો. મુનીમના એક હાથમાં કલમ હતી, બીજામાં ચોપડો. ગાદી પર થોડીક નોટો પણ હતી, વેરવિખેર.

બેઠેલો વેપારી બોલ્યો:

"છગનભાઇ, નાની મીલના ચોખાની વાનગી બનાવોને."

છગનભાઈ ઉભો થયો; ચોપડો બંધ કર્યો,–કલમ કાન પર મૂકીને હાથમાં માલ કાઢવાની બંખી લીધી. લઇ નીચે ઉતર્યો ને ચાલવા લાગ્યો, સાથે વેપારી પણ હતો.

નોટો જોઇને મજીદને રોશનના શબ્દો યાદ આવ્યા. બાળકની દશા પણ યાદ આવી, સાથે ડોકટર પણ યાદ આવ્યો, પણ પૈસાં ક્યાં ?

પૈસા તો સામે જ હતા, પૈસાને જોઇ તેની અચળ વૃતિ ચળવા લાગી. જાણે આજ એની પ્રમાણીકતા તૂટવાની હોયને ! પણ એમાં એનો દોષ નો'તો. ગરિબીએ

તેને લાચાર બનાવી દીધો હતો; ગરિબી કરતાં બાળકની બીમારીએ વિશેષ લાચાર બનાવી દીધો હતો.

એ ઉઠયો, ઉભો થયો ને અડખેપડખે સર્વત્ર નજર ફેંકી; ચોરની માફક. જોવામાં બેચાર મ્હેતા આવ્યા. બધા લખવામાં લીન હતા. મજીદ કોઇ તસ્કર પ્રમાણે ગાદી પાસે આવ્યો, હાથ લાંબો કર્યો, ને એક નોટ લીધી. પરંતુ ગજવામાં સેરવે એ પ્હેલાં એક ઘોડીના છોકરાએ એને જોયો ને બૂમ મારી.

"ચોર, ચોર !"

'ચોર' શબ્દથી મજીદનું જીગર ટૂકડા થઇ ગયું, એની નિગાહ સામે પોલીસ ન્યાયાલય, ન્યાયાધીશ, ને કેદખાનું આવી ઉભાં રહ્યાં. એની આંખો બહાર નીકળી આવી.

પેઢીના માણસોએ ધૂમરાણ કરી મૂક્યું. થોડીવાર થઇ. પોલીસ આવી મજીદને પકડી લઈ ગઇ. જતાં જતાં મજીદે એક દ્રષ્ટિ હીરાલાલ પર ફેંકી જાણે એ તેને છોડાવનાર હોયને !

હીરાલાલ ન સમજી શક્યો કે, આ શું થયું ? એણે મજીદના જવા પછી પૂછયું, ઘાટીએ વિગત કહી; હીરો બબડયો. "શું જમાનો આવી ગયો છે !"

* * *

બીજે દિવસે મજીદને કોર્ટમાં ઉભો કરવામાં આવ્યો; મેજીસ્ટ્રેટ હિંદી હતો, મોહનલાલ નામ હતું. મોહનલાલે મજીદને જોયો, જોતાંજ ચમક્યો, અને સાથેજ એના મુખમાંથી શબ્દો સરી પડયા "કોણ, મજીદ !"

"હા."

મોહન અને મજીદ બન્ને નિશાળીઆં મિત્રો હતા, બન્નેની મિત્રતા સરસ હતી. મોહન મજીદને જોતાં અર્ધો થઇ જતો, મજીદ મોહનને જોતાં હર્ષથી ઉછળતો.

બન્ને મિત્રો હતા, પ્રમાણીક હતા, સુખેથી ભણતા ને આનંદ કરતા. એ પછી મોહનલાલના પિતાને મોહનલાલને ઇંગ્લેંડ અભ્યાસ કરાવવા મોકલવાનું મન થયું. તેમનાં એક મિત્ર જતા હતા. મોહનને સાથે મોકલવામાં આવ્યો. જતાં જતાં બન્ને મળ્યા, ભેટયા, રોયા; પતિ-પત્ની વિખુટાં પડતાં રડે એ રીતે.

પછી ઇંગ્લેંડથી પત્રો આવવા શરૂ થયા, હિંદથી જવા શરૂ થયા. પ્રથમ પત્રવ્હેવાર અષાઢના વરસાદ જેવો હતો. પણ જતે દિવસે ઓછો થતો ગયો. પખવાડીએ; મહિને, ત્રણ મહિને, ને પછી તો સદંતર બંધ થઇ ગયો.

એ વાતને વર્ષો વિત્યાં, વિતેલા વર્ષોમાં ઘણીય નવાજૂની થઇ ગઇ. મજીદ શેઠ થયો. એનાં કીસ્મતનો સૂર્ય મધ્યાહ્નમાં તપવા લાગ્યા. થોડાંક બીજાં વર્ષો વિત્યાં એના કીસ્મતનાં સૂર્યની સંધ્યા આવી; એ ગરીબ થયો, મીસ્કીન મુફલીસ થયો. બાળક બિમાર પડયો, સંજોગોએ તેને ચોરી કરાવી. ચોરી કરવા જતાં પકડાયો. ગુન્હેગાર થયો. ગુન્હેગારને કોર્ટમાં ઉભો કરવામાં આવ્યો. બન્ને મિત્રો અચાનક ત્યાં મળ્યા, પણ બન્નેની દશા જૂદી હતી; એક મેજીસ્ટ્રેટ હતો અને બીજો ગુન્હેગાર !

મોહનલાલને જૂની વાત યાદ આવી, આંખ સામે નિશાળ આવી ઉભી રહી, મજીદ, મજીદની પ્રમાણીકતા એ બધું યાદ આવ્યું. એની આંખ ભરાઈ ગઇ, પણ એ રડી ન શક્યો. રડવાનું ઘણું મન થયું, છતાં એ રડી ન શક્યો, એનું હૃદય રડતું હતું, ને રડતાં રડતાં કહેતું હતું, "મજીદ, ચોર નથી સંજોગોનો શિકાર છે."

વિચારો કરતાં, કરતાં એના મુખમાંથી શબ્દો નીકળ્યા,

"મજીદ આ શું ?"

"કીસ્મત !"

મોહનલાલ સમજી ગયો કે ખરેખર એ સંયોગોનો શિકાર છે. એ કશું ન બોલ્યો.

કેસ ચાલ્યો, મોહનલાલને દયા આવી પણ કાયદામાં દયા કયાં હતી ? કાયદાની ક્રૂરતાએ એની દયાને નિર્દયતામાં ફેરવી નાખી, એણે ચૂકાદો આપ્યો.

"બે મહિનાની સખ્ત કેદ."

આ ચૂકાદા માટે તેણે કલમ ચલાવી ત્યારે, પોતાના હૃદય પર તલવાર ચલાવતો હોય તેવો મોહનલાલને અનુભવ થયો. પણ શું કરે ? એ ન્યાયની ખુરશી પર હતો.

કેદીને લઈ પોલીસ ચાલવા લાગી ત્યારે મોહનની ને મજીદની નજરે એક થઇ; બન્નેની આંખોમાં આંસુ હતાં.

મોહનલાલે, મજીદને પુનઃ પૂછયું.

"મજીદ, આ શું ?"

મજીદે એ જ ઉત્તર આપ્યો,

"કીસ્મત !"

"તો પણ ?"

"હજી મને ચાહો છો ?"

"હા"

"તો મારાં બાળકની ખબર લેજો."

"એ કયાં છે ?"

મજીદે સરનામું આપ્યું.

બન્ને ચાલતા થયા; ગુન્હેગાર (!) કેદખાના તરફ: ન્યાયાધીશ કેદીના ઘર તરફ.

લેખકઃ સર્ચલાઇટ

## યુધ્ધના ઓળાથી ભયભીત બનેલાં યુરોપી રાજ્યો

# પૂર્વ લોકાર્નોની પ્રપંચજાળ

## મારફત સલામતિ શોધે છે : પણ પામશે ખરાં?

યુરોપમાં રાજકીય મુત્સદ્દીગીરીની રમઝટ હમણા જોર પર ચાલવા લાગી છે. દરરોજ યુરોપનાં પાટનગરો પર ઉષા પોતાનાં અજવાળાં પાથરે છે કે તરત જ કંઇક નવી રાજરમત શરૂ થાય છે હમણાં જ ફ્રાંસનાં પરદેશ મંત્રીએ લંડનની મૂલાકાત લીધી. સર જોન સાયમન સાથે બરાબર બે દિવસ સુધી વાતો કરી. પરિણામ એ આવ્યું છે કે :–

(૧) બ્રીટન પૂર્વના મૂલકો સલાહસંપથી રહે તે જોવા આતુર છે.

(૨) પ્રજાસંઘમાં રશીયા પ્રવેશ કરે તો બ્રીટનની સંમતિ છે.

(૩) કોઇ પણ રાષ્ટ્રની સીમાને અભંગ રાખવાની ખાત્રી બ્રીટન આપતું નથી.

(૪) યુરોપના દેશો સાથે સંકળાયેલી કોઇ પણ નવી જવાબદારી લેવા બ્રીટન નારાજ છે.

આમની સભામાં સર જોન સાયમને આપેલા ભાષણના આ મુખ્ય મુદ્દાઓ છે. પણ તેનું વાસ્તવિક રહસ્ય એ છે કે ફ્રાંસ–અને સોવીયેટ મૈત્રીના જોડાણમાં એક મિત્ર તરીકે જોડાવાની બ્રીટને ના પાડી છે. આમ બાર્થોનું મૂખ્ય કામ તો નિષ્ફળ નિવડ્યું છે. છતાં પણ તે દીશામાં નક્કર ના કહેવાની તાકાત બ્રીટનમાં નથી!

* * *

આ પહેલાં ફ્રાંસના આ પ્રભાવશાળી પરદેશમંત્રી મોં. બાર્થોએ વીએના, બેલગ્રેડ, અને પોલાન્ડની મૂલાકાત લીધી હતી. આ મૂલાકાતોની પરંપરા પછી એક આખી યોજના હમણાં બહાર આવી છે. આ યોજનાનું નામ છે "પરસ્પર મદદ અને સીમા સંરક્ષણની ખાત્રી". કંઇક અંશે લોકાર્નોમાં થયેલા કરારોને આ કરારો મળતા હોવાથી જગતે તેને 'પૂર્વ લોકાર્નોના કરારો' એવું નામ આપ્યું છે. લોકાર્નોના કરારોથી ફ્રાંસની સીમા નિશ્ચિત કરવામાં આવી હતી. અત્યારની પરિસ્થિતિમાં પોલાન્ડ, રૂમાનીયા, બલ્ગેરીયા, વિગેરે ન્હાના રાષ્ટ્રોની સીમા અભંગ રાખવાનો આ યત્ન છે!

આ કરારો પ્રમાણે પોલાન્ડની સીમા અભંગ રાખવા માટે રશીયા અને ફ્રાંસ કબુ-

લાત આપે છે. તેવી જ કબૂલાત જર્મનીએ આપવી જોઇએ. આ કબુલાત જો જર્મની સ્વીકારે તો પોલાન્ડે અમુક જર્મન પ્રદેશ મેળવવાની પોતાની આશા હંમેશને માટે જતી કરવી પડે.

આ જ પ્રમાણે રૂમાનીયાની રાજ્યહદને અભંગ રાખવા માટે રશીયાએ અને જર્મનીએ ખાત્રી આપવી જોઇએ. આમ જો રશીયા કબુલ કરે તો બેસેબેરીયા પ્રાન્ત ઉપર રશીયાને પોતાનો હક્ક જતો કરવો પડે.

કરારોનું આ બાહ્ય સ્વરૂપ છે! તેનું વાસ્તવિક રાજકીય રહસ્ય તો તેથીય વધુ ઉંડું અને ગંભીર છે.

* * *

આ યોજના મંજૂર રાખવામાં આવે તો ફ્રાંસ એક જ ઝટકે મધ્ય યુરોપનું મહારાજ્ય થઈ શકે તેમ છે. એટલુંજ નહીં પણ જર્મન પ્રદેશની આજુબાજુ મૂકવામાં આવેલી સાંકળના અંકોડા વધુ મજબુત બને છે.

જર્મનીને એકલવાયું પાડી તેની આસપાસ રક્ષિત રાજ્યો સમાં ન્હાનાં રાજ્યો ઉભાં કરી, અને આ ન્હાના રાજ્યો પછવાડે ફ્રાંસ અને સોવીયેટનું સૈન્યબળ મૂકી પૂર્વ લોકાર્નોના કરારો એવી અભેદ્ય દીવાલ ઉભી કરવા માગે છે કે જેને જર્મનીની હોવીટઝર તોપો પણ ન તોડી શકે.

આ યોજના કયા ફળદ્રુપ મગજે પહેલાં કલ્પી હતી તે કહી શકાય તેમ નથી. પણ 'પરસ્પર આક્રમણ ન કરવાના કરાર' માટે પંકાયેલા લીટવીનોફના તરફ સર્વની આંગળી ફરે છે. તે કંઇ અસ્વાભાવિક નથી. સંભવ છે કે પૂર્વના પ્રદેશોના સમજૂતીના આ કરારો પછવાડે રશીયાએ ઠીક ઠીક ભાગ ભજવ્યો છે. માત્ર ફ્રાંસ આ યોજના અમલમાં મૂકે છે.

પરસ્પર સમજણ, સહકાર, અને અરસપરસ વળતર આપવાની આ વૃત્તિ ઉપર ઉભા થયેલા કરારો અત્યારે તો અચોક્કસતાના વાતાવરણમાં ઝોલાં ખાય છે. પણ આવતા થોડા મહીના પછી આ કરારો મૂર્ત સ્વરૂપ પામે તો હું નવાઇ નહીં પામું.

## જર્મન દ્રષ્ટિએ.

બર્લીનના પરદેશ ખાતાંએ આ યોજના સામે સત્તાવાર વિરોધ જાહેર કર્યો નથી છતાં અર્ધ સત્તાવાર સમાચાર પ્રમાણે, આ કરારોનો તે વિરોધ કરશે તે કલ્પવું જરાય કઠીન નથી.

આત્મઘાત કોઇને પસંદ નથી હોતો. પૂર્વ લોકાર્નોના કરારમાં જર્મનીને આત્મઘાત કરવાનાં આમંત્રણ છે!

જર્મનીને કહેવામાં આવ્યું છે કે તેણે પોલાન્ડની સીમાને અભંગ રાખવાની ખાત્રી આપવી. રૂમાનીયા, ઝેકોસ્લોવકીયા અને ઓસ્ટ્રીયા તરફ દ્રષ્ટિ પણ ન નાંખવી.

આટલું અપુરતું હોય તેમ જર્મનીને પરોક્ષ રીતે જણાવવામાં આવ્યું છે કે જો આ કરારો ઉપર તે સંમતી આપશે તો જ તેની સરખા શસ્ત્રબળની માંગણી ઉપર વિચાર થઇ શકશે.

આ પરીસ્થિતિમાં જર્મની માર્ગ શોધે છે. પોતાના મિત્ર માટે આમતેમ નઝર નાંખે છે. ઇટાલી તરફ તેની પહેલી દ્રષ્ટિ પડે છે. અને હીટલર તેની નાટકી ઢબે મુસોલીનીને મળવા એરોપ્લેનમાં વિદાય લે છે.

આ મુલાકાત જર્મન-ઇટાલી મિત્રતાનાં મૂળ નાખવા માટે યોજાઇ હતી. પણ ફ્રાંસની એક લોન આગળ આ

### મિત્રતામાત્ર હસ્તધુનનથી આગળ ન વધી શકી

આમ ઇટાલીમાં મિત્ર મેળવવામાં મળેલી નિષ્ફળતા પછી બ્રીટન તરફ નાઝી નેતા આંખ નાંખે છે. પણ આ દીશામાં પણ તે બહુ સફળ થાય તેમ નથી. કારણ કે જર્મન વહેપાર બ્રીટીશ વહેપાર સાથે કાતીલ હરીફાઇ કરતો હોવાથી બ્રીટીશ ધનપતિઓને બહુ અપ્રિય છે. આથી તેઓ શકય હોય ત્યાં જર્મન વહેપાર સામે બારણાં બંધ કરવાની નીતિ પસંદ કરે છે, આ ઉપરાંત બ્રીટન માને છે કે જર્મની ગયા મહાયુધ્ધમાં મળેલો પરાજય કદીય વિસર્યું નથી. અને સત્તાની સમતુલનામાં નિર્બળ જર્મની કરતાં બળવાન ફ્રાન્સની દોસ્તી બ્રીટનને લાભદાયક છે એ સત્ય સર જોન સાયમનને શીખવવું પડે તેમ નથી.

તેમજ રશીયા સાથે જર્મની કદી જોડાઇ શકે તેમ નથી. ૧૯૨૦ થી ૧૯૩૧ સુધી તેઓ મિત્રો હતા. પણ આ મિત્રતા સદાને માટે તૂટી ગઇ છે, કારણ કે જર્મની રશીયાના પૂર્વ મૂલ્ક ઉપર નઝર નાંખવા લાગ્યું છે.

આ સર્વ પરિસ્થિતિમાં જર્મની પાસે એકજ આયુધ બાકી રહે છે. તે જાણે છે કે જર્મની સુસજ્જ બનશે તેની બીકથી ફ્રાંસ ધ્રુજી ઉઠે છે. સંભવ છે કે આ બીકનો પુરતો લાભ લઇને કરારમાં તે એવા સુધારાઓ સુચવશે કે જેથી આ કરારોનો મૂળ અર્થ એળે જાય!

જર્મનીને આમ કરવા સિવાય અત્યારે બીજો માર્ગ નથી!

* * *

### ઇટાલીની બેવડી રમત.

ઇટાલી અને જર્મનીમાં રાજ્યપ્રણાલી સરખી હોવાથી ઘણા એમ માને છે કે જર્મની અને ઇટાલીની એકતા ઉંડે પાયા ઉપર ઉભી થઇ છે. પણ આ વસ્તુ આલેખનારાઓ વિસરી જાય છે કે ફેસીઝમ એ આખરે મુડીવાદી તંત્ર છે અને પ્રત્યેક મુડીવાદી તંત્ર પોતાના રાષ્ટ્રની સીમાથી આગળ જોવાને અશકત છે.

ઇટાલીમાં ફેસીસ્ટ તંત્ર છે. અને આથી જ ઇટાલીના રાજ્યસંચાલકો ઇટાલી સિવાય અન્ય દ્રષ્ટિબિંદુએ જોવાની સાફ ના પાડે છે. તેમજ આજે એક જ રાજ્યપ્રણાલી ખાતર જર્મની પછવાડે ઉભા રહેતાં ઇટાલીને કંઇ ખાસ લાભ થાય તેમ નથી. જર્મની ઇટાલી માટે બજાર નથી. ઉલ્ટું ઇટાલીઅન રેશમ ફ્રાંસના સહેલાણીઓ હોંસથી પહેરે છે! ઇટાલી ઓસ્ટ્રીયાને સ્વતંત્ર રાષ્ટ્ર તરીકે રાખવા માંગે છે. જ્યારે જર્મનીની ઇચ્છા તેથી ઉલ્ટી છે. ઇટાલી ડાન્યુબ પ્રદેશમાં પોતાનો માલ ખપાવવા માંગે છે. ત્યારે જર્મનીની પણ તેવી જ ઇચ્છા છે. આમ ઇટાલી અને જર્મનીનાં હિત પરસ્પર વિરોધી છે.

છતાં ફ્રાંસ સાથેની વાટાઘાટોમાં પોતાનું બળ ફ્રાંસના પલ્લામાં નાખવા માટે તે આકરી કિંમત પણ આંકે છે. અને આ કિંમત ફ્રાંસે એક લોન દ્વારા આપી છે.

### રશીયાની રાજ્યનીતિ.

રશીયા ઉપર એવો એક આક્ષેપ છે કે તે એવી ભ્રમણાથી પીડાય છે કે આખું મુડીવાદી જગત તેનો નાશ કરવાની એકમાત્ર નેમ ધરાવે છે. આથી મુડીવાદી જગતની પ્રત્યેક પ્રવૃતિમાં તે સોવીયેટ વિરોધી આંદોલનો નિહાળે છે. આથીજ જર્મની અને જાપાનની બીકથી તે પીડાય છે. રશીયા સારી રીતે જાણે છે કે જાપાન તો તેને ખાઇ જવા જ માંગે

છે. આ બાજુ ફેસીસ્ટ જર્મનીથી, પણ તે ખૂબ જ ડરે છે આ બે વચ્ચે તે સંરક્ષણનાં સાધનો ખોળે છે.

પૂર્વ લોકાર્નોના કરારો ઉપરાંત રશીયાએ પોતાના દરેક પાડોશી રાષ્ટ્ર સાથે પરસ્પરે આક્રમણ ન કરવાના કરાર કર્યા છે. સાથે જ તે પોતાના મિત્રોને મદદ આપવા હંમેશાં આતુર રહે છે. તૂર્કી સાથેની તેની દોસ્તી ગાઢી કરવા માટે રશીયાએ કારાખાન જેવા નિષ્ણાતની ત્યાં એલચી તરીકે નિમણુંક કરી છે. આમ રશીયા એક રીતે તો સુરક્ષિત છે. છતાં પણ પોતાની સીમાને વધુ મજબુત બનાવવાના એકમાત્ર આશયથી આવા કરારોને તે હંમેશાં અભિનંદે છે!

રશીયાની રાજ્યનીતિનું આ રહસ્ય છે. ફ્રાંસ અને જર્મની બન્ને રશીયાની નજરે સરખાં મુડીવાદી રાષ્ટ્રો છે, એટલે એમાં પસંદગી કરવાનો પ્રશ્ન ઉભો થતો જ નથી! એટલું જ નહીં પણ જો તક મળે તો બન્નેનો નાશ કરવાની યોજનાઓ કરતાં તે આંચકો ખાય તેમ નથી!

પણ રશીયા પણ પહેલાંના જેવું જ રશીયા છે. આજે પણ યુરોપના રાજકીય નકશામાં તેને પોતાનું સ્થાન જમાવવું છે. અને આથી જ ઇંગ્લેંડ આ બન્ને મહારાષ્ટ્રોના જોડાણથી અતિશય ડરે છે.

## ઇંગ્લેંડ રાહ જુવે છે.

અત્યારે તો પૂર્વ લોકાર્નોના આ કરારોને ઇંગ્લેંડે આશીર્વાદ આપી જર્મની ઉપર મોકલ્યા છે. સાથે જર્મનીને તે સ્વીકારવાની ભલામણ કરી છે. આ વસ્તુનું રાજકીય રહસ્ય એ છે કે આ કરારનો આખરે સ્વીકાર કરવો પડશે એ ચોક્કસ છે!

છતાં ઇંગ્લેંડે એક વસ્તુ અતિ ભારપૂર્વક જાહેર કરી છે કે યુરોપના દેશો સાથે સંકળાયેલી કોઈપણ વધુ જવાબદારી લેવા તે તદ્દન નારાજ છે. થોડાં વર્ષો પહેલાં આમ ન હતું. ત્યારે એવી સ્થિતિ હતી કે લંડનની સંમતિ વગર મધ્ય યુરોપમાં રાજકીય શેતરંજના દાવ ખેલવા અશક્ય હતા. આજે સ્થિતિ પલટાઇ ગયેલી છે. કારણ કે બ્રીટન નાણાં બજારમાં પહેલાંની માફક પૈસા આપી પોતાની સર્વોપરિતા સ્થાપી શકે તેમ નથી! આજથી બે વર્ષ પહેલાં ઓસ્ટ્રીયાને ભરપૂર લોન આપનાર ઇંગ્લેંડ આજે કોઇપણ રાષ્ટ્રની સાથે નવી જવાબદારી લેવા રાજી નથી. કારણ કે નવી જવાબદારી સાથે નવી લોન આપવાની શક્તિ પણ હોવી જોઇએ. બ્રીટનના આર્થિક તંત્રની આ અશક્તિ અત્યારે બ્રોટનને યુરોપના રાજકારણમાંથી નિવૃત્તિ લેવાની ફરજ પાડે છે.

પણ આ વસ્તુ કંઇ હંમેશ રહેવાની નથી. ઇંગ્લેંડ પણ પગભર થવાની રાહ જૂવે છે. આ વર્ષે તે કંઇક આબાદી અનુભવવા લાગ્યું છે. એટલું જ નહીં પણ આવતા વર્ષના અંત સુધીમાં તો નાણાંની આપ લે કરી શકશે એ ચોક્કસ છે. એટલે જ હમણાં ઇંગ્લંડે રાહ જોવાનો માર્ગ લીધો છે એ તો ઉઘાડ છે.

## આ કરારો પછી?

પણ આ કરારો થાય તો પણ યુરોપની રાજકીય શેતરંજ સમજવી સરળ બનતી નથી! આ કરારો જો જર્મની સ્વીકારશે તો તેનું એકમાત્ર પરીણામ એ આવશે કે જર્મનીની આસપાસ એક અદૃશ્ય દીવાલ ઉભી થશે. આ દીવાલની પૂર્વ સીમા પેરીસ અને પશ્ચિમ સીમા મોસ્કો બનશે. પણ જર્મનીના આર્થિક વિકાસની આડે ઉભી કરેલી આ અદૃશ્ય વાડ તેનો હેતુ સાધી શકશે? વરસેલ્સના કરારો જર્મનીને કચરી ના શક્યા તો આ કરારો આ હેતુ સાધી શકશે કે કેમ તેની કલ્પના કરવી કઠીન નથી.

# ર એ
# સૌન્દર્યતા
# ચાલી જાય...



**શુધ્ધ કુદરતી તેલોથી તમારા ચહેરાનું રક્ષણ કરો.**

સુંદર અને સુંવાળી ચામડી એ ખરેખર એક અદ્દભુત આકર્ષણ છે: સુભાગ્યે, આકર્ષણ તો સૌ કોઈ મેળવી શકે છે. મુલાયમ રીતે અને સંપુર્ણતાથી ચામડીને સાફ કરવી એ પહેલી જરૂરીઆત છે: "૫૦૧" ટોઇલેટ સાબુ, તેના વીપુલ ક્રીમયુકત ફીણો સાથે, આ કામ માટે આદર્શ યાને અસરકારક છે કારણ કે તે શુદ્ધ કુદરતી તેલોમાંથીજ બનેલ છે અને ચામડીને સુકવી નાખે યા બળતરા કરાવે તેવાં કઠોર વસાણાં તેમાં હોતાં નથી. એ સાબુ ઉપરની ચામડીને સાફ કરે છે એટલુંજ નહી પણ અંદરનાં છીદરોને પણ તે સાફ કરે છે. તેમજ સઘળી અશુદ્ધતા અને મેલને ધોઇ નાખે છે.




જાનવરોની ચરબીથી એકદમ નીરાળો

• શુદ્ધ અને મુલાયમ અને જાસ્મીનથી સુગંધીત થયેલ આ "૫૦૧" ટોઇલેટ સાબુ કીંમતમાં નવાઇભરી રીતે સસ્તો છે.

ટોમકો ટોઇલેટ સાબુઓમાં—નીચે લખેલ પ્રમાણે સમાવેશ થાય છે: હમામ, જેસ્મીન, ફયુગીરી, કારનેશન, લવંડર, હીના, ખસખસ, મોતી, યુ. ડી. કોલોન, જાઇ.




ટોમકો સેલ્સ ડીપા.
પી. ઓ. બોક્ષ ૫૨૮ મુંબઇ.

ધી તાતા ઓઇલ મીલ્સ કાં., લી૦, તાતાપુરમ.

# દિલના ડંખ

એક

ટુંકી વાર્તા

લેખક:

દયાશંકર ભ. કવિ

ગંગાસ્વરૂપા શુદ્ધ સલીલા સાબરમતીનાં અતિ સુંદર તટ પર એક આધેડ ઉંમરનો લંબકાય પુરૂષ માથું ખુલ્લું રાખી હાથમાંની પાતળી સોટીને હવામાં વીંઝતો વીંઝતો ફરી રહ્યો હતો. સૂર્યાસ્તનો રમણીય સમય હતો. પશ્ચિમ નીલ આકાશ ખંડમાં અસ્ત થતા સૂર્યનાં સુવર્ણમય કિરણો અસ્તવ્યસ્ત પ્રસરી રહ્યાં હતાં. આકાશમાં પ્રસરી રહેલાં કિરણોથી ચારે દિશાઓ સિન્દુરીઆ રંગની થઇ અનુપમ રીતે શોભી રહી હતી. સંધ્યા પુરબહારમાં ખીલી રહી હતી. સંધ્યાનો ઝાંખો પ્રકાશ પ્રકૃતિની તે પ્રતિમા સાથે ઓતપ્રોત થઇ સંધ્યાની ભવ્ય સૌમ્યતા વધારી રહ્યો હતો.

"કેમ સાહેબ શું કર્યું?" એક રૂપવતી યુવાન બાળાએ પાછળથી પેલા આધેડ પુરૂષની પાસે આવી પ્રશ્ન કર્યો.

"શેનું?" અચાનક પ્રશ્નથી જરા ગભરાઇ જઇ પેલા આધેડ પુરૂષે ઉત્તર દીધો.

"મ્હારા નામ પર બેંકમાં બે હજાર રૂપિયા જમા કરાવવાનું." બહુ શાંતિપૂર્વક રૂપવતી બાળાએ ખુલાસો કર્યો.

"તે મારે કાંઇ બની શકશે નહિ." આગન્તુક યુવતીને બરોબર ઓળખી લીધા પછી આધેડ પુરૂષે નિશ્ચયાત્મક ઉત્તર કંઇક કડક અવાજે આપ્યો.

"નહિ બની શકે?"

"હા."

"પસ્તાવું પડશે?"

"શા માટે?"

"પાપનો પ્રકાશ થતાં!"

"ઉંહ! પરવાહ નહિ."

"પરવા નથી? યાદ રાખજો, પ્રોફેસર સાહેબ; હું તમારી બધીએ પોલ પ્રકટ કરીશ. તમારા જેવા સમાજમાં સભ્ય થઈ ફરનારા સફેદ બદમાસો જગતના છળ કપટથી અજ્ઞાન અબુધ બાળાઓનાં જીવન કેવી રીતે ભ્રષ્ટ કરે છે તે હું સારાએ જગતને જાહેર કરીશ. હું એ બાળકને ત્હમારાં બારણા આગળજ મુકી જઇશ એટલું જ નહિ પણ તમારી પત્નીને પણ આ વાત હું ખુલ્લી રીતે કહી દઇશ." તે તરૂણ બાળા ક્રોધથી હોઠ પીસતાં એ આધેડ વયના પુરૂષ–પ્રોફેસરને પોતાની

માગણી મુજબ રકમ એ'કમાં જમે નહિ થાય તો પોતે શું કરશે તે સાફ સાફ શબ્દોમાં જણાવી ઉત્તરનો એક પણ શબ્દ સાંભળવાની ઇન્તેજારી બતલાવ્યા સિવાય ત્યાંથી ઝડપભેર ચાલી ગઇ.

એ તરુણ રૂપવતી બાળાએ જે આધેડ વયના પુરુષને ઉપલી વાતચીતમાં પ્રોફેસર સાહેબના નામથી સંબોધ્યા છે. તે બીજા કોઇ જ નહિ પણ એક કોલેજના પ્રોફેસર પ્રસન્નમનશંકર પંડયા જ હતા. પ્રોફેસર પંડ્યા એક જબરજસ્ત વિદ્વાન પુરુષ હતા. વિદ્યાર્થી આલમમાં પ્રોફેસર સાહેબ બહુ જ પૂજ્ય હતા. ગુજરાતના સારા સારા વિદ્વાનો, સાક્ષરો અને સમાજ સુધારકોમાં પ્રોફેસર સાહેબની ગણત્રી પણ થતી હતી. દેશભરના વિશ્વવિદ્યાલયોએ માનદ ઉપાધિઓ અર્પીને એમની વિદ્વતાની સારી કદર કરી હતી.

પ્રોફેસર સાથે સાબરમતીના તટ પર ત્વરાથી વાર્તાલાપ કરી પલાયન થઇ જનાર યુવાન બાળા એમની પોતાની જ રસોયણ હતી. એનું નામ આનંદીબાઇ હતું. આનંદીબાઈ એક પરમ લાવણ્યમયી સુંદરી હતી; અને સ્વભાવે પણ પોતાના નામ પ્રમાણે આનંદી જ હતી; પ્રોફેસરની એના ઉપર અમી દ્રષ્ટિ હતી—એના તરફ એ અતિશય આકર્ષાયા હતા. એ દિવસોમાં જ આનંદીબાઇ ગર્ભવતી થઇ હતી પરંતુ કેવી રીતે તે કહી શકાય તેમ નથી. પ્રોફેસરના કાને પણ એ વાત ધીમે ધીમે આવી. આનંદીબાઇને એકાએક નોકરીમાંથી રજા આપવામાં આવી.

## ૨

**સા**બરમતીના સુંદર તટ પર ફરવામાં આજે પ્રોફેસરને મજા નહોતી આવતી. પાણીના શેરડે શેરડે અવારનવાર આંટા મારવા માંડ્યા પણ એનું ઉદ્વીગ્ન મન શાંત ન થયું. એ તુરત બંગલા તરફ પાછો ફર્યો. એના બંગલામાં સંપૂર્ણ સોંપો પડી ગયો હતો. ઓરડીમાંથી ખુરશી લાવીને તે દરવાજા નજીક જઇ બેઠો.

રાત્રીનો એ દસ વાગ્યાનો સમય હતો. આકાશમાં ચંદ્ર વાદળાંઓ સાથે સંતા-કુકડીની રમત રમી રહ્યો હતો. રસ્તા પર કોઇપણ માણસ જણાતું ન હતું. બાળકો અને વૃધ્ધો તો ક્યારનાંયે સુઈ ગયાં હતાં. યુવાનો તો એલીસ બ્રીજ અને રાણીના બાગ તરફ ફરવા ગયા હતા. કોચરબ પાલડીની સડકો સુમસામ હતી; દરવાજાના પગથીઆ પર બંગલાની છાંયા પડતી હતી એટલે ત્યાં અંધકાર હતો. થોડીવાર પછી પ્રોફેસરે સિગારેટ પીવાની ઇચ્છા થવાથી દિવાસળી સળગાવી. થોડીક ક્ષણો એની આસપાસ પ્રકાશ થઇ ગયો. એ ક્ષીણ ઝાંખા પ્રકાશમાં દરવાજાના પગથીઆ પર એક સફેદ બંડલ જેવું કાંઇક પડેલું એના જોવામાં આવ્યું—કોઇક લાંબી વસ્તુને કપડામાં વિંટળાયેલી પડેલી એના જોવામાં આવી. એ બંડલ જોતાં જ પ્રોફેસર કોઇ કાળા ભયંકર સાપને જોઇને ભડકે તેમ ભડકી ઉઠયો. ખુરશી પરથી ઉભો થઇ એ એ બંડલ પાસે ગયો. એને હાથ અડકાડીને જોયું. કોઇ ગરમ ગરમ અને નરમ વસ્તુનો તેને સ્પર્શ થયો. એ વસ્તુને જોઇને પ્રોફેસર બહુ જ ભયભીત થઇ ગયો. કોઈ અપરાધી, જેમ પોલીસથી બચી જવા ચારે બાજુ જુએ, તેમ એ ચારે બાજુ જોવા લાગ્યો.

"ઉંવરે એ આજે મુકી ગઇ !...મ્હારૂં એ દિવસનું પાપ અહિંયા મૂર્તિમંત થઇ પડ્યું ! ઓ ઇશ્વર !" પ્રોફેસર હાથની મજબૂત મુઠ્ઠીઓ વાળી ક્રોધથી બડબડવા લાગ્યા. ક્રોધ, શરમ ને ભયથી એ પાગલ જેવો બની ગયો.

"હવે મ્હારે શું કરવું ? મ્હારી પત્ની આ બાળકને જોઇ જાય તો તે મ્હને શું કહેશે ? મ્હારા મિત્રો શું કહેશે ? અહિંનો કલેક્ટર મ્હારો મિત્ર છે તે હવે જ્યારે મળશે ત્યારે જરૂર મશ્કરી કરશે કે 'પ્રોફેસર સાહેબ, ત્હમને હું અભિનંદન આપું છું...હા...હા...હી...હી... ! ત્હમારા માથે તો પળીયાં આવ્યાં છે પણ ત્હમારૂં દિલ તો હજુ નવજુવાન છે ! ત્હમે તો સફેદ ઠગ છો ;' કાલે તો મ્હારી આ કલંક કથા સારાયે શહેરમાં જાહેર થશે. ખાનદાન ઘરોથી હવે મ્હારો પગ પાછો પડશે. વર્તમાનપત્રો તો આ ખબર મોટાં મોટાં મથાળાંઓ કરી છાપશે ! એ મ્હને કેમ છોડે ! એ દિવસમાં તો મ્હારૂં નામ સારાયે દેશમાં વગોવાશે !! પ્રોફેસર ગભરાટમાં ને ગભરાટમાં ભયના ભણકારા સાંભળવા લાગ્યો—કીમ્ કર્તવ્યવિમૂઢ બની ગયો.

બંગલાના રસોડાની બારી ખુલ્લી હતી. રસોડામાં બત્તી બળતી હતી. બંગલાના કમ્પાઉન્ડને છેડે આવેલી ઓરડીમાં પ્રોફેસરનો સીપાઇ અંધારે બેઠો બેઠો કાંઇ ગાઇ રહ્યો હતો. એ વખતે પેલું બચ્ચું હસ્યું—એની નીંદ ખુલી ગઇ. પ્રોફેસરને એ જોઇ ગભરાટ વછુટયો. અને એ બચ્ચું હમણાં રડશે એવો ડર લાગ્યો. મનમાં ને મનમાં નિશ્ચય કર્યો કે હવે આ કામ જલ્દીથી ઓરાપી લેવું જોઇએ. 'જલ્દી જલ્દી; હમણાં જ એને કોઇના દરવાજા પર મુકી આવું !" પ્રોફેસરે એ બંડલ બહુ જ સાવચેતીથી ઉપાડ્યું. દરવાજા બહાર નીકળી તે રસ્તે પડ્યો.

૩

"કેવી દશા ! કોલેજનો એક વિદ્વાન અને માનીતો પ્રોફેસર એક બચ્ચાંને આ રીતે છુપાવીને લઇ ચાલ્યો છે ! અરે ઇશ્વર ! અત્યારે મ્હને જો કોઈ જુવે અને સર્વ હકિકત જાણી જાય તો મ્હારી કેવી દુર્દશા થાય !...આ પાસેના દરવાજા પર મુકી દઉં !...હા...હા બરોબર છે !...પણ અરે ઉપરની બારી તો ખુલ્લી છે. એમાંથી મ્હને કોઇ જોઇ તો નહિ લે ? ત્યારે હવે આને લઇને જઉં ક્યાં ? આ તો રડવા માંડશે તો ! અરે ! હા. બરોબર યાદ આવ્યું: એને પેલા વનેચંદ વાણીયાને ત્યાં લઇ જાઉં તો ! તે પૈસાદાર છે અને દયાળુ છે. એને છોકરૂં છૈયું કાંઇ નથી. આ બાળકને કદાચ એ પોતાનો દત્તક પુત્ર પણ બનાવશે અને આ પ્રમાણે વાંઝીઆમેણું મટયાથી ઇશ્વરનો ઉપકાર પણ માનશે. રસ્તે જતાં જતાં પ્રોફેસરે તર્ક વિતર્કો કરવા માંડ્યા.

"એ વાણીયાના ઘર સુધી આ બચ્ચું છાનું રહે તો કેવું સારૂં !...હું એક જીવતી જાગતી માનવી વ્યક્તિને લઇ જઇ રહ્યો છું ! એમાં આત્મા છે, અનુભવ કરવાની શક્તિ છે !"... "કોણ જાણે એ એક મોટો પ્રોફેસર બનશે કે મોટો પંડિત બનશે ? એ કંઇ પણ બની શકે તેમ છે ! આજ હું એ પ્રાણીને એક તુચ્છ બંડલની માફક ઉપાડી રહ્યો

છું. પણ આજથી ત્રીસ પાંત્રીસ વર્ષ પછી તો એની પાસે જવાની મ્હારી હિંમત પણ નહિ રહે!" પ્રોફેસરની વિચારધારા આ પ્રમાણે ચાલુ જ રહી. ધીમે પગલે વિચારવમળમાં ગુંચવાતો ગુંચવાતો તે એક સૂનસામ ગલ્લીમાં ચાલ્યો જતો હતો. રસ્તાની બન્ને બાજુ બંગલાઓની ઉંચી ઉંચી દિવાલો આવી રહી હતી. દિવાલોની અંદરના કમ્પાઉંડમાં લીંબડા અને રાવણાનાં ઉંચા ઉંચા વૃક્ષોની કતારો આવી રહી હતી. એ ઉંચાં વૃક્ષોના ઘટામાંથી કોઇક કોઇક સ્થળે ચંદ્ર ડોકીયાં મારી રહ્યો હતો. ચંદ્રના એ આછા પ્રકાશમાં એણે પહેલી જ વાર એ બચ્ચાંનું મ્હોં જોયું.

"કેવો ઉંઘી રહ્યો છે?...ત્હારૂં નાક મારા નાકને કેમ મળતું છે!...ઓહ, એ બીચારો પોતાના બાપના ખોળામાં કેવો સુઇ રહ્યો છે?"...પણ એને કયાં ખબર છે કે હું એનો બાપ છું?...આ તો એક નાટક જેવું થયું છે! બેટા! મ્હને માફ કર!...મને જરૂર માફ કર! ત્હારૂં નશીબ જ એવું છે!" બચ્ચાં પર પ્યાર કરતાં પ્રોફેસરનું હૃદય ગળગળું થઇ ગયું: આંખોને આંગળાથી સાફ કરી બચ્ચાંનું મ્હોં જોવાથી પોતે ભાવાવેશમાં આવી ગયો છે તેનો ખ્યાલ આવ્યો. એ બચ્ચાંને કપડાંથી ઢાંકી દીધું. તે ઝડપથી વનેચંદના મકાન તરફ જવા લાગ્યો અને તેના હૃદયમાં એ વખતે સામાજીક પ્રશ્નો ઉઠી રહ્યા હતા. તેનો અંતરાત્મા ઘાયલ થઇ ડંખતો હતો.

"જો હું એક ભલો અને ઇમાનદાર આદમી હોત તો કોઇ વાતની પરવાહ ન કરત અને આ બચ્ચાંને મ્હારી પત્ની પાસે લઇ જાત અને કહેત કે મ્હને માફ કર! આ મ્હારૂં બચ્ચું છે! મ્હેં પાપ કર્યું છે! મ્હને મરજી પડે તે સજા કર! પણ એ બચ્ચાં પર વ્હાલ કર! એ નિર્દોષ છે! આપણને કાંઇ સંતાન નથી! આનેજ હવે આપણો પુત્ર માની લે!" મ્હારી પત્ની બહુ જ કોમળ સ્વભાવની ભદ્રીક બાઇ છે. જરૂર એ મ્હારૂં કહેવું માનશે! પછી તો આ બચ્ચું હમેશાં મ્હારી પાસે જ રહેશે!...પણ એ કેમ બને!..." પોતાની પત્નીને બાળક સોંપવાનો વિચાર કરતો પ્રોફેસર બડબડવા લાગ્યો:-

"કેટલું નીચ કામ છે! આથી વધારે નીચતા તે બીજી કઇ હોઇ શકે? આ અભાગીઉં બચ્ચું ઉત્પન્ન થતાંજ એક દરવાજેથી બીજે દરવાજે ઠોકરો ખાતું રહ્યું છે! સર્વ લોક પેદા તો થાય છે પણ આ બીચારાંએ પેદા થઇને એવો કયો ગુન્હો કર્યો છે? એણે અમારૂં કાંઇ બગાડયું નથી. એણે કોઇ પાપ પણ કર્યું નથી! પાપી તો હું છું! પાપી લાલસા સંતોષવા-એ ઘડીની મોજ માણવાને પાપ તો મ્હેં કર્યું છે. એની સજા તો આ નિષ્પાપ બચ્ચાંને ભોગવવી પડે છે! આ તે કેવો ન્યાય! મેં ગુન્હો કર્યો છે અને એનું પરિણામ એ આવ્યું છે કે આ બચ્ચાંને સારૂંયે જીવન કમનશીબ બનવું પડયું છે! વનેચંદના ઘર પર લાવ એને મુકી દઉં! એ આને કદાચ અનાથાશ્રમમાં મોકલી દેશે. એ ત્યાં અજાણ્યા અનાથ બાળકો સાથે પળાશે! એના ઉપર ત્યાં કોઇ પ્રેમ કરનાર નહિં હોય; એની નિર્દોષ લાગણીઓને કોણ પુરી કરશે? પછી...! એ મોટો થશે, દરજી, સુતાર કે વણકરનું કામ કરશે! એ લોકો સાથે ભેળાશે અને એમની આદતો શીખશે! એને પેટભર ખાવાનું

કે સારાં કપડાં લત્તાં પહેરવાનું નહિ મળે! એક વિદ્વાન અને પ્રતિભાશાળી પ્રોફેસરનો પુત્ર હલકાં કામો કરશે! નીચ સોબત કરી નીચ બનશે! એમાં તો મ્હારૂં જ ખૂન, મ્હારૂં જ માંસ છે!". બચ્ચાંના ભવિષ્યના જીવન પર નજર ફેંકના વિચારોના કિલ્લાઓ બાંધવા લાગ્યો, એ વિચારોથી એનું હૃદય વિહ્વળ થઇ રહ્યું. એના માનસિક નેત્રો સમક્ષ એક ચિત્ર ખડું થયું કે જાણે કે તે સવારે પોતાની ઓફિસમાં વર્તમાનપત્ર વાંચતો બેઠો છે ત્યાં એક સુંદર બાળક ફ્રાક પહેરીને પોતાની સામે આવી ઉભું રહી કહેવા લાગ્યું કે બાપુજી મ્હને તેડોને!" અચાનક ચિત્ર ઉડી ગયું પાછું બીજું ચિત્ર તે જોવા લાગ્યો—"એના પાપની વાત સારાયે દેશમાં જાહેર થઇ ગઇ છે. મિત્રો એને છોડી ગયા છે. બધાય એને મેણાં મારે છે."

આવાં અનેક તર્ક વિતર્કો કરતો કરતો તે વનેચંદના મકાન પાસે આવી પહોંચ્યો. કેટલેક વખત તો તે શું કરવું–ન કરવું તે વિચારતો ત્યાં ઉભો રહ્યો. કાંઇક હીંમત કરી એણે એ બચ્ચાંને વનેચંદના મકાનના દરવાજામાં જઇ મુકયું. એનું હૃદય જોરથી ધબકી ઉઠયું.

"મ્હને માફ કરજે બેટા! હું એક બદમાશ છું! જબરો બીકણ છું! મોટો થઇ મ્હને શાપ ન દેજે!" પ્રોફેસરે મનમાં ગણગણવા માંડયું.

એ બચ્ચાંને ત્યાં મુકી પ્રોફેસર પાછો જવા લાગ્યો. પાછા જતાં એનું હૃદય ધડકતું હતું. એના હૃદયમાં એકાએક હિંમત આવી "ભલે જે થવાનું હોય તે થાય! મ્હને કોઇની પરવાહ નથી! આ બચ્ચાંને હું આમ મુકી નહિ જાઉં! લોકો ભલે ફાવે તે બોલે. એની મ્હને દરકાર નથી." આટલો વિચાર એણે એક ક્ષણ માત્રમાં કરી નાખ્યો. એ પાછો ફર્યો અને એ બચ્ચાંને પાછું ઉપાડી લઇ પોતાના બંગલા તરફ ઉતાવળથી પાછો ફર્યો

"લોકો તો મનમાં આવશે તે બોલશે! હું તો સીધો મ્હારી પત્ની પાસે જઇશ, અને બધીયે સાચી વાત કરી દઇશ. એ બાળકને પાળવાને એને સમજાવીશ, બીચારી એ બહુ ભલી છે! એ સમજદાર છે એટલે મ્હારૂં કહેવું માનશે અને મ્હારા પાપની મને ક્ષમા આપશે! અમે બન્ને આ બચ્ચાંને અમારૂં "પોતાનું" બનાવી લઇશું...જો આ બચ્ચું છોકરો હશે તો તેનું નામ વિનોદરાય રાખશું અને છોકરી હશે તો અલકનંદા રાખશું. અમ્હારૂં ઘડપણ એ પાળશે." પોતા બંગલા તરફ પાછા ફરતા પ્રોફેસરે નવીન વિચારશ્રેણીમાં ગરકાવ થતાં તર્કો બાંધવા માંડયા. શરમ અને ભયથી લગભગ મૂર્છીત થયેલો પ્રોફેસર પોતાના બંગલે ગયો.

૪

"સરલા! મને સજા કરતાં પહેલાં મ્હારી બધીયે વાત મહેરબાની કરી સાંભળી લે! મ્હેં પા...પ કર્યું હતું! એનું આ ફળ છે! આ બચ્ચું મ્હા...રૂં છે! આનંદીબાઇને તો તું ઓળખે છે! મ્હને સેતાને ભમાવ્યો હતો! હું સેતાન બન્યો હતો!" પ્રોફેસરે સીધા પોતાની પત્ની પાસે જઇ એ બચ્ચાંને એના પગ પાસે મુકી ડચકાં ભરતાં પોતાના પાપનો પ્રકાશ કર્યો. ઉપલા શબ્દોથી તે

વધુ બોલી ન શકયો. લજ્જા અને ભયથી એ વધુ બોલી ન શકયો. કાંઇ પણ જાતનો ઉત્તરની રાહ જોવા સિવાય એ ત્યાંથી બહાર નિકળી ગયો.

"જ્યાં સુધી મ્હને એ નહિ બોલાવે ત્યાં સુધી હું એની પાસે જઇશ નહિ. આ બધી યે ઘટનાને સમજવાને તથા સહન કરવાને યોગ્ય બનવાનો મ્હારે એને વખત આપવો જ જોઇએ!" પોતાની પત્ની પાસેથી બહાર આવી પ્રોફેસર વિચાર કરવા લાગ્યો. દરવાજા પાસે પડેલી ખુરશી પર જઇને એ બેઠો.

બંગલાનો સીપાઇ અદેસંગ પ્રોફેસર પાસેથી ધીમે ધીમે પગલે પસાર થયો. પ્રોફેસરને એણે સલામ કરી. અદેસંગ પાછો પ્રોફેસર બેઠો હતો ત્યાં આવ્યો અને ભયથી ચારે બાજુ જોતો જોતો ત્યાં આંટા ખાવા લાગ્યો. એના હલનચલનથી લાગતું હતું કે એ પ્રોફેસરને કાંઇક કહેવા માગતો હતો પણ ધાકનો માર્યો તે કાંઇ બોલી શકયો નહતો.

"અદેસંગ! આંહિ કેમ આંટા મારે છે?" પ્રોફેસરે કર્કશ અવાજે સીપાઇને પુછયું.

"અમસ્થો સાહેબ!" અદેસંગે પાછા ફરી સલામ ભરી કહ્યું.

"ત્યારે જા બંગલામાં કામ કર" પ્રોફેસરે તેને ત્યાંથી ચાલ્યા જવાનો હુકમ કર્યો.

"સાહેબ! હમણા આપણી મંછી ધોબણ કપડાં દેવા આવી હતી...પ...છી તે મ્હારી ઓરડીમાં આ...વી હતી!! એણે પોતાનું નાનું બાળક કપડામાં વીંટી આંહિં મુકયું હતું. પાછી ફરી ત્યારે એ બાળક ન મળ્યું! કોણ જાણે કોઇક ઉઠાવી ગયું!!"

પ્રોફેસર અદેસંગની વાત સાંભળી ચોંકી ગયો.

"શું...? શું કહ્યું?" પ્રોફેસરે કંઇક ચિડાઈ જઈ પૂછયું.

"સાહેબ! માફ કરો! મ્હારી ભૂલ થઈ છે!...પણ આજકાલ...આવી મોસમમાં...બૈરી વગર ચાલતું નથી...મ્હારો કહેવાનો મતલબ..." મંછી પોતાની ઓરડીમાં આવવાથી સાહેબ ગુસ્સે થયા છે એમ સમજી અદેસંગે માફી માગતા બધીયે હકીકત કહી દીધી.

"ચાલ્યો જા, બદમાશ!" પ્રોફેસરે ધમકી આપી અદેસંગને કાઢી મુકયો. અદેસંગ ગભરાતો ગભરાતો ત્યાંથી ચાલ્યો ગયો.

પ્રોફેસર ત્યાંથી ઉઠી બંગલામાં ગયો. તેણે જોયું કે ત્હેની પત્ની એ બચ્ચાં તરફ ક્રોધ અને દુઃખની લાગણીથી જોઇ રહી હતી. એની આંખોમાંથી આંસુ વહી રહ્યાં હતાં.

"વાહ...વાહ! ત્હેને તો મ્હેં ખૂબ હેરાન કરી! આ બચ્ચું મ્હારૂં નથી...એ તો પેલી ધોબણ મંછીનું છે! હું તો તારી મશ્કરી કરતો હતો;..વાહ! એટલું યે ત્હું ન સમજી! અદેસંગને એ બચ્ચું આપી દે!" પ્રોફેસરે અત્યાર સુધીની ચિંતાથી પીળા પડેલા મ્હોં પર જબરજસ્તીથી હાસ્ય સ્ફુરાવી કહ્યું.

× × × ×

અદેસંગ અને મંછીની પ્રેમાળ છાયામાં એ બાળક દિન પ્રતિદિન મોટું થઇ રહ્યું છે પણ પ્રોફેસરને એક દુષ્ટ ઘડીયે કરેલ પાપ હજીયે ડંખી રહ્યું છે. બાહ્ય જગત એને ખરા રૂપમાં જોઇ શકયું નથી પણ એને તો સારૂંયે જગત અપ્રિય થઇ પડયું છે. અંતઃકરણની શાંતિ તો હમેશના માટે અલોપ થઇ ગઇ છે. દિલના ડંખથી એ હેરાન પરેશાન થઇ રહ્યો છે.

# કોરોનર આથવલેની પ્રશસ્તિમાં



કટાક્ષપુર્ણ હળવો નિબંધ

લેખક
સર્ચલાઈટ

ગુજરાતનાં સ્ત્રીત્વના ઇતિહાસમાં સુવર્ણના અક્ષરોથી અંકીત કરવાયોગ્ય કોઇ નામ હોય તો તે આપણા શહેરના કોરોનર સાહેબ રાવબહાદુર આથવલેનું છે. સાંપ્રત યુગના ઇતિહાસમાં સ્મરણ પટ પર સદાય જકડાઈ રહે તેવી એ મહાન વિભૂતિ છે. સંભવ છે કે હિંદનો ઇતિહાસકાર તેમનો ઉલ્લેખ ન કરે, કે તેમને અંજલી ન આપે, છતાં ગુજરાતી સ્ત્રીઓ તો તેમની સદાય રૂણી છે, એ વિષે તો શંકાને સહેજે સ્થાન નથી!

ગુજરાતી 'પુરૂષો નહીં' તો ગુજરાતી સ્ત્રીઓના શરીરસંરક્ષણ માટે તેમણે જે ઉંચ કોટીની લાગણી દાખવી છે, તે જોતાં તેમના સ્મરણદેહને ટકાવી રાખવા માટે ગુજરાતનું સ્ત્રીત્વ જે કંઇ કરશે તે અધુરૂં અને ઓછુંજ. રહેશે.

મ્હારૂં અને મ્હારા મિત્રોનું તો ચોક્કસ માનવું છે કે કોરોનર સાહેબે આપેલી સેવાઓનાં મૂલ અણમૂલ છે. ગુજરાતી સ્ત્રીમંડળમાં કોરોનર સાહેબની શિલ્પમૂર્તિ મૂકવાથી તેમની સેવાઓનાં સંભારણાં નહીં જળવાઇ શકે, કે એકાદ તૈલચિત્ર ટાંગીને તેમની સેવાઓનાં માપ નહિં કાઢી શકાય. તેમના સ્મરણદેહને ચિરંજીવ રાખવાને માટે એથી પણ વધુ મ્હોટા પ્રમાણ ઉપર પ્રયાન કરવાની જરૂર છે.

## ખાસ વિશિષ્ઠતાઓ

બ્રીટીશ શાસનને પ્રતાપે હિંદભરમાં એવું એકાદ પણ શહેર નહીં હોય કે જ્યાં કોરોનરની કચેરી નહીં હોય. કોરોનરો તો કલકત્તામાં છે અને મદ્રાસમાં પણ છે, પણ એ સર્વમાં એકલા અને અજોડ જેવા આપણા શહેરના કોરોનરનું સ્થાન માનવંતુ અને મોંઘુ છે! કૃતઘ્નતા એ જગતની સનાતન વૃત્તિ ન હોત તો આપણા કોરોનર સાહેબની સેવાઓની ઓળખ આપવા માટે મ્હારે આ ન્હાનકડો નિબંધ ન લખવો પડત. ઇલ્કાબ લીસ્ટમાં તેમનું નામ રાવબહાદુરથી ન અટક્યું હોત! શહેરના ખાણાંપીણાંની મીજબાનીઓમાંથી તેમનું નામ રદબાતલ ન થયું હોત! પણ મહાપુરૂષો પોતાના મૂલકમાં કદીય પૂજાતા નથી.

આ ઉક્તિ કદાચ ખોટી હશે પણ રાવ-બહાદૂર આંથવલેના ઉદાહરણમાં તો તે સાવ સાચી પડી છે!

તેમણે શું નથી કર્યું એજ પ્રશ્ન છે. એક મેજીસ્ટ્રેટ તરીકે તેમણે નિર્દોષોને મુક્ત કર્યા છે અને દોષીતોને જેલમાં મોકલ્યા છે. અને એક કોરોનર તરીકે તેમણે અકસ્માતો, આપઘાતો, અને એવા કેટલાય કરૂણ કિસ્સાઓ ઉપર પોતાનાં કોમળ હૃદયને ક્ષણવાર વજ્ર જેવું બનાવીને આખરી અભિપ્રાય ઉચ્ચાર્યો છે!

એટલુંજ નહીં પણ.. પરેલમાં જ્યારે પેલા દુષ્ટ સામ્યવાદીઓની શિખવણીથી જનતામાં અસંતોષ ઉભરાતો જતો હતો ત્યારે તેમણે કોરોનરની કોર્ટમાંથી સરકારને આ ન્હાનકડા સમુદાય સામે સખ્ત પગલાં લેવાની સલાહ આપી છે! આમ તેઓ સમાજની સર્વલક્ષી સંભાળ રાખે છે. છતાં પણ કોરોનર સાહેબની સેવાઓની કોઇ કિંમત આંકતું નથી એ કંઇ ઓછી દુઃખની વસ્તુ છે!

## સલાહના બે શબ્દ.

**અ**ને જ્યારે જ્યારે યોગ્ય લાગે ત્યારે આ આખરી અભિપ્રાય સાથે સલાહના બે શબ્દ કહેવાની કપરી ફરજ કોરોનર સાહેબ ઉપર આવી પડે છે અને સત્ય સારૂં હોય, તોપણ પ્રિય નથી લાગતું તો પછી જો અપ્રિય સત્ય સંભળાવવામાં આવે તો કોને ગમે? આથી જ સાફ દીલથી તેમણે આપેલી સલાહ કોઇને ગળે ઉતરતી નથી. આવું એક સ્પષ્ટ કથન એ છે કે 'ગુજરાતીઓ ગધેડા છે!' જ્યારે જ્યારે સ્ટવના અકસ્માતનો ભોગ થઇ પડેલી કોઇ યુવાન ગુજરાતણની કથા કોરોનર સાહેબને સાંભળવી પડે છે ત્યારે સ્વાભાવિક રીતે જ તેમનું હૃદય ખળભળી ઉઠે છે. ત્યારે સ્વાભાવિક રીતેજ સલાહના શબ્દ સંભળાવવાની અપ્રિય ફરજ એમના પર આવી પડે છે. સ્ટવના અકસ્માતો અટકાવવા માટે તેઓ ચેતવણીનો શંખનાદ ફુંકે છે. પણ મ્હારૂં માનવું છે કે 'આ ગુજરાતીઓ' ગધેડા છે, એટલુંજ નહીં પણ સાથે સાથે બહેરા છે.

પણ આ સરખામણી કરવાથી ગુજરાતીઓ ખીજાય છે હું માનું છું કે ગુજરાતીઓને ગધેડાઓ સાથે સરખાવતાં કોરોનર સાહેબ કંઇક ઉદારતા બતાવી રહ્યા છે, કારણકે કોઇ પ્રાણીવિશારદને પુછી જોશો તો તે તમને ઝટ દઇને જણાવશે કે ગધેડાઓ પણ પોતાની પ્રિયતમા તરફ આટલા બેદરકાર નથી હોતા! આમ જો કોઇ પ્રાણી સાથે સરખામણી કરવી હોય તો ગધેડા કરતાં પણ નીચલી કોટીનું કોઇ પ્રાણી પસંદ કરવું જોઇએ. પણ કોરોનર સાહેબે તેમ ન કરીને તેમની અપ્રતિમ ઉદારતાની પ્રતિતિ કરાવી છે!

## સ્ત્રીઓના ખુનીઓને

**સા**થેજ સ્ત્રીઓના વારંવાર થઇ રહેલા અકસ્માતોને પરીણામે કોરોનર સાહેબને એવાં અનુમાન પર આવવાની ફરજ પડી છે કે ગુજરાતી યુવાનોમાં ખૂન કરવાની વૃત્તિ સતેજ છે. આ એક જાતીય વિકૃતિ છે! જર્મનીમાં જેક રીપર નામના માણસમાં પણ આવીજ વૃત્તિ હતી. તે જ્યારે કોઇ સ્ત્રીનાં શરીરનું ખૂન કરતો ત્યારેજ સંતોષ પામતો. આ વૃત્તિથી પ્રેરાઇને તેણે કેટલીય સ્ત્રીઓનાં એવી સીફતથી ખૂન કરેલાં કે કોઇને ખબર પણ પડતી નહોતી. આનો એક બનાવ હમણાજ

હૈદ્રાબાદ (નિઝામ)માં બનવા પામ્યો છે. આવી જાતીય વિકૃતિ સ્ટવના અકસ્માતો સર્જે છે એમ આલેખવામાં ગૂજરાતી જાતી સ્હામે તેઓ શું ગુન્હો કરી રહ્યા છે ? તેમની તો ચોક્કસ ખાત્રી છે કે ગૂજરાતના મધ્યમવર્ગીય યુવાનોમાં ઉપલી જાતીય વિકૃતી અતિ વિકસેલી છે. પણ બ્રીટીશ સરકારનાં અસ્તિત્વને લીધે તેઓ સ્ત્રીઓના સીધાં ખૂન કરી શકતા નથી. પણ તેથી કંઇ તેઓ અટકતા નથી. તેઓ તરતજ બજારમાં દોડે છે. ઉછીના પૈસા આણીને પણ સ્ટવ વેચાતો લઈ આવે છે. કેટલીક વાર સ્ટવ ઉધાર પણ માગી આણે છે. અને બહુજ અલ્પકાળમાં સ્ટવના અકસ્માતનો ભોગ બનીને એક યુવાન ગૂજરાતણ સ્વર્ગમાં કે નર્કમાં સીધાવે છે...પતિદેવની જાતીય વિકૃતિ સંતોષાય છે....સંભવ છે કે કોરોનર સાહેબની આ વિચારસરણી ત્હમોને પસંદ નહીં પડે, કારણકે સ્ત્રીઓના ખૂની તરીકે ઓળખાવવાનું ત્હમોને પસંદ નથી !

## ઉપકારને બદલે–

**અને** આમ સાચી વસ્તુ સ્પષ્ટ રીતે કહેવા બદલ ત્હમો તેમની ઉપર ટીકા કરો છો ? કારણ કે ત્હમો છો તેવા વર્ણવવાની તેમનામાં નૈતિક હિંમત છે એટલા માટે ?

અને જો તેમજ હોય તો ત્હમારે શરમાવું જોઇએ ! જાણો છો એ ગૂજરાતી લોક ! કે ગૂજરાતણો સ્ટવના અકસ્માતમાં ન સપડાય તેટલા માટે શહેરમાંથી સ્ટવનો નાશ કરાવવા પણ તેઓ તત્પર છે ! જાણો છો એ ગૂજરાતણો ! કે કોરોનર સાહેબ સ્ટવ સામે પ્રભાત ફેરી કાઢવા પણ તત્પર છે ! કોઇપણ રીતે, કોઇપણ ઉપાયે ત્હમો સ્ટવના અકસ્માતમાંથી બચી શકો તેવી તેમની ધગશ છે !

## કોરોનરને–

**આ** ઉન્હી ધગશને અનુલક્ષીને મ્હેં ઉચ્ચારેલા શબ્દોનું મહત્વ ભલે આજે ઓછું અંકાય ! માનવગુણો કરતાં અંકગણીતનાં જ્ઞાન માટે પંકાયેલી આ કોમ ભલે ત્હમારી સેવાઓની કદર ન બુઝે ! પણ ગૂજરાતના એક તનુજ તરીકે હું કહીશ કે ત્હમારી સેવાઓ ખરેખર મ્હોટી છે ! ત્હમારી સલાહ સત્યપૂર્ણ છે. ત્હમારૂં જ્ઞાન અગાધ છે અને ત્હમારી વૃત્તિ નિસ્વાર્થ છે !

# આશ્ચર્ય પામશો નહિં!

**ગ્રેટ સોશાયલ સેવીંગ કલૉક મફત મેળવો.**

ગ્રેટ સોશીયલ સુધરેલી પધ્ધતીથી વીમો લેનાર પોલીસી હોલ્ડરોને સેવીંગ કલૉક મફત આપે છે. આ ઘડીયાલ પ્રીમીયમના પૈસા રોજના રોજ આપોઆપ ભેગા કરતું રહે છે તેથી પોલીસી હોલ્ડરને પ્રીમીયમ ભરવાની ફીકર રહેતી નથી.




દરેક ઠેકાણે કમીશન તથા પગારથી કામ કરનાર એજન્ટો જોઇએ છે.

વધારે ખુલાસા માટે લખો અગર મળોઃ-

**ધી ગ્રેટ સોશીયલ લાઇફ એન્ડ જનરલ એશ્યુરન્સ લી.**

ઇસ્માઇલ બીલ્ડીંગ, હોર્નબી રોડ, ફોર્ટ મુંબઇ.

ટુંકી વાર્તા

# પુરસ્કાર

**મજુરોની** શરીરશકિતનું શોષણ કરી માલેતુજાર બનનાર એ મુડીવાદી હતા. નામ અને કામ અપાવનાર મીલના માલેક હતા. એમનું નામ ધનનંદન. એમના જન્મ સમયે ટંકશાળમાં કદાચ કલદારના રણકાર વાગતા હશે.

એમની મીલમાં કામ કરતો સમગ્ર કામદાર સમુહ એમના પર કકળતી આંતરડીએ અભિશાપની ઝડીઓ વરસાવતો.

ધનો એ મીલમાં મજુર હતો. તેને આંધળી માતા તથા પોતાની એકનીએક બાળપુત્રીનું પોષણ કરવું પડતું. એની પત્ની, પણ એ જ મીલમાં મજૂરી કરી કરીને શરીરને સુકવી નાખી, અકાળે મરણ પામી હતી. અને પોતાનાં મૃત્યુ પાછળ સ્મરણચિન્હ તરીકે એક બાળકીની ભેટ આપી ગઇ હતી.

ધનો ગરીબ હોવા છતાં સ્વભાવે સુશીલ હતો. એના મીઠા સ્વભાવને લીધે એ સર્વે કામદારોનો માનીતો હતો. ધનનંદનની મીલમાં છેલ્લાં બાવીસ વર્ષથી, તે કાયા નીચોવી રહ્યો હતો: છતાં શેઠને આઠ આનાથી વધારે રોજ આપવાની ઇચ્છા પણ થઇ નહોતી.

મજૂરો પ્રત્યે માલેકોની આ કેવી સલુકાઇ?

* * *

મુડીવાદ અને મજૂરવાદ વચ્ચે ઘર્ષણ શુ આરંભાયાં: મજૂરોએ કામના કલાકોમાં ઘટાડો કરવાની, કે પગાર વધારવાની યોગ્ય માગણી કરી, સખત ઝુંબેશ ઉઠાવી. અને છતાંયે એ મીલમાલેક ન સમજે તો? તો! તો.... હડતાલ.

મજૂરોમાં આવેલી અને આવતી જતી જાગૃતિ મુડીવાદીઓને અસહ્ય લાગી. મજૂરવાદની ચેતનામાં–તેની જાગૃતિમાં મુડીવાદીઓએ પોતાની સત્તાના મિનારાઓ ડગમગતા નિહાળ્યા: અને એટલે જ મજૂરવાદના ચેતન સ્ફુલિંગોને ચમકવા પહેલાંજ સમાવી દેવાના સબળ પ્રયાસો ચાલુ થયા.

"શેઠ, આજે સૂરજ મીલ ભાંગી." "શેઠ, આજે ચંદ્રોદય મીલ પડી." એવા દરરોજ નવા સમાચાર સાંભળવા છતાં, ધનનંદનની પોતાની મીલના મજૂરો પ્રત્યેની બેદરકારી ચાલુજ હતી. તે કવચિત અસ્ફુટ સ્વરે બોલી ઉઠતા. "સા...ઓ! અમારા આપેલા ટુકડા ઉપર તો જીવન ચલાવે છે, અને છતાંયે એ ભિખારડાઓ, અમારી સામે થાય છે? સા...ખાશે શું? ધૂળ?"

ખરેખર! ગરીબો શું ખાશે, તેની ચિંતામાં જ શેઠીયાઓ બીજી બાબ-

: લેખક :

ભુપેન્દ્ર હરિરાય બુચ.

તેનો વિચાર નહિં કરી શકતા હોય. શેઠીયાઓ ખરે જ ઉદારતાની અવધિ કરે છે. એ શેઠવર્ગ ન હોત, તો મજૂરો શું કરત ? મજૂરોથી શેઠીયાઓનો આ ઉપકાર (!) ભૂલી શકાય તેમ નથી.

મજૂરોમાં ધીમું, પણ સંગીન પ્રચારકાર્ય શરૂ થયું. કાર્યસાફલ્યને જ દ્રષ્ટિબિન્દુ બનાવવાનો ઉત્સાહ તો ભાઇ પુસાલકર તરફથી જ મજૂરોને મળતો. શ્રમજીવીઓનાં દર્દેદર્દ પીછાનનાર એ બિરાદરને હૈડે, શ્રમજીવીઓ માટે અપાર પ્રેમ અને લાગણી ભર્યાં હતાં. મજૂરોને ચળવળ ઉઠાવવાની પ્રેરણા પાનાર એ એક કામદાર હતા પરંતુ કેળવાયેલા. કેળવાયેલો કામદાર ધારે તો શું ન કરી શકે ?

* * *

એક દિવસે રાતે મજૂરોએ તેમના મહોલ્લામાં સભા ભરાયેલી જોઇ. ભાઇ પુસાલકરે ભાષણનો પ્રવાહ ચાલુ કર્યો.

"બિરાદરો ! આપણી જાતમહેનત પર માલેતૂજાર બનનાર એ શેઠીયાઓને આપણી તમૈના નથી; કામ કરી કરીને શરીર ઘસી નાખનાર મજૂરોનાં દર્દો પારખવાની એમને દરકાર નથી. ગુલામની માફક મજૂરોને તેઓ કચડે છે, અને એ કચડાતા, ભીંસાતા દેહ પાસેથી, વધુ રકત મેળવવાની ઇચ્છાઓ રાખે છે. લાંબા વખતથી આપણે આવો સીતમ જુલમ સહન કરતા આવ્યા છીયે; વધુ સહન કરવાની આપણી ઇચ્છા નથી; શકિત પણ નથી; જરૂર પણ નથી.

'આપણે તિજોરીમાં સાચવવા માટે વધારે પગાર નથી માગતા; મોટર-ગાડી દોડાવવા માટે વધુ પગાર નથી માગતા; પરંતુ આપણને બે ટંક પુરતું ખાવાનું મળે, આપણાં બાળબચ્ચાંઓ અને કુટુંબનું જીવન ટકાવી શકીયે, ટાઢ અને તડકાથી આપણાં શરીર ઢાંકી શકીયે, એટલા માટે જ પગાર વધારવાની માગણી છે.'

'બિરાદરો ! મજૂર વગર મીલ ચાલી શકે ખરી ? વિચાર કરો. અને કાલથી જ મીલમાં જવાનુ બંધ કરો. એકસંપીથી હડતાલ ઉપર ચ્હડો, અને આપણું જોર બતાવી દો."

મંત્રમુગ્ધ થયેલા એ ઉશ્કેરાયેલા મજૂરો બૂમ પાડી ઉઠયા. "હડતાલ...બસ ...હડતાલ." અને શાંત, અંધકારમય વાતાવરણમાંથી જાણે ભયંકર પડઘો પડયો. "હડતાલ, હ...ડ...તાલ."

* * *

**પરંતુ ગરીબ** બીચારો ધનો ! કામ કરીનેજ પેટનો ખાડો પુરનાર એ ધનાની સ્થિતિ વિચિત્ર થઇ પડી. શું કરવું તેની તેને સુઝ ન પડી. કામ ઉપર ન જાય, તો પૈસા ન મળે; અને પૈસા ન મળે તો પછી જીવન કેમ ટકે ?

આંધળી માતાનું શું થશે ? વ્હાલસોઇ દીકરી દુધ વગર તરફડશે તેનું શું ? વળી બધાયે કામ ઉપર ન ચ્હડે, તો મ્હારાથી પણ કેમ ચ્હડાય ? મ્હારા જેવી જર્જરીત કાયાવાળા વૃધ્ધને, બીજે નોકરી પણ કોણ આપે ? હું-મારે જવું તો......વાહ, એમજ કરૂં.

પરસ્પર વિરોધી વિચારોના યુધ્ધને અંતે તેને સુલેહના વિચારોએ આકર્યો.

તે ઉઠયો, અને શેઠના બંગલા તરફ તેણે ચાલવા માંડયું. મંજૂરોને બહાર જવા માટે વસ્ત્રો બદલવાં નથી પડતાં.

શેઠને બંગલે આવીને તે ઉભો. ભરેલા શરીરવાળા શેઠીયાઓને ભૈયા વગર કેમ નહિં ચાલતું હોય? દરવાજા આગળ પડેલી ડાંગ, અને મેલાં કપડાંથી વીંટાયેલી ચલમથી ભૈયાનું અસ્તિત્વ જાણી શકાય છે.

"ભૈયાજી, જરા શેઠ સાહબકો મીલના હય. તો ઉસ્કો બોલોકી, મીલમેંસે એક મજૂર, જરૂરી કામકે લીયે આયા હય." ધનાએ ભૈયાને વિનવ્યો. મ્હોં જોઇને ટીલું કરનાર એ ભૈયો, ધનાને તાકીને જોઇ રહ્યો.

"શેઠસાહબમે કયા કામ હય? અભી કામમેં હય." બારોબાર જવાબ આપી દેવાનો નોકરીસિદ્ધ હક્ક ભૈયાથી કેમ જતો કરાય?

"અરે ભૈયાજી, મૈં મીલકા મજુર હું. યે બાત તો એકદમ જરૂરી હય. મહરબાની કરકે અંદર ખબર તો કરો." ધનાની વિનવણીઓ ચાલુજ હતી.

ભૈયાજીએ મહેરબાની કરી તો ખરી. ભૈયાઓએ 'ભૈયાજી' વગર નહિં સંબોધાવાનો ઇજારો તો નથી લીધો? ગુજરાતીજી, પઠાણજી, મુસ્લીમજી વગેરે નથી બોલાતું. પરંતુ ભૈયાઓને 'જી' વગર સંબોધી શકાય તેમ નથી. ભૈયો બહાર આવ્યો, અને ધનાને હાથથી અંદર જવાની ઇસારત કરી.

સ્હેજ ગભરાતો અને સંકોચાતો ધનો શેઠના દીવાનખાનામાં ગયો. અતિ સંભાળથી સલામ ભરી, અદબ વાળીને ઉભો રહ્યો. તે શેઠને ઓળખતો હતો; શેઠને તેને ઓળખવાની પરવા ન હતી.

"કેમ અલ્યા! કયાંથી આવ્યો છે"? સલામનો જવાબ, પ્રશ્નથીજ શેઠે વાળી દીધો."

"સાહેબ! આપની મીલમાં મંજૂર છું. મ્હારૂં નામ ધનો."

'ધનો'? શેઠને વિચાર આવી ગયો. 'ધનો કે ધનનંદન'?

"શા માટે આવ્યો છે?" ફુરસદ ન હોવાથી (!) શેઠીયાઓ સીધાજ સવાલો કરે છે.

"શેઠ સાહેબ, એક બાતમી આપવા આવ્યો છું."

"બાતમી"? શેઠ ચમકયા. કેટલાક શબ્દો વ્હેપારી લાઇનમાં નવાજ લાગે છે. "શેની? જલ્દી."

"સાહેબ, મીલના મજૂરો કાલથી કામ બંધ કરીને હડતાલ ઉપર જવાના છે." ધનાએ કહ્યું.

"હડતાલ ઉપર?. મ્હારી મીલના મજૂરો?" દરેક શેઠને પોતાની મીલ આદર્શજ લાગે છે!

"હા, અન્નદાતા!" ધનાએ જવાબ આપ્યો.

"એમ? મ્હારા આપેલા ટૂકડાઓથી પેટ ભરનાર એ ભિખારડાઓ, મ્હારી સામે થવા જાય છે?"

"જા, તને ત્હારી વફાદારીનો બદલે જરૂર મળશે. કાલે કામ ઉપર જજે."

"આપની મહેરબાની છે, સાહેબ!" ધનો પાછો ફર્યો.

રસ્તામાંજ તેના મગજમાં વિચારોની પરંપરાએ ખંડ ઉપાડ્યું. પોતાના મજૂર બિરાદરોને બેવફા થયો, એ વિચારજ તેના હૃદયને કોરી ખાવા લાગ્યો 'પાપી–બેવફા, વિશ્વાસઘાતી ધના! આ તેં શું કર્યું'?' એ પ્રશ્ન આવતાંજ તેનું શરીર ધ્રુજી ઉઠયું. ઘેર આવીને તે ખીછાના ઉપર આડો પડયો.

વિશ્વાસઘાતીને, મિત્રદ્રોહીને તે વળી નિદ્રા આવે?

* * *

ધનાના ગયા પછી શું કરવું, તેની સુઝ શેઠને ન પડી. ટેલીફોન કરીને, વડા મેનેજરને એકદમ એકલા આવવા હુકમ કર્યો. મેનેજર આવ્યો; કંઈક છુપી મસલત થઇ, અને મેનેજર પાછો ફર્યો

* * *

પ્રભાત ખીલતું જતું હતું; મીલના કર્કશ ભૂંગળાંઓએ બાંગ પુકારવી શરૂ કરી. પરંતુ એ કર્કશ આમંત્રણ, મજૂર-વર્ગને આજે ન આકર્ષી શક્યું.

ધીમે ધીમે, મજૂરસમુહ, મીલના દરવાજા પાસે ભરાતો ગયો; મીલનો કારકુન કાનેથી કલમ ઉતારીને, હાજરી પુરવા તૈયાર થઇ બેઠો. પરંતુ એ મહાન કલમ ધારીની કલમનો ચરેરાટ આજે કોઇને સંભળાયો જ નહિ.

મજૂરોનાં ટોળાં તરફ, એક જુની લાકડીને આધારે ચાલતો ક્ષીણકાય પુરૂષ ધીરે ધીરે આવતો જણાયો. એની અનુભવી આંખોયે, એ ટોળાંનો અનેરો ઉત્સાહ માપી જોયો, અને તેનાં પગ જલ્દી ઉપડયા.

"ભોં–ભોં–ભૂં... પાછળથી એક લાલરંગની મોટર ધસમતી આવતી સંભળાઇ. હોન ચાલુ જ હતાં. પરંતુ પશ્ચાતાપના અગ્નિમાં બળતા ધનાને, એ અવાજો ન સંભળાયા.

એકાએક તે મોટર આંચકા સાથે અટકી.

"સા... હરામખોર! આમ કેમ ચલાવે છે?" મોટરની અંદરથી ધનનંદન શેઠનો અવાજ ડ્રાઈવરને કાને અથડાયો.

"સાહેબ! એ તો એકસીડન્ટ થયો છે." પોતાને સંબોધાયેલાં સંબોધનનો ઉત્તર ન વાળતાં, પૂછાએલા સવાલનોજ જવાબ ડ્રાઇવરે આપ્યો.

અને કામદાર સમુહ જાણે ત્યાં ઉભરાઈ પડયો. શેઠે મોટરમાંથી ઉતર્યા વગર જ જીવદયા દાખવી. "એને દવાખાને લઇ જજો." પરંતુ મજૂરોમાં હોહા મચી રહી; મોટર આગળ ચાલી ગઇ, અને ધનાને બે ચાર ઓળખીતા યુવાન મજૂરોએ ખભા ઉપર નાખ્યો. એને દવાખાને લઇ ગયા. તેના ડાબા હાથ અને જમણી આંખને સખત ઇજા થઇ હતી. ડોકટરોએ મત આપ્યો કે, તેનો ડાબો હાથ આખો કાપી નાખવો પડશે.

બીચારો ધનો! ધન વગરનો ધનો હાથ વગરનો થયો.

અને હડતાલ? એ તો ચાલુજ હતી. પુસાલકરને મીલની આજુબાજુની સરહદમાં લોકોમાં અશાંતિ અને બેદીલી ફેલાવવા માટે ધનનંદને જેલની મજબૂત દીવાલો પાછળ ધકેલાવી મુકયો. પરંતુ; છતાંયે હડતાળ તો ચાલુ જ રહી.

* * *

ધનાનો હાથ કપાવી નાખવો પડયો. એક દીવસે તેને દવાખાનામાંથી રજા મળી. તે ઘર તરફ આવ્યો, તો સુમસામ. ઘરનું

ભાડું ન ભરી શકવાથી, ઘરમાલેકે એની વૃધ્ધ ડોસીને કહાડી મુકી હતી... પરંતુ પુત્રી? તે ક્યાં?

અસહાય ધનો! કમાઇને રોટી આપવા હાથ હતો, તે પણ ગયો. દીલાસો દેનાર વૃધ્ધ માતા હતી, તે તરફડીને મૃત્યુ પામી. કાલુંઘેલું બોલીને આખા દીવસની મહેનતનો થાક ઉતારનાર બાળકી હતી, તેનો તો કાંઇ પ-તો જ ન હતો. હવે!

અમાસના ભીષણ અંધકારને ભેદીને બહાર આવતા તારા માફક એક આશાનું કીરણ તેના નિરાશ હૃદયમાં ઝબક્યું; જુના ઘર આગળથી તે પાછો વળ્યો, અને શેઠના બંગલા તરફ પગ જલદીથી ઉપડયા.

શેઠને બંગલે ભૈયો ન હતો. ધનો અંદર ગયો. એક હાથે સલામ ભરી.

"કોણ છે તું? કેમ આવ્યો છે?" શેઠને તેને એકાદ વખત જોયાની ઝાંખી થઇ, પણ આ જાણતાનેઃભ કરીને પૂછ્યું; ગરીબને ઓળખવામાં પાપ તો નથીને?

"સાહેબ! એ તો હું ધનો. આપે મ્હને કહ્યું હતું કે...ત્હને પછીથી બદલો આપીશ. તો...ગરીબ ઉપર દયા..."

"દયા? હા હા...હા હા..." શેઠ હસ્યા. શેઠીયાઓ ક્યારે, અને શા માટે હસે છે, તે જાણવાનો પ્રયાસ કરવામાં દમ નથી. "અરે ગાંડા" ડાહ્યા શેઠે, ડહાપણ ડોળ્યું. "તું તો પેલે દિવસે આવેલો, તેજને? હું તો ત્હારા જેવા કેટલાકને મદદ કરું? ચાલ બંગલાની બહાર નીકળ."

"પણ, સાહેબ, આ હાથ તરફ તો દયા......"

"અરે ભૈયા! ઇસ પાગલકો બહાર નીકાલો." શેઠે ધનાને પાગલ જ માન્યો. શેઠીયાઓ પાસેથી પૈસા મેળવવા ઇચ્છા રાખનારાઓ તેમને પાગલ જ લાગે છે.

પરંતુ ભૈયાની જરૂર પડી નહિં. તેના આવવા પહેલાં જ ધનો બહાર નીકળી ગયો. બદલો મેળવવાની આશાની ઇમારતો, એકજ ઝપાટે હવામાં ફસકી પડી. બંગલાના દરવાજા પાસે નીકળતાં જ, નિરાશ થયેલો ધનો ફસડાઈ પડ્યો. સદાને માટે તેની આંખો મીંચાઈ ગઇ.

દૂર, બાબાગાડીમાં બેઠેલી એક બાળકીએ આ દ્રશ્ય નિહાળ્યું, અને બૂમ પાડી, "ઓ બાપા!"

---

....લેખાંક:........

ચોથો.

# ગામડાંઓનું અનારોગ્ય.

.......લેખક:.......

પી. જે. ભટ્ટ

## ઘરમાખ

હ્મારા મિજાજની પરવા કર્યા વગર હ્મારા શરીર સાથે મનગમતી છુટ લઈ રહેલી આ ઘરમાખને હ્મે કયાં નથી ઓળખતા? વરસાદની શરૂઆત સાથે તે ઉભી થાય છે. શહેરના કોઇ અગમ્ય ખુણામાંથી તે ઉત્પન્ન થાય છે અને પળવારમાં તો સેંકડો માખોનાં જૂથ હ્મારા ઘરની આસપાસ અને અંદર ભમતાં ફરે છે.

આ ઘરમાખો હ્મારા ઘરના કયા આવાસમાં નથી પહોંચી શકતી? હ્મારા સુવાના ખાટલા ઉપર તે સ્થાન માંડે છે. હ્મારા ખાવાના પદાર્થો ઉપર તે મીજબાની માણે છે. હ્મારાં દુધનાં વાસણ ઉપર બેસવામાં તેને ખૂબ આનંદ આવે છે એટલુંજ નહી પણ ઘરની સર્વ વસ્તુઓ ઉપર તે આરામથી રહી શકે છે.

તન્દુરસ્તીની દ્રષ્ટિએ ઘરમાખ જેવું ભયંકર કોઇ પ્રાણી નથી. મચ્છરની માફક તેનામાં આપણું રક્ત ચુંસવાની શકિત નથી. છતાં તે ટાયફોઇડ, કોલેરા, ડીપટેરીયા જેવાં કેટલાંય દર્દો પ્રસરાવી શકે છે. પ્રયોગશાળાઓમાં થઇ રહેલા અખતરાઓએ સાબીત કરી આપ્યું છે કે ઉપલાં પ્રાણઘાતક દર્દોનો ચેપ માખના પગમાં ૩૬ કલાક, તેની ઉલ્ટીમાં આઠ દીવસ અને તેના મળમાં ૧૮ દીવસ જીવન્ત રહી શકે છે.

આ માખ ક્ષયના જંતુઓને સાત દીવસ સંઘરી શકે છે. એન્થ્રાકોસીસના જંતુઓને પાંચ દીવસ, અને ડીપટેરીયાના જંતુઓને ૨૪ કલાક સજીવન અવસ્થામાં આશ્રય આપી શકે છે

હવે કહો કે આ ઘરમાખ દીસે છે તેવી નિર્દોષ છે?

[૨]

ડીપેટરી નામની પ્રાણીવર્ગની આ પ્રજા છે. ઘરમાખ તો તેની એક જાત છે. એક માખને પકડીને જરા સંભાળથી જોશો તો જણાશે કે પા ઇંચ લાંબી છે. ઉંદરડા જેવી ભૂરી છે. તેની છાતી પર ચાર કાળા પટ્ટા છે. તેની જીભ જરા લાંબી છે. અને જ્યારે ઉપયોગમાં ન લેવાની હોય ત્યારે તે સ્નાયુ નીચે છુપાઇ

જાય છે. આ છીદ્રદ્વારા તે માત્ર ખોરાક જ લઇ શકે છે. તેનામાં ચામડીને છીદ્ર પાડવાની શકતી નથી.

આ માખની માદાઓ લાખ્ખોની સંખ્યામાં ઇંડાંઓ મૂકે છે. જ્યાં જ્યાં ખોરાક સાંપડી શકે ત્યાં માદા પોતાનાં ઇંડાંઓ મૂકે છે. સુકી હવામાં કે સુકાં સ્થળોમાં માખોને ખોરાક મેળવવો અશક્ય છે. તે માણસના મળ ઉપર પણ જીવે છે અને આમ અનેકવાર આંતરડાનો રોગ પણ તેઓ પ્રસરાવે છે.

એકસામટાં ઉદ્દસોથી બસો જેટલાં તેઓ ઇંડાં મૂકે છે. કોઇ કોઇ વેળા પાંચસો ઇંડાં પણ મૂકે છે. દરેક વખતે એક માદા માત્ર ૧૨૦ ઇંડાં મૂકે છે એમ માની લઇએ તોપણ સાત અઠવાડીયાની અંદર એક જ ઘરમાખની ૪૩૨૦૦૦ જેટલી સંતતિ થશે. એક પેઢીને જન્મતાં, વિકસતાં માત્ર સાત દીવસ લાગે છે.

આ સાત દીવસનાં સર્જનમાં તેઓ ચાર કક્ષાઓ વિતાવે છે. ઇંડાંમાંથી તેઓ લાર્વાની કોટીમાં જાય છે. ત્યાર પછી તેઓ પુખ્ત બને છે અને ત્યાર પછી તેમાંથી માખ બને છે. આ આખો વિકાસક્રમ લગભગ પાંચ દીવસમાં પુરો થાય છે. અને એકવાર માખની કોટીમાં આવ્યા પછી તેઓ પાછાં ઇંડાં મૂકી શકે છે.

તમો જાણીને અજબ થશો પણ એ સાચી વાત છે કે એક માદા તેનાં જીવન દરમીયાન પાંચથી ૭ વખત ઇંડાં મુકી શકે છે. આ પ્રમાણે એક માખ પોતાનાં જીવનમાં લગભગ ૮૦૦ થી ૯૦૦ ઇંડાં મૂકે છે.

* * *

જે આરોગ્ય-સંરક્ષણ યોજનામાં માખના ઉપદ્રવ સામે અટકાયત કરવાની યોજના નથી તે સાચી રીતે આરોગ્ય-સંરક્ષણની યોજના નથી. કારણકે જેમ પ્લેગના ઉપદ્રવમાં ઉંદરનો સંહાર કરવો ઇષ્ટ છે, જેમ મેલેરીયાને અટકાવવા મચ્છરનો નાશ કરવો ઉચિત છે તેજ પ્રમાણે તમારે માખનો નાશ કરવો જોઇએ.

આ દ્રષ્ટિએ નીચેના કેટલાક સિદ્ધાંતો અતિ લાભપ્રદ લાગશે.

(૧) માખોને ઉત્પન્ન થવા દીધા પછી તેમની સામે પગલાં લેવા કરતાં માખોને ઉત્પન્ન ન થવા દેવાનું જ વધુ ઉચિત છે!

(૨) જે આરોગ્ય-રક્ષણની યોજના

એવી હોય કે જેમાં વ્યાધિના જંતુઓવાળી વસ્તુઓ ઉપર માખો સહેલાઇથી કે કોઇપણ રીતે બેસી શકે તો તે આરોગ્ય-રક્ષણની યોજના સાચી નથી.

* * *

ત્યારે ઘરમાખ સામે પગલાં લેવા માટે શું કરવું જોઇએ? આ આખી યોજના સાવ સરળ છે. આપણે જોઇ ગયા કે માખો ઇંડાં મૂકે છે માણસ કે પ્રાણીના મળ ઉપર. તેમજ આવું જ બીજું સ્થાન છે કચરો. આ બન્ને ને આપણે દરરોજ જલ્દીથી ઉઠાવી લઇએ તો માખોનાં લાખ્ખો ઇંડાંઓ આપમેળે મરી જાય. આ એક કલ્પના નથી પણ માખોના ત્રાસ ને વ્યવહારિક રીતે દૂર કરવાનો આ એક જ રાજમાર્ગ છે।

સામાન્ય રીતે માખીઓને ઉત્પન્ન થતી અટકાવવી અશક્ય છે, કારણકે આપણા દેશમાં કચરાના ઢગલાને ઘરને આંગણે જ નાંખવાની પ્રથા અતિ જૂની છે. આથીજ આપણાં ગામડાંઓમાં તો માખનો ઉપદ્રવ અટકાવવા માટે ખાસ સાધનો લેવાની જરૂર છે.

કેટલાક વૈજ્ઞાનિકો એમ માને છે કે કચરાની ટોપલીઓ ઉપર ઘાસતેલ કે ક્રુડ ઓઇલ છાંટવાથી ઇંડાંઓ મરી જાય છે. પેટ્રોલથી ઇંડાંઓનો નાશ કરવો શકય છે. બજારમાં મળતી સામાન્ય જંતુ-નાશક દવાઓમાં આજ વસ્તુ અતિ મુખ્ય હોય છે. અને તે કંઇક અંશે અસરકારક છે.

પણ ગામડાંઓમાં આ 'પોયશા' કે 'ફ્લીટ'નો ઉપયોગ કરવો અતિ ખર્ચાળ થઇ પડે છે. પ્રથમ તો આપણાં ગામડાં-ઓની વસ્તી ગરીબ છે. બીજું આપણાં ગામડાંઓમાં ઢોરઢાંખરની વસ્તી એટલી વિપૂલ છે કે એક ગામડાંને સ્વચ્છ કરવાને માટે લગભગ પાંચ ગેલન પોયશાની જરૂર પડે. આ સંજોગોમાં જંતુનાશક દવાઓનો ઉપયોગ કરવો એ વ્યવહારિક દ્રષ્ટિએ આ સમયમાં તો શકય નથી દેખાતું.

પણ ગામડાંઓમાં પણ જે મધ્યમ વર્ગના છે, જેઓનાં ઘર ઈંટ અને માટીથી બના-વેલાં છે તેઓ જો ઇચ્છે તો પોયશાનો ઉપયોગ કરી શકે છે. આવી જંતુનાશક દવાઓમાં ફીનોલ અને બોરેક્ષ એજ મુખ્ય વસ્તુઓ હોય છે. એમ આપણે આશા રાખીએ કે ઝાંઇ "હિંદી પેઢી આપણી આર્થિક ગરીબાઇને અનુલક્ષીને કંઇક સસ્તી દવા શોધી કહાડે.

* * *

**આ** સર્વ ઉપરાંત ખોરાકને ઢાંકવાની જરૂર ઉપર જેટલો ભાર મૂકીયે તેટલો ઓછો છે. દરેકને માટે આ વસ્તુ અતિ સહજ છે. આપણે યાદ રાખવું જોઇએ કે જો આપણે માખોને ઉત્પન્ન થતી અટકાવી શકતા નથી તો પણ આપણા ખોરાકમાં તેના ખરાબ જંતુઓને આવતા તો જરૂર અટકાવી શકાય તેમ છે. આથીજ આપણી ખાવાપીવાની વસ્તુઓ એવી રીતે ગોઠવાવી જોઇથી કે જેથી માખો તેની અંદર જઇ શકે નહિ. આમ કરવામાં આવે તો માખોદ્વારા પ્રસ-રતા અર્ધા રોગો અટકી જાય.

તેમજ આ ઉપરાંત પણ માખીઓને મારી નાખવાના બીજા રસ્તાઓ છે. માખો ચોંટી પડે તેવા કાગળો આવે છે. આ કાગળો બનાવવા સાવ સહેલા છે. એમ્પ્લાસ્ટર રેચીની અને દીવેલને એક અને આઠના પ્રમાણમાં ભેળવી ચકચકતા કાગળ ઉપર એક પાતળા થરમાં ચોંટ-વામાં આવે છે. જ્યાંસુધી આ કાગળ ઉપર ચીકાશ ટકે છે ત્યાંસુધી જ આ કાગળો અસરકારક રહે છે.

તેમજ ઉકરડા ઉપર કે ખાતરના ઢગલા ઉપર સોડીયમ આરસેનેટ છાંટવાથી પણ માખો મરી જાય છે. ૩ ૧/૨ ઔંસ પાણીમાં ૧૫ ૧/૪ ગ્રેન સોડીયમ આરસે-નેટ લેવાથી ઉપલું પરિણામ નિપજાવી શકાય છે.

ફ્લાયટ્રેપ પણ એક અસરકારક વસ્તુ છે પણ તે અતિ ખર્ચાળ તેથી છે તેનો વિગતવાર નિર્દેશ કરવાનું યોગ્ય ધાર્યું નથી.

* * *

**આ** ઘરમાખની આ રસિક હકીકત છે. જોકે તેઓ દેખાવમાં અતિ નિર્દોષ દીસે છે, છતાં તેઓ ખરેખર તંદુરસ્તીની દ્રષ્ટિએ સૌથી વધુ ભયભર્યાં પ્રાણી છે.

હળવો નિબંધ

# મ્હારૂં નામ....?

વિશ્વમાં મ્હારૂં સ્વરૂપ એટલું તો અનિર્વચનીય, મનોહર અને અનુપમ સુંદર છે કે એની તુલના મ્હારા પોતાના સિવાય કોઇ અન્ય વસ્તુ સાથે થઇ શકતી નથી. હું લાગું છું નાનો નજીવો, પરંતુ મ્હારામાં એવી તો પ્રબળ શક્તિ વિદ્યમાન છે કે જેની પૂર્તિ કોઈ બીજી વસ્તુથી થઇ શકતી નથી. મોટા મોટા રાજામહારાજાઓનાં સિંહાસનોને હું હચમચાવી નાખું છું અને ચક્રવર્તિઓનાં ચક્રોને પણ હું ડોલાવી દઉં છું. મોટા મોટા જ્ઞાનીઓને હું જ્ઞાનશુન્ય કરી દઉં છું અને મૂર્ખ શિરોમણીઓને જ્ઞાનવાન પણ હું જ બનાવી દઉં છું. જગતભરમાં જે જે ખૂનખાર ઝઘડાઓ થાય છે તે બધાયનો હું જ જન્મદાતા છું. મ્હારી વાણીમાં એવી મધુરતા અને એવી આકર્ષણશક્તિ છે કે જે બીજામાં કદીયે જોઇ શકાશે નહિ. મ્હને સાંભળીને બાળક, યુવક, વૃધ્ધ, સ્ત્રીસમુદાય તેમજ દેવતાઓ અને પશુપક્ષીઓ સુધ્ધાં મોહિત થઇ જાય છે. સર્વનો ભાગ્યવિધાતા પણ હું જ છું. મ્હારા શબ્દો સરસ્વતીની વાણી અને કોયલના કંઠથી પણ મધુર છે. મ્હારી જેના પર કૃપાદ્રષ્ટિ થાય છે તેનાં જ ભાગ્ય ખુલી જાય છે અને જેના ઉપર મ્હારી કૃપા ઉતરતી નથી તે પોતાને ભાગ્યહીન સમજે છે. હું પતિ-પત્નિ, પિતા-પુત્ર, ભાઇ-ભાઇ, મિત્ર-મિત્ર અને સારીયે દુનિયાનાં સર્વ પ્રાણિઓમાં ક્ષણમાત્રમાં વિવાદ ઉપસ્થિત કરી શકું છું.

મોટા મોટા રણ સંગ્રામોનો નિર્માતા પણ હું જ છું. મ્હને પ્રાપ્ત કરી શકે છે તે મહા અધર્મી હોવા છતાંય મહા ધર્માત્મા કહેવાય છે અને જેની પાસે હું રહેતો નથી—જે મ્હને પ્રાપ્ત કરી શકતા નથી તે મહા ધર્માત્મા હોવા છતાંયે ઢોંગી કહેવાય છે. વિશ્વભરમાં જેટલું મ્હારૂં સામ્રાજ્ય છે એટલું બીજા કોઇનું પણ નથી. જેટલી પ્રજા મ્હારી છે તેટલી બીજા કોઇ રાજામહારાજા કે સમ્રાટની પણ નથી. મ્હને જો વિશ્વનો સ્વામી કહેવામાં આવે તોય તેમાં કાંઇ અત્યુક્તિ નથી. કોઇ એક જ જગ્યાએ રહેવાનું મ્હને કદીયે રૂચતું નથી. જેટલાં પ્રમાણમાં મ્હારૂં પરિવર્તન થાય છે તેટલું બીજી કોઇપણ વસ્તુનું થતું નથી.

સર્વ શિક્ષણનો દાતા પણ હું જ છું. મ્હારા પ્રતાપથી તો આજે મોટી મોટી શાળાઓ અને કોલેજો ચાલી રહી છે. મોટાં મોટાં મંદિરો અને સંપ્રદાયો પણ મ્હારી જ સહાયતાથી ચાલે છે.

મ્હારી કૃપા વગર તો એ સર્વ અશક્ત છે—એમનું અસ્તિત્વ પણ નાબૂદ થઇ જાય છે.

ધર્મ—કર્મ, દાન અને પુણ્યનો કર્તા પણ હું જ છું. મ્હારા સિવાય એ બધાંયે કામો થઇ શકતાં નથી. સુખ લોકોએ મ્હારૂં નામ ધર્મની પાછળ રાખ્યું છે, પરંતુ વ્યાવહારિક નીતિમાં મ્હારી પાસે ધર્મની કાંઇ જ ગણત્રી નથી. વિશ્વની સર્વ પ્રધાન વસ્તુઓમાં મ્હારૂં નામ પ્રથમ છે. જેની પાસે હું રહું છું એની પાસે સર્વ કાંઇ રહે છે અને જેની પાસે હું રહેતો નથી એની પાસે કાંઇપણ રહેતું નથી.

સંસારની સમસ્ત ભોગવિલાસની સામગ્રીઓનો સંગ્રહકર્તા પણ હું જ છું અને સર્વ દુઃખોનું કારણ પણ હું જ છું. જે લોકો મ્હારી કદર કરે છે તેની દુનિયા પણ કદર કરે છે; અને જેઓ મ્હારી કદર કરી શકતા નથી તેમની દુનિયામાં કાંઇજ ઇજ્જત નથી. સારાયે વિશ્વનું ધ્યાન મ્હારા તરફ લોહચૂંબક પ્રમાણે સદૈવ ખેંચાઇ રહે છે. દુનિયાભરના દેશો મ્હારી પાછળ પાગલ બન્યા છે. મ્હારા માટે જ તેઓ લડે છે, માથાં વઢાવે છે અને વાઢે છે. મ્હારા માટે જ લોકો મોટી મોટી બેઇમાનીઓ અને વિશ્વાસઘાત કરે છે. હું જ દમનકારી કાયદાકાનૂનો ઘડું છું; અને પ્રાણીઓનાં રક્તશોષણ પણ હું જ કરૂં છું. સારીયે દુનિયામાં મ્હારૂં નામ સર્વોપયોગી વસ્તુઓમાં છે મ્હારા વિના કોઇપણ વસ્તુનો ઉપયોગ થઇ શકતો નથી. મ્હારી કૃપાથી જ ડોક્ટરો, વૈદ્યો, વકીલો અને બારીસ્ટરો બને છે અને મ્હારાં કારણથી જ લોકો ઉંચા ઉંચા દરજ્જાઓ મેળવે છે. સન્માન પણ મ્હારી દયાથી જ મળે છે અને અપમાનિત પણ મ્હારા કારણથી જ થવું પડે છે. જાતિ, ધર્મ અને દેશ એ સર્વમાં મ્હારૂં જ સ્થાન પ્રથમ છે. સારાયે વિશ્વમાં મ્હારા નામના સીક્કા પડે છે. વિજ્ઞાનનાં બધાંયે કાર્યો મ્હેં સંપન્ન કર્યાં છે. તીર્થયાત્રા અને દુનિયાભરની સહેલગાહો પણ મ્હારો સાથ કરવાથી જ થાય છે. મિત્રોનો મેળાપ પણ મ્હારાથી જ થઇ શકે છે. મોટી મોટી મીજબાનીઓ અને જલસાઓ પણ મ્હારા દ્વારાથી જ મણાય છે. રાયબહાદુર, દાનવીર અને મોટી મોટી પદવીઓનો દેનાર અધિકારી પણ હું જ છું. વાસ્તવમાં મ્હારાં બળ આગળ બીજા કોઇનું બળ ચાલતું નથી.

દુનિયાભરની સર્વ માદક વસ્તુઓમાં હું જ વધારે મદભરી વસ્તુ છું. જેને મ્હારો નશો ચઢે છે એને બીજા કોઇ નશાની જરૂરત રહેતી નથી. મ્હારા નશામાં જે જલ્લદ તેજી છે તે તેજી કદીયે ઉતરતી નથી; અને જો કદીયે ઉતરે છે તો જ્યારે હું ચાલ્યો જાઉં છું ત્યારે જ. મ્હારા રૂપ અને ગુણોની પ્રશંસા સ્વયં ઇન્દ્ર કરે તોય પણ થોડી છે. મ્હારા માટે લોકો અગાધ સમુદ્રોને તળીએ પણ જાય છે અને મોટાં મોટાં ભયંકર વનો અને પહાડ પર્વતો ફરી વળે છે. ચોરીઓ અને લૂંટફાટો પણ મ્હારા માટે જ થાય છે. સર્વથી વ્હાલી વસ્તુ સંતતિ અને સતીત્વ પણ મ્હારા માટે જ સ્ત્રીઓ બીજાના હાથમાં અર્પણ કરે છે. મ્હને સર્વ પ્રાણીઓ પ્યાર કરે છે.

મ્હારાં રક્ષણ માટે મનુષ્યોએ જેટલાં સાધનોનો સંગ્રહ કર્યો છે તેટલાં

સાધનોનો સંગ્રહ બીજી કોઇ વસ્તુ માટે થયો નથી. તોપ, ગોળાં, યંત્રમંત્ર સર્વ મ્હારાં રક્ષણ માટેજ કામ કરે છે. હું વજ્રથી પણ કઠોર અને પુષ્પોથી પણ કોમળ છું. કરૂણા અને નિર્દયતામાં મારી બરોબરી કરવાવાળું કોઇ નથી. નીતિ માર્ગથી હું ડગાવું છું અને નીતિ માર્ગને પણ હુંજ ચલાવું છું. મ્હેંજ વિશ્વમાં પ્રાચીન અને મોટા મોટા કીર્તિ-સ્તંભોનાં નિર્માણ કર્યાં છે. સુંદર પ્રાસાદો, મંદીરો, મસ્જીદો, કુતુબમીનારો, અને તાજમહાલ સર્વ મ્હારા આશ્રયેજ બન્યાં છે. મહાન જળાશયો અને કીલ્લાઓ ફરતી ઉંડી ખાઇઓ પણ મ્હેંજ બનાવ્યાં છે. સુંદર નગરો અને ઉદ્યાનોની રચના પણ મ્હેંજ કરી છે. મોટા મોટા પુલો અને સડકો પણ મ્હેંજ બાંધ્યાં છે. રેલ, તાર, મોટર અને વીમાનો પણ એ સર્વ મ્હારીજ કૃપાનાં કારણે ઉત્પન્ન થયાં છે.

મોટામાં મોટી શક્તિઓનો સંહાર પણ મ્હેંજ કર્યો છે. જ્યાં જાઓ ત્યાં મ્હારૂં નામજ પુજાય છે. લોકો મ્હારૂંજ ધ્યાન ધરે છે અને રાત–દિન મગ્ન રહે છે. મ્હારીજ ઉપાસના કરે છે. મ્હારા જે સાચા ઉપાસકો છે તેમની પાસેજ હું વધારે જાઉં છું. દરિદ્રો અને ભાગ્યહીનોની પાસે હું કદીયે જતો નથી; કારણકે તેઓ મ્હારૂં રક્ષણ કરી શકે તેમ નથી. સાર્વજનિક સંસ્થાઓ અને સભા સોસાઇટીઓમાં પણ મ્હારૂંજ નામ સર્વ પ્રથમ હોય છે. જાત પાંત અને પંચ પંચાયતોમાં પણ સહુથી મોટું સ્થાન મ્હારૂં છે. હું મ્હારા કેટલા ગુણ-ગાન ગાઉં ? જેટલા ગાઉં તેટલા થોડા છે. મ્હારૂં મહત્વ અને મ્હારી ગરમી એ લોકોજ જાણી શકે છે કે જેઓ મ્હારી પાસે રહે છે. મ્હારા વિના સર્વ કાંઇ ફીકકું છે. જો મનુષ્ય સન્માન, સુખ, જ્ઞાન અને બળ ઇચ્છતો હોય તો એણે સર્વ પ્રથમ મ્હનેજ પ્રાપ્ત કરવો જોઇએ. મ્હને પ્રાપ્ત કર્યા સિવાય કોઇપણ જાતની સિદ્ધિ મેળવી શકાતી નથી. મ્હને પ્રાપ્ત કરવામાં જે કાંઇ મુશ્કેલીઓ પડે છે તે સર્વ મ્હને પ્રાપ્ત કર્યા પછી દૂર થઇ જાય છે. મ્હારામાં આટલીબધી વિશેષતા અને સર્વોપયોગિતા હોવા છતાંય મ્હારૂં નામ માનવીઓએ બહુંજ તોછડું રાખ્યું છે. મ્હને સર્વ 'રૂપિઓ' કહે છે; પરંતુ વાસ્તવીક રીતે જોતાં હુંજ આ વિશ્વનો સર્વથી મહાન સમ્રાટ છું.

# ડા. મા. ડોળ. ઑસ્ટ્રીયા

**જર્મન સરકારે પ્રેરેલા ઓસ્ટ્રીયન નાઝીઓને હાથે ડા. ડોલ્ફસનાં ખુનવાળી ઘટનાના ભિતરમાં છુપાએલી રાજરમત.**

●

વરસેલ્સના કરારો.ની ૮૦ મી કલમ પ્રમાણે ઓસ્ટ્રીયાની રાજકીય સ્વતંત્રતા અભંગ રાખવા માટે જર્મની ખાત્રી આપે છે. પણ આ કરારોની પરવા કર્યા વગર જર્મનીના નાઝી પક્ષના દરેક ન્હાના મોટે મ્હોટા નેતાઓએ ઓસ્ટ્રીયાને જર્મની સાથે જોડી દેવાની ઇચ્છા જાહેર કરી છે. આ ઇચ્છા એકલા નાઝી પક્ષની છે તેમ પણ નથી. જર્મનીના દરેક પક્ષના અગ્રેસરો આવી આંકાક્ષાઓ વધતા કે ઓછાં પ્રમાણમાં ધરાવતા. જર્મનીના પરદેશ ખાતાંના પ્રખ્યાત માજી પ્રધાન હેર સ્ત્રાસમાને (જેઓ નાઝી પક્ષના ન હતા તે તો શંકા વગરની વસ્તુ છે) ઓસ્ટ્રીયા સાથે આર્થિક એકતા સ્થાપવાનો પ્રયત્ન કરેલો, પણ ફ્રાંસના અંતરાયથી આ વાત નિષ્ફળ નીવડેલી એટલુંજ નહીં પણ જર્મનીનાં મહારાજ્ય સાથે સંકળાવાની વૃત્તિ ઓસ્ટ્રીયાના રાજપુરૂષોમાં પણ જોરદાર જણાતી હતી તેનાં કારણો સમજવાં સરળ છે. ઓસ્ટ્રીયનો જર્મન ભાષા બોલે છે, વિચારો જર્મનો જેવા ધરાવે છે, અને આર્થિક દ્રષ્ટિએ ઓસ્ટ્રીયાને આ એકતાથી લાભ થાય તેમ છે. આ સર્વ વસ્તુઓ લક્ષમાં **લેખક** લઇને ઓસ્ટ્રીયાનો મ્હોટો વિભાગ જર્મની **સર્ચલાઇટ** સાથે રાજકીય અને આર્થિક જોડાણ માટે સંમત હતો. એક વખત ડૉ૦ ડોલ્ફસ પણ આવા જોડાણમાં ખુબ શ્રધ્ધા ધરાવતા.

પણ વીયેનાનો રાજમાર્ગ મધ્ય યુરોપ ઉપરના પ્રભુત્વ માટે અતિ ઉપયોગી માર્ગ છે સાચું કહીયે તો મધ્ય યુરોપની તે ચાવી છે. આ ચાવી જો બર્લીનના હાથમાં સરી પડે તો પછી જર્મનીની લાગવગને ફેલાતાં વાર ન લાગે. તેમજ જો ઓસ્ટ્રીયા જર્મની સાથે જોડાય તો પણ જર્મન રાજ્યની સીમા ઇટાલીની ઉત્તર સીમા સાથે મળે. આ સીમા ઉપર જર્મની પાસેથી ખુંચવી લીધેલ ટાયરોલ પ્રાંત આવેલો છે. આ પ્રાન્તમાં પણ મુખ્ય ભાષા જર્મન છે. છેલ્લા પંદર વર્ષથી ઇટાલી તેમના ઉપર અધિરાજ્ય સ્થાપવા માટે મક્કમ પણ નિષ્ફળ યત્નો કરી રહ્યું છે. એટલે જો ઓસ્ટ્રીયા ઉપર જર્મન વાવટો ફરકે તો ઇટાલીની ઉત્તર સીમા ભયમાં આવી પડે તેમ છે. આ બાજુ ફ્રાંસને પણ તેવીજ રીતે મુશ્કેલી ઉભી થાય છે ઓસ્ટ્રીયાની પેલી પાર હંગેરીયા, ઝેકોસ્લોવેકીયા અને રૂમાનીયાના ફ્રાંસરક્ષિત રાજ્યો આવેલાં છે. આ રાજ્યોને ઓસ્ટ્રીયાનો રાજમાર્ગ સાંકળે છે. આ પરિસ્થિતિમાં એસ્ટ્રીયા જર્મન તડમાં જઇ મળે તો ફ્રાન્સ અને ત્હેના ન્હાના દેશો વચ્ચેના સંબંધ ઉપર અંકુશ પડે. આથીજ મહાયુધ્ધના આ

વિજેતાઓ ઓસ્ટ્રીયાની આંતરિક અને ભૌગોલિક સ્વતંત્રતા અભંગ રાખવા ઇચ્છે છે અને તેટલા માટેજ જો જરૂર પડે તો તલવાર વાપરવા પણ તેઓ તૈયાર બન્યાં છે!

## ગયાં વર્ષથી–

એ જાણવું રસીક થઇ પડશે કે ૧૯૩૨ સુધી ઓસ્ટ્રીયા અને જર્મની વચ્ચેનો રાજકીય સંબંધ અતિ મીઠો હતો. જર્મન મુત્સદીઓ માનતા કે એક દિવસ ઓસ્ટ્રીયાને આપમેળે જર્મની સાથે રાજકીય જોડાણમાં દાખલ થયા સિવાય છુટકો નથી. આ બાજુ ઓસ્ટ્રીયા પણ વિજેતા મિત્રરાજ્યોને હમેશાં કહેતું કે "પૈસા આપો, નહીંતર અમો જર્મની સાથે જોડાઇ જઇશું!" ઓસ્ટ્રીયા અને જર્મની બન્ને પરાજીત રાજ્યો હોવાથી તેઓમાં એકતા વધુ હતી.

પણ નાઝી પક્ષનાં આગમન પછી તેઓએ ઓસ્ટ્રીયાની સાથે રાજકીય એકતા આણવા માટે ખુલ્લી માગણી કરી. પરિણામે ઓસ્ટ્રીયાના રાષ્ટ્રીય પક્ષે તેનો સખ્ત વિરોધ કર્યો. મિત્ર રાજ્યોના માનીતા ડૉ. ડૉલ્ફસે ઓસ્ટ્રીયન નાઝીપક્ષને ગેરકાયદેસર ઠરાવ્યો. વીએના શહેરમાં તેમને યુનીફોર્મ પહેરવાની પણ મનાઇ કરી અને જર્મની–ઓસ્ટ્રીયા વચ્ચે અથડામણ શરૂ થઇ. પરિણામે જર્મનીએ ઓસ્ટ્રીયાનો બહિષ્કાર કરવાનો નિર્ણય કર્યો. ઓસ્ટ્રીયા જનાર ઉપર પાસપોર્ટ ફીના ૫૦ પાઉન્ડ [૬૫૦ રૂપીયા] ની ફી જાહેર કરવામાં આવી. વળતરમાં ઓસ્ટ્રીયાએ પણ જર્મની જતા સહેલાણીઓ ઉપર આવોજ એક કર નાખ્યો અને કડવાશ વધવા માંડી

ઓસ્ટ્રીયાએ નાઝી નેતા હેર હેબીક્સને દેશપાર કર્યો પણ તરતજ મ્યુનીચ આવીને તેણે ડૉ. ડૉલ્ફસની સરકાર વિરૂધ્ધ રેડીયામાં ભાષણો આપવાં શરૂ કર્યાં. આ ભાષણો એટલાં તો વાંધાભર્યાં હતાં કે તે સામે ફ્રાંસ, ઇંગ્લાંડ અને ઇટાલીએ વિરોધ જાહેર કર્યો. આ એકત્ર વિરોધ પછી જર્મનીને એવી ખાત્રી આપવી પડી કે આવાં ભાષણો નહીં કરવા દેવામાં આવે. જો કે જર્મનીએ એટલાજ દમામથી જાહેર કર્યું હતું કે આ ભાષણો આપવામાં ચાર સત્તાના કરારનો જરાયે ભંગ થતો ન હતો. અને ઓસ્ટ્રીયાની આંતરિક બાબતમાં અન્ય સત્તાઓને વચ્ચે પડવાનો હકક સ્વીકારી શકાય તેમ નથી.

બરાબર એક અઠવાડીયાં પછી [ઓગસ્ટની અગીયારમી તારીખ] ઓસ્ટ્રીયાના એક વજનદાર વર્તમાનપત્ર 'રીશપોસ્ટે' નાઝી પક્ષે ઓસ્ટ્રીયામાં શરૂ કરેલાં પ્રચાર કાર્યને અંગે સંકળાયેલા ખાનગી દસ્તાવેજો પ્રકટ કર્યા. આ પ્રકાશનની અસર એટલી તો વ્યાપક થઇ કે ઓગસ્ટની ઓગણીસમી તારીખે હર હીટલરને જાહેર રીતે સત્તાવાર પ્રચાર ઉપર પ્રતિબંધ મુકવો પડયો.

## આઠ દહાડાનું અલ્ટીમેટમ.

ત્યાર પછી ગયા જાનેવારી માસમાં નાઝી અંતરાયો વધી ગયા હતા. અને આથીજ ઓસ્ટ્રીયાએ એક સખ્ત યાદી બર્લીનના પરદેશ ખાતાને પાઠવી હતી. જર્મનીએ જવાબમાં ફરીવાર જાહેર કર્યું કે નાઝી અંતરાયો સાથે તેને કંઇ સંબંધ નથી. અને આથી ફેબ્રુઆરીમાં ઓસ્ટ્રીયા-

ના પ્રધાનમંડળે આ આખો પ્રશ્ન પ્રજાસંઘ સમક્ષ મુકવાનો નિર્ધાર કર્યો હતો.

આમ જ્યારે વાતાવરણમાં આ કલહ વિષેની વાતો ચાલતી હતી ત્યારે મ્યુનીચમાંથી હેર હેબીક્ટસે ડૉ૦ ડોલ્ફસને આઠ દિવસનું અલ્ટીમેટમ આપ્યું. જો જર્મન માગણી મંજુર કરવામાં નહીં આવે તો આઠ દીવસ પછી આંદોલનનો પાછો ઉપાડવામાં આવશે. એવી ધમકી આપવામાં આવી હતી. ઓસ્ટ્રીયન સરકારે આ અલ્ટીમેટમની કંઈજ દરકાર કરી નહીં અને તેજ અરસામાં સમાજવાદીઓ અને સરકાર વચ્ચે આંતરવિગ્રહની શરૂઆત થઈ.

## અત્યાચાર નીતિ.

આ આંતરવિગ્રહમાં સેંકડો સમાજવાદીઓની ઉપર ગોળીઓ ચલાવી ડૉ૦ ડોલ્ફસે વિજય મેળવ્યો. કામદારોની ક્રુર કત્લેઆમ વીએનામાં મચી રહી અને લશ્કરની મદદ વડે ડૉ૦ ડોલ્ફસે સમાજવાદીઓનો પરાજય કર્યો.

પણ સમાજવાદીઓને કચરી નાખવામાં સરકારતંત્ર નાઝીતંત્ર સામે એકલા આધારને ગુમાવી બેઠું. સમાજવાદીઓ અને નાઝીઓનું લક્ષ્યબીંદુ એકજ થઈ ગયું. અને ગુપ્ત અત્યાચાર નીતિ શરૂ થઈ. પુલો ઉડવા માંડયા, સરકારી મકાનો ઉપર બોંમ્બ ફુટવા માંડયા, મ્હોટા અમલદારો અદૃષ્ય થવા લાગ્યા અને એ પ્રમાણે ગુપ્ત સામનો વિશાળ પ્રમાણુ ઉપર શરૂ થયો.

આ અત્યાચારોની સંખ્યા દરેક દિવસે વધવા માંડી. જર્મની તરફથી આ અત્યાચારીઓને નાણાં તેમજ દારૂગોળાની સહાયતા મળતી હતી તે વાત તો સાવ સ્પષ્ટ હતી. અને આ ગુપ્ત રીતે મદદ મેળવતી અત્યાચાર નીતિને શી રીતે અવરોધ કરવો તે માટે વિજેતા મિત્ર રાજ્યો અરસપરસ મસલત કરતાં હતાં.

## મુસોલીની--હીટલર મુલાકાત.

અને જુનની પંદરમી તારીખે એ સરમુખત્યારોની મંત્રણા શરૂ થઈ. ઈટાલી તરફથી સીનોર મુસોલીની અને જર્મની તરફથી હર હીટલર નદીના તીર ઉપર પુર ઝડપથી જઈ રહેલી બોટમાં યુરોપનું રાજકારણ ચર્ચતા હતા. આ વાતચીતમાં ઓસ્ટ્રીયાનું રાજકીય સ્વાતંત્ર્ય અભંગ રાખવાનું હર હીટલરે વચન આપ્યું હતું. જો કે આ મુલાકાતને અંગે કંઈ સંધી થઈ ન હતી કે કંઈપણ કાગળ ઉપર લખવામાં નહોતું આવ્યું, છતાં યુરોપના રાજકીય વર્તુલોમાં એમ સ્પષ્ટ બોલાતું કે જર્મનીએ ઓસ્ટ્રીયન સ્વાતંત્ર્યનો સ્વીકાર કર્યો છે! આ સ્વાતંત્ર્યની શરત એટલા તો જોરશોરથી જાહેર કરવામાં આવી હતી કે ઓસ્ટ્રીયામાં હવે નાઝીઅંતરાયનો અંત આવશે એમ સર્વ જણ માનતા હતા. ઈટાલીઅન પત્રોએ તો ખુલ્લું લખેલું કે હર હીટલરે આપેલા આ સધ્યારા પછી ઓસ્ટ્રીયામાં થઈ રહેલી અત્યાચાર નીતિનો અંત આવવોજ જોઈએ.

પણ અનુભવ શીખવે છે કે આવું કંઈજ બન્યું નહીં. હર હીટલર હંમેશાં બેવડી બાજી રમે છે! આ મુલાકાત પછી પણ ઓસ્ટ્રીયામાં ત્રાસનીતિ ચાલુ રહી હતી. અત્યાચારો ચાલુ રહયા હતા. અને નાઝીઅંતરાયો પણ અણઅટકયા ચાલુ રહ્યા હતા.

જુલાઈની ૨૬ મી તારીખે નાઝીઓએ શરૂ કરેલો અચાનક હલ્લો આ નાઝી-

વધુ---

અંતરાયોની લાંબી હારમાળાનું એક અંગ છે. આ હલ્લો આમ પહેલો નથી અને છેલ્લો પણ નથી. આજે ભલે જર્મનો મહાસત્તાના બળ આગળ નમી પડીને પોતાની અંતરાય નીતિ થોડા સમય માટે મુલત્વી રાખે. છતાં અનુકુળ તક આવતાં તેઓ પાછા પોતાની પ્રવૃત્તિ શરૂ કરશે એ ચોક્કસ છે.

## ડોલ્ફસ યોગ્ય નશ્યતે

પણ આ અચાનક હલ્લા અને નાઝીપરાજયથી યુરોપનું રાજકારણ ખુબ ખળભળી ઉઠયું છે. કારણ કે ડૉ૦ ડોલ્ફસ પછી ઓસ્ટ્રીયામાં એવી કોઇ વ્યક્તિ નથી કે જે સરકારતંત્રનું કામ પાર ઉતારી શકે. એક રીતે આલેખીએ તો ડૉ૦ ડોલ્ફસના ખુનથી ખાસ શોક થાય તેમ નથી. ગયા આઠ માસમાં સમાજવાદીઓના થયેલાં ખુનો જોતાં, સરમુખત્યાર સમા ડૉ૦ ડોલ્ફસ પણ એજ ગોળાનો ભોગ થઇ પડે તેમાં અસ્વાભાવિક જેવું જરા પણ નથી. તેમજ એ પણ યાદ રાખવું જોઇએ કે ડૉ૦ ડોલ્ફસ એ કંઇ મહેનતુ માનવતાનો મિત્ર ન હતો. તેમજ ઓસ્ટ્રીયાના શ્રમજીવીઓને માટે તેણે ગોળાઓ ચલાવ્યા સિવાય કંઇ કર્યું ન હતું. આથીજ રશીયન ઝારની આ ન્હાની આવૃત્તિના આવા અંત ઉપર શોકના બે આંસુ સારવાની જરૂર નથી ડૉ૦ ડોલ્ફસ એ ઇટાલીયન મુડીવાદનું રમકડું હતો: આજે ઇટાલી બીજા કોઇને એ કામ સોંપશે પણ એ ગંદી રમત અટકવાની નથી.

## અચોક્કસ ભાવિ

આમ ડૉ૦ ડોલ્ફસના ખુન માટે જરાયે શોક દર્શાવ્યા સિવાય, હવે ઉભી થયેલી પરિસ્થિતિની સમીક્ષા કરીશું. તો જણાશે કે યુરોપમાં એક નવું પ્રકરણ શરૂ થાય છે. ઓસ્ટ્રીયાનું તંત્ર ખરેખર ઝોલાં ખાઇ રહ્યું છે. સંભવ છે કે મિત્રરાજ્યોની લશ્કરી મદદ પર અને પૈસાની રેલમછેલ ઉપર ઓસ્ટ્રીયાનો નવો સરમુખત્યાર ઉભો થશે. પણ પારકી મદદ ઉપર ઉભા થએલાઓ લાંબું આયુષ્ય ભોગવી શકતા નથી એ વાત તો સુવિદિત છે. રશીયામાં વિદેશીઓની સહાય ઉપર કેરન્સકી લાંબો કાળ નજ ટકી શકયો. મંચુરીયામાં પણ જાપાની મદદ ઉપર જીવતો થએલો શહેનશાહ જાપાની રાઇફલો ઉપરજ જીવે છે. આમ ઓસ્ટ્રીયાના સ્વાતંત્ર્યને અભંગ રાખવાના નિર્ણયને અવિચલ રાખવા માટે અત્યારે બેમાર્ગ દીસે છે. (૧) એક તો હંગેરી સાથે ઓસ્ટ્રીયાને જોડી દેવું. આ જોડાણ માટે હેપ્સબર્ગના વંશજને ગાદી પાછી આપવાની જરૂર પડે તેમ છે. અને તેમ કરવામાં આવે તો બન્ને દેશોને આર્થિક રીતે લાભ થાય તેમ છે. પણ હંગેરી આ યોજના કબુલ કરે તેમ નથી. (૨) ઓસ્ટ્રીયાના ઔદ્યોગિક ઉત્પન્નને માટે ઇટાલી અને ફ્રાંસમા બજાર ઉભાં કરવાં. ઇટાલીએ આવો યત્ન કરી જોયો છે, અને ઓસ્ટ્રીયાને એક ખાસ બંદર આપ્યું છે, પણ તેથી આર્થિક પરિસ્થિતિ સુધરે છે તે એક કલ્પના છે.

આ બેમાંથી મિત્રરાજ્યોએ છેલ્લો માર્ગ લીધો છે, પણ આ માર્ગથી જો આર્થિક સ્થિતિ નહીં સુધરે તો તે માર્ગ પણ નિષ્ફળ જવાનો છે, અને તે દરમીઆન ઓસ્ટ્રીયાના આમવર્ગનો અસંતોષ ઉગ્ર બનતો જાય છે. એ યાદ હરોજ કે નાઝીઓના અચાનક હલ્લા પહેલાં

બેજ દીવસે અગાઉ લગભગ હજાર જેટલા સામ્યવાદીઓની ધરપકડ થઇ હતી. આમ ઓસ્ટ્રીયન સરકાર ઉપર દ્વીમુખી ભય ઝઝુમે છે. સમાજવાદીઓ અને નાઝીઓ સતાનાં સ્થાન પર જવા સ્પર્ધા કરી રહ્યા છે. આ બે બળ વચ્ચે સાંપ્રત સરકારતંત્ર ક્યાં સુધી રહી શકશે તે પણ એક શંકાની વસ્તુ છે!

## ત્રીકોણુ હરિફાઇ

તેમજ નાઝી પક્ષની સંખ્યા સાવ નજીવી છે એમ માનવાની પણ કંઇ જરૂર નથી. ઓસ્ટ્રીયાનો નાઝી પક્ષ પણ જોરદાર પક્ષ છે. તેઓ અને સરકારતંત્ર વચ્ચે ફરક એટલો છે કે નાઝીઓ જર્મનપક્ષી છે ત્યારે હેમવેર રાષ્ટ્રીય છે; પણ બંન્ને સમાજવાદીઓના કટ્ટા દુશ્મન છે. છતાં આજે હેમવેર સામે નાઝીઓ અને સમાજવાદીઓ એક થઇ રહ્યા છે. આ ત્રીકોણી લડત ક્યાં જઇને અટકશે તે વિષે અત્યારથી આગાહિ કરવી અશક્ય છે. આ ત્રણે મળો મજબુત છે એમાં શંકા નથી. રાષ્ટ્રીય હેમવેરને લશ્કરનો સાથ છે. તેમજ નાઝીપક્ષ પછવાડે જર્મનીનું અતુલ દળ ઉભું છે. તેમજ સમાજવાદીઓનું પીઠબળ જનતા હોવાથી તેઓ પણ આ ત્રીકોણી લડતમાં એક પ્રાણવાન પક્ષ છે. અત્યારના આ સંજોગો છે. જો કે નાઝી પક્ષનો અત્યારે પરાજય થયો છે છતાં પણ ડૉ૰ ડોલ્ફસનાં પ્રધાનમંડળનો અંત આવ્યો છે એ નિર્વિવાદ છે!

# શિક્ષણનો આદર્શ: પ્રચારકાર્ય વિ. શિક્ષણ

'નવયુગ'ના જુન અંકમાં વિશ્વવિખ્યાત શિક્ષણશાસ્ત્રી બર્ટ્રાન્ડ રસેલનો "શિક્ષણનો આદર્શ" શિર્ષક લેખ પ્રગટ થયો હતો. તે તરફ વાંચકોનું ધ્યાન દોરાયું છે તે જાણીને અમને સંતોષ થયો છે. તે પછીથી એટલાજ જાણીતા શિક્ષણશાસ્ત્રી પ્રોફેસર સી. ઇ. એમ. જોડનો એજ વિષય પરનો એક લેખ "ન્યુસ ક્રોનીકલ" માં પ્રગટ થએલો મારા જોવામાં આવ્યો. એ લેખ પણ ખુબજ મનનીય છે એટલે તેનો સારભાગ અહિં રજુ કરવામાં આવે છે.

આજની આપણી સંસ્કૃતિનું સહુથી ધ્યાન ખેંચનારૂં લક્ષણ એ છે કે તેમાં અસમાનતાઓનો આરોવારો નથી. સંસ્કૃતિ બહુરૂપી બની ગઇ છે તેનું કારણ સ્પષ્ટ છે: આપણે યાંત્રિક હોશીઆરી અને વૈજ્ઞાનિક જ્ઞાન ઘણું મેળવ્યું છે પણ આપણે રાજકીય અને સામાજીક ડહાપણ ઘણું જ ઓછું મેળવ્યું છે: કુદરતનાં આંધળાં બળોને આપણે ખુબ જ કાબુમાં આણ્યાં છે પણ તેનો ડહાપણભર્યો ઉપયોગ કરવાનું આપણે શીખ્યા નથી. સત્તા અને શાણપણ વચ્ચેની આ અસમાનતા આપણાં બધાંએ સામાજીક દુઃખદર્દોનું મુળ બની રહી છે. દેવોને પણ દુર્લભ એવું જ્ઞાન વિજ્ઞાને આપણને આપ્યું છે પણ નિશાળે જતાં અણુજ છોકરાંઓ જેવો આપણે તેનો ઉપયોગ કરી રહ્યા છીએ.

સત્તા અને ડહાપણ વચ્ચે રહેલી એ જબ્બર અસમાનતાએ ઉભી કરેલ અનેક વિચિત્રતાઓ વચ્ચે આપણે જીવી રહ્યા છીએ. છતાં એ વિચિત્રતાઓ કુદરતી છે કે અનિવાર્ય છે એમ માનવાને આપણું મન કબુલ થાય છે? પૃથ્વી પર હસ્તી ધરાવતા દરેક માનવીને બરાબર સંતોષી શકે એવો જીવનની જરૂરીઆતોનો અખૂટ ભંડાર આપણી પાસે પડયો છે છતાં કરોડો માણસો ભૂખે મરે છે; એ વિચિત્રતાનો સીધો અર્થ એટલોજ છે કે વિજ્ઞાને આપેલાં જ્ઞાનની મદદથી જે વસ્તુઓ આપણે વિપુલપણે ઉત્પન્ન કરી શકીએ છીએ તેની વહેંચણી કરતાં આપણને આવડતું નથી. હવે જો યુધ્ધ થશે તો આપણી આખીએ સંસ્કૃતિનો વિનાશ થશે એવો ભય આજે ઉત્પન્ન થયો છે. એ ભયનું કારણ પણ દેખીતું છે: વિજ્ઞાને આપણા હાથમાં વિનાશની અપૂર્વ સામગ્રી રજુ કરી છે અને તેનો ઉપયોગ કરવામાં જંગલી મનુષ્યની આંધળી ક્રુરતાખોરી અને બાળકની તોફાની વૃત્તિનું પ્રદર્શન આપણે કરી રહ્યા છીએ.

યંત્રોની ઉત્પાદકશક્તિ જેમ જેમ વધતી જાય છે તેમ તેમ સારૂં અને સંસ્કારી જીવન જીવવા માટે આપણને વધારે અને વધારે ફુરસદ મળતી જાય છે; છતાં

એ પુરસદ બધાંને કેમ પહોંચતી કરવી, સંસ્કારી જીવન કેવી રીતે જીવવું તે આપણને આવડતું નથી. માણસને જ્ઞાન આપવાનાં, ઉગતી પ્રજાનું માનસ ઘડવાનાં સાધનો આપણી પાસે ખુબજ વધતાં જાય છે છતાં નથી તો આપણને તેનો પુરો લાભ લેતાં આવડતો કે નથી આપણે તે યોગ્ય રીતે લેતા.

સ્વતંત્રતા આજે ખરેખર જોખમમાં આવી પડી છે, કેમકે માણસનું માનસ ઘડવાને માટે વિપુલ સાધનો વિજ્ઞાને આપણા હાથમાં મૂકયાં છે પણ અયોગ્ય અસરોથી પર રહેવાનું તેણે આપણને શીખવ્યું નથી. પરિણામ એ આવ્યું છે કે જાહેર મત કેળવવાનાં-લોકમાનસ ઘડવાનાં-સાધનો પર જેઓ સત્તા મેળવી લે છે તેમનો શિકાર લોકો બની રહે છે.

માણસનાં મગજ પર કાબુ મેળવવાનાં જે નવાં સાધનો-છાપાંઓ, રેડીઓ, સીનેમા વગેરે-વિજ્ઞાને ઉભાં કર્યાં છે તે સ્વતંત્રતાનાં શત્રુ બનવાની શકયતા ધરાવે છે. જેવી રીતે વિજ્ઞાનની પ્રગતિએ અસરકારક લશ્કરી સત્તા ઓછા અને ઓછા હાથોમાં સોંપી દીધી છે અને ટેંકો, બોંબ ફેંકતાં એરોપ્લેનો અને મશીનગનોની સામે જનતાની ગમે તેવડી મોટી સંખ્યાને પણ નિરર્થક બનાવી દીધી છે તેવીજ રીતે તેણે જે લોકો છાપાંઓ, વાયરલેસ અને સીનેમા પર સત્તા ધરાવે છે તેમના હાથમાં લોકમત ઘડવાની અજોડ સત્તા આપી દીધી છે.

જ્યારે આ વર્ષના માર્ચ મહિનામાં હીટલરે જર્મનીમાંથી બેકારી હટાવવા માટે ૭૦૦૦૦૦૦૦૦ પાઉંડ જાહેર બાંધકામ પાછળ ખર્ચવાની જાહેરાત કરી ત્યારે બેકારોની ૧૯૫૦૦ સભાઓમાં તેનું ભાષણ સંભળાય એવી વ્યવસ્થા રેડીઓ મારફત કરવામાં આવી હતી. એવી ગણત્રી કરવામાં આવે છે એ સભાઓમાં ઓછામાં ઓછા ૩૦૦૦૦૦૦ માણસોએ હીટલરનું ભાષણ સાંભળ્યું.

વિચારોની સ્વતંત્રતા સામે આ જે ભય ઉત્પન્ન થયો છે તેની ગંભીરતા વિશે અતિશયોકિત કરવાનું અશકય છે: લોકોનાં મગજમાં ગેરસમજુતી ઉભી કરવાની અપાર શકિત એ રીતે આજના સરમુખત્યારોના હાથમાં મૂકાઇ છે. બધાએ શહેરીઓ એક સરખો જ વિચાર કરે એ સરમુખત્યારોને ફાવતી વાત છે. આ કારણથી જ તેઓ એકતાનતા ઉભી કરવાને પ્રયત્ન કરે છે; પણ રાજ્યકર્તાઓ જેમ વિચાર કરતા હોય તેમજ બધા લોકો પણ વિચાર કરતા થઇ જાય તો તો પછી તેમને બીજું જોઇએ જ શું? આ કારણથી જ શહેરીઓ રાજ્યનાં પ્રતિબિંબો જ બની રહે એવી જાતનું શિક્ષણ આપવાનું જર્મનીમાં શરૂ થઇ ચુક્યું છે.

આ અસરોમાંથી શહેરીઓને કઇ રીતે બચાવવા એ જ આજનો પ્રાણ પ્રશ્ન છે. લોકશાસન આજે એવી કક્ષાએ પહોંચ્યું છે કે તેની નીચે જીવનારા માણસો બુધ્ધિપૂર્વક વિચાર કરતાં શીખી જાય તો જ તેનું અસ્તિત્વ ટકી રહેવાનો સંભવ છે. નાઝીઓ અને સામ્યવાદીઓ એવી ઉમેદ ધરાવે છે કે લોકોનાં મગજ રાજ્યકર્તાઓની ઇચ્છાનાં પ્રતિબિંબરૂપ જ બનાવી દેવાં જ્યારે લોકશાસનની ભાવના એવી છે કે દરેક શહેરી પોતાની મેળેજ વિચાર કરતો થઇ જાય. આ કારણથી જ જ્યારે લોકશાસનના હરિફો-નાઝી કે સામ્યવાદી સરમુખત્યારીઓ-પ્રચારકાર્ય ઉપર જ સઘળું લક્ષ્ય કેન્દ્રિત કરે છે ત્યારે લોક-

શાસને તો શિક્ષણ ઉપર જ મદાર બાંધવો રહ્યો. ઉપરાંત 'જો લોકશાસનનો અર્થ' એટલો જ છે કે તેની અંદર શહેરીઓ એવી ભાવના છે કે જેઓ જાહેર જીવનને લગતાં બધાંએ કામકાજ વિશે પોતાનો સ્વતંત્ર અભિપ્રાય વ્યક્ત કરી શકે છે તો તેણે એક ડગલું આગળ જઈને લોકોને શહેરીપણાંની તાલીમ આપવી જ રહી.

જે શિક્ષણનો આદર્શ શહેરીપણાંની તાલીમ આપવાનો હોય તેણે પોતાનાં કાર્યક્રમમાં ભુગોળ, શહેરી જીવન એટલે કે સ્થાનિક, પ્રજાકીય અને આંતરરાષ્ટ્રીય રાજવહિવટનું જ્ઞાન, સમકાલિન ઇતહાસ,–આજે તો બધે ભૂતકાળનો ઇતિહાસ શીખવવાની જ પ્રથા છે–રાજકારણ અને અર્થશાસ્ત્રનો સમાવેશ કરવો જોઇએ. અને આ શિક્ષણ માત્ર હાઇ સ્કુલોમાં અપાય એટલું જ બસ નથી. પ્રાથમિક શાળાઓના ઉપલા વર્ગોમાં પણ એ તાલીમ અપાવી જોઇએ. (પંદર વર્ષની ઉમર પહેલાં કોઇપણ વિદ્યાર્થી શાળા ન છોડી શકે એવો પ્રબંધ થવો જોઇએ.)

આ ઉપરાંત હું તો એવી સલાહ આપું કે એ શિક્ષણક્રમમાં વર્તમાનપત્રો વાંચવાની કલા, રેડીઓ સાંભળવાની કલા, સભાઓમાં ભાષણો સાંભળવાની કલા, કોઇપણ વસ્તુને સત્ય તરીકે સ્વીકારી લેતાં પહેલાં તેની સત્યાસત્યતાની જાતમાહિતી મેળવવાની વૃત્તિ, અને સામુદાયિક લાગણીઓને ઉશ્કેરે એવાં ભાષણ કે લખાણોથી ઉશ્કેરાઇ ન જવાની શક્તિ વગેરેનો વિદ્યાર્થીઓમાં સંચાર થાય એવી ગોઠવણ પણ થવી જોઇએ. કારણકે શહેરીપણાંનાં શિક્ષણનું મુખ્ય કાર્ય માહિતી આપવાનું નથી પણ વિચારશક્તિ સર્જવાનું છે. વિજ્ઞાને ઉભાં કરેલાં વિચાર ઘડવાનાં સાધનોના શિકાર તેઓ ન બની જાય પણ પોતાની વિવેકબુધ્ધિનો ઉપયોગ કરતાં શીખે એવું કરવામાં આવે તોજ લોકશાસન અને સ્વતંત્રતાના ઉગારાની આશા છે.

લોકોમાં સ્વતંત્ર વિચારશક્તિ ખીલે એ સરમુખત્યારી માટે વધારેમાં વધારે ભયનો વિષય છે ત્યારે એ શક્તિ શહેરીઓમાં જેમ વધારે ખીલે તેમ લોકશાસનનું ભાવિ ઉજળું છે

* * *

પ્રોફેસર જોડનો આ લેખ ઘણો જ વિચારપ્રેરક છે. શિક્ષણનાં ધ્યેય વિશે એમણે જે વિચારો દર્શાવ્યા છે તે વિશે કોઇ વાંધો ઉઠાવી શકે તેમ નથી. જગતમાં સ્થપાએલી સરમુખત્યારીઓએ શિક્ષણ તજીને પ્રચારકાર્યનો જે માર્ગ ગ્રહણ કર્યો છે, અને આજનું વિકસેલું વિજ્ઞાન તેમાં તેમને જે સહાય આપી રહ્યું છે તે માનવતાની સ્વતંત્રતા માટે શ્રાપરૂપ છે એ વાત પણ સાચી છે. પરંતુ આજની સમાજવ્યવસ્થા ચાલુ રાખીને એ જાતનાં શિક્ષણનો યુગ શરૂ કરવાની ભાવના છેક જ ભૂલભરી છે. વર્ગવ્યવસ્થા નાબુદ કર્યા પછીજ આ જાતનું શિક્ષણ આપવું શક્ય છે અને અનિવાર્ય રીતે જરૂરી છે. અત્યારનું ભ્રામક મૂડીવાદી લોકશાસન તો મરેલા પડયું છે એટલે તેને હાથે આવો મૌલિક ફેરફાર લગભગ અશક્ય છે. જ્યારે રાજકીય અને આર્થિક લોકશાસનનો યુગ શરૂ થાય ત્યારેજ તેઓ ઇચ્છે છે તેમ થઇ શકે તેમ છે. એ કર્યા વિના આવી ભાવના રજુ કરવી એ ઘોડાની આગળ ગાડી મુકવા જેવું છે.—તંત્રી.

# હાસ્ય પરથી ચારિત્ર પરીક્ષા.

આજે માનવતાના જ્ઞાનનો પ્રદેશ એટલો બધો વિશાળ બની ગયો છે કે બધી બાબતનું જ્ઞાન મેળવી લેવાનું કોઇએક વ્યક્તિને માટે શક્ય રહ્યુ નથી. એટલે દરેક માણસ જ્ઞાન કે વિજ્ઞાનની કોઇ એક શાખામાં નિષ્ણાત બનવાને પ્રયત્ન કરે છે. અને દુનીઆની બીજી બાબતોનું કામ-ચલાઉ જ્ઞાન ધરાવી એક બાબતમાં નિષ્ણાત બનવાનો પ્રયત્ન કરવામાં આવે એજ વ્યકિત તેમજ સમાજ બન્નેની દ્રષ્ટિએ ઇચ્છવાયોગ્ય છે. આજે જે જે વિષયોમાં નિષ્ણાતતા ધરાવવાનો દાવો કરવામાં આવે છે તેની એક યાદી તૈયાર કરવામાં આવે તો તેમાં કેટલીક વિસ્મયજનક વિચિત્રતાઓ નજરે ચડયા વિના રહે નહિ. એવી એક વિચિત્રતા ન્યુયોર્કની ઇથાકા કોલેજના એક પ્રોફેસર જી. સી. વિલિયમ્સે સાધી છે. પ્રો૦ વિલિયમ્સે માણસનું ચારિત્ર જાણવાના આશયથી નજર અને બગાસાંનો અભ્યાસ કર્યો છે અને હવે તેમણે પોતાનું ધ્યાન હાસ્ય તરફ દોરવ્યું છે. તેઓ એમ જણાવે છે કે માણસનું સાચુ ચારિત્ર જાણી લેવા માટે હાસ્ય એક અકસ્ર સાધન છે. એ સબંધી એમના વિચારો આ રહ્યાઃ

ઘણાખરા માણસો એમ માને છે હાસ્ય એટલે 'હા' સ્વરની પુનરૂક્તિ જ. પણ એ વાત ખોટી છે. દરેક માણસ હસતી વખતે એ સ્વરનો એક જૂદો પ્રકાર જ રજુ કરતો હોય છે. દાખલા તરીકે·

માણસ જ્યારે "હું હું" કરીને હસતો હોય છે ત્યારે તે ઘણુંખરું કાં ચક્રમ અને કાં બહુ ઝેરી સ્વભાવનો હોય છે.

જ્યારે "હા હા" એવા પહોળા ઉચ્ચારો કરીને તે હસે છે ત્યારે તે નિખાલસ દીલનો તન્દુરસ્ત માણસ હોય છે.

જે માણસ "હૅા હૅા" કરીને ઉંચે અવાજે હસતો હોય તેનું મગજ શૂન્ય છે એમ સમજવું.

"હી હી" કરીને હસનાર સ્ત્રી-પુરૂષો બાયલાં સ્વભાવનાં અને અક્કલ વગરનાં હોય છે.

"હે હે" કરીને હસનાર માણસો કટાક્ષ કરવાના સ્વભાવવાળાં હોય છે.

"હેં હેં" કરીને હસનાર માણસોને હસવા પર તિરસ્કાર હોય છે.

"હિ હિ" એવો ટુંકો અવાજ કરીને હસનાર માણસો વૃદ્ધ ઉમરનાં, સુકાઇ ગયેલાં અને જડ બની ગયેલ પેટના સ્નાયુઓવાળાં હોય છે.

"હૅાં હૅાં" કરીને હસનારાં માણસો ઝાડાં, અને શરાબ અને ખાણાંનાં ખુબ જ શોખીન હોય છે

"હુ હુ" કરતો હસવાનો અવાજ ચાપચીપીઆ અને 'ફેશન'વાળાં લોકોમાં જ સંભળાશે

"હં હ" કરીને હસનાર માણસો તન્દુરસ્ત અને ખુબ હસવાની વૃત્તિવાળાં હોય

છે; બીજાની લાગણીઓ ન દુખવવા માટે તેઓ પોતાનું હસવું ખાળવાને પ્રયત્ન કરતાં હોય છે.

"હો, હો" કરીને હસવું એ હાસ્યનો સારામાં સારો પ્રકાર છે. તન્દુરસ્ત અને મુક્ત દીલનું એ હાસ્ય છે. અને સુખી, સાફ દીલનાં સ્ત્રી-પુરૂષો જ એ પ્રકારે હસી શકે છે.

પ્રો૦ વિલિયમ્સ એવા નિર્ણય પર આવે છે કે હસવું એ તન્દુરસ્તી મેળવવાનો સારામાં સારો ઉપાય છે. તે કહે છે કે દરેક માણસે એ સૂત્ર યાદ રાખવા જેવું છે કે "દિવસમાં એક વખત પણ મોકળે દીલે હસી શકાય તો ડૉક્ટર સો ગાઉ દૂર રહે." શારીરિક દ્રષ્ટિબિન્દુથી જોતાં હાસ્ય શ્વાસોચ્છવાસની ક્રિયાને વેગવાન બનાવે છે અને એ રીતે શરીરમાં વધારે પ્રમાણમાં પ્રાણવાયુનો સંચાર થાય છે. ઉપરાંત આખાં શરીરની નસોને તેથી આરામ મળે છે. જ્યારે સ્નાયુઓ અકડાએલા હોય ત્યારે હસવાનું અશક્ય બને છે.

પ્રોફેસર વિલિયમ્સની શોધખોળ એમ બતાવ્યું છે કે હસવાની કળા એકલાં માણસોને જ સાધ્ય છે. જોકે પ્રાણીઓમાં-ખાસ કરીને વાંદરાં, કુતરાં, બીલાડાં અને સિંહ અમુક પ્રમાણમાં હસી શકે છે. માનસશાસ્ત્રીઓ એમ માને છે કે હસવાની શરૂઆત મુળ ખોરાક મળતાં થતા આનંદમાંથી થએલી છે. બાળકની નજીક જ્યારે માતાનું સ્તન-ખોરાકની જગ્યા-આવે છે ત્યારે તેનાં મોઢાં પર સ્મિત ફરકે છે. અને માણસને આલ્હાદિત કરનારૂં તેનું સ્મિત તો તે પાછળથી જ કેળવે છે.

# આવતી કાલની કેલા.

માલ્કમ કાઉલી અમેરિકાનો એક નિષ્ણાત કલાવિવેચક છે. એ માણસ સામ્યવાદી નથી; ખરૂં જોતાં કોઇપણ વાદનાં બંધનમાં જકડાવાની તે ના પાડે છે. એ કારણસર જ આવતી કાલની કલા સબંધે તેણે રજુ કરેલા વિચારો સહુ કોઇને માટે વધારે આદરણીય બને છે. "ધી ન્યુ રીપબ્લીક" અમેરિકાનું બહુ પ્રતિષ્ઠિત પત્ર છે. એ પત્રનાં ખાસ આમંત્રણથી સમકાલીન અમેરિકન કલાના પ્રવાહો પર એણે ત્રણ વિદ્વતાભર્યા લેખો લખેલા. એ લેખો વાંચ્યા પછી અમેરિકાના કેટલાક કલાશોખીન માણસોએ એમને કેટલાક પ્રશ્નો પુછેલા. એ પ્રશ્નોના જવાબ રૂપે એમણે એ જ પત્રમાં "આવતી કાલની કલા" એ વિષય પર એક લેખ લખ્યો છે. એ લેખ ગુજરાતના સાહિત્યકારો અને કલારસિકોને પણ રસદાયક થઈ પડશે એમ માનીને તેનો કેટલોક ઉપયોગી ભાગ અહિં ઉતારવામાં આવ્યો છે;

કલાનો હેતુ શો? અથવા તમારા મત પ્રમાણે "કલાની ખાતર કલા" એવો કલાધર્મ જતો કર્યા પછી કઇ વસ્તુની ખાતર કલા રહેશે? આ જાતનો સવાલ મને અનેક માણસો પુછે છે.

એ લોકોને મારો! જવાબ છે: કલાનું પ્રયોજન શું તે તો હું જાણતો નથી. "માણસના ખરબચડા સ્વભાવને સુંવાળો કરવો" "તેના વિષમ અનુભવમાં સમતા પ્રેરવી," "માણસ માટે વિશ્રાંતિનું ધામ રચવું;" "બે ઘડી આનંદ આપવો," "જગતની વસમી વાસ્તવિકતામાંથી તેને છટકી જવાની સગવડ આપવી," "અંતરનાં આંદોલનોને મૂર્ત સ્વરૂપ આપવું" અથવા "માણસને સ્નેહભરી રીતે નીતિને—કલ્યાણને માર્ગે વાળવો" આ બધા આજસુધી કલાના હેતુઓ મનાતા આવ્યા છે. હું એમ માનું છું કે પ્રસંગ પરત્વે આમાંનો કોઈપણ એક અથવા એકસામટા બધાએ કલાના હેતુઓ બની શકે. એક વસ્તુ હું તો ચોક્કસપણે માનું છું; અને તે એ કે જ્યારે જ્યારે કલાને આમાંની એકપણ હેતુપદ્ધતિમાં પુરવાનો પ્રયાસ થયો છે ત્યારે ત્યારે કલાનું ક્ષેત્ર મર્યાદિત, સાંકડું અને નિઃસત્વ બન્યા વિના રહ્યું નથી-પછી એ વ્યાખ્યા બાંધનાર પ્લેટો, એરીસ્ટોટલ, કેન્ટ, શોપન હોર, મેલાર્મે, પ્લેખેનોવ (સામ્યવાદી તત્વવેત્તા) કે રશીઅન એસોસીએશન ઓફ પ્રોલીટેરીઅન રાઈટર્સ (શ્રમજીવીવાદી કલાકારોની રશીઅન મંડળી) હોય. કલાને કોઈપણ એક હેતુ કે કાર્યપદ્ધતિમાં બાંધી અને અમુક કાર્ય કરાવવામાં આવે તેના કરતાં કલા વધારે જીવન તત્વ ભરી છે. એટલે "કલાની ખાતર કલા"નું વ્રત જ્યારે અદ્રશ્ય થાય ત્યારે બીજી કોઈ વ્યાખ્યા તેનું સ્થાન પચાવી ન પાડે એટલી વાતનીજ સંભાળ આજે રાખવી રહી.

અને છતાં કલાના એક હેતુ પર ભાર મૂકવાની લાલચને હું પોતે અળગી નથી કરી શકતો. એ હેતુ માણસમાં વધારે માનવતા પ્રેરવાનો હું એમ માનું છું કે કલાનાં બધાંએ સારાં સર્જનોનો એ એકજ પ્રધાન હેતુ હોય છે. બધાંએ આપણને એકજ વસ્તુ શીખવે છે કે જીવન આપણે જે પ્રકારે જીવીએ છીએ—જાણીએ છીએ તેના કરતાં તે વધારે વિશાળ છે એટલે કે સર્જક કલ્પનાએ ખડું કરેલું જીવન વધારે રસમય, વધારે વૈવિધ્યવાળું, વધારે હેતુપૂર્ણ, વધારે કરૂણ કે હાસ્યજનક, વધારે પ્રસંગો કે અર્થગૌરવ ભર્યું અને છતાં વધારે સુસંવાદી હોય છે. કેટલીક વખત વાસ્તવિક જીવન અને કલાએ સર્જેલાં એ જીવન વચ્ચેની ભીષણ વિષમતાથી નિરાશ બની જઈને કલાકારે રચેલી સ્વપ્નની ભૂમીમાં નાસી છુટવાને આપણે પ્રયત્ન કરીએ છીએ. આપણે માનીએ છીએ કે એ કલાકારની દુનીઆ છે પણ વાસ્તવિક રીતે તેમ હોતું નથી. કેટલીક વખત એક કલાકૃતિ પર આપણે આભારની લાગણી સહીત આનંદ સમાધિ અનુભવી લઈએ છીએ અને એ રીતે જીવનના ઘા ભૂલવાનો પ્રયત્ન કરીએ છીએ. કેટલીક વખત કલાકારના અનુભવની દ્રષ્ટિએ આપણા જીવનના અનુભવોની ફરીથી મૂલ્ય આંકણી કરવાને પ્રયત્ન કરીએ છીએ. એ નવાં મૂલ્યની દ્રષ્ટિએ આપણને આપણું જીવન વધારે કાવ્યમય, ચમત્કારપૂર્ણ, વધારે રહસ્યમય—ટુંકામાં વધારે માનવતાભર્યું લાગે છે. કલાકૃતિ પ્રત્યે માનવીના આ પ્રત્યાઘાતો પોતે જ કલાની વ્યાખ્યાઓ પુરી પાડી રહે છે.

જીવનને વધારે માનવતાભર્યું બનાવવું એનો અર્થ એટલો જ છે કે માણસનાં નિત્યનાં અનુભવમાં અથડાતાં માણસો, પદાર્થો, વગેરેની માનવલાગણીની દ્રષ્ટિએ કીંમત આંકવી. માણસની સાથે તેનો અંગત પરિચય કરાવી તેમને એક બીજા

સાથે સુમેળ બનાવવો. વ્યક્તિનાં માનસમાં રટણ કરી રહે એવી સંજ્ઞાનું સ્વરૂપ વસ્તુને આપી દેવું એ કલાનું કામ છે. જગત, વ્યક્તિઓ, દ્રષ્ટિબિન્દુઓ વગેરેમાં કાયમ પરિવર્તન થતું રહે છે એટલે દરેક યુગના કલાકારોએ એ ફરજ ફરી ફરીને બજાવવાની રહે છે.

આજના જમાનામાં રાજકીય પ્રશ્નો તો ડગલે અને પગલે આવીને ઉભા જ રહે છે. અને યુગ પરિસ્થિતિ જોતાં એમ થાય એ યોગ્ય જ છે. એટલે ઘણાએ માણસો મને પુછે છેઃ વર્ગવિગ્રહતરફ કલાકારની વર્તણુક શી હોઇ શકે?

મારો આટલોજ જવાબ છે:

કલાકારને વર્ગવિગ્રહમાં ભાગ લેવાનો આગ્રહ કરવો અથવા તે સ્વેચ્છાએ ભાગ લેતો હોય તો તેમ કરવા સામે તેને ચેતવણી આપવી એ બન્ને નકામાં છે. દરેક કલાકાર જાણ્યે કે અજાણ્યે વર્ગવિગ્રહમાં ભાગ લે જ છે કારણ કે તેઓ પ્રથમ માણસ છે અને પછીજ કવિ, લેખક, ચિત્રકાર કે શીલ્પી છે. એ લોકોના સ્વાર્થો સમાજવ્યવસ્થા સાથે ઓતપ્રોત થએલા છે એટલે સમાજમાં આજે જે વિગ્રહ ચાલી રહ્યો છે તેમાંથી બહાર તે એક જ શરતે રહી શકે—પોતે આંધળો અને જડ બનીને. અને તે છતાંયે જ્યારે તે સચેત બને ત્યારે તેને ખ્યાલ આવ્યા વિના ન જ રહે કે પોતાની જાણ વિના પણ તે બેમાંથી એક પક્ષમાં દોરવાઇ ગયેલ છે; અને તે પણ કદાચ એવા પક્ષમાં કે જેમાં દોરાવાનું તેણે ઇચ્છાપૂર્વક પસંદ ન જ કર્યું હોત.

બીજો એક ચાલુ પ્રશ્ન એ છે કે જો વર્ગવિગ્રહ આમ અનિવાર્ય રીતે માણસને—કલાકાર—ને એક યા બીજા પક્ષમાં ધકકેલતો જ હોય તો કયો પક્ષ તેણે પસંદ કરવો જોઇએ?

હું એવી આશા રાખું છું અને મને પુરતો વિશ્વાસ છે કે ઘણાખરા કલાકારો શ્રમજીવીઓનો જ પક્ષ પસંદ કરશે. અને એમ કરશે તો જ તેઓ વધારે સારા કલાકારો બની શકશે એવો મારો વિશ્વાસ છે. બીજી બાજુ હું એ પણ બરાબર પીછાણી શકું છું કે ઘણા કલાકારોને માટે અત્યારે સત્તા ધરાવનાર વર્ગનો પક્ષ ન લેવાનું બહુ આકરું થઇ પડશે.

કારણ કે એ જ પક્ષ પર એની જૂની મૈત્રીઓ, અને બાળપણનાં સ્મરણો ખડકાએલાં હોય છે. જે સંસ્થાઓ—છાપાંઓ, રંગભૂમિ, સીનેમા, રેડીઓ—તેમની પશ્ચાદ્‌ભૂમિમાં વેપાર, શાળાઓ, યુનિવર્સીટીઓ, લશ્કર, ધર્મસંસ્થાઓ અને રાજ્ય—એ બધાં એ જ પક્ષમાં છે. જૂના જમાનાઓએ સર્જેલી સંસ્કૃતિનો બધોએ વારસો એ જ પક્ષને વર્યો દેખાય છે અને લાંબા વખતથી સત્તા ભોગવવાને પરિણામે કેળવાએલાં સુંવાળાપણું અને સહિષ્ણુતા પણ એ જ પક્ષમાં દેખા દે છે. બીજી બાજુ જેમણે ચોસર કે શેક્સપીઅરનું કદિ નામ પણ ન સાંભળ્યું હોય, ખાવામાં અને પીવાકમાં જેઓ સુઘડતા કે રસવૃત્તિનો જરાએ પરિચય ન આપતાં હોય એવાં સામાન્ય માણસો હોય છે. એ લોકોમાં ન મળે સરસ રીતભાત, કે ન મળે દરજ્જાનો કે બીજી વિશેષતાનો ભેદભાવ. જેમ જીવનની લડતમાં તેઓ રશીઆમાં ફાવી ગયા છે તેમ અહિં પણ ફાવી જાય તો તેની પછવાડે ભૂખમરો, કાર્યક્ષમતાનો અભાવ, કડકાઇ, સંકુચિતતા, ઝનુન, ગંદી ટેવો અને પાપ આચરણોનાં થોડાં વર્ષો પણ જરૂર આવ-

વાનાં. સત્તામાં આવવાને મથતા દરેક પક્ષનું એ લક્ષણ છે. છતાં એ વર્ગ માનવતાને જે કંઇ આપવાની આશા આપી રહેલ છે એટલું યે મૂડીવાદીઓ આપી શકે તેમ નથી. મૂડીવાદીઓ પાસે કલાકૃતિઓની કદર કરવાને માટે આપવાની માનવસંખ્યા અતિ અલ્પ છે–માત્ર સંખ્યામાંજ નહિ પણ કદર કરવાની શક્તિમાં પણ. મૂડીવાદ નીચે પુસ્તકો કે ચિત્રો ખરીદી શકે કે નાટકો કે સંગીતના જલ્સાઓમાં હાજરી આપી શકે એવા માણસોની સંખ્યા ઘણી નાની હોય છે. અને એવી રીતે હાજરી આપનારાંઓમાંથી પણ ઘણાં તો જોવા કે સાંભળવા આવતાં જ નથી હોતાં, પરંતુ અમુક થીએટરમાં પોતે હાજર હતાં, અમુક પુસ્તક કે ચિત્ર વિષે પોતે વાત કરતાં હોય એ બીજા સાંભળે એ ઇચ્છાથીજ એ કલાકૃતિઓને તેઓ આશ્રય આપે છે.

જે મૂડીવાદી વર્ગમાં જે સુંવાળાપણું, ઉદારમતવાદીતા, સહિષ્ણુતા વગેરે દેખાય છે એ તો એની સમૃદ્ધિના જમાનાના ઘરેણાં માત્ર છે; જ્યારે ભય આવી પડે ત્યારે તો નાગી પાશવતાનો પરિચય આપ્યા વિના તેઓ ન જ રહે. આજે તે વ્યક્તિની સ્વતંત્રતાને નામે સમ ખાય છે પણ જ્યારે કટોકટીનો વખત આવે ત્યારે રાજ્યની ઇચ્છા સામે બીનશરતે નમી જવાને ફરમાવ્યા વિના તે નજ રહે અને આજે તેઓ જે વિજ્ઞાનની વાતો કરે છે તેને બદલે જાતિ, ધર્મ, યુદ્ધ અને તકદીરની વાતો તેઓ કર્યા વિના ન જ રહે. અને અંતમાં એ વર્ગ આખી સંસ્કૃતિનો નાશ કરવાની આગાહિ પણ આપી રહ્યો છે કેમકે તેના જે અનિવાર્ય અને ઉપાય રહિત આંતરિક વિરોધો છે તે મહાયુદ્ધ જન્માવે ત્યારે માત્ર પુસ્તકો કે ચિત્રો જ નહિ પણ સંગ્રહસ્થાનો, વિશ્વવિદ્યાલયો, પુસ્તકાલયો, નાટકશાળાઓ, અને એ બધાંને સજીવ રાખનાં દ્રવ્યનો પણ નાશ કર્યા વિના તે નહિજ રહે.

આજની નફાપદ્ધતિ નીચે રાજ્ય કરી રહેલ વર્ગ કલાકારની સામે આ ભાવિ લટકાવી રહ્યો છે. જ્યારે બીજી બાજુ–કારખાનાનાં કામદારો, ગરીબ ખેડુતો અને બેકારો–એ લોકો જે આપી શકશે એવી ધારણા રખાય છે તેના કરતાં વધારે આપવાની શક્તિ તેમનામાં છે. પહેલાં તો જે એકાંતિકપણાંની અને અસામાન્યતાની લાગણી છેલ્લાં બસો વર્ષથી કલાકારોને ગુંગળાવી રહી છે તેનો તેઓ નાશ કરશે. કલાકાર લાગણી અને ભાવનાનું પ્રાણી છે એટલે ઉપર જણાવેલી લાગણીઓએ તેઓમાંના ઘણાને આપઘાત કરાવ્યો છે અથવા દિવાનાશાળામાં મોકલાવ્યો છે. તેના બદલામાં એ શ્રમજીવીઓ કલાકારોને બીરાદરીની ભાવના અને વ્યક્તિથી પર એવાં ભવ્ય ઐતિહાસિક કાર્યમાં સમાન ભાગીદારી ધારણ કરવાની લાગણી આપી શકશે. તેઓ તેમને કલાના આશ્રયદાતાઓ અને કદરદાનો પણ મોટી સંખ્યામાં આપી શકશે. અલબત કલાનાં સૂક્ષ્મ તત્વો અથવા સર્જનની સૂક્ષ્મ મોહકતાની કદર કરવાને શરૂઆતમાં તેઓ ટેવાએલા નહિ હોય એ ચોક્કસ–એ તો પાછળથી જરૂર આવવાનું પણ સહૃદય અને કેવળ લાગણીનાં ચશ્માંથી કલા તરફ જોનાર મહાન માનવ સમુદાય કલાનો આશ્રયદાતા બનશે. નવાં વર્ગનાં ઉભરાતાં જીવનતત્વના ઉલ્લાસથી કલાને તેઓ રસી લેશે.

એ ઉપરાંત કલાકારને એ બીજું પણ કંઇક આપી શકશે. જગતના દલીતોની વેદના અને અથડામણોથી એ વાકેફગાર

બનશે એટલે પોતાના વિચારો, ભાવનાઓ વગેરેની માંડણી કરવાની સુન્દર પશ્ચાદ્‌ભૂમિ એમને મળી જશે. મકાનના પછવાડેના ભાગમાં ઉભી રહીને બે સ્ત્રીઓ પોતાના ધણીઓની નોકરી અને ચોખા કે ઘઉંના ભાવોની વાતો કરતી હોય, બાજુના બ્લોકમાં કોઇ નાનો વેપારી દિવાળું કાઢે; બાજુની ખોલીમાં કોઇ ગરીબ પ્રેમી છોકરોછોકરી જીવનની સગવડોને અભાવે પરણવાનું માંડીવાળે, કોઇ બીજો ચીરો મૂકેલ ઘરેણાં છોડાવવાને સમર્થ ન હોય, કોઇ ઉદ્યોગપતિ થોડા જ વખતમાં ધનકુબેર બની જાય, એ બધા બનાવો ઇતિહાસે પાડેલી ભાત પર જ બનતા કલાકારને દેખાશે અને એ દેખાવમાં કંઇ ઉણપ રહી હશે તો સ્પેઇનમાં જાગેલ એકાદ બળવો કે ચીનના કોઇ અંધારા ખુણામાં ચાલતી લડાઇના સમાચાર તેના પર વેધક અજવાળાં પાડશે. અમુક યુગમાં અમુક મૂલ્યો ઉપજે છેઃ એ યુગ મરી જાય છે પણ મૂલ્યો અમર છે; જીવન સંગ્રામ ખેડનારાં માણસનાં જીવનમાં પાપ અને પુણ્ય–સારૂં અને ખરાબ–તો ઓતપ્રોત થએલાં છે. થોડાં વર્ષો પૂર્વે જોસેફ વુડ ક્રચે લખેલું:" ઇચ્છાએ કે અનિચ્છાએ માનવતાનાં અંતરાત્માનાં ઉંડાણ આપણે માપી લીધાં છે; આપણે જોયું છે કે માણસનો આત્મા ઘણો સામાન્ય છે તેમની લાગણીઓ ઘણી ક્ષુદ્ર અને હલકી છે." અથવા તો એમ કહેવું કે ભવ્ય કારુણ્યની લાગણી માનવતામાંથી કાયમને માટે ઓસરી ગઇ છે એ આજે શક્ય નથી. આજે ચીનની શેરીઓમાં મરતાં માણસોના જીવનમાં ભારોભાર કરૂણા–tragedy–ભરી છે. આજે જર્મનીનાં કેદખાનાંઓમાં જે માણસો જીવન અને મરણ વચ્ચે ઝોલાં ખાય છે તેમનાં જીવન કરૂણાની ભવ્ય મૂર્તિઓ સમાં છે કેમકે જે આદર્શની ખાતર તેઓ આજે આત્મસમર્પણ કરી રહ્યા છે તે તેમનાં સામાન્ય જીવનોને અસામાન્ય બનાવે છે, એ માટીનાં પુતળાંઓમાંથી મહાપુરૂષો સર્જે છે; એ આદર્શ ભક્તિ એમનાં જીવનને મહત્તા અને અર્થગૌરવથી અપૂર્વ બનાવે છે. આજથી થોડાં વર્ષોની વાત પર કલાકારો એમ માનવા લાગ્યા હતા કે અંતરનાં ભાતીગળ જીવનની અપેક્ષાએ બાહ્યજીવન રંગ વિનાનું–નિસત્વ અને નિરસ બની ગયું છેઃ આજે તો એ આંતરિક જીવન તેની એકાંતિકતા–isolation–ને લીધે નિરસ બની ગયું છે; આજે તો બાહ્યજીવન જ ભાતીગળ–colourful–અને સત્વપૂર્ણ બન્યું છે અને કલામાં ઉતરવા માટે કલાકારની કલ્પનાને બારણે એ ટકોરા મારી રહ્યું છે. બધી જગ્યાએ વિષયઃ કલાકારની રાહ જોતા પડ્યા છે. જો કલાકારો પોતાના યુગને ઓળખી જાય, જો તેઓ જીવન સંગ્રામમાંથી જીવના બહાર નીકળે અને જો તેઓ પોતાની દ્રષ્ટિને નિર્મળ રાખી શકે તો કલાકારોનો સુવર્ણ યુગ તો હવે ચાલ્યો આવે છે.



# "ગાંધીજીનો સમાજવાદ"

હજુ થોડા જ દીવસ પહેલાં આ પત્રના વાંચકોને મેં એવી ચેતવણી આપી હતી કે 'ગંધીજીના સમાજવાદથી ચેતતા રહેજો.' આજે એ ચેતવણી ફરીથી આપવાનો પ્રસંગ ઉભો થયો છે. જે લોકો ગાંધીજીનાં વિચાર, વાણી અને વર્તનને લાંબા વખતથી બરાબર નિરખતા આવ્યા હશે તેઓ જાણી શક્યા હશે કે ગાંધીજીની કેટલીક દેખીતી અસંગતતાઓને જોડતી એક ઝીણી દોરી હોય જ છે એ ઝીણી દોરી "હીન્દ સ્વરાજ"ના વખતથી એમણે પોતાનાં મનમાં દોરી રાખેલી 'રામરાજ્ય'ની એકતરંગી રાજકીય કલ્પના. આ કલ્પનાના પગ જમીન ઉપર નથી અને માથું આકાશમાં નથી. ત્રિશંકુની માફક તે હવામાં અધ્ધર લટકતી રહે છે. જ્યારે જ્યારે તેનાં અમુક નામ સામે ભારી વીરોધ ઉઠે છે ત્યારે તેઓ તેનું નામ ફેરવી નાખે છે. વાસ્તવમાં ગાંધીજીની એવી ભાવના હોય એમ જણાય છે કે બ્રીટીશ શાહીવાદની છત્રછાયા નીચે સાંસ્થાનિક સ્વરાજ મળી ગયું એટલે પછી એમની સંપુર્ણ સ્વતંત્રતા, એમનું રામરાજ્ય અને હવે એમનો ૦ળપદો હીંદી સમાજવાદ" આપોઆપ .વી જશે. પંદર પંદર વર્ષ લગી નિરંતર જાપણો દયે રાખ્યા છતાં તેઓ કોઈનો હૃદયપલ્ટો કરાવી શક્યા નથી. શાહી સત્તા, દેશી રાજાઓ, હીંદી મુડીવાદીઓ, મીલ માલેકો (ગાંધીજીના માનીતા અમદાવાદી મીલમાલેકો સુધ્ધાં) જમીનદારો એ કોઈનો રતીભાર હૃદયપલ્ટો કરાવવામાં પણ તેઓ અત્યાર સુધી તો સફળ થયાં નથી, અને હવે જ્યાં હૃદયપલ્ટો કરાવવાની પહેલાં જરૂર નહોતી, જે હૃદયપલ્ટાના અખતરાં આદરવાનું ગાંધીજીનું એક માત્ર સાધન હતું એ કોંગ્રેસની એકથી વધુ સંસ્થાઓમાં હૃદયપલ્ટો કરાવવાની જરૂર ઉપસ્થિત થઈ છે, અને એ કાર્ય સાધવામાં પણ બંગાળ, અલ્હાબાદ વગેરે અનેક જગ્યાએ તેઓ દયાજનક રીતે નીષ્ફળ નીવડયા છે સામાન્ય રીતે વ્યકતિ કે વ્યકિતગત સંસ્થાનો ઉલ્લેખ કરવાની મને આદત નથી, પરંતુ આ પ્રસંગે એ અનિવાર્ય હોવાથી મારે એ પણ જણાવવું રહ્યું, કે બહારનાં માણસોની વાત બાજુએ મુકીએ તો સત્યાગ્રહ આશ્રમનાં પવીત્ર વાતાવરણમાં અને ગાંધીજીના નિકટનાં સાનિધ્યમાં રહેનાર પેલી નીલા નાગિની અને તેની સાથે પ્રેમલીલામાં સંડોવાએલા કેટલાક નામધારી ગાંધીભક્તોનો પણ હૃદયપલટો કરાવવામાં ગાંધીજી બહુ સફળ થયા હોય એમ જણાતું નથી. આમ છતાં સામાન્ય હીંદીઓથી માંડીને છેક શાહી સત્તા સુધી સહુનો હૃદયપલ્ટો કરાવી હીંદમાં "રામરાજ્ય" કે "તળપદો સમાજવાદ" સ્થાપવાની તમન્ના ગાંધીજી છોડી શકતા નથી. છેલ્લાં પંદર વર્ષના અનુભવે એ સાફ બતાવી આપ્યું છે કે હૃદયપલ્ટાના અખતરાઓનો વિસ્તાર જેમ જેમ વધતો ગયો છે તેમ તેમ હૃદયપલ્ટો કરાવવાનાં સ્થાનો પણ વધતાં ગયાં છે. છેલ્લાં વીસ વર્ષો થયાં સ્વરાજ પક્ષ અને સીધી લડત વચ્ચે આખી કોન્ગ્રેસને ઝુલતી રાખી શાહી સત્તાનો હૃદયપલ્ટો કરાવવાના અખતરાઓનું પરીણામ એ આવ્યું છે કે ગાંધીજી પહેલાંના મવાળ મુત્સદીઓએ માગી ભીખીને પણ જે થોડું ઘણું લોકશાસન મેળવ્યું હતું તે વણસી ગયું છે. સરકારનું બેફામ દમન પુરપાટ આગળ વધી રહ્યું છે, હીન્દના ગળામાં એક પછી એક આર્થિક ફાંસલાઓ પરોવાતા જાય છે અને હીન્દ પર શ્વેતપત્રના પ્રત્યાઘાતી સુધારાઓની તલવાર તોળાઈ રહી છે. મુસલમાનોનો હૃદયપલટો કરાવવાના પ્રયોગોનું પરીણામ એ આવ્યું છે કે તેઓ કોન્ગ્રેસથી ખીલાફ થઈ ગયા છે અને દેશનાં સામાન્ય હીતને હાનિકારક હોય એવાં સાટાંદોઢાંઓ શાહી સરકાર સાથે સાધવાની પ્રવૃત્તિમાં સંડોવાઈ ગયા છે અને હજુયે રાષ્ટ્રવાદનાં ચુસ્ત ધોરણ પરથી સહેજ ચલિત થઈને મુસ્લીમોનાં મન મનાવી તેમનો હૃદયપલ્ટો કરવાનો પ્રયાસ કરવા જતાં પંડીત માલવીઆ અને શ્રી. અણે જેવા ધરખમ હૃદયપલ્ટાવાળા માણસોનો હૃદયપલ્ટો કરાવવાનો પ્રસંગ ઉભો થયો છે. અમદાવાદના મીલમાલેકોનો હૃદયપલટો કરાવવા માટે ગાંધીજીને હવે પોતાની જગ્યાએ કોઈ બીજો પ્રતિનિધિ નીમવો પડયો છે અને બીજા મીલ માલેકોનો હૃદયપલ્ટો કરાવવાના પ્રયા-

સોનું પરીણામ એ આવ્યું છે કે મુંબાઇની મીલમાલેક એસોસીએશનના માજી પ્રમુખ મી૦ મોદીનો હૃદયપલ્ટો કરાવવામાં સેંકુશાયરવાળા પેલા મી૦ વાલીયમ કલેર–લીઝ સફળ થયા છે આ રીતે કામ અને અગ્નિની માફક હૃદયપલ્ટાનાં સ્થાનોએ વીનવણીનાં ઘી જેમ વધુ અને વધુ સીંચાય તેમ હૃદયપલ્ટાના વધુ પ્રયોગો માટે તેમની ભુખ ખીલતી જાય છે. છતાં હૃદયપલ્ટાના સિધ્ધાંતમાં ગાંધીજીની શ્રધ્ધા અવિચળ છે; મારીપે આલમનો હૃદયપલ્ટો સાધી તે મારફતે "રામરાજ્ય" કે "તદ્દપદી સમાજવાદ" આણવાની એમની તમન્ના જરાએ ઓસરતી નથી. એમની એ અચળ જીદનો છેલ્લો પુરાવો કેટલાક જમીનદારો સાથે એમણે કરેલી વાતચીત પરથી સાંપડી રહે છે. એ વાતચીતમાં ગાંધીજીએ કહેલું,

"આપણો સમાજવાદ અથવા સામ્યવાદ અહીંસા અને મુડીદારો અને કામદારો, જમીનદારો અને કીસાનો વચ્ચે સુસવાદિત સહકારના પાયાપર રચાવો જોઇએ."

ગાંધીજીની આ વ્યાખ્યામાં સમાજવાદ, નફા અને ભાડાંની શાસ્ત્રીય સમજણનું ગંભીર અજ્ઞાન સમાએલું છે એ તો દેખીતી વાત છે. આ વીષયને લગતો સવિસ્તર ખુલાસો હું આ પત્રના વાંચકો સમક્ષ થોડા દીવસો પહેલાંજ કરી ગયો છું, એટલે આજે ફરીથી એજ વીષય હાથ નહી ધરૂં. પરંતુ એક બીજી વાત તરફ વાંચકોનું ધ્યાન હું દારવા માગું છું, અને તે એ કે 'પુર્ણ સ્વરાજ' શબ્દના સામાન્ય અર્થને ગુંચવાડાભર્યો બનાવી દીધા પછી ગાંધીજી હવે "સમાજવાદ" અને "સામ્યવાદ" શબ્દોની પાછળ પડ્યા છે અને તેમના સામાન્ય અને પ્રસિધ્ધ અર્થને વેડરી નાખવા બનતું કરશે. વાસ્તવિક રીતે ગાંધીજી અને સમાજવાદ વચ્ચે સો ગાઉનું અંતર છે. માટેજ એમનાં પુર્ણ સ્વરાજ્યની માફક એમના સમાજવાદથી પણ ચેતતાં રહેવાની જરૂર છે.

ગાંધીજી સમાજવાદથી સો ગાઉ કેવી રીતે દુર છે એ એમની જમીનદારો સાથેના આ વાતચીત પરથી પારખી શકાય તેમ છે. ગાંધીજીએ કહ્યું હતું કે "મારૂં રામરાજ્યનું જે સ્વપ્ન છે તેમાં રાજાઓ તેમજ રંકો બંનેના હકોની પુરતી જાળવણી થાય છે. બીજી એક જગ્યાએ તેઓએ એમ કહ્યું છે કે મીલમાલેકોએ એમ સમજવું જોઇએ કે તેઓ એકલા જ મીલોના માલિક નથી પણ કામદારોનો પણ તેમાં સમાન હીસ્સો છે. જમીનદારોની બાબતમાં તેમણે એમ કહ્યું હતું કે જમીનદારોએ એમ સમજવું જોઇએ કે, જમીન ઉપર જેમ તેમનો તેમ કિસાનોનો પણ હક્ક છે. આ બે વસ્તુઓનો મેળ મળતો નથી. જો રાજા રાજાજ રહેવાનો હોય તો તેના અને ભીખારીના સમાન હકો હોઇ જ કયાંથી શકે? પરંતુ એ અસાધ્ય વસ્તુ હૃદયપલ્ટાની જાદુઇ લાકડી ફેરવીને ગાંધીજી સાધ્ય કરવા માગતા હોય એમ જણાય છે. ખરૂં જોતાં તો ગાંધીજી અત્યારે હસ્તી ધરાવતી સમાજ વ્યવસ્થાને જ ટેકો આપે છે બાકીની વાત તરંગ કે સ્વપ્નું જ છે.

અને આ સ્વપ્નાંને આધારે ગાંધીજી જમીનદારોને ખાત્રી આપે છે કે જ્યારે કોઇ પક્ષ એમની જમીન જબરજસ્તીથી ખાલસા કરવાનો પ્રયત્ન કરશે ત્યારે તેઓ ગાંધીજીને તેમના (જમીનદારોના) પક્ષમાં લડતા જોશે. પોતાની આ ભાવનાઓ સાથે ગાંધીજી પંડીત જવાહરનું નામ જોડીને એ વ્યવહારૂ રાજકીય નેતાને પણ નાહક બદનામ કરે છે. એટલે પં. જવાહર પોતે જેલમાંથી બહાર આવે ત્યાં સુધી તેમનાં નામનો ગેરઉપયોગ કરવાનું ગાંધીજીએ મુલત્વી રાખવું જોઇએ.

આ વસ્તુ એટલુંજ બતાવે છે કે ગાંધીજી શ્રમજીવીઓ વિરૂધ્ધ સ્થાપિત હીતના સ્વામીઓનો સાથ કરવા ઇચ્છે છે. આ સંબંધમાં કોઇ ભ્રમણામાં ન રહે એ ઇચ્છનીયોગ્ય છે. સ્થાપીત હીતવાળાઓની ઇરાદાપુર્વક અને જાણી બુઝીને તરફદારી કરતો હોય એવા માણસ કરતાં તેમના વિરોધીનો દેખાવ કરી શ્રમજીવીઓને ભ્રમણામાં નાખનાર માણસ વધારે જોખમકારક છે એ હવે તો સહુ કોઇએ સમજી લેવું ઘટે છે. ગાંધી છાપનો આ સમાજવાદ શ્રમજીવીઓ અને તેમના તરફ સહાનુભુતિ ધરાવનારાઓ માટે ભયંકર છે.

# સાહિત્ય-સમાલોચના



**અરૂણનું અદ્દભુત સ્વપ્ન:-**

લેખિકા: સૌ. હંસા મહેતા. કીં રૂ. ૧-૮-૦. પ્રકાશક: સૌ. હંસા મહેતા. ખંભાતા હૉલ, અલ્ટમન્ટ રોડ, મુંબાઈ. ૬

સૌ. હંસા મહેતાએ જે જે દેશોમાં પ્રવાસ કર્યો છે તેનો સાદી સરળ ભાષામાં છોકરાંઓને પરિચય આપવાના ઉદ્દેશથી પુસ્તક લખાયું છે. પુસ્તકમાં જાપાન, અમેરિકા, ઇંગ્લંડ, રોમ, ઇજીપ્ત વિશે જરા વિસ્તારપૂર્વક અને પૃથ્વિના બીજા કેટલાક દેશો વિશે ટુંકી માહિતી આપવાનો પ્રયત્ન કરવામાં આવ્યો છે. ભાષા સરળ છે અને વર્ણનો સાદાં છતાં સચોટ છે એટલે નાનાં વિદ્યાર્થીઓને એ વાંચવાં ગમે તેવાં છે. ફક્ત આ પ્રવાસવર્ણનને અરુણ-એક છોકરા-નાં અદ્દભુત સ્વપ્ન તરીકે ઓળખાવવાની યોગ્યતા લેખિકાએ શા માટે વિચારી છે તે સમજી શકાતું નથી. બાળકોની કલ્પનાને ઉત્તેજીત કરે એવા ઉપોદ્‌ઘાતનો બીજો કોઇ પ્રકાર હાથ ધરાયો હોત તો નાનાં વાંચકોમાં અસંભવિત આશા સેવવાની વૃત્તિનો સંચાર કર્યા વિના તેમની પ્રવાસ અભિલાષા જરૂર જગાવી શકાઇ હોત. આ સિવાય બીજી રીતે જેમને માટે એ પુસ્તક લખાયું છે તેઓ એ વાંચીને જરૂર આનંદ અને ઉપયોગી માહિતી મેળવી શકશે એમ અમારૂં માનવું છે.

**બુધ્ધિપ્રકાશ-(અભિનંદન અંક):-** ગુજરાત વર્નાક્યુલર સોસાઇટી તરફથી પ્રસિદ્ધ થતાં માસિક "બુદ્ધિપ્રકાશે" તેનો જૂન માસનો અંક ખાસ અભિનંદન અંક તરીકે બહાર પાડયો છે. એ અંકનું નિમિત્ત એ છે કે આ વર્ષે ગુજરાતના બે અગ્રગણ્ય સાક્ષરો, શ્રી. નરસિંહરાવ ભોળાનાથ દિવેટીઆ અને દિવાન બહાદૂર કેશવલાલ હર્ષદરાય ધ્રુવ તેમનાં જીવનનાં પીંચોતેરમા વર્ષમાં પ્રવેશ કરે છે. એ પ્રસંગે એમના જીવનકાળ દરમ્યાન જ એમની લાંબા વખતની અનન્ય સાહિત્યભક્તિની કદરદાની દાખવવા સોસાઇટી તરફથી આ અંક બહાર પાડવામાં આવ્યો છે તે યોગ્ય જ થયું છે. ભાષા અને કેવળ સાહિત્યની ભક્તિમાં રચ્યાપચ્યા રહેનારા માણસોનો

યુગ હવે ઓસરતો જાય છે. સાહિત્ય અને ભાષા પુરતીજ વાત કરીએ તો એ બે સાક્ષરો જેટલા અભ્યાસ અને તન્મયતા રાખવનાર વિદ્વાનો આજના ઉગતા સાહિત્યકારોમાંથી શોધ્યા જડે તેમ નથી. આજના જમાનાને એવી એકાંત સાહિત્ય-ભક્તિ અનુકુળ પણ આવે તેમ નથી. પરંતુ નિસ્વાર્થ સેવાવૃત્તિથી પ્રજાનાં સંસ્કાર જીવનમાં પોતાનો ફાળો આપનાર કોઇપણ માણસની પ્રજાએ કદર કરવી જ જોઇએ; અને ખાસ કરીને જીવનનાં જે ક્ષેત્રમાં એ લોકોએ પોતાની સેવાઓ અર્પણ કરી હોય એ ક્ષેત્રમાં ખાસ રસ લેનારા માણસોએ તો એવી કદરદાની ખાસ બતાવવી જ જોઇએ, એ ન્યાયે એ બે વૃદ્ધ સાક્ષરોનાં જીવન અને સાહિત્ય સેવાનો પરિચય આપતા લેખો લખાવીને આ અંક બહાર પાડવા બદલ ગુજરાત વર્નાક્યુલર સોસાઇટી અને 'બુદ્ધિપ્રકાશ'ના સંચાલકોને પણ અભિનંદન ઘટે. સાહિત્યના રસીઆઓને આ અંક વાંચી જવાની ભલામણ કરવાની ભાગ્યેજ જરૂર રહે.

**રસતરંગ** :—લેખક—વિષ્ણુપ્રસાદ ત્ર્યંબકરાય દેશાઈ, બી. એ. એલ. એલ. બી. મુલ્ય રૂ. ૦-૬-૦.

લેખકની પ્રિય સખીને ઉદ્દેશીને લખાએલાં આઠ દશ કાવ્યોનો આ સંગ્રહ છે. જુદા જુદા પ્રસંગો અને મનોદશાઓ પરત્વે સ્ત્રી અને પુરૂષનાં રસ જીવનને અનુલક્ષીને રચાએલાં એ કાવ્યો છે. કાવ્યો સારાં છે.

**મજલ પહેલી**:—(વસ્ત્રસ્વાલંબનની દિશામાં) શ્રી. રામજીભાઇ હંસરાજ એક રાષ્ટ્રપ્રેમી શ્રીમંત માણસ છે. રાષ્ટ્રપ્રેમ અને માનવદયાની લાગણીથી પ્રેરાએલા એ સજ્જનની એવી ભાવના છે કે આપણા દેશમાં કપાસ ઉગે છે તો એ કપાસનો સંગ્રહ કરાવી, હાથે પીંજાવી, કંતાવી, વણાવી તેનાં બનેલાં વસ્ત્રો વેંચવાની વ્યવસ્થા કરવામાં આવે તો હિન્દનાં ગામડાંના લોકોને પોતાને જોઇતાં વસ્ત્રો માટે બીજાઓ પર આધાર રાખવો ન પડે. આ ઉદ્દેશને અનુલક્ષીને એમણે કાઠીઆવાડમાં પોતાની લક્ષ્મીને ગૃહઉદ્યોગના ધોરીઆ-ઓમાં વહેતી મૂકી છે. પોતાના અને પોતાના ઉત્સાહી સહકાર્યકરોના પ્રયાસોને પરિણામે અને પોતાની લક્ષ્મીની મદદથી એ દિશામાં પોતે કેટલુંક નક્કર કાર્ય સાધી શક્યા છે તે દર્શાવતો ૧૯૩૩ નાં વર્ષનો અહેવાલ એમણે પ્રસિદ્ધ કર્યો છે. અહેવાલ પર નજર નાખી જતાં જણાય છે કે એમણે ઠીક ઠીક પ્રગતિ સાધી છે. પરંતુ અમને તો આજના યંત્રયુગના જમાનામાં ગૃહઉદ્યોગોને પગભર કરવાના પ્રયાસો કરૂણાજનકજ લાગે છે. ગમે તેટલા પ્રયાસો છતાં એ ઉદ્યોગો પગભર અને કાયમી બની શકે એવી સ્થિતિ નથી એમ અમે ચોક્કસપણે માનીએ છીએ. એટલે શ્રી. રામજીભાઇના આ પ્રયાસોને પોતાનાં નાણાંમાંથી ગરીબ માણસોને મદદ કરવાના સરસ ઉપાય રૂપેજ અમે અવલોકીએ છીએ. એથી વિશેષ કંઇજ નહિં. મદીરા, માનીની કે બીજા કોઇ એવા હલકટ વ્યવસાયો પાછળ પોતાની ધનસંપત્તિ વેડફી નાખનાર માણસોનો આજે આપણે ત્યાં તોટો નથી એટલે તેમની વચ્ચે પોતાનાં ધનનું આવે સારે માર્ગે દાન કરનારા માણસો તરફ માન ઉપજ્યા વિના રહે તેમ નથી. પરંતુ ઇચ્છવા જેવું એટલુંજ રહે છે કે આવા ઉચ્ચાશયી માણસોનું ધન આવી ઇતિહાસે મારી નાખેલી ઉદ્યોગ-પ્રવૃત્તિ પાછળ વેડફાઇ જવાને બદલે બધી ગરીબીનો ઉપાય સાધનારાં રાજકારણનાં

ઉદ્દામ બળોને પીઠબળ આપવા પાછળ ખર્ચાય તો કેવું સારૂં ?

## સ્વીકાર.

**કૌમુદી:** જુલાઇ અંક. **પ્રસ્થાન:** જેઠ અંક. **શારદા:** જુલાઇ અંક. **કુમાર:** જેઠ અંક **પુસ્તકાલય:** જુલાઇ અંક. **શ્રી. પુષ્ટિપીયુષ:** જેઠ અંક. **સેવા:** ચૈત્ર–વૈશાખ અંક. **કુલછાબ:** ચાલુ માસના ચારેય અંકો. **રોશની:** ચાલુ માસના ચારેય અંકો **બેઘડી મોજ:** ચાલુ માસના ચારેય અંકો. **પ્રતાપ:** ચાલુ માસના ચારેય અંકો. **લોકવાણી:** પ્રથમ અંક.

**ફુલવાડી:** જુલાઇ અંક—માસિકનું નામ છેતરનારૂં છે બાકી અંદર લેખો મજાના પ્રગતિકારક વિચારોના આવે છે. દિનકર મહેતાનો "વર્ગહિન સમાજ," શ્રી. ધનવંતરાય ઓઝાનો "રશિયાની ક્રાંતિ," "સ્ત્રી–પુરૂષ સબંધ," "પીછેહઠ શક્ય છે?" એ શ. પરિમલનો લેખ વગેરે લેખો ખરેખર વાંચવા લાયક છે. અમદાવાદમાંથી આવો પ્રયાસ શરૂ કરવા બદલ તંત્રીઓ શ્રી. ચંદ્રવદન શુકલ અને કાન્તિલાલ કાકાને અભિનંદન ઘટે.

**ગુજરાત મિત્ર:**–૨૯ જુલાઇ અંક

**પ્રતાપ:**–૨૮ મી જુલાઈ અંક,

**બે ઘડી મોજ:**–૨૯ મી જુલાઇનો અંક: એ પત્ર દસ વર્ષની આવરદા પુરી કરી અગીઆરમાં વર્ષમાં પ્રવેશ કરતું હોઇ તે નિમિત્તે આ અંક ખાસ અંક તરીકે બહાર પાડવામાં આવ્યો છે. અંક એકંદરે સારો છે.

---

# નવયુગ

સપ્ટેમ્બર ૧૯૩૪.
વર્ષ ૬ ઠું :: અંક ૬ ઠો.

## રાજકીય

પસાર થએલ માસનું રાજકારણ ... ... સંપાદક ૭
સમાજવાદીઓની ઐતિહાસીક ફરજ ... ... વિવસ્વત ૧૧
બ્રિટીશ સામ્રાજ્ય અને લોકતંત્ર ... ... ... ... ૫૭
જનરલ વૉન હિન્ડનબર્ગ ... ... ... સર્ચલાઈટ ૪૭
ઇસુનું વર્ષ ૧૯૩૬ ... ... ... ફેંકનારઃ 'સર્ચલાઈટ ૨૧

## ભાવના-વિચારપદ્ધતિ

મુંઝવતા સવાલોનો સરળ ઉકેલ ... ... ... ... ૭૧
સંચય ... ... ... ... ... ... ૭૯
વીવા વીલા ... ... ... ... ર. વિ. મહેતા ૮૬

## સામાજીક

હિન્દી સ્ત્રીઓના કાયદેસર હક્કો ... રમણીક વી. મહેતા ૨૫
સંતતિનિયમન શા માટે ... ડૉ. અમૃતલાલ હ. પટેલ ૫૧
તાકાત અને તંદુરસ્તી ... ... ... ડૉ. પી. જે. ભટ્ટ ૬૧

## હળવું સાહિત્ય

પડઘા પાછળ ... ... ... ... પ્રિયવદન બક્ષી ૧૭
ગુન્હેગાર ! ... ... ... ... ... સાદીક ૩૫
કુ. મનોરમા મહેતા બી. એ. ... ... ... મયુર ૫૪
કાનામાત્રા વિના ... ... ... દયાશંકર ભ. કવિ ૩૧

## કાવ્યો

શેતરંજી ... ... ... ... ... ... ૫
લાલ રંગ ... ... ... ... ... ... ૬

## વિશેષતાઓ

સંપાદકની સાથે... ... ... ... ... ... ૧
રશીયામાં જીવન 'હળવું' બને છે ... ... ... ... ૬૫
સાહીત્ય સંમાલોચના ... ... ... ... ... ૯૫

# ક્રાન્તિનો સંદેશ

---(૦)---

ક્રાન્તિ ! ક્રાન્તિ ! બે અક્ષરનો એ કયો કાળમૂખો શબ્દ છે કે જેનાથી સરકાર, રાજાઓ, જમીનદારો, મુડીદારો અને હિંદના બધાએ 'સંરક્ષિત' સજ્જનો ભડકી ઉઠે છે ! વિદ્યા અને લક્ષ્મીનાં સર્વ સાધનોના સ્વામીઓનાં કાળજાં કંપાવનારો એ શબ્દ ક્યાંથી ઉતરી આવ્યો ? શા માટે એ હમણાં આટલો બધો સંભળાવા લાગ્યો છે ? કોણે એ કારમા બે અક્ષરોને જન્મ આપ્યો ?

ધસમસતી રેલ્વેએ, દરીઆ ડખોળતી સ્ટીમરોએ, પવનવેગી મોટરોએ ગુંજારવ કરતા તારોએ, આકાશમાં અવાજનાં મોજાં એકતા રેડીઓએ, આંખને આંજતી વીજળીએ પોકાર પાડયો, 'પ્રગતિ.'

સત્તાધિશોએ સાદ પાડયો રૂક જાવ: લક્ષ્મીનંદનોએ લેખું માંડયું ચાલે છે તેમ ચાલવા દો; વિદ્યાવિશારદોએ વાણી ફેંકી આસ્તે કદમ ! અને-

ધખધખતી ભૂખી ધરતીએ લૂ ફેંકી, અળખામણાં કારખાનાંઓએ ધુમાડાનો ગોટ ફેંકી, આદર્શના અવધૂતોનાં એંધાણે શબ્દ રચ્યો-ક્રાંતિ શ્રમજીવિઓનાં હૃદયોએ ધબકવા માંડયું, ક્રાન્તિ, ક્રાન્તિ, ક્રાન્તિ......

સમાજરૂપી વિરાટ પુરૂષની નાડીના એ ધબકારા આજે વેગવન્તા, શબ્દવન્તા બન્યા છે. ક્રાન્તિના એ ધબકારા માટે જવાબદાર સહુ કોઇ છે-તેથીજ કોઇએ નથી.

પરંતુ સવાલ એ છે કે જીવનના એ ધબકારા સાંભળી તમે રાચો છો કે ભયથી કંપી ઉઠો છો ?

સમય-પુરૂષની નાડીનો ધબકારો એટલે કાળનો હથોડો: જૂના ઘાટ એ તોડી નાખે; નવા ઘાટ પણ એનાથીજ ઘડાય; પરંતુ એ નવા ઘાટ ઘડવાની તમન્ના તમારામાં છે ? જવાબ આપતાં વિચાર કરજો !

બધીએ જૂની સંસ્થાઓ આજે પ્રત્યાઘાતની એરણ પર ચડી ચૂકી છે; તેમનો નશ્વર ભાગ તો નાશજ પામવાનો; તેમની સાચી ધાતુ પણ ભાંગશે અને પછી તેમાંથી નવી સંસ્થાઓ ફરી સર્જાશે. પરંતુ તમારૂં સ્થાન કયાં છે ? તે હથોડાની દોરવણીમાં કે તેના આડે હાથ દેવામાં ? યાદ રાખો કે અહિ તટસ્થતાને અવકાશ નથી.

કાં તો ક્રાંતિના સાગીર્દ બનો; કાં તેના શિકાર બનો.

બંને માર્ગો ભયંકર છે. પણ નિશ્ચય કર્યા સિવાય છુટકો નથી.

શંશયાત્માઓનો નાશ અનિવાર્ય છે.

વિશ્વક્રમમાં ગુંજી રહેલી ક્રાન્તિનો એ સંદેશ છે.



**પ્રશાન્ત મધ્યાન્હે**

[આ ચિત્રની વધુ સમજણ માટે જુઓ "સંપાદકની સાથે"]



વર્ષ : ૭ મું. | નવયુગ | અંક : ૬ ઠો.

# સંપાદકની સાથે—

**ન**વયુગનાં પુંઠાં પરનું ચિત્ર વાંચકોને ગમશે એવી આશા રાખું છું. એ ચિત્ર મૂળ તો કોઇ એક જુના અંગ્રેજી માસિકમાંથી લેવામાં આવ્યું છે. એ માસિકમાં એ ચિત્ર નીચે લખ્યું હતું "વસંત ઋતુ." ઘણા વખતથી એ ચિત્ર મારી પાસે પડ્યું હતું. જોવું ગમતું હતું છતાં તે 'નવયુગ' માટે લેવાનું મન નહોતું થતું કેમકે સંસ્કૃત કવિઓનાં ઘણાંએ વર્ણનો વાંચ્યા છતાં આપણે ત્યાં વસંત ઋતુમાં વનસ્પતિમાં આવો ચૈતન્યનો બહાર આવે છે એવું કયાંય મેં જોયું નહોતું. પરંતુ થોડા દિવસ પહેલાં શ્રાવણ માસમાં ગીરનારની આસપાસનો પ્રદેશ કેવો રૂપાળો બને છે તેની વાત થોડાક મિત્રોને કરતો હતો એ વખતે ટેબલ પર પડેલાં એ માસિકનાં પાનાં ફેરવતાં આ ચિત્ર નજરે ચડ્યું. જુનાગઢમાં ભવેશ્વરનાં તળાવ પરથી ગેબી માર્ગે ગીરનાર તરફ જતાં વચ્ચે વચ્ચે ઘાસ અને ફુલોના આવા નૈસર્ગિક ભાગો શ્રાવણ માસમાં નજરે ચડે છે તે યાદ આવ્યું. એટલે પસાર થએલા શ્રાવણ માસની યાદમાં આ ચિત્ર 'નવયુગ'નાં પુંઠા પર મુકવાનું નક્કી કર્યું.

મુખપૃષ્ટ પરનું ચિત્ર સાગરફીલ્મ કંપનીનાં 'શહેરકા જાદુ' નામના ચિત્રપટનું એક દશ્ય છે. એ ચિત્રપટના કેટલાક સ્ટીલ ફોટોગ્રાફ મારા મિત્ર શ્રી. છોટુભાઇ મહેતા મને બતાવતા હતા. ત્યાં આ ચિત્ર મને ગમી ગયું એટલે 'નવયુગ' માટે રાખી લીધું. બ્લોક બનાવવામાં એ જરા બગડી ગયું છે એટલે મૂળ ચિત્રમાં તેજ અને છાયની રમતથી જે સમમળાન થતું હતું તે આમાં બરાબર નહિ દેખાય. નહિ તો હાથચિત્રામણની કલા પર કેમેરાની કલા કેવો વિજય મેળવતી જાય છે તે દેખાડવાના આશયથી એ આપવાનું નક્કી કર્યું હતું. છતાંયે કેમેરામેનની sense of compositionનો એ સારો ખ્યાલ આપે તેમ છે.

◇

'**ન**વયુગ' રાજકારણના વિષયો છેડતું એકજ ગુજરાતી માસિક છે તેથી જ આ કોલમોમાં હું તેના રાજકારણી લેખો તરફ વાંચકોનું ધ્યાન પ્રથમ ખેંચું છું.

'પસાર થએલા માસનું રાજકારણ'-વાળો લેખ લખતાં આ વખતે છેક જ કંટાળો આવેલો. હિન્દનું સમકાલીન રાજકારણ તપાસતાં ગ્લાની ઉપજ્યા વિના રહે તેમ નથી. આવી રાજકીય નિરાધારિતા હિન્દી આગેવાનોએ પહેલાં કદિયે નહિ બતાવી હોય. છતાં આ વિષમ સ્થિ-

તેમાંથી બોધ લેવા ધારીએ તો ઘણોય મળે તેમ છે. જેઓને સાચી વસ્તુસ્થિતિથી વાકેફગાર થવું હોય તેઓ એ જરૂર વાંચે.

'પસાર થએલા માસનું રાજકારણ'-વાળા લેખમાં જે સ્થિતિનો ચિતાર આપ્યો છે તેનો જ પ્રતિકાર સુચવતો લેખ "સમાજવાદીઓની ઐતિહાસિક ફરજ"નો છે. એ લેખ લખાયો છે તો ગાંધીજીના હિન્દમાં સમાજવાદની યોગ્યાયોગ્યતા પર દર્શાવાએલા વિચારો પર. પણ પ્રસંગવશાત્ તેમાં અત્યારની રાજકીય નપુંસક્તાનો ઉપાય પણ સૂચવાયો છે. એ લેખમાં ગાંધીજીના સમાજવાદને લગતા બાલિશ વિચારો પર પ્રકાશ પાડવાની સાથે સમાજવાદના મૌલિક સિદ્ધાંતોની પણ છણાવટ કરવામાં આવી છે એટલે સમાજવાદના વિષયમાં જેઓ રસ લેતા હોય તે સહુ એ લેખ વાંચે.

બાકીના ત્રણ રાજકીય લેખો પરદેશનાં રાજકારણને લગતા છે. તેમાંનો એક લેખ આ જમાનામાં પૂજ્ય થઇ પડેલી લોકશાશન–democracy–ની સંસ્થાનું સાચું સ્વરૂપ ઉઘાડું કરે છેઁ. લોકશાશનના સ્થંભ રૂપ ગણાતાં બ્રીટીશ તંત્ર નીચે આફ્રીકાના અસલ વતનીઓ પર કેવું સીતગારીભર્યું વર્તન ચલાવવામાં આવે છે તે એમાં બતાવવામાં આવ્યું છે. બીજો લેખ જર્મનીના મહુંમ પ્રમુખ જનરલ વોન હિન્ડન બર્ગનાં જીવનનું મુલ્ય આંકે છે. તાજેતરમાં એ જનરલ અવસાન પામ્યા ત્યારે સારાંએ જગતનાં છાપાંઓએ એમના પર પ્રશંશાનાં પુષ્પો ચડાવ્યાં. પરંતુ એક સાચા સમાજવાદીની દ્રષ્ટિએ વોન હિન્ડનબર્ગનું જીવનકાર્ય કેવું દેખાય તે આ લેખ સમજાવે છે. "ઇસુનું વર્ષ ૧૯૩૬" અત્યારનાં આંતરરાષ્ટ્રીય રાજકારણનાં બળો કેવી રીતે તોળાઇ રહ્યાં છે તે બરાબર બતાવી શાહિસત્તાઓ વચ્ચે ૧૯૩૬ ના અરસામાં ખૂનખાર જંગ જામશે એવી આગાહી કરે છે. એ આગાહીનાં કારણો ધ્યાન ખેંચે તેવાં હોઇ સહુએ વાંચવા જેવાં છે. આંતરરાષ્ટ્રીય રાજકારણના એ ત્રણેય લેખો ખુબજ પ્રાસંગિક છે એમ કોઇપણ વાંચકને જણાઇ આવ્યા વિના રહેશે નહિ



સામાજીક સમસ્યાઓને લગતા ત્રણ લેખો આ વખતે આપવામાં આવ્યા છે. એક તો "હિંદી સ્ત્રીઓના કાયદેસર હકકો"ને લગતી શ્રી. રમણીકલાલ મહેતાની ચાલુ લેખમાળાનો વધુ હપ્તો છે. આ હપ્તામાં હિંદુ સ્ત્રીઓ ક્યા સંયોગોમાં પોતાનાં લગ્નો રદબાતલ કરાવી શકે અને એ છુટ વધુ પ્રમાણમાં મળી શકે તે માટે ચાલુ કાયદામાં કઇ જાતના ફેરફારો થવાની જરૂર છે તે બતાવ્યું છે. સીવીલ મેરેજ એકટ અને પારસી કાયદા પ્રમાણે આ વિષયમાં શી સ્થિતિ છે તે પણ બતાવવામાં આવ્યું છે. પાછલા ભાગમાં હિન્દુ વિધવાના પુનર્લગ્નના હક્કનો વિષય છેડવામાં આવ્યો છે.

'સંતતિનિયમન શા માટે' એ લેખ સુરત મ્યુનીસીપાલીટીના હેલ્થ ઓફીસર ડૉ૦ અમૃતલાલ પટેલે લખ્યો છે. ડૉ૦ પટેલે આ વિષયમાં ઉંડો અભ્યસ કર્યો છે. તેથી સંતતિનિયમનની જરૂરીઆત સુચવતાં જે દશ કારણો એમણે આપ્યાં છે તે જાતીય પ્રશ્નોમાં રસ લેનાર સહુએ લક્ષ્યમાં લેવા જેવાં છે.

"ગામડાનું અનારોગ્ય" વાળી લેખમાળાના આ પાંચમા હપ્તામાં ડૉ૦ ભટ્ટ આપણાં ગામડાંઓનો અત્યારના અશિક્ષિત સંયોગોમાં આરોગ્યને લગતું પ્રચા-

રકાર્ય કયા ઉપાયો વડે અસરકારક બનાવી શકાય તે બતાવ્યું છે.



નવા જમાનાના વિચારોનો પડઘો પાડતા લેખોમાં "સમાજવાદીઓની ઐતિહાસિક ફરજ", "વીવા વીલા" ચિત્રપટનું અવલોકન અને "સંચય" ના મથાળાં નીચે "નવું વિજ્ઞાનઃ અધ્યાત્મવાદી કે ભૈતિકવાદી" એ લેખોને ગણાવી શકાય. આમાં પહેલા લેખ વિષે અગાઉ થોડું કહેવામાં આવ્યું છે.

"વીવા વીલા" ચિત્રપટનું અવલોકન હળવાં વાંચનની ગરજ સારવા સાથે દલિત પ્રજાના પુનરૂત્થાનના પ્રયત્નોનાં આયોજનના પ્રશ્નની છણાવટ કરે છે, અને સાથે સાથે ચિત્રપટોનાં ઉત્પાદન સાથે સંબંધ ધરાવતા લેખકો, વિવેચકો, ડાયરેકટરો અને ઉત્પાદકોને માર્ગદર્શક થઇ પડે એવી કેટલીક સૂચનાઓ પણ તેમાં કરવામાં આવી છે.

"નવું વિજ્ઞાનઃ અધ્યાત્મવાદી કે ભૈતિકવાદી" એ લેખ સામાન્ય વાંચકોને ભારે પડે એવો છે એમ જાણવા છતાં તે આપવામાં આવ્યો છે તેનાં કારણો લેખમાંજ અમુક અંશે આપવામાં આવ્યાં છે છતાં એ જણાવવાનું રહે છે કે એ 'નવયુગ' માં આપવાનો લોભ રોકી શકાયો નથી તેનું કારણ એટલું જ છે કે આજે જગતમાં અને હિન્દમાં પણ વાયુવેગે ફેલાઇ રહેતી નવી વિચારસરણીઓથી સામાન્ય જનતાને વાકેફગાર રાખવાનો ધંધો જેઓ હાથ ધરી બેઠા છે તેમને આ રીતે માર્ગદર્શન કરાવી શકાય. પ્રો. જેમ્સ જીન્સ જગતના વૈજ્ઞાનીકોમાં બહુજ મહત્વનું સ્થાન ધરાવે છે એટલે તેમને હાથે થઇ રહેલી આધ્યાત્મવાદની હિમાયત આ દેશમાં ઉત્થાન પામી રહેલાં પ્રગતિનાં બળો સામે બાથ ભીડવાને ધરમઘેલાઓને તક ન આપે એ હેતુથી એ લેખ 'નવયુગ' માં અપાયો છે. એ લખવામાં લખનારને પુષ્કળ મહેનત પડી છે એટલે નવા વિચારોમાં રસ લેતો દરેક વાંચક પણ એ વાંચવાની થોડી ઘણી તસ્દી લેશે એવી આશા વધુ પડતી નથી. દરેક વાંચનારને એ ખાત્રી થશે કે તેણે લીધેલી મહેનત વ્યર્થ નથી ગઇ.

સોવિએટ રશીઆ વિષે ઉપયોગી માહિતી પુરી પાડતા બે લેખો આ અંકમાં આપવામાં આવ્યા છે. એક લેખ "સોવિએટ રશીઆમાં જીવન હળવું બને છે" રશીઆ વિષે અચ્છું જ્ઞાન ધરાવતા જાણીતા લેખક લુઇ ફીશરના લેખનું ભાષાંતર છે. જેને વિષે મોટી મોટી આશાઓ બાંધવામાં આવી હતી એવી રશીઆની "પાંચ વર્ષની યોજના" પછી રશીઆમાં આજે શી સ્થિતિ છે તે એમાં તટસ્થપણે બતાવવામાં આવ્યું છે

બીજો લેખ "મુંઝવતા સવાલોનો સરળ ઉકેલ" છે. સામાન્ય રીતે એ મથાળાં નીચે જગતની રાજકીય, આર્થિક, સામાજીક અને ધાર્મિક બાબતો વિષે અગત્યની માહિતિ પુરી પાડવામાં આવે છે. આ વખતે તેની નીચે બધાએ રશીઆને લગતા સવાલોનો જવાબ આપવામાં આવ્યો છે.

સોવિએટ તંત્ર અને જીવન વિષે આજે આપણા લોકોમાં પણ જીજ્ઞાસોવૃત્તિ પ્રબળ થતી જાય છે એટલે એ બન્ને લેખો વાંચકો જરૂર રસપૂર્વક વાંચશે અને વાંચવાથી તેમને જરૂર લાભ થશે એવી આશાએ એ બન્ને લેખો આપવામાં આવ્યા છે.

હવે આવીએ હંમેશની માફક હળવાં સાહિત્યની વાત પર.

પ્રથમ આ અંકની કવિતાઓમાંની એક સંબંધે થોડું કહી લેવાનું રહે છે. એ કવિતાનું શિર્ષક છે: "શેતરંજી". કવિના કડવા સ્વાનુભવમાંથી એ કાવ્ય જન્મ પામ્યું છે. જેને હું નવા જમાનાની કવિતા કહું છું તેનું સરસ ઉદાહરણ આ કાવ્ય પુરું પાડે છે. પોતાને જે કવિતા રૂપે કહી દેવાનું છે તે સીધું કહી દેવાની આ સીધી–Direct–પદ્ધતિ એ નવા જમાનાનાં કાવ્ય સાહિત્યનું ખાસ લક્ષણ છે. એમાં અલંકારિકતાને માટે જરાએ પ્રયાસ નથી. છતાં ભાવ–પ્રસંગની કવિત્વમયતા અને કવિના અનુભવની તીવ્રતા એમાં આપમેળે અલંકારો આણે છે. અને આ બધાંથી વિશેષ મહત્વની વાત તો એ છે કે તેમાં સામાજીક બળોની ઉંડી સમજણ છે. પક્ષપાતિતાની નહિ પણ સમજણની દ્રષ્ટિએ પ્રેરેલ ભાવનાનું એ ફળ છે.

બીજાં કાવ્યો 'નવયુગ'ની સામાન્ય પ્રથાને અનુરૂપ છે એમ વાંચકો જોઇ શકશે.

ઉપરાંત આ અંકમાં એક એકપ્રવેશી નાટિકા, એક ટુંકી વાર્તા અને એક વાર્તામય સ્વાનુભવ કથન રજુ થયાં છે. શ્રી. પ્રિયવદન બક્ષીની એકપ્રવેશી નાટિકા "પડદા પાછળ" આ જમાનાનાં સાહિત્ય સ્વરૂપોના નવા ઝોકનાં ઉદાહરણ રૂપ છે. જે વસ્તુ સામાન્ય રીતે એક ટુંકી વાર્તારૂપે આલેખાય તે અહિં નાટિકા રૂપે રજુ થાય છે. આમ થવામાં એક પ્રકારની યોગ્યતા રહેલી છે. પ્રસંગનું વસ્તુ જ એવી જાતનું છે કે તેમાં વર્ણન કરતાં વાતચિતને વધારે અવકાશ છે. જ્યાં વર્ણનની સ્હેજ જરૂર જણાય ત્યાં લેખક તરફનાં સુચનથી કામ લેવાયું છે. "જય મતનું રસજીવન" એ શ્રી. ઝવેરચંદ મેઘાણીની ટુંકી વાર્તાને નાટિકાના રૂપમાં ઉતારવાની જે યોગ્યતા હતી તેના કરતાં આ વસ્તુને નાટિકારૂપે રજુ કરવાની યોગ્યતા વધારે છે એમ વિવેકી વાંચક તરતજ સમજી શકશે.

'ગુન્હેગાર' ભાવ–કથાનક વિષે કંઇ ભલામણ કરવાની ખાસ જરૂર નથી. દરેક વાંચક એ જરૂર વાંચે. શરૂઆત કર્યા પછી તેનો પ્રવાહ તેમને આગળ ખેંચી ગયા વિના રહેશે નહિ. આનંદ સાથે ગુન્હેગારીનાં માનસ વિષે સારો પરિચય એ કરાવી દે છે.

"કાના માત્રા વિના" એક હળવો નિબંધ છે. કોઇ પણ વસ્તુ મફત મળતી હોય તો તે આપણને નિરૂપયોગી કે ઓછા ઉપયોગની હોય તો પણ આપણે કેવી આતુરતાપૂર્વક ઝડપી લઇએ છીએ તે અનુભવને આમાં હાવકી રીતે રજુ કરાયો છે.

❖

આ રીતે આ અંકમાં પણ હળવા અને ગંભીર લેખો વચ્ચેનું પલ્લું લગભગ સમતોલ રીતે સાચવી શકાયું છે એમ વાંચકોને લાગશે.

ગયા અંકનાં આ કોલમોમાં વાંચકોને જે વિનંતિ કરવામાં આવી હતી તે આ વખતે પણ કરવાની રહે છે. "નવયુગ"ના વાંચકોને આ અંકમાંથી શું પસંદ પડયું અને શું પસંદ ન પડયું તે તેઓ જરૂર લખી જણાવે. અમારો એવો ખ્યાલ છે કે 'નવયુગ'નાં પાનાંઓ મારફતે જેનવા જમાનાનો સન્દેશ ફેલાવવાનો જે પ્રયાસ થતો રહે છે તે વધારે માણસોને પહોંચતો અને માન્ય થાય તો જ તેની પછવાડે કરવામાં આવતો નાણાંનો વ્યય લેખે લાગે. 'નવયુગ' વેપારી સાહસ નથી એ તો વાંચકો જાણતા જ હશે એટલે અચારકાર્યનો એનો હેતુ વધારે સફળ બને એવા માર્ગો સુચવવામાં વાંચકોએ જરૂર સહકાર આપવો જોઇએ.

# શેતરંજી

પંજે મારો, હાથ હલાવો, ચલવો ભજભજજી,
રોબિન્સનનો પુત્તર પરણે, ઓર્ડરની શેતરંજી;

આજ છે આખરની અવધી,
રાતડી માથે, ઘો વરધી.

સાહેબ ઓધ્ધેદાર ઘણેરો, પુત્તર એનો પરણે,
ચોટ ચોકમાં થાળી વાજાં, હરખે સરવે વરણે;

દિવાળો જેલ તણી ઘણુણે,
કેદીનાં રૂધિર ચે જણુણે.

કાલ સવારે મેમાનોની ઉભરાશે ઠઠ ભારી,
મિજલસ મ્હેફીલ, મંગલ ગીતો—ની બધી તૈયારી;

"હે' પણ જાજમ કાં હજી નાવી ?"
પૂછતી ઘરની ધણિયાણી.

સાહેબ માથું ખંજવાળતા તાબડતોબ દોડાવે,
કારાગૃહથી ઓર્ડરવાળી શેતરંજી મંગાવે;

ઉભા સૌ વાટ જુવે દ્વારે,
આવશે જાજમ તો ક્યારે ?

કેદી કેરી કમ્મર તૂટે આંખો ભમ્મર ભારે,
અંધારે કળકળતી કાયા, અંતર 'હાય' પુકારે;

વણ્યાવિણુ તોય ઘડી નવ ચાલે,
સા'બનો પુત્તર પરણે કાલે.

વેલ કરાંચી બર્માની કંકાવટી કેરી નકસી,
સાંકળી ફૂલ મયુર ને મંદિર વિધવિધ ભાત સુરેખી;

શોણિતના રંગે રંગેલી,
અંતરને આંસુડે ખરડેલી.

સાહેબને ઘર પાથરવામાં પચરંગી વરણાગી;
શેતરંજીને તાણેવાણે પાથરી મોત--પથારી;

મરંતા કેદી હાય અભાગી,
લૂછે કો આંસુ સ્નેહ—સુહાગી ?

સાહેબને મન અદ્ભુત ઉત્તમ રંગકળાની કરણી
કેદીને મન દોજખ મૃત્યુ કેરી ભીષણ ભરણી;

જૂદી જ્યાં જીવનની ઝરણી,
એકની વ્હેતી, અન્ય સુકવણી.

પેટનો ખાડો પુરવા સૌય કરે મજૂરી દા'ડી,
એ રોટીના બદલામાં અહીં, કાળી ઘોર ગુલામી;

ક્ષણ ક્ષણ જીવન આખું નિચોવે,
અહ ! આશ છતાં નવ કાંપે.

દસ દસ પંદર વર્ષ વિતાવ્યાં, એટએટલાં આડાં,
બે દિન ચો દિન મારી ગણતાં આવે કેમ કિનારા ?

હાય ! ક્યાં મુક્તિના દા'ડા ?
દોજખ આથી શાં ભૂડાં !

૩૧--૧૦--૩૪ યરવડા જેલ.

ઉપવાસી.

# લાલ રંગ લાગે.

રાગ ભૈરવ  એક તાલ.

ધૂમ્રમય પ્રભાત આજ ધૂમ્ર ધૂમ્ર લાગે—ધૂમ્રમય.
ધૂમ્રમય પ્રભાત રોજ, ના મળે જરીય મોજ
નયનમાં નિદ્રાનો ઓજ ચોળી ચોળી જાગે—ધૂમ્રમય.
ઉઠવાના હોશ નથી, પડે પાછો મથી મથી,
તુટે અંગ; ઉપાય નથી, ભૂમિ-શૈયા ત્યાગે—ધૂમ્રમય.
ન્હાય નહીં ખાય નહીં, એને કોઇ સ્હાય નહીં!
ભૂંગળા આલાપ સુણી, મીલ ભણી ભાગે—ધૂમ્રમય.
તીણા સૂર સીટી કરે, અંગમાં ધ્રુજારી ભરે;
ઉદ્યમી ઉદાસી જન, ધરે પાય આગે—ધૂમ્રમય.
ઓંઝવાના જગ માટે, દોડ્યા જાય પ્રાણ સાટે;
શ્વાસોચ્છ્વાસે છાતી ફાટે, હેસ ડેબાં વાગે—ધૂમ્રમય.
યંત્રોના હુંકાર નાદે, મૃત્યુના સંહાર સાદે,
દળાઇ દટાઇ જનાં, ત્રાહી ત્રાહી માંગે—ધૂમ્રમય.
ત્રિવિધ તાપ મળે રોગ, નિત્ય આપે નવા ભોગ;
ચિનુ માંગે ધૂમ્ર પરે, લાલ રંગ લાગે—ધૂમ્રમય.

—ચિનુભાઇ ડૉકટર બી. એ.—

# હિન્દ ફરીથી જીતાયું છે!

રાજકારણી ઘડીઆળનાં લોલક હજુ પોતાની દિશા બદલાવી નથી હજુએ દેશનાં રાજકારણમાં સરકારપક્ષના જ બધાએ દાવ સવળા પડે છે. દેશનાં ક્રાન્તિની શક્યતા ધરાવનારાં બળોને મજબૂત હાથે દબાવી દેવાની સરકારની નીતિ પૂરબ્હારમાં ચાલુજ છે. આ માસ દરમ્યાન પંજાબમાં અને બીજે કેટલેક સ્થળે નવજુવાન સભાઓ અને કામદાર અને કીસાન સભાઓ સામ્યવાદી અસરો નીચે હોવાનાં બહાનાં નીચે ગેરકાયદેસર ઠરાવવામાં આવી છે. અને સરકારપક્ષ માટે વધારે આનંદનું કારણ તો એ છે કે દેશનાં રાજકારણમાં હસ્તી ધરાવી રહેલાં ઉદ્દામ બળોને દાબી દેવાની મહાસભાના આગેવાનોની પ્રવૃત્તિ પણ પુરતા વેગથી ચાલી રહી છે.

લેખક:
વિવસ્વત્

રાજકીય સુધારાઓની બાબતમાં સરકાર કંઇક રમત રમી રહી છે. ઇંગ્લાંડમાં દેખીતી રીતે રજા માણવા ગયેલા વાઇસરોય લોર્ડ વિલિંગ્ડન ત્યાંથી હિન્દ તરફ પાછા ફરતા હતા એ વખતે "હિંદની તબીયત બહુ સારી છે" એવા અર્થગર્ભ શબ્દો તેમણે ઉચ્ચાર્યા હતા તે પછી સુધારાઓ સબંધી એક પણ શબ્દ એમણે ઉચ્ચાર્યો નથી. ચાલુ વડી ધારાસભા બરખાસ્ત કરતી વખતે તેઓ જે ભાષણ આપવાના હતા તેમાં સુધારાઓનું નાવ કયાં સુધી પહોંચ્યું છે એ વિશે તેઓ જરૂર ઉલ્લેખ કરશે એવી આશા રખાતી હતી. પણ એ ભાષણમાં આ સંબંધે તેમણે એટલું જ કહ્યું કે જ્યારે સુધારાઓ આવશે ત્યારે તે તરતજ અમલમાં મૂકાય એવી બધીએ તજવીજો તેઓ કરી રહ્યા છે.

પરંતુ વાઇસરોયનું એ મૌન અર્થસૂચક છે. તે સાથે એ પણ યાદ રાખવા જેવું છે કે હિંદનો બીજો કોઇ પણ

હાકેમ પણ એ સંબંધી એક શબ્દ પણ હવે ઉચ્ચારતો નથી. મૌનનું આ કાવત્રું સાંકેતિક છે એમ માનવાને પુરતાં કારણો છે. ઇંગ્લંડમાં પણ શાહિ સરકારના આડત્યાઓ–જેઓ દેખીતી રીતેજ આગામી સુધારાઓના પક્ષકારો છે–અને તેમના વિરોધીઓ પણ આ વિષયમાં મૌન જ સેવે છે. આ ઉપરથી એવું અનુમાન કરવાનું સાંપડે છે કે એ બાબતમાં ઝપાટાબંધ કામ લેવાની ચાલબાજી સરકારપક્ષે સ્વીકારી છે. બ્રીટીશ પાર્લામેન્ટમાં સુધારાના વિરોધીઓનો એક એવો વગદાર પક્ષ છે કે જે સુધારાઓને અટકાવી દેવામાં સફળ ન થાય તો પણ તેને ચુંથી નાખવામાં તો જરૂર ફાવે. એ પક્ષને તેવું કંઇ કરવાની તક ન મળે એવી ઝડપી ચાલબાજી–Rush tactics–નો આશ્રય લેવાનું સરકારપક્ષે નક્કી કર્યું જણાય છે. આ અનુમાનને હિન્દી સરકારની સુધારા કચેરીમાં થઇ રહેલી ઝડપી તૈયારીઓથી ટેકો મળે છે. પરંતુ હિન્દની દ્રષ્ટિએ સુધારાઓનો વિષય છેક જ નિર્માલ્ય છે એટલે એ વિષે વધુ અટકળો કરવા કરતાં ગાતું વાતું માંડવે આવે ત્યારે તેનું સ્વરૂપ નિહાળી લેવાની રાહ જોવી એજ વધારે ઠીક છે.



**તે દરમ્યાન** મહાસભાની બાબતમાં તો સરકારને પુરતી નિરાંત છે. સરકારને સ્હેજ ચિંતાના વિષયરૂપ બને એવા મહાસભા–સમાજવાદીઓને તો હાલના મોવડીઓએ ડારો દઇને ચૂપ કરી દીધાં છે. તે સાથે જ સરકારી નીતિ સામે મહાસભાનો બંધારણસરનો વિરોધ પણ અસરકારક બને તેવો સંભવ વધુ અને વધુ ઝાંખો બનતો જાય છે. મહાસભાનાં મંડળો સંબંધે ગયા માસે આ કોલમોમાં નોંધેલી બે શોકજનક બાબતો પસાર થએલા માસ દરમ્યાન વધારે હડખાઇ બની છે.

કોમી ચુકાદા સંબંધે વડી ધારાસભામાં પોતાની ઇચ્છા પ્રમાણે મત આપવાની સ્વતંત્રતા મહાસભાના હિન્દુસભ્યોને આપવા સંબંધે મહાસભાવાદીઓમાં જે ઝઘડો ઉત્પન્ન થયો છે તે છેલ્લા માસ દરમ્યાન વધુ તીવ્ર બન્યો. એ સબંધી સાચા ખોટા અહેવાલો, અનુમાનો અને વિચારો વર્ધા ખાતે મહાસભાની કાર્યવાહક સમિતિની બેઠક મળી ત્યાં સુધી ચાલુ રહ્યા. વર્ધામાં પંડીત માલવીઆ અને શ્રી. અણેએ સ્થાપેલા નવા રાષ્ટ્રવાદી પક્ષ અને મહાસભાની કાર્યવાહક સમિતિ અને ધારાસભા સમિતિ વચ્ચે ત્રણ દિવસ સુધી સમાધાનની વાટાઘાટો ચાલુ રહી. અને પરિણામે એટલું સ્પષ્ટ થયું કે એ બે પક્ષો વચ્ચે આ વિષયમાં સમાધાન થવાની કોઇ શકયતા નથી. અને છતાં એ સ્પષ્ટતા પોતે ઘણી અસ્પષ્ટ છે. કેમકે આ લખાય છે ત્યારે ગાંધીજીએ શ્રી. અણેને સમાધાનીના વધુ માર્ગો વિચારવા માટે પોતાની પાસે બોલાવેલ છે. કોમી ચુકાદાના વિરોધી મહાસભાવાદીઓને વડી ધારાસભાની ચુંટણી માટે કેટલા ઉમેદવારો મહાસભાની હરિફાઇ વિના ઉભા રાખવા દેવા તેની એ તકરાર છે. એ તકરાર એટલી ક્ષુદ્ર છે કે તેના પર વધુ ધ્યાન આપવાની જરૂર નથી. આ બાબતમાં સમાધાન થાય કે ન થાય પરંતુ એટલી વાત ચોકકસ છે કે અંતમાં રાષ્ટ્રવાદીઓ અને મહાસભાવાદીઓ પાણી અને દુધની માફક મળીજ જવાના છે; ફકત તે દરમ્યાન તેમની આ તકરાર મહાસભાની પડતી જતી પ્રતિષ્ઠાને વધુ નીચી પાડવાની ગરજ સારે છે.

મહાસભાનાં મંડળોમાં શિસ્તભંગની બીમારી તો વધતીજ જાય છે. છેલ્લા પંદર દિવસનાં વર્તમાનપત્રો વાંચતાં એવીજ પ્રતીતિ થાય છે, કે મહાસભાની નાની મોટી સંસ્થાઓના કાર્યવાહકોમાં રાજીનામાં આપવાનો પવન ફુંકાયો છે. એ રાજીનામાંઓની પછવાડે સિદ્ધાંતના વિરોધ જેવું બહુજ ઓછું હોય છે. ખરી વાત તો એજ લાગે છે કે છેલ્લી લડત વખતે સરમુખત્યારો બની બેઠેલા વહેંતીઆ માણસોની વરવી અહંતાઓ આજે એક બીજાની સાથે અથડાય છે. આ કારણથી સામાન્ય શિસ્ત સામે સૈનિકની ગરવાઇથી નમી જવાને બદલે પ્રગટ વિરોધના અથવા રાજીનામાંના આશ્રય લેવાય છે.

મહાસભાનાં મંડળોમાં પેઠેલા એ વ્યાપક શિસ્તભંગના રોગને માટે બીજાં પણ કારણો છે. કાર્યવાહક સમિતિ આજે પોતાની નિરર્થકતાનો બહુજ દયાજનક પરિચય આપી રહી છે. મુંબાઇ મહાસભાનાં અધિવેશનના દિવસો વધુ અને વધુ નજીક આવતા જાય છે છતાં નવી વસ્તુ સ્થિતિને અનુરૂપ થઇ પડે એવો નવો કાર્યક્રમ રજુ કરવાની શક્તિ તેમનામાં નથી એટલે જૂનો કાર્યક્રમ તેઓ આગળ ધરી રહ્યા છે. જૂના કાર્યક્રમનાં લગભગ બધાંએ અંગોમાંથી મહાસભાવાદીઓના ઘણા મોટા ભાગની શ્રધ્ધા છેકજ ઉઠી ગઇ છે. આ અશ્રધ્ધાનો ખુલ્લો એકરાર કરવાની હિંમત ઘણા ઓછા દાખવે છે છતાં તેની સામેનો અસંતોષ એક યા બીજા પ્રકારની હરામખોરી અથવા શિસ્તભંગમાં પ્રગટ થાય છે. બીજા કેટલાંક તત્ત્વો ખરેખર શાહિવાદ વિરોધી છે. તેમને મહાસભાના મોવડીઓનો નવો મવાળ કાર્યક્રમ જરાએ ફાવતો નથી, બીજી તરફથી સમાજવાદીઓએ આગળ ધરેલ નવા કાર્યક્રમને અપનાવવા પુરતી ઇચ્છા કે બુદ્ધિનો એમની પાસે અભાવ છે. એટલે તેઓ સીધી લડતનીજ હિમાયત કરતા રહે છે. આ પાછલી વલણનું જ્વલંત ઉદાહરણ અલ્હાબાદ શહેરની મહાસભા સમિતિ પુરું પાડે છે. એ સમિતિએ કાર્યવાહક સમિતિના ધારાસભાપ્રવેશની હિમાયત કરતા ઠરાવનો વિરોધ કરતો ઠરાવ સર્વાનુમતે પસાર કર્યો છે.

પરંતુ આ બધા શિસ્તભંગનો એકજ સાચો પ્રતિકાર છે. જ્યારે એક સંસ્થા બરાબર લડાયક રીતે સંગઠીત બની સીધી લડતમાં ઝુકાવે અને તેમાં પુરો પરાજ્ય પામે ત્યારે તેનાં દળો વેરવિખેર થાય એ તદ્દન કુદરતી છે. પરંતુ તે દળોને ફરી એકત્રિત કરવાં હોય તો મુળ લડતનાં સઘળાં સફળ જણાએલાં તત્વો અને વ્યુહો અને નિષ્ફળતાનાં કારણોનો પરિહાર કરતો નવો કાર્યક્રમ અને એ બન્નેનાં સંધાનપર સંગઠ્ઠનની એક નવી ભૂમિકા સરજવી જોઇએ. આજે સમાજવાદી કાર્યક્રમથી એ શક્ય બને તેમ છે. પણ તે સ્વીકારવાની પ્રમાણિક ઇચ્છાનો મહાસભાના મોવડીઓમાં અભાવ છે. એટલે અત્યારના શિસ્તભંગના રોગનો કોઇ સાચો પ્રતિકાર તેમને હાથ લાગવાનો નથી.



વર્ધા ખાતે મળેલી કાર્યવાહક સમિતિ અને ધારાસભા સમિતિની સંયુક્ત બેઠકે એક વધુ બાબતપર પ્રકાશ પાડયો છે. ઉપર જણાવવામાં આવ્યું છે તે પ્રમાણે અત્યારના શિસ્તભંગનો સાચો ઉપાય મહાસભાવાદી

આગેવાનો હાથ ધરી શકે તેમ નથી અને શિસ્તપાલક ન હોય એવી સંસ્થા ચલાવવાનું અસંભવિત છે એટલે એ મવાળ આગેવાનોએ એક ભયંકર અખતરો હાથ ધરવાનો નિશ્ચય કરી લીધો જણાય છે. અંદરનાં કોઇ દર્દનાં કારણે હાથપગનો પક્ષઘાત અનુભવનાર માણસ અંદરનાં રોગ દૂર કરવાનું પસંદ નહિ કરતાં હાથ પગને કાપી નાખવા તૈયાર થાય એવો અખતરો અજમાવવાને મહાસભાના એ મોવડીઓ તૈયાર થએલા જણાય છે. તેઓએ એવો નિશ્ચય કર્યો છે કે તેમના મવાળ અને આપઘાતક કાર્યક્રમમાં પુરતી શ્રદ્ધા દાખવી સંતોષ નહિ પકડનાર તત્વોને કાંતો દબાઇ જવાની એટલે શ્રદ્ધાનો દંભ સેવવાની અને કાં દૂર થવાની ફરજ પાડવી. અને તેમનો આ વિઘાતક મનસુબો પંડિત જવાહર જેવા ઉદ્દામ અને વગદાર મહાસભાવાદીની ગેરહાજરીમાં જ પાર ઉતારી લેવાની તરકીબ તેઓ રચી રહ્યા છે. વર્ધા ખાતે ગાંધીજીએ મહાસભાનાં રાજકારણમાંથી નિવૃત્ત થઇ પોતાનું સ્વતંત્ર સત્યાગ્રહી મંડળ રચવાની ધમકી આપી છે તેનો એજ અર્થ છે. આ નેમમાં તેઓ કેટલે સુધી સફળ થાય છે તે હજુ જોવાનું રહે છે. પરંતુ વિરોધનાં બળોની કંગાળ હાલત અને હૈયા દુબળાંપણું જોતાં અને મુંબાઇ મહાસભા ભરાવાને હવે વખત ઘણો ઓછો છે તે ધ્યાનમાં લેતાં અત્યારે જેઓ સત્તા ધરાવે છે તેમના હાથમાં જ વગ અને પ્રચારકાર્ય અને ચાલબાજીનાં બધાં સાધનો છે તે ધ્યાનમાં લેતાં તેઓ પોતાની એ આમવર્ગનો દ્રોહ કરનારી નેમમાં ફળીભૂત થાય એવો પુરતો સંભવ છે.



**આ** મ છેલ્લા માસનું રાજકારણ એટલુંજ બતાવે છે કે શાહિસત્તાના આજે તો ચડતા બપોર છે. અંદર અંદર ઝઘડતા મહાસભાવાદીઓની ઉપેક્ષાનો લાભ લઇને હિન્દનાં આર્થિક શોષણના સાંણસા વધારે મજબૂત બનાવ્યે જાય છે એમ પોલાદનાં 'રક્ષણનું' બીલ વડી ધારાસભામાંથી કઇ પણ સુધારા વિના પસાર થઇ ગયું તેના પરથી સ્પષ્ટ જણાઇ આવે છે. બીજી તરફથી હિંદનાં દરિઆઇ લશ્કર અને લશ્કરનાં હિન્દીકરણને લગતા પોતાને ફાવતા કાયદાઓ પણ પસાર કરાવવામાં તે ફાવી ગયેલ છે. તેણે વહેતા મૂકેલા દમનના ઘોડાઓ સામે વિરોધનો શબ્દ ઉચ્ચારવાની ફુરસદ પણ કોઇને નથી. અને દેશનાં રાજકીય બળોને જે દિશામાં વાળવાને તે પ્રયત્ન કરે છે તેજ દિશામાં, પણ તે ઇચ્છે છે તેનાથી પણ વધારે નપાવટ રીતે, વાળી દેવાને મહાસભાના આગેવાનો કમર કસે છે. આવી રીતે રાષ્ટ્રજીવનનાં બધાંએ ક્ષેત્રોમાં સરકાર પોતાનું ધાર્યું પાર પાડતી જાય છે. લોર્ડ વિલિંગ્ડને હિન્દને ફરી વખત જીતી લીધું છે એવી વીલાયતનાં છાપાંઓની વાત તદ્દન ખરી છે. ફેર ફક્ત એટલો જ છે કે આજે ફરી જીતાએલું હિન્દ ૧૮૫૭ નું દિગ્મૂઢ હિન્દ નથી પણ ક્રાન્તિની શકયતાઓથી સમીસમી રહેલ દબાએલા જવાલામુખી જેવું હિન્દ છે. એટલે રાષ્ટ્રપક્ષે માત્ર એટલાંજ જમાપાસાંથી આપણે નવા માસ તરફ વળીએ છીએ.



# સમાજવાદીઓની ઐતિહાસિક ફરજ : ગાંધીવાદની નિરર્થકતા-ઓ વિરૂદ્ધ તમારા અવાજને દબાવા દેશો માં.

જે લોકોએ પોતાની વ્યવહારબુદ્ધિ અને સામાન્ય અક્કલ કોઇ તરંગી અને વાહિઆત આદર્શની ધૂણીમાં જલાવી નહિ દીધાં હોય તેઓ ગાંધીજીએ શ્રી. નરહરિ પરીખ મારફત ગુજરાતના કાર્યકરોને મોકલેલ સંદેશ વાંચીને ખુબ જ નિરાશ અને ખીન્ન થયા હશે. આ ખીન્નતાનું કારણ એ છે કે છેલ્લે છેલ્લે એવા સમાચારો મળ્યા હતા કે પોતાના ઉપવાસો દરમ્યાન ગાંધીજી મી૦ કોલની "વૉટ માર્કસ રીઅલી મેન્ટ" નામનું પુસ્તક વાંચી રહ્યા હતા, આ પુસ્તક સમાજવાદનું જ્ઞાન મેળવવાને પ્રથમ પ્રયત્ન કરનારાઓ માટે પુરતું નથી એ વાત ઘડીભરને માટે બાજુએ મુકીએ તો પણ જો ગાંધીજી એ પુસ્તક વાંચીને બરાબર સમજી શક્યા હોય તો આવો સડેલો સંદેશ મોકલવાની એમની હિમત ચાલે જ નહિ એમ હું ચોક્કસપણે માનું છું, પરંતુ એ વાત ચોક્કસ છે કે ગાંધીજીએ એ પુસ્તક પુરં નહિ જ વાંચ્યું હોય. ગાંધીજી અને તેમના ભક્તોનો વાંચન તરફનો તિરસ્કાર પ્રસીદ્ધ છે. એ પુસ્તક જ્યારે એમની પાસે હતું ત્યારે એક વખત પ્રાર્થના વખતે ગાંધીજીએ ઉચ્ચારેલા શબ્દો વાંચકોને યાદ હશે. એમણે કહ્યું હતું:

"આ સામ્યવાદનું સાહિત્ય જોઇ રહ્યો છું; એક વિચાર આવ્યો કે બસ તેનાથી તણાઈ જવું; તેના પર ઇમારત રચવી એ સિવાય બીજું કશું નથી. સામ્યવાદીઓ કહે છે: આમ વર્ગના હાથમાં ઉત્પત્તિનાં સાધન મૂકી દો. કોણ ના કહે છે? પણ આમ વર્ગની શી દશા છે તે તો જુઓ! આમ વર્ગને તૈયાર કરતાં, ઉત્પત્તિનાં સાધનોનો કબજો મેળવી તેનો સદુપયોગ કરવાને લાયક થતાં કેટલો કાળ જશે તેનો કોઇને વિચાર સરખો આવતો નથી. ઐક્ય ઐક્યની બૂમ મારીએ છીએ પણ મનુષ્ય સ્વભાવમાં રહેલી પૃથકતા કોઇ જોતું નથી. જ્ઞાની અને મૂઢના ભેદ સદાકાળ રહેવાના. મૂઢના હાથમાં શસ્ત્ર આપશું તો તે પોતાનેજ પછાડશે અને નુકશાન કરશે. રશીઆમાં તો હજુ અખતરો ચાલી રહ્યો છે, પશુબળ વિના તો હજુ આરો દેખાતો નથી. બીજે જ્યાં જ્યાં સામ્યવાદના ઉતાવળા પ્રયત્નો થયા છે ત્યાં ઉલ્ટાં પરિણામ આવ્યાં છે. અને આપણે હતા તેના કરતાં કેટલાય જમાના પાછા પડયા છીએ. આપણી વર્ણાશ્રમની સંસ્થા આદર્શ સંસ્થા હતી. એના ઉત્તમ આદર્શને કેળવવાને અને ખીલવવાને બદલે આપણે તેનો વિકાસ રોકી લીધો એટલે એ આપણને આજે શુંગ-



ળાવી રહેલ છે. બાકી સહુ સહુની મન, બુદ્ધિ અને શરીરની શક્તિ અનુસાર સમાજસેવાની અને સમાજ-રક્ષાની વ્યવસ્થા કરનાર એવી સંસ્થા બીજે કયાંય નથી."

આ શબ્દો મેં વિસ્તારપૂર્વક અહિં ટાંકયા છે તેનો ઉદ્દેશ એટલો જ છે કે અત્યારના સ્થિતિ–સંયોગોમાં ગાંધીવાદી વિચારો અને કાર્યક્રમને પ્રેરનાર એ મૂળ છે. ગાંધીજી અને એમના સુરીલ અને ગાંધીવાદની હિમાયત કરનારા દોઢડાહ્યા પાટીલોનાં ડહાપણનો આ સરવાળો છે. જેઓ આ પત્ર નિયમિત રીતે વાંચતા હશે તેઓ એ તરતજ જોઇ શકયા હશે કે વિચારોનો આ શંભુમેળો શાસ્ત્રીય વિચારસરણીની ઉની આંચ એક મીનીટને માટે પણ જીરવી શકે તેમ નથી. આ વિચારોનું ખંડન આ પત્રનાં પાનાંઓ પર અનેક વખત થયું છે, છતાં ગાંધીવાદના પક્ષકારો તેમની વિરૂદ્ધમાં કરવામાં આવતી દલીલોનો જરાપણ વિચાર કર્યા વિના અથવા તેમનો જવાબ આપવાનો પ્રયત્ન કર્યા વિના આ ને આ સડેલા વિચારો હઝાર વખત આગળ ધરવામાં જરાએ શરમ કે સંકોચ અનુભવતા નથી, એટલે એક વધુ વખતને માટે તેનો જવાબ વાળ્યા વિના પણ છુટકો નથી.

**સામ્યવાદનાં** સાહિત્યને નજર સામે પડેલું જોઇને ગાંધીજીની ઉદારતા ઉશ્કેરાઈ જાય છે અને તેઓ કહે છે કે, સામ્યવાદીઓ માગે છે તેમ ઉત્પાદનનાં સાધનો ભલે આમવર્ગને આપી દઇએ પરંતુ એ વિચાર આવતાં જ એમની ઉદારતાની વૃત્તિ કરતાં દયાની વૃત્તિ વધારે સબળ બની જાય છે. તેઓને સમજાઇ જાય છે કે એ આપી દેવામાં આમવર્ગને પોતાને ભારે નુકશાન છે. સ્થાપિત હિતોના સ્વામીઓના અબુજ છતાં પૂજ્ય ગણાવાને લીધે અસામાન્ય વગ ધરાવતા આધ્યાત્મિક આડત્યાઓની આ મનોદશા કેટલી દયાજનક છે? કાં તો તેઓ ઇરાદાપૂર્વકના ઠગો છે અને કાં તેમનું અજ્ઞાન અત્યંત દયાજનક છે.

"મૂઢના હાથમાં શસ્ત્ર આપશું તો તે પોતાનેજ પછાડશે અને નુકશાન કરશે," ગાંધીજી કહે છે. શસ્ત્રનો અર્થ અહિં ઉત્પાદનનાં સાધનો કહે છે એવાની ભાગ્યેજ જરૂર છે. છતાં બન્ને અર્થમાં તેને ઘટાવી જોઇશું. ઉત્પાદનનાં સાધનો આમવર્ગના હાથમાં મુકીશું તો તેઓ તેનો સદુપયોગ નહિ કરી શકે એમ માનવાને માટે ગાંધીજી પાસે શો આધાર છે? એમને એ ખ્યાલ નથી રહ્યો જણાતો કે એ સાધનોનો ઉપયોગ તો આજે પણ આમવર્ગજ કરે છે. અને એ ઉપયોગમાં તેણે તે સાધનો કદી વેડફી નાખ્યાં હોય એવું જાણમાં નથી. એક જ મોટામાં મોટો દાખલો લઇએ. હિન્દુસ્તાનમાં ૭૦ ટકા વસ્તી ખેતી પર નભનારા માણસોની છે તેથી એ દાખલો વધારે બંધબેસતો થશે. માની લો કે આવતી કાલે–સામ્યવાદીઓ માગે છે તેમ–જમીનની માલેકી ખેડુતોને સોંપી દઇએ, તો શું ખેડુતો ખેતી કરવાનું માંડી વાળશે? કે પોતાનાં હળો અને સાંતીઓ ભાંગીને બાળી નાખશે? પોતાના બળદોને ભૂખે મારશે. કે તેમને કાપીને ખાઇ જશે? ગાંધીજીએ આમ નક્કરપણે વિચાર કરી જોયો હોત તો પોતાની દલીલોની મૂર્ખતા એમને આપોઆપ સમજાઇ જાત. ખેડુત પોતાનાં ખેતરનો સંપૂર્ણપણે માલીક બને તો શું તે ખેડ પાછળ ઓછું ધ્યાન આપશે? અથવા તૈયાર

થએલા દાણાને બાળી નાખશે? તેથી ઉલ્ટાનું સામાન્ય અક્કલ તો એમ જ કહે છે કે એ ખેતરનો પોતેજ કાયમી માલીક છે, તેમાંથી જે ઉત્પન્ન થશે એ પોતાનું જ છે એવી ખાત્રી થતાં તે બમણા ઉત્સાહથી કામ કરશે. અને કુદરતી રીતે જ પોતાને જરૂરીઆત હોય એટલો માલ પોતાની પાસે રાખી બાકીનો માલ બજારમાં સારામાં સારા ભાવે વેંચી નાખશે.

આમવર્ગના હાથમાં ઉત્પાદનનાં સાધનો મૂકી દેવાથી ૭૦ ટકા ભાગ માટે તો આવું પરિણામ આવશે એમ સામાન્ય બુદ્ધિ કહે છે. ખેડુતોને જમીનની માલેકી સોંપી દેવાથી તેને પોતાને કઈ રીતે નુકશાન થશે એ બતાવી આપવાને હું સઘળાએ ગાંધીવાદીઓને ચેલેન્જ આપું છું. અને ખાસ કરીને માર્કસવાદ વિરૂદ્ધ ગાંધીવાદની હિમાયત કરનાર પેલા બહુબોલા મી૦ પાટીલને આ સવાલનો જવાબ આપવાને નોતરૂં છું.

પરંતુ જ્યારે ગાંધીજી ઉપર જણાવી તેવી દલીલો કરતા હતા ત્યારે તેમના ધ્યાનમાં આ ખેડુતોનો બહુવ્યાપક મુદ્દો રહ્યો જ નહોતો. એમનું ધ્યાન હતું ઔદ્યોગિક શ્રમજીવિઓ તરફ એમ હું માનું છું. એટલે –Land to the peasants–જમીન ખેડુતોને આપી દો પછી–Factories to the workers–કામદારોને કારખાનાં આપી દો–એવી સામ્યવાદીઓની જે બીજી માગણી છે અને જેના સંબંધી ગાંધીજી ખાસ મુશ્કેલી અનુભવતા હોય એમ જણાય છે તેના તરફ વળીએ.

આ સંબંધી ગાંધીજી અને એમના જેવી મુશ્કેલી અનુભવનાર પરોપકારી જીવોએ એ યાદ રાખવાની જરૂર છે કે આજે કારખાનાંઓ કામદારોજ ચલાવે છે. કારખાનાંઓમાં કામ કરતા એન્જીનીઅરો વગેરે ટેકનીસ્યનો વગેરે માલીકો નહિ પણ વધુ રોજી મેળવતા શ્રમજીવિઓ જ છે. તેવી જ રીતે કાચો માલ મગાવવાની અને તૈયાર માલ વેંચવાની વ્યવસ્થા કરનારા માણસો પણ ઉપલા કે નીચલા મધ્યમ વર્ગના મહેતાઓ અને મુનીમો પણ માલીકો નથી. માલીકો છે તે તો આ બધાની મહેનતને રોકી તેમાંથી નફો હોઇયાં કરી જનારા જ છે. જો આ જ વાસ્તવિક સ્થિતિ છે તો એ સ્થિતિ નિભાવવામાં કામદારોને શો વાંધો આવવાનો છે? આજે આ બધાની નીમણુંકો કરવાનું જે કામ માલીકો કરે છે તેજ કામ કામદારોની એક સમિતિ શા માટે નહિ કરી શકે? શ્રીમંત માલીકોના નબીરાઓ કામદારો કરતાં વધારે અક્કલવાળા છે એમ માનવાને શું કારણ છે? અને જો એ કમઅક્કલ શ્રીમંતો બુદ્ધિમાન કારકુનો અને એન્જીનીઅરોની સેવાઓ રોકી શકે છે તો કામદારો શા માટે નહિ રોકી શકે? જો એ બુદ્ધિજીવીઓ આજે મૂડીદારોની સેવાઓ સ્વીકારે છે તો કાલે કામદારોની સેવા શા માટે નહિ સ્વીકારે?

અને હવે શસ્ત્રોની પણ વાત કરીએ. મૂડીવાદી સત્તાઓએ છેલ્લું યુદ્ધ જગાવ્યું ત્યારે આ આખાં યુદ્ધમાં શસ્ત્રોનો ઉપયોગ કરનાર કયા તાલેવરો હતા? એમાં સામસામાં માથાં વધેરનાર બધાએ ખેડુતો અને કામદારોના છોકરાઓ જ હતા. એમાંથી કોઇએ પોતાની તોપો પોતાના પર ફેરવ્યાના દાખલા જાણીતા નથી.

પરંતુ આ તો બધી પોતાનું મન મનાવવાને માટે આણેલી દલીલો છે, જગતમાં જ્ઞાની અને મૂઢના ભેદ સદા રહે-

વાનાં છે એવી સામાન્ય દલીલ કરીને માનવતાના લગભગ નેવું ટકા જેટલો શ્રમજીવિ ભાગ મૂઢ અને માલીકોના દસ ટકા ભાગ સદાએ જ્ઞાની છે એવી રજુ કરવામાં આવતી બેવકુફીભરી દલીલમાં વજુદ કંઈજ નથી. માત્ર એ એ દલીલ કરેનારનાં હડહડતાં ઉજળીઆત –bourgeois–માનસનો જ પરિચય આપે છે.

આ આખીએ દલીલમાં કંઈ સાર જેવું હોય તો તે એટલુંજ છે કે આજે આમ જનતામાં કેળવણીનો અભાવ છે. પણ જ્યાં સુધી અત્યારની વ્યવસ્થા કાયમ રહેવાની ત્યાં સુધી એ અભાવ પણ કાયમ રહેવાનો. જ્યાં સુધી કેળવાએલા ન હોય ત્યાં સુધી ઉત્પાદનનાં સાધનો શ્રમજીવિઓના હાથમાં સોંપાય નહિ અને જ્યાં સુધી એ સોંપાય નહિ ત્યાં સુધી શ્રમજીવિઓ માટે જરૂરી કેળવણી મેળવવાનો કોઈ આરો નથી. આમ ચકાવામાં ફરતી આ સગવડભરી દલીલનો આશ્રય તો માત્ર સ્થાપિત સત્તાના શાગીર્દોજ લે. હિન્દી પ્રજા સ્વવહિવટને માટે લાયક નથી માટે તેને સ્વરાજ ન આપી શકાય અને જ્યાં સુધી સ્વરાજ નથી ત્યાં સુધી સ્વવહિવટનો અનુભવ તેઓ કદી મેળવી શકે એમ નથી. આવી સરકારી આડત્યાઓની દલીલ સામે ગાંધીજી અને એમના મુરીદો લાલપીળા થઇ જાય છે અને અમને ભૂલો કરીને પણ શીખવાનો હક્ક છે એવી વાતો કરવા માંડે છે, પણ એજ ગાંધીજી અને એમના મુરીદો શ્રમજીવીઓ સામે એજ દલીલ કરવાંમાં નથી શરમ કે નથી સંકોચ અનુભવતા. પૂછ્યા વિના રહી શકાતું નથી કે આ આત્મવંચના છે કે દંભ છે?

આને આ બધી દલીલો સોવીએટ રશીઆનો દાખલો નજર સામે હોવા છતાં કરવાની હિંમત ગાંધીજી કરે છે ત્યારે તો હદ થાય છે. પોતાની એ બધીએ પાનાંના મહેલ જેવી દલીલબાજીનો જવાબ સોવિએટ રશીઆનો એકજ દાખલો આપીને ઉડાવી દેવામાં આવશે એમ સમજી જઇને ગાંધીજી કહે છે કે રશીઆમાં તો હજી અખતરો થઇ રહ્યો છે. તેઓ માને છે કે આમ એક વાક્ય ફેંકી દીધાથી એ દલીલનો નાશ થઇ જશે. કેવી બાલીશ એ માન્યતા છે? એને અખતરો ગણવામાં આવે તો પણ એ અખતરાની દશામાં યે અત્યાર સુધીમાં શાં પરીણામો આવ્યાં છે તેની ગાંધીજીને કંઈ ખબર છે ખરી? ત્યાં આગળ આજે નિરક્ષરતા જેવી ચીજ રહેવા પામી નથી એ વાતની નોંધ ગાંધીજીએ લીધી છે ખરી? ત્યાં આખીએ માનવતાનાં જીવનનું ધોરણ ૭૦ ટકા જેટલું સુધર્યું છે એ વાતનો એમને ખ્યાલ છે ખરો? એક દસ વર્ષના ગાળામાં એ દેશે જે ઔદ્યોગિક પ્રગતિ સાધી છે તે પશ્ચિમના ભલભલા ઉદ્યોગપ્રધાન દેશોને આંજી નાખે છે એ વાતની નોંધ ગાંધીજીએ લીધી છે ખરી? રશીઆમાં શ્રમજીવીઓ તેમના હાથમાં રહેલાં ઉત્પાદનનાં સાધનોનો સારો ઉપયોગ નથી કરતા એમ માનવાને ગાંધીજી પાસે શું કારણ છે? સોવિએટ રશીઆએ અત્યાર સુધીમાંજ જે સાધી લીધું છે તે અખતરોજ મનાતો હોય તો એવા અખતરાને અભિનંદવા દુનીઆના કોઇપણ દેશના શ્રમજીવીઓ જરૂર તૈયાર થશે. તૈયાર નહિ થાય–અથવા તેની મશ્કરી કે અવગણના કરશે માત્ર શ્રમજીવિ વર્ગના દુશ્મનો–ખુલ્લા કે છુપા. એ અખતરા તરફ અણગમો દાખવે છે ગાંધીજી જેવા માણસો, કેમકે તેમના

તરંગી અખતરાઓ પાછળ માનવોની શક્તિ વેડફી નાખવાની અને તેમની સામાન્ય બુદ્ધિને કલુષિત કરવાની સગવડ શ્રમજીવિઓને એ રાજ્યમાં મળતી નથી.

રશીઆ સામે ગાંધીજીનો બીજો વાંધો તો એ જણાય છે કે ત્યાં યે હજી પશુબળ વિના એમને આરો આજે દેખાતો નથી. એ આરો નથી દેખાતો અને હજુ ઘણાએ વર્ષો સુધી નહિ દેખાય, કેમકે સોવિએટના સંચાલકો ધાર્મિક શેખચલ્લીઓ નથી. તેઓ જાણે છે કે માણસ પશુથી કંઇક વિશેષ છે, પણ પશુ તો છેજ. અને એ પશુની અંદરના અને બહારના પશુ સામે રક્ષા કરવામાં ન આવે તો તેની પશુતા કદી નિર્ભય બનવાની નથી. અને એ નિર્ભય ન બને ત્યાં સુધી તેની પોતાની પશુતા સજીવન જ રહેવાની. એ નિર્ભયતા આણવા માટે કાંટો કાઢવા માટે જેમ કાંટાનો ઉપયોગ કરવો જોઇએ તેમ પશુબળનો ઉપયોગ કરવો જ રહ્યો. જે સંયોગો વચ્ચે પશુબળનો આશ્રય લીધા વિના માનવજીવન તો એક બાજુ રહ્યું પણ તન્દુરસ્ત પશુજીવન પણ જીવવાનું શક્ય ન હોય તે સંયોગો જેમના તેમ ઉભા હોય છતાં પશુબળ નહિ વાપરવાની હિમાયત કરવી એ તો અદ્રશ્ય પશુબળ—સરકારી લશ્કર, પોલીસખાતું અદાલતો વગેરે—ની મદદથી અમનચમનપૂર્વક જીવતા કેટલાક તરંગીઓને જ સુઝે. સર્જનના કાળથી પશુબળનો ઉપયોગ કરીને જીવવાને ટેવાએલ માનવતાનો અમુક ભાગ જ્યારે સત્તા મેળવવા તૈયાર થાય ત્યારે તેમના અમલમાં પણ અહિંસાની આણ તરતજ નહિ સ્થાપી શકાય એમ કહીને તેમનો વિરોધ કરવો એ સ્થાપિત સત્તાના આડત્યાઓનું જ કામ છે.

ગાંધીજી કહે છે કે જ્યાં જ્યાં સામ્યવાદના ઉતાવળા પ્રયત્નો થયા છે ત્યાં ઉલ્ટાં પરિણામ આવ્યાં છે અને આપણે હતા તેના કરતાં કેટલાયે જમાના પાછળ પડયાં છીએ.

આ નરી ગપ છે. પહેલાં તો એક સોવિએટ રશીઆ સિવાય સમાજવાદને વ્યવહારમાં આણવાનો ક્યાંય પ્રયત્ન થયો જ નથી. અને રશીઆમાં લોકો કઇ રીતે પાછા પડયા છે તે બતાવવાની ગાંધીજી *કે એમના મુરીદોમાંનો કોઇ તસ્દી લેશે?* એમની આ બોલવાની રીત કંટાળાજનક રીતે અસ્પષ્ટ—બધા ગાંધીવાદીઓનાં લક્ષણ રૂપ બની રહેલી—છે. એમણે કહેવું જોઇતું હતું કે જ્યાં જ્યાં સામ્યવાદી પક્ષોની સરદારી નીચે લોકોએ રાજ્યસત્તા હાથ કરી લેવાને પ્રયત્નો કર્યા છે ત્યાં ત્યાં તેઓ નિષ્ફળ ગયા છે અને પરિણામ એ આવ્યું છે કે લોકશાસન ધોવાઇ ગયું છે અને સરમુખત્યારીઓ સ્થપાઇ છે. હવે લોકશાસનની જગ્યાએ સરમુખત્યારી સ્થપાય એ શાસનનાં સ્વરૂપની દ્રષ્ટિએ પીછેહઠ જરૂર છે, પરંતુ એ યાદ રાખવું જોઇએ કે મૂડીવાદનું લોકશાસન એ માત્ર રાજકીય લોકશાસન હોઇ લોકશાસનની એક ભ્રમણા માત્રજ હતું. વાસ્તવિક રીતે તો એ મૂડીવાદી વર્ગની સરમુખત્યારી હતી. એ સરમુખત્યારી અત્યાર સુધી ગુપ્ત હતી. હવે તે પ્રગટ થાય છે એટલો જ તફાવત છે. અલબત્ત, તેનાથી પોતાનું પ્રચારકાર્ય કરવાની જે તક શ્રમજીવીઓને પહેલાં મળતી તે લગભગ ધોવાઇ જાય છે—આજે હિન્દમાં છે તેવી સ્થિતિ ત્યાં બની રહે છે—બાકી ઘણાએ જમાના પાછાં પડવાની વાતમાં કંઇ જ માલ નથી. પાછા તો ત્યારે જ પડાશે કે જ્યારે વિજ્ઞાનનો ઉપયોગ

પડતો મૂકીને ચરખાની હિમાયત કરવામાં આવશે. જુદી જુદી સરમુખત્યારીઓ અમુક વખતને માટે શ્રમજીવિઓનાં જીવનના ધોરણ પર પણ ભલે કાપ મૂકે પણ ઉત્પાદન અને તેમાંથી નફો ઉત્પન્ન થાય એટલો ભાવ આપીને ખરીદવાની જનતાની શક્તિ વચ્ચે જે તફાવત રહેવાનો છે તે વહેલો મોડો મૂડીવાદનો માચડો જમીનદોસ્ત કર્યા વિના રહેવાનો નથી. એવું પરિણામ આવે કાં તો આંતરરાષ્ટ્રીય યુદ્ધમાં અને કાં આંતરવિગ્રહોમાં. બન્નેમાં અંતે શ્રમજીવીઓને લાભ થવાનો છે. ઘણા જમાના પાછા તો આપણે ચરખા અને એવાં કાળબળોએ મારી નાખેલાં બીજાં સાધનોની હિમાયત કરવાથી જ પડીએ. ફેસીસ્ટ સરમુખત્યારીઓમાં શ્રમજીવિઓનો થોડા વખતને માટે પરાજય છે અને મૂડીવાદીઓની નબળાઇ છે. મરવા પડેલા મૂડીવાદે લીધેલું એ ઇન્જેકશન છે. એમાં "ઘણાયે જમાના પાછા પડવા"ની વાત નથી

આ જાતની ચર્ચામાં વર્ણાશ્રમની વાતને કયાં સ્થાન હતું ? પણ ગાંધીવાદી વિચારકો મરજી પડે તે વસ્તુ ગમે ત્યાં લાવી શકે છે કમકે તર્કશાસ્ત્રનાં બંધનો તેઓ સ્વીકારતા નથી. હવે એમ માનો કે તે જમાનાને માટે વર્ણાશ્રમની વ્યવસ્થા આદર્શ હતી પણ તે શું ત્રિકાલાબાધિત આદર્શ છે ? અને જો તેમ હતું તો શા માટે પડતી મૂકાઇ? અને માનો કે ગાંધીજી પોતે એમ માને છે કે આ વ્યવસ્થા આજે પણ ફરી સ્થાપવામાં આવે તો માનવતાનાં બધાંએ દુખદર્દો માટે રામબાણ ઇલાજ રૂપ માલુમ પડે તો શા માટે તેઓ તેની હિમાયત કરવા લાગતા નથી ? "એક વર્ષમાં સ્વરાજ" અને "સુતરને તાંતણે સ્વરાજ" એવાં સંગ્રામસૂત્રો આગળ ધરવાને બદલે "વર્ણાશ્રમની પુનર્વ્યવસ્થામાં સ્વરાજ" નું સૂત્ર શા માટે તેઓ આગળ ધરતા નથી ? અને હસવા જેવી વાત તો એ છે કે એ જ વર્ણવ્યવસ્થાનાં પાપ અસ્પૃશ્યતાને જ ધોવા માટે ગાંધીજી આજે અવળા પણ ભગીરથ પ્રયત્નો કરી રહ્યા છે તેજ વર્ણવ્યવસ્થાની હિમાયત કરવામાં એમને જરાએ શરમ આવતી નથી.

સ્થાપિત હિતોના પરમ રક્ષકને છાજે એવી આ મનોદશા ધરાનાર ગાંધીજી શ્રી. નરહરિ પરીખ સાથે ગુજરાતના કાર્યકરોને એવો સંદેશો મોકલાવે કે ચરખાની નિરર્થકતામાંજ ડુબી રહેજો કારણ કે હિંદને સ્વીકાર્ય થઇ શકે એવો સમાજવાદ ચરખાનાં ગુંજનમાં જ ઓતપ્રોત થઇ ગયો છે તેમાં કાંઇ નવાઇ ખરી ? હિંદુઓના પંડીતોની માફક ગમે તે શબ્દને પોતાનાજ અર્થમાં વાપરીને તેના સામાન્ય અર્થને કલુષિત બનાવી દેવાની અને એવી રીતે વિકૃત બનાવેલા શબ્દનો લાભ લઇને પ્રગતિશાળીમાં ખપવાની બુરી આદત ગાંધીજીને પડી ગઇ છે, એટલે જવાબદાર રાજતંત્રના અર્થમાં સંપૂર્ણ સ્વતંત્રતાનો શબ્દવ્યભિચાર તેઓ કરતા હતા તેજ રીતે સમાજવાદ શબ્દનો ઉપયોગ તેઓ કરવા માંડશે. વાસ્તવિક રીતે તો એમનાં રામરાજ્યનું ભૂત એમનાં મગજમાંથી કદિ પણ દૂર થવાનું નથી.

આ સ્થિતિમાં ગુજરાતના જુવાન કાર્યકરો અને ખાસ કરીને સમાજવાદીઓએ સાવધાન રહેવાની ખાસ જરૂર છે. તેઓને એ ભાગ્યેજ જણાવવાની જરૂર છે કે આ બધી મુર્ખાઇભરી વાતો છે. તેમાં નક્કર અર્થ કે વ્યવહારૂતા જેવું કશું જ નથી. ગાંધીજીનો સમાજવાદ હવામાં અદ્ધર લટકતો એક ધાર્મિક ભેજાનો તરંગ માત્ર છે; અને ચરખાનો કાર્યક્રમ નથી રાજકીય, નથી પ્રગતિશીલ આર્થિક કે નથી સમાજસુધારાનો. એટલે એ લોકોએ તો પોતાની સંખ્યા ગમે તેટલી નાની હોય તોપણ આ નિર્ભેળ મૂર્ખતા સામે અવાજ ઉચકવો જ રહ્યો. ગાંધીવાદીઓની વગ અને ચાલબાજીને લીધે મહાસભાનાં મંડળોમાં તેઓ અગત્યનાં સ્થાન ભલે ન મેળવી શકે, તેમનો અવાજ ભલે એકલો અને દુર્બળ રહે, પણ એ અવાજને દબાવા ન દેવો એ આજે એમની ઐતિહાસીક ફરજ છે. એ ફરજ તેઓ ચુકશે તો હિંદને હજુ વધુ અધોગતિનો અનુભવ કર્યા વિના છુટકો નથી.

એક પ્રવેશી નાટિકા. લે. પ્રિયવદન બક્ષી.

# પડદા પાછળ

પાત્રો:

રંજન } ધનવાન ભાઇબ્હેન
બિન્દુભાઇ }

શીદ:-બિન્દુનો કારભારી.

બદુક:-રંજનનો મિત્ર, સુધારક પ્રવૃત્તિનો રસિયો.

સ્થળ:-રંજનનો વાંચન ખંડ.

[રંજન હારમોનીયમ પર હાથ ચલાવતી ગાય છે ભાવોને દર્શાવતું ગીત ઉપડયું છે.]

વંદન કીધાં, બંધન લીધાં,
જન્મમૃત્યુની બાંધી પાજ,
જીવન ઝુલાવ્યાં, સ્નેહી ફુલાવ્યાં,
તો યે શેઠ તમે નારાજ.

પલ પલ ધરીએ છેલ્લી આશ,

પ્રભુ ખાતર મરવા દો આજ.

[ગાયન અટકે છે. બિન્દુભાઇ પ્રવેશે છે.]

બિન્દુ:-રંજન!

રંજન:-[ડરતી ડરતી] કેમ?

બિન્દુ:-પેલો અહિં શો કચકચાટ કરતો હતો?

રંજન:-કંઇ નહિ.

બિન્દુ:-એ નહિ ચાલે! એ તો નાગો છે. નોકરીમાંથી નીકળ્યા એટલે નેતા થયા. પાડયા ત્યારે નમસ્કાર.

રંજન:-તેમાં આપણે શું?

બિન્દુ:-કેમ આપણે શું? નવરા, બદમાશો! બોલ, તને શાની ચોપડી આપી ગયો છે?

રંજન:-કશાની નહિ!

બિન્દુ:-નહિ? [જરા આગળ ધસી] આ ઘરમાંથી બ્હાર નીકળવું પડશે! સામ્યવાદી થવા નીકળ્યાં મોટાં! [તિરસ્કારભર્યું હસીને,] એને મોટાને પૂછજે કે તારા બાપે કે દાદાએ હડતાળનું મોં ન્યુંયું હતું?

રંજન:-તેમાં મને શું કહો છો?

બિન્દુ:-[ભવાં ચઢાવી] તુંજ બદમાસ છે. એ તને ચોપડી આપી ગયો છે. મને દત્તુએ કહ્યું છે. દત્તુએ ચોપડી દીઠી છે. ચાલ આપે છે કે નહિ?

રંજન:-આપી હોય તો આપુંને?

બિન્દુ:-નથી આપી? રંજન. તને ભણાવી શા માટે? આવાં ઘરનાં મુળ ખોદવા? ધંધો કરવા બેઠા છીએ, હજામત નહિ. આ ધંધો ન કર્યો હોત તો હાર-

મોતીયમ ને મોટરગાડી શાનાં હોત? એ ગધેડાઓને તો તોફાનના ધંધા સુજ્યા છે.

રંજન:–તમે ફોકટ જક કરો છો. એ તો મને સભાનું કહેવા આવ્યો હતો.

બિન્દુ:–સભા? પેલો એનો બાપ તરફડી મુઓ તેની સભા?

રંજન:–મોટાભાઇ, તમેય ખરા છો! કાલે માનેને! મોંઢે તો સારૂં સારૂં બોલતા હતા.

બિન્દુ:–તને તેની ખબર જ ક્યાં છે. એ તો ધંધાની બાબતો છે. પારકાં છોકરાંને જતી કરાય આપણાં ને નહિ. આવી ચાંપલી ન થઇશ.

રંજન:–ચાંપલી ક્યાં થાઉં છું પણ...

બિન્દુ:–એ બધું હું ન જાણું. એ બદમાસ જોડે જો બોલી છે તો.....

[નોકર આવતાં વાક્ય અધુરૂં રહી જાય છે.]

નોકર:–શીંધે સાહેબ આલા આહે.

બિન્દુ:–જા, બોલવ.

[નોકર જાય છે. રંજન જરા સાડી સંકોરે છે. સીંદેને લેવા બિન્દુ સામો જાય છે.]

[શીંદે અને બિન્દુ પ્રવેશે છે.]

બિન્દુ:–ચાલો તમે વખત સર આવ્યા.

શીંદે:–મને વખતની ઘણીજ કિંમત છે. આપણા દેશી લોકો......

[કહેવત જેવું થઈ પડેલું વાક્ય વચ્ચેથી તોડતાં]

બિન્દુ:–રંજન, ચ્હા બનાવ તો.

[રંજન જાય છે.]

શીંદે:–બિન્દુભાઈ! આ કોણ? આપનાં સીસ્ટર, કેમ?

બિન્દુ:–જી હા; ગઈ સાલજ મેટ્રિક થઇ. હાલ કોલેજમાં છે. જરા સ્પોર્ટ્સમેન સ્પીરીટવાળી છે.

શીંદે:–સારૂં, એવું તો જોઇએ (ગંભીર બની) હાં, પણ બિન્દુલાલ, આજે મુનીમોમાં ચકચાર થઈ હતી કે આટલા મોટા નવાયુગના વિચારોવાળા છે તો હડતાળને દહાડે રજા કેમ દેતા નથી? રાષ્ટ્રિય તહેવારો ઓફીસમાં કેમ ન પળાવા જોઇએ?

બિન્દુ:–કેમ રેગ્ઝ.

(જરા શાન્ત રહી) મી૦ શીંદે આપણી કાયદાબાજી આપણને જ વચ્ચે નડે છે. વાંધો નહિ. એ લોકો આપણને પૂછ્યા વિના ગેરહાજર રહે ત્યારે વાત.

શીંદે:–બરોબર.

[રંજન ચ્હા લાવે છે. બંને જણ ઉંડા વિચારમાં પડી જાય છે. રંજન બાજુ પર ઉભી રહે છે.]

શીંદે:–(ચહા પીતાં પીતાં)

અત્યારે સભામાં જવું પડશે ને?

બિન્દુ:–હાસ્તો, કાકા કહીનેસ્તો. ને કૈં બોયકોટનો ઠરાવ થશે, તો સહિ પણ કરવી પડશે.

[રંજનની આંખો ચમકે છે. વચ્ચે બોલી ઉઠે છે.]

રંજન:–બિન્દુભાઈ! હું પણ આવું તો?

[બિન્દુભાઇનો છુપો અનુગમો બહાર આવવા યત્ન કરે છે. શીંદેની હાજરી તેને પ્રગટ થવા દેતી નથી. જરા ગુંચવામણને અન્તે શબ્દો બ્હાર પડે છે.]

આવજે!

શીરૂદ:-ચાલાક છોકરી લાગે છે. તારું નામ શું બ્હેન?

રંજન:-રંજન!

શીરૂદ:-Beautiful, કેવું સરસ!

[બિન્દુને સુધારો ગમે છે પણ આ વખતે ખમાતો નથી. આંખને આડી કરી રંજનને જવા સૂચવે છે. રંજન તેને પૂરેપુરું માન ન આપતાં બાજુ પર ઉભી રહે છે.]

શીરૂદ:-બિન્દુલાલ, એક બીજી વાત. હરિજન પ્રવૃત્તિવાળા ફંડ માટે પેઢી પર આવ્યા હતા.

બિન્દુ:-તે પછી?

શીરૂદ:-પચીસ રૂપિયા આપ્યા વળી. બીજું શું કરે? કાલના છાપામાં નામ આવશે.

બિન્દુ:-(ચીઢાઈને) આ લોકો ફોગટનો જીવ ખાય છે. ને એમને ન માનીએ તો આપણને ખોટ જાય છે. વાંધો નહિ. પચીસના પચાસ આપ્યા હોત તોયે શું? કીચના ઝાડને હલાવીને ક્યાં જવું? ઠીક, ત્યારે આપણે તૈયાર થઈએ. આપણો વખત થયો છે પાછા મોડા પડીશું કે!

શીરૂદ:-(ઉભા થતાં થતાં) હા, હા, મોડા ન પડાય. મારે તો ત્યાં બોલવાનું છે.

બિન્દુ:-(હસીને) લ્યો, તમે ક્યારના વક્તા થયા? આ કાલ સુધી તો 'મેં ખાધું હોતું" બોલતા હતા તે આજે શું બોલવાના છો?

શીરૂદ:-(નફ્ફટ હાસ્ય કરી) હેં હું હેં કે હિંદમાં આર્થિક ક્રાન્તિની જરૂર છે (ઉતાવળ કરતાં) ચાલો, ચાલો, મોટરમાં બધું ગોખ્યું છે તે કહી સંભળાવીશ.

[બંને જણ જાય છે. રંજન એકલી પડે છે.]

રંજન:-[બારી આગળ કેટલીક વાર સુધી વિચારમૂઢ ઉભી રહી] ગયા. દુનિયામાં જીવવાનો આ રસ્તો મને તો બહુ અદ્ભુત લાગે છે.

[પાછી આવી ખુરશી પર બેસે છે. સ્વગત.]

[બિન્દુભાઈને કોના જેવા કહું? બધામાં સારૂં દેખાડે ને પોતાનો સ્વાર્થ સાધે, વાંધો નહિં. બટુક કહે છે તેમ એ વધુ વખત ટકે તેમ નથી લાગતું. ક્રાંતિ થતાં પહેલાં આવી તૈયારી થવી જોઇએ.

ને એમાં આપણને શું? એ ન માનતા હોય તેથી શું એ પ્રવૃત્તિને વેગ નહિં મળે? છતાંયે ન માને કે માને, એ પ્રવૃત્તિ એમનાથી પોષાય તો છે જ. ભલેને મનથી ધિક્કારે. ભલે મુનીમોના દંડ થાય, પણ ક્રાંતિની લોભે વેરેલા પૈસા દલિતોને રોટલા દેવાના જ છે.

[ટેબલ પરથી એક ચોપાનિયું લઈ તેમાં જુવે છે. પાછળથી બટુક પ્રવેશે છે.]

બટુક:-રંજન!

રંજન:-[ચમકીને પાછળ જોતાં બટુકને દેખી] કેમ, તું આવી પહોંચ્યો!

બટુક:-હા, ને તને જુલાબ મળ્યો કે!

રંજન:-તમને કોણે કહ્યું?

બટુકઃ-દત્તુએ: કાલે મારી પાસે રૂપિયો માગ્યો હતો તે મેં ન આપ્યો એટલે આજે વાત ફોડી દીધી. અત્યારે આપ્યો એટલે હવે મારો જાસુસ બની ગયો.

રંજનઃ-[ચીઢાઈને રોષમાં] કહેવા દે મારા મોટાભાઇને. એને નોકરીમાંથી જ કઢાવું. તમારે બદલે કોઇ બીજો હોય તો ?

બટુકઃ-ના, રંજન, મારે ખાતર. એ દગો નથી દેતો એની દશા દગો દે છે. તમારા આપેલા પગારમાં એનું પેટ ભરાય છે એમ તમે માનો છો ?

રંજનઃ-[સ્વગત] મોટાનાં ઘર પણ ફૂટેલાં, ભીંતને યે કાન હોય. [પ્રગટ] બટુક, ભાષણનો વખત થઇ ગયો, આજે શી દેકાકા ભાષણ આપનાર છે. મેં તો એમને આજે જ જોયા.

બટુકઃ-સારૂં ચાલ, કદાચ મોડાં પડીશું.

રંજનઃ-હું કયાં તૈયાર નથી ?

[બંને જાય છે. ઓરડો ખાલી પડે છે.]

[સમાપ્ત.]

---

# ઇસુનું વર્ષ

# ૧૯૩૬

## અંધારાં ભાવિ પર પ્રકાશ

### ફેંકનાર

યુરોપનાં રાજકારણમાં રસ ધરાવનારાઓ મક્કમ રીતે માને છે કે ૧૯૩૬ નું વર્ષ એ જગત માટે કટોકટીનું વર્ષ છે ! આ એક આકાશલક્ષી આત્માની નિરર્થક કલ્પના નથી. કે ગભરાટ ફેલાવવાના એક માત્ર ઉદ્દેશથી પ્રસરાવેલી માન્યતા નથી. કંઇક ચોક્કસ આધારભૂત હકીકત ઉપર આ માન્યતા ઉભી થઇ છે. અને ભાવિ કદાચ એવું ભયંકર ન હોય એવી આપણે આશા રાખવા યત્ન કરીએ પણ તેમ કરવું એ વાસ્તવિકતા સામે આંખમિંચામણા કરવા બરાબર છે!

### જાપાન તરફ જુવો

મંચુરીયા ઉપર જાપાની સ્વામિત્વ સ્થાપ્યા પછી તે શાંત બનીને બેઠું છે એમ બહારથી જણાય છે પણ જેઓ મંચુરીયા ઉપર ચીવટભરી નજર નાંખી રહ્યા છે તેઓ જણાવે છે કે આ કમનસીબ પ્રદેશમાં અત્યારે ભાવિ સંગ્રામની પુરપાટ તૈયારીઓ થઇ રહી છે. ફ્રાંસ જેવડા આ વિશાળ દેશમાં તેઓ હવાઇ મથકો સ્થાપી રહ્યા છે. સુર્ય ઉગે છે અને જાપાની પલ્ટનો મંચુરીયામાં કાયમી છાવણીઓ નાખતી જાય છે. આસ્તે આસ્તે જગતનું ભાવિ પાણીપત તૈયાર થઇ રહ્યું છે. મંચુરીયાનાં મેદાનો એ આવતા જંગનાં વરદુન અને સોમ્મે છે એ વસ્તુની તો દરેક અખબારનવેશે આગાહિ કરી છે. એટલુંજ નહીં પણ મંચુરીયા પ્રદેશને ભાવિ રણક્ષેત્ર બનાવી જાપાનીઓ પોતાના દેશનાં શહેરોને બચાવવા ઇચ્છે છે.

જાપાન પણ સારી રીતે જાણે છે કે રશીયા સાથે મુકાબલો કરવો એ કંઇ બાળકોની રમત નથી. અને આ મુકાબલો મુખ્યત્વે હવાઇ માર્ગેએ થનાર હોવાથી જાપાનના શહેરોને સૌથી મ્હોટું જોખમ છે. મુખ્યત્વે કાગળ અને લાકડાનાં બનાવેલાં આ શહેરો બોંબના એકજ ધડાકાથી સળગી ઉઠે તેમ છે.

## સર્ચલાઇટ

આ પરિસ્થિતિમાં જાપાન ભાવિ યુધ્ધની તૈયારી કરી રહ્યું છે અને આથી જ જાપાનથી અતિ આઘે આઘે તેઓ રણમેદાન બનાવવા ઇચ્છે છે.

તેમજ આ શહેરો ઉપર હવાઈ હુમલો થાય તો શું કરવું તે વિષે ખાનગી મંત્રણાઓ ચાલી રહેલી છે. હવાઇ હુમલા વખતે શું કરવું તેની સુચનાઓ જાપાની શહેરીઓને અપાઇ રહી છે. નવા વિમાનોનો ઓર્ડર બ્રીટન અને જર્મનીમાં નોંધવામાં આવે છે. મુખ્યત્વે યુરોપ પાસેથી જાપાનીઓ દારૂગોળો મેળવી રહ્યા છે. પણ આ સર્વ તૈયારીઓ પુરી થતાં સહેજે દોઢ વર્ષ વીતી જાય તેમ છે. આથી જ મોસ્કોના રાજદ્વારી મંડળોમાં એમ છુટથી માનવામાં આવે છે કે ૧૯૩૬ વગર

જાપાન સોવીયેટ સામે જંગમાં ઉતરી શકે તેમ નથી.

અને જ્યારે જાપાન જંગ શરૂ કરશે ત્યારે તેની વ્યુહરચના કેવી હોઇ શકે તેની આ રીતે કંઇક કલ્પના પણ સોવીયેટ તંત્રના સંચાલકોને આવી ગઇ છે. તેઓ માને છે કે મોંગોલીયાને માર્ગે મધ્ય સાયબીરીયા ઉપર સીધો હુમલો જાપાનીઓ લાવી શકે તેમ છે. અને એક વાર મધ્ય સાયબીરીયા જુદું પડી જાય તો પૂર્વ સાયબીરીયાને રશીયા મદદ નહીં આપી શકે. અને આમ પૂર્વ સાયબીરીયા ઉપર બન્ને બાજુએ આક્રમણ કરવામાં આવે તો વ્લાડીવૉસ્ટોકનું લશ્કર તો મચ્છરની માફક મસળી શકાશે. જાપાનીઓની આ ગણત્રી રશીયનો સારી રીતે જાણે છે અને તેથી જ તેમણે પ્રતિઆક્રમણોની તૈયારીઓ શરૂ કરી દીધી છે.

## રશિયાની તૈયારીઓ

રશિયાને પણ ખાત્રી થઈ ગઇ છે કે મંચુરીયા એ ભાવિ રણમેદાન છે. તેમજ તેમને એ પણ ખાત્રી થઇ ગઇ છે કે જાપાનને પૂર્વ સાયબીરીયાનો પ્રદેશ જોઇએ છીએ. આ ભાવિ આક્રમણને અવરોધવા માટે તેઓએ અત્યાર આગમચ તૈયારીઓ આદરી દીધી છે. પણ વિધિની વિચિત્રતા છે કે આ તૈયારીઓ પણ ૧૯૩૬માં જ પુરી થાય તેમ છે.

બચાવનાં પ્રથમ સાધન તરીકે તેમણે સાયબીરીયન લાઇનને બેવડી બનાવાની શરૂઆત કરી દીધી છે. લાખ્ખો પાઉંડનાં ખર્ચે નખાતી આ નવી લાઇન ૧૯૩૬ ના અંતમાં પુરી થશે. આ ડબલ લાઇન નાખવાનો એકમાત્ર હેતુ એ છે કે લશ્કર તેમજ માલની લાવ લઇજામાં સુગમતા સાંપડે. અત્યારે રશીયાથી સાયબીરીયાની પૂર્વ તરફ જતી મેલ ગાડીને પણ પુરા સાત દિવસ લાગે છે. તો પછી સામાન્ય આગગાડીઓને માટે તો પુષ્કળ વખત જોઇએ એ સહેજે સમજી શકાય તેવી વસ્તુ છે. રશીયનો ગયાં જાપાન-રશીયા યુધ્ધને વિસરી ગયા નથી. તેઓ માને છે કે આ જંગમાં રશીયા હારે એ અશક્ય બનવું જોઇએ.

આ ડબલ લાઇન નંખાઈ જશે એટલે ગાડીઓની આવજાવમાં અડધો સમય બચી શકશે. આ ઉપરાંત સાયબીરીયાના નિર્જન પ્રદેશમાં વસ્તી વધારવા માટે તેમણે સંસ્થાન સ્થાપવાની પ્રવૃતિ ગયાં વર્ષથી શરૂ કરી છે. આ સંસ્થાનમાં વસવા જનાર ખેડુતને દશ વર્ષ માટે કરમાંથી મૂકતી મળનાર છે. કામદારને લગભગ દોઢી રોજી અપાનાર છે અને લાલ લશ્કરના સૈનિકને બમણો પગાર આપવામાં આવનાર છે. આ યોજનાને આધારે રશીયાની સીમામાંથી લાખ્ખો કુટુંબો સાયબીરીયાની શિતળ ઠંડીમાં વસવા ચાલી ગયાં છે. આ આકર્ષણોને લીધે સૈનિકોનો મ્હોટો ભાગ પણ સાયબીરીયા જવા તત્પર હોય છે. આ આખી યોજનાનો મૂળ હેતુ એ છે કે જ્યારે સાયબીરીયા ઉપર આક્રમણ થાય ત્યારે લાખેક માણસનું લશ્કર તેમને તે સંસ્થાનમાંથી જ સાંપડી શકે. એ યાદ રાખવું જોઇએ રશીયામાં લશ્કરી કેળવણી ફરજીયાત છે. એટલે આ સંસ્થાનવાસીઓમાંથી સહેલાઇથી લશ્કર ઉભું કરી શકાય તેમ છે. તેમજ તેમની જમીન ઉપર આક્રમણ થતું હોવાથી તેઓ અતિ શૌર્યથી આ જમીનનાં સંરક્ષણ માટે યુધ્ધ કરશે એવી આશા રાખવામાં મૉસ્કોના મહાજનો મૂર્ખાઇ તો નથી જ કરતા.

આ ઉપરાંત રશીયાએ હવાઇ લશ્કર ઉપર ખાસ લક્ષ આપ્યું છે. આંતરરાષ્ટ્રીય નિરીક્ષકોના અનુમાન મુજબ વ્લાડીવોસ્ટોકમાં રશીયાએ ૪૦૦ જેટલાં લશ્કરી વિમાનો રોક્યાં છે. હવાઇ તોપમાંથી વછુટતો ગોળો લગભગ ૯૦૦ માઇલ દૂર જઇ શકતો હોવાથી આ હવાઇ સૈન્ય એક ઇંચ પણ આગળ વધ્યા સિવાય જાપાનના પાટનગર ટોકીઓ ઉપર આક્રમણ કરી શકે છે. તેમજ હવાઇ સૈન્યમાં રશીયનો સૌથી પહેલાં આવે છે. એ તો સર્વમાન્ય વસ્તુ છે. અને આ હવાઇ સૈન્યમાં હજુ પણ વેગથી ભરતી થઇ રહી છે. આંકડા પ્રમાણે આ વર્ષમાં રશીયાએ પણ પુષ્કળ પાઉન્ડ હવાઇ સૈન્ય પાછળ ખર્ચવાનો નિર્ધાર કર્યો છે.

અને જાપાનીઓની વ્યુહરચનાની કંઇક કલ્પના રશીયનોને હોવાથી સાયબીરીયાના પૂર્વ પ્રદેશ સાથે સંકળાતા જળમાર્ગ ઉપર પણ તેમણે ખાસ લક્ષ આપ્યું છે. આરટીક મહાસાગરના અભેદ્ય દીસતા બરફોને ભાંગીને રશીયન સ્ટીમરો પૂર્વ સાયબીરીયા બે વાર ગયા વર્ષમાં પહોંચી છે. અને આ જળમાર્ગને સુરક્ષિત અને નિર્ભય બનાવવાને માટે રશીયાએ લાખ્ખો રૂબલ આ સાલ ખર્ચ્યા છે. વસંત રૂતુથી તે છેક શરદ રૂતુના અંત સુધી આ જળમાર્ગ કામ આવી શકે તેમ છે. એટલે કદાચ મધ્ય સાયબીરીયા ઉપર અચાનક હુમલો કરીને જાપાન સાયબીરીયન રેલ્વેનો કબજો લે તો પણ પૂર્વ સાયબીરીયામાં તેઓ આ જળમાર્ગ દ્વારા લશ્કર અને મદદ પહોંચાડી શકશે.

તેમજ ૧૯૩૬માં રશીયાનો બીજો પાંચ વર્ષનો પ્લાન પુરો થાય છે. જો કે સત્તાવાર રીતે તે ૧૯૩૭ માં પુરો થનાર છે. પણ જે વેગથી અત્યારે કામ થઇ રહ્યું છે, તે જોતાં જણાય છે કે ૧૯૩૬માં તો જરૂર આ પ્લાન પુરો થઇ જશે અને આથી જ આ પ્લાન પ્રમાણે રશીયાને જરૂરી દારૂગોળો તેમજ અન્ય સામગ્રી રશીયાની પોતાની ભૂમિમાંથી સાંપડી શકશે. એટલે અન્ય રાષ્ટ્રો કદાચ લશ્કરી સહાય ન આપે તો પણ રશીયા એકલે હાથે પોતાનો બચાવ કરી શકે તેમ છે એ ચોક્કસ છે.

અને એક રીતે આલેખીએ તો ૧૯૩૬ માટે જ રશીયા અત્યારે રાહ જોઇ રહ્યું છે. હજુ સંરક્ષણની તૈયારીઓ અપુરતી હોવાથી જ તે અપમાન પછી અપમાન ગળી રહ્યું છે. તેથી જ તેણે ચીનની પૂર્વ રેલ્વેને જતી કરી છે. તેથી જ તેણે મંચુરીયાના જાપાની આક્રમણ સામે એક શબ્દ પણ બોલવાની સાફ ના પાડી છે. ૧૯૩૬ એ તેનું લક્ષ્યબિંદુ છે.

## અશાંત યુરોપ

અને કંઇક અંશે ૧૯૩૬માં યુરોપની જાદવાસ્થળીનાં મંડાણ કરવાનો મુત્સદીગણે વિચાર કર્યો હોય એમ જ દીસે છે. બ્રિટને ૮૫૦ જેટલાં લડાયક વિમાનો પાસે હોવાં છતાં એકાએક ૪૦૦ વિમાનો વધુ ઉમેરવાનો નિશ્ચય કર્યો છે. આ નિર્ણય કંઇ આકસ્મિક નથી. જે કારણો આ વિમાનો વધારવાને માટે આપવામાં આવ્યાં છે તે કારણો છેલ્લાં દશ વર્ષથી આપી શકાય તેમ હતાં. શસ્ત્રબંધી પરિષદ સફળ થશે એવી બ્રિટનની શ્રધ્ધા હતી એમ કહેવું એ નર્યો છળ છે. કારણ કે જ્યારે શસ્ત્રબંધી પરિષદ પુરજોશમાં મંત્રણાઓ ચલાવી રહી હતી ત્યારે જ હિંદી સૈન્યને યાંત્રિક ઢબ ઉપર પુનર્વ્યવસ્થિત કરવામાં આવ્યું હતું. તે જ વખતે ઝેરી

ગેસનો ઇજારો રાખવા માટે પડદા પાછળ મંત્રણાઓ થતી હતી. એટલે બ્રિટન એકાએક લશ્કરી દળમાં આવો જંગી વધારો સુચવે એ ખરેખર શંકાજનક છે. તેમજ બાલ્ડવીને આમની સભામાં ચોખ્ખું જાહેર કર્યું છે કે યુરોપની સ્થિતિ દિવસે દિવસે વધુ ને વધુ બગડતી જાય છે. આ પરિસ્થિતિ ૧૯૩૬ માંજ પૂરી કક્ષાએ પહોંચે તેમ છે. કારણ કે હજુ સત્તાની સમતુલના સ્થાપવાના યત્નો ઉપર જોરદાર મંત્રણાઓ થઇ રહી છે. હમણાંજ ફ્રાંસનો પરદેશમંત્રી યુરોપનાં પાટનગરોનું પર્યટણ કરીને પાછો ફર્યો છે. અને પરિણામે બે સ્પષ્ટ છાવણીમાં યુરોપ વહેંચાતુ જાય છે.

## ફ્રાંસનું તડ

ફ્રાંસે અત્યાર સુધીમાં બે મહારાષ્ટ્રો સાથે મૈત્રી બાંધી છે. એક છે રશિયા અને બીજું છે ઇટાલી. જાગતા અને જોરદાર થતાં જર્મની આગળ ફ્રાંસ અને ઇટાલી પોતાના જૂના વેરો ભૂલતું જાય છે. એટલુંજ નહીં પણ એક મહીના પહેલાંજ ફ્રાંસે ઇટાલીને લાખ્ખોના આકડામાં રમતી એક મ્હોટી લોન આપી છે. એ જાણવું રસિક થઇ પડશે કે પૂર્વ લોકાનાંના કરારો કરવાની યોજના સામે ઇટાલીઅન પત્રોએ પહેલાં અતિ ઉગ્ર વિરોધ દાખવ્યો હતો. પણ લોન મળતાં પછી તરતજ ઇટાલીના સત્તાવાર અને અસત્તાવાર પત્રોમાં આ યોજનાની પ્રસંશા શરૂ થઇ ગઇ હતી. તેજ પ્રમાણે જર્મનીની એકમાત્ર બીકથી પ્રેરાઇને ફ્રાંસે સોવીયેટ રશીયા સાથે દોસ્તી બાંધી છે. તેજ પ્રમાણે બલ્ગેરીયા, રૂમાનીયા, અને ઝેકોસ્લોવાકીયા ફ્રાંસની રાજકીય અસર તળે રહેલાં છે. પોલેન્ડ તો પેરીસનો પગાર ખાય છે એમ જાહેર રીતે કહેવાય છે. આમ ઇટાલી સાથે મૈત્રી બંધાતાં રશીયા, મધ્યયુરોપ અને દક્ષિણ યુરોપનું એક જબરજસ્ત જોડાણ જન્મે છે.

આ સામે આજે જર્મની એકલું છે. ઓસ્ટ્રીયાને અંદર લેવાનો યત્ન નિરાશાજનક રીતે નિષ્ફળ નિવડયો છે. અને હંગેરીમાં હેપ્સબર્ગ વંશની સત્તા પાછી સ્થપાય તો પણ આ દેશો ઇટાલીના અધિરાજ્ય નીચેથી છટકી શકે એ અશક્ય છે. આમ ફ્રાંસનું તડ મજબૂત થતું જાય છે એ એક નિશ્ચિત વાત છે.

## અમેરિકા રાહ જુવે છે

આને યુરોપ પર આ પ્રપંચલીલાના પડછંદા સંભળાઇ રહ્યા છે ત્યારે અમેરિકા રાહ જોવાની નીતિમાં અચળ શ્રદ્ધા ધરાવે છે. યુરોપે અમેરિકાનું યુદ્ધરણ આપ્યું નથી એ વસ્તુ અમેરિકા જલ્દીથી વિસરી શકે તેમ નથી. તેમ જ ગયાં મહાયુદ્ધનો મોંઘો પાઠ તેનાં સ્મૃતિપટ પરથી સહેજમાં ખસે તેમ નથી. આજે અમેરિકા પણ જાણે છે કે ૧૯૩૬ માટે જાપાન તૈયારીઓ કરી રહ્યું છે. આથી જ અમેરિકા આજે ચીનને આર્થિક અને લશ્કરી સહાય આપી રહ્યું છે. એમ કરવામાં તેનો એકમાત્ર ઉદ્દેશ એ છે કે ચીન જાપાન સામે પગલાં લે. આમ આજે ૧૯૩૬ના મહાનજંગ માટે થતી તૈયારીઓની આવી રૂપરેખા છે. અત્યારે જે પ્રવૃત્તિ ચાલી રહી છે તેનો પ્રધાન સુર યુદ્ધની પૂર્વતૈયારી છે. કારણ કે વિશ્વના સામ્રાજ્યવાદીઓ માને છે કે જ્યાં સુધી પૃથ્વિની પુનર્વહેંચણી થશે નહીં ત્યાંસુધી અત્યારના કલહો નાબુદ કરવા શક્ય નથી. જર્મનીને વસવા માટે સંસ્થાન જોઇએ છીયે-જાપાનને સંસ્થાન જોઇએ છીયે, ઇટાલીને સંસ્થાન જોઇએ છીયે. આ સર્વની જરૂરીઆતો શાંતિથી સંતોષાઇ શકે તેમ છે? ત્હમો પણ કહેશો કે નહીં જ. તો પછી ૧૯૩૬ માટે તૈયાર રહેવાની ત્હમારી ફરજ છે.

# હિન્દી સ્ત્રીઓના કાયદેસર હક્કો

લેખકઃ
રમણિક વિ. મહેતા,
બી. એસસી. એલ., એલ. બી.

## લેખાંકઃ ૧૦ મો.

### પ્રકરણ ૧૨ મું.

**અમુક સંજોગોમાં** લગ્ન રદબાતલ કરાવવાનો હક્ક પણ સ્ત્રીઓ ભોગવે છે લગ્ન છળકપટથી કરવામાં આવ્યું હોય અગર જેની સાથે લગ્ન થયું હોય તે પુરૂષ જાતીય સહચાર માટે જન્મથી તદ્દન નાલાયક અગર અશક્ત હોય તેવા સંજોગોમાં થયેલું લગ્ન એ ખરૂં લગ્ન કહેવાય નહિ. આવાં લગ્નોમાં પસંદગીની વાત તો બાજુએ રહી પણ નથી તેમાં સીધી કે ગર્ભિત સંમતિ. વળી લગ્નનો મૂળ હેતુ પણ એવાં લગ્નોથી સરતો નથી અને તેથી એવાં લગ્નો રદ બાતલ ગણવામાં આવે એજ સમાજ અને વ્યક્તિ બન્નેનાં હિતને માટે ઇષ્ટ છે.

લગભગ દરેક કોમી કાયદાઓ હેઠળ આવાં લગ્નો રદબાતલ ગણાય છે. પરંતુ હિંદુ કાયદો સૌથી વધુ વિચિત્ર છે. આ કાયદો માનસિક તેમજ શારીરિક અશક્તિને પણ લગ્ન રદબાતલ ગણવાનું કારણ ગણતો નથી. આનું કારણ એ છે કે હિંદુ કાયદા હેઠળ લગ્ન એ કાંઇ કરાર નથી પરંતુ ધાર્મિક ક્રિયા કરવા માટેનું પવિત્ર જોડાણ છે; અને તેથી શારીરિક શક્તિ અગર સંમતિ આપી શકે એવી માનસિક સ્થિતિની લગ્નમાં જરૂર નથી. પરિણામ એ આવ્યું છે કે એક ગાંડા સાથેનું કે એક વ્યંઢળ સાથેનું લગ્ન પણ હિંદુ કાયદો રદબાતલ કરી શકે નહિ. જો કે હિંદની વડી અદાલતોએ હમણાં હમણાં હિંદુ ધર્મશાસ્ત્રના આ વિચિત્ર મતથી જુદો મત દર્શાવવા માંડ્યો છે. કલકત્તાની વડી અદાલતમાં ૧૯૧૧ ની સાલમાં મોતીલાલ વિ. ચંદ્રાવતીના એક કેસમાં એવું ઠરાવવામાં આવ્યું છે કે ગાંડા પુરૂષ સાથે થયેલું લગ્ન કાયદેસરનું નથી અને તેથી રદબાતલ છે. * મદ્રાસની વડી અદાલતે પણ છળકપટથી થયેલું હિંદુલગ્ન રદબાતલ ગણ્યું છે.

ગમે તેમ પણ હિંદુ કાયદો બીજા કોમી કાયદાઓની માફક અમુક પેઢી સુધીનાં સગાં સંબંધીઓ સાથે થયેલાં લગ્નો—જો તેવાં લગ્નો પાછળ રિવાજનું બળ ન હોય તો; રદબાતલ ગણે છે. હિંદુ કાયદામાં અને આ બીજા કાયદાઓમાં ફેર માત્ર એટલો છે કે હિંદુ કાયદો આવા સંજોગોમાં થયેલાં લગ્નો પક્ષકારોની ફરીઆદ સિવાય રદબાતલ થયેલું ગણતો નથી જ્યારે બીજા કોમી કાયદાઓ આવાં

* જુઓ મોતીલાલ વિ. ચંદ્રાવતી (૧૯૧૧) ૩૮ કલકત્તા ૭૦૦.

લગ્નોને શરૂઆતથીજ રદબાતલ અને ગેરકાયદેસરનાં ગણે છે.

બીજા કામી કાયદાઓ જેઓ લગ્નને કરાર ગણે છે તેઓ લગ્ન વખતે કોઇ પક્ષ ગાંડો હોય અગર બુદ્ધિહીન હોય અગર તો નપુસંક હોય તો તેવા પક્ષ સાથે થયેલાં લગ્ન રદબાતલ ગણાવવા માટે કારણો આપે છે. મુસ્લીમ કાયદો સ્હેજ જુદો પડે છે અને વાલીની સંમતિથી થયેલાં ગાંડા માણસ સાથેનાં લગ્નને તે કાયદેસર ગણે છે. પરંતુ એક લોહીનાં સગાંઓ સાથે થયેલાં લગ્નને (consanguinous marriage) બધા જ કાયદાઓ રદ્દ બાતલ ગણે છે.

આમ હિંદુ મહીલાઓ ગાંડાઓ તેમજ અમુક પેઢી સુધીનાં સગાંઓ સાથે થયલાં લગ્નો જો તેઓમાં તે પ્રમાણે તે રિવાજ પ્રચલીત ન હોય તો તેમજ છળકપટથી કરવામાં આવેલાં લગ્નો રદ કરાવવા માટે કોર્ટનો આશરો હાલ કેટલાક વખતથી લઇ શકે છે. હિંદુ કાયદા હેઠળ નહિ આવતી બીજી સ્ત્રીઓમાં જે સ્ત્રીઓ મરૂમક્કટાયમ કાયદા હેઠળ શાશીત થાય છે તે સ્ત્રીઓ નજદીકનાં સગપણને અગર પોતાની સાથેનું લગ્ન ચાલુ હોય તે દરમ્યાનમાં ધણીએ બીજું લગ્ન કર્યું હોય તે કારણે લગ્ન રદબાતલ કરાવવાનો હક્ક ભોગવે છે. આ સિવાયનાં બીજાં, ધણીની માનસિક કે શારીરિક અશક્તિનાં કારણો જે લગ્ન રદ કરાવવા માટે ખાસ જરૂરનાં છે તે કારણોનો નિર્દેશ આ કાયદામાં કરવામાં આવ્યો નથી તેથી આશ્ચર્ય થાય છે. આ ઉણપ વેળાસર દૂર કરાવવાની જરૂર છે.

સીવીલ મેરેજના કાયદા હેઠળ અધિકાર ભોગવતી અબળાઓ માટે આ હક્કનો સ્પષ્ટ શબ્દોમાં નિર્દેશ કરવામાં આવે છે. છુટાછેડાનો કાયદો જે તેમને લાગુ પાડવામાં આવ્યો છે તે કાયદામાં ક્યારે અને ક્યા કારણોમાં લગ્ન રદબાતલ ઠરાવી શકાય તે જણાવવામાં આવ્યું છે. સદર કાયદાની કલમ ૧૯ પ્રમાણે એ કારણો નીચે મુજબ છે:—

૧. દાવો લાવતી વખતે તેમજ લગ્ન થયું તે વખતે ધણી નામર્દ હોય;

૨. પરિણિત દંપતી કાયદાથી પ્રતિબંધ કરેલી પેઢી સુધીનું સગપણ ધરાવતાં હોય;

૩. લગ્ન થયું તે વખતે ધણી તદ્દન બેવકુફ અગર ગાંડો હોય;

૪. પ્રથમનું લગ્ન ચાલુ હોય તે દરમ્યાન ધણીએ લગ્ન કર્યું હોય; અગર,

૫. પત્નીની સંમતિ દગા ફટકાથી અગર બળજબરીથી લેવાઇ હોય.

ઉપરનાં કારણો પૈકી કોઇ પણ એક કારણ ધી સ્પેશીયલ મેરેજ એક્ટ હેઠળ અધિકાર ભોગવતી હિંદુ, જૈન, શીખ અને બુધ્ધીસ્ટ તેમજ યાહુદી અને ઇતર કોમોની સ્ત્રીઓને પોતાનું લગ્ન રદબાતલ કરાવવા માટેનો હક્ક આપે છે. જે કાયદો લગ્નને એક કરાર ગણે છે તે કાયદામાં ઉપર જણાવેલાં કારણો સામાન્ય રીતે હોવાં જોઇએ. એક કરારની પ્રાથમિક શરત એ હોય છે જ કે કરાર કરનાર બન્ને પક્ષ કાયદા પ્રમાણેની લાયકાત ધરાવનારાં હોવાં જોઇએ અને તેથી લગ્નનો કરાર કરનાર દંપતી બન્નેની માનસિક સ્થિતિ સારી હોવી જોઇએ તેમજ પ્રજોત્પત્તિની શારીરિકશક્તિ પણ ધરાવતાં હોવાં જોઇએ.

પારસી કોમની સ્ત્રીઓ તેમના "પારસી લગ્ન અને છુટાછેડાના કાયદા" હેઠળ આ

હક ભોગવે છે આ કોમી કાયદાની કલમ ૨:-૨૮ જણાવે છે કે લગ્ન વખતે ધણી ગાંડો હોય અગર વખતોવખત ગાંડાઈનાં ચિન્હો જણાવતો હોય અને આ વસ્તુ-સ્થિતિથી પત્ની અજાણમાં હોય તેમ જ આવું ગાંડપણ ચાલુ હોય ત્યારે એક પારસી પત્ની તેણીનું લગ્ન રદબાતલ કરાવી લગ્નજીવનનો અંત લાવી શકે છે. વળી, તેણીના ધણીની નામર્દાઇનું કારણ પણ તેણીને લગ્ન રદબાતલ ઠરાવવા માટે કારણ આપે છે. આ કલમો હેઠળ અમુક પેઢી સુધીનાં સગપણમાં થયેલું લગ્ન રદબાતલ થઈ શકે કે નહિ તેનો ઉલ્લેખ કરવામા આવ્યો નથી પરંતુ એવાં લગ્નો ગેરકાયદેસર તો છે જ કારણકે પારસી લગ્ન અને છુટાછેડાના કાયદાની કલમ ૩ પ્રમાણે એવાં લગ્નો કાયદેસરનાં ગણવામાં આવ્યાં નથી

જાતીય સબંધ અને પ્રજોત્પત્તિ એ બે હેતુ માટેનો સ્ત્રી પુરૂષ વચ્ચે થયેલો સાદો કરાર એટલે મુસ્લીમ કાયદા હેઠળનુ લગ્ન મોહેમેડન કાયદો લગ્નને આ પ્રમાણે સાદો કરાર ગણે છે છતાં તે કેટલીક બાબતોમા કરારની પ્રાથમિક શરતોના સિદ્ધાંતની પણ અવગણના કરે છે ધણીની નામર્દાઇ લગ્ન રદબાતલ ઠરાવવા માટે મુસ્લીમ મહીલાઓને એક કારણ આપે છે છતાં વાલી (guradian) ગાંડા ઇસમોનું લગ્ન કરાવી શકે છે. આવાં લગ્નો કોઇ-પણ રીતે કાયદેસર ગણાવાં જોઇએ નહિ. ગાંડા માણસોના વાલીઓ ઘણી વખત પોતાના સ્વાર્થ ખાતર આવાં લગ્નો કરાવી પરિણિત દંપતીને દુખમાં નાખે છે અને તેમના જીવનમાં અશાંતિ અને ઉદ્વેગ ઉપજાવે છે, મુસ્લીમ સમાજસુધારકો આ બાબતમાં ઘટતું કરવા પ્રચાર કરશે તો મોહેમેડન કાયદાનો આ દોષ તેઓ ઘણી સ્હેલાઇથી સુધારાવી શકશે, અત્રે એ યાદ રાખવાની જરૂર છે કે મોહમેડન કાયદો બીજા કાયદાઓની માફક સગાંવ્હાલાં તેમજ અમુક સબંધીઓ સાથેનાં લગ્નો પણ રદબાતલ ગણે છે

## પ્રકરણ ૧૩ મું.

"સ્નેહ લગ્નની વિધવાને,
પુનર્લગ્ન સમ પાપ નથી,
દેહ લગ્નની વિધવાને
પુનર્લગ્ન સમ પુણ્ય નથી."
-કવિ ન્હાનાલાલ

લગ્ન જીવનનો પાંચમો અને છેલ્લો પરંતુ રહેજ પણ લેશ મહત્વનો નહિ એવો હક તે પુનર્લગ્નનો છે. છુટાછેડા મેળવાથી, લગ્નને રદબાતલ ઠરાવ્યાથી અગર ધણીના અવસાનથી પ્રથમના લગ્ન-સંબંધનો અંત આવે છે. આ પ્રમાણે લગ્નસંબંધનો અંત આવ્યા પછી પુનર્લગ્ન કરવાનો હક ઉપસ્થિત થાય છે, મુસલમાન મહીલાઓ સિવાયની આ હક ભોગવતી બીજી સ્ત્રીઓ લગ્નસંબંધનો અંત આવે કે તરતજ પુનર્લગ્ન કરવા હકદાર થાય છે. પરંતુ મુસ્લીમ મહીલાઓને છુટાછેડા મળ્યા પછી અગર

ધણીના અવસાન પછી "ઇદ્દત"ની મુદત પૂરી થવા દેવી પડે છે *

દરેક કોમની સ્ત્રીઓ પૂનર્લગ્નનો મહામુલો હક્ક ભોગવે છે સિવાય કે કેટલીક ઉંચ કોમની હિંદુ સ્ત્રીઓ જેઓ છુટાછેડાનો હક્ક ભોગવતી નથી. જો કે વૈધવ્ય પ્રાપ્ત થતાં તો તેઓ પણ પૂનર્લગ્ન કરી શકે છે. પહેલાં તો આ હીંદુ સ્ત્રીઓને વૈધવ્ય પ્રાપ્ત થતાં પણ પૂનર્લગ્ન કરવાની છૂટ નહિ હતી પરંતુ ૧૮૫૬ માં પસાર થયેલા હીંદુ વિધવાના પૂનર્લગ્નના કાયદાથી તેમની ઉપર મુકવામાં આવેલો કાયદાનો પ્રતિબંધ દૂર કરવામાં આવ્યો છે અને ત્યારથી આ હીંદુ વિધવાઓનાં પૂનર્લગ્ન કાયદેસર ગણાતાં થયાં છે.

સમાજની નીતિ અને તેનાં ગૌરવ માટે અતિ અગત્યનો એવો આ કાયદો પસાર થવા પહેલાં, હિંદુ કાયદાથી શાશીત થતી ઉંચ કોમની હીન્દુ સ્ત્રીઓ ઉપર જણાવ્યા પ્રમાણે પૂનર્લગ્ન કરી શકતી નહિ. ફક્ત જે કોમોમાં પુનર્લગ્નનો રિવાજ પ્રચલીત હોય તેવીજ કોમોની અબળાઓ વૈધવ્ય પ્રાપ્ત થતાં પૂનર્લગ્ન કરી શકતી હતી. વૈધવ્ય પ્રાપ્ત થતાં પૂનર્લગ્નનો સિધ્ધાંત હિંદુ ધર્મશાસ્ત્રે માન્ય રાખ્યો નથી અને તેથીજ હીંદુ કાયદા હેઠળ, રિવાજ પ્રચલિત ન હોય ત્યાં પૂનર્લગ્ન કાયદેસર રીતે થઇ શકતાં નહિ. આ સિધ્ધાંતના અસ્વિકારનું કારણ હિંદુ કાયદા પ્રમાણે એમ માનવામાં આવે છે કે હિંદુ ધર્મના દ્રષ્ટીબિંદુથી પતિપત્ની વચ્ચેનો લગ્નસંબંધ અભંગ રહે છે અને મૃત્યુ પણ એ લગ્ન ગ્રંથીને તોડી શકે નહિ. હિંદુ ધર્મશાસ્ત્ર પ્રમાણે એક પુરૂષ એક પત્ની હયાત હોવા છતાં ગમે તેટલી વધુ પત્નીઓ કરી શકે પરંતુ એક સ્ત્રી પતિના અવસાન બાદ પણ પૂનર્લગ્ન ન કરી શકે. એ સંજોગોમાં હિંદુધર્મશાસ્ત્રનો અભંગ લગ્નગ્રંથીનો સિદ્ધાંત કેટલો અપ્રમાણિક, એકપક્ષી અને અન્યાયી છે તે સ્હેજે સમજી શકાય તેમ છે.

વિધવાઓ ઉપર હિંદુ કાયદાએ મુકેલા આ પ્રતિબંધને કારણે ખાસ કરીને ઉચ્ચ કોમના હિંદુસમાજમાં અનેક જાતની અનીતિ વધવા લાગી. તે ઉપરાંત પતિના અવસાનથી લાચાર અને પરાધીન બનેલી વિધવાઓની સામાજીક અને આર્થિક દુર્દશા એટલી બધી ભયંકર સ્વરૂપ લેવા લાગી કે વ્યકિત અને સમાજના ભલાં માટે આ પ્રતિબંધ જેમ બને તેમ જલ્દી દૂર કરવાની જરૂરીયાત સમાજમાં આગળ પડતા વિચાર ધરાવનારા વર્ગને જણાવા લાગી. આ વર્ગના વર્તમાનપત્ર અને વ્યાસપીઠ દ્વારા થતા પ્રચાર કાર્યને લઇને સરકારને પણ વિધવા પૂનર્લગ્નનો પ્રતિબંધ દૂર કરવાની સામાજીક જરૂરીઆત જણાઇ. અને તેથી હિંદુસ-

* ઇદ્દત એટલે મોહેમેડન કાયદા પ્રમાણે વિધવા અગર છૂટાછેડા લીધેલી પત્નીએ તેણી ગર્ભવંતી છે કે નહિં તે જાણવા માટે નક્કી કરેલી પૂનર્લગ્ન નહિં કરવાની મુદત. એક વિધવા માટે આ મુદત ચાર માસ અને દશ દિવસની છે. જ્યારે છુટાછેડા લીધેલી પત્ની માટે ત્રણ માસ અગર અટકાવ આવતો હોય તો ત્રણ વખત અટકાવ આવે તેટલી મુદત કાયદાએ ઠરાવેલી છે. જો તે ગર્ભવંતી હોય તો ઇદ્દતની મુદત પ્રસવ થતા સુધીની હોય છે. ઇદ્દત પાછળનો હેતુ સ્ત્રી ગર્ભવંતી છે કે નહિં તે જાણવા માટેનો હોવાથી જ્યાં પતિ પત્ની વચ્ચે સંભોગ ન થયો હોય ત્યાં ઇદ્દત પાળવાની હોતી નથી.

માજના આ સુધારક વર્ગના અવાજને માન આપી "હિંદુવિધવાના પુનર્લગ્ન ઉપરનો કાયદાનો દરેક પ્રતિબંધ દૂર કરવાથી નીતિ અને જનકલ્યાણની વૃદ્ધી થશે" * એવા હેતુથી ઇ. સ. ૧૮૫૬ માં "હિંદુવિધવાનો પુનર્લગ્નનો કાયદો" પસાર કર્યો. આ પ્રમાણેનો કાયદાનો પ્રતિબંધ દૂર થવાથી કોઇપણ હિંદુવિધવા તેની ઇચ્છા થાય ત્યારે પુનર્લગ્ન કરી શકે છે અને આવા લગ્નથી થયેલી સંતતિ કાયદેસર ગણાશે. આમ કાયદાની દ્રષ્ટીએ આ પુનર્લગ્નના હક્કને જ્યાંસુધી સંબંધ છે ત્યાંસુધી દરેક કોમની સ્ત્રીઓ જેટલો જ હક્કને હિંદુસ્ત્રીઓ પણ ભોગવે છે.

પરંતુ કાયદાનો પ્રતિબંધ દૂર થવાને અને તેથી કરીને પુનર્લગ્નનો હક્ક પ્રાપ્ત કર્યાને આજે લગભગ પોણા ભાગનો સૈકો વીતી ગયો છે તેમ છતાં પુનર્લગ્નના કાયદેસરના હક્કનો લાભ ઘણી થોડીજ વિધવાઓએ લીધો છે. એમ ઘણા અફસોસ સાથે જણાવ્યા સિવાય રહેવાતું નથી. કહેવાતા પવિત્ર રિવાજો અને માન્યતાઓની પર થઇ કાયદાએ આપેલી આ છૂટનો હક્ક તરીકે ઉપયોગ કરવાની હિંમત હજુ સુધી હિંદુ વિધવા સમાજે કેળવી નથી એમ કહેવામાં સ્હેજ પણ અતિશયોક્તિ નથી. જો કે છેલ્લા દશકામાં તે પહેલાના વખત કરતાં ઘણી સારી સંખ્યામાં વિધવા પુનર્લગ્નના દાખલા બન્યા છે અને વર્તમાન વિચારપ્રવાહ આવાં પુનર્લગ્નોની તરફદારી કરતો હોવાથી આવી સંખ્યા દિનપ્રતિદિન વધતી જશે એવી આશા સ્હેજે રખાય; છતાં વિધવાઓથી ખદબદતા હિંદુ સમાજમાં વિધવાઓની લાખોથી ગણાતી સંખ્યા તેમજ જેટલા વખતમાં અમુક સંખ્યાની વિધવાઓ પુનર્લગ્ન કરી સધવા બને છે તેટલા વખતમાં તેના કરતાં અનેક ઘણી વધારે પુનર્લગ્ન કરી શકે તેવી સધવાઓ કમનસીબે વિધવાઓ બને છે તે જોતાં વિધવાઓના પુનર્લગ્નનું આજનું પ્રમાણ નહિ જેવું છે અને તેથી વિધવા સમાજની સ્થિતિમાં કંઇપણ સુધારો થયેલો માની શકાય નહિ. ઉલ્ટાનું વિધવાઓનો પ્રશ્ન જેમ વખત જાય છે તેમ તેમ સમાજસુધારકોનું વધુ અને વધુ લક્ષ માગી લે છે.

હિંદુ સમાજમાં પુનર્લગ્નનો હક્ક હોવા છતાં પુનર્લગ્ન કરી શકે એવી વિધવાઓની લાખોથી ગણી શકાય એટલી જબરજસ્ત સંખ્યાનું મુખ્ય કારણ વિધવાઓના પુનર્લગ્ન તરફની સમાજની ખોટી માન્યતા છે. હિંદુઓની કહેવાતી ઉચ્ચ જાતીઓ આવાં પુનર્લગ્નોનો સદંતર પ્રતિબંધ કરે છે અને તેમાં સમાજની શોભા જુએ છે. પુનર્લગ્ન કરી વધુ વિમળ જીવન જીવવાની ઇચ્છા કરનાર વિધવાઓ સામે તેઓ તિરસ્કાર અને ધૃણાની નજરે જુએ છે. સમાજનો આ ગેરવ્યાજબી અને અહિતકર ખોફ વ્હોરી લેવાની ધાક તેમને ગમે તેવી ઇચ્છા હોય છતાં પુનર્લગ્ન કરવા નાહિંમત બનાવે છે. સમાજના આ પ્રતિબંધને લઇને અને તેમાં સમાજની શોભા જોવાનાં ખોટા ખ્યાલને લઇને હિંદુ સમાજની નીતિ અને સંસ્કૃતિને જબ્બર ફટકો પડયો છે અને તેની સાથે હિંદુ ધર્મશાસ્ત્રોએ રંક અને પરાધીન વિધવાઓને "દાઝયા ઉપર ડામ" ની કહેવત માફક તેમના પતિની મીલ્કતના વારસા હક્કમાંથી પણ બાતલ રાખી તેમનું જીવન અકથ્ય દુઃખોથી દોહ્યલું બનાવી મુક્યું છે.

* જુઓ આ કાયદાનો ઉપોદ્ઘાત.

"વૈધવ્યમાં હિંદુ સમાજની શોભા" મહાત્મા ગાંધીજી જેવાઓ ભલે જુએ અગર "વૈધવ્યે વધુ વિમલતા" એવા આશ્વાસનના શબ્દો કવાપી જેવાઓ ભલે કાઢે; પરંતુ વિધવા સમાજની સત્ય વસ્તુ-સ્થિતિ આપણને ઉપલા સિદ્ધાંતસૂત્રો સ્વીકારવાની સ્પષ્ટ ના પાડે છે. ન્યાય, નીતિ, સમાજ કે વ્યક્તિની દ્રષ્ટિએ આ ગંભીર સવાલના ગર્ભમાં આપણે જેમ જેમ વધુ ઉંડા ઉતરતા જઇને જોઇએ છીએ તેમ તેમ હિંદુ સમાજના "ફરજીયાત વૈધવ્યના સિદ્ધાંતમાં મૃગજળ જેવા આદર્શવાદ સિવાય બીજું એક પણ સારા તત્વની આપણને ઝાંખી થતી નથી. ઉલ્ટાનું તેમાં એકપક્ષીયતા, અન્યાય, અને અનીતિને ઉત્તેજન આપનારાં તત્વો ખાસ જણાય છે. "વૈધવ્યમાં સમાજની શોભા" જોનારાઓને તેમજ "છે વૈધવ્યે વધુ વિમલતા" એમ પોકારનારાઓને, તેમના તરફ પુરતુ માન જાળવીને, આપણે પુછીએ કે 'દુઃખી અને નિરાધાર વિધવાઓને જ્યાં તેમની અને તેમના કરતા પણ વધુ ઉમ્મરવાળા પુરૂષોને ઇચ્છામાં આવે તેટલી વખત પૂનર્લગ્ન કરવાનો પરવાનો મળે અને સમાજ તેની સામે એક હરફ પણ ન ઉચ્ચારે ત્યાં તેમની પાસે સમાજની નામે ફરજીયાત વૈધવ્ય પળાવવામાં આવે, તે શું વ્યાજબી અને ન્યાયી છે? આવી એકપક્ષીનીયતામાં શું સમાજની શોભા છે? અને પરાણે માનસિક અને દૈહિક ત્યાગની વૃત્તિઓ કેળવાય ખરી?"

આ પરાણે વૈધવ્ય પળાવવાની હિંદુ સમાજની નીતિને લઇને અનેક અનિષ્ટોમાં વ્યભિચાર અને તેના પરીણામે આપઘાત, ગર્ભપાત, બાલહત્યા અગર એવાં ગેરકાયદેસર ગણાતા બાળકોને રસ્તામાં ફેંકી દેવાના બનાવો હવે તો લગભગ રોજના થઇ પડયા છે. આ બનાવો હિંદુ સમાજની શોભા વધારનારા છે કે નીચું જોડાવનાર એ વાચક સ્હેજે કલ્પી શકશે.

વળી પૂનર્લગ્ન સામે રૂઢીચુસ્ત હિંદુ સમાજ ધર્મ અને સ્થાપિત રિવાજની ઓઠાયલી ઢાલ ધરે છે. રિવાજ હંમેશાં અમુક સમયના સંજોગ અને જરૂરીયાતને લઇને પાડવામાં આવે છે અને તેથી સમય સંજોગ અને જરૂરીયાત બદલાતાં તે રિવાજ પણ બદલાવો જોઇએ. જો તેમ કરવામાં ન આવે તો એક સમયને માટે ભલે તે રિવાજ ઘણો સારો છતાં તે સમય બદલાતાં સમાજને અહિતકર અને અધોગતિએ પહોંચાડનારો થઇ પડે છે. માનવજીવનના ઇતિહાસને પાને એવા ઘણાયે રિવાજો પડયા અને બંધાઇ ગયા આપણે જોઇ શકીયે છીએ. રિવાજ આપણી અનુકુળતા અને આપણાં ભલાં માટે હોવો જોઇએ અને નહિ કે તેને આપણે જો તેમજ હોય તો પછી પૂનર્લગ્નનો પ્રતિબંધ ઘણા જુના વખતથી ચાલ્યો આવ્યો છે અને તેથીજ તેને નિભાવવો અગર તેમાં કાંઇ પરિવર્તન નહીં કરવું એ નરી મૂર્ખાઇજ છે.



એક હળવો નિબંધ

# કાના માત્રા વિના

—લેખક—
દયાશંકર ભ. કવિ.

મુફ્ત મળી શકતી કોઈ પણ ચીજ કે વસ્તુનો અસ્વિકાર કરવાની અસભ્યતા દાખવવાની ધૃષ્ટતા કરવી એ પણ એક મહાન દુષ્ટ કાર્ય છે, માનવજાતિની એ એક સર્વસામાન્ય નિર્બળતા છે. મ્હારા એક મિત્ર છે. તેમનું શુભ નામ શ્રી મફતલાલ છે. અજબ જેવું તો એ છે કે તેમનામાં પોતાના નામ પ્રમાણે જ ગુણ છે. મ્હારા એ મિત્ર મફતલાલ કોઇપણ દિવસ મીઠાઇ કે કોઈ પણ જાતનો ગરીષ્ટ ખોરાક (પોતાના ઘરે!!) ખાતા નથી. સાદો, સોજો અને સસ્તામાં પતી જાય તેવો ખોરાક ખાવામાં તે બહુજ ચૂસ્ત છે. તેમના એ આહાર સબંધીના અનેક અખતરાઓએ તેમનાં આરોગ્ય કે શારીરિકક્ષમતા પર કોઇ પણ જાતનું ઇચ્છનીય શુભ પરિણામ આણ્યું હોય તેમ મને તેમજ તેમને પોતાનેય ખબર નથી. તીખા, તમતમા, તળેલા તેમજ ગરીષ્ટ ખોરાક ખાવાની વિરૂધ્ધ તેમને ઝંડો ઉઠાવતાં, લાંબાલચક ભાષણો અને વિવાદો કરતાં મ્હેં તેમજ બીજા ઘણા યે અનેકવાર જોયા છે અને સાંભળ્યા છે; પણ મ્હારા મિત્રને અન્યાય ન થાય એ ખાતર મ્હારે સ્પષ્ટ ખુલાસો કરવો ઘટે છે કે તે 'પરાન્ન ભોગી, સદા નિરોગી' અને 'મફતકા ચંદન ઘસ બે લાલીયા' ના સૂત્રોમાં અજબ રીતે માનનારા છે. તે સૂત્રો પરત્વે તેમની શ્રધ્ધા અને ભક્તિ સદાને માટે અચળ અને અટલ છે. ખૂબી તો એ છે કે ત્હેમની આટલી ઉમરમાં તેમણે એ સૂત્રોને અનુસરવામાં કદી યે અક્ષમતા દર્શાવી નથી. કોઇ મિત્રના ઘરે કે નાત જાતમાં જ્યારે જમણ હોય છે અને તેમને ત્યાં જવાનું હોય છે ત્યારે તેમના ઉલ્લાસ અને આનંદની અવધી થાય છે. તેમને જમતા જોવાથી જ ત્હેમના આહાર સબંધીના અનેક અખતરાનું ખરૂં રહસ્ય—તારતમ્ય સમજી શકાય છે. 'ગળ્યું એટલું ગળ્યું અને બીજું બધું બળ્યું' એ સૂત્રની સાર્થકતા કરી બતાવવા માટે જ તે ફક્ત મીઠાઈ અને ગરીષ્ટ પદાર્થો પર જ હાથ્ર ચલાવે છે. દાળ ભાત કે એવા આચરકુચર તરફ નજર નાખવાની પણ એ તકલીફ લેતા નથી. ઘીથી રસબસતા પદાર્થો, ભજીયાં કે એવી મનગમતી વાનીઓ પર તે એવો તો સખ્ત મારો ચલાવે છે કે એ નજરે જોનારની આંખ જ ફાટી જાય છે. એને ચીતરી ચડે છે અને એ મૂર્ચ્છા ખાઇ

એકદમ જમીન પર ઢળી પડે છે. ખાવાની હરિફાઇમાં તે સર્વ કોઇને હરાવી દે છે. ખાવામાં તે એકકો છે–બીન હરીફ છે. અતિશય ખાવાથી પેટમાં વ્યાધિ થશે તેની તે જરાકે દરકાર કરતો નથી. બોલવું કાંઇ અને કરવું કાંઈ, શબ્દો અને ક્રિયાનો એ વિરોધાભાસ માનવજીવનમાં ઉંડા ઉદ્દેશના ગૂઢ પ્રશ્નો જગવે છે. ગમે તે હો પણ ઝાઝાં ઘીવાળી મીઠાઇ કે એવો ગરીષ્ટ ખોરાક ખાવો એ નિરૂપદ્રવી–નિરપકારી વસ્તુ છે. રસેન્દ્રીના સળવળાટને દાબી દેવાનું કાર્ય મુશ્કેલ છે.

* * *

'સીગરેટનો આશક'ની ઉપાધી પામેલા એક બીજા મ્હારા મિત્ર છે. બીડી કે સીગરેટ માટે એક રાતી પાઇ પણ ન ખરચવાની તેમની આદત છે. બીડી અને સીગરેટમાં વપરાતી તંબાકુમાં નિકોટીન નામનું હળાહળ ઝેર છે એવો ઉપદેશ આપવામાં કલાકના કલાક સુધી સંભાષણો આપતાં તેઓ કદી કંટાળતા નથી. પણ જો કોઇ વ્યક્તિ તેમને સીગરેટને બદલે બીડી આપવાની સભ્યતા દાખવેછે તો તે સીગરેટ જ માગી લેવાને કદી યે ભૂલતા નથી. કેટલાક કમબખ્ત ઓળખીતાઓ એટલા તો જક્કી હોય છે કે બીડી જ આપે છે,–સીગરેટ પોતે પીતા નથી એટલે બીડી જ પીવાનો અને પાવાનો તેઓ આગ્રહ રાખે છે. મ્હારા એ 'સીગરેટનો આશક' મિત્ર એવા ઓળખીતાઓને પણ નારાજ કરવાનું સાહસ કરતા નથી–બીડી પણ સ્વિકારી લે છે; કારણ કે 'રહેજે મળ્યું તે અમૃત બરોબર'ના સિદ્ધાંતમાં એ સંપૂર્ણ રીતે માનનારા છે. મફત મળતી બીડી માટે ય એ 'સીગરેટનો આશક' પોતાના બીજા બધાય સિધ્ધાંતોને નેવે મુકે છે, અને સભ્યતા અને વિવેકની વાતો કરવા માંડી જાય છે. ખરેખર સભ્યતા અને વિવેક જેવી વસ્તુને તળી યે અનેક પાપો છુપાવી શકાય છે.

* * *

જ્યારે મફત–કોઈપણ જાતની કિંમત આપ્યા સિવાય ચીજ કે વસ્તુ મળતાં માનવીને જે આનંદ થાય છે તે શું છે? રાતી પાઈ ખર્ચ્યા વગર–વિના મૂલ્યે કોઇપણ ચીજ કે વસ્તુ મેળવવામાં ઘણીજ મોહકતા રહેલી છે. મૂક ચિત્રપટોનો જમાનો જતાં જ્યારથી બોલતાં ચિત્રપટોનો જમાનો આવ્યો છે ત્યારથી નાટકો જોવાનો મ્હારો શોખ કમી થયો છે, નાટકો પ્રત્યેનો મ્હારો ભાવ ઓસરી ગયો છે. નાટકો જોવાં હવે મ્હને ગમતાં નથી. નાટકનો લાંબો વખત ચાલતો પ્રયોગ મ્હારી ધીરજને ખુટવી દે છે. ચાર ચાર કે પાંચ પાંચ કલાક સુધી એક જ જગ્યાએ બેસી રહેવામાં મ્હને કંટાળો આવે છે. રાત્રે ૧૧ વાગ્યા પછી જાગવાનો મ્હને તિરસ્કાર છે. આ બધાયે કારણોથી હું નાટકો જોવા જતો નથી. જ્યારે જ્યારે મ્હને દીલ બ્હેલાવવાની ઇચ્છા થાય ત્યારે હું સીનેમા જોવા જાઉં છું. આમ છતાંય નાટકનો પાસ જો મફત મળી જાય છે તો હું તેનો અસ્વીકાર કરી શકતો નથી–કહો કે અસ્વિકાર કરવાની મ્હારામાં હિંમત નથી. મોડી રાત સુધી જાગવાને હું મ્હારી જાતને સમજાવું છું અને આવા પ્રકારનો જવલે જ મળતો આનંદ ઉડાવવાની ઇચ્છાને હું એક હજાર અને એક દલીલોથી ઉત્તેજીત કરૂં છું.

* * *

આ બધાયનો અર્થ શું એ છે કે માનવી હૃદયથી દંભી છે? સબળ

લાલચોથી શું તેના ઉત્તમ સિધ્ધાંતો વ્યર્થ જાય છે? મને લાગે છે કે આ નિરૂપણમાં વધુ સભ્યતા રહેલી છે. દુનિયામાં એક એવો પણ શક્તિશાળી પુરૂપ નથી કે જેણે કદીયે કોઇ દુષ્કાર્ય કર્યું નથી. દુનિયામાં એવા ઘણાયે માણસો છે કે જેમણે કદીયે ચોરી કરી નથી. પણ એમાંના ઘણાયને ચોરી કરવાની તક જ મળી નથી; અથવા તો એ ચોરી માટે કાયદામાં ફરમાવેલી સજાના ભયથી જ તેઓ ચોરી કરતા અટકી ગયા છે. કોઇપણ જાતના જોખમ કે ભોગ વહોર્યા કે આપ્યા સિવાય બીજાના ભોગે લાભ ઉઠાવવાની તક સાધતા માનવીનો દાખલો લો. શું તે મળેલી તકને જવા દેશે? કોઇપણ જાતના પ્રકટ ભોગ કે જોખમ વગર ચીજ કે વસ્તુ મેળવવાની ઇચ્છા થવી એ અનિવાર્ય છે.

* * *

**માનવજાતિમાં** રહેલી એ પ્રકારની નિર્બળતાને અજબ રીતે વર્ણવતી એક સંદિગ્ધ પ્રમાણવાળી વાર્તા મ્હને યાદ આવે છે. મોગલ બાદશાહતમાં એક હિન્દુ મોટા અમલદાર હતો. દૂર દક્ષિણમા આવેલાં પોતાનાં ગામે જવા માટે તેણે દીલ્હીથી એક ભારે ભાડાતું વાહન લીધું. પોતાનાં ગામના પાદરે પહોંચતાંજ તેણે એ વાહનવાળાને પુછ્યું કે દીલ્હી પાછા જવાનું તું શું ભાડું લેશે? વાહનવાળાએ કહ્યું કે "અહિંથી દીલ્હી જવાને કોઇ ભાડુત મળવાની મ્હને આશા નથી; એટલે જો કોઇ આવતું હશે તો હું એને મફત લઇ જઇશ." લાંબી દૂરની મુસાફરી મફતમાં થશે એ વસ્તુથી એ હિન્દુ અફસર એટલો બધો લલચાઇ ગયો કે તે પોતાના ગામમાં કોઇ સગાંવ્હાલાંને મળવા ન ગયો–કોઇપણ જાતનું કામકાજ પણ કર્યું નહિ પણ પાછો જ ફર્યો. એ મૂર્ખ હતો એમાં કાંઇ શંકા નથી. આ જમાનામાં એ પ્રમાણે કોઇ કાંઇ ન કરે પણ એ પ્રમાણે મફત મુસાફરી કરવાની લાલચને તો કોઇ રોકી ન શકે.

* * *

**મફત મળતી મીઠાઇ** ખાઇને તબીયત બગાડવી કે સીગારેટ અથવા બીડી પીને ફેફસાં બગાડવાં ઠીક છે કે અઠીક છે એનો વાદવિવાદ થઇ શકે તેમ છે; પણ કોઇપણ જાતનું મૂલ્ય આપ્યા સિવાય જ્યારે કોઇ ચીજ કે વસ્તુ મળે છે ત્યારે માનવીઓ આ બાબત પર કાંઇ વિચાર કરવા થોભતા નથી. મફત મેળવવાની ઝંઝણી એટલી તો જબ્બર હોય છે કે તેની વિચાર કરવાની શક્તિ જ બ્હેર મારી જાય છે જીવનમાં દરેક વસ્તુઓ માટે કાંઇક મૂલ્ય કે ભોગ આપવો પડે છે. દુનિયામાં એ કઠોરમાં કઠોર કાયદો છે, કુદરતની અઢળક બક્ષીસ સમાં પાણીના એકાદ પ્યાલા માટે પણ કેટલીક વખત કાંઇક આપવું પડે છે. એ ખરાબ રિવાજ સામે ઉહાપોહ કરવો નકામો છે. આ, પેલા અને બીજા માટે–દરેક વસ્તુ માટે કાંઇને કાંઇ આપવું જ પડે છે. દુનિયામાં જ્યાં મૂલ્ય ચુકવવાનો કુત્સિત રિવાજ રૂપી સર્વોપરિ કાયદો છે ત્યાં એનો અપવાદ થાય અને મફત ચીજ કે વસ્તુ મળે તો તેના માટે અનહદ આનંદ અને સંતોષ થાય તેમાં નવાઇ શું? આ કારણથી જ મ્હારો મિત્ર મફતલાલ ઘીથી રસબસતી મીઠાઇ ખાવામાં આનંદ માને છે અને આંતરડાના વ્યાધિ માટે દરકાર કરતો નથી. આ કારણથી જ મ્હારો સિગરેટનો આશક મિત્ર સીગરેટ કે બીડી પીવાથી થતાં ફેફસાંના દર્દ માટે બેદરકાર રહે છે. એ મ્હારા મિત્રો દંભી છે એમ કોઇ ન માનશો. એ તો મ્હારા વધારેમાં વધારે પરિચિત પુરૂષો છે.

## ગુન્હેગારીની મનોદશાપર સહાનુભૂતીભર્યો પણ વેધક પ્રકાશ પાડતી ભાવકથા.

# ગુન્હેગાર!

આમો મહેતાને ત્યાં બેઠા હતા. રવિવારનો દિવસ હતો. બપોરથી પાનાં રમતાંરમતાં રાત્રી થઇ ગઇ હતી. છેલ્લા અઠવાડીયામાં વરસાદ વરસવો ચાલૂ રહ્યો હતો. અનુભવીઓ સારી રીતે જાણતા હશે કે વરસાદનો રવિવાર પ્રિયાના સંગમાં, અથવા મલ્લારના કરૂણ ક્રન્દનમાં અથવા પાનાં રમવામાં સારી રીતે વિતી જાય છે. અમારામાંના ઘણાખરા પ્રિયાસંગ રહિત હતા અને મલ્લાર ગાવાનો શોખ પણ બહુ જ ઓછાને હતો, તેથી આખો દિવસ પાનાં રમતાં વિતી ગયો. રાત્રિ થતાં જ્યારે બેએક મિત્રો ઉઠીને ચાલ્યા ગયા ત્યારે મહેતાએ રમવાનાં પાનાંનું પેકેટ ટેબલના ખાનામાં મૂકી દીધું. સીગરેટ, સીગાર અને પંદરમી વખતે પાનનું પુનરાવર્તન થયું. હું મહેતાની બાજૂમાં એક તકીઆને અઢેલી સીગાર ફૂંકી રહ્યો હતો. ત્રણચાર મિત્રો ઉઠીને ખુરસી ઉપર જઇ બેઠા. અને હવે અહીં-તહીંની ગપ્પાગોષ્ઠી થવા લાગી.

એક મધ્યમ કદની દુબળી પાતળી વ્યક્તિનું હું ઘણાં વખતથી નિરીક્ષણ કરી રહ્યો હતો. એની વય ૩૦–૩૫ વચ્ચેની હશે. બપોરના જ્યારે હું મહેતાને ત્યાં પહોંચ્યો હતો ત્યારે એ પહેલાંથી જ તેમને ત્યાં વિરાજમાન હતો. અત્યાર પહેલાં એને મેં કદિ જોયો નહોતો. જ્યારે અમો બધા પાનાં રમવા બેઠા ત્યારે તે ખુરસી ઉપર જ બેઠો રહ્યો, અને ત્યાંથી જ માથું અને હાથ હલાવીને પોતે પાનાંની રમતમાં રસ લે છે એવું દેખાડતો હતો. એને રમવાની ઇચ્છા નથી, પરંતુ રમત જોવામાં એને સંતોષ છે એની અમોને ખાત્રી થઈ ગઇ હતી. આખો દિવસ એ તે જ ખુરસી ઉપર બેઠો રહ્યો. ભાગ્યે જ કોઇએ એની સાથે વાત કરી હશે. તે છતાંયે કોઇ પણ પ્રકારના કંટાળા કે થાકનાં ચિન્હો એનાં મોઢાં ઉપર મને એક ક્ષણ માટે દેખાયાં નહીં. વાસ્તવીક યને કૃત્રિમ સ્મિત એના મોઢાં ઉપર એક સરખા ભાવે દેખાતું હતું. જોકે હું પાનાં રમવામાં ગુંથાએલો હતો, તે છતાં યે અવારનવાર તીરછી નજરે એ અપરિચિત અને અસાધારણ પ્રકૃતિની વ્યક્તિના હાવભાવ ઉપર ધ્યાન રાખતો હતો. એના મોંઢાના ભાવ ઉપરથી એક એવા પ્રકા-

ગુજરાતીમાં ઉતારનાર

'સાદીક'

રની, સહૃદયતાભરી સરળતા ઝરતી હતી જે ઘણું કરીને ભલાભોળા માણસોમાં જણાય છે. પરંતુ કદિકદિ તેની આંખો અકારણ વિદ્યુતની જેમ એવી તીક્ષ્ણતા સાથે ચમકી ઉઠતી કે એને જોઇને હું કોઇ અજ્ઞાત ભાવે ચકિત થઇ જતો હતો.

પાનાંની રમત પૂરી થતાં તે અપરિચિત માણસ ખુરસી ઉપર સારી રીતે જામી બેઠો, તે ઉપરથી મને સમજાયું કે તે અત્યારે ચાલી જવાનો વિચાર રાખતો નથી.

* * *

**અહીંતહીંની** બે-ચાર વાતો થયા પછી વર્તમાન સમયમાં દુષ્ટકર્મોની સંખ્યા–ગુનેહગારોની સંખ્યા દિનપ્રતિદિન વધતી જાય છે, એનું શું કારણ છે એ બાબતની ચર્ચા થવા લાગી. કોઇએ કહ્યું કે બેકારી વધવાને લીધે લોકોની સ્થિતિ ખરાબ થઇ ગઇ છે, અને નિરૂપાય થઇને બેકાર માણસો દુષ્ટ કર્મો કરવા લલચાય છે. એક બીજાએ કહ્યું કે જો માત્ર બેકારી જ ગુનાહો વધવાનું કારણ હોત તો માત્ર ચોરી, ધાડ, ઘર ફાડવાના બનાવો અથવા બહુ બહુ તો છેતરપીંડી સુધીના ગુનાહો જ થાત. પરંતુ આજકાલ નારીહરણ, પરસ્ત્રીગમન, પ્રેમ સંબંધી હત્યા અને આત્મહત્યાઓની સંખ્યામાં જે વધારો થઈ રહ્યો છે તેનું કારણ આર્થિક સંકટ કદિ પણ હોઇ શકે નહીં. નારીહરણ કેટલેક અંશે બેકારીના કારણે ઉત્પન્ન થએલી સામાજિક વ્યાધિનું ફળ હશે, કારણ કે કેટલાક ધંધાદારી ગુનેહગારો એ ઘૃણિત કાર્ય આર્થિક લાભ માટે કર્યા કરે છે; પરંતુ નારીહરણના બધા બનાવોમાં આર્થિક કારણ હોવાનું એથી ઠરતું નથી. એ સિવાય આ યુગમાં આપણે જોઇએ છીએ કે પતિ અને પત્ની પોતપોતાનાં પ્રેમિઓની જાળમાં એવી ખરાબ રીતે જકડાએલાં છે કે તેઓ એકબીજાનું ખૂન કરી નાખવાના કાવત્રાંઓ યોજવા લાગે છે. ત્રીજાએ કહ્યું, "ખરી રીતે પતિવ્રત ધર્મ આ ઘોર કળીયુગમાં એટલો બધો રસાતાળ પહોંચી ગયો છે કે ન પૂછો વાત ! સ્ત્રીઓ પોતાના પતિઓને ઝેર દઇને મારી નાંખે છે, થોડાં વર્ષો ઉપર આવી વાત કોઇ માનતુંજ નહીં. પરંતુ *આજકાલ વર્તમાનપત્રોમાં રૂ આદીના* વેપારી બજારના ભાવો જેટલા સાધારણ રીતે પ્રગટ કરવામાં આવે છે તેટલી જ સાધારણ રીતે આવા પ્રકારની ખબરો છાપવામાં આવે છે. સનસનાટીભર્યા સમાચારો છાપીને પોતાનાં પત્રનો ફેલાવો કરવાનો જેઓનો ધંધો છે તેઓ પણ આવી ખબરોને હવે ઉપેક્ષણીય સમજે છે, અને મોટા ટાઇપમાં એ ખબરોને નહીં છાપતાં સાધારણ નાના ટાઇપમાં કોઇ ખૂણે છાપી નાખે છે. એથી સ્પષ્ટ છે કે સમાજની નૈતિક મનોવૃત્તિનું કેટલું અધઃપતન થઇ ગયું છે. હવે કોઇપણ અનીતિભર્યાં કે દુષ્ટ ગુનાહનાં કામથી સમાજને આશ્ચર્ય થતું નથી.

હવે આપણી અપરિચિત વ્યક્તિએ પોતાનાં સુદીર્ઘ મૌનનો એકાએક ભંગ કર્યો. મહેતાની તરફ જોતાં એ બોલ્યા, "તમો બધાની વાતો ઉપરથી એટલું તો સ્પષ્ટ સમજાય છે કે દુષ્ટ કર્મ કરનારાઓ અથવા ગુનેહગારો પ્રત્યે તમારો ઉંડો તિરસ્કાર છે અને સમાજમાં એવા ગુનેહગારો વધતા જતા જોઇને તમોને પારાવાર દુઃખ થાય છે. તમો બધાનો આ મનોભાવ સ્વાભાવિક છે. ગુનોહ અંતે ગુનોહ જ છે. દુષ્ટ

કર્મ એ હંમેશા દુષ્કર્મ જ છે. તે છતાંયે જો તમો બધા પ્રકારના ગુનાહોને એકજ પંક્તિમાં મૂકીને બધાનું મજાકારણ "નૈતિક મનોવૃત્તિનું અધઃપતન" સમજશો તો હું તમારી એ વાત સાથે કદિ પણ સહમત થઈશ નહીં ઉન્નત માનસિક-વૃતિઓને જરૂર કરતાં વધુ અનુસરવાને કારણે પણ ઘણી વેળા મનુષ્યને ગુનોહ કરતો જોવામાં આવે છે"

આ મન્તવ્ય એવું અદ્‌ભૂત હતું કે હું તો ટટ્ટાર થઈ બેઠો અને અત્યંત ઉત્સુકતા સાથે એ અપરિચિત વ્યક્તિ તરફ જોવા લાગ્યો. મહેતાને એનું કથન ગમી ગયું હોય એમ જણાયું અને બાકીના બધા એથી આશ્ચર્યમાં પડી ગયા હતા. તે અપરિચિત માણસ કોઈનાં પ્રસન્નતા, અપ્રસન્નતા, કૌતુહલ અથવા આશ્ચર્ય પ્રત્યે જરાયે ધ્યાન નહીં આપતાં આવેશમાં કહેતો રહ્યો, "જો ગુનોહ અને ગુનેહગારો પ્રત્યે દરેક સ્થિતિમાં તિરસ્કાર કે ઘૃણા પ્રકટાવવી તમારા લોકોનો સિદ્ધાંત હોય તો સૌથી પહેલાં હુંજ તિરસ્કાર અને ઘૃણાને યોગ્ય "ગુનેહગાર" છું. જો તમોને સમય હોય તો હું મારા જીવનની કથા સંભળાવીશ તે ઉપરથી તમો જાણી શકશો કે માણસની ઇચ્છા નહીં હોવા છતાંયે તે કેટલી હદ સુધી દુષ્કર્મો–ગુનાહોને અપનાવી શકે છે."

"અમો જરૂર સાંભળવા માંગીએ છીએ." મેં ઉત્સાહ દેખાડતાં કહ્યું, મહેતા જો કે એની વાતો સાંભળવા માટે ઉત્સુક દેખાતા નહોતા તે છતાંયે બીજા મિત્રોનો ઉત્સાહ જોઈને એમણે મૌખિક ઇચ્છા પ્રગટ કરી.

અપરિચિત વ્યક્તિએ પોતાના જીવનની કથા કહેવા માંડી.

* * *

## "હું" મારા પ્રારંભિક જીવનમાં

કદિપણ સ્વપ્નેયે એવી કલ્પના સુદ્ધાં કરી શકતો નહીં કે કોઇ પણ દિવસે દુષ્કર્મ કરનારાઓની મનોવૃત્તિ મારા જીવનમાં ઘર કરી બેસશે સુંદર, નિર્મળ, સ્નિગ્ધ અને પવિત્ર વિચારો સાથે મારો બાલ્ય-કાળ અને કીશોરજીવન વિતી જતું હતું. એમાં શંકા નથી કે નારીના રૂપની મોહીનીનાં આકર્ષણે મારી ઉપર નાનપણથી જ પોતાનો પ્રભાવ નાખવા માંડયો હતો

હું ભાવિક હતો અને મારાં હૃદયની અનુભૂતિ અત્યંત પ્રબળ હતી. તેથીજ સ્ત્રી સૌંદર્યની માયાનાં પ્રતિબિમ્બ મારાં અનુભૂતિશીલ અંતઃકરણ ઉપર પડવા લાગ્યાં એમાં કે આશ્ચર્ય નથી. પરંતુ એ પ્રતિબિમ્બનું કોઇ પણ પ્રકારે નુકશાન કરતું પરિણામ આવવાને બદલે એક પ્રકારનો વિશુદ્ધ પ્રકાશમય આનંદ મારાં હૃદયના અણુએ અણુમાંથી નિકળવા લાગ્યો હતો, જેવી રીતે હિમાલય પર્વતના શુભ્ર શિતળ હિમપર પ્રભાતકાલીન સૂર્યની રશ્મિઓ પડવાથી રંગબેરંગી વાતાવરણ છવાઇ જાય છે. હું મારાં પાપ–પુણ્યમય જીવનની એક પણ વાત તમારી સામે સંતાડવા ઇચ્છતો નથી. હું સ્પષ્ટપણે સ્વીકાર કરવા માગું છું કે હું જ્યારે પહેલ વહેલો નારીસૌંદર્ય પ્રત્યે આકર્ષાયો ત્યારે મારી વય માત્ર દસ વર્ષની હતી. એક દિવસે હું મારા એક સાથીને ત્યાં રમવા માટે ગયો હતો. બહાર અમે ચોર પકડવાની રમત રમતા હતા. મારો એક સાથી ચોર બન્યો હતો. તે મને થાપ આપવા માટે એના ઘરના કોઈ ભાગમાં જઇ સંતાયો. હું પણ એના ઘરમાં એની

પાછળ ગયો. એના ઘરમાંની બધી સ્ત્રીઓ મને જાણતી હતી, તેથી કશાયે સંકોચ-વીના હું અંદર જઇ શક્યો. ત્યાં મેં એક અદ્ભૂત રૂપવતી અપરિચિત સ્ત્રી જોઇ, તેથી મને ખૂબ આશ્ચર્ય થયું. નીલવર્ણી બનારસી સાચી જરીથી ચમકતી રેશમી સાડી પહેરીને, સુંદર ને નાજુક ઘરેણામાં સજ્જ થઇને, તપેલાં સુવર્ણ જેવી ગૌરવર્ણી એ યુવતીને જોતાંજ હું વિહ્‌વલ દૃષ્ટિએ એની સામે ઘણા વખત સુધી તાકી રહ્યો. મારી વ્યાકુળ ઉત્સુકતા જોઇને એ મધુર સ્મિત કરીને અત્યંત સ્નેહ-પૂર્વક મારાં માથાં ઉપર હાથ ફેરવવા લાગી; અને અતિ મીઠા સ્વરે બોલી, "કોને શોધે છે?" એ સ્નેહસ્પર્શથી મારા રોમાંચિત હૃદયની શી સ્થિતિ થઇ એ હું કહી શકતો નથી, પરંતુ એટલું તો હું જરૂર કહી શકું છું કે એવા મધુર, પવિત્ર, પરમાનંદમય સ્પર્શનો આ જીવ-નમાં મેં ફરી કદી પણ અનુભવ કર્યો નથી. રમવાનું છોડી દઇને ઘણા વખત સુધી હું એ અપરિચિત સ્ત્રીની પાસે રહ્યો. જ્યારે એ પોતાને ઘેર પાછી જવા લાગી ત્યારે જતી વેળા ફરી એક વાર એ મંગળમયી સ્નેહદૃષ્ટિથી મને તાકીને જોતાં મારા ગાલો પર પોતાના સ્નિગ્ધ સરસ હાથ ફેરવીને કહેવા લાગી, "ચાલ, મારે ઘેર આવશે?" જવાની અદમ્ય ઇચ્છા હોવા છતાંયે હું ગયો નહીં. પિતાશ્રીની રજા લીધા વીના કોઈ-નેયે ઘેર નહીં જવાય એવા સંસ્કાર મારા હૃદયમાં હતા. પરંતુ એ મોહિની રમણી દરેક પળે મારા મનોરાજ્યમાં વિચરતી રહી. મને યાદ છે ત્યાં સુધી એ રાત્રીએ મેં એને સ્વપ્નામાં જોઇ હતી. અને સવારે આંખ ઉઘડતાં પહેલવહેલા મેં એનેજ યાદ કરી હતી. એ કોણ હતી, ક્યાંથી આવી હતી, એની મને હજી સુધી ખબર નથી. અને તે દિવસ સિવાય ફરી કદિ પણ મને એ દેખાઇ નથી. હા, મારી માનસિક આંખો હજી સુધી (પચ્ચીસ વર્ષ પછી પણ) એને પ્રત્યક્ષ જુએ છે. એ પોતાનો અલૌકિક ચમત્કાર દેખાડીને વિલીન થઇ ગઇ, અને મારા હૃદયમાં પોતાનું સ્થાયી ચીન્હ મૂકી ગઇ.

* * *

"ત્યારથી જ્યારે જ્યારે કોઇ કાવ્યમાં કોઈ અનુપમ સુંદર સ્ત્રીની વાત આવે છે ત્યારે હું મારા મનમાં નાયિકાને બદલે એ જ અપરિચિત સુંદરીને લક્ષમાં રાખતો રહ્યો છું. શકુન્તલા, કુમાર સંભ-વની પાર્વતી અને તુલસીદાસની સીતા મારે માટે એ એક જ રૂપમાં વ્યક્ત થયા કરતી હતી. મને સારી રીતે યાદ છે કે જ્યારે તેર વર્ષની વયમાં તુલસીદાસની રામાયણમાં સીતા–સ્વયંવરનું વર્ણન વાંચતાં વાંચતાં આવા પ્રકારના શબ્દો વાંચવા લાગતો કે,

સોહ નવલ તનુ સુન્દર સારી,

જગત-જનની અતુલિત છબિ ભારી.'

ત્યારે હું મારાં મનચક્ષુ વડે એ જ પૂર્વોક્ત રમણીને જગતજનનીના રૂપમાં જોઇને અલૌકિક પ્રેમહર્ષથી પુલકિત થઇ જતો હતો અને મારી આંખોમાં ખરે-ખર ઝળઝળીઆં ભરાઇ આવતાં હતાં. નિર્દોષ સૌંદર્ય અને પવિત્ર પ્રેમની એ દીવ્ય સ્મૃતિને હું કદી પણ ભૂલી શક્યો નથી.

એ પછી ચઉદ કે પંદર વર્ષની વયમાં મને એક બીજી યુવતિનું અનિ-

વર્ણનીય રૂપ જોવાનું સદ્ભાગ્ય મળ્યું હતું. મારા એક મિત્રની બગલમાં એક મોટું ગુમડું થયું હતું. એ છોકરો સ્કુલની હોસ્ટેલમાં રહેતો હતો. તેનો કોઇ અંગત માણસ ત્યાં નહીં હોવાથી હું જ એને હોસ્પીટલમાં લઇ ગયો હતો. મોટા ડોકટર સાહેબ કૈં કામે બહાર ગએલા હોવાથી એક હિંદી ડોકટર મહિલાએ ઓપરેશન કરવાની તૈયારી કરી. એ સ્ત્રી ડોકટરનું નિર્મળ, સુંદર અને વિમોહક રૂપ એટલું બધું હૃદયાકર્ષક હતું કે મારૂં હૃદય એના ચરણો ઉપર તરફડીઆં મારવા લાગ્યું; પરંતુ મને આશ્ચર્ય એટલા માટે થઇ રહ્યું હતું કે જે સ્ત્રી આટલી બધી કોમળ અને સુંદર છે તે કેવી રીતે કાપાકાપીનું કામ કરી શકતી હશે! તે મને અને મારા મિત્રને એક જુદા ઓરડામાં લઇ ગઇ. મારા સાથીને એક ટેબલ ઉપર ચત્તા સુવાડીને તેનું ખમીસ કઢાવી લઇને તેના બંને હાથો જોરથી પકડી રાખવાનું મને કહ્યું. હું એક પુતળાંની માફક તેની આજ્ઞાનું પાલન કરવા લાગ્યો. એક ચાકુ લઇને એ તો કાપવા લાગી. મારો સાથી એ સહન કરી ન શકવાથી ચીસ પાડી ઉઠયો. હું એ દ્રશ્ય જોઈ ન શકયો અને મેં હાથ ઢીલા કરી નાખ્યા. સ્ત્રી ડોકટરે મારી સામે કમાન જેવા ખેંચાએલાં ભવાં કરી જોવા માંડયું અને બોલી "તમે બાયલા બહીકણ છો!" ગભરાઇને મેં ફરીથી મજબૂતપણે મારા સાથીનો હાથ પકડયો અને સ્ત્રી ડોકટરે કશાયે સંકોચ વીના એ ગુમડાંને આરપાર ચીરી નાખ્યું. પટા બાંધ્યા પછી એ સ્ત્રીએ કોપરૂપ ત્યાગીને પોતાના સ્વાભાવિક મધુર સ્નેહ સાથે અમારી તરફ રિમત કરતાં બોલી, "ગભરાવાની કરી જરૂર નથી. બધું સારૂં થઇ જશે."

એ અનુપમ સૌંદર્યની મૂર્તિનાં સ્મરણો હૃદયમાં ભરીને હું ઘેર ગયો. એ નાની વયમાં પણ મારાં મનમાં ભકિતના ભાવ જાગ્રત થઇ ચૂકયા હતા. તમો જાણીને હસશો કે એ સ્ત્રી ડોકટર પ્રત્યે મારા મનમાં અત્યંત માનના ભાવોએ સ્થાન લીધું હતું.

કીશોર વયની આ બધી વાતોનો મેં એટલા માટે ઉલ્લેખ કર્યો છે કે મારા ભકિત અને શ્રધ્ધાભર્યા નિષ્કલંક આત્માનો ઝુકાવ કોની તરફ હતો. તે તમો જાણી શકો. સ્ત્રીને તેના ઉન્નતતમ રુપમાં જોવામાં, એની પૂર્ણતમ પવિત્રતા પર વિશ્વાસ કરવાની વૃતિ મારી રગેરગમાં સમાએલી હતી. સૌંદર્ય, પ્રેમ, પવિત્રતા અને આનંદની દુનિઆમાં જ મારૂં બાલ્ય અને કીશોર જીવન વિતી ગયું.

* * *

યુવાનીમાં પગ મૂકતાં જ મારે એવી દુઃખ અને શોકપૂર્ણ સાંસારિક પરિસ્થિતિઓનો સામનો કરવો પડયો કે મારી માનસિક ક્રીયાનું આખું ચક્ર જ બદલાવા લાગ્યું. થોડા જ દિવસોમાં એક પછી એક મારાં કુટુંબનાં લગભગ બધાં જ માણસો મરી ગયાં, અને છેવટે મારી બ્હેનને ક્ષયરોગ લાગુ પડયો. તે વેળાએ મારાં આખાં ઘરમાં પુરૂષ કહેવરાવવા માટે હું એકલો જ હતો. બે ત્રણ મહિના સુધી એની સુશ્રુષા કરવા પછી એક દિવસની સંધ્યાએ હું એને સ્મશાન લઇ જઇબાળી આવ્યો. જે માણસોને અનુભવ નથી તેઓ એ સમજી પણ નહીં

શકે કે ક્ષય રોગના રોગીની સુશ્રુષા કરવી કેટલી મુશ્કેલ હોય છે. બીજા રોગના રોગીઓની સેવા શરીરને થકવી નાખે છે, પરંતુ ક્ષયનો રોગી સારાયે અંતરાત્માને થકવી અને નિર્જીવ કરી નાખે છે. એ જીવિતાવસ્થામાં જ સારાયે વાતાવરણમાં પ્રેતલોકનું ભયાવહ વાતાવરણ ઉત્પન્ન કરી નાખે છે. હશે, એક બ્હેનના મૃત્યુ પછી થોડા જ વખતમાં બીજી વિધવા બ્હેનને પણ એ જ રોગે પછાડી નાખી. દીર્ઘ પરિશ્રમ અને ધીરજ પછી એને પણ સ્મશાનમાં પહોંચાડી આવ્યો. થોડા જ દિવસ પછી મારી ભાભી પણ એ જ રોગના પંજામાં સપડાઈ ગઇ. ઓહ! કેટલી વ્યાકુળતા હતી! આ બધી વ્યાધિઓને લીધે મારે લાગલાગટ બે ત્રણ વર્ષ સુધી માનસિક અશાંતિ અને વ્યાકુળતા ભોગવવી પડી. મારાં ભાભીના ક્ષય પછી મને એમ લાગવા માંડ્યું કે હું ક્ષય સાગરનો નાવિક છું અને મૃત્યુલોકના યાત્રિઓને એક પછી એક જીવનની પેલેપાર પહોંચાડતો રહું છું. મારી ચારે તરફ હું મૃત્યુના ઘેરા ધુમસનો આભાસ જોયા કરતો હતો. દરેક પ્રાણી મને ક્ષયરોગમાં સપડાતો અને પ્રેતરૂપ ધારણ કરતો જણાતો હતો. સર્વત્ર વિષાદથી પૂર્ણ મૃત્યુનું અટલ રાજ્ય મને દેખાતું હતું.

હવે સ્રીનાં સૌન્દર્યમાં મારે માટે જરાયે આકર્ષણ રહ્યું નહોતું. કોઇ રૂપવતી રમણી ઉપર જ્યારે મારી દૃષ્ટિ પડતી ત્યારે મારો અંતરાત્મા તરત જ સચેત થઇને મને સાવધાન કરતાં જાણે કહેતો કે, "આ રૂપનાં ભીતરમાં ક્ષયના જંતુઓ છૂપાએલાં છે; જે સમય મળતાં જ એને પ્રેત બનાવી મૂકશે." અને તે જ ક્ષણે એ મોહિની રમણીનું પ્રેતરૂપ મારી માનસિક દૃષ્ટિ સામે આવી નૃત્ય કરવા લાગતું. મારી માનસિક ભાવધારામાં એક અદ્ભુત પરિવર્તન થઇ ગયું! હવે હું ઘોર તામસિક આસ્વાદમાં ઘેરાઇને હું પ્રેતલોકમાં વિકૃત આનંદનો અનુભવ કરવા લાગ્યો. કોઇપણ ઓળખીતા પાળખીતાના અવસાનના સમાચાર સાંભળીને મારો ખિન્ન થએલો આત્મા ઉલ્લાસથી પુલકિત થઇ ઉઠતો. અરે મારા મહોલ્લામાં પણ જો કોઇનું મૃત્યુ થતું તો મારામાં અજબ જેવી સ્ફુર્તિ આવી જતી. તમે મારી આ વાત ઉપર જરૂર વિશ્વાસ કરજો કે કોઇનાયે લગનમાં જ્યારે હું ભાગ લેવા જતો ત્યારે મારા મનમાં અવર્ણનીય ઉદાસીનતા છવાઇ જતી હતી, અને કોઇપણ શબયાત્રાના અવસરે મારાં રોમેરોમમાં એવો ઉત્સાહ ઉભરાઇ આવતો હતો, એવી ચેતના જાગી ઉઠતી હતી કે એનો આજે પણ વિચાર કરતાં મને પોતાને ભારે આશ્ચર્ય થાય છે. સ્મશાનમાં જઇને ચિતા ખડકવવામાં હું સૌથી વધુ ઉત્સાહ દેખાડતો હતો, અને અગ્નિની જ્વાળાઓ નિકળવા લાગતાં અત્યંત લુબ્ધ દૃષ્ટિએ મૃતવ્યક્તિને બળતી જોતો—અને જોઇ જોઇને મારો હર્ષ ખુબ વધી જતો. મસ્તિષ્ક અથવા હાથપગની ચરબી તેમજ હૃદયનું રક્ત બળતાં જ્યારે જ્યારે ફડાક કરતા અવાજો થતા ત્યારે ત્યારે મારા હૃદયમાં આનંદ પથરાતો જો રાતનો સમય હોય અને અંધકારમાં ચિતાગ્નિની લપલપાતી જીભનો પ્રજ્વલિત પ્રકાશ જોવા મને મળતો ત્યારે મારા અણુએ અણુમાં કોઇ એવો ઉમંગ છવાઇ જતો; કે તેનું વર્ણન હું કરી શકતો નથી. એ આનંદ સામે મને જગતના સકળ આનંદો તુચ્છ જણાતા. મારા હૃદયની એવી વિચિત્ર દશા થઈ ગઇ કે શહેરમાં કોઈ મારી પરિચિત કે અપરિચિત કોઇપણ વ્યક્તિ જ્યારે પણ મરી

જતી ત્યારે હું મારું બધું કામ છોડીને એની શબયાત્રામાં જઈ ભેળાતો. જાણે કોઈનું મૃત્યુ મારા પરમ આનંદનું કારણ હોય ને!

"આવી માનસિક સ્થિતિ ઘણા વખત સુધી રહી. જગતનાં બધાં માણસો પોતાનાં જીવનની અનેક વ્યાધિઓના ફંદામાં જકડાએલા હતા પરંતુ હું એ બધાનાં મૃત્યુની વાટ જોઇ રહ્યો હતો. કોઇ પણ માણસની તબીઅત જરાએ બગડતી તો હું તરતજ મારા મનમાં એવી કલ્પના કરવા લાગતો કે એના હવે બહુજ થોડા દિવસો બાકી રહ્યા છે. હવે એની વાતો, એનું હાસ્ય, એનો આનંદ વ્યર્થ છે. કોઇને ત્યાં પુત્ર થતો અને જો તે મને જરા દુબળો પાતળો દેખાતો તો હું વિચારતો કે બહુજ થોડા વખતમાં ક્ષયરોગનો એ શિકાર થઇ જશે; અને એનાં અજ્ઞાન માતપિતા એને જોઇ જોઇને નકામા મલકાઈ રહ્યા છે. એમનો બધો આનંદ ઘડીપળનો છે. તાત્પર્ય એ જ કે બાળકમાં, વૃદ્ધમાં, સ્ત્રીમાં, પુરૂષમાં પૃથ્વિ અને આકાશમાં સર્વત્ર મને મૃત્યુની છાયા નૃત્ય કરતી દેખાતી હતી.

"મારી આવી માનસિક સ્થિતિને એક દિવસે અચાનક એવો ધક્કો લાગ્યો કે જેથી એમાં સંપૂર્ણ પરિવર્તન થઇ ગયું. તે દિવસે મારા એક ઓળખીતાને ત્યાં કોઇ ખાસ કારણસર ભોજન હતું. મને પણ નિમંત્રણ હતું. ભોજન પહેલાં સંગીત મંડળી બેઠી હતી. બે એક વ્યક્તિઓ ગાઇ ચૂકયા પછી એક લગભગ તેર વર્ષની છોકરી કેટલાક માણસોના આગ્રહને લીધે હારમોનીયમ પાસે આવી બેઠી. હું મારા મિત્રો તેમજ ઓળખીતાઓને ત્યાંની લગભગ બધી છોકરીઓને જાણતો હતો. પરંતુ આ છોકરી અત્યાર અગાઉ મને કયાં યે દેખાઇ નહોતી. એ દુબળી પાતળી હતી. એના મોઢાનો રંગ જો કે શ્વેત નહોતો, તો યે શ્યામ કહી શકાય એવો યે નહોતો. એણે જાંબુડીઆ રંગની સાડી પહેરી હતી. એનું હલન ચલન, ઉઠબેસ, વાતચીત એની સુઘડતા અને સૌષ્ઠવ અભિજાતતા વ્યક્ત કરતાં. પરંતુ એ બધી વાતો તરફ મારું ચિત્ત આકર્ષાયું ન હોતું. હું માત્ર એની આંખોને જોઇ ચકિત થઇ ગયો હતો. ઉજ્વળ, વિસ્મિત આંખોની એવી માર્મિક તીવ્રતાનો મેં કદી પણ અનુભવ કર્યો નહોતો. હું મોહાવિષ્ટ થઇને ઉન્માદગ્રસ્ત જેમ એની તરફ જોતો રહ્યો. જોતજોતામાં મને એવું લાગવા માંડ્યું કે મારા હૃદયની સામે જમાના જૂનો મૃત્યુનો જે કાળો પડદો પડયો હતો એને જાણે કોઇએ પોતાના જાદુના સ્પર્શથી પળવારમાં આરપાર ચીરીને છીન્નભીન્ન કરી નાખ્યો હતો. શરદ ઋતુ હતી. મારા રોમેરોમમાં અનન્ત જીવનની સ્નિગ્ધ ચેતના સંચરવા લાગી. મારો અંતરાત્મા જાણે પ્રભાતના તેજસ્વી કીરણોથી ઉજ્વળ થઇ ગયો. હું તમને કહી ચૂક્યો છું કે છોકરી દુબળી પાતળી હતી, પરંતુ એની આંખોની અલૌકિક માયાને કારણે એનાં શરીર તરફ મારું ધ્યાન જતું નહોતું. મને તે વેળાએ એવું જણાતું હતું કે જાણે એનામાં શરીરત્વનું નામે નથી, જાણે તે આકાશ તત્વમાં તરંગિત થનારી એક અતીન્દ્રિય છાયા હોયને!

છોકરીએ હારમોનીયમ ઉપર એવા સરસ અવાજે ગાવા માંડ્યું કે બધા સાંભળનારા સ્તબ્ધ થઇ ગયા. એ ખમાચ ગાતી હતી. એના હલકભર્યા કંઠમાં એવું દર્દ હતું કે જાણે આખું વાયુમંડળ

વિરહની કરૂણ વેદનાથી મંદ-મધુર રડી રહ્યું હોય. બધાને વિહ્વળ વિભ્રાન્ત કરતાં એ છોકરીએ બીજાં બે ગાયનો ગાયાં. એ રાત્રે જ્યારે હું ઘેર પહોંચ્યો ત્યારે પલંગ પર પડ્યાં પડ્યાં ઘણા સમય સુધી એક નવીન રસતો અનુભવે આવેલા ચૈતન્યને લીધે ધ્રૂસકા ખાતો ખાતો રડતો રહ્યો. રૂદનમાં આટલો બધો આનંદ છે, એની મને પહેલવહેલીજ ખબર પડી. આજે હું મૃત્યુની અચ્છેદ્ય માયા ભેદીને જીવનનાં પારણામાં પગ મૂકતાં પૂરેપુરો આનંદી બન્યો હતો.

"બીજા દિવસે બીજું એક બહાનું કરીને હું મારા એજ મિત્રને ત્યાં ગયો. ગઇ કાલે ઘણાં માણસો વચ્ચે મેં એ છોકરીને જોઇ હતી. આજે વ્યક્તિગત રૂપમાં એને જોવાનું સદ્ભાગ્ય પ્રાપ્ત થયું. મારા મિત્રને મેં પૂછ્યું કે 'એ છોકરી કોણ છે, અને તમારી સાથે એને શો સંબંધ છે?' મારા મિત્રની વાત પરથી જણાયું કે એ એમના મામાની પુત્રી છે, અમદાવાદની કોઇ કોલેજમાં અંગ્રેજીનો અભ્યાસ કરે છે અને એના ભાભીના ખાસ આગ્રહથી રજાના દિવસો વિતાડવા તે આવી છે. મેં ફરી એક વેળાએ છોકરીને જોતાં કહ્યું, 'ગાય છે તો ઘણું સારૂં, મહેરબાની કરીને આશાવરી સંભળાવવા કહેશો? મને બધી રાગણીઓમાં આશાવરી વધુ ગમે છે.' મારા મિત્રે છોકરીને સંબોધતા કહ્યું,' સરલા, ગાશે? ગા જોઉં!' સરલા કંઈ પણ વિરોધ વિના ચમકતા તારલાની જેમ વિસ્મીત, તે છતાંયે સ્નિગ્ધ દ્રષ્ટિએ મને જોતી સ્થિર અને શાંત પગલે નીચે બેસી ગઇ. હારમોનીયમ ત્યાંજ હતું. કદાચ મારા આવવા અગાઉ એક વેળા ગાયન થઇ ચુક્યું હશે. આજે પણ મારો અન્તરાત્મા અતૃપ્ત ભાવે એની નિરાળી તીક્ષ્ણ ભાવુકતાભરી આંખોના રસનું પાન કરી રહ્યો હતો, એના સિવાય એની આંખો સિવાય, મને બીજા કશાનું ધ્યાન નહોતું.

"એ આશાવરી ગાવા લાગી. મારા જીવનમાં હું કદી પણ આ રાગણી સાંભળતાં થાક્યો નથી. તે દિવસે ઘણા દિવસો પછી મને આશાવરી સાંભળવાનો અવસર મળ્યો હતો. મારા હૃદયનું દરેક રક્તકણ એ સાંભળીને નૃત્ય કરવા લાગ્યું હતું. તે પછી એકાદ બીજું ગાયન સાંભળ્યું. પછી મારા મિત્રનો આભાર માની છોકરી તરફ મુક કૃતજ્ઞતા પ્રગટ કરીને હું ભાવભર્યો ત્યાંથી ચાલતો થયો. જો કોઇ મારી આ વાત સાંભળી એમ સમજે કે સરલા પ્રત્યે મારા મનમાં પ્રેમનો ભાવ ઉત્પન્ન થઇ ગયો હતો તો તે એક ભયંકર ભૂલ થશે. એમાં જરાયે શંકા નથી કે પ્રેમનાં લક્ષણ લગભગ એવાંજ હોય છે. પરંતુ મારા હૃદયનો વાસ્તાવિક ભાવ પ્રેમ નહીં, પણ એથીયે વધારે હતો. અપરિસીમ શ્રદ્ધા અને સમ્ભ્રમના ભાવથી મારૂં હૃદય નમી ગયું હતું. પ્રેમ ત્યાંજ હોય છે કે જ્યાં બંને પક્ષોના હૃદયગત ભાવોના પરસ્પર વિનિમયની સંભાવના હોય. પરંતુ સરલા પ્રથમ તો વયમાં નાની હોવાને કારણે સંસારના અનુભવોથી અજ્ઞાન હતી, બીજું તે એવા ઉચ્ચ કુહેવાના સમાજના ગૌરવગંભીર વાતાવરણમાં ઉછરી હતી, કે તેની સાથે મારી કોઇ પણ પ્રકારની ઘનિષ્ટતા સંભવી શકે નહીં-સિવાય કે કોઇ અસાધારણ અકસ્માત એને શક્ય બનાવે. અકસ્માતનું નામ અકસ્માત હોવાથી તેના સંભવઅસંભવનો વિચાર કરી શકાય નહીં. આ

વાત હું પહેલી નજરે સમજી ગયો હતો. તેથી તેની સાથે પ્રેમનો સંબંધ જોડવાની લાલસા મારા મનમાં કોઇ પણ પ્રકારે ઉત્પન્ન થઇ શકે નહીં, તે છતાંયે, હું અગાઉ કહી ચુકયો છું, કે જે ભાવ મારા મનમાં એના પ્રત્યે ઉત્પન્ન થયો હતો તે પ્રેમ કરતાં અનેકગણો ઉન્નત અને સુંદર હતો.

"તે દિવસ પછી હું સરલાને જોવા–તેનાં દર્શન કરવા મારા મિત્રને ત્યાં ગયો નહીં. થોડા દિવસ પછી મને ખબર મળી કે થોડા દિવસ અગાઉ એ અમદાવાદ પાછી ગઇ હતી. તે ચાલી ગઇ, પરંતુ મારી જીવનધારા લઇન પલટતી ગઇ. માત્ર એજ દિવસનાં દર્શનથી! જગતની રાત્રિ દિવસની તુચ્છતાની અંદર મને વિમળ આનંદાભાસ દેખાવા લાગ્યો. રોગ, શોક અને મૃત્યુની કાળી છાયા વિલિન થઇને મારી આંખોની સામે અનન્ત જીવનની સ્નિગ્ધજ્યોતિ ઝળહળવા લાગી. ક્ષયરોગનું ભૂત મારા મનમાંથી એકદમ નિકળી ગયું!

"ત્રણ વર્ષ સુધી લાગલાગટ હું કોઇ ને કોઇ ઘડીએ સરલાને એક વેળા તો જરૂર યાદ કરી લેતો, ખાસ કરીને સ્નિગ્ધ વિષાદનેલીધે પીળી પડેલી સુવર્ણ સન્ધ્યાના સમયે એનું ધ્યાન ધર્યા વિના મારા આત્મામાં કોઇ પણ પ્રકારની ચેતના જ જાગ્રત થતી નહીં! ચોથા વર્ષના પ્રારંભમાં મને ખબર પડી કે સરલા મારા એ મિત્રને ત્યાં આવી છે, અને તેને તાવ આવે છે. બીજે જ દિવસે હું મારા મિત્રને ત્યાં હાજર થઇ ગયો. હું ધારતો હતો કે તે સાધારણ પ્રકારનો તાવ હશે. 'ફીવર મિક્ષ્ચર' અથવા કવીનાઇન આપવાથી એએક દિવસમાં તે સાજી થઇ જશે. પરંતુ મારા મિત્રે કહેલી હકીકત સાંભળીને મારા રૂંવેરૂંવા ઉભાં થઇ ગયાં. મારૂં માથું ભમવા લાગ્યું. એમણે કહ્યું કે, એને ટી. બી. થયું છે. ટી. બી. એજ ક્ષય રોગ, જેની વાતોથી મારૂં માથું ફરી ગયું હતું! એજ રોગે એ છોકરી પર આક્રમણ કર્યું. એજ છોકરીએ મને પોતાનાં વ્યક્તિત્વના પ્રભાવથી એ રોગના બંધનમાંથી મુક્ત કર્યો હતો. કંપતા સ્વરે મેં મારા મિત્રને પુછયું, 'હું અંદર જઇને એને જોઇ શકું કે?' મારો મિત્ર પોતાની સાથે મને અંદરના ઓરડામાં લઇ ગયો. ત્યાં સરલા પલંગ પર ચત્તી પડી હતી. એની આંખની એ આધ્યાત્મિક મનોહરતા કયાં ગઇ! કયાં છે એની વિસ્મિત ભાવુકતા! હાડના ખોખાંમાં ઘુસી ગએલા એ પ્રકાશખીંદુઓ એનાં પ્રેતમુખને વધુ ભયાનક રૂપ આપી રહ્યા હતા. હું ઘણો જ ઉતાવળો એ ઓરડામાંથી બહાર નિકળી આવ્યો.

"સરલાને મા–બેન કોઇ પણ હતું નહીં, તેથી મારા મિત્રની પત્નિએ સરલાની પરિચર્યાનો ભાર લઇ લીધો હતો.. એનો પિતા એક ઉંચા પદનો સરકારી અધિકારી હતો. થોડા દિવસો પછી લાંબી રજા લઇને તે પણ આવી પહોંચ્યો. ત્રણ મહિના સુધી બધાંએ મળીને સરલાની યથેષ્ટ પરિચર્યા કરી–છેવટે રામનામનો મહિમા ગાતા અમો બધા એને સ્મશાનમાં લઇ ગયા.

"જે રૂપે એકવેળા મારાં મનમાં ઉલ્લાસનો જન્મ આપ્યો હતો, જેણે મારી નિરાશાનો નાશ કર્યો હતો, એ રૂપ કઇ અવસ્થામાં અલોપ થઇ ગયું તેનું યથાયોગ્ય ચિત્ર આંકવું અસંભવિત છે, તેથી એ સંબંધમાં હું કૈં કહીશ નહીં. પણ આ ઘટનાથી ફરી મારાં મનમાં મૃત્યુનું ભૂત ભમવા લાગ્યું. હવે તો હું જાણે પાગલ થઇ

ગયો. એમ શા માટે—વાસ્તવિક અર્થમાં દિવાનાપણું—પાગલપણાના ભયે મને ઘેરી નાખ્યો. મેં વિચાર્યું કે દિવાના થવા કરતાં આત્મહત્યા કરવી સારી. પરંતુ એક વેળા જીવનનો આનંદ અમુક અંશે મેળવી ચૂક્યો હતો તેથી આ વેળાએ આત્મઘાત કરવાની પૂરેપુરી હીંમત હું કરી ન શક્યો.

"ભયાનક દુઃખભર્યા વિચારોની અથડામણે મારી માનસિક સ્થિતિને અત્યંત વિકૃત કરી નાખી. મૃત્યુના ચિરાન્ધકારમય કાળરૂપે મને એટલો બધો પજવી નાખ્યો હતો કે હું કોઇ પણ ઉપાયે તેનાથી મુક્તિ મેળવવા ઇચ્છતો હતો. મેં વિચાર્યું કે ઘોર પાપમાં ડૂબીને પણ જો જીવનનો આભાસ કોઈ પણ અંશમાં મળી આવે (પછી તે ગમે તેવા વિકૃત સ્વરૂપમાં ભલે હોય) તો તેને અપનાવી લેવો જોઇએ.

છેવટે મારા પરિપૂર્ણ પતનની ઘડી આવી ઉભી. હું જે ઘરમાં રહેતો હતો એ ઘર એક સાંકડી ગલીમાં આવેલું હતું. મારા ઘરની સામેના ઘરમાં એક પંદર સોળ વર્ષની છોકરી હંમેશાં પોતાનાં છજ્જામાંથી મને અનેક પ્રકારના ચંચળ હાવભાવ દેખાડયા કરતી હતી. પહેલાં તો મારી દ્રષ્ટિ એના ઉપર પડતાં જ હું ઘૃણાના ભાવે મોઢું ફેરવી લેતો હતો. પરંતુ હવે મારા મનમાં પાપના કીડાએ ઘુસી જઇને મારૂં દ્રષ્ટિકોણ જ એકદમ બદલી નાખ્યું હતું. તેથી હવે હું પણ એના પ્રત્યે આકર્ષાવા લાગ્યો હતો. એટલું જ નહીં પણ મારા આંખના ભાવોથી મારો પ્રેમ પણ જાહેર કરવા લાગ્યો હતો. મારા મનના ભાવો ઓળખવામાં એને વિલંબ લાગ્યો નહીં. તે બમણા ઉત્સાહથી પોતાનો ઉલ્લાસ-વિલાસ પ્રગટ કરવા લાગી.

"મેં ધીમે ધીમે એ મકાનમાં રહેનારા પુરૂષો સાથે ગાઢી મૈત્રી કેળવવા માંડી, અને હું ત્યાં આવજા કરવા લાગ્યો. હું પહેલાં જ કહી ચૂક્યો છું કે મરતો માણસ તણખલાનેયે પકડે. આવી મારી માનસિક સ્થિતિ થઇ ગઇ હતી. મારા પૂર્વજીવનનું વ્યક્તિત્વ દબાઇ ચુક્યું હતું. અને એક બીજું વ્યક્તિત્વ પૂર્ણવેગે બળ વાપરી રહ્યું હતું. જે પ્રકારે 'સોમ્નેમ્બુલિઝમ'—નિદ્રાવિચરણનો રોગી નિદ્રાવસ્થામાં જ ઉભો થઇ જાય છે અને નિદ્રાની સ્થિતિમાં એક નિશ્ચિત 'પ્લાન' અનુસાર મોટાં અઘરાં કામો એટલી જ સ્થિરતા સાથે કરે છે, જેટલી સ્થિરતાથી એજ માણસ કરે છે. જાગ્રત અવસ્થામાં એ પ્રકારના કામો કરવાની કલ્પના જ કદિ એના મગજમાં ઉત્પન્ન કરી શકતો નથી તે કામો નિદ્રાવસ્થામાં એ કરી જાય છે. બરોબર એવી જ દશા તે વેળાયે મારી થઇ રહી હતી. મારૂં મૂળ વ્યક્તિત્વ જે પ્રકારનું કામ કરવા માટે સાહસ કરવાની કલ્પના સુધ્ધાં કરી શકતું નહીં, ત્યારે મારૂં બીજું વ્યક્તિત્વ એ સમયે બળપૂર્વક મને એજ કામને સફળતાપૂર્વક પૂર્ણ કરવાને ઉશ્કેરી રહ્યું હતું. અર્થાત મેં મારા મગજમાં નિશ્ચય કરી લીધો હતો કે કોઇ પણ ઉપાયે એ છોકરીને નસાડીને લઇ જઇશ. હું નક્કી કરેલા નિશ્ચિત પગલે એ ઉદ્દેશની પૂર્તિ માટે આગળ વધી રહ્યો હતો.

હું પ્રસંગની શોધમાં હતો. છેવટે એક દિવસે, ના એક રાત્રીએ તક સાધીને હું એને ન્હસાડી ગયો. કેવી રીતે એ બધું કહેવાની જરૂર નથી. અમો બંને મુંબાઇની એક સાંકડી ગલીમાં રહેવા લાગ્યાં. થોડા દિવસોનો ખર્ચો ચાલે એટલા ગણ-

ત્રીના મારી પાસે રૂપીઆ હતા. અને એ પણ પોતાની માની પેટીમાંથી થોડુંક ચોરી લાવી હતી. એ સિવાય એના શરીર પર ઘરેણાં હતાં. હા, એ વાત હું કહેવાને ભૂલી ગયો કે એ બાળવિધવા હતી. એનું નામ કે એની જ્ઞાતિ હું કહીશ નહીં. માત્ર એટલું જ કહીશ કે એ મારી જ્ઞાતિની નહોતી. ગમે તે હો. અમે મુંબાઇમાં અત્યંત પ્રેમપૂર્વક રહેવા લાગ્યાં. એક સારા કુટુંબની છોકરીના સતીત્વને તીલાંજલી આપીને સમાજના બંધન તોડવાનું કામ મેં કર્યું હોવાથી એ માટે મને ગર્વ થવા લાગ્યો હતો. અને પાપના ભેજભર્યાં જગતમાં ગુપ્ત, નિષિધ્ધ સુખ ભોગવી રહ્યો હતો. કદિ કદિ મારૂં મૂળ વ્યકિતત્વ સચેત થઇ જતું ત્યારે મને કંપારી છૂટી જતી હતી. પરંતુ એ છોકરી મારી ઉપર વિશ્વાસ રાખીને નિશ્ચિન્ત બની હતી અને પોતાના સંપૂર્ણ હૃદયે મારા પ્રત્યે પ્રેમ રાખીને મારા સંગમાં તૃપ્ત બની હતી. મને પૂરેપૂરો વિશ્વાસ છે કે અમારા એ અયોગ્ય–અનુચિત સંબંધને કારણે એના આત્મામાં કદિયે એક પળ માટે દ્વન્દ્વ થયું નહોતું. એટલું જ નહીં પોતાના માતપિતાને ત્યાગવાનું એને કદિયે દુઃખ થયું નહીં. એને દરેક પળે એવી જ ચિન્તા રહેતી કે હું કેવી રીતે સુખી થાઉં. એ મારી નાનામાં નાની જરૂરીઆત ઉપર બારીક ધ્યાન દેતી હોવાથી હું સગર્વ ઉત્સાહથી મલકાતો હતો.

એવી જ રીતે ત્રણ ચાર મહીના વીતી ગયા. અમો બંને પતિપત્ની જેમ રહેતાં હતાં, તેથી આડોસીપાડોસી સ્ત્રીઓએ કોઇપણ પ્રકારની શંકા વીના મારી પ્રેમિકા સાથે હળવુંમળવું શરૂ કર્યું હતું. તેમના પુરૂષોની સાથે મારોયે પરિચય થઈ ગયો. તેઓ અવારનવાર મને ભોજનાદિનું નિમંત્રણ આપતા હતા. તેથી મારે પણ તેમ કરવું પડતું હતું. મને એ છોકરી ઉપર પૂરેપૂરો વિશ્વાસ હોવાથી તે કોઇને મળે એમાં મને વાંધો ન્હોતો.

પહેલાં તો હું એની એક ટેવ માટે ગુસ્સે થતો હતો કે એ બીજા માણસો સાથે વાતો કરવામાં સંકોચાતી હતી પણ તે પછી મારી પ્રકૃતિમાં સંદેહના જંતુ પોતાનું કામ કરવા લાગ્યા. પરિચિત માણસોમાંના એક સાથે એનો બનાવ સારો હતો, એટલે એની સાથે એ જરા વધારે છૂટથી બોલતી હતી. પણ હવે હૃદયમાં વહેમ ભરાયો એ વહેમનાં જંતુએ વધી વધીને કોઇ મોટા ભયાનક પ્રાણીનું રૂપ ધારણ કરી લીધું. ત્યારે હું અત્યંત ખિન્ન હૃદયે વિચારવા લાગ્યો કે હવે મારે શું કરવું. એ છોકરીનો પ્રેમ હવે મને વિષભર્યો જણાવા લાગ્યો હતો. તે છતાંયે હું એ પણ જાણતો હતો કે મારા પ્રત્યેના એના પ્રેમમાં કોઇ પણ પ્રકારની શિથિલતા આવી નથી, તે હજી પણ મને સાચા હૃદયે ચાહતી હતી. પરંતુ ઇર્ષાનો ઘાતક જંતુ જ્યારે પણ મન અને મગજમાં ભરાઇ જાય છે, ત્યારે નુકસાન જ કરે છે.

મારી વ્યાકુળતા વધવા લાગી. છેવટે પરિસ્થિતિ અસહ્ય થતાં મેં એને હંમેશ માટે ત્યાગી દેવાનો નિશ્ચય કર્યો. એની પ્રેમભરી, ઉત્સુક અને સદાયે ગદ્‌ગદ રહેનારી આંખોની કૃતજ્ઞ દ્રષ્ટિનુ સ્મરણ મારા અંતરાત્માને વારંવાર દુઃખ આપીને મને મારા નિશ્ચયથી ડગાવી નાખવાના પ્રયત્ન કરતું હતું. પરંતુ મેં મારા મનમાં નક્કી કર્યું કે મારો નિશ્ચય જ યોગ્ય છે. છેવટે એક દિવસે તક સાધીને એને અમદાવાદ લઇ ગયો, અને એ અજાણ્યા

શહેરમાં નિસ્સહાય સ્થિતિમાં એકલી મૂકીને નહાસી આવ્યો. જેને હું ન્હસાડી લાવ્યો હતો એને છોડી ન્હાસી જતાં મને દુઃખ તો થયું.

થોડા દિવસ પછી અમદાવાદના એક પત્રમાં મેં વાંચ્યું કે એણે આપઘાત કર્યો છે. એ સમાચાર વાંચતાં મારાં ચિત્તની જે સ્થિતિ થઇ તેનું વર્ણન કરવું જરૂરી નથી. ત્યારથી દરેક પળે તે એકજ ભાવના, માત્ર તેની સ્મૃતિ મારા હૃદયમાં કાંટાની જેમ ભોંકાયા કરે છે. જે પ્રેમને જગતે અને સમાજે પાપમય માન્યો હતો, આજે માત્ર તેનાજ ચિન્તવનથી મારાં રોમેરોમમાં વ્યાકુળતા આવી જાય છે. મારા પ્રાથમિક જીવનના બધા પવિત્ર ભાવો મારા આ એક જ પાપમાં ડૂબી જઇને મારા મનોગગનમાં એ જ ગુનાહની કાલિમા પોતાનો મહીમા દેખાડવા લાગી છે. જો અમારા બ'નેના પ્રેમનો આવો દુઃખભર્યો અંત આવતે નહીં તો એનું મહત્વ હું કદિ પણ જાણી શકતે નહીં. મને મારા ગુનાહનો પુરેપુરો બદલો મળ્યો છે.

હું ગુનેહગાર છું., અને તમારા બધાના તીરસ્કારને પાત્ર છું, તે છતાંએ.....ઓહ હવે બસ. મારૂં મગજ ખસવા લાગ્યું છે. કદિ કદિ થોડા મહિના માટે મારૂં મગજ બગડી જાય છે., અને હું ઘરમાં તેમ જ બહાર તોફાન કરવા લાગું છું. થાણાના દિવાનાઓની સાથે થોડા વખત રાખતા... ના. થાણામાં દીવાનાઓની હોસ્પીટલમાં થોડો વખત રહેવાથી મારૂં મગજ સુધરી જાય છે. આવી રીતે અત્યાર સુધી બે વેળા હું થાણે જઇ આવ્યો છું આજે ફરીથી દિવાનાપણાનાં પૂર્વ લક્ષણો મારાં મગજના ભીતરમાં જણાય છે. તેથી હવે હું જાઉં છું.

એટલું કહીને તે રહસ્યમય માણસ કશું યે વધુ બોલ્યા વિના તેમજ સલામી કર્યા વિના તરતજ બ્હાર નિકળી ગયો. જો કે બહાર ખૂબ જોરથી વર્ષાદ વર્ષી રહ્યો હતો. અમો એક બીજાનું મોઢું જોઇ રહ્યા. મી. મહેતાએ જ્યારે મને પુછ્યું કે એ માણસ કોણ હતો ત્યારે મારા આશ્ચર્યનો પાર રહ્યો નહીં. હું તો એમ જ ધારતો હતો કે એ મી. મહેતાનો કોઈ ઓળખીતો હશે.

ત્યારથી એ માણસ કદી પણ દેખાયો નથી. તે કયા રહસ્યમય લોકમાંથી આવ્યો હતો અને ક્યાં ગયો એ આજ સુધી અમો જાણી શકયા નથી.

સંપૂર્ણ.

જે પ્રજાતંત્રને પગથીએ ચડી પોતે પ્રમુખ પદ મેળવ્યું તે તંત્રનો નાશ થતો નજરે જોયા છતાં આંગળી સરખી ન ઉચકનાર

# જનરલ વૉન હિન્ડનબર્ગ

## મહાન હતા પણ—



: લે ખ ક :

સર્ચલાઇટ

[ એ 'મહાપુરુષ'ના જીવન સામે કાદવ ઉછાળવાનો આ યત્ન નથી. તેમજ તેમનાં મૃત્યુ પછી તેમની મોટપને ખોટી પાડવાનો આ પ્રયત્ન નથી. દરેક વ્યકિત ઇચ્છે તેવી કેટલીક શકિતઓ તેમનામાં હતી. પણ આ શકિતનો એકમાત્ર ઉપયોગ જર્મન સામ્રાજ્યવાદની સામે થનારાઓનાં શરીર વિંધવામાં થયો હતો. એક સેનાપતિ તરીકે તેમણે લુંટારૂ જર્મન સામ્રાજ્યવાદીઓની મલીન યોજનાઓને સાથ આપ્યો હતો. એક પ્રમુખ તરીકે તેમણે પ્રજાતંત્રની કબર રચી. આ માટે જગતના સામ્રાજ્યવાદીઓ ભલે તેમની સ્મૃતિને સન્માને. અમો દીલગીર છીએ કે અમો તેમ કરી શકતા નથી..........લેખક]

ઓગસ્ટની બીજી તારીખે જર્મનીના વયોવૃદ્ધ સેનાપતિ પ્રમુખ મરણ પામ્યા. એમના અવસાનથી સારીયે સામ્રાજ્યવાદી દુનીયા રડી ઉઠી! વિજેતા રાજ્યોએ એ પરાજીત સરદારના શૌર્યનાં વખાણ કરવામાં સ્પર્ધા આરંભી. નામદાર શહેનશાહે પણ શોકનો સંદેશો મોકલ્યો. માત્ર વીસ વર્ષ પહેલાં ઇંગ્લાંડ, ફ્રાંસ, અને ઇટાલી એમને શત્રુદળના સેનાપતિ તરિકે ધીક્કારતા. પણ આજે એ ઘટના ઉપર ૧૬ વર્ષનો કાળ કુચ કરી ગયો છે. આજેય આ મિત્રરાજ્યો જર્મન સામ્રાજ્યવાદથી એક સરખા ડરે છે. છતાં શોકના સમાચારો પાઠવવામાં શરૂ થએલી સ્પર્ધાનું એક માત્ર કારણ એ છે કે જનરલ હીંડનબર્ગ એ લશ્કરવાદની પ્રતિમા છે. તેમને માન આપવામાં દરેક દેશ લશ્કરવાદને અંજલી આપી રહ્યા છે. જનરલ હીંડનબર્ગની અવિરત પ્રશંશા પછવાડે લશ્કરવાદની પૂજા સમાયેલી છે. હીંડનબર્ગના વખાણ પછવાડે દરેક દેશના સામ્રાજ્યવાદીઓ પોતાના દેશના યુવાનોને જનરલ હીંડનબર્ગ જેવા લશ્કરવાદી બની સામ્રાજ્યવાદની સેવામાં માથાં મૂકવાને પ્રેરી રહ્યા છે.

## મહાન જરૂર હતા!

**આ**લબર્ત એક સેનાપતિ તરીકે તે જરૂર મહાન હતા. ટેનનબર્ગમાં તેમણે રશીયનોને અજબ હીકમતથી હરાવ્યા. જર્મન લશ્કર સાવ ન્હાનું હોવા છતાં પણ તેમણે વિપુલ રશીયન દળને સખ્ત પરાજય આપ્યો હતો. અને ત્યાર પહેલાં પણ પ્રુશીયન સામ્રાજ્યવાદે શરૂ કરેલા જંગોમાં બહાદૂરીભર્યો ભાગ લીધો હતો. જાતના જમીનદાર હોઇ પ્રુશીયન ઉમરાવ કુટુંબના એક વંશજ તરીકે, લશ્કરમાં સારૂં જેવું સ્થાન મેળવ્યું હતું. જર્મન સેનાના તેઓ સેનાધિપતિ હતા. અને લગભગ સાત વર્ષ સુધી જર્મન લશ્કરી કચેરીના તેઓ વડા હતા. આ સર્વ સ્થાનો માટે જરૂરી બુદ્ધિબળ અને ઓજસ્ તેમનામાં હતાં એ ચોક્કસ છે. પણ જો આજ શક્તિઓ માણસને મહાન બનાવવાને પુરતી હોય તો જનરલ હેગ, માર્શલ લ્યોટી અને હાલના કમાન્ડર ઇન ચીફ જનરલ ચેટવુડ પણ મહાન છે! જો સામ્રાજ્યસેવા એજ મહત્વની એક માત્ર વસ્તુ હોય તો જનરલ ડાયર પણ મહાન છે! તો પછી વોરન હેસ્ટીંગ્સ અને રોબર્ટ કલાઇવ પણ મહાન છે. તો પછી જનરલ ચાંગ-કૈ-શેક પણ મહાન છે. છતાં આ સર્વના સંભારણાં સામ્રાજ્યવાદીઓ સિવાય બીજુ કોઇ રાખતું નથી! સામ્રાજ્યપૂજા એ કંઇ પ્રજાના હિતની વસ્તુ નથી. એટલેજ માત્ર આ ગુણોને માટે એમને મહાન કહેવા એ નરી મૂર્ખતા છે!

## દેશસેવાનો દંભ!

**તે**ઓ જીંદગીમાં ત્રણ વાર દેશના અવાજને સાંભળીને બહાર પડયા હતા. પણ એ સાચી દેશસેવા ન હતી. એ હતી તેમની વર્ગસેવા. જ્યારે જર્મન જંકર સમુદાયે ગયું મહાયુદ્ધ શરૂ કર્યું ત્યારે કૈસરની વિનતીને વશ થઇને તેમણે સૈન્યોની સરદારી લીધી. ગયાં મહાયુદ્ધથી જર્મન જનતાને તો કંઇજ લાભ થનાર ન હતો. ન્હાનું બાળક પણ જાણતું હતું કે જર્મન સામ્રાજ્યવાદીઓની જમીનભૂખ સંતોષવા માટે જગતવ્યાપી જંગ શરૂ થયો હતો. જનરલ હીંડનબર્ગ જેવા બુદ્ધિશાળી પુરૂષ સાંપ્રત સામ્રાજ્યવાદની આંટીઘુંટીને નહોતા સમજતા એમ કહેવું એ તેમની અતુલ બુદ્ધિમત્તાને અપમાન કરવા બરાબર છે. છતાં તેઓએ જર્મન કામદારો અને ખેડુતોના યુવાન પુત્રોને જર્મન સામ્રાજ્યવાદની સેવાને માટે રણમાં રગદોળાવા દીધા. એ તેમની દેશસેવા હતી. બીજી વખત જ્યારે સમાજવાદી પ્રમુખ ઇબર્ટ મૃત્યુ પામ્યો ત્યારે જંકર સમુદાયના માનીતા મહારથી તરીકે તેઓ પ્રમુખપદ લેવા તત્પર થયા. તેમાં કંઇ જર્મન જનતાનો જયવારો ન હતો. આ બીજા કૃત્યમાં પણ તેમની એ વર્ગસેવા હતી. તેમણે તેમની કીર્તિ, શક્તિ અને વય એ સર્વ જર્મનીના જમીનદાર વર્ગની સેવા અર્થે મૂકયાં. અને આવા સ્વાત્મભોગ માટે સામ્રાજ્યવાદીઓ આનંદે તેમાં કંઇજ નવાઇ નથી!

ન્હાના માલીકસમુદાયની સેવા એ દેશસેવા તરીકે ઓળખાવવાનો દંભ દરેક દેશમાં ચાલે છે. એટલેજ હીંડનબર્ગની વર્ગસેવા એ તેમની દેશસેવા તરીકે ઠોકી બેસાડવામાં આવી છે.

## એક પ્રમુખ તરીકે

**૧૯૨૫** માં એક પ્રમુખ તરીકે તેમની વરણી થઈ. ત્યારે તેમણે પ્રજાતંત્રને વફાદાર રહેવાનું વચન આપ્યું હતું.

એ સાચી વાત છે કે તેમણે પ્રજાતંત્રને વફાદાર રહેવાની પ્રતિજ્ઞાને પાલન કરવાનો પ્રમાણિક યત્ન કર્યો હશે. પણ પરિણામ સાવ ઉલટું આવ્યું છે. તેમનાં પ્રમુખપદના સાતમાં વર્ષમાં પ્રજાતંત્રનો અંત આવી ગયો. જર્મન પ્રજાના આર્થિક હક્કો એક પછી એક અદશ્ય થઇ ગયા. અને બર્લીનમાં લગભગ ચારેક વખત તો લશ્કરી કાયદો જાહેર થયો.

તેમજ જે વસ્તુ ઉપર હર બ્રુનીંગને રાજીનામું આપવું પડ્યું તે વસ્તુ કંઇ જલદીથી ભૂલાઇ જવાય તેમ નથી ૧૯૩૦ના અંતભાગમાં નાદાર પ્રુશીયન જમીનદારોની જમીન ખેડુતોને વહેંચી આપવાની બ્રુનીંગે યોજના કરી હતી. જ્યારે આ યોજના પ્રમુખની પસંદગી માટે મૂકવામાં આવી ત્યારે હર વોન પપેનની સલાહથી તે નકારવામાં આવી. જર્મન જમીનદારો સામે આ આક્રમણ આમ અટકાવવામાં આવ્યું. અને બ્રુનીંગનાં પ્રધાનમંડળને રાજીનામુ આપવાની ફરજ પડી. આ જગ્યાએ પાર્લામેન્ટના મ્હોટા-પક્ષના નેતાને નીમવાને બદલે હર વોન પપેનને ચાન્સેલર તરીકે નીમવામાં આવ્યો. એ યાદ હશેજ કે આ પપેન મહાશય સેન્ટર પક્ષના સભ્ય હતા. આ મહાશયને સેન્ટર પક્ષે રૂખ્સદ આપી દીધી હતી. અને છતાં પણ કોઇપણ પક્ષના સભ્ય નહીં એવા આ પપેનને લગભગ ચાર માસ સુધી પાર્લામેન્ટની મદદ વગર રાજ્ય કરવા દીધું હતું. આ એકજ દાખલા ઉપરથી જણાશે કે જનરલ વોન હીંડનબર્ગ ખરેખર લોકતંત્રનું સારૂં રક્ષણ કરતા હતા.

પણ જ્યારે પપેનનો રાજ્ય અમલ નિષ્ફળ નિવડ્યો અને જનરલ શ્લેશર સત્તાના સ્થાન ઉપર આવ્યો ત્યારે પણ આ જ લોકતંત્રના વફાદાર પ્રમુખને બંધારણની ૪૮મી કલમનો યથેચ્છ ઉપયોગ કરવા દીધો હતો. ત્યારે જ કામદારોના હડતાલના યત્નને તોડી પાડવા માટે તેમણે બર્લીનમાં લશ્કરી કાયદો જાહેર કર્યો હતો. અને પોલીસને 'shoot whom you please' ની નામચીન સત્તા સોંપાઇ હતી. આમ અનેકની કાળી કત્લેઆમ પછી જ કામદારોને કચરી નાખવામાં શ્લેશરતંત્ર સફળ થયું હતું. પણ પપેનના કાવતરાંથી શ્લેશર પ્રધાનમંડળ પણ વિખરાઇ પડ્યું. અને હર હીટલરને સત્તાની સોંપણી કરી.

લોકતંત્રના એક વફાદાર પ્રમુખ તરીકે જનરલ હીંડનબર્ગની એ ફરજ હતી કે લોકતંત્ર વિરોધી હર હીટલરને સત્તા સોંપતાં પહેલાં લોકમત લેવાવો જોઇએ. પણ જર્મનીમાં જ્યારે ફેસીઝમ આગલે બારણેથી આવવા અશક્ત નિવડ્યું ત્યારે તેને પાછલે બારણેથી ઘુસાડી દેવામાં જનરલ હીંડનબર્ગે કરેલો પ્રજાદ્રોહ કોઇ વિસરી જઇ શકે તેમ નથી.

## ૧૯૩૧ થી ૧૯૩૪

ત્યાર પછીના ત્રણ વર્ષો જનરલ વોન હીંડનબર્ગે મેળવેલી કીર્તિને કાળાશ લગાડનારાં વર્ષો હતાં. તેમણે નાઝીતંત્રને અંકુશવામાં દાખવેલી નિર્બળતા તેમની કારકીર્દીની કાલીમા સમી ઇતિહાસમાં જળવાઇ રહેશે. જર્મનીમાં સામ્યવાદી પક્ષને ગેરકાયદેસર ઠરાવીને કામદારો સામે શરૂ કરેલી જેહાદ સામે આંગળી પણ ન ઉંચી કરવામાં જનરલ વોન હીંડનબર્ગ પોતાના પ્રમુખ તરીકેના પદને ઝાંખપ લગાડતા હતા; જે બંધારણની રૂઇએ તેઓ પ્રમુખ બન્યા હતા તે બંધારણ ઉપર એક પછી એક કાતીલ ઘા પડતા હતા. છતાં તે અટકાવવાની અભિલાષા સરખી પણ તેમણે દાખવી

ન હતી. તેમજ જ્યારે નાઝીઓએ વિમર બંધારણને કબ્રમાં સુવાડવાની છેલ્લી તૈયારી સમું "એનેબ્લીંગ બીલ" પાર્લામેંટમાં મુક્યું ત્યારે જરૂર તેઓ આ બીલને સંમતી ન આપીને અટકાવી શક્યા હોત. જર્મન પ્રમુખ પછવાડે જર્મન લસ્કરબળ હતું છતાંયે તેમણે તેમ કર્યું નહીં કારણ કે હીટલરનો કાર્યક્રમ મ્હોટા મુડીપતિઓને અને જર્મનીના જમીનદારોને ભાવતો કાયક્રમ હતો. આથીજ આ સરમુખત્યારી સ્થાપક બીલ પસાર થઈ શક્યું. ત્યાર પછી શું બન્યું તે તો ગઇ કાલનો ઇતિહાસ છે. જર્મનીમાં ચાલી રહેલી ભયંકર દમનનીતિને માટે પ્રમુખ હીડનબર્ગની જવાબદારી ઓછી નથી.

## મધ્યકાલીન ત્રાસનીતિ

તેમના જીવનના અંતિમ ભાગમાં જુનની ત્રીસમી તારીખે હર હીટલરે શરૂ કરેલી ભયંકર મધ્યકાલીન ત્રાસનીતિ માટે તેમણે અભિનંદનનો સંદેશો પાઠવ્યો હતો. જગતમાં ખુલ્લું કહેવાય છે કે આ કૃત્ય માટે જનરલ હીડનબર્ગ જવાબદાર નથી. અથવા તો આ સંદેશને ઉપજાવી કહાડવામાં આવ્યો હતો. ગમે તેમ પણ આ સંદેશાને ખોટો ઠરાવવાને માટે પ્રમુખ પાસે બરાબર એક માસ હતો. છતાં ન્યુરેકની કચેરીમાંથી તેમ કરવામાં આવ્યું ન હતું. સંભવ છે કે પપેનને બચાવવા માટે પ્રમુખે કંઇક પ્રયત્ન કર્યો હતો પણ લગભગ ૨૫૦ માણસોનાં ખુન અટકાવવાને માટે તેમણે શું કર્યું તે, તો કોઇ કહી શકે તેમ નથી.

આમ પ્રજાતંત્રના એક પ્રમુખ તરીકેની તેમની કારકીર્દીનો ઇતિહાસ છે. જે પ્રજાતંત્રના પ્રમુખની કારકીર્દીમાં પ્રજાતંત્રનું ખુન કરવામાં આવે તે પ્રમુખ માટે ઇતિહાસ કયો અભિપ્રાય આપશે એ કલ્પવું કઠીન નથી.

---

# સંતતિ નિયમન શા માટે?

પમની મ્ય. પતિશ્રીના સ્મરણાર્થે 'શ્રી ફાર્બસ ગુજરાતી સભાને' શ્રીયુત ડાહ્યાભાઇ આણંદજી ચાવડા તરફથી સવિનય સપ્રેમ ભેટ.

લેખક:—

ડૉ. અમૃતલાલ હ. પટેલ,
ડી. પી. એચ.
હેલ્થ ઓફીસર સુરત મ્યુનીસીપાલીટી.

હિંદુસ્તાનની વસ્તી દિન પર દિન વધતી જાય છે તે વાત આ દેશના વસ્તીગણત્રીના આંકડા સાબિત કરે છે. જેટલા પ્રમાણમાં આ દેશમાં મનુષ્યવૃદ્ધિ થાય છે તેટલા જ પ્રમાણમાં આ દેશમાં અનાજની ઉત્પત્તિ અને ખેતીવાડીની વૃદ્ધિ થતી નથી તે પણ પુરવાર થયું છે. આ દેશના લોકોને પરદેશમાં જઈ જાથુકનો વસવાટ કરવાનો હક્ક નથી. બીજા કોઇ પણ દેશમાં કોઇ હિંદી જાય તો તેને હાંકી મૂકવામાં આવે છે.

દેશની વસ્તી ઓછી કરવાને માટે આજથી ૧૦૦ વરસ અગાઉ જે સંયોગો હતા તે હવે નાશ પામ્યા છે. અંગ્રેજી અમલની અમૂક ખામીઓ બાજુ પર મુકતાં, આપણે એટલું તો કબુલ કરવું પડશે કે અંગ્રેજોએ આ દેશમાં અનેક રીતે શાંતિ સ્થાપી છે. આગાઉની જેટલી લડાઇઓ, ખુનામરકી અને મારફાડ અત્યારે થતી નથી અને આને લીધે જે મોટી સંખ્યામાં માણસો મરતાં હતાં તે અત્યારે મરતાં નથી. વળી આ દેશમાં જે મોટા દુકાળો પડતા હતા તે જેટલા મનુષ્યોનો નાશ કરતા હતા તેટલો નાશ દુકાળો પડવા છતાં થતો નથી કારણ કે આખા દેશમાં રેલ્વે મારફતે અનાજ અને ઘાસ પહોંચી વળે છે. અને જો કે કીંમત વધારે પડે છે છતાં અનાજ ને ઘાસચારો મળતો નથી તેવું નથી. વળી અગાઉ શિતળા, કોલેરા ઈત્યાદી રોગોથી જેટલાં માણસો મરતાં હતાં તેનો દસમો વીસમો પણ અત્યારે મરતો નથી કારણકે સરકારના તંદુરસ્તી ખાતાએ કૃત્રિમ શિતળા કાઢવાની વ્યવસ્થા ગામેગામ કરી છે અને કોલેરાથી લોકોને બચાવવા માટે કોલેરાની રસી તથા પાણીને શુદ્ધ કરવાની દવાઓ લગભગ વિના મુલ્યે આ દેશમાં સરકારી તંદુરસ્તી ખાતાં તરફથી વાપરવામાં આવે છે અને દરેક યાત્રાના સ્થળે કે જ્યાં અગાઉ હજારો માણસો કોલેરાના રોગથી મરણ પામતા હતા તે હવે મરતા નથી. આમ થવાથી આ દેશની વસ્તી ઘણાં મોટા પ્રમાણમાં દર વરસે વધતી જાય છે. આમ થવાથી દેશમાં ભૂખમરો વધતો જાય છે લોકોને રોજી મળતી નથી. આ દેશના બેકારીના આંકડા કોઇએ તૈયાર કર્યા નથી. જો તે તૈયાર કરવામાં આવે તો આ દેશ બેકારીમાં પહેલે નંબરે જરૂર આવે. આવા દેશને વસ્તી ઓછી કર્યે જ છુટકો.

આ દેશની આર્થિક સ્થિતિ બીજા સુધરેલા દેશો કરતાં ઘણી જ ખરાબ છે. આપણી રહેણી કરણી સુધરેલા દેશો કરતાં ઉતરતી છે. ઇંગ્લે-

નમાં એક ભીખારીને પણ રાત્રે સવા માટે ઓછામાં ઓછા ત્રણ આના ભાડું આપવું પડે છે જ્યારે આ દેશમાં એક માણસ એક આનામાં પણ પોતાનો ગુજારો કરે છે. કારણ આવક ઓછી અને ખાનારા વધારે. વેદાન્તની દૃષ્ટિએ બીન-ખર્ચાળ અને સાદું જીવન ભલે આદર્શ ગણાય પરંતુ બીજા દેશો સાથેની આર્થિક હરીફાઇમાં તો મનુષ્યનો રહેવાનો જેમ ખર્ચ વધારે તેમ તેને વધારે કમાવાની ઇચ્છા થાય અને દેશનો દરેક માણસ જેમ જેમ વધુ કમાતો જાય તેમ તેમ દેશની આર્થિક ઉન્નતિ થતી જાય. આ ઉન્નતિમાં એક જબરજસ્ત અંતરાય વસ્તીના વધારાનો છે. તે નાબુદ ન થાય અથવા તેની પર ચોક્કસ અંકુશ ન મૂકાય ત્યાંસુધી આપણો દેશ આગળ વધી શકશે નહિ.

**આ** દેશમાં જન્મપ્રમાણ બીજા સુધરેલા દેશો કરતાં વધારે છે. જન્મપ્રમાણ વધારે છે તેટલા જ પ્રમાણમાં મરણપ્રમાણ વધારે છે. એટલે દેશને એકંદર રીતે નુકસાન જ થાય છે. મોટા જન્મપ્રમાણને અંગે થતી સુવાવડ, બાળકની માવજત દવા વગેરેમાં આ દેશમાં કરોડો રૂપીઆ ખરચાય છે પરંતુ બાળકોના મોટાં મરણપ્રમાણને લીધે આ બધો આર્થિક વ્યય નકામો જાય છે. આ દેશની સ્ત્રીઓની શારીરિક સ્થિતિ વધારે પડતી પ્રજોત્પત્તિને લીધે નબળી થતી જાય છે. કમજોર માતાએ જન્મ આપેલાં બાળકો કમજોર હોય છે. તેઓ પાછળ ઉછેરવાનો અને દવાનો ખર્ચ વધારે થાય છે. આવી રીતે મોટું જન્મપ્રમાણ તે દેશને કોઈપણ રીતે હિત-કર્તા નથી.

**આ** દેશમાં વૈજ્ઞાનિક સંતતિ-નિયમનને સમાજે મંજુરી આપી નથી છતાં એક અથવા બીજી રીતે આ દેશમાં સંતતિનિયમન થાય જ છે તેના દાખલા બાળહત્યા અને ગર્ભપાત. આવા દોષથી બચવું હોય તો સંતતિનિયમનને સમાજે સ્વીકારવું પડશે જ. આજથી સો વર્ષ અગાઉ આ દેશમાં લાખોની સંખ્યામાં દીકરીઓને દૂધપીતી કરવામાં આવતી હતી. બાળહત્યા વિરૂદ્ધ સરકારે કાયદો કર્યો તે સમાજે વધાવી લીધો પરંતુ કાયદો તે કાંઈ બાળહત્યા રોકવાનો ખરો ઉપાય નથી. ખરો ઉપાય તો સંતતિ-નિયમન છે.

**જે** દેશમાં બાળલગ્ન હસ્તી ધરાવતાં હોય અને લાખોની સંખ્યામાં નાની ઉમરનાં બાળકોને પરણાવવામાં આવતાં હોય તે દેશમાં પ્રજાવૃદ્ધિ પર અંકુશ મૂકવા માટે ચોક્કસ ઉપાયો હોવા જ જોઈએ. બાળલગ્નના પ્રમાણમાં શારદા એક્ટથી નજીવો ફાયદો થયો છે. દેશમાં વસ્તીનો ત્રીજો ભાગ દેશી રાજ્યોના હાથમાં છે. આ દેશી રાજ્યમાં બાળલગ્નનો પ્રતિ-બંધ નથી. છે ત્યાં નજીવો દંડ આપી બાળલગ્ન થઇ શકે છે. બાળલગ્નનાં અનેક બૂરાં પરિણામ અટકાવવા માટે સંતતિ-નિયમન જરૂર સહાયભૂત થઇ શકે.

**જે** દેશમાં વિધવાવિવાહનો પ્રતિબંધ હોય ત્યાં વિધવાઓ ઘણી જ હોય. વિધવાઓ મનુષ્ય છે તેઓ મનુષ્ય સ્વભાવ વિરૂદ્ધ વર્તી શકે નહિ. વિધવાઓને સંજ્ઞાવિહિન યોગીનીઓ બનાવવાનો આદર્શ સનાતનીઓ ભલે સેવે પણ આંખ ખોલીને જોનારને ચોક્કસ માલૂમ પડશે કે જ્યાં વિધવાની સંખ્યા વિશેષ ત્યાં બાળહત્યા

પણ વિશેષ હોય છે. વિધવાઓને સંતતિનિયમનનાં સાધનો વાપરવાની છૂટ આપવાની ભલામણ કરવાની જો કોઇ ધૃષ્ટતા કરે તો સનાતન ધર્મીઓ કોપાયમાન થાય અને આવી હિમાયત કરનારનો તેઓ શાસ્ત્રનું પ્રમાણ આપી શિરચ્છેદ કરવા પણ તૈયાર થાય. પરંતુ નવીન યુગના પુખ્ત મનુષ્યે તો એટલુંજ વિચારવાનું છે કે વ્યભિચારયુક્ત બાળહત્યા સારી કે એકલો વ્યભિચાર. આ દલીલ કેટલાકને ભયંકર લાગશે પરંતુ આ દલીલમાં સમાયેલું નગ્નસત્ય, અંધશ્રધ્ધાળુ સિવાયના દરેક મનુષ્યને જરૂર અસર કરે તેમ છે.

આ દેશમાં એક ઉપર અનેક સ્ત્રીઓ કરવાની છુટ સમાજ આપે છે. આ ઉપરાંત આ દેશમાં વેશ્યાગમન એ કેટલાક પ્રાંતોમાં સામાજીક રિવાજ થઇ પડયો છે. આ દેશમાં હજુ દેવદાસીની પ્રથા ચાલુ છે. આ ત્રણ ખરાબ રિવાજોનું સીધું પરિણામ લાખો વર્ણસંકર બાળકો છે. આવાં બાળકો દેશને ભારરૂપ અને ભયકર્તા છે. આને અટકાવવાનો સીધો ઉપાય સંતતિનિયમન છે. ખરો ઇલાજ તો આપણા રિવાજો બંધ કરવાનો છે જે બંધ થતાં હજુ સેંકડો વરસો જોઇશે આટલા માટે આ પ્રથાના બુરાં પરિણામને ઓછાં ભયંકર કરવાનો ઇલાજ સંતતિનિયમન છે.

આ દેશમાં જ્યારે સંયુક્ત કુટુંબની પ્રથા ચાલુ હતી ત્યારે વધારે પડતી પ્રજોત્પત્તિનો બોજો માણસોને લાગતો ન હતો. સંયુક્ત કુટુંબની પ્રથા લગભગ નાશ પામી છે. અને દરેક કુટુંબના વડાને માથે પોતાની પ્રજા નિભાવવાનો સઘળો બોજો પડયો છે. આ બોજો તેઓ આર્થિક હાડમારીને લીધે સહન કરી શકતા નથી. આમાંથી બચવાનો માત્ર એકજ શક્ય ઉપાય તે સંતતિનિયમન છે

આ દેશમાં સામાજીક પરિવર્તન બહુ થયું છે. સ્ત્રીઓ હવે સ્વતંત્રતા માગે છે અગાઉની જેમ તેઓ હવે સંતાનોત્પાદક યંત્ર તરીકે રહેવા નથી માગતી બીજા દેશોમા તો સ્ત્રીઓએ પોતાના હક્કો પ્રાપ્ત કરવા માટે બળવો કરેલ છે. આ દેશમાં પણ ધીમે ધીમે તેજ સ્થિતિ ઉત્પન્ન થતી જાય છે. જો સંતતિનિયમનના જ્ઞાનનો ઉપયોગ છુટથી આ દેશમાં કરવા દેવામાં આવશે તો સામાજીક વિપ્લવ અટકશે. નહિ તો આ દેશને ઘણુંજ સહન કરવું પડશે.

ટુંકી વાર્તા

# કુ. મનોરમા મહેતા બી. એ.

'રંજન'ના મૌલિક વાર્તાઅંક માટે આવેલી ઢગબંધ વાર્તાઓનો થોકડો મારા ટેબલ પર ખડકાણો હતો. તેમાંથી એક વાર્તા કાઢી મેં વાંચી, વાર્તામાં મૌલિક તત્વ કશુંજ ન્હોતું છતાં વાર્તા પ્રકટ કરવાનો મેં નિશ્ચય કર્યો. કારણ કે એ વાર્તા એક લેખિકાની હતી. વાર્તા નીચે મોતીના દાણા જેવા આંકેલા એના અક્ષરો મારા હૃદયમાં તોફાન મચાવતા હતા–કુમારી મનોરમા મ્હેતા બી. એ. સાન્તાક્રુઝ.

કુમારી મનોરમા મ્હેતા સાન્તાક્રુઝમાં રહેતાં હોવા છતાં હું એમને ન ઓળખું એ આશ્ચર્યજનક તો ખરૂં જ. કોઇ ઉગતો લેખક કદાચ કહે 'રંજન'ના તંત્રી મને ઓળખતા નથી તો તો ઠીક છે, પણ એક કુમારિકા લેખિકાને 'રંજન'નો તંત્રી ન ઓળખે એ તો આશ્ચર્ય જ કહેવાય!

કેટલીક વાર સુધી હું એ મૌક્તિક શા અક્ષરો અમીટ આંખે અવલોકી રહ્યો. એ અક્ષરોમાં અમૃતના અબ્ધિભર્યા હતા...એમાંથી અમૃત પીવા છતાંય આત્મા અતૃપ્ત જ રહ્યો. મારી સામે મારો પટાવાળો ઉભો હતો તેનું ય મને ભાન ન રહ્યું. કોણ જાણે એ અક્ષરોમાં ને એ લેખિકાના નામમાં શાંય જાદુ ભર્યાં હતાં!

વાર્તાની સાથે લેખિકાનો ફોટો પણ હતો...કાતીલ એવું એવું મૂખસૌન્દર્ય હતું....આંખોમાંની મસ્તી હૃદયને નચાવી મૂકે એવી હતી. વળી મેં એના હસ્તાક્ષર તરફ નજર ફેંકી. અક્ષરોનો સફાઇદાર અંગમરોડ હૈયામાં ખૂંચી જઇ વેદના કરવા લાગ્યો.

વળી પાછી નજર આવેલ 'ફોટો' તરફ દોડી...સ્મિતહાસ્ય વેરતું મુખ મારા સુતેલા આત્મામાં રસચેતના પુરવા લાગ્યું. ત્રણ વર્ષની મારી તંત્રી તરીકેની કારકીર્દીમાં આવો સુન્દર 'ફોટો' મેં કદી જોયો ન્હોતો.

મારા અંતરના અતલ ઉંડાણમાં એક આશાકિરણ પ્રકટ્યું ને ધીમે ધીમે એનો પ્રકાશ મારા હૃદયને અજવાળી રહ્યો. મને લાગ્યું કે આ મનોરમા મારા આત્મન્ સિંહાસનની અધિષ્ઠાત્રી દેવી બને તો...! ને પછી હું ને મારી મનોરમા; અમે ઉભય, 'રંજન'નું તંત્ર કેટલું સફળતાપૂર્વક ચલાવી શકીયે?...ને...પછી અમારા જીવનમાં કેવી રસછોળો ઉછળે?...

'મને 'મેટર' આપો છો ને, સાહેબ?' કમ્પોઝીટરે આવી મને સ્વપ્નસૃષ્ટિમાંથી જગાડયો.

હું જરા ઝંખવાઇ ગયો, ને કમ્પોઝીટર પર સહેજ ગુસ્સે પણ થયો.

'મુફ જલ્દી લાવજો !' વાર્તા આપતાં મેં તાકીદ કરી 'અને વાર્તાની વચમાં લેખિકાનો ફોટો પણ છાપવો ભૂલતા નહિ.'

કમ્પોઝીટર વાર્તા લઇ ચાલ્યો ગયો.

'રંજન'ના મૌલિક વાર્તા અંક માટે મનોરમાની વાર્તા મને મળી માટે મને સહેજ ગર્વ થયો.

કુમારી મનોરમા હમણાં થોડા માસથીજ સાહિત્યસૃષ્ટિમાં દેખાતાં હતાં છતાંય ટૂંક સમયમાં એમનાં લખાણો જનતાને રૂચિકર લાગ્યાં હતાં ને ખાસ કરીને એમની ટૂંકી વાર્તાઓ હોંશભેર વંચાતી. 'રંજન'ના મૌલિક વાર્તા અંક માટે આવેલી એમની વાર્તા મૌલિક ન્હોતી છતાં પણ કુમારી મનોરમા મ્હેતા બી. એ. એ નામ પર 'રંજન'ના અંકો સારા પ્રમાણમાં ઉપડશે એવી મને ખાત્રી હતી.

લેખિકાનું શિરનામું મેં ડાયરીમાં ટપકાવી લીધું ને આજેજ એમને મળવા જવાનું ઠરાવ્યું.



આર વાગે હું ઉઠયો. ધોબીને ત્યાંથી આજેજ આવેલ કપડાંમાંથી રેશમી સુટ પહેરી લીધો. માથામાં થોડું સેન્ટ નાખ્યું, મોઢા પર સ્નો લગાડયો ને વાળ સમારી ઉપડયો......

આશરે અડધા કલાક પછી એના ઘરનો પત્તો લાગ્યો.

જૂના જમાનાનું એ ઘર હતું. ઘર આગળ 'લાલીયો' પૂંછડી પટપટાવતો ઉભો હતો ને ઓટલા ઉપર ત્રીસેક વર્ષનો શ્યામ, સહજ સ્થુળ ને ઉઘાડા શરીરવાળો માણસ ઉભો હતો.

આ દેખાવ જોઇ મારી કલ્પના ખોટી ઠરી. મેં તો ધારેલું કે કોઈ 'આલિશાન' બંગલામાં એ રહેતાં હશે. એમના પિતા કોઈ સુધારક હશે ને એમના નામનું ભવ્ય પાટીયું લટકતું હશે.

"આવો, અંજનભાઇ! આજે કંઇ આ તરફ પધાર્યા છો?' મને એ સારી રીતે ઓળખતો હોય એમ એણે મને સત્કાર્યો.

મેં ખૂબ વિચાર કર્યો છતાં પણ એ કોણ હતો તે હું ન જાણી શકયો...છેવટે મેં કંટાળીને પૂછયું.'

'મનોરમા મ્હેતા અહિંયાં રહે છે?'

'હા; એ અહિંજ રહે છે. અંદર તો આવો!' એણે આગ્રહ કર્યો,

હું એ જીર્ણ ઘરમાં દાખલ થયો.

એ ઓરડીમાં એક ફાટેલી ચટાઈ બિછાવી મૂકેલી હતી. હાથા ભાંગેલી ત્રણેક ખુરસીઓ અને ત્રણ પગવાળું એક જૂનું ટેબલ ખુણામાં દેખાતા હતાં. ૧૯૩૨ ની સાલનું એક ફાટેલું કેલેન્ડર ઓરડીની જીર્ણ દિવાલને શણગારવાનો અફળ યત્ન કરતું લટકી રહ્યું હતું.

મને પેલી તૂટેલા હાથાવાળી એક ખુરસી પર બેસાડયો, એ નીચે બેઠો. મને આ માણસ પર ખરેખર ક્રોધ ચઢયો. તંત્રીઓ 'કામના અસહ્ય બોજા નીચે' કેવા દબાયેલા હોય છે, ને તેમનો વખત કેટલો 'અતિ ઉપયોગી' હોય છે એની આ માણસને ખબર ન્હોતી. અંતે, મેં કંટાળીને પૂછયું.

'મનોરમા મ્હેતા અહિં રહે છે કે બીજે?'

'અહિંયાં રહે છે.' એના કાળા અને જાડા હોઠ પર હાસ્ય ફરકાવતાં એ

બોલ્યો 'ને આ જ ઘરમાં રહે છે. આપ લેખિકા કુમારી મનોરમા મ્હેતા બી. એ. ને મળવા માગો છો, ને?"

મારામાં જીવ આવ્યો. ક્રોધ સ્હેજ દબાઇ ગયો. બારીમાંથી વાયુની એક મીઠી છાલક આવી મને સ્પર્શી ગઇ.

'હા, હું મનોરમા મ્હેતાને જ મળવા ઇચ્છું છું. એ ટુંકી વાર્તાઓ ઘણી જ સુંદર અને મૌલિક તત્વોવાળી લખે છે. મારા 'રંજન'ના મૌલિક વાર્તા અંક માટે એમણે એક તલસ્પર્શી નવલિકા મોકલાવી છે' મેં સહજ ઉત્સાહથી કહ્યું.

'પણ હું ધારૂં છું કે એ જ વાર્તા કેટલાક મહિના પૂર્વે આપે પાછી મોકલાવેલી" એ મારા સામે ધારી ધારીને જોવા લાગ્યો.

'પાછી મોકલાવેલી?' મેં આશ્ચર્યથી પૂછ્યું 'તદ્દન અશક્ય! મારે તો એમના જેવી લેખિકાઓની ખાસ આવશ્યકતા છે ને મનોરમા બ્હેન તો અત્યારે પ્રતિભાસંપન્ન લેખિકાઓમાંનાં એક ગણાય છે.

એ મારાં તરફ જોઇને હસ્યો. એના સહજ પીળાશ પડતા દાંત જોઇ મને ચીઢ ચડી. એ ઉઠ્યો ને કબાટના ખાનામાંથી એક પત્ર કાઢી મારા હાથમાં મૂક્યો. એમાં ફક્ત એકજ વાક્ય લખેલું હતું.

વાર્તા 'રંજન'ને લાયક નથી. સાભાર પાછી.

અંજનબાબુ
તંત્રી 'રંજન.'

ખરેખર એ પત્ર નીચે મારા પોતાનાં જ અક્ષરો હતા.

'ખરેખર મારી ભૂલ થઇ છે. થયેલ ભૂલ માટે મારે મનોરમા બ્હેનની માફી માગવી જોઇએ. એમને જરા બોલાવો.' મેં નરમ પડી કહ્યું.

છતાંય એ મારા સામું જોઇ હસવા લાગ્યો.

'એમને જરા બોલાવશો તો ઉપકાર થશે.' ફરી મેં નરમાશથી વિનતિ કરી.

'તમારી સામે જ મનોરમા મ્હેતા ઉભાં છે.' શાંત સ્વરે એ બોલ્યો.

મેં ઓરડીમાં ચારે તરફ નજર નાંખી પણ મને કોઇ દેખાયું નહિ.

મેં ફરી પૂછ્યું.

'ક્યાં છે?'

'હું કુમારી મનોરમા મ્હેતા, બી. એ.' એ ખડખડાટ હસી પડયો.

'એટલે?' મને આશ્ચર્ય થયું.

'હું, કુમારી મનોરમા મ્હેતા બી. એ. એ નામે લખું છું. એણે જરા ગંભીર બની ખુલાસો કર્યો. મારા નામથી લેખો મોકલાવતો ને જવાબ માટે ટીકીટો પણ બીડતો ત્યારે તંત્રીઓ લેખો સ્વિકારતા નહિ એટલું જ નહિ પણ ટીકીટો 'ઉઇયાં' કરી જતા. આખરે મારા એક મિત્રે મને આ યુક્તિ અજમાવવા ભલામણ કરી ને ત્યારથી હું કુમારી મનોરમા બી. એ. બની ગયો. અને આશ્ચર્યની વાત એ છે કે આજે મારા ઉપર તંત્રીઓ વાર્તાઓ માટે આમંત્રણ–પત્રિકાઓનો વરસાદ વરસાવે છે.' એ ફરીથી ખડખડાટ હસી પડયો.

એને હસવે મારા ગુસ્સાનો પારો આસમાનમાં ચઢી ગયો. મને એમ થયું કે એને એક સખ્ત લાત મારૂં પરન્તુ એનું લઠ્ઠ જેવું શરીર જોતાં એ વિચારને મારે કચવાતે મને તિલાંજલી આપવી પડી.

એક પણ શબ્દ બોલ્યા શિવાય ગુસ્સામાં ઘર છોડી હું ચાલતો થયો.

'અંજનબાબુ...! જરા ચ્હા તો પીતા જાવ!' થોડે દૂર જતાં એનો કર્કશ સ્વર મારા કાને અથડાયો.

મારા પગની ગતિને મેં વધુ ત્વરિત કરી.

ઓફીસમાં ગયો ત્યાં પેલી વાર્તાનો આખો કમ્પોઝ જોતાં જ મારી આંખોમાં અંગાર વરસવા લાગ્યા ને એ કમ્પોઝ મેં ગુસ્સામાં વીખેરી નાખ્યો.

પાસે ઉભેલો કમ્પોઝીટર અને મારો પટાવાળો મારી આ વર્તણુકને આશ્ચર્યચકિત બની જોઇ રહ્યા. (સંપૂર્ણ)

પર ભાષામાંથી કેટલાક ફેરફાર સાથે.

# બ્રિટીશ સામ્રાજ્ય અને લોકતંત્ર

જેમ જેમ યુરોપનાં રાજકારણમાં સરમુખત્યારી સ્થાપવાની નીતિ જોરદાર બનતી જાય છે તેમ તેમ ઇંગ્લેંડના લેખકો બ્રીટીશ લોકતંત્રની પ્રણાલી માટે ખૂબ ગર્વ લે છે! જ્યારે જ્યારે લોકતંત્રની નિર્બળતા તરફ આંગળી ચીંધવામાં આવે છે ત્યારે ત્યારે આ લેખકો વેસ્ટમીનીસ્ટરમાં આવેલાં પાર્લામેન્ટનાં મકાન તરફ હાથ લંબાવી, અતિ અભિમાનથી જાહેર કરે છે કે 'અમારૂં લોકતંત્ર જૂવો! તે કેટલું બધું સુંદર છે!' આજે ફેસીસ્ટ જગતમાં લોકતંત્રનો એક માત્ર અનુકરણીય આધાર હોય તો તે બ્રીટનનું લોકતંત્ર છે! ઇંગ્લેંડના બધા જ સામ્રાજ્યવાદીઓ આ ઉક્તિમાં શ્રધ્ધા ધરાવે છે. અને મજૂરપક્ષના સભ્યો તો આ શબ્દો ઉચ્ચારવામાં અતિ ગર્વ લે છે! તેઓ માને છે કે બ્રીટન એટલે જ પ્રજાસ્વાતંત્ર્ય. જે ઇટાલીમાં જડતું નથી, જેને જર્મનીમાં મારી નાંખવામાં આવ્યું છે તે અપૂર્વ અને અદ્‌ભૂત લોકતંત્ર ઇંગ્લાંડમાં અસ્તિત્વ ધરાવે છે. આ લેખકો આટલેથી અટકતા નથી. તેઓ આગળ વધીને બ્રીટીશ સામ્રાજ્યની છત્રછાયા નીચે વસતા સર્વ દેશોને "રાષ્ટ્રો અને જાતિઓના એક મહાન કુટુંબ તરીકે ઓળખાવે છે. આથી જ બ્રીટીશ સામ્રાજ્યને "કોમનવેલ્થ"નું નામ આપવામાં આવ્યું છે. અને આજે તો એમ મનાવવાનો યત્ન થઇ રહ્યા છે કે વિશ્વમાં પ્રવર્તતી વર્તમાન ફેસીસ્ટ પધ્ધતિ અને તેનાં અનિષ્ટો સામે કંઇક સાચું સંરક્ષણ હોય તો આ બ્રીટનનું વિશાળ સામ્રાજ્ય છે!

* * *

બ્રીટીશ લેખકોની આ સ્વપ્નસૃષ્ટિ ઉપર પૃથ્વિના અન્ય પટ પર વસતા વિચારકો હસે તો તે ક્ષમ્ય ગણાશે. કારણ કે લોકહક્કનો અભાવ—અથવા ખૂન, જે ફેસીસ્ટ સરમુખત્યારીનું સાચું લક્ષણ છે તે બ્રીટીશ સામ્રાજ્યમાં ડગલે અને પગલે મળી આવે છે. ફેસીઝમની સરમુખત્યારીમાં પ્રત્યેક વ્યક્તિનું વાણી અને વર્તનસ્વાતંત્ર્ય લઇ લેવામાં આવે છે. આજે બ્રીટીશ સામ્રાજ્યના લગભગ દરેક દેશમાં [ઇંગ્લાંડમાં પણ] શાસીત પ્રજાઓને માટે વર્તન કે વાણીસ્વાતંત્ર્ય જેવું જરા પણ નથી. છતાં પણ જેઓને હજુ પણ શ્રદ્ધા હોય કે બ્રીટનનું તંત્ર લોકતંત્રવાદી છે તેઓ ડબલ્યુ. જી. બેલીંજરે લખેલું નીચેનું પુસ્તક વાંચે. આ પુસ્તકનું નામ છે. "સાઉથ આફ્રીકામાં જાતિ અને અર્થશાસ્ત્ર" [Race and Economics in

South Africa] આ પુસ્તક ઇંગ્લીશ ભાષામાં લખાયેલું છે. તેની કિંમત એક શીલીંગ અને ૭ પેન્સ છે. [એક રૂપીયો]

* * *

ઇંગ્લાંડમાં લોકતંત્ર છે એ કબુલ છે પણ તેનું લોકતંત્ર સામ્રાજ્યની રંગીત પ્રજાઓને નથી સ્પર્શતું. ઇંગ્લાંડમાં વાણીસ્વાતંત્ર્ય છે પણ સામ્રાજ્યના રંગીત સદ્‌ગૃહસ્થને પોતાના વિચારો જાહેર કરવાનો હક્ક નથી. બ્રીટનમાં વર્તન-સ્વાતંત્ર્ય છે પણ સામ્રાજ્યના સેંકડો નહીં પણ કરોડો કાળા આદમીઓને માટે તે નથી. બ્રીટનમાં દરેક વ્યક્તિને શહેનશાહની ટીકા કરવાનો પણ હક્ક છે પણ સામ્રાજ્યમાં શ્વેતદેવ સામે શબ્દ ઉચ્ચારનારને પીઠમાં ચાબુકના ઘા પડે છે.

દક્ષીણ આફ્રીકાનો દાખલો લો. ત્યાં લગભગ ૧૫ લાખ શ્વેતદેવો આવી વસ્યા છે. પણ નેટીવ વસ્તી લગભગ અર્ધો કરોડ છે. આ સંસ્થાન ઉપર યુનીયનજેક ફરકે છે! પણ તે ગોરાદેવોના રક્ષણ માટે. અહીં સંસ્થાનિક સ્વરાજ્ય છે, પણ તે શ્વેતદેવો માટે.

દક્ષીણ આફ્રીકામાં શાસન કરે છે શ્વેતદેવો-જો કે તેમની સંખ્યા નેટીવોની સરખામણીમાં પુરી પા પણ નથી. છતાં સર્વ આર્થિક અધિકાર અત્યારે તો શ્વેત લઘુમતિના હાથમાંજ છે. અનેકને એ અજાયબ લાગશે પણ એ સાવ સાચી વાત છે કે નેટીવો પોતાની જન્મભૂમિમાં પણ કુલ જમીનના દશમા ભાગના પણ માલીક નથી.

અને શ્વેત વસનારાઓ કાળા લોકની જમીન ઝુંટવી લઇને શાંત બેઠા છે એમ રખે માનતા. તેમને હરેક પ્રકારે પકડવાને માટે કાયદાની ચુંગાલો ઉભી કરવામાં આવી છે. આ કાળા કાયદાઓનાં સર્જનમાં હબસી સમુદાયને અવાજ નથી. તેઓ આ કાયદાને નથી ફેરવી શકતા કે નથી સુધરાવી શકતા. છતાં આ સીતમગર કાયદાઓના અમલમાંથી તેઓ ભાગ્યેજ છટકી શકે છે.

પ્રથમ તો દરેક નેટીવ અઢાર વર્ષનો થાય કે તેણે પોલટેક્ષ આપવો જ જોઇએ. જો કે યુરોપીયન જ્યાં સુધી ૨૧ વર્ષનો ન થાય ત્યાંસુધી કરમાંથી મૂક્ત રહે છે. રંગભેદનો આ પહેલો તફાવત છે. અને કદાચ યુરોપીઅન પોલટેક્ષ ન આપે તો કોર્ટમાં કેસ ચાલે અને બહુ બહુ તો દંડ થાય પણ જો નેટીવ ટેક્ષ આપ્યો છે એવી રસીદ જો સામાન્ય પોલીસમેનને ન બતલાવી શકે તો તેને તરતજ પકડવામાં આવે છે અને કેદમાં પુરવામાં આવે છે.

* * *

દરેક માણસે કર આપવો જ જોઇએ! લોકતંત્રનો એ પ્રથમ સિદ્ધાંત છે. અને આ કર આપવા માટે તેણે ગોરા જમીનદારોની જમીન ઉપર જાતમજૂરી કરવી જ જોઇએ. પણ જો સમુદાય એકત્ર મળીને પોતાની સ્થિતિ સુધારવા યત્ન કરે કે વધુ મજૂરી મેળવવા માટે મહેનત કરે તો તે, દક્ષિણ આફ્રીકામાં એક અક્ષમ્ય અપરાધ ગણાય છે. આ પ્રદેશમાં એક 'માસ્ટર અને સર્વન્ટસ એક્ટ' પસાર કરવામાં આવ્યો છે. આ કાયદાને આધારે કાળા હબસીઓને સંગઠન સ્થાપવાની મનાઇ કરવામાં આવી છે. આ કાયદાને આધારે જો કાળો હબશી નોકરી મૂકી દે તો તે ફોજદારી ગુન્હો ગણાય. પણ જો જમીનદાર તેને હાંકી મૂકે તો તે

માત્ર "દીવાની નૂકશાન" કર્યું છે એમજ મનાય છે.

તેમજ આપણો આ હબસી એક શહેરમાંથી બીજા શહેરમાં જઇ શકતો નથી. તેને માટે તો પાસ લેઇએ. આ પાસ કદીય મળે તેમ નથી. એટલે જો સ્થાનિક જમીનદારની તે અવકૃપા વહોરી લે તો તે ભૂખે મરે એટલુંજ નહીં પણ જેલમાંજ જીવન પુરું કરે. તેમજ મજુરીને લગતા કાયદાઓ એટલા કડક કરવામાં આવ્યા છે કે તે કોઇ પણ દીશાએથી છટકી શકે તેમ નથી.

* * *

હમણાંજ નેટીવોની એક પરિષદ ભરવામાં આવી હતી, ત્યારે નેટીવ ખાતાને લગતા પ્રધાને જાહેર કર્યું હતું કે.

'તમો જે ઠરાવો પસાર કરો તેમાં તમારા ઉપરાંત બીજાઓની સાથે લાગેવળગે છે એ યાદ રાખશો. યુરોપીઅનોનાં હિત પણ તેમાં સમાયેલાં છે અને આ બંધારણીય પ્રદેશ હોવાથી તેમની પાસેજ અંતીમ સત્તા રહેલી છે!'

બ્રીટનનું આ લોકતંત્ર છે!

આ મનોદશા એકલા ગોરા જમીનદારોમાંજ છે એમ માનવાનું નથી. દક્ષિણ આફ્રીકાના શ્વેત કામદારોમાં પણ આજ મનોદશા અસ્તિત્વ ધરાવે છે. ગોરા કામદારો હમેશાં કારખાનાંના ગોરા માલીકોને સાથ આપે છે. અને કાળા કામદારો સામે કડક કાયદાઓ બનાવવામાં તેઓ હમેશાં ગોરા માલિકોનો પક્ષ લે છે. હબસી લોકનાં શોષણ ઉપર મોજ વિલાસ માણવાની તમન્ના ગોરા માલિક કે ગોરા કામદારમાં એક સરખી છે. ગોરા કામદારો પણ પોતાને હબસી કરતાં અતિ ઉંચી કોટીના માને છે અને આ માન્યતામાં તેઓ હબસીઓનાં હિતની સામે ઘડાયેલા ધારાઓના સર્જનનાં સાથ આપે છે.

* * *

**સાચી** રીતે કહીયે તો દક્ષિણ આફ્રીકામાં ગોરા કામદારોએ હબસી ખેડુતો અને હબસી કામદારોને તેમના સંગ્રામમાં સાથ આપવો જોઇએ. કારણ કે હબસી વર્ગનો સંગ્રામ આર્થિક શોષણ સામે છે. પૃથ્વિના પટ પર જેટલો એક ગોરા સંસ્થાનવાસીને જીવવાનો હક્ક છે તેટલોજ હક્ક એક હબસીનો છે. શા માટે તેણે કંઇ પણ વળતર વગર ગોરા માલિકનું કામ કરવું જોઇએ? અને આ વળતર વધુ ને વધુ મેળવવા માટે શા માટે તેણે સંગઠનો ન સ્થાપવાં જોઇએ? આથીજ આવાં સંગઠનોમાં ગોરા કામદારોએ સાથ અને સહાનુભૂતી આપવાં જોઇએ. દક્ષિણ આફ્રીકાનો સામ્યવાદી પક્ષ આ દિશામાં કાંઇક યત્ન કરી રહેલ છે પણ આ યત્ન સફળ થશે કે કેમ તે એકશંકાસ્પદ વસ્તુ છે. દક્ષિણ આફ્રીકાનો સામ્યવાદી પક્ષ એકજ એવો પક્ષ છે કે જેને રંગભેદ સ્પર્શી શકતો નથી. આ એકજ એવો પક્ષ છે કે જે ગોરા માલિકગણ સામે સર્વ કામદારોનું સંગઠન કરવા માટે બહાર પડયો છે. આ એકજ એવો પક્ષ છે કે જે આર્થિક નીતિ ઉપર વૈજ્ઞાનિક રીતે શોષણ પધ્ધત્તિનો સામનો કરી રહ્યો છે અને આથીજ આ પક્ષ દક્ષિણ આફ્રીકાના સત્તાવાળાઓની આંખમાં કણુની માફક ખુંચે છે!

* * *

**આ**જે તો દક્ષિણ આફ્રીકામાં હબસી જનતાને માટે ભાવિ જરાયે આશાભર્યું નથી. ગોરા સંસ્થાનવાસીઓની સરમુખત્યારી નીભાવવા માટે લશ્કર તૈયાર છે. આ લશ્કર અપુરતું થઇ પડે તો બ્રીટીશ સામ્રાજ્યનું બળ આ આંતરિક બળવાને દાબી દેવા માટે તત્પર છે. એટલે બળવો કે વિપ્લવ એ દક્ષિણ આફ્રીકાના પ્રદેશમાં જરાયે શકય નથી. તેમજ દક્ષિણ આફ્રીકાની હબસી જાતી પૂર્વકાલીન જીંદગી હજુ ગૂજારતી હોવાથી તેઓ સાંપ્રત સમાજ રચનાની આંટીઘુંટીઓ સમજી શકે તેમ નથી. હિંદના દેશી રાજાઓ જેવા આફ્રીકાના કેટલાય રક્ષિત કાળા રાજવીઓ છે. આ કાળા રાજવીઓને ગોરાઓ લાંચ આપી ખુશ રાખે છે. અને વળતરમાં આ રાજાઓ પોતાની કાળી પ્રજાની ચુસણીનીતિમાં સાથ આપે છે.

* * *

**આ** ઉપરાંત દક્ષિણ આફ્રીકામાં એક નવો વર્ગ પણ જન્મતો જાય છે; આ વર્ગ કાળા માલદારનો. આ ન્હાનકડો વર્ગ આજ તો સંસ્થાનવાસીઓની મહેનત ઉપર જીવે છે અને આગળ જતાં ગોરા અને કાળા પુંજીપતિઓ ભેગા મળીને ગોરા અને કાળા કામદારોના શોષણ માટે ષડયંત્રો ગોઠવશે એ નિર્વિવાદ છે. આમ આ કાળા જમીનદારો અને કાળા પુંજીપતિઓ પોતાના ચુસાતા બંધુઓને સાથ આપવાને બદલે શ્વેતદેવોને સહાય આપશે એ નિર્વિવાદ છે. અત્યારે પણ કાળા રાજાઓ તેમજ કરી રહ્યા છે. અને ભવિષ્યમાં આ કાળા માલપતિઓ પણ તેમનેજ પગલે અનુસરશે એ ચોક્કસ છે. ×

× 'પ્લેબ' નામના ઇંગ્લીશ માસિકના એક લેખને આધારે.

# તાકાત......અને......તન્દુરસ્તી

## ગામડાંઓનું અનારોગ્ય.

...લેખાંક:...
પાંચમો.

...લેખક:...
પી. જે. ભટ

### અરોગ્ય શિક્ષણનાં પ્રચારના પ્રકારો.

હિંદની વસ્તીનો વિપુલ સમુદાય ગામડાના અનારોગ્યભર્યાં વાતાવરણ વચ્ચે વસે છે. આપણી કુલ વસ્તીનો ૮૦ ટકા ભાગ શહેરમાં ક્વચીત ક્વચીત જ આવે છે. લગભગ બધો સમુહ નિરક્ષર હોય છે. માટીનાં ઘર તો ગુજરાત જેવા કંઇક ફળદ્રુપ મુલ્કમાં જ દીસે છે. બાકી સામાન્ય રીતે છાજલાનાં ઘરો સામાન્ય હોય છે. આપણી ખેડુત જનતા એટલી ગરીબ છે કે છાપરાં ઉપર તેઓ તાડ અને ખજુરીના પાનોથી ઘર છાવે છે. મેં અનેક ગામડાંઓની મુલાકાત લીધી છે. અને મેં જોયું છે કે ગામડામાં બે પૈસે સુખી માણસ જ નળીયાંવાળાં ઘરમાં રહી શકે છે.

આ જનતા છે. જમીન ઉપર જહેમત કરીને તેઓ જીવે છે તેમનાં જીવનમાં આનંદની એક ક્ષણ નથી. સરકારને ભરવી પડતી મહેસુલ, જમીનદારને આપવાની સાંથ, તેમજ વાણીયાનું દેવું તેમને નીચોવી રહ્યું છે. એ સર્વ અપુરતું હોય તેમ વરસાદ અને હીમનાં સંકટ તેને દરેક વર્ષે સહન કરવાં પડે છે.

આવા સંજોગોમાં આરોગ્ય સંરક્ષણની વાત કરવી પણ વસમી થઇ પડે છે. જ્યાં કુડો ભાખરી માટે પેટ કકળતું હોય, જ્યા શરીરના પ્રાણ ટકાવવા માટે દીન રાત મજુરી કરવી પડતી હોય, જ્યાં સ્ત્રીઓ, બાલકો અને બાલિકાઓને ખેતરની ખડતલ જહેમત ઉઠાવવી પડતી હોય ત્યાં તેમને આરોગ્ય-સંરક્ષણનો પ્રશ્ન ચર્ચવો પણ અશક્ય લાગે છે.

આ સર્વ સંજોગો સામે આંખમિંચામણા કરીને પાદરીની માફક ગામડામાં જઇને ઉપદેશ આપવાનો કંઇજ અર્થ નથી. આવા ઉપદેશથી કંઇજ વળવાનું નથી. હમણાંજ એન્ટીટ્યુબરક્યુલોસીસ એસોસીએશન તરફથી પોસ્ટરો બહાર પડયાં છે. આ પોસ્ટરો ઉપર માહીતી આપવામાં આવી છે તે ઇંગ્લીશ ભાષામાં છે આવાં પોસ્ટરોથી શું લાભ થવાનો છે? સ્થાનિક સીવીલ હોસ્પીટલની દીવાલ ઉપર જ્યારે જ્યારે આ પોસ્ટરો હું જોઉં છું ત્યારે મ્હને એક રીતે હસવું આવે છે. આ પ્રકારનાં નિષ્ફળ અને નકામાં પોસ્ટરો

પછવાડે ખર્ચાતા પૈસાનો સારો અને વ્યવસ્થિત ઉપયોગ કરવો જોઇએ.

* * *

ત્યારે ત્હમો સ્વાભાવિક રીતે જ સવાલ કરશો કે ગામડામાં વસતી જનતાને આરોગ્ય શિક્ષણ આપવું શી રીતે? આ પ્રશ્ન એટલો બધો મહત્વનો છે કે આ આખોય લેખાંક મેં તેને જ ચર્ચવામાં ગાળ્યો છે અને હું માનું છું કે તે વ્યાજબી છે.

આપણે જાણીયે કે છીયે ગામડાંની જનતા નિરક્ષર છે. તેમણે પાટી ઉપર કદી બારાખડી ઘુંટી નથી. થોડા જણને વાંચતાં લખતાં આવડે છે પણ તે સાવ નજીવું. ત્હમો કહો તે સમજી શકે કે કેમ તે પણ એક સવાલ છે. આવી સ્થિતિમાં પ્રચારનો પ્રશ્ન ખરેખર અતિ મહત્વનો છે!

છતાં પણ મુશ્કેલીઓ ઉપરજ વિચારણા કર્યા કરીશું તો આપણો પાર આવે તેમ નથી. ડગલે અને પગલે મુશ્કેલીઓ તો ઉભી જ છે. આ મુશ્કેલીઓનો એક પછી એક સામનો કરવામાં જ આપણું સાચું ગૌરવ સમાયેલું છે.

આને માટે મ્હારા અભિપ્રાય પ્રમાણે સાચામાં સાચો અને સારામાં સારો માર્ગ એ છે કે આરોગ્યનાં ફરતાં પ્રદર્શનો ગોઠવવાં. મ્હારો અનુભવ છે કે આવાં પ્રદર્શનો જનતામાં અતિ લોકપ્રિય નીવડયાં છે. દરેક તાલુકા વાર આવાં ન્હાનાં પ્રદર્શનો જો ગોઠવવામાં આવે તો ગામડાંની જનતા ઓછા ખર્ચે ઘણું જાણી શકે તેમ છે. આવાં પ્રદર્શનો દ્વારા તંદુરસ્તીના અને ગામડાંનાં આરોગ્યના વિષય ચર્ચવા જોઇએ—અને ચર્ચી શકાય.

આ ફરતાં પ્રદર્શનો પછવાડે સારૂં પ્રચારબળ હોવું જોઇએ. અત્યારે જે પ્રમાણે 'બેબી વીક' વિગેરે ગોઠવવામાં આવે છે તે પ્રમાણે જોતાં તો તે એક તમાશો થઇ પડે છે. લોકો જોવાને માટે ટોળે મળે છે પણ તેમાંથી શીખતા કંઇ નથી. મેં જોયું છે કે જો ત્હમારે કંઇક કાયમી અસર ઉપજાવવી હોય તો ત્હમારે આ પ્રદર્શનો વારંવાર ભરવાં જોઇએ. એકજ વસ્તુ જ્યારે દશ વાર કહેવામાં આવે ત્યારે પાંચ માણસના ગળામાં ઉતરે છે. અને તેમાંથી ભાગ્યેજ એક માણસ અમલમાં મૂકે છે. આ પરિસ્થિતિમાં પ્રચારકોમાં અસીમ ધૈર્ય હોવું જોઇએ. નિરાશ થવાનો ત્હેમને હક્ક નથી. આરામ લેવાને માટે તેને એક ક્ષણ નથી.

* * *

આ ફરતાં પ્રદર્શનો સહેલાઇથી શાળાઓનાં મકાનમાં ગોઠવી શકાય. તેમજ જો શક્ય હોય તો તેની સાથે સીનેમા ફીલ્મ પણ બતાવી શકાય. આમ કરવાથી લોકો મ્હોટી સંખ્યામાં આકર્ષાય છે! આવાં ન્હાનાં પ્રદર્શનોની વસ્તુ પણ ખાસ વિશેષ ન હોવી જોઇએ. હું માનું છું કે એક ન્હાનકડો તંબુ અને ચાર પાંચ પેટીઓમાં પ્રદર્શનનો સર્વ સામાન મૂકી શકાય. આ પ્રદર્શનના ચાર વિભાગ કરવા જોઇએ; દાખલા તરીકે પહેલા વિભાગમાં પાણી—તેનાં મેળવવાનાં સ્થળો—ખાસ અશુધ્ધીઓ અને તેને દૂર કરવાના ઉપાય. એ સર્વ માટે એક ખાસ વિભાગ હોવો જોઇએ. બીજા વિભાગમાં કચરો કેમ ભેગો કરવો, તેને કેમ દૂર કરવો અને તેને અંગે થતાં દર્દોની વિગતવાર માહીતી પુરી પાડવી જોઇએ. આમ આરોગ્ય સાથે સંકળાયેલા અનેક પ્રશ્નોની ચર્ચા થઇ શકે. અને તે પ્રમાણે

જ પ્રદર્શન યોજાઇ શકે. આ વિભાગો બબ્બે માસને અંતે બતાવવામાં આવે તો લોકોનો રસ પણ જળવાઇ શકે અને આરોગ્યનું સાચું શિક્ષણ પણ અપાઇ શકે.

* * *

તેમજ ફોનોગ્રાફ પણ આરોગ્ય-પ્રચારના અર્થે સારૂં ઉપયોગમાં આવી શકે તેમ છે. અનેકને એ અજાયબી લાગશે પણ વર્તમાન પરિસ્થિતિમાં ફોનોગ્રાફ પણ આપણાં ગામડાંમાં નવીનતા છે. આ ફોનોગ્રાફ દ્વારા પણ આપણે લોકોને સ્વચ્છ અને આરોગ્યમય" જીવન ગાળવાનું શીખવી શકીયે.

અત્યાર સુધીમાં આ દીશામાં કોઇની નજર નથી ગઇ એ જ જરા અજાયબીની વસ્તુ છે. આપણી શાળાઓમાં તો ગ્રામોફોન દ્વારા કેળવણી આપવાની પ્રવૃત્તિ શરૂ થઇ છે તો પછી આપણાં ગામડાંઓમાં પણ તે માટે જલ્દીથી પ્રવૃત્તિ આરંભવામાં આવે તે ખાસ જરૂરી છે.

આરોગ્ય-સરંક્ષણની સાદી યોજના અને ઉપદ્રવ અને તેની અટકાયતનાં સાધનો વિગેરેની સરળ માહીતી ગ્રામોફોન રેકર્ડદ્વારા જરૂર આપી શકાય. એકાદ સારી ગ્રામોફોન કંપની પાસે આવી આઠેક રેકર્ડ ઉતારવામાં આવે તો ઝાઝું ખર્ચ થાય નહીં અને પ્રચાર સારો થઇ શકે તેમ છે એ વસ્તુ તો સ્પષ્ટ છે તેમજ ગ્રામોફોન અને ગ્રામોફોન રેકર્ડસ અહીં તહીં લઇ જવાનું સરળ હોવાથી પ્રચારને માટે સારી રીતે ઉપયોગમાં આવી શકે તેમ છે.

* * *

સીનેમા ફીલ્મ પણ પ્રચારનું એક સુંદર સાધન છે. પણ સીનેમા ફીલ્મ સાથે વીજળીક સામાન વિગેરેની જરૂર હોવાથી તે અતી મોંઘો પડી જાય છે. તેમ જ એકજ ફીલ્મ કલાકો સુધી ફરી ફરી દેખાડવાથી લોકોને પણ કંટાળો આવે છે. અમદાવાદનું સેનીટરી એસોસીએશન મેજીક લેન્ટર્નની મદદથી કેટલાંક ચિત્રો દેખાડે છે પણ મ્હને આ સાધનમાં ઝાઝી શ્રધ્ધા નથી. સીનેમા ફીલ્મ ઉતારવી પણ ઘણી ખર્ચાળ હોય છે. અને સારા એકટરોને અભાવે ધારેલી અસર પાર પાડવી અશક્ય છે. હમણાંજ અજન્ટા સીનેટોનના માલિકોએ સરકારને કેળવણી વિષયક ફીલ્મો તૈયાર કરવાને માટે પોતાનો સ્ટુડીયો તેમજ સ્ટાફ આપવાની ઉદારતા દર્શાવી છે. પણ આવું કેળવણી વિષયક બોલપટ હજુ સુધી તૈયાર થયું નથી. મુંબાઇના બેબી વીક' તરફથી ફીલ્મો તૈયાર થઇ છે પણ આ ફીલ્મો લગભગ નિષ્ફળ નિવડી છે. થોડા વર્ષો પહેલાં વલીના મજૂરો સમક્ષ જ્યારે આ ફીલ્મ મેં બતાવી હતી ત્યારે આવકાર જરાયે ઉત્તેજક ન હતો. હમણાં હમણાં મુંબાઇનાં સેનેટરી એસોસીએશન તરફથી આ દીશામાં થયેલી પ્રગતિ અભિનંદનીય છે. તેના વાર્ષિક મેળાવડા વખતે "માખ" નામની ફીલ્મ જોવાની તક મ્હને મળી હતી. પણ શિક્ષિત સમુદાયનેજ પસંદ પડે તેવી તે ફીલ્મ હતી.

આ સર્વ જોતાં ફીલ્મ પ્રચાર ઉપરજ પૈસા ખર્ચવાનો કંઇ અર્થ નથી. ફીલ્મ દ્વારા પ્રચાર એ અલબત્ત અતિ આદરણીય છે છતાં અત્યારના સંજોગોમાં તે વ્યાવહારિકતાના ક્ષેત્રમાં આવી શકે કે કેમ તે શંકાસ્પદ વસ્તુ છે.

* * *

અને જે વસ્તુ ફીલ્મને લાગુ પડે છે તે જ વસ્તુ અને તેજ દલીલો રેડીયોને લાગુ પડે છે. ગામડાંના અના-

રોગ્યમાં રસ લેતા કેટલાયે અત્યારે રેડીયો દ્વારા પ્રચાર કરવાનાં સ્વપ્નાં સેવી રહ્યા છે., હું કહીશ કે આ બધા હવાઇ કીલ્લાઓ છે. આપણા દેશમાં હજુ વિજળીક બળ તો પ્રવેશી ચૂક્યું નથી ત્યાં રેડીયો રજુ કરી શકાય એ અશક્ય છે. તેમજ ગામડાંના ગરીબ ગામડીયાઓને ત્હમો રેડીયો ઉપર શું કહેશો? તેને સાંભળવાની પણ ક્યાં ફુરસદ છે? અને અત્યારના સંજોગોમાં રેડીયો ઉપર સંગીત પણ પુરેપુરૂં સંભળાતું નથી ત્યાં ત્હમારાં આરોગ્ય રક્ષણનાં ભાષણો કોણ સાંભળવાનું હતું? આપણો દેશ હજુ વિજ્ઞાનની પ્રગતિમાં પુરાં સો વર્ષ પાછળ છે. એટલે જ જ્યાં સુધી વિજ્ઞાનની પ્રગતિ આગેકુચ કરે નહીં અને દરેક ગામડામાં સુસ્થાપિત રેડીયો સ્ટેશન મંડાય નહીં ત્યાં સુધી ત્હમારી વાત કોઇ સાંભળવાનું નથી.

અને રેડીયો દ્વારા ત્હમો વધુમાં વધુ છટાદાર ભાષામાં એક ભાષણ આપી શકો. પણ તેથી ધારેલી અસર ઉપજાવવી અશક્ય હોય છે. લાઉડસ્પીકર દ્વારા સંભળાતાં ભાષણોમાં અસર ઉપજાવવાની શક્તિ સાવ અલ્પ હોય છે. આ પરિસ્થિતિમાં રેડીયો દ્વારા પ્રચાર કરવાની વાતો કરવી એ નરી આત્મવંચના છે.

* * *

આથીજ અત્યારના સર્વ સંજોગોને ધ્યાનમાં લેતાં એક જ વસ્તુ ઉપર ખાસ ધ્યાન આપવાની અગત્ય છે: આ વસ્તુ તે આદર્શ ગામડાં ઉભાં કરવાની છે. શક્ય બને ત્યાં નવાં આદર્શ ગામડાં સ્થાપવાં જોઇએ. આ ગામડાંઓમાં ઘરો—ભલે માટીનાં બનાવેલાં હોય પણ એવાં બનાવવાં જોઇએ કે જે સ્વચ્છ રહી શકે. આવાં આદર્શ ગામડાંએ જેમ જેમ ઉભાં થતાં જશે તેમ તેમ ગામડાંના અનારોગ્યનો પ્રશ્ન આપમેળે ઉકેલાઇ જશે.

# પાંચ વર્ષના તપસ્વી પ્રયત્નોને અંતે

# રશીઆમાં જીવન હળવું બને છે

ડચ સરહદથી બર્લીન સુધી એક શુદ્ધ આર્ય સુંદરી મારી સાથે મુસાફરીમાં હતી. એ કહે કે "મધ્ય-યુગની કેટલીય સુંદરતાઓ આ યુગમાં આપણને શોધીય જડતી નથી. આપણે પ્રગતિના ભૂત પાછળ ભમ્યા કરીએ છીએ. મારા નાઝી મિત્રોએ યંત્રો સામે સંગ્રામ ઉપાડયો છે, કારણ કે યંત્રોએ બેકારી વધારી દીધી છે."

હમણાં જ ભરાયલી કોલસાના ઉદ્યોગને લગતી પરીષદમાં એના પ્રમુખે ચેતવણી આપી હતી કે આ યંત્ર-વિરોધી વલણ ઉત્પાદનશક્તિનો નાશ કરવાની છે. રૂહ-રનાં કારખાનામાં માલિક બન્યા પહેલાં ત્રણ ચાર વર્ષ તાલીમ લેવાની ધીરજ રાખે એવા ઉમેદવારો હવે મળી શકતા નથી અને એ વર્ષો વીત્યા પહેલાં લડાઇ જ સળગવાની હોય તો એટલી ધીરજ રાખવાની દરકાર પણ કોણ કરે? 'હેઇલ હીટલર'ના પોકાર કરતાં શેરીઓમાં ફરી વળવું અને ગીતો ગાવાં એ શું ખોટું? જર્મની કેટલોક પોલાદી માલ અને વિમાની ભાગો દેશાવરથી ખરીદે છે કેમકે પોતે તે ઉપજાવી શકતું નથી. તેની ઉત્પાદન-શક્તિ પણ ખીલતી નથી અને સરકાર એ ન ખીલવવામાં જ ડહાપણ માને છે કેમકે આવી ખીલવણીથી ઉત્પાદન હદ કુદાવી જાય અને સાથોસાથ આર્થિક કટોકટી પણ વધે. હીટલર બેકારો પાછળ પુષ્કળ ખર્ચ કરે છે પરંતુ તેમને કામ આપે છે રસ્તાઓ બનાવવાનું, નહેરો ખોદવવાનું અને જંગલો સાફ કરવાનું, કારખાનાં બાંધવાનું નહીં. એક નાઝી ફીલસુફે લખ્યું છે કેઃ—

'કૃષિકાર્ય તરફ ઢળવાનો અર્થ વધારે ગરીબ કે વધારે પ્રાથમિક થવું એ છે; કદાચ એથી અસંસ્કારિતા કે જંગલીપણું પણ વધતાં હશે પણ સાચા જર્મનનો

એજ વાક્યાર્થ છે.' ઓસ્વાલ્ડ સ્પેન્ગલર 'પ્રગતિના આશાવાદ' પર સખ્ત શબ્દ-પ્રહાર કરે છે. પ્રગતિની ગતિ વક્ર છે એવું નાઝી ચિંતકોનું સૂચન છે. એક ફેસીસ્ટ નેતાએ બોલ્શેવીકોને પ્રગતિના અવરોધકો તરીકે વર્ણવ્યા છે. હા. એ લોકો અવરોધકો ખરા કારણ કે તેઓ માને છે કે પ્રગતિ જો પ્રગતિ જ હોય તો એની ગતિ સીધી જ હોઇ શકે.-

સોવીએટ દુનીઆથી પશ્ચિમ તરફ મુસાફરી કરી જો કોઇ પાછો ફરે છે તો તેને એક ભેદ માલમ પડી આવે છે. મૂડીવાદી દેશોની પ્રજા પોતા પાસ જે કંઇ હોય એને સાચવી રાખી શકે તો એમાં સંતોષ માની લે છે. સ્થીતિચુસ્તતા એમનો મુદ્રાલેખ છે.

યુરોપ પર કાળાં વાદળાં વધારે ને વધારે ઘેરાતાં જતાં હોય એમ લાગે છે. કેટલી આધ્યાત્મિક અશાંતિ, કેટલો માનસિક અધઃપાત અને કેટલો ભાવિ માટેનો ઉચાટ! આધિભૌતિક રીતે સોવીએટ જીવન સખ્ત કહી શકાય. પશ્ચિમના ઘણા દેશો વધારે સગવડભર્યા છે પણ રૂશીઆનું ભાવિ પ્રકાશિત છે અને પરિસ્થિતિ સુધરે છે અને હજુ વધારે સુધરશે એવી દરેકને શ્રદ્ધા છે.

## ઉંચું જીવનધોરણ.

મેં જાન્યુઆરીમાં સોવીએટ રૂશીઆ છોડયું ત્યાર પછી એનાં જીવનધોરણમાં આવેલો ઉછાળો દેખીતો છે. પણ હું ધારૂં છું કે પહેલી પંચ-વર્ષીય યોજનાએ માગેલા મહાન ત્યાગો પછી લોકોએ આથી વધારેની અને વધારે ઝડપની આશા રાખી હતી. દરમીઆન, બીજી પંચવર્ષીય યોજનાનું પહેલું વર્ષ ધારવા પ્રમાણે સમસ્ત વસ્તીને વિપુલતાનાં સ્વર્ગમાં લઇ જવા નિષ્ફળ નીવડવાથી પ્રજામાં નિરાશા જન્મી અને વધારે સારા સંજોગો માટેની માગણીઓ તીવ્રતર બની.

વાર તહેવારના ઉત્તમ પોષાકમાં સજ્જ થએલાં મોસ્કોવાસીઓને જ્યારે મેં રજાના દિવસોમાં જોયાં ત્યારે મારા મન પર તેમની અનેકવિધ છાપ પડી. ક્રાન્તિ પછી આટલો ઉત્તમ પોષાક મોસ્કોવાસીઓએ કદિ સજયો ન હોતો. ત્યાંના રહેવાસીઓ પાસેથી હમેશનાં વસ્ત્રો ઉપરાંત સર અવસરે બદલવાનો ઉત્તમ પોષાક પણ છે એ દેખીતું છે. અઠવાડીયાંના બીજા દિવસોએ પણ જે પોષાક અને જોડા વગેરે આપણી નજરે ચઢે છે તે છ મહિના પહેલાં નજરે ચઢતા પોષાક કરતાં ચઢીઆતા છે અને રજાના દિવસોનો પોષાક તો રૂશીઅન ધોરણે જ નહીં પણ ખરેખર તદ્દન જ સુંદર છે. નવા સુટ, વસંતના ડગલા કે ચમકારવાળા જોડામાં સજ્જ થયેલાઓમાં ઘણા કારખાના માંના કામદારો હોય છે. ઇસ્તંબુલ, એથેન્સ, માદ્રીડ અને એવાં રાજધાનીના બીજાં શહેરોમાં કોઇ મુસાફર રાજમાર્ગની મધ્યમાંથી પાંચ દસ મિનિટ આગળ પાછળ જાય તો એને કંગાળ જનસમુદાય અને એવાંજ ઘરો અને રસ્તાઓ જોવાનાં મળશે. પણ અહીં તો બોલશેવીક પ્રગતિએ પરિવર્તન કરી નાખ્યું છે. કામદારો પહેલાં તેમના ખાસ વસવાટ વિભાગમાં રહેતા તેમ કારખાનાંનાં પરાંઓમાં રહી શકે છે. વળી એકવાર ધનિકો અને ઉમરાવોથી વસાયલા મહેલો અને બંગલા

આથી શોભાયમાન થએલા રાજમાર્ગો જે હમણાં તો ત્યજાયલા અને ભગ્ન હાલતમાં છે તેમના કરતાં તો જુના સેન્ટ પીટર્સ-બર્ગનો કામદારોનો વિભાગ ઘણો વધારે રળિયામણો દેખાય છે.

## ખોરાક અને બીજી જરૂરીઆત

ખોરાકની પરિસ્થિતિ પણ ગયા શિયાળા કરતાં ઘણી સુધરી છે. જો પૈસા હોય તો ખરીદી ન શકાય એવું કંઇ પણ નથી. સામાન્ય કોઓપરેટીવો –જ્યાં તેમના રેશન કાર્ડો દ્વારા શહેરીઓ ખરીદી કરે છે–એ કોઓપરેટીવો હજુ સુધી હલકા ભાવો નિભાવી રહ્યાં છે. પણ ત્યાં રોટી, ખાણું, બટાકા, માછલી અને ખાંડ સિવાય બીજું મળતું નથી. કદી કદી ચાહ મળે છે. એ કીલોગ્રામ રોટીનો એક રૂબલ અને એક કીલોગ્રામ ખાંડના અઢી રૂબલ પડે છે. કામદારો અને કેટલાક સરકારી નોકરો વધારાનો ખોરાક અને કપડાં કોઓપરેટીવના ભાવથી વધારે પણ કારખાનાનાં સ્ટોરોના ભાવથી ઓછે ભાવે મેળવી શકે છે. આ ભાગ્યશાળીઓને કદિ કદિ અને બાકીનાઓને હમેશાંજ ઉંચા ભાવવાળા વ્યાપારી સ્ટોરોનો આશરો લેવો પડે છે. એમાં એક કીલોગ્રામ માખણના ૩૫ રૂબલ, ચીઝના ૨૦ ખાંડના ૧૫ અને ચાહના ૮૦ રૂબલ પડે છે. સાબુની એક ગોટીના અઢી રૂબલ આપવા પડે છે. કલોઝડ કોઓપરેટીવમાં પુરૂષના સુટના ૪૦ થી ૧૦૦ રૂબલ પડતા. પણ રૂબલ એ શું છે? એક કાગળનો રૂબલ એક સોનાના સેંટ કાગળનો અથવા સોનાની અડધી પેન્સ જેટલી કિંમતનો છે. આને દુનીઆનાં ધોરણ સાથે સરખાવતાં મોસ્કોના બજારભાવ વધારે પડતા નથી. ઉલટું તદ્દન મધ્યમ છે. એમ છતાં ભાવ વિષે વિચારીએ ત્યારે કમાણીનો પણ વિચાર કરવો ઘટે છે. ત્યાં આગળ અપાતું વેતન એક સરખું નથી. દર મહિને સોથી પંદર-સો રૂબલ સુધી કમાતા માણસોને હું ઓળખું છું. એક કામદારની સરાસરી આવક ૧૪૦ રૂબલની છે. પણ આટલા પૈસા વડે એ શું શું ખરીદી શકે એ જાણતાં પહેલાં એના ફેક્ટરી સ્ટોરમાંથી ઓછા ભાવે એને શું શું મળે છે એ જાણવું જરૂરનું છે. દરેક ઠેકાણે એ જુદું જુદું હોય છે. એમ છતાં એ તો ચોક્કસ છે કે છેલ્લા ૭ મહિનામાં જીવન-ધોરણ ઉંચું ગયું છે અને હજુ ઝડપથી ઉંચું થતું જાય છે. બજારો, થીએટરો અને ખાનગી ઘરો પર નજર નાખવાથી આ ખુલ્લું માલમ પડી આવે છે. મે દિનની ઉજવણી વખતે એની ચોખ્ખી ખાત્રી થઇ ગઇ હતી. મુલ્કી અને લશ્કરી બન્ને દેખાવ કરનારાઓએ દેશમાં વધેલી સમૃદ્ધિનો પૂરાવો આપ્યો હતો. શણગાર પાછળ કારખાનાંએ ધુમ ખર્ચો કર્યા હતા. ટેન્કો, એરોપ્લેનો અને સુંદર યુનીફોર્મો મોટા પ્રમાણમાં જણાતા હતા, સંગીત અને નૃત્યમાં પણ અનેક ગણો વધારો થયો હતો.

## ઉદ્યોગોમાં પ્રગતિ.

૧૯૨૮ થી શરૂ થયેલો અને પંચવર્ષીય યોજના દરમીઆન ચાલુ રહેલો હાડમારીનો સમય હવે પુરો થઇ ગયો છે. દરેકને એમ લાગે છે. પ્રજા જરા આરામ લેવાની હિંમત કરી શકે છે. ઉદ્યોગને વેગ મળી ચૂકયો છે. ઢાળેલાં લોખંડની ઉત્પત્તિની દૈનિક સરેરાશ જે ૧૯૩૨ એપ્રીલમાં ૧૭૧૦૦ ટન અને ૧૯૩૩ ના

એપ્રીલમાં ૧૮૬૦૦ ટન હતી તે ૧૯૩૪ના એપ્રીલમાં વધીને ૨૮૭૦૦ ટન થઇ છે. એજ પ્રમાણે પોલાદની દૈનિક સરેરાશ ૧૭૩૦૦ ટનથી વધી ૨૬૧૦૦ ટન, અને કોલસાની ૧૮૪૬૦૦ ટનથી વધી ૨૫૧૦૦૦ ટન થઇ છે. દૈનિક વપરાશની ચીજોના ઉદ્યોગોમાં પણ પ્રગતિ આટલીજ ઝડપી છે. પ્રજાની મહેનતનો પગાર ચાર વર્ષ સુધી મુલતવી રાખવો એ પ્રથમ પંચ વર્ષીય યોજનાનો મૂળ વિચાર હતો. આજે રાજ્ય પ્રજાને એ દેવું પાછું વાળે છે.

૧૯૨૭ની સાલ પછી દુર્લભ થઇ ગએલી ઘણી ચીજો રૂશીઆમાં હવે પાછી મળવા લાગી છે. અને વધારે કમાઇ દુન્યવી ચીજોનો વધારે ઉપભોગ કરવો એવી ભાવના પણ વધવા લાગી છે. આથી સમૃદ્ધિના દેખાવ અને સંતોષની ભાવના થોડે ઘણે અંશે મારી જાય છે. સોવીએટ રશીઆએ ઉત્પન્ન અને વહેંચણીના અનેક ગુંચવડીઆ કોયડાઓનો ઉકેલ કરવાનો છે. એમ છતાં કોઇ પણ સ્ટોરમાં જઇ જરૂરીઆત સંતોષવાની શક્યતા છે એ સત્ય હકીકત છે.

સોવીએટ રૂશીઆની પ્રથમ પંચવર્ષીય યોજનાએ દેશને આવા આધિભૌતિક લાભો ઉપરાંત બીજું પણ કંઇક આપ્યું છે. પરદેશી હુમલામાંથી સલામતી. મારા બાર વર્ષના રૂશીઅન વસવાટ પછી મેં પહેલી જ વાર બોલ્શેવીક અમલદારોને કહેતાં સાંભળ્યા કે હવે પછીના બાર મહીના સુધી દેશ પર પરદેશી હુમલાનો ભય નથી. રાષ્ટ્રીય વિશ્વાસની આ અપ્રતિમ ભાવના માટે દૂર પૂર્વની મજબૂત કિલ્લેબંધી અને ૧૯૨૮ થી ૧૯૩૩ સુધીમાં સ્થાપિત થઇ ગએલા ઉદ્યોગોની પેદાશ કારણભૂત છે. અત્યાર સુધી પશ્ચિમના દરેક મુત્સદ્દીનું ભાષણ અને દરેક પરદેશી સ્ટાફ-ઓફીસરની મુસાફરી સોવીએટ યુનીઅન વિરુદ્ધ ભરાયલું પગલું છે એવો મોસ્કોમાં અર્થ થતો હતો. આર્થિક બળમાં અને શસ્ત્ર-સજ્જતામાં થએલા વધારાએ રૂશીઆના આ ભય-માનસનો નાશ કર્યો છે. ક્રેમ્લીનની ખાત્રી થઇ ગઇ છે કે જાપાન પોતાના દેશના અને ચીનાઇ બનાવોમાંજ એટલું ગુંચવાયલું છે કે એને એકંયે હાથે રૂશીઆ સામે બાથ ભીડવાનો અવસર નહીં મળે અને વળી જાપાનને યુરોપમાંથી આ વરસે કોઇ મિત્રો પણ નહીં મળી આવે.

## રશીઆની રાજકીય પોલીસ.

હુમલા સંબંધની નિર્ભયતા લાલ લશ્કરના માનમાં ઓર વધારો કરે છે. યુદ્ધનો કોમીસાર વોરોશીલોવ સ્ટેલીનથી બીજું પદ પ્રાપ્ત કરવા લાઝાર કાગાનોવીચ સાથે હરિફાઇ કરે છે. ગયા જાનેવારીમાં ભરાયલી પરિષદે એને માટે ઘણી લાગણી બતાવી હતી. એનો કીર્તિ સૂર્ય પૂર્ણતાએ પ્રકાશે છે. એ પરિષદે એક બીજી મધ્યસ્થ પરિષદની ચૂંટણી કરી હતી જેના સભ્યો અને ડેપ્યુટી મેમ્બરો તરીકે લશ્કરીઓને મોટા પ્રમાણમાં લેવામાં આવ્યા હતા. જી. પી. યુ. ની (રશીઅન રાજકીય પોલીસની) કાર્ય-રેખા તો જો કે મુલ્કી છે પણ એનો દરજ્જો લશ્કરી છે. મોટાં રાજકીય બળોથી નિરાળું એ એક લશ્કર જ છે. થોડા જ વખત પહેલાં લાલ લશ્કર અને જી. પી. યુ. વચ્ચે હરિફાઇ જન્મી હતી અને જી. પી. યુ. ના-રૂશીઆના રાજદ્વારી પોલીસના-દરજ્જામાં ફેરફાર કરવાનો વિચાર પણ લશ્કરીઓમાં જન્મ્યો હતો. જી. પી. યુ. ને નાબૂદ કરવા લલચાવે એવાં બીજાં પણ કેટલાંક કારણો હતાં.

આર્થિક પરિસ્થિતિમાં થએલા સુધારાએ રાજકીય વિરોધને દાબી દીધો હતો. યુદ્ધનો ભય નાશ પામ્યો હતો અને બીન વફાદાર ઇજનેરોની ભાંગફોડની પ્રવૃતિઓ પણ એકદમ શમી ગઇ હતી. આ પ્રવૃતિઓના સંબંધમાં કામ લેવામાં જી. પી. યુ.એ અનેક ભૂલો કરી હતી. એમ છતાં જી. પી. યુ. એની સર્વવ્યાપકતાને લીધે અને વિશાળ નિબંધ હકોને લીધે સોવિએટ યુનીઅનમાં એક બળવાન સત્તા હતી. આ પરિસ્થિતિ વધારે વાર સહી જાય એવી નહોતી. વળી સુધરેલી રાજકીય પરિસ્થિતિએ ન્યાય વહીવટની એવી પ્રથાની માગણીને જન્મ આપ્યો કે જે થોડાં વરસો પહેલાં પશ્ચિમની પ્રથા ગણાત પણ જેનો હવે પશ્ચિમના ઘણા દેશોએ ત્યાગ કર્યો છે. જી.પી.યુ. ની નાબૂદીની પળ જો કે કોઇ અજાણ્યા કારણસર લંબાતી જ જાય છે પણ જ્યારે એ નાબુદ જ થશે. ત્યારે જાહેર કોર્ટોને વધારે સત્તા અપાશે અને એમાં વધારે ફેરો થાલશે. સોવીએટ યુનીઅનનો એટર્ની-જનરલ આકુલોવ આ ફેરફારને માટે છેલ્લાં ત્રણ વર્ષથી આગ્રહ કરતો આવ્યો છે અને સ્ટેલીનનો તેને ટેકો છે. થોડા દિવસ પર સરકારી વકીલો અને અમલદારોની એક પરિષદ ભરાઇ હતી એમાં આકુલોવે જાહેર કર્યું હતું "સોવીએટ ન્યાયયંત્રે એકલું વર્ગશત્રુના વિરોધને દાબી દેવાનું અને નાશ કરવાનું કામ જ ન કરવું જોઇએ." જી. પી. યુ. ના કાર્યની આજ હદ છે.

## આત્મભાન

રૂશીઆની આંતરિક અને પરદેશ પરિસ્થિતિમાં દેખીતો ફેરફાર ન થયો હોત તો જી. પી. યુ. ની સત્તા ઘટાડવાનો કોઇને વિચાર સરખોય ન આવ્યે હોત. આર્થિક અને વૈજ્ઞાનિક પ્રવૃત્તિઓ મારે દેશમાં પૂરતું બળ અને ગર્ભિત શકયતા છે એવું આત્મભાન સોવીએટ શહેરીઓને થયું છે. અનેક વરસોને ઔદ્યોગિક વિજય જે કામ ન કરી શકે એ–સમસ્ત પ્રજાને જાગ્રત કરી દેવાનું કામ—આર્કટીકના બરફના થરોમાંથી એલ્યુસ્કીન ઉતારૂઓના કરાવેલા સાહસિક બચાવે કર્યું છે રૂશીઅન વિમાની આવી બહાદુરી બતાવી શકયા એ વિચારે જ લાખો લોકોમાં સનસનાટી ફેલાવી દીધી. એ રૂશીઅન સ્ટ્રેટોસ્ફીઅર બલુનોએ સ્થાપેલો રેકર્ડ એ રૂશીઅન વિજ્ઞાનની જીત અને સોવીએટ સાધનોની ઉત્તમતા લેખાઇ. એને નવા ઘડાતા રૂશીઅન માનવના પ્રકારનું રૂપ અપાયું. બોલ્શેવીકોને તો ખાતરી જ છે કે તેમની પ્રણાલી પ્રજાને સંસ્કૃતિના, યંત્રશાસ્ત્રના અને આધિભૌતિક લાભના એટલા ઉંચા શિખરે લઇ જશે કે બીજી પશ્ચિમની પ્રજાને સ્વપ્નેય એનો ખ્યાલ નહીં હોય. કોઇ આને ભ્રમ કહેશે. કોઇ અતિશયોક્તિ કહેશે પણ કોમ્યુનીસ્ટોને તો તેમના કાર્યમાં પૂર્ણ શ્રદ્ધા છે. ગમે તેમ હોય "એવા કોઇ કીલ્લાઓ નથી જે બોલ્શેવીકો ન લઇ શકે" એવી સ્ટેલીનની ઉક્તિ એક અગત્યનું રાજકીય સત્ય છે.

[illegible] સ્મરણાર્થે
શ્રી ફાર્બસ ગુજરાતી સભાને
શ્રીયુત દાદાભાઈ આણંદજી ચાવડા
તરફથી સવિનય સપ્રેમ ભેટ.

# મુંઝવતા સવાલો ........નો........ સરળ ઉકેલ

સોવિએટ રશીઆ વિષે માણસોની જીજ્ઞાસાવૃત્તિ ખુબજ સતેજ બનેલી છે એટલે નીચેના બધાએ પ્રશ્નો એ દેશનાં જીવન સબંધીજ પુછાયા છે. એકજ વિષયને લગતા બધાએ પ્રશ્નો છે એટલે તેની વર્ગણી કરી નથી.

**સવાલ:**–રશીઆમાં નૃત્યગૃહો સામે પ્રતિબંધ છે?

**જવાબ:**–મોસ્કોમાં ડઝનબંધ નૃત્યગૃહો છે, તેમાં ભોજન લઈ શકાય છે, નૃત્ય કરી શકાય છે અને છોકરીઓ સાથે સુંવાળો સહચાર પણ સાધી શકાય છે. એ બધાં નૃત્યગૃહો કાયદેસર છે અને તેમાં જાઝનું સંગીત પણ વગાડાય છે.

## સોવિએટ રશીઆ વિષે વૈવિધ્યપૂર્ણ માહિતી

**સવાલ:**–રશીઆમાં ખાનગી વેપાર ચલાવવા દેવામાં આવે છે?

**જવાબ:**–રશીઆમાં જો હવે ખાનગી વેપાર રહ્યો હોય તો તે અત્યંત નજીવો. સ્ટેલીને જાહેરાત કરી છે કે દેશના ૯૯ ટકા ઉદ્યોગો અને ૮૪.૫ ટકા ખેતી રાજ્યના હાથમાં છે.

**સવાલ:**–રશીઆનો ભૂમિવિસ્તાર કેટલો છે?

**જવાબ:**–એ પ્રદેશ ૫૦૦૦ માઇલ પહોળો અને ૩૦૦૦ માઇલ લાંબો છે. એ રીતે દુનીઆનો એ મોટામાં મોટો દેશ છે. પૃથ્વિના એક ષષ્ટાંશ જેટલી જગ્યા એ રોકે છે.

**સવાલ:**–માર્કસવાદી વૈજ્ઞાનિક સમાજવાદીઓ કહે છે કે મૂડીવાદનાં અવસાનમાંથી સમાજવાદનું આગમન અનિવાર્ય છે અને છતાં, પોતાના અનુયાયીઓને વધારે પ્રવૃત્તિશીલ અને ઉદ્દામ બનવાની ભલામણ કર્યા કરે છે. આમાં કઇ જાતની સુસંગતતા છે?

**જવાબ:**–મારી સમજણ પ્રમાણે તમારો મુદ્દો એ જણાય છે કે જો સમાજવાદ અનિવાર્ય જ હોય તો તેને આણવા માટે પ્રયત્નો કરવાની શી જરૂર; એ તો આપ મેળે આવવાનો જ. એ મુદ્દાનો જવાબ બહુ સાદો છે: માની લઇએ કે મૂડીવાદ તો નિષ્ફળ જવાનો જ છે, તો પણ તેના પરથી એ તો સિદ્ધ નથી જ થતું કે લોકોને શિક્ષણ આપ્યા વિના, તેમને વ્યવસ્થિત બનાવ્યા વિના, વિરોધી બળો સાથે અથડામણોમાં ઉતર્યા વિના અને

જરૂરી ભોગો આપ્યા વિના અમુક વખતે સમાજવાદ આપણા હાથમાં આવી પડશે. આકાશમાં તેજના અક્ષરે એવું કાંઇ લખાઇ નથી ગયું કે જો અને જ્યારે મૂડીવાદ પડી ભાંગશે ત્યારે સમાજવાદ વરસાદની માફક આકાશી બક્ષીસ રૂપે ઉતરી આવશે. સમાજવાદીઓએ ઘટનાઓના પ્રવાહને ચોક્કસ દિશામાં વાળવાને પ્રયત્ન કરવો જોઇએ. જેમ થતું હોય તેમ થવા દઇએ તો તો દશકાઓ તો શું પણ કદાચ સૈકાઓ સુધી પણ દુનીઆ પોતાની આર્થિક કે સામાજીક સમસ્યાઓની ગુંચ ઉકેલ્યા વિના જ ઢસરડા કર્યા કરે. અત્યારની આપણી સમસ્યાઓના ઉકેલથી સારી રીતે માહિતગાર હોય એવા અનુયાયીઓ–સૈનિકોનું–મોટું દળ જોઇએ અને તેમના પર બુદ્ધિશાળી અને કાર્યકુશળ નાયકો જોઇએ. મૂડીવાદનો માચડો જમીનદોસ્ત થાય ત્યારે તેનો લાભ લેવા માટે સાવચેત અને વૈજ્ઞાનિક બુદ્ધિથી પ્રેરાએલી નેતાગીરીનો અભાવ હોય તો સમાજજીવન આગળ વધવાને બદલે પછાત પડે એ સહજ છે.

**સવાલ:**–જીનીવાના પ્રજાસંઘ તરફ રશીઆની વલણ કેવી છે?

**જવાબ:**–સોવિએટ સરકારના પરદેશ મંત્રી મેક્સીમ લીટવીનોફે પ્રથમ એવી વલણ ધારણ કરેલી કે પ્રજાસંઘના બે વગદાર સભ્યો જર્મની અને જાપાન રશીઆ તરફ વૈમનસ્ય ધરાવે છે, એટલે તે પ્રજાસંઘમાં જોડાય તેનો કંઈ અર્થ નથી. પરંતુ એ બે દેશો હવે પ્રજાસંઘમાંથી નિકળી ગયા છે એટલે સંઘ તરફની રશીઆની વલણમાં ફેર પડ્યો છે. લીટવીનોફ હવે એમ માને છે કે આંતરરાષ્ટ્રીય સુલેહશાંતિ સ્થાપવા અને શસ્ત્રનિવારણ માટે પ્રજાસંઘ ઉપયોગી થઈ પડે એવી સંસ્થા છે. રશીઆનું બળવાન રાજ્ય એક સાથે બે વીરોધી વસ્તુઓ હાથ ધરવાની શક્તિ ધરાવે છે. (૧) દુનીઆમાં સહુથી વધારે બળવાન લશ્કર તૈયાર કરવું અને (૨) દુનીઆની બધી પ્રજાઓને ખાત્રી કરાવી આપવી કે પ્રજાઓ પ્રજાઓ વચ્ચે શાંતિ અને સલામતિ જાળવવાના કોઇપણ ઉપાયમાં સહકાર આપવાને તે તૈયાર છે અને જમીન પચાવી પાડવા કે કોઇનું શોષણ કરવા માટે યુદ્ધમાં ઉતરવાની તેને જરાએ ઇચ્છા નથી. રશીઆ આખી દુનીઆ સાથે મૈત્રીભર્યો સંબંધ જાળવી રાખવા ઇચ્છે છે અને ખરેખર શસ્ત્રસન્યાસ કરી એ ઇચ્છાને વ્યવહારૂ બનાવવા તૈયાર છે.

**સવાલ:**–સોવિએટ સરકાર સાઇબીરીઆમાં એટલાં બધાં કારખાનાઓ શા માટે સ્થાપે છે?

**જવાબ:**–ત્યાં જે મોટાં ઔદ્યોગિક અને રસાયણીક કારખાનાંઓ ઉભાં કરવામાં આવે છે તે લશ્કરી આક્રમણ સામે બચાવના હેતુથી. જો યુદ્ધ થાય તો એ કારખાનાંઓ વિમાની હુમલાના ભયમાંથી બચી જાય જો રશીઆ સામે યુદ્ધ આરંભાય તો યુરોપમાંથી કે જાપાનમાંથી જે વિમાની હુમલો આવે તેના મારમાંથી એ કારખાનાંઓ બચી જાય તેમ છે.

**સવાલ:**–રશીઆમાં સહુથી વધારેમાં વધારે વસ્તીવાળું કયું શહેર છે?

**જવાબ:**–મોસ્કો, તેની વસ્તી આજે ૩.૫૦૦,૦૦૦ ની છે. ૨૦ વર્ષ પહેલાં એ ૧,૬૦૦,૦૦૦ જેટલી જ હતી.

**સવાલ:–૧૯૧૭ ની ક્રાન્તિ પછી રશીઆમાં વર્તમાનપત્રોનું પ્રકાશન ખીલ્યું છે કે ખોરવાઇ ગયું છે?**

જવાબ:–ક્રાંતિ પહેલાં રશીઆમાં ૮૫૯ વર્તમાનપત્રો હતાં; અને તેમનો કુલ ફેલાવો ૨,૭૦૦,૦૦૦ નકલોનો હતો. ૧૯૩૪ માં ૫૪૦૦ છાપાંઓ છે. અને તેમનો કુલ ફેલાવો ૩૮,૦૦૦,૦૦૦ નકલોનો છે. આ ત્યાંના સરકારી આંકડા છે. પરંતુ રશીઆનાં એ ૫૪૦૦ છાપાંઓમાંનાં બધાંએ મોસ્કો કે લેનીનગ્રાડ જેવાં મથકોએથી પ્રગટ થતાં વગદાર છાપાંઓની કક્ષાનાં નથી હોતાં. આપણે ત્યાંથી નાનાં ગામોમાંથી આઠ આઠ પાનાનાં કેટલાંક સાપ્તાહિકો નીકળે છે તેનાં જેવાં એ પણ હોય છે. પરંતુ આ વાતની તો કોઇથી ના પાડી શકાય તેમ નથીજ કે ક્રાંતિ પછી રશીઆનું પત્રકારિત્વ ચીલઝડપે આગળ વધ્યું છે.

**સવાલ:–રશીઆનાં વર્તમાનપત્રો બીજા મુડીવાદી દેશોનાં પત્રો જેવાં જ હોય છે?**

જવાબ:–રશીઆનું પત્રકારત્વ અમેરીકા-કે બીજા કોઇ મુડીવાદી દેશનાં પત્રકારત્વ કરતાં તદ્દન નિરાળું છે. એ બેની વચ્ચે પહેલો ધ્યાન ખેંચનારો તફાવત તો એ છે કે રશીઅન છાપાંઓનું કદ નાનું હોય છે. એ દેશનું મોટામાં મોટું સરકારી પત્ર 'ઇઝવેસ્ટીઆ' છે; અને બીજું અગત્યનું પત્ર 'પ્રવદા' સામ્યવાદી પક્ષનું મુખપત્ર છે. એ બન્નેનાં માત્ર ચાર ચાર પાનાંઓજ હોય છે. આમ હોવાનાં બે કારણો છે: (૧) રશીઆમાં પુરતાં પ્રમાણમાં કાગળો મળતા નથીઃ (૨) મુડીવાદી દેશનાં વર્તમાનપત્રોમાં વેપારીઓની જે જાહેરાતો આવે છે તેનો ત્યાં અભાવ હોય છે. રશીઅન વર્તમાનપત્રોમાં જે જાહેર ખબરો છપાય છે તે આપણે ત્યાં બનાવોની જે જાહેરાતો આવે છે તે જાતની. એટલે કે ભાષણો, નાટકો, સીનેમાઓ, રેડીઓના કાર્યક્રમ, નવાં પ્રગટ થએલાં પુસ્તકો, સરકારી સ્ટોરોમાં આવેલા માલ વગેરેને લગતી હોય છે–પણ એ જાહેરાતોમાં મુડીવાદી દેશોમાં ગ્રાહકોને લલચાવવા માટે માલ અથવા નાટકો કે સીનેમા–ચિત્રોની જે સાચી ખોટી ભાટાઇ કરવામાં આવે છે તેવું કશું હોતું નથી. અથવા તો મૂડીવાદી દેશોમાં લોકોની હલકી જીજ્ઞાસાવૃત્તિને સંતોષી છાપાંઓની ખપત વધારવા માટે ચોરી, લબાડી, કોઇની અંગત બાબતો, રાજાઓ કે મોટાં માણસોનાં ખાનગી જીવનની સાચીખોટી હકીકતો, વગેરે આવે છે તેવું પણ રશીઅન છાપાંઓમાં કશુંજ નથી હોતું. સોવિએટ વર્તમાનપત્રોમાં તો દરરોજનાં ઔદ્યોગિક, સરકારી કે સંસ્કાર જીવનને લગતા પ્રશ્નોનીજ છણાવટ થાય છે. જે પ્રશ્નની સામાજીક ઉપયોગિતા વધારે હોય તેનેજ મહત્વ અપાય છે. મળેલી ખબર સાથે ચેડાં કરવાં અથવા તેમને અવળી-સવળી રીતે રજુ કરવાની પ્રથા પર રશીઆમાં જબરો તિરસ્કાર છે. ઉદ્યોગોની ખીલવણીમાં કોઈ અગત્યનું પગલું ભરાયું હોય કે આરંભાયું હોય, કોઇ નવું કારખાનું બંધાયું હોય, સોનું ઉત્પન્ન કરવા માટે કોઈ નવી ખાણ કે નવી તદબીર શોધાઇ હોય, ઘઉં કે કોઇ બીજો પાક વધારે પ્રમાણમાં ઉપજાવાયો હોય, આ બધી બાબતો રશીઆમાં પ્રથમ પાનાં પર ચમકાવવામાં આવે છે. ,,

**સવાલ:**—રશીઆ સબંધી કંઈ પણ લખાણ વાંચતાં તેમાં 'કુલાક' શબ્દ ઘણી વખત આવે છે. એ શું છે?

**જવાબ:**—'કુલાક' એટલે જમીન પર માલેકી ધરાવતો રશીઆનો ખેડુત. ઘણું ખરું તે પોતાની જમીન પોતાનેજ હાથે ખેડે છે અને કોઇ કોઈ વખત મૂલીઓ રાખીને પણ કામ લે છે. રશીઆમાં જીવનનું જે ધોરણ છે તેની દ્રષ્ટિએ તે સુખી લેખાતો. આ સારી સ્થિતિના ખેડુતોએ રશીઅન સરકારની સામુદાયિક–સહકારી ખેતીની યોજનાનો સખ્ત વિરોધ કર્યો અને પરિણામે તેમને નિમૂળ કરવાને માટે પ્રચંડ પગલાંઓ લેવાનું શરૂ થયું. રશીઆમાં હજીએ જેને પોતાની વ્યક્તિગત રીતે ખેતી કરવી હોય તેને છુટ આપવામાં આવે છે પરંતુ માલેતુજાર બનેલા જમીનદારો તો અદૃશ્ય થઇજ ગયા છે. એવા જમીનદારોમાંના લાખોને ફરજીઆત મજુરી કરવા માટે સાઇબીરીઆમાં મોકલી દેવામાં આવ્યા હતા. સોવિએટ સત્તાધીશો, આજે મોડે મોડે, કબુલ કરે છે કે એ જમીનદારોને નાબૂદ કરવામાં જે ઉપાયોનો આશ્રય લેવામાં આવ્યો હતો તે જરૂરીઆતના કરતાં ઘણા વધારે આકરા હતા.

**સવાલ:**—રશીઆની પરદેશનીતિ માર્કસવાદ પર રચાએલી છે?

**જવાબ:**—રશીઆના પરદેશખાતાના કોમીસાર મેકસીમ લીટવીનોફને માર્કસવાદનાં તત્વજ્ઞાનનો આશ્રય લેવાનું પરવડે નહિ, કેમકે મૂડીવાદી જગતમાં સમાજવાદી રાજ્યની પરદેશનીતિ કઇ જાતની હોવી જોઇએ એ વાતનો વિચાર કાર્લ-માર્કસે કદિ કર્યો નહોતો. એટલે સોવિએટની પરદેશનીતિ સંયોગો અનુસાર ઘડી નાખવામાં આવે છે.

**સવાલ:**—રશીઆ સબંધી કંઇ સાહિત્ય વાંચતાં તેમાં "કોમીન્ટર્ન" અને "પ્રોફીન્ટર્ન" શબ્દો ઘણી વખત આવે છે. એ શબ્દોનો અર્થ શો છે?

**જવાબ:**—સામ્યવાદીઓના રાજકીય પક્ષોની ત્રીજી આંતરરાષ્ટ્રીય પરિષદને ઓળખાવવા માટે "કોમીન્ટર્ન" શબ્દ વપરાય છે. "પ્રોફીન્ટર્ન" શબ્દ મજૂર સંઘોની લાલ આંતરરાષ્ટ્રીય પરિષદને માટે વપરાય છે. જગતના શાહિવાદિ–મૂડીવાદ સામે વિશ્વવિપ્લવ જગાવવાના ઉદ્દેશથી રશીઆના સામ્યવાદી પક્ષે આ બે સંસ્થાઓ સ્થાપી હતી. ૧૯૧૭ માં જ્યારે રશીઅન ક્રાંતિ થઇ ત્યારે માર્કસવાદીઓનો એવો સામાન્ય અભિપ્રાય હતો કે એ ક્રાંતિ આખાં જગતની ક્રાંતિની માત્ર શરૂઆત જ હતી. કેમકે માર્કસ પોતે એમ માનતો કે જગતમાં સમાજવાદ સ્થાપવા માટે એ ક્રાંતિની ખાસ જરૂર છે. અમુક વખત માટે બધાને એમ લાગતું હતું કે જગતની વસ્તુસ્થિતિનું આ પ્રથક્કરણ દોષરહિત છે કેમકે મધ્ય યુરોપના દેશોમાં ક્રાંતિવાદી સંગ્રામસત્રોના પડધા ગાજી રહ્યા હતા. એ વખતે એમ મનાતું હતું કે ઉપલી બન્ને સંસ્થાઓ–કોમિન્ટર્ન અને પ્રોફીન્ટર્ન–એ વિશ્વક્રાંતિ જગવવામાં આગેવાની લેશે. પરંતુ હાલ થોડા વખતને માટે તો ઇતિહાસે કંઇક જુદોજ ચુકાદો આપ્યો છે; એટલે એ બે સંસ્થાઓ કરમાવા લાગી છે. અત્યારે આખાં જગતમાં શ્રમજીવિઓના બળવા ઉશ્કેરવાને બદલે રશીઆને સધ્ધર બનાવવા પર જ સઘળું લક્ષ્ય કેન્દ્રિત કરવાની નીતિ રશીઆએ અખત્યાર કરી છે. આ મુદ્દા ઉપર જ ટ્રૉટ્સ્કીને રશીઆમાંથી હાંકી કાઢવામાં આવ્યો અને સ્ટેલીનવાદનો વિજય થયો.

**સવાલ:–સોવિએટ યુનીઅનમાં વકીલો વકીલાતનો ધંધો કરે છે કે કેમ?**

**જવાબ:**–મુડીવાદી દેશોમાં જે જાતના વકીલો હોય છે તેવા વકીલો રશીઆમાં હસ્તી ધરાવતા નથી. જ્યારે કોઇ માણસ કોઇ ગુનાસર ગીરફતાર થાય ત્યારે તેનો બચાવ કરનાર વકીલને તેના કુલ તરફથી પૈસા નથી મળતા, તે સરકારનો જ પગારદાર માણસ હોય છે. રશીઆની કાયદાની અદાલતોમાં કાયદાઓની આંટીઘુંટી જેવું કંઇ હોતું નથી. કાયદાનું ખાસ જ્ઞાન ધરાવનાર ન્યાયાધીશોની સાથે સામાન્ય માણસો પણ ન્યાયાસન પર બીરાજતાં હોય છે. એ સામાન્ય માણસો કોઇ મહેનત મજુરી કરીને પોતાની આજીવિકા મેળવતાં હોય છે. આરોપીના બચાવમાં ઉપયોગી થાય તેવી દરેક હકીકત અદાલત સમક્ષ રજુ કરવા એ સરકારી વકીલ બંધાએલો હોય છે પણ કાયદાનાં છળની કે નકામી મુદ્દતો પાડ્યે જવાની કે લાંબા લાંબા જુના ચુકાદાઓ ટાંક્યે જવાની કે એવી કોઇ ગંદી બાજીનો આશ્રય લેવાની તેને સખ્ત મના હોય છે. રશીઆનો ન્યાય તદ્દન સાદો, સીધો અને વકીલોની પદ્ધતિથી તદ્દન જુદીજ જાતનો છે. લાગણીના આવેગો કે ઝનુન ઉશ્કેરાવાથી થતા મારામારી કે ખુનામરકીના કેસો કે જેમાં રાજ્યની વિરૂધ્ધ–ક્રાંતિ વિરોધી–પ્રવૃત્તિ જેવું કંઇ હોતું નથી તેમાં સજા ઘણી હળવી હોય છે. ખૂન જેવા ગંભીર ગણાતા ગુન્હામાં પણ વધારેમાં વધારે સજા દશ વર્ષની હોય અને તે પણ સડેલાં કેદખાનાંઓમાં નહિ પણ ચારિત્રસુધારણાની સંસ્થાઓમાં. રશીઆમાં ગુન્હાનું પ્રમાણ ઘણું ઓછું છે. રશીઆમાં જો કોઇ આરોપી ગુન્હેગાર છે એમ માલુમ પડે તો તેને ચોક્કસપણે અને તાત્કાલિક રીતે સજા થાય છે પણ તે સજા કદિયે અતિ આકરી નથી હોતી. આપણે મુડીવાદી દેશોમાં માનીએ છીએ તેમ સજાની સખ્તાઇ ભાવિ ગુન્હાઓને અટકાવવાનો એક માર્ગ છે એમ રશીઅનો માનતા નથી. તેઓ એમ માને છે કે ગુનાઓને અટકાવવાનો ઉપાય સખ્તાઇ નહિ પણ ન્યાયની ત્વરિતતા છે.

**સવાલ:–રશીઆમાં, 'જી. પી. યુ.' અથવા 'ઓગપુ'ને નામે ઓળખાતી સંસ્થા શી છે?**

**જવાબ:**–રશીઅન લોકો એને ગે-પે-ઉ કહે છે. અને જ્યારે માણસ એ શબ્દ ઉચ્ચારે છે ત્યારે તેના મનમાં એક પ્રકારની ધાક બેસી જાય છે કેમકે સોવિએટ રશીઆનું એ રાજકીય જાસુસી પોલીસ ખાતું છે. આ બહુ શક્તિમાન ખાતાને ઘણી ફરજો બજાવવાની હોય છે પરંતુ એ ફરજોમાંની મુખ્ય અને સહુથી અગત્યની ફરજ ક્રાંતિ વિરોધક પ્રવૃત્તિઓને પકડી પાડવાનું અને દાબી દેવાનું છે. જી. પી. યુ. દેશમાં અને પરદેશોમાં જાસુસીનું કામ કરે છે. બહારથી આવતા અથવા દેશમાંથી બહાર જતા માણસોની તપાસ રાખે છે અને પોતાનું ખાનગી લશ્કર રાખે છે. દુનીઆના ઇતિહાસમાં કદાચ સહુથી વધારે શિસ્તપાલક લશ્કરી સંસ્થા એ છે. દુનીઆના લોકશાસનવાળા દેશો કે જ્યાં શહેરી જીવનના હકકો અને તેનાં પાલનથી લોકો પરિચિત છે ત્યાં આગળ જી. પી. યુ. ની કાર્યપદ્ધતિ લોકોને અત્યંત ખેદ ઉપજાવનારી માલુમ પડે તેવી છે. કેમકે જી. પી. યુ. ને વગર વારંટ

ગમે તે માણસને પકડવાની અને તેના પર પોતાની જ મેળે ખાનગી કે ખુલ્લી રીતે કેસ ચલાવવાની સત્તા છે. અને પોતાના ચુકાદાઓ એ પોતેજ અમલમાં મૂકે છે. તેના ચુકાદાઓ ઉપર અપીલ થઇ શકતી નથી. ગુન્હાના પ્રમાણમાં તાત્કાલિક રીતે ગોળીએ દેવાની, દેશનિકાલ કરવાની, કેદમાં નાખવાની, ફરજીઆત મજુરી કરાવવાની, અથવા હળવા કેસોમાં, અમુક શહેરની બહાર ન નીકળવાની સજા ફરમાવવાનો તેને અધીકાર હોય છે. રશીઆએ સાધેલી ક્રાંતિને પ્રતિક્રાન્તિવાદીઓના હુમલા કે કાવત્રાંમાંથી ઉગારી લેવા માટે તે દળની યોજના કરવામાં આવી હતી. પરંતુ જી. પી. યુ. ને કોઇ પણ સંયોગો નીચે સામાન્ય ગુનાઓની બાબતમાં હાથ નાખવાની સત્તા નથી. જી. પી. યુ. ના હાથમાં પડવા માટે માણસના ગુન્હામાં પ્રતિક્રાંતિકારીપણાનું કંઇક તત્વ હોવું જોઇએ. પણ એક વખત તેના હાથમાં પડયા પછી ગુન્હેગારને ખુદા બચાવે, કેમકે જી. પી. યુ. નો હિસાબ રોકડો હોય છે. રશીઅન સરકારે ઔદ્યોગિક ખીલવણીની જે યોજના હાથ ધરી છે તેમાં ભંગાણ કે ખલેલ પાડવાની પ્રવૃત્તિ ત્યાં આગળ ક્રાંતિ-વિરોધી ગુન્હો ગણાય છે. આ કારણથી ઔદ્યોગિક કારખાનાંઓ અને રેલ્વેઓ ઉપર જી. પી. યુ. ખાસ ચોકી રાખે છે. સોવિએટ સરકારને પોતાનો બચાવ કરવાનો પુરતો હક્ક છે એ વાતની ના કોઇ નજ પાડી શકે; પણ જી. પી. યુ. મારફત ખાનગી ત્રાસવાદની જે પદ્ધતિ તેણે હાથ ધરી છે તે સામે ખુલ્લો ન્યાય, સ્વતંત્રતા અને શહેરી જીવનનાં હકકો માટે લાગણી ધરાવનાર કોઇપણ માણસને ગુસ્સો આવ્યા વિના રહે તેમ નથી.

**સવાલ:**—રશીઆમાં આજે સામ્યવાદી પક્ષના સભ્યોની સંખ્યા કેટલી છે?

**જવાબ:**—જે છેલ્લા સત્તાવાર આંકડાઓ બહાર પડયા છે તે અનુસાર તેના ખરેખરા સભ્યોની સંખ્યા ૧૮,૭૨,૪૮૮ છે: અરજદારસભ્યો એટલે કે સામ્યવાદી પક્ષમાં દાખલ થવાની લાયકાત મેળવવા માટે પક્ષમાં ઉમેદવાર તરીકે રહેલા સભ્યોની સંખ્યા ૯,૩૫,૨૯૮ છે. આબધાએ સભ્યો માથે પક્ષની શિસ્ત બરાબર જાળવવાની પુરતી જવાબદારી હોય છે. અને રશીઆમાં બીજો કોઇ પક્ષ તો સ્થાપવા દેવામાં આવતોજ નથી એટલે આ પક્ષ જ આખા રશીઆ પર સંપુર્ણ કાબુ ધરાવે છે રીતસરના સામ્યવાદી પક્ષ ઉપરાંત, જુવાન સામ્યવાદીઓનો એક બીજો પક્ષ છે. તેમાં જુવાન છોકરા છોકરીઓ સભ્ય તરીકે જોડાઇ શકે છે. તેમની સંખ્યા ૪૫,૦૦,૦૦૦. સોળ વર્ષની નીચેનાં છોકરાંઓ યંગ પાયોનીઅર્સ—બાલ નાયકો—તરીકે ઓળખાય છે. તેમની સંખ્યા ૬,૦૦,૦૦૦. રશીઆના સામ્યવાદી પક્ષ માટે *એ સામાન્ય કહેવતરૂપ બની ગયું* છે કે તેમાં દાખલ થવું અત્યંત મુશ્કેલ છે પણ તેમાંથી નીકળી જવાનું ઘણું સ્હેલું છે. સામ્યવાદી પક્ષમાં દાખલ થવા માટેની લાયકાતનું ધોરણ ઘણું ઉંચું અને સખ્ત છે. અને પક્ષમાંથી હાંકી કહાડવા માટેનાં બહાનાં અનેક છે.



# સંચય

## નવું વિજ્ઞાન: અધ્યાત્મવાદી કે ભૌતિકવાદી?

### સર જેમ્સ જીન્સનાં ભાષણ પરથી ઉપજતા વિચારો.

વૈજ્ઞાનિક–Scientist–ઘણું ખરૂં વ્યવહારથીપર–તટસ્થ–જગતના સંબંધો તરફ ઉદાસીન–હોય છે એમ મનાય છે. વિશેષ કંઈ નહિ તો તેના અભ્યાસના વિષય પુરતું તેને વિષે એમ ધારવામાં આવે છે. આ માન્યતા નેવું ટકા સાચી છે એટલા માટેજ તેનો દશ ટકા જેટલો અસત્ય ભાગ વધારે ભયંકર બની જાય છે. Science at the Gross Roads "વિજ્ઞાન–પ્રગતિને તરભેટે" એ નામનાં પુસ્તકમાં બુખારીને આ વિષયની છણાવટ બહુ સારી કરી છે. પરંતુ તે અહિં અપ્રસ્તુત હોવાથી તેનો વિસ્તાર અહિં કરવો ઉચિત ધર્યો નથી. આ લખાણમાં આગળ ઉપર યોગ્યતા જણાશે તો તેનો નિર્દેષ કરવામાં આવશે.

અહિં તો એટલુંજ જણાવવું જરૂરી છે કે આ વિચારો આ લખનારના મગજમાં આવવાનું કારણ એ છે કે પ્રખ્યાત ગણિતશાસ્ત્રી અને ખગોળવેત્તા સર જેમ્સ જીન્સનાં જે ભાષણના ફકરાઓ નીચે આપવામાં આવ્યા છે તે એ વિચારોને જન્મ આપ્યા સિવાય રહેતા નથી. આજે જગતમાં ધર્મ અને નાસ્તિકવાદ અથવા શાસ્ત્રીય ભાષામાં કહીએ તો અધ્યાત્મવાદ વિરૂધ્ધ ભૌતિકવાદની જે છેલ્લી લડત જામી રહી છે તેમાં આજસુધી કેવળ ભૌતિકવાદીજ ગણાતા વૈજ્ઞાનિકો અધ્યાત્મવાદ તરફ કેમ ઢળ્યા છે અને તેમની એ વલણનું સાચું કારણ શું છે તે બતાવવા માટે સર જેમ્સનાં અત્યંત અઘરાં ભાષણમાંથી અમુક ફકરાઓ ટાંકવા પહેલાં વાંચકોને તેના તરફની અમારી વલણથી સાવધ કરવા આટલું શરૂઆતમાં કહી લેવાની જરૂર રહે છે.

સર જેમ્સ જીન્સ જગતના અગ્રણી ગણીતશાસ્ત્રીઓ અને ખગોળવેત્તાઓમાં અગત્યનું સ્થાન ભોગવે છે. અને તેમની વિશેષતા તો એ છે કે વિજ્ઞાનનાં તેમનાં જ્ઞાનને તત્વજ્ઞાનમાં ઘટાવવાને પણ તેઓ પ્રયત્ન કરે છે.

'નવયુગ' આજના યુગધર્મને ઓળખી સમાજવાદનું-ભૌતિકવાદનું-તત્વજ્ઞાન ગુજરાતના લોકોમાં વિસ્તારવાની તમન્ના સેવે છે, તેથી વિજ્ઞાનના વિકાસ માટેની બ્રીટીશ એસોસીએશને આબર્ડીન ખાતે હમણાં જે પરિષદ ભરી હતી તેનાં પ્રમુખપદેથી સરજેમ્સે જે વિચારો વહેતા મૂકયા છે તેની નોંધ લેવાની અમે ફરજ સમજીએ છીએ. સર જેમ્સ જીન્સનાં એ ભાષણમાં વિજ્ઞાને અત્યારસુધીમાં સાધેલી પ્રગતિનો સરવાળો આપવાનો પ્રયાસ થયો છે. એટલે નવયુગના વાંચકો તેમાથી ફાકેફગાર અને એ હેતુ પણ આ ફકરાઓ અહિં ઉતારવામાં રહેલો છે. અને વિજ્ઞાનના વિકાસના એ સરવાળા પરથી જે તત્વજ્ઞાન વિષયક અનુમાનો સર જેમ્સ દોરે છે તેનું ખંડન કરવાનો પણ બીજો આશય છે. સર જેમ્સનું ભાષણ ઘણું અઘરૂં છે; તે ગુજરાતીમાં ઉતારવાની આ લેખકની હિંમત નથી અને જો કદાચ ઉતારવામાં આવે તો તે વાંચી અને સમજવાની શકિત 'નવયુગ'ના વાંચકોમાંથી ઘણાજ ઓછાની હશે એમ સમજવાથી તેના સરળ અને ઉપયોગી ફકરાઓ જ અહિં ઉતાર્યા છે.

નીચેના ફકરાઓ સમજવાનું સરળ અને એટલા માટે શરૂઆતમાં સર જેમ્સનાં આખાં ભાષણનો ટુંક સાર આપી દઇએ:

પોતાના ભાષણમાં સર જેમ્સે એમ કહ્યું છે કે અત્યારનું ભૌતિક વિજ્ઞાન અધ્યાત્મવાદ તરફ ઢળતું જાય છે અત્યારસુધી વૈજ્ઞાનિકો સમય અને અવકાશને કુદરતનાં-બાહ્ય-જગતનાં-સત્યો તરીકે ઓળખાવતા હતા, પરંતુ આજનાં વિજ્ઞાને એમની એ માન્યતા ખોટી પાડી છે. એ બે વસ્તુઓ તો બાહ્ય જગતને સમજવા માટે માણસના મને ઉપજાવી કાઢેલાં માપ-ખોખાં છે. આ કારણથી કારણ-cause-અને કાર્ય-effect નો જે સર્વવ્યાપક મનાતો નિયમ છે અને જેના ઉપર જ ભૌતિકવાદનો એક માત્ર આધાર હતો-તે તુટી પડે છે-અથવા અધુરો માલુમ પડે છે. ચોક્કસ માપવાળા સમય અને અવકાશનું સ્થાન અનન્તતા-eternity અને અનન્ત આકાશની ગૂઢતા ઝડપી લે એવી શકયતા ઉભી થઇ છે. એટલે આપણે જ્ઞાનમાંથી ગહનતા તરફ ફરી પ્રયાણ કરીએ છીએ. સર જેમ્સનાં ભાષણનો એ સાર છે.

હવે થોડા ફકરાઓ:

"છેલ્લાં પચાસ વર્ષમાં વિજ્ઞાનના મહેલની સુરત તદ્દન બદલાઇ ગઇ છે. વિજ્ઞાનની અનેક શાખાઓ રૂપી નવા નવા ઓરડાઓ અને અટારીઓ એ મકાનમાં ઉમેરાતાં રહ્યાં છે......જુનાં વિજ્ઞાને આપણને જે વિશ્વરૂપી મકાન બતાવ્યું હતું તે કેદખાનાં જેવું લાગતું હતું. નવું વિજ્ઞાન જે મકાન બતાવે છે તે વધારે વિશાળ અને મોટા બંગલા જેવું લાગે છે પરંતુ તેના અંદરના ભાગનાં બારણાંઓ ખુલ્લાં હશે કે બંધ તે આપણે આજે કહી શકીએ તેમ નથી. પરંતુ તેનું જેટલું પુરતું દર્શન આપણે કર્યું છે તે એવી આશાને સ્થાન આપે છે કે તેમાં આપણને આપણે સદાએ વાંચ્છી છે એવી સ્વતંત્રતા-માનવબુદ્ધિ કોઇ બીજી સત્તા-ભૌતિક કે પરમાત્મારૂપ-થી નિયમિત થએલી નથી

પણ તદ્દન સ્વતંત્ર છે એવી માન્યતા— (આમાં કિસ્મતવાદ-fatalism અને ભૌતિકવાદ બન્નેનું ખંડન છે.)—આપણને કદાચ મળશે. એ જગ્યા એવી લાગે છે કે માત્ર કોઈ બાહ્યસત્તાને હાથે હાલતાં ચાલતાં પુતળાં—કેદીઓ—પ્રાણીઓ—નેજ રહેવા લાયક નહિ પણ સર્જન અને નિયમન કરનાર માણસને રહેવા લાયક છે.''

આ લાંબી 'ઉપમાનો અર્થ' એજ છે કે કદાચ માનવબુદ્ધિ કોઈ બાહ્યસત્તાથી નિયમિત નથી પણ પોતે સ્વતંત્ર છે એવું વિજ્ઞાન આપણને ભાવિમાં કદાચ બતાવશે એવી આશા સર જેમ્સ જીન્સ અત્યારના વિજ્ઞાન વિકાસની વલણ પરથી બાંધે છે.

**અમારી** માન્યતા એવી છે કે સર જેમ્મે રજુ કરેલી હકીકત પરથી જે ઉપલું અનુમાન તારવ્યું છે તે ખોટું છે. જેમ નવું વિજ્ઞાન ઉભું થયું છે તેમ નવો ભૌતિકવાદ પણ ઉભો થયો છે. જૂનો ભૌતિકવાદ યાંત્રિક-ભૌતિકવાદ એટલે કે Mechanistic Materialism હતો; નવો ભૌતિકવાદ વિરોધજન્ય ઉત્ક્રાન્તિઆત્મક ભૌતિકવાદ-Dialetical Materialism—છે. અને આ નવો ભૌતિકવાદ સર જેમ્સના નવાં વિજ્ઞાને ઉભી કરેલી સમસ્યાઓનો ખુલાસો બરાબર પુરો પાડી શકે છે. પરંતુ એ નવો ભૌતિકવાદ કમનસીબે (સર જેમ્સનાં) સામ્યવાદ સાથે તાણાવાણાની માફક ઓતપ્રોત થએલો છે. એટલે મૂડીવાદી વિજ્ઞાન વેત્તા સર જેમ્સ જીન્સને તેની નોંધ લેવાની યોગ્યતા સમજાઇ હોઇ એમ લાગતું નથી. વૈજ્ઞાનિક નેવું ટકા તટસ્થ-નિસ્વાર્થ-છે અને દસ ટકા સ્વાર્થી છે એમ જે આ લેખની શરૂઆતમાં કહેવામાં આવ્યું છે તે અહિં લાગુ પડે છે. અને એ સ્થળે દસ ટકાને અત્યંત ભયંકર તરીકે ઓળખાવવામાં આવે છે તેનું કારણ પણ હવે વાંચકોને સ્પષ્ટ થયું હશે કે સર જેમ્સ જેવો વિજ્ઞાનવીર અધ્યાત્મવાદ અને ધર્મની હિમાયત કરે એટલે વેદિઆ ધર્મવીરો કાખલી કુટવા લાગે—અત્યંત આનંદમાં આવી જાય—એ દેખીતું છે. આ કારણથી માણસની નિરાધારિતા અને અજ્ઞાને ઉભા કરેલા ધર્મને આ અત્યંત આગળ વધેલાં વિજ્ઞાનનો ટેકો મળે તે સામે પડકાર આપવાની જરૂર રહે છે.

હવે સર જેમ્સના વિજ્ઞાનની પ્રગતિ અને દિશા સુચવતા ફકરાઓ ટાંકી નવા ભૌતિકવાદની સાથે તેઓ કેવી રીતે સુમેળ છે તે બતાવવાનો પ્રયત્ન કરીએ.

સર જેમ્સ કહે છે:—

"જુના વખતનો વૈજ્ઞાનિક એમ માનતો કે આ પૃથ્વિ પર માણસનો અવતાર થયો તે પહેલાં અસંખ્ય વર્ષોથી આ પૃથ્વિ હસ્તી ધરાવતી હતી પણ પાછળથી જે માનવપ્રાણી ઉદ્‌ભવ્યો તેનું મન-વિચારશક્તિ—અને તેને ઉત્પન્ન કરનાર ઇન્દ્રિયોની લાગણીઓ-પ્રત્યયો—કે જેઓ પોતાની બહાર નીકળવાને સમર્થ નથી તેઓ આદિ કળાથી શું થતું આવ્યું છે તેનો ભેદ ઉકેલવા સમર્થ થશે."

**આ**માં રહેલા નિરાશાવાદના સૂરની નોંધ લેવી ઘટે છે. મૂડીવાદની અવદશાનો—પડતીનો—એ સૂચક છે.

"**આ** પણું મગજ જે વસ્તુઓ તેની અંદર રહેલી હોય તેનાથીજ વાકેફગાર થઇ શકે બાહ્ય વસ્તુઓનો સ્વભાવ જાણવાનું તેને માટે શક્ય નથી."

**છતાં** એ મગજે ઉભા કરેલાં વિજ્ઞાનની મદદથી આપણે અનેક બાહ્ય સત્વોને આપણી મરજી પ્રમાણે કામ કરાવી શકીએ

છીએ-વીજળીના બળના અનેક ઉપયોગો કરી શકીએ છીએ અને વિમાનો ઉડાડી શકીએ છીએ.

'આપણાં જ્ઞાનનું સ્વરૂપ ગણીતમયજ હોઇ શકે...આ ગણીતમય જ્ઞાનને વિજળીના કણો-electrons-અને પ્રકાશનાં કણો-photons--પોતાનાં વર્તનથી ખોટું પાડે છે. તેમનું વર્તન આજ સુધીના આપણે સર્જેલા કારણ-કાર્ય cause and effect-ના નિયમોને ખોટા પાડે છે. તેમના જે તરંગો હોય છે તે આપણી જૂની અવકાશની ગણનાને ખોટી ઠરાવે છે. આ રીતે જૂના વૈજ્ઞાનિકનો અણુવાદ-atomism-(બધું અણુઓથી જ બનેલું છે.અને એ અણુઓ ચોક્કસ નિયમો પ્રમાણે જ વર્તે છે એવી માન્યતા)-ને ખોટા પાડે છે......આ રીતે આપણે બાહ્ય વસ્તુઓનાં સાચાં સ્વરૂપથી વાકેફગાર નથી થતા પણ એ બાહ્ય વસ્તુઓ અને આપણાં મગજ વચ્ચે જે સબંધ રહ્યો છે તેનાથીજ વાકેફગાર થઇએ છીએ. આ રીતે આપણું જ્ઞાન આપેક્ષિક-relative છે, ખરૂં જોતાં જ્ઞાતા-મન અને જ્ઞેય-બાહ્ય વસ્તુ એ બેની વચ્ચે ભેદ જેવું રહેલું નથી. એ બન્ને જાણે કોઇ અભેદ્ય -indivisible-એક કુદરત જ હોય એમ લાગે છે....જૂનાં વિજ્ઞાન પ્રમાણે મન દ્રષ્ટા તરીકે કામ કરતું હતું: નવાં વિજ્ઞાન પ્રમાણે એ પણ માત્ર દ્રષ્ટા નહિ પણ બનતી ઘટનામાં અમુક ભાગ ભજવનાર છે. જ્ઞાતા અને જ્ઞેય બન્ને કોઇ એકજ પદ્ધતિના ભાગો છે. નવાં વિજ્ઞાને વિચિ તરંગ પદ્ધતિ શોધી છે તે આપણાં મનનાં સ્વરૂપનો પણ સાથે ખ્યાલ આપે છે. એટલે એવું બન્યું છે કે જ્યાં અમુક બનાવ સાથે સીધો સબંધ ન હોય ત્યાં આપણે એમ કહી શકીએ કે એક પછી બીજો બનાવ બન્યે જાય છે-કારણ-કાર્ય-કારણ-એમ થયે જ જાય છે. જ્યાં આપણે પોતે પણ ઘટનાના ભાગ રૂપ હોઇએ ત્યાં આપણે એટલું જ કહી શકીએ એક જ્ઞાન પાછળ બીજું આવે છે-એટલે અમુક જાણ્યું તેની મદદથી અમુક કાર્ય કરતા રહી બીજું વધારે જ્ઞાન મેળવ્યું, વગેરે. ...નવાં વિજ્ઞાને એ શીખવ્યું છે કે જૂનાં વિજ્ઞાન પ્રમાણે બાહ્ય-ભૌતિક-matter-ગણાતી તે સીધી સાદી ભૂતો-matter-જ નથી પણ માત્ર આપણાં મને અમુક પ્રમાણમાં ઓળખેલાં ભૂત-matter છે આટલાં પુરતું નવું વિજ્ઞાન અધ્યાત્મવાદ તરફ ઢળે છે. જો મન અને બાકીની કુદરત-matter-બન્ને એક જ પ્રકારનાં ન હોય તો તેમની વચ્ચે ઘણું સાધર્મ્ય છે એ તો નવું વિજ્ઞાન ચોકકસપણે કહી શકે છે. તત્વજ્ઞાનના છેક આદીકાળથી અધ્યાત્મ અને ભૌતિક વચ્ચે દ્વૈત-dualism-રહેલું તેને માટે તો નવાં વિજ્ઞાને જરાયે સ્થાન રહેવા દીધું નથી. ...પરંતુ જો આમજ હોય તો પછી આપણાં બધાંનાં મનો એક સરખી વસ્તુઓ ઘડવાને બદલે એક સરખા સુરજ, ચંદ્ર, ઝાડ, પાણી વગેરેજોઇએ છીએ તેને બદલે જૂદાં જૂદાં મનને જુદું જુદું કેમ દેખાતું કે સમજાતું નથી? વિજ્ઞાનજ આ પ્રશ્નનો જવાબ આજે નહિં તો આવતી કાલે આપી શકશે જૂનું વિજ્ઞાન આપણને અણુઓની ભિન્નતા તરફ લઇ જતું હતું; નવું વિજ્ઞાન એ અણુઓ-કે તેના યે નાના ભાગો-થી બનેલા વિજળીનાં પ્રવાહ કે પ્રકાશનાં કીરણ તરફ પાછા લઇ જાય છે. અહીં આગળ વ્યક્તિવાદ સમષ્ટિવાદમાં પરિણામ પામે છે... માણસોની બાબતમાં પણ કદાચ આ નિયમ લાગુ પાડી શકાય; જ્યારે સમય અને સ્થળની દ્રષ્ટિએ વિચાર

કરીએ છીએ ત્યારે આપણે દેખીતી રીતેજ જુદી જુદી વ્યક્તિઓ છીએ; જ્યારે વિશાળ દ્રષ્ટિએ વિચાર કરીએ ત્યારે એક વિશાળ જીવન પ્રવાહના આપણે અણુઓ હોઇએ એવું લાગ્યા વિના રહે તેમ નથી. જીવન અને પદાર્થની એકવાક્યતા સાધવા માટે આથી એકજ પગલું આગલ ભરીએ તો સૃષ્ટિના આદિ કાળથી જે કોયડો તત્વજ્ઞાનીઓને મુંઝવી રહ્યો છે તેનો છેવટનો ઉકેલ આવી જાય તેમ છે.'

ઉપર જે લાંબું અવતરણ આપ્યું છે તે સર જેમ્સના શબ્દોનું સીધું ભાષાંતર નથી. પણ આખાં ભાષણમાં તેમને જે કહેવાનું છે તેનો સાર એમાં લગભગ એમનાજ શબ્દોમાં આવી જાય છે.

હવે એના પર નવા ભૌતિકવાદની–Dialectical Materialism-ની દ્રષ્ટિએ વિચાર કરી લઇએ:

આપણાં જ્ઞાનનું સ્વરૂપ ગણિતમય, માપ–આંકડામય હોવું જોઇએ એવી સર જેમ્સની માન્યતા જૂના ભૌતિકવાદને માટે બરાબર છે; નવો ભૌતિકવાદ એ માનવાની ના પાડે છે. એકમાં એક ઉમેરવાથી હમેશાં બેજ થાય છે અથવા બેને બેએ ગુણવાથી હમેશાં ચારજ થાય છે તે નિરપવાદ–invariable–નિયમ તરીકે સાચું નથી એમ નવો ભૌતિકવાદ કહે છે. તે તત્વજ્ઞાન એમ શીખવે છે કે જ્યાં આગળ એક નિયમ ખોટો પડતો હોય અને તેની સામે અપવાદ દેખાય ત્યાંથી એ નિયમ છુટવાની શરૂઆત થાય છે અને એમ કરતાં અંતે એ નિયમ અને તેના બધાએ અપવાદોનું સમીકરણ કરતો એક વિશાળ નિયમ ઉભો થાય છે. એટલે આપણે ભૌતિક વિજ્ઞાનમાં અત્યાર સુધી કાર્યકારણના જે યાંત્રિક નિયમો જાણ્યા છે તેમાં નવાં વિજ્ઞાનની દ્રષ્ટિએ અમુક જગ્યાએ ભંગ આવતો હોય તો એ જૂના નિયમ અને તેના અપવાદનો વિરોધ સમાવી શકે એવા નવા નિયમની શોધમાં આપણે પડવું જોઇએ. આ રીતે જૂના ભૌતિકવાદીઓના અણુવાદના ખંડનથી નવા ભૌતિકવાદને બાધ નથી આવતો. !

હવે બીજો મુદ્દો :

મન બાહ્ય કુદરતને તેનાં આખરી સ્વરૂપમાં જાણી શકતું નથી પણ પોતાની શકિત અનુસારજ અને તેની–મનની–ગતિના ચોક્કસ નિયમોની મર્યાદામાં રહીનેજ જાણી શકે છે એવી પ્રોફેસર જેમ્સની માન્યતા પણ નવા ભૌતિકવાદને બાધક નથી. એ તો એમજ કહે છે કે આ વસ્તુ અત્યારે અનિવાર્ય હોય તો તેનો ઉપાય એજ છે કે કુદરતને જેટલાં જેટલાં પ્રમાણમાં આપણે જાણયે જઇએ તેટલાં પ્રમાણમાં તેને જાણવાની આપણી શકિત વધારે ખીલશે. આ તો વિજ્ઞાનના પંથમાં આગળ વધવાની જરૂરીઆતજ સુચવે છે. આ સ્થિતિથી ગભરાઇ જઇને અધ્યાત્મવાદ તરફ દોડી જવાની કંઇજ જરૂર નથી. અને પ્રો. જેમ્સ પોતે પણ આ જાતનીજ હિમાયત લગભગ કરે છે એ ઇચ્છવાયોગ્ય છે.

મન અને કુદરત બે તદ્દન જૂદી જૂદી વસ્તુઓ નથી પણ એકજ કુદરતના એ બન્ને ભાગો છે એવી પ્રો. જેમ્સ જીન્સની દલીલ નવા ભૌતિકવાદનું ખંડન કરવાને જરાયે સમર્થ નથી એટલુંજ નહિ પણ એ તો ઉલ્ટાનું નવા ભૌતીકવાદની મૂખ્ય માન્યતાને ટેકો આપે છે.

નવો ભૌતીકવાદ કહે છે કે જેને આપણે પદાર્થ, ભૂત અથવા કુદરત કહીએ છીએ તેમાંથીજ બનેલી એક વસ્તુ મન છે–Mind is the property of matter

organized in a special mannner—એ વાકયથી તો નવા ભૌતિકવાદનો સાદામાં સાદો 'વિદ્યાર્થી' પણ સારી રીતે વાકેફગાર હોય છે. આ કારણથી મન એ કુદરતનોજ એક ભાગ હોય અને કુદરતના 'અમુક સામાન્ય નિયમો તેને લાગુ પડતા હોય એ દેખીતું છે. મન પણ કુદરતની અને સમાજની ઘટનાઓમાં ચોક્કસ ભાગ ભજવે છે એમ સમજીનેજ નવા ભૌતિકવાદના ઉપાસકો શિક્ષણ અને પ્રચારકાર્યની અગત્ય પર ખાસ ભાર મૂકે છે જો ઇલેક્ટ્રોન્સ અને પ્રોટોન્સના ગતિના નિયમો પરથી મનની ગતિના નિયમો આપણને જાણવાના મળશે તો તો પદાર્થ-માંથી મન કેવી રીતે બને છે તે જાણવાનું પણ આપણને મળી શકશે. અને આમ થશે ત્યારે તો માણસ સર્જન મટીને સાચો સર્જક બની શકશે. એટલે આ જાતના જ્ઞાનવિકાસને માર્ગે તો આપણે આગળ વધવુંજ રહ્યું. આ તો આધ્યાત્મવાદને બદલે જે વસ્તુનું સ્વરૂપ ન સમજવાથી અધ્યાત્મવાદની કલ્પનાનો માળખો ઉભો થયો છે તેનેજ તોડી પાડવાની ગરજ સારે છે. એટલે આ શોધ આપણને આધ્યાત્મવાદ તરફ લઇ જાય છે એવી પ્રો. જેમ્સની દલીલ છેકજ ખોટી ઠરે છે. તેમણે એમ કહવું જોઇતું હતું કે આ નવું વિજ્ઞાન આપણને આધ્યાત્મવાદની ભ્રમણા સમજવાને માટે વધારે લાયક બનાવે છે.

પદાર્થ અને મન—આત્મા—નો ભેદ નવાં વિજ્ઞાનથી ટળી જાય છે એવી પ્રો. જેમ્સની માન્યતા તદ્દન સાચી છે. એ દ્વૈતવાદ એક બાજુ કલ્પના અને બીજી બાજુ નજરે જોઇ શકાતાં સત્યો વચ્ચે શો સબંધ છે તેનાં અજ્ઞાનની દિવાલ પરજ રચાયો હતો. એ દિવાલ હવે તુટી પડે છે એટલે જેને મન અથવા આત્મા કહેવામાં આવે છે તે પદાર્થનોજ એક પ્રકાર છે એમ અફર રીતે સમજાઇ જતાં હવે આધ્યાત્મવાદ અને ભૌતિકવાદનું દ્વૈત નાશ પામીને કેવળ ઉત્ક્રાન્તિ—આત્મક ભૌતિકવાદ જ બાકી રહે છે.

તેવીજ રીતે વિજ્ઞાનની મદદથી આપણે પ્રથમ જેમ અણુ અને પછી એ અણુઓના સમુહરૂપ વીજળીના પ્રવાહ કે પ્રકાશનાં કારણની દ્રષ્ટિએ અણુનાં વધારે સાચાં સ્વરૂપને પીછાણવા માંડયા છીએ તેવીજ રીતે જૂનાં સમાજશાસ્ત્રની મદદથી પ્રથમ વ્યકિતવાદને અપનાવી લીધા પછી હવે સમાજ વિના વ્યકિત અપૂર્ણ છે અને તેનું સાચું સ્વરૂપ સમજી શકાતું નથી એવા નવાં સમાજશાસ્ત્રે શીખવેલા સમાજવાદ તરફ ઢળીએ છીએ. તે પછીથી પ્રો. જેમ્સ કહે છે તેમ બાહ્ય કુદરત અને માનવ સમાજ એ બન્ને વચ્ચેનો સબંધ અને આમાં વિશ્વની દ્રષ્ટિએ સમાજ અને કુદરતનું ચોક્કસ સ્થાન પણ આપણે સમજી શકીશું. આ ભેદ જ્યારે વિજ્ઞાનના અખતરાઓની મદદથી સહુ કોઈ પ્રત્યક્ષ કરી શકશે ત્યારેજ માણસ માનવપ્રાણી મટી ખરો માનવ—અથવા સાહિત્યકારો જેને દેવ કહે તે—બનશે.

* * *

આ રીતે જોઇ શકાયું હશે કે પ્રો. જેમ્સ જીન્સનું વિજ્ઞાન આપણને આધ્યાત્મવાદ તરફ લઇ જવાને બદલે વાસ્તવિક રીતે તો નવા ઉત્ક્રાન્તિ આત્મક—ભૌતીકવાદ તરફજ લઇ જાય છે. પરંતુ પ્રો. જેમ્સ એ વાદને સ્પર્શ કરવાની હિમત નથી કરી શકતા. એટલી એમની માનવ-મર્યાદા અથવા નબળાઈ છે. એ વાદ સામ્યવાદ તરફ માણસને અચુક રીતે ઘસડી જાય છે અને એ સામ્યવાદ તો કંઇક રાક્ષસી—અત્યારની સમાજ વ્યવસ્થામાંથી વગર મહેનતે અમનચમન ઉડાવનારાઓ માટે

તો ખરેખર—છે એવું એ મુડીવાદ સર પ્રોફેસર માનતાં શીખ્યા છે. એટલે મુડીવાદનો જન્મદાતા જુનો ભૈતિકવાદ સ્વીકારવાને એમની વૈજ્ઞાનિક બુધ્ધિ ના પાડે છે ત્યારે નવા ભૈતિકવાદને સાચાં જીગરથી અપનાવવાને બદલે અધ્યાત્મવાદની ઉંડી અંધારી ખાડમાં લપસી પડવાની તૈયારી તેઓ દાખવે છે. Science at the Cross Roads વિજ્ઞાન પ્રગતિને તરભેટે—નામનાં જે પુસ્તકનો આ લેખની શરૂઆતમાં મેં ઉલ્લેખ કર્યો છે તે પુસ્તકમાં બુખારીન પણ એમજ કહે છે કે આજે મુડીવાદી વિજ્ઞાનશાસ્ત્રીઓ આગળ વધવાને બદલે પોતાનાં જ્ઞાનને અને વિજ્ઞાનને ગુંગળાવી મારવા પ્રયત્ન કરે છે. મુડીવાદની સામે આજે મોટામાં મોટું તોહમતનામું એજ છે કે તે માનવ પ્રગતિનાં બળોને રોકે છે. પ્રો. જેમ્સ જીન્સ જેવો વિજ્ઞાનવીર પોતાની નિર્મળ બુધ્ધિ પર આમ આવરણ બીછાવવાને તૈયાર થાય એ વર્ગદષ્ટિનાં પરિબળનો ઉંચામા ઉંચો પુરાવો છે. કાર્લમાર્કસે તેના કોમ્યુનીસ્ટ મેનીફેસ્ટોમાં યોગ્યજ કહ્યું છે તેમ જે લોકો ઇતિહાસના પ્રવાહનું પુરેપુરૂં દર્શન કરી શકે છે તેઓ જ વર્ગ બંધનોથી પર થઇને નવાં જગતની ઉગતી ઉષાના ઉપાસક બની શકે છે. પ્રો. જેમ્સ સંધ્યાનાં અંધારાંને આવકાર આપે છે. જેઓ આ લેખ વાંચે તેઓ આજના ઇતિહાસના પ્રવાહને ઓળખવાનો પ્રયત્ન કરે એજ આશા!

---

# વીવા! વીલા!

## ખેડુતોની ક્રાન્તિનું રસમય ચિત્રપટ.

અમેરિકન ફીલ્મનું ઉડતું અવલોકન.

અવલોકનકારઃ

ર. વિ. મહેતા.

મારા એક મિત્ર કાયમ કહે છે કે કોમ્યુનીસ્ટો—સામ્યવાદીઓ—તો કસ્તુરી જેવા છે. રંગે કાળા, સ્વાદમાં કડવા, ગંધમાં જલદ પણ ગુણમાં અજોડ. જગતની દલિત જનતામાં ગરમાવો આણવાની—નવા પ્રાણ પુરવાની—તેમની શક્તિ અપૂર્વ છે. આ સત્યનો અનુભવ મને અનેક વખત થયો છે. આ લખવા બેસું છું ત્યારે એ સત્યનો સાક્ષાત્કાર ફરી એક વખત થાય છે.

જગતના અજોડ સીનેમા ડાયરેક્ટર સર્ગી' ઇઝેન્સ્ટાઇને મેક્સીકોમાં જઇને ત્યાં ચૌદ માસ સુધી વસીને "કવે વીવા મેક્સીકો"—મેક્સીકો ઝીન્દાબાદ—નામની એક ફીલ્મ તૈયાર કરી. ઇઝેન્સ્ટાઇનનું એ ચિત્રપટ આજ સુધીની મેક્સીકન સંસ્કૃતિનું ફીલ્મ-સંગીત છે મેક્સીકોના ઇતિહાસ પર રચાએલ સમાજશાસ્ત્રનો એ મહાગ્રંથ છે. તેનું વિવેચન મેં એક બીજા લેખમાં કરેલું હોવાથી અહિં તે વિષે કંઇ વિશેષ કહેવાનું નથી. અહિં એ ચિત્રપટનો ઉલ્લેખ કરવામાં આવે છે તેનું કારણ એટલું જ છે કે એ ચિત્રપટ સામ્યવાદીઓ વિષે મારા મિત્રની ઉપર ટાંકેલી ઉક્તિને તદ્દન સાચી ઠરાવે છે. વિલાસ, ઇતિહાસ, નવલકથાઓ અને નાટકોની વસ્તુઓને ફીલ્મોમાં ઉતારી નાખી નવી વસ્તુને માટે આંખો ચોળતા હોલીવુડના સીનેમા સમ્રાટો, વાર્તા લેખકો અને કલાકારીગરોને ઇઝેન્સ્ટાઇનનાં એ ચિત્રપટે નવી દ્રષ્ટિ આપી છે. ચિત્રપટોની વસ્તુ માટે અપૂર્વ અને અખૂટ ખજાના તરફ ઇઝેન્સ્ટાઇન આંગળી ચીંધતો ગયો છે. એ અનન્ય ક્રાંતિકારીનું દ્રષ્ટિબિંદુ ઝીલવા અને જીરવવાની તાકાત હોલીવુડના મુડીપરસ્ત ફીલ્મસામ્રાટોમાં ન હોય અને તેમને રાજી રાખી રળી ખાતા હોલીવુડના કલાકારો પણ ઇચ્છા હોવા છતાં એ દ્રષ્ટિબિંદુને બરાબર ન અપનાવી શકે એ તો દેખીતું જ છે, પણ એ દ્રષ્ટિબિંદુએ સુઝાડેલાં મુડીવાદીઓને બહુ ન ખૂંચે એવાં ચિત્રપટો તો તૈયાર થાય છે અને થવાનાં એ ચોક્કસ વાત છે. ખુદ મુંબાઇમાં એવાં બે ચિત્રપટો અત્યાર સુધીમાં આવી ગયાં છે. એક ચિત્રપટ પાથે સીનેમામાં બતાવાયું હતું. તેનું નામ હતું "Death Takes Holiday" "જ્યારે યમરાજ તહેવાર પાળે છે." આ ચિત્રપટમાં મૃત્યુની ભવ્યતાને હળવી બનાવી દેવામાં આવી છે એ ખરૂં પણ "Death is the point

of contact between time and eternity"–સમય અને અનન્તતાને હાથ મીલાવવાનું સ્થાન એટલે મૃત્યુ–એવું જે વાક્ય એ ચિત્રપટમાં વપરાયું હતું તે ઇઝેન્સ્ટાઇનનાં પેલાં ચિત્રપટમાંથી ઉઠાવવામાં આવ્યું છે. અને એ વ્યાખ્યા પરજ એ ચિત્રપટનો આખોએ માળખો ઉભો થયો છે. એજ દ્રષ્ટિબિંદુએ પ્રેરેલું બીજું ચિત્રપટ તે "વીવાવીલા !" 'વીવા વીલા' ખેડુતોની ક્રાંતિનું એક પ્રસંગ ચિત્ર episode–છે. કહે છે કે એની વસ્તુ વાસ્તવિક ઘટના પરથી લેવામાં આવી છે. આ વાત તદ્દન બનવાજોગ છે. આજથી પોણોસો કે સો વર્ષ પહેલાંનાં કાઠીયાવાડની માફક મેકસીકો પણ આ જાતનાં સંખ્યાબંધ ચિત્રપટોનાં વસ્તુ પુરી પાડી શકે એવી એકલ મર્દાનગી–Individual heroism–ની ભૂમિ છે, પરંતુ મુખ્ય મુદ્દો એજ છે કે જ્યારે જ્યારે કોઇપણ ચિત્રપટમાં સાચી લડાઇના પ્રસંગો ઉતારવાની જરૂર હોય ત્યારે કેમેરા લઇને મેકસીકો તરફ દોડી જનારા હોલીવુડના કલાકારોને આજ સુધી એજ ભૂમિનું આવું ખેડુતોની ક્રાંતિનું ચિત્રપટ ઉતારવાનું શા માટે નહોતું સુજ્યું ? વસ્તુ તો બધેય પથરાએલું હોય છે. પરંતુ એ વસ્તુને તેનાં સાચાં સ્વરૂપમાં નિહાળવાની દ્રષ્ટિ જોઇએ. હોલીવુડના કહેવાતા કલાવિશારદોને મનથી આજ સુધી મેકસીકોમાં મૂઠી ધૂળને માટે ખેલાતાં એ બહારવટાં માત્ર તમાશા જ હતા. તેમને તેમનાં સાચાં સ્વરૂપમાં નિહાળવાની દ્રષ્ટિ ઇઝેન્સ્ટાઇન આપતો ગયો છે. આભાસી સમાજવાદી અપ્ટન સીંકલેરને તેનાં સાચાં સ્વરૂપમાં બતાવી આપીને એ જગતનો અજોડ કલાધર તો પાછો સોવિએટ રશીઆ સીધાવી ગયો છે: એ કસ્તુરી તો દૂર થઇ છે પણ શરાબ અને છટકેલ સુન્દરીઓની બદબોથી બહેકી ઉઠેલાં હોલીવુડનાં વાતાવરણમાં સામાજીક અને સર્વલક્ષી દ્રષ્ટિબિન્દુની સુગંધ એ મૂકતી ગઇ છે.

સાહિત્ય અને કલાના જગતમાં ઋણ સ્વીકારની પ્રથા કદિ પણ પ્રચલિત થઇ નથી; અને વાસ્તવિક રીતે જેને ઋણ કહેવામાં આવે છે તેમાં ઋણ જેવું કંઇ બહુ હોય છે એમ હું માનતો પણ નથી. છતાં હોલીવુડનાં એ નવી જાતનાં ચિત્રપટોના ઉત્પાદકો બોલ્શેવિક ઇઝેન્સ્ટાઇન પ્રત્યેનાં ઋણનો સ્વીકાર ભલે ન કરે પણ તેણે અર્પેલાં નવાં દ્રષ્ટિબિન્દુની જ આ બધી કરામત છે એ વાતની નોંધ કલાના કોઇ ખબરદાર વિવેચકને લીધા વિના ચાલે જ નહિ.

"વીવા વીલા" ચિત્રપટનું વિવેચન કરતી વખતે શરૂઆતમાં આ અપ્રાસંગિક જેવું લાગતું લાંબુલચ પ્રવચન મેં કર્યું છે તેનું કારણ એ છે કે આ દ્રષ્ટિબિન્દુથી એ ચિત્રપટ તરફ ન જોનાર માણસ તેનાં ગૌરવની સાચી મૂલ્યઆંકણી નહિં જ કરી શકે.



**હવે "વીવાવીલા"**નાં વિવેચનની શરૂઆત કરતાં પહેલાં વાંચકોને તે સમજવાનું સરળ બને અને જેમણે એ ચિત્રપટ ન જોયું હોય તેમને પણ આ લખાણ વાંચવામાં રસ પડે એવા ઉદ્દેશથી એ ચિત્રપટની પશ્ચાદ્ભૂમી અને ટુંક સાર આપી દઉં.

પૃથ્વિના પશ્ચિમ ગોળાર્ધના ખોળામાં આવેલો વિરાટના ખોબા જેવડો એ ભૂમિભાગ મેકસીકોને નામે ઓળખાય છે

અમેરિકા જે દિવસ ઘોર વન જેવો હતો ત્યારે આ નાના પ્રદેશમાં માનવતા સંસ્કૃતિને પારણે ઝુલતી હતી. યુરોપવાસીઓના સફેદ ઓળા એ ભૂમિ પર ઉતર્યા તે પહેલાં એઝટેક, ટોલ્ટેક અને મય એવી ત્રણ જાતીઓની વિશિષ્ટ સંસ્કૃતિઓ એ દેશમાં ફાલી ચૂકી હતી. જ્યારે સ્પેનીશ નાવિકોએ એ ભૂમિ પર પ્રથમ પગ મૂક્યો ત્યારે મય સંસ્કૃતિનો સંધ્યાકાળ હતો. જમીનદારી યુગનો ત્યાં ઉદય થવા માંડયો હતો. નાના ખેડુતો ભાંગીને જમીનદારો સર્જાયે જતા હતા અને જમીનદારો અને સ્વતંત્ર ખેડુતો વચ્ચે અથડામણોની પણ શરૂઆત થઇ ચૂકી હતી. મેકસીકોની સમૃદ્ધિ જોઇને સ્પેનીઆર્ડો આભા બન્યા. બીજા દેશોમાં લોઢું કે એવી બીજી કોઇ ધાતુ સામાન્ય હોય છે તેમ મેકસીકોમાં એ વખતે સામાન્ય ધાતુ સોનું હતી. સ્પેનીઆર્ડો તે જોઇને લોભાવિષ્ટ બની ગયા. તેમણે પોતાનાં ધાડાં મેકસીકોની ભૂમિ પર ઉતાર્યાં. ધીમે ધીમે, આજે જેમ હિંદમાં દેશી મૂડીદારો અને પરદેશી સત્તાના મૂડીદારો વચ્ચે નાના મોટા ભાગીદારોનો સંબંધ બંધાયો છે તેમ, તે વખતે મેકસીકન જાગીરદારો અને સ્પેનીશ વિજેતાઓ વચ્ચે સંબંધ બંધાઇ ગયો. ત્યારથી મેકસીકોના સ્વતંત્ર ખેડુતોની પાયમાલીનાં પગરણ બરાબર મંડાઇ ચુકયાં. તે પછીથી આજ સુધીમાં મેકસીકોની પ્રગતિની ગતિ અત્યંત ધીમી બની ગઈ છે અને દલિત ખેડુતો અને સત્તાધારી સ્પેનીશ–મેકસીકનોની વચ્ચેનાં નાનાં મોટાં ધીંગાણાં છેક આજની ઘડી સુધી ચાલુ રહ્યાં છે. આ જાતની પશ્ચાદ્ભૂમિ પર આપણે "વીવા વીલા" ચિત્રપટના કથાપ્રસંગને આલેખાતો જોઇએ છીએ.

મેકસીકોનાં કોઇ એક ગામડાંના લોકોકંઇ ઉજાણી કરવા માટે ગામનાં પાદરમાં એકઠાં થએલાં છે. એવામાં ત્યાંની જમીનદારશાહિ સરકારના લશ્કરી સીપાઇઓની એક ટુકડી મારતે ઘોડે ત્યાં આવી પહોંચે છે. પાદરમાં એક મોટું ઝાડ છે તેને થડે એક જાહેરનામું ચોડીને તેઓ ચાલતા થાય છે. એ જાહેરનામું વંચાવી જોતાં ગામના લોકોને માલુમ પડે છે કે તેની મારફત સરકારે એવો હુકમ કાઢયો છે કે આખા દેશમાં આવેલી જમીન અને તેના પર રચાએલાં મકાનો પર માલેકી સરકારની છે એટલે સરકાર પોતાને ફાવે ત્યારે લોકોને તેના પરથી દૂર કરવાને હક્કદાર છે એવી જાતની કબુલાતના દસ્તાવેજો લોકોએ કરી આપવા અને જેઓ તે કરવાને તૈયાર નહિ થાય તેમનાં ઘરબાર અને જમીન જપ્ત કરવામાં આવશે. આ જાણીને લોકો ખુબજ વિમાસણમાં પડી જાય છે. તેઓ એનો પ્રતિકાર વિચારે છે. મેકસીકન લોકો સ્વભાવે મરણીઆ હોવા છતાં આ સામુદાયિક આફતનો સામુદાયિક પ્રતિકાર તેમને સુઝતો નથી. ધંધા અને રહેણીકરણીને અંગે પોતાનું સ્વતંત્ર વ્યકિતગત–વધારે વાસ્તવિક રીતે કુટુંબગત–જીવન જીવનાર ખેડુતોને સામુદાયિક પ્રતિકાર, કદી આપમેળે સુજ્યા નથી અને સુજશે પણ નહિ. એટલે તેઓ તો માત્ર સાથે મળીને અરજ હેવાલ કરવાનીજ તૈયારી કરે છે. સરકારના હાકેમ પાસે તેઓ અરજે જાય છે. વીલા અટકવાળો એક માણસ તેમનો અગ્રણી હાકેમને વિનવતાં કહે છે કે, અમે લોકો આ જમીન અને આ ઘરો ઉપર આજે અનેક પેઢીઓથી રહેતા આવ્યા છીએ અને તમારા ગમે તેવા આકરા કરો અને લાગા

મુંગે મોઢે ભયે' જઇએ છીએ. તેમ કરતાં અમે ભૂખ ભેગા થઈ ગયા છીએ ના અમે કદિ ઉંચે સાદે પણ બોલતા નથી; પણ હવે આ આટલી મીલ્કત-હાથમાં ધુળની મુઠ્ઠી ભરી બતાવે છે-તો અમને રહેવા દો! અમેય માણસો છીએ કુતરા નથી. લોકોને કુતરાથી પણ બદતર ગણવાને ટેવાઇ ગયેલા અમલદારને આ ગુલામોના માણસાઇના દાવામાં ક્રાંતિની ગંધ આવે છે અને તેને બાંધી ફટકા મારવાનો હુકમ પોતાના સીપાઇઓને આપે છે. અને પછી બીજા લોકોને પુછે છે કે કેમ કોઇને માણસાઇનો દાવો હવે કરવો છે? લોકો ભયભીત બનીને મુંગે મોઢે ચાલ્યાં જાય છે.

વીલાને ફટકાની સજા થતાં એ દુબળ માનવશરીર મરણ પામે છે. આ બધું દશ્ય તેનો એકનો એક છોકરો નજરે જોઇ રહે છે. અમાનુષી જુલ્મને હાથે થએલું બાપનું મરણ છોકરાની લાગણીઓ તંગ બનાવી દે છે. તેની ઇચ્છાશકિતને કોઇ નિશ્ચયને ખીલે બાંધી દે છે. તેજ સાંજે તે બાપના મારનારનું ખૂન કરીને ડુંગરોમાં નાસી છુટે છે. પંદર વર્ષનો એ છોકરો મનથી સ્થાપિત સત્તાનો બહારવટીઓ બની વ્યવહારૂ બહારવટીઓ બનવાને શકિત કેળવવા ગુપ્તવાસનો આશ્રય લે છે.

તે દરમ્યાન એક તરફથી સ્થાપિત સત્તા વધારે લોહી તરસી બની ગ્રામ્યજનતાને અનેક રીતે રંજાડતી રહે છે અને બીજી તરફ પાન્ચો વીલા કોઇ પણ પ્રકારના ઉખડેલ મગજના મરજીવાઓને બહારવટાનાં મોહપાશમાં બાંધતો જાય છે. આમ વર્ષો વીતે છે.

પછી પાન્ચો વીલા બહારવટું રીતસર શરૂ કરે છે. બે લગામ જીવન અને સરકારનાં બળો પ્રત્યે આંધળો વૈરવૃત્તિનો સંતોષ એજ એનાં અને એની આખીએ ટોળીનાં નિયામક સૂત્રો બની રહે છે. આ ત્રાસથી છંછેડાએલી સરકાર લોકો પર વધારે સખ્ત બને છે. ન્યાયનાં એક પ્રવેશી નાટકનો આશ્રય લઇને શકમંદ આસામીઓને અનેક પ્રકારની યાતનાઓના ભોગ બનાવવાનો સત્ર શરૂ થાય છે.

એક વખત સાત નિર્દોષ ખેડુતોને માત્ર શક પરથી દોષિત ઠરાવી ઠાર કરવામાં આવે છે, પરંતુ એ લોહીલીલા ભજવી લઈ વિલાસલીલા તરફ પ્રયાણ કરવાની તેઓ તૈયારી કરે છે ત્યાં તો વીલા અને તેના બધુંકીઆઓ અદાલતને ઘેરી લઇ અંદર આવી ચડે છે. ન્યાયનું નાટક ભજવવાની તેમને ફુરસદ નથી. હોતી પણ ન્યાયને નામે મૃત્યુની મશ્કરી કરનારા એ સફેદ બદમાશોને તેમનાજ ક્રૂર પ્રહસનનો લ્હાવો આપવાને એ અભણ ગામડીઓ ન્યાયનું નાટક ભજવે છે. પેલા સાત મુડદાંઓની જુરી' ભરી તેમને હાથે તે એ ન્યાયાધીશોને દેહાંત દંડની સજા ફરમાવે છે અને તરતજ તે અમલમાં મૂકે છે

આ આખોએ પ્રસંગ કરૂણ અને બીભત્સ રસની ભવ્યતા બતાવવાની રશીઅન જાદુગર ઇઝેન્સ્ટાઇનની કલાની યાદ આપે એવી કુશળતાથી ડાયરેક્ટરે રજુ કર્યો છે પણ તેનાં પ્રથક્કરણને અહિં અવકાશ નથી.

તે પછીથી વીલા અને તેનાં ધાડાંની ધાક દિવસે દિવસે સ્થાપિત સત્તાને વિકળ બનાવતી જાય છે. વીલાનું પરિબળ વધતું જાય છે. એવે વખતે વીલાને ખબર પડે છે કે સરકાર સામે બહારવટું બાંધી બેઠેલ એક બીજો પણ આદમી છે. એ આદમીનું નામ ફ્રાન્સીસ્કો

મડેરા છે. સ્પેનીશ અને મેકસીકન માતા-પિતાની ઓલાદથી ઉતરી આવેલો એ એક દેશભકત છે. ખેડુતની દાઝ તેને હૈયે ખુબ જ છે. પરંતુ એ માણસનું દ્રષ્ટિબિન્દુ વધારે આધુનિક અને શાસ્ત્રીય છે. તે જાણે છે કે સરકારતંત્ર હાથ કર્યા વિના આખા દેશના ખેડુતોના એ પ્રશ્નનો નિકાલ આવવાનો નથી. એટલે તે ખેડુતોમાં જાગૃતિ આણવાના અને દેશના જાગ્રત જુવાનોનું સંગઠ્ઠન કરવાના ઉપાયો અજમાવી રહ્યો છે. સરકારતંત્ર પર જીત મેળવી લેવાની લશ્કરી યોજના તેની પાસે તૈયાર છે પણ તે અમલમાં મૂકનારા મરજીવાઓ તેની પાસે પુરતા પ્રમાણમાં નથી. સરકારની આંખ તેના પર છે પણ ગુપ્તપણે રહીને પોતાની યોજના આગળ ધપાવ્યે જાય છે. લોકહૃદયનો તે આરાધ્ય દેવ થઇ પડયો છે

એ ફ્રાન્સીકો મડેરોને વિચાર આવે છે કે જો વીલા જેવા જવાંમર્દને સાધ્યો હોય તો પોતાનું કામ બહુ જ સરળ બની જાય. એટલે તે વીલાને મળવા બોલાવે છે. વીલા તેને પોતાની વિલક્ષણ રીતે મળવા આવે છે. એક સ્ટેશન પર ઉભેલી ગાડી પર તે ધાડ પાડે છે. એ ધાડમાં એક અમેરિકન છાપાંના ખબરપત્રીનો તેને ભેટો થઇ જાય છે. એ ખબરપત્રી આગળ જતાં વાર્તામાં સરસ ભાગ ભજવે છે. આ આખીએ ગાડી કબજે કરી વીલા મડેરોને મળવા આવી પહોંચે છે.

નિસ્વાર્થ, કૃતનિશ્ચયી ઠરેલ મગજનો અને શાસ્ત્રીય વિચારક એ મડેરો અને જીવનશક્તિથી છલોછલ ઉભરાતા, તોફાની, લાપરવા અને બાળક જેવાં નિર્દોષ હૃદયના વીલાનું એ મીલન અદ્‌ભૂત હોય છે. એ મુલાકાત દરમ્યાન મડેરો વીલાને તેનાં સાચાં લક્ષ્યનું ભાન કરાવે છે. વીલાના એક પિતાના મૃત્યુનું વેર વાળવા પાછળ પોતાની શકિતઓ વેડફી નાખવાને બદલે રોજેરોજ મરાતા હજારો પિતાઓનાં મરણને અટકાવવાનો માર્ગ તે વીલાને બતાવે છે. વીલા તેની સામે નમી પડે છે અને તેની આજ્ઞા પ્રમાણે વર્તવાને તૈયાર થાય છે પછી મડેરોનો લશ્કરી નિષ્ણાત લડતની વ્યુહરચનાથી વીલાને વાકેફગાર કરે છે. પણ મરણીયા વીલાને એ ચાલબાજીઓ નથી ફાવતી. પોતાના ઉત્સાહમાં તે પોતાનાંજ માણસો સહીત દુશ્મનના દુર્ગ પર ધસી જાય છે અને તે જીતી લે છે. એક જીતમાંથી બીજી જીત તે મેળવતો જ જાય છે. પરિણામે સ્થાપીત સત્તા શૌર્ય વિસારી કુનેહ સ્વીકારે છે અને મડેરોને કહેવાતાં પ્રજાસત્તાકના પ્રમુખ તરીકે સ્વીકારવા તૈયારી દાખવે છે. ફ્રાન્સીસ્કો મડેરો પ્રમુખ બને છે અને તરતજ અત્યાર સુધીના રાજ્યના બેલગામ બહારવટીઆ વીલાને રાજ્યના વફાદાર સેવક બની જવાને તે હુકમ આપે છે. એ નિસ્વાર્થ દેશભકતની મમતામાં મુગ્ધ બનેલો વીલા કચવાતે મને એ ઇચ્છાને માન્ય રાખે છે. પોતાનાં મનસ્વી ધાડાંને એ વિખેરી નાખે છે અને વર્ષો સુધી તેમના સહવાસમાં મર્દાનગીના જંગ ખેલ્યા પછી તેમની વસમી વિદાય લે છે. પરંતુ જતાં જતાં એ સહુ કોઇને સંભળાવતો જાય છે કે પોતાના 'ટચુકડા મિત્ર'–ફ્રાન્સીસ્કો મડેરો–નો જો કોઇ વાળ પણ વાંકો કરશે તો તેમની ખબર લેવાને વીલા મારવધનો બેઠો છે એ વાત તેઓ ન ભૂલે.

એક તરફથી ખેડુતોને પોતાની જમીનો પાછી અપાવવા માટેનાં વ્યવહારૂ પગલાં લેવા માટે નવો પ્રમુખ–મડેરો–યોજનાએ,

તૈયાર કરી રહ્યો છે ત્યારે તોફાની જીવનમાંથી ગૃહસ્થાઇમાં વળેલા વીલા અને તેનો મિત્ર એક વખત એક બેંકમાં પોતે મૂકેલાં નાણાં પાછાં મેળવવા જાય છે ત્યાં સાડાત્રણ વાગી ગયા હોવાથી બેંક બંધ થઇ ગઇ હોવાનું કેશીઅર જાહેર કરે છે. વીલાનો શાગીર્દ એક ફટકો મારી તેને પાડી દે છે–જેનાથી તે પાછળથી મરી જાય છે–અને વીલા અને તેનો મિત્ર હાથ આવ્યાં તેટલાં નાણાં લઇ ચાલતા થાય છે. પરિણામે જ્યારે વીલાનાં લગ્ન થતાં હોય છે તેજ વખતે ખુનના આરોપસર વીલાને ગીરફતાર કરવામાં આવે છે તેના ઉપર કેસ ચાલે છે અને તેને દેહાંતની સજા થાય છે. સજા અમલમાં મૂકવા આવનાર જનરલને વીલા વિનવે છે કે મારી જીંદગી કોઇ રીતે બચાવો. ખીસામાં ખાપણ લઇને સદાએ ફરનાર આ બહાદુરીએ જીંદગીને માટે આવી દયામણી ભીક્ષા માગે એ જોઇને જનરલને પણ નવાઇ લાગે છે. પણ વીલા તેને તરત જણાવી દે છે કે એ પોતાની ખાતર નહિ પણ ફ્રાન્સીસ્કો મડેરોની સલામતિની ખાતર જીવનભીક્ષા માગે છે. તે દરમ્યાન મડેરોનો હુકમ આવે છે કે વીલાને દેહાંતની સજા નહિ કરતાં માત્ર દેશનીકાલની સજા કરવી. જે માણસને પ્રમુખ બનવામાં પોતે મદદ કરી હતી તેજ માણસની આજ્ઞાને માથે ચડાવી વીલા દેશ મુકી ચાલ્યો જાય છે.

તે પછીથી ફ્રાન્સીસ્કો મડેરોની ખેડુતોને જમીન પાછી સોંપવાની તૈયારીઓથી ગભરાઇ ગએલા જમીનદારો અને અફસરો ફ્રાન્સીસ્કોને મારી નાખવાનું કાવત્રું રચે છે અને જ્યારે ખેડુતોને જમીન પાછી આપવાનો કાયદાનો ખરડો એ બરાબર તૈયારી કરી રહે છે તેજ વખતે કાવત્રાંખોરો તેનું ખૂન કરે છે.

એ ખૂનની ખબર પેલો છાપાનો ખબરપત્રી દેશવટો સેવતા વીલાને પહોંચાડે છે. એક ક્ષણમાં વીલા તૈયાર થઈ જાય છે અને પોતાના જુના શાગીર્દોને એકઠા કરવાનું કહેણ મોકલે છે. ઝપાટાબંધ બધા તૈયાર થઇ જાય છે અને સ્થાપિત સત્તાનાં વિનાશનાં સાધનો સામે બાથ ભીડી મેકસીકો સર કરે છે. વીલા સરમુખત્યાર બને છે. વહિવટી ગાંગીધુંટીથી ભરમાયા વિના ખેડુતોને તેમની જમીન સોંપી દેવાનો હુકમ એ છોડે છે અને તેનું પાલન કરાવે છે. તે થઈ રહ્યા પછી રાજકારભારથી અજાણ્યો એ મદ્દબાળક તેમાંથી નિવૃત્ત થઇ પોતાને ઘેર જવા તૈયાર થાય છે ત્યારે તેના તરફ ખાનગી વેર ધરાવતા માણસો તેનું ખૂન કરે છે." મેકસીકો મેં ઘણાં અપકૃત્યો કર્યાં છે પણ તે બધાં તારેજ માટે હતાં માટે તું ક્ષમા કરજે" એ છેલ્લા શબ્દો જીભ પર ચડતાંની સાથે તેના પ્રાણ નીકળી જાય છે. વીલા મરે છે પણ ખેડુતોની ક્રાંતિ અમર બને છે.



વાર્તાનો આ ટુંક સાર છે. વાર્તાની રસમયતા જોતાં અને તેને ખીલવવામાં ડાયરેકટરે બતાવેલી કુશળતાનો ખ્યાલ લાવતાં આ વાર્તા ઘણીજ ટુંકી રીતે કહી દેવી પડી છે એ વાતથી હું સારી રીતે વાકેફગાર છું અને લખતી વખતે વાર્તાને લાંબી થઇ જતી અટકાવવામાં મને પણ ઘણી મહેનત પડી છે પણ આ લેખની મર્યાદા ધ્યાનમાં રાખતાં એથી વિશેષ આપવાનું શક્ય નથી.

ચિત્રપટનું નામ "વીવા વીલા"—વીલા ઘણું જીવો—રાખવામાં આવ્યું છે તે યોગ્ય જ છે. ચિત્રપટનું આખુંએ વસ્તુ એ એક જ પુરૂષના વ્યકિતત્વની આસપાસ વીંટળાય છે. ઉપરાંત પાન્ચો વીલાને એક માણસ તેમ જ એક ઐતિહાસિક વલણનાં મૂર્તિમંત સ્વરૂપ તરીકે ચિતરવામાં ડાયરેક્ટરે ભારી કુશળતા દાખવી છે. એટલે એ ફીલ્મની એક કલાકૃતિ તરીકે સમાલોચના અહિં કરવામાં આવતી હોત તો એ બાબતની ચર્ચા વિસ્તારપૂર્વક હાથ ધરવાનું પ્રાસંગિક થઇ પડત. પંતુ મેં શરૂઆતમાં જ કહ્યું છે તેમ આ અવલોકન તો એક ખેડુતોના બળવાને ચિત્રપટનો વિષય કેવી રીતે બનાવી શકાય છે તે જોઇ લેવાનો છે એટલે 'વીલા'નાં મોહક વ્યકિતત્વ અને તેને રજુ કરવામાં વોલેસ બીઅરી જેવા સિધ્ધહસ્ત નટે વાપરેલી કુશળતા વિષે વધુ કંઇ નહિ કહેતાં ફીલ્મનાં વસ્તુનાં વિવેચન તરફ વળીએ.

વસ્તુનું વિવેચન હાથ ધરતાં પહેલાં ફીલ્મમાં વીલાથી બીજે નંબરે પણ અગત્યનો ભાગ ભજવતા ફ્રાન્સીસ્કો મડેરોનાં પાત્રની નોંધ પણ જરા લઇ લઇએ. આ પાત્રને રજુ કરવામાં ડાયરેક્ટરે અને વાર્તા લખનારે ઇતિહાસની વલણને રજુ કરતાં પાત્રની ખીલાવટ જે રીતે થવી જોઇએ તે રીતેજ કરી છે. આપણે ફીલ્મ જોઇ લઇએ તે પછીથી ફ્રાન્સીસ્કો મડેરો એક વ્યકિત તરીકે આપણાં સ્મરણ પર છાપ નથી મૂકી જતો. પીડાએલી જનતાના ઉધ્ધાર અર્થે પોતાનું વ્યકિતત્વ ભુંસી નાખી એક આદર્શ, એક લક્ષ્યની સાધાનાની જીવન્ત મૂર્તિ જ આપણા મનશ્ચક્ષુ સામે તરવરી રહે છે.

"વીલાનું" વ્યકિતત્વ પ્રકાશિત કરવામાં અને 'મડેરો'નું વ્યકિતત્વ ઢાંકી રાખવામાં ડાયરેક્ટરે જે કુશળતા દાખવી છે તેની યોગ્યતા વાર્તાનાં વસ્તુનાં વિવેચનમાં આપણે હવે પછી જોઇ લઇશું.

વાર્તાનો સાર એટલો જ છે કે સ્થાપિત સત્તા નાના ખેડુતોને કોઇ પણ હિસાબે ભાંગી નાખી જમીનદારી ઉભી કરવા માગે છે. આ વસ્તુનું વિવેચન કરવામાં વિવેચનકારે પોતાનું કાળજું સાબુત રાખવાની જરૂર છે. ન્યાય, માનવતા, લાગણી એ બધુંએ ખેડુતોની બાજુએ છે. તેથી જ ચિત્રપટમાં જ્યારે જ્યારે વીલા હાજર થાય છે—અને તે લગભગ બધાએ પ્રસંગોમાં—ત્યારે પ્રેક્ષકોનાં ચિત્ત ઉલાસ અનુભવે છે; તેના વિજયમાં, તેનાં ગાડાંઘેલાંમાં પણ પ્રેક્ષકો રાચે છે; તેના પરાજય, તેનાં અવસાન પર તેઓ આંસુ સારે છે. છતાં એ જરાએ ભુલાવું નથી જોઇતું કે નાના ખેડુતોનાં વેતીઆં ખેતરો તોડીપાડી મોટા પાયાપર અને યાંત્રિક રીતે ખેતી કરવી એ ઉત્પાદનની પ્રગતિની દ્રષ્ટિએ અને માનવતાના વિકાસની દૃષ્ટિએ અત્યંત આવશ્યક પગલું છે. પરંતુ ચિત્રપટમાં એજ ક્રીયા જ્યારે રજુ થાય છે ત્યારે લોકો—જોનારાઓ—તેના તરફ તિરસ્કાર શા માટે દાખવે છે? એ ક્રીયાની સંગાથી બની રહેલી સખ્તાઇ અને જુલ્મનીતિને કારણે? ના. એ ક્રીયાના અંતમાં રહેલી નિરર્થકતાને કારણે. ખેડુતોને તોડી પાડી જમીનદારોને જમીન ભલે આપવામાં આવે. પરંતુ જમીનદારો યાંત્રિક બળથી ઉત્પાદન ખૂબ ખીલવવાના છે? જમીન અને ધંધા રહીત બનેલા ખેડુતો માટે નવા ધંધા અને વધારે પ્રગતિશીલ ધંધા પુરા પાડવાની જવાબદારી રાજ્ય માથે લે છે? આ બધાના જવાબ નકારમાં છે તેથીજ ખેડુતોનો

પક્ષ સાચો છે અને તેથીજ એ ખેડુતોનાં દુખદર્દો દૂર કરવાને તૈયાર થએલ બળ-વીલા' અને ફ્રાન્સીસ્કો મડેરો-તરફ પ્રેક્ષકોની સ્હાનુભૂતી સ્હેજે ઢળે છે. નહિ તો સોવિએટ રશીઆમાં પણ આજે નાના ખેડુતોને ભાંગી સામુદાયિક ખેતીનો સત્ર મંડાયો છે, અને એ સામુદાયિક ખેતી શક્ય બને તેટલા માટે એ પગલાના વિરોધીઓ સામે સખ્તાઇ પણ આચરવામાં આવે છે. પરંતુ એ સખ્તાઇ બાળકનું દર્દ મટાડવા માટે માતા તરફથી તેની મરજી વિરુદ્ધ આપવામાં આવતી કડવી દવા જેવી છે. અને તેથીજ લોકો જેમ જેમ તેની ઉપયોગિતા સમજતા જાય છે, જેમ જેમ તેઓને ખ્યાલ આવતો જાય છે કે આ બધાં અપ્રિય પગલાં એમનાજ ભાવિ લાભ માટે લેવાય છે તેમ તેમ તેઓનો વિરોધ ઓસરતો જાય છે અને તેઓ એ નવી પ્રથાના પક્ષકાર થતા જાય છે. વ્યક્તિગત ખેડુતોને ભાંગી નાખવાનો ઐતિહાસિક ન્યાય સમજાઈ જાય છે. ફીલ્મમાં એવી જાતની ક્રીયા રજુ થાય છે પરંતુ તેનો અંતિમ હેતુ સોવિએટના આ નવા કાર્યક્રમ જેવો નથી તેથીજ ખેડુતોનો તેની સામેનો બળવો ન્યાયી બને છે. હિન્દુસ્તાનના ખેડુતોનાં કાળજાં કોરી રહેલી આજની આપણી જમીનદારી પ્રથા જેવી મેક્સીકોમાં સ્થપાતી એ જમીનદારી માટે ઐતિહાસિક પ્રગતિ કે ન્યાય કે માનવના એકેનો બચાવ નથી. એમાં શોષણની પાશવી લાલસા સિવાય બીજું કશું નથી. તે કારણથી જ તેની સામેની "પાન્ચોવીલા"ની પાશવી વૈરવૃત્તિ માણસોનાં હૈયાં હરખાવે છે; તે કારણથી જ તેની સામેની "ફ્રાન્સીસ્કો મડેરો"ની શાસ્ત્રીય, શકત પદ્ધતિ પ્રેક્ષકોને તેને માટે માન ઉપજાવે છે.

હવે આપણે "પાન્ચો વીલા" અને "ફ્રાન્સીસ્કો મડેરો"નાં પાત્રો વચ્ચે જે ભેદ ફીલ્મમાં બતાવવામાં આવ્યો છે તેની સમીક્ષા કરી લઇએ. શોષણ અને અન્યાય સામે ઝુઝવાને તૈયાર થએલી પ્રજા માટે એ ભેદ જેટલો રસદાયી છે તેથીએ વધારે બોધદાયક છે.

"પાન્ચો વીલા" ક્રાંતિનું આંધળું, સંહારક પશુબળ છે. "ફ્રાન્સીસ્કો મડેરો" યોજના પૂર્ણ, દરેશ, દીર્ઘ માનવબળ છે. એકને લક્ષ સાધવા માટે જરૂરી હોય તેનાથી જરાયે વધુ પશુબળ વાપરવાની ઇચ્છા નથી. બંધારણપૂર્વક-દલીલથી-જ્યાં કામ લઇ શકાતું હોય ત્યાં પશુબળ વાપરવાની જરાએ ઇચ્છા નથી; ટુંકામાં એ પશુબળને- સંહારશક્તિને-અનિવાર્ય પાપ તરીકે સ્વીકારે છે; બીજાને લક્ષ્યની સીદ્ધ સામા પક્ષનો સંહાર કરવામાંજ દેખાય છે. સંહાર પછીનાં નવ સર્જનનું, પુનર્વ્યવસ્થાનું જરાએ ભાન નથી. આ બે માંથી સફળ ક્રાંતિ માટે વધુ ઉપયોગી કયું? આનો જવાબ ફીલ્મમાં બહુ સરસ રીતે અપાયો છે.

પ્રથમ તો "વીલા"નાં સંહારક બળની સહાયવીના "ફ્રાન્સીસ્કો"ના બધાયે પ્રયત્નો વાંઝીઆ રહે છે. નવસર્જન પહેલાના સંહારની આવશ્યકતા એ સિદ્ધ કરે છે. તે પછી "વીલા" રૂપી સંહારશક્તિ અને "ફ્રાન્સીસ્કો" રૂપી યોજનાપૂર્ણતા એકત્રિત થતાં વિજય સહજ સાધ્ય બને છે. તે પછીથી ઉતાવળપૂર્વક "વીલા"નાં સંહારક પશુબળને વિજેતા

નાખવાનું પરિણામ એ આવે છે કે ફ્રાન્સીસ્કોનાં નવસર્જનનાં બી વાવી, અને ખીલવી શકાતાં જ નથી. "ફ્રાન્સીસ્કો"નું ખૂન થાય છે, અને પ્રત્યાઘાત જોર પર આવે છે. ૧૯૧૮ ની સાલમાં જર્મન સમાજવાદીઓએ સફળ થએલી ક્રાંતિને એ જ રીતે વેડરી નાખી હતી. ચિત્રપટમાં તો "વીલા" નું સંહારક બળ પોતાનું પરિબળ ફરી જમાવી "ફ્રાન્સીસ્કો"નું આદર્યું અધુરૂં રહ્યું હતું તે પુરૂં કરે છે—ખેડુતોને જમીન પાછી અપાવે છે. આ ઘટનાઓ એટલું જ બતાવે છે કે ક્રાંતિની શરૂઆત સંહાર બળથી જ થવી જોઈએ અને એ ક્રાંતિએ જે નવી વ્યવસ્થા સાધવી હોય તે સધાઈને આખી સમાજમાં પોતાનું પરિબળ જમાવી ન લે ત્યાં સુધી સંહારની શકિતનો રક્ષા પુરતો ઉપયોગ અળગો નજ કરી શકાય.

**આ** દ્રષ્ટિએ જોતાં એ ચિત્રપટ "વીવા વીલા" અત્યંત ઉપયોગી ગણ્યા સીવાય ચાલે તેમ નથી. આવાં ચિત્રપટો જો વખતોવખત રજુ થતાં હોય તો પ્રગતિનું પ્રચારકાર્ય સરસ રીતે થઇ શકે. "હોલીવુડ"ના નફાપરસ્ત ઉત્પાદકોએ આ ચિત્રપટ જગતને આપ્યું છે તે અકસ્માત છે કે ક્રાંતિનાં પ્રચારકાર્યમાંથી પણ નફો મળી શકતો હોય તો તે પણ ન છોડવાની એકાંતિક મૂડીવાદી વૃત્તિનું એ પરિણામ છે તે ચોક્કસપણે કહી શકાય તેમ નથી. ગમે તેમ હોય પણ પ્રેમલાપ્રેમલીની ફીલ્મો બનાવવામાંથી પાછું વાળી જોઇ આવા વિષયો હાથ ધરવા બદલ તેમને મુબારકબાદી ઘટે.

**"વીવા વીલા"** નાં ચિત્રપટમાં હિન્દી ચિત્રપટ ઉત્પાદકો અને ડાયરેક્ટરો માટે પણ ભારોભાર ઉપદેશ ભર્યો છે. જો અક્કલ હોય તો જનતાને ઉંચે લઈ જનારાં ચિત્રપટો પણ નફો ઉપજાવનારાં બની શકે છે એ વાતનું અચ્છું ઉદાહરણ આ ચિત્રપટ પુરૂં પાડે છે. ફીલ્મ ડાયરેક્ટરોએ આ ચિત્રપટ પરથી એ વાતની નોંધ લેવી ઘટે કે આવી જાતનું વસ્તુ શુષ્કજ હોય એ માન્યતા ભુલભરેલી છે. ચિત્રપટને આનંદ અને બોધ બન્નેનું સાધન બનાવવામાં અત્યારની આયોજન કલા અદભૂત સહાયક થઇ શકે છે એટલે એમની કલાનાં આ અત્યંત પ્રગતિશાળી સાધનનો ઉપયોગ તેઓ નવસર્જનની દિશા સૂચવવામાં નહિં કરે તો માનવતાની હલકી વિલાસવૃત્તિને પોષી તેમાંથી પેટ ભરનાર વેશ્યાઓ કરતાં તેમનો દરજ્જો કંઈજ ઉંચો નહિં હોય.

**ચિત્રપટ કલાનું વિવેચન** આપણે ત્યાં હજુ વિકસ્યું જ નથી. આંતરરાષ્ટ્રીય ચિત્રપટોને તેમનાં સાચાં સ્વરૂપમાં સમજવાની શકિત આપણે ત્યાં હજુ કોઈકજ લેખકો કે વિવેચનકારો ધરાવે છે. આ સ્થિતિમાં હિન્દના—અને ખાસ કરીને ગુજરાતના ચિત્રપટ વિવેચનકારો, પોતે સાચી દ્રષ્ટિ કેળવી લે અને પ્રજાને તે આપવાનો પ્રયત્ન કરે તો લોકપ્રચારના સીનેમા જેવા અપૂર્વ સાધનનો લાભ પ્રજાને કેવી સરસ રીતે તેઓ અપાવી શકે અને રાષ્ટ્રનાં પુનરૂત્થાનના પ્રયત્નોમાં પોતાનો ગૌરવવંતો ફાળો તેઓ કેવી રીતે આપી શકે તેનું આ અવલોકન પરથી સૂચન થયું હશે તો આ લખાણનો હેતુ સફળ થયો ગણાશે.

# સાહિત્ય-સમાલોચના

**અધુ અંગઃ**—લેખક યજ્ઞેશ, હ. શુકલ; પ્રકાશક, ગુણસુંદરી કાર્યાલય, ૧૧૪. ગીરગામ બેક રોડ, મુંબાઈ ૪; કીં. રૂ. ૦-૧૨-૦

આ પુસ્તક 'ગુણસુંદરી' માસિકના ગ્રાહકોને ભેટ અપાયું છે. 'ગુણસુંદરી'ના વાચક વર્ગને આ વાર્તાઓ જરૂર ગમે તેવી છે. સ્ત્રી વર્ગને આનંદદાયક વાંચન પુરૂં પાડવા સાથે તેમને તેમનો સામનો કરી રહેલી અનેક સામાજીક સમસ્યાઓની બાબતમાં માર્ગદર્શક થઇ પડે એવો આ વાર્તાસંગ્રહ છે. પુસ્તકમાં કુલ બાર વાર્તાઓ આપવામાં આવી છે. સઉથી પહેલી "વિમાતા" વાર્તા ખરેખર સારી વાર્તામાં ગણી શકાય તેવી છે. બાકીની વાર્તાઓ કેવળ ટુંકી વાર્તાનાં આયોજન અને ચમત્કૃતિના ધોરણે પામતાં બહુ સારી કહી શકાય એવી નથી. અને લેખક પોતે પણ નિષ્ણાત નવલિકા લેખક હોવાનો દાવો કર્યો નથી એ એમની નિર-ભિમાનિતા સાથે પોતાની નબળાઇ તરફ પોતાનું ધ્યાન છે એમ બતાવનારૂં હોઈ એ વિષયમાં કંઇ વિશેષ કહેવાનું રહેતું નથી.

બાકી ઘએજ સામયિકોમાં જે ઉચા ધોરણથી સાહિત્યનું વિવેચન થાય છે તે દ્રષ્ટિએ જોતાં આ અવલોકન: ઉપર "ભુલેશ્વર કબુતરખાનાથી પ્રાર્થનાસમાજ" એવું મથાળું તેના પર મૂકવું પડે. એટલે કે મુંબાઇમાં ગીરગામ બેકરોડ પર વસતા ઉપલા અને નીચલા મધ્યમ વર્ગના ગુજરાતીઓની મનોદશાનો ઘણોજ વફા-દાર પડઘો આ વાર્તાઓમાં પડયો છે. અને આ ટુંકો ઇસારોજ પુરતો અર્થ-ગર્ભ છે એમ માનીને આટલેથી જ આટોપીએ

**પચ્ચીસીઃ**—લેખક, મહમદઅલી આજિઝ, પ્રકાશક "બે ઘડી મોજ" કાર્યાલય, ૭૪, ઓલ્ડ કસ્ટમ હાઉસ રોડ, કોટ, મુંબાઈ, કીં. રૂ. ૩-૮-૦

પુંઠું, છપાઇ, કાગળ, ચિત્રો અને કદ જોતાં આ નવલકથા ગુજરાતી સાહિ-ત્યમાં કાયમ પ્રગટ થયા કરતી અનેક નકામી નવલકથાઓના ઢગલામાં કેંકાઇ જાય એવો સંભવ છે. પણ જો એવું બનશે તો ગુજરાતી નવલસાહિત્યના ઇતિહાસમાં એવો અન્યાયભર્યો બનાવ બન્યાના દાખલા બહુજ ઓછા મળી આવશે. આ અવલોકન લખાય છે ત્યા સુધીમાં એ વાર્તા હું અધીંજ વાંચી શકયો છું અને તેથી તેનાં વસ્તુ વિષે સવિસ્તર વિવેચન હાથ ધરવાની સ્થિતિમાં હું નથી. પણ શરાબનું પીપ ભર્યું હોય તેના ગુણ જાણવા માટ આખું પીપ પી જવાની જરૂર રહેતી નથી તેમ નવલકથાના ગુણદોષ જાણી લેવા માટે થોડાં પ્રકરણો પણ બસ થઇ પડે છે એવી મારી માન્યતા સાચી હોય તો આ નવલકથાને અત્યારે ગુજરાતી સાહિત્યમાં પ્રગટ થઇ રહેલી ઉંચામાં ઉંચા પ્રકારની નવલકથાઓની કક્ષામાં મૂકવામાં મને જરાએ ક્ષોભ થાય તેમ નથી

નવલકથાનાં પાનાં એક પછી એક ફેરવ્યે જઇએ છીએ તેમ તેમ વાર્તાનું વાતાવરણ, તેનું વસ્તુ, તેનાં પાત્રો અને અમુક અંશે પ્રસંગો પણ લેખકના પોતાના સ્વાનુભવનાજ વિષયો હોવા

જોઇએ એવો સંસ્કાર મન-પર દૃઢ થયા વિના રહેતો નથી. અને જો આમજ હોય તો લેખકની કલાવતી અવલોકન શક્તિ માટે માન થયા વિના રહે તેમ નથી. ને એ બધી બાબતો સ્વાનુભવ રસિક ન હોય તો લેખકની પ્રતિભા માટે ઓર માન પ્રકટે તેમ છે. ખોજા મહોલ્લાના શ્રમજીવિ વર્ગ અને નીચલા કે ઉપલા મધ્યમ વર્ગનું જીવન લેખકની વાર્તાનો વિષય છે. એ જીવન એટલી કલામય વાસ્તવિકતાપૂર્વક એમણે રજુ કર્યું છે કે તેનો પ્રત્યક્ષ અનુભવ ન કરનાર માણસ પણ આ પુસ્તક વાંચીને પ્રત્યક્ષ અનુભવનો લાભ હાંસલ કરી શકે છે. વાર્તાનાં બધાંએ પાત્રો સાથે કલાકારની સ્હાનુભૂતિ છે અને તેથી જ તે એટલાં સજીવ બન્યાં છે. પરંતુ વાર્તામાં આવતાં બાળકો અને તેમનાં સબંધીઓ પ્રત્યે તો લેખકના દીલમાં દર્દ છે એમ લાગ્યા વિના રહેતું નથી.

મુસ્લીમ સમાજની આ વાર્તા છે તેથી શહેરોમાં વસતી મુસ્લીમ આમ જનતાએ પોતાની સામાજીક વિષમતાનો પોકાર આ લેખક મારફતે સાહિત્યના અને તેથી માનવ સહાનુભૂતિના દરબારમાં નોંધાવ્યો છે એ સમકાલીન સાહિત્યના ઇતિહાસમાં નોંધ લેવા લાયક બનાવ છે. આ લેખક વધારે ઉદ્દામ બને તો તેની બાનીમાંથી શ્રમજીવિઓની નૈસર્ગિક કવિતા ઝરે એવો મારો મત છે. આવા સરસ લેખક આજ સુધી અણજાણ રહેલ છે એ ગુજરાતી સાહિત્યના 'જ્યોતિર્ધરો' માટે શોભાસ્પદ ગણી શકાય તેમ નથી.

સાહિત્યસૃષ્ટિમાં સજીવ રસ લેનારા સહુને હું આ નવલકથા વાંચી જવાની મજબુત ભલામણ કરૂં છું. જનતામાં એ સારો આદર પામે એમ અંતઃકરણપૂર્વક ઇચ્છું છું.

## સ્વીકાર

**ગુણસુન્દરી:** ઓગસ્ટ અંક. **યુવક:** ઓગસ્ટ અંક. **સાહિત્ય:** ઓગસ્ટ અંક. **વિચારક:** ઓગસ્ટ અંક. **ગ્રામજીવન:** ઓગસ્ટ અંક **ગ્રામસેવક:** જુન અંક. **સમાજ જીવન:** જુલાઇ અંક. **કૌમુદી:** ઓગસ્ટ અંક. **પ્રસ્થાન:** આષાઢ અંક. **શારદા:** ઓગસ્ટ અંક. **પુસ્તકાલય:** ઓગસ્ટ અંક. **પુષ્ટિપિયુષ:** આષાઢ અંક **ફુલવાડી:** ઓગસ્ટ અંક. **કુમાર:** આષાઢ અંક. **ગ્રામજીવન:** સપ્ટેમ્બર અંક. **ગુણસુન્દરી:** સપ્ટેમ્બર અંક. **સમાજ જીવન:** ઓગસ્ટ અંક. **યુવક:** સપ્ટેમ્બર અંક. **વિચારક:** ઓગસ્ટ અંક. **કૌમુદી:** સપ્ટેમ્બર અંક.

**રોશની:** ૧, ૮, ૧૫, ૨૨ ઓગસ્ટ અને ૧, ૮, સપ્ટેમ્બર અંકો. **ફુલછાબ:** ૬, ૧૧, ૧૮, ૨૫ ઓગસ્ટ અંકો. **બે ઘડીમોજ:** ૫, ૧૨, ૧૯, ૨૬ ઓગસ્ટ અંકો અને ૨, ૯ સપ્ટેમ્બર અંકો. **પ્રતાપ:** ૪, ૧૧, ૧૮, ૨૫, ઓગસ્ટ અંકો અને ૮ સપ્ટેમ્બર અંક. **ગુજરાત મિત્ર અને ગુજરાત દર્પણ:** ૫, ૧૨, ૧૯, ૨૬ ઓગસ્ટ અંકો અને ૨, ૯ સપ્ટેમ્બર અંકો. **લોકવાણી:** ૧૨, ૧૯, ૨૬ ઓગસ્ટ અંકો અને ૯ સપ્ટેમ્બર અંક. **પ્રજામંડળ:** ૧૫ ઓગસ્ટ અંક. **ગાંડીવ:** ૧૬ ઓગસ્ટ, ૧, સપ્ટેમ્બર અંકો. **નુતનયુગ:** ૨, ૯ સપ્ટેંબર અંકો. **યુગચિત્ર:** ૯ સપ્ટેમ્બર અંક.

*શ્રી સયાજી વૈભવ પુસ્તકાલયનો વાર્ષિક રીપોર્ટ.*

## પુસ્તક-સ્વીકાર.

**હૃદય યજ્ઞ, ઇશ્વરી ન્સાફ, પદ્મિની, સમાનતાનો રાહ, શ્રમજીવીઓનું સંપત્તિશાસ્ત્ર, સ્વપ્નની છાયા, ભોગીન્દ્રરાવ દીવેટીઆ-જીવન, સમય, અને સાહિત્ય; ગોરખ આયા, ભા. ૧-૨.**

આ બધાં પુસ્તકો મળ્યાં છે, સમય અને સ્થળના અભાવે તેમનું અવલોકન આપવાનું આવતા અંક પર મુલત્વી રાખવું પડ્યું છે.

# નવયુગ

ઓકટોબર ૧૯૩૪.
વર્ષ ૬ ઠું :: અંક ૭ મો.

## રાજકીય

| | | |
|---|---|---|
| પસાર થએલા માસનું રાજકારણ ... | તંત્રીસ્થાનેથી | ૫ |
| મહાસભાનો માર્ગ ... ... | મહાસભાવાદી... | ૧૭ |
| મોતના સોદાગરો ... ... | ... ... ... | ૬૮ |
| મુંઝવતા સવાલોનો સરળ ઉકેલ ... | તંત્રીસ્થાનેથી | ૩૯ |

## વિચાર–ભાવના–પદ્ધતિ

| | | |
|---|---|---|
| મુડીવાદ વિ. સમાજવાદ ... ... | માણેકલાલ એચ. વકીલ | ૩૧ |
| સંચય ... ... ... | ... ... ... | ૮૧ |

## સામાજીક

| | | |
|---|---|---|
| હિન્દી સ્ત્રીઓના કાયદેસર હક્કો ... | રમણીક વી. મહેતા | ૭૫ |
| ગામડાંઓનું અનારોગ્ય ... ... | ડૉ. પી. જે. ભટ | ૫૫ |

## હળવું સાહિત્ય

| | | |
|---|---|---|
| ઉંદરનું ખોરેલ (વાર્તા) ... ... | ધૈર્યચંદ્ર ર. બુદ્ધ | ૨૭ |
| અપાર્થિવ પિતા (વાર્તા) ... ... | નિરંજન લ. પાઠક | ૪૫ |
| ચીડીયાં માણસો ... ... | F. ભ. કવિ | ૩૫ |
| જીવનમાં રંગનું મહત્વ ... ... | પી. જે. ભટ | ૬૫ |
| નેતાવા ... ... ... | ઉંટવૈદ | ૫૯ |

## કાવ્યો

| | | |
|---|---|---|
| વિરાટ શો ભેકારી–અવતાર ... | ઉપવાસી | ૧ |
| ક્રાન્તિગાન ... ... ... | કેશવલાલ એમ. શાહ | ૨ |
| દયા ધરમની નવી રીત ... ... | કાના ભગત | ૩ |
| કંગાલનો આર્તનાદ ... ... | ધૈર્યચંદ્ર ર. બુદ્ધ | ૪ |
| સાહીત્ય સમાલોચના ... ... | ... ... ... | ૮૯ |

# આખરી પસંદગી

——(૦)——

મહાસભાના મવાળ આગેવાનો અને ગાંધીવાદી મધ્યમ માર્ગીઓ પર ઉદ્દામ કાર્યકરો વિજય મેળવે એ ઐતિહાસિક ભાવી મહાસભાની સ્વાતંત્ર્યની લડત આગળ વધારવાની એ અનિવાર્ય શરત છે. આ જાતની લડત સરળ બનવા માટેના બાહ્ય સંયોગો ઝપાટાબંધ પરિપાક પામી રહ્યા છે. પ્રજાનો મોટો ભાગ દરિદ્રતા અને ભૂખમરાની છેલ્લી ઉંડામાં ઉંડી ખાણમાં ધકેલાઈ રહ્યો છે. તેમના જીવનની સ્થિતિ અસહ્ય બની રહી છે. એક તરફથી આખાં જગતને ભીડો લઇ રહેલી કારમી આર્થિકમંદી અને બીજી તરફથી હિન્દને હિસાબે એ મંદીમાંથી ઉગરી જવાના શાહિસનના પયાસો કોઇપણ જાતની રાજકીય અને આર્થિક છુટછાટ વધુ અને વધુ અશકય બનાવી ગ્યા છે. મુડીવાદીઓના રાષ્ટ્રવાદના, મુડીવાદને માર્ગે હિન્દના વિકાસના આદર્શો—કે જેમાં આજની મહાસભાની નેતાગીરી પોતાનો વિશ્વાસ રાખી બેઠી છે-ધૂળમાં રગદોળાઇ રહ્યા છે. હિન્દી મૂડીવાદીઓ જે પગલાં માગી રહ્યા છે અને જે અમુક અંશે શાહિ સરકાર આપી રહી છે. (રક્ષણની જકાતો વગેરે) તે આજે હિન્દી મૂડીવાદને લાભ કરવાને બદલે ચોક્કસપણે નુકશાન કરી રહ્યા છે. હિન્દમાં મૂડીવાદનાં વિકાસની અનિવાર્ય શરત એ છે કે હિન્દની બજારોની માંગ, વધે. પરંતુ આજે શાહિવાદને હાથે આમજનતાનું જે કારમું શોષણ થઇ રહ્યું છે તે એવી જાતની શકયતાને અસંભવિત બનાવી મુકે છે. હિન્દી બજારની માંગ વધવાની શકયતા પર આજની કારમી વેપારમંદીનું હિમ પડયું છે કહેવાતાં રક્ષણ માટે જે જકાતો નંખાય છે તે જનતાની ખરીદશકિતમાં ઓર ઘટાડો કરશે.

આથી હિન્દના આમવર્ગ અને મધ્યમવર્ગની આર્થિક સ્થિતિ સુધરવાની જરાએ આશા નથી. વખત એવો આવતો જાય છે કે તેમને એક બાજુ ભૂખમરો, શારિરીક અને માનસિક અધોગતિ અને બીજી બાજુ ક્રાન્તિ એ બે વચ્ચે આખરી માર્ગ પસંદ કરી લીધા વિના છુટકો નથી. *

---

આ અંકમાં અન્ય સ્થળે "એક મહાસભાવાદી"ની કલમથી લખાએલો "મહાસભાનો માર્ગ" શિર્ષક લેખ પ્રગટ થાય છે તેમાંથી.

એમનાં સ્વ. પત્નિશ્રીના સ્મરણાર્થે
શ્રી ફાર્બસ ગુજરાતી સભાને
શ્રીયુત ડાહ્યાભાઈ આણંદજી ચાવડા,
તરફથી સવિનય સપ્રેમ ભેટ.



# વિરાટ શો ભેકારી—અવતાર

પત્ની સ્વ. પતિપ્રીતા સ્મ. ...
શ્રી ફાર્બસ ગુજરાતી સભાને
શ્રીયુત ઇચ્છાભાઈ આગ્રહથી આપવા
તરફથી સવિનય સપ્રેમ ભેટ.

**અમે** ભેકાર
અમે ખૂવાર
દુનિયાને પલટા'વા કાજે
થયો અમારો અવતાર

ધનવંતા આ લખેશરીએ
પૂણ્યવંતા આ ધરમી જનોએ
ભર્યા ધાનના ભારોભાર
વસ્તરના ભંડર
સોનાં ને રૂપાના થાળ
સભર ભર્યાં શૈ ચૌટાં ને ચોક અપાર,
વધાર્યો ધરતી-માનો ભાર
કરંતી પૃથ્વી 'હાય'-પુકાર
દુનિયાને એ હળવી કરવા
અમારો ભૂખ્યાનો અવતાર
વિરાટ શો ભેકારી-અવતાર.

ઘરે ઘરે ને ગલી ગલીએ
ભૂખ્યાના ભેંકાર
દુકાન દરેકે બજાર બજારે
મંદીની મ્હોંકાણ

ગરીબ ને ધનવંતાના
મજૂર ને મિલવંતાના
ભિડાયાં જીવનનાં ગજાર
માનવી જીવન બધે બંધિયાર!

ઉથામવા જૂના દુઃખમાર
ઉલેચવા દરિયાભર અંધાર
જગાવવા નૂતન શુભ્ર સંવાર
કરવા સૃષ્ટિનો ઉદ્ધાર
અમે—
દુખિયા ને ભુખિયાં જનનો
વિરાટ રૂપ અવતાર!

દુનિયાનાં દુઃખ હળવાં કરવા
ધરતીનો ભાર ઉતારવા
અમારો ભૂખ્યાનો અવતાર!
વિરાટ શો ભેકારી-અવતાર.

ઉપવાસી

# ક્રાન્તિ ગાન.

———:o:———

મજુર અને ખેડુતના ખરી મહેનતના પૈસાને
ભરપેટ લૂંટે અન્યાયે મુડીવાદીઓ! જોને.
ભારત ભરમાં એ આજે
ગરીબો ઉપર શો ગાજે!

પૈસા પૈસા મુખે ઉચ્ચારતો મદિરાવશ થૈ ફરતો
મીલ કેરો મલીક બની જઇ જુલ્મ મજુર પર કરતો,
રક્ષકના બિરદો ધરતો
મજુરનાં શોષણ એ કરતો!

જુગજુની સંસ્કૃતિના એ સડી ગયેલા અવશેષો
લાખ્ખો મજુરની પ્રગતિના અવરોધક ઉદ્ભુ જો!
સ્વચ્છંદે અતિ એ નાચે
મજુર કોમને રંજાડે!

ધરણી ધ્રૂજે, વાયુ થંભે બુલબુલ ગાનાં અટકે,
કાળી રાતનાં અંધારાં ભૂતળ પર જો! વરસે,
કુદરત શોક મહીં સરકે,
જાણે જગે વામ કર્યો નરકે!

સામ્ય અને ક્રાન્તિ કેરા સૂર ઉઠે છે સઘળે,
નવયુગના પડઘા પડતાં ચોદિશ વહ્નિ પ્રજળે,
પ્રત્યાઘાત થયા મોટા
સમાશે કેમ અગ્નિગોટા?

વરસી વરસી અમાસ કેરાં અંધારાં જો! પ્રસરે
વિદારવા અંધાર જગતનાં જો! રવિરાજા જનમે,
ઉછળે ક્રાન્તિનાં મોજાં
જગતમાં જોમ રેલવતાં

કેશવલાલ એમ. શાહ.

# દયા ધરમની નવી રીત,

દયા ધરમ લો જાણી મારા સંતો.
દયા ધરમ લો જાણી રે જી.

કાબર ચકલાં ભૂખે ફરતાં
દયા હૃદયમાં આણી રે જી.

બાંધવ લાખો ભૂખે મરતા
તોય ન ચિંતા જાણી મારા સંતો. દયા ધરમ

પત્થર મૂરતી ખુલ્લી જોતાં
દીધા તંબુ તાણી રે જી.

બાંધવ આ ધરતીયે સોતા
તોય ન ચિંતા જાણી મારા સંતો. દયા ધરમ

નીત નવા નવ નવ શણગારો
પ્રભુને દીધા આણી રે જી.

બાંધવ ફરતો નગ્ન બિચારો
તોય ન ચિંતા જાણી મારા સંતો. દયા ધરમ

આલમની આ રામકહાણી
લેજો અંતર જાણી રે જી.

કાના ભગત કહે દયા ધરમની
રીત નવી આ જાણી મારા સંતો દયા ધરમ

'કાના ભગત.'

# કંગાલનો આર્તનાદ.*

ઘોર કો ખીણમાં હું ભુરાઇ મરી,
ક્ષુદ્ર આ જીંદગી ગાળું આખરી.
સર્વત્ર આ તિમિરઘેરી છાંયમાં
અકળાઈ મરૂં આત્મમાં ઘોર દુઃખડાં.
તરફડું દર્દથી દુઃખથી હું ઘણો.
ગજાવું ચીસો પાડીને ઘોર એવી;
છતાં ના સાંભળે કોઈ અરે રે,
બધા બેરા આંધળા શું જગે ફરે ?
તરફડી હર ઘડી નાખું નિસાસા,
પૃથ્વિના પટમાં દેહ દફનાય હા!
ચઢાવ કપરો સ્હાય ના કોઇ આપે,
મનોરથો શું બધા નાશ થાશે ?
આત્મશ્રદ્ધા હવે ઓગળી જાય ને,
વીરતા મ્હારી ડગમગે હાય રે!
મુડીવાદના મારથી થડકતા લેખંડા,
પડે મુજ ઉપરે વજ્રકાયા હણાય હા!

ધૈર્યચંદ્ર—ર. બુધ્ધ.

---

* 'કંગાલોનાંગીતો' નામક ટુંક વખતમાં પ્રકટ થનારા મારા અપ્રસિધ્ધ કાવ્યસંગ્રહમાંથી.

લેખક.

# મુંબાઇ મહાસભાને પ્રભાતે

રાષ્ટ્રીય મહાસભાનું અધિવેશન મુંબાઈ ખાતે મળવાને થોડાજ દિવસો બાકી છે ત્યારે આ લખાય છે. એટલે દેશનાં રાજકારણના ભાવિ માર્ગને દર્શાવવાની ખાતર આ માસનાં રાજકારણનું વિગતવાર અવલોકન રજુ કરવા કરતાં મહાસભા મળવાને પ્રભાતે દેશનાં રાજકારણનાં જે સામસામાં બળો આજે તોળાઇ રહ્યાં છે તેનીજ સમીક્ષા કરી લેવી વધારે વાસ્તવિક થઇ પડશે.

**પસાર થયેલા** માસ દરમ્યાન દેશનાં રાજકારણને અસર કરનારી કેટલીક બાબતો બ્રીટનમાં પણ બની જવા પામી છે. જોઇન્ટ પાર્લામેન્ટરી કમીટીની પ્રવૃત્તિને લગતા જે સમાચારો છેલ્લા માસ દરમ્યાન મળતા રહ્યા છે તે એમ સૂચવે છે કે એ સમિતિનો અહેવાલ શ્વેતપત્રની દરખાસ્તો કરતાં પણ વધારે પ્રત્યાઘાતી હશે. ઉપરાંત થોડી ઘણી મધ્યસ્થ જવાબદારીવાળું મમવાયતંત્ર તો હવે કોરાણે પડયું છે અને આગામી બે ત્રણ વર્ષોમાં હિન્દને સુધારાઓ કે ફેરફારોને નામે જો કાંઇ મળવાનું હશે તો તે પ્રાંતિક સ્વાધીનતાજ હશે. અને પ્રાંતિક સ્વાધીનતાના વિષયમાં પણ "કાયદો અને વ્યવસ્થા"નું ખાતું લોકનિયુક્ત પ્રધાનોના હાથમાં રહેશે કે ગવર્નરના હાથમાં અનામત રહેશે એ વિષે શંકાઓ ઉભી થવા લાગી છે. આ જાતની ખબરોની અસર એ થવા પામી છે કે સામાન્ય રીતે પાછલે બારણેથી શ્વેતપત્રને અપનાવવાની હિમાયત કરનારા લીબરલો પણ હવે ઠંડા બની ગયા છે.

આ ઉપરાંત છેલ્લા માસ દરમ્યાન બ્રીસ્ટલ ખાતે બ્રીટનના કોનઝરવેટીવ પક્ષની અને સાઉથ પોર્ટ ખાતે મજૂર પક્ષની પરિષદો મળી; એ બન્ને પરિષદોમાં હિન્દને લગતી બાબતોમાં જે ચર્ચાઓ અને ઠરાવ થયા તેમણે આ દેશના રાજકારણમાં રસ ધરાવતા લોકોનું ધ્યાન સારી રીતે ખેંચ્યું હતું.

કોન્ઝરવેટીવ પરિષદની વલણે એ સાફ બતાવી આપ્યું છે કે શ્વેતપત્રથી સુચિત થતી બ્રીટનની સરકારની નીતિ સામે સ્થિતિચુસ્તોનો વિરોધ વધુ સબળ બનતો જાય છે. એ

લેખકઃ
વિવસ્વત્

લોકોનો વિરોધ ગમે તેટલો સફળ હોય તો પણ આગામી સુધારાઓને તોડી પાડવામાં અથવા ખોરવાવી દેવામાં તેઓ સફળ થશે એમ માનવાને ઓછુંજ કારણ છે. પરંતુ તેમના વિરોધને શમાવી દેવા માટે સરકાર પક્ષ નાણાં, વેપાર, કાયદા અને વ્યવસ્થા વગેરેને લગતી અનામતિઓ અને સલામતિઓ વધારે વ્યાપક અને વધારે કડક બનાવશે એમ જરૂર માનવાનું રહે છે. પરંતુ કોન્ઝરવેટીવોની વલણની દરકાર રાખનારા લોકો આ દેશમાં ઘણા ઓછા રહ્યા છે એટલે તેમના નિર્ણયોની સારી કે માઠી અસર આ દેશમાં બહુ નોંધાઇ નથી.

પરંતુ બ્રીટનના મજૂર પક્ષની સ્થિતિ એવી નથી. આ દેશમાં ઘણાએ માણસો એવા છે–અને તેમાં મહાસભાના પ્રતિષ્ઠિત આગેવાનોના મોટા ભાગનો પણ સમાવેશ થઇ જાય છે–કે જેઓ બ્રીટનના મજુર પક્ષની ભલી લાગણીમાં શ્રધ્ધા ધરાવે છે. તેઓ એમ માને છે કે છેલ્લાં કેટલાંક વર્ષોથી બ્રીટનનો મજુર પક્ષ હિન્દના આત્મનિર્ણયના અધિકારની અને હિન્દીઓને અનુકુળ હોય એવી જાતનાં સ્વરાજની હિમાયત કરતો આવ્યો છે અને એ હિમાયત તે ખરાં જીગરથી કરે છે. આ કારણથી જ્યારે તે સત્તામાં આવશે ત્યારે પોતાની આ ભાવના વ્યવહારમાં મુકાય એવાં પગલાં તે જરૂર લેશે.

આ જાતની શ્રદ્ધા ધરાવનારાઓને, જ્યારે સાઉથપોર્ટખાતે મળેલી પરિષદે હિન્દનું ભાવિ બંધારણ મુકરર કરવા માટે કેવળ હિન્દીઓની બનેલી લોકપ્રતિનીધિ સભાની હિમાયત કરનારો ઠરાવ ઉડાવી દીધો ત્યારે ભારે આઘાત પહોંચ્યો. બ્રીટનનો મજુરપક્ષ ત્યાંના બીજા રાજકીય પક્ષો જેટલોજ શાહિવાદી છે એમ માનવાને તેમનું મન કોઇ રીતે તૈયાર થતું નથી અને તે સાથે હિન્દના આત્મનિર્ણયના અધિકારનાં પ્રતિક અથવા એકજ સાધન સમી લોકપ્રતિનીધિ સભાનો તેઓ ઇન્કાર કરે એ દેખીતી અસંગતતાની પછવાડે રહેલું માનસ સમજવામાં હિન્દના એ મવાળ આગેવાનોને ભારે મુશ્કેલી પડે છે. આ કારણથી એ નેતાઓનાંજ માનસનો પડઘો પાડતાં ઘણાંખરાં રાષ્ટ્રીય છાપાંઓએ અકળામણના સૂરો ઉચ્ચારવા માંડયા. બ્રીટનનો મજૂર પક્ષ તેનાં આજ સુધીનાં વચનોથી વિરૂદ્ધ જાય એ વાત તેમને અસહ્ય લાગી અને તેના પર તેમણે સખત ટીકાઓ કરી.

આ જાતની ટીકાઓથી વિરૂદ્ધ વેતરાય છે અને બ્રીટન અને હિન્દ બન્ને દેશોમાં ઉદ્દામ ક્રાન્તિકારીઓના હાથ વધારે મજબૂત બને છે એવો ભય લાગવાથી બ્રીટનના મજૂરપક્ષના એક સભ્ય, પેલી ઇન્ડીઆ લીગવાળા શ્રી કૃષ્ણા મેનને એવો ખુલાસો બહાર પાડયો છે કે મજૂરપક્ષની એ વલણથી જરાએ ગભરાઇ જવાનું કારણ નથી કેમકે મજુરપક્ષ હિન્દના આત્મનિર્ણયના અને પૂર્ણ સ્વરાજના હક્કની પડખે મક્કમપણે ઉભો છે. ફક્ત "લોકપ્રતિનીધિ સભા"ને લગતો ઠરાવ મંજુર ન રહ્યો તેનું કારણ એ હતું કે તેના પક્ષમાં જોઇએ તેટલું પ્રચારકાર્ય અગાઉથી થઇ શક્યું નહોતું અને હિન્દમાંથી પણ તેને પુરતાં પ્રમાણમાં પીઠબળ મળ્યું નહોતું. તેમણે વધુમાં એમ જણાવ્યું હતું કે મજુરપક્ષના લોકપ્રિય નેતા મી૰ લેન્સબરી લોકપ્રતિનીધિ સભાની હજુએ હિમાયત કરે છે અને પરિષદના સામાન્ય પ્રતિનીધિઓની મનોદશા વિચારી જોતાં એમ માનવાને

પુરતું કારણ રહે છે કે આવતે વર્ષે એ ઠરાવ જરૂર પસાર કરાવી શકાશે.'

બ્રીટનમાં થયેલી પ્રવૃત્તિઓના આ પડઘા હિન્દમાં પડયા વિના રહ્યા નથી. હિન્દમાં ચાલતી કોમી ચુકાદાને લગતી તકરાર, વડી ધારાસભાની ચુંટણી અને મહાસભાનાં આગામી અધિવેશન ની ધાંધલને લઇને ખાસ એ પરિષદોના નિર્ણયોને ઉદ્દેશીને પોતાના વિચારો આગળ ધરવાની દરકાર કે પુરસદ કોઇને રહી નથી. ઉપરાંત બ્રીટનનો કોન્ઝરવેટીવ પક્ષ જે કાંઇ કરે તેના તરફ હિન્દી રાજપુરુષો ગંભીરપણે જોતા નથી એટલે તેઓ તો એમના નિર્ણયોનો ઉપયોગ પ્રચારકાર્ય પુરતો-લોકોને આત્મનિર્ણયના અધિકાર પર વધારે મક્કમ બનવાને ચીમકી ચડાવવા પુરતો જ કરે છે. છતાં એ બન્ને પરિષદના નિર્ણયો અને છેલ્લા થોડા માસ દરમ્યાન પોતાના બ્રીટનની અંદરના વસવાટ દરમ્યાન બ્રીટીશ રાજપુરુષો અને રાજકીય પક્ષોની ભાવનાનો ડૉ૦ અન્સારીએ મેળવેલ અનુભવ મહાસભાનાં દિવસે દિવસે મવાળ બનતાં જતાં રાજકારણને મ્હેજ ઉદ્દામપણાનો દેખાવ કરવાને ફરજ પાડયા વિના નથી રહ્યાં.

"નવયુગ"ના છેલ્લા અંકમાં આ કોલમોમાં મહાસભાના સ્થાપિત આગેવાનો મહાસભાના ઉદ્દામ કાર્યકરો અને ખાસ કરીને મહાસભા સમાજવાદીઓને કાં તો અસરકારક રીતે દાબી દેવાની અને કાં તેમને દૂર કરવાની કેવી પેરવી કરી રહ્યા છે તેની નોંધ લીધી હતી. પરંતુ તે પછીથી ચાલુ માસ દરમ્યાન ઉપર જણાવેલી બ્રીટીશ રાજકીય પક્ષોની પરિષદોના નિર્ણયોએ ઉપજાવેલી આડકતરી અસરથી અને ડૉ૦ અન્સારીએ આવી ચુચવેલી બાજી અનુસાર સમાજવાદીઓ તરફ ધારણ કરવાની વલણમાં નહિ પણ ચાલબાજીમાં જરૂર ફેર પડયો છે. એમ જણાય છે કે મહાસભાનાં આજ અધિવેશન વખતે સમાજવાદીઓ સાથે મુસાબલો કરી લેવાનો, વલ્લભભાઇ પટેલ જેવા ઓછી બુદ્ધિના આગેવાનોનો વિચાર પડતો મુકાયો છે અને એ પક્ષને ઝેરથી નહિ પણ ગોળથી મારી નાખવાની નવી ચાલબાજી ધારણ કરાઇ છે.

ડૉ૦ અન્સારીનાં આગમન પછી ગાંધીજીએ એક બીજું નિવેદન બહાર પાડયું છે. એ નિવેદનમાં એમણે એમ જાહેર કર્યું છે કે એમનાં પહેલાં નિવેદનમાં ખાદી અને હાથકંતામણના મતાધિકારને વધારે કડક બનાવવાને લગતી જે સૂચનાઓ હતી તેની સામે જે વિરોધ દેશ આખામાં દેખાયો છે તે ધ્યાનમાં લઇને એ સુચનાઓને લગતા ઠરાવો મહાસભા સમક્ષ રજુ કરવાનો વિચાર એમણે માંડી વાળ્યો છે અને તે સાથે જ રાજકારણમાંથી નિવૃત્ત થવાનો એમનો વિચાર પણ વધારે મક્કમ બન્યો છે. પરંતુ પોતે નિવૃત્ત થાય તે પહેલાં મહાસભાને વધારે કાર્યક્ષમ બનાવવાના ઉદ્દેશથી તેનાં બંધારણને લગતા કેટલાક અગત્યના સુધારાઓ પણ એમણે એ નિવેદનમાં સુચવ્યા છે.

ગાંધીજીએ સુચવેલા એ સુધારાઓ સબંધમાં વિવિધ પ્રકારના વિચારો દર્શાવાઇ રહ્યા છે. એ સુધારાઓને જો અપનાવવામાં આવે તો મહાસભા વધારે કાર્યક્ષમ બનશે એમ સહુ કોઇ સ્વીકારે છે છતાં નવાઇ જેવું એ છે કે બે ચાર કેવળ ગાંધીવાદી પત્રો બાદ કરતાં ઘણાંખરાં મહાસભાવાદી પત્રો પણ એ બધા

સુધારાઓને આવકાર આપતાં નથી. તેમાં કેટલાક અગત્યના ફેરફારો કર્યા પછીજ તે માન્ય રાખવા એવી સુચના તેઓ કરે છે.

ગાંધીજીએ જે સુધારાઓ સુચવ્યા છે તે ટુંકામાં એવા છે કે મહાસભાની કાર્યવાહક સમિતિ ચુંટાવાનો અથવા અખિલ હિન્દ સમિતિને હાથે નીમાવાનો હાલ જે રિવાજ છે તેને બદલે એ આખી સમિતિ નીમવાની સત્તા તે વર્ષના પ્રમુખનેજ સોંપવી. મહાસભાના અધિવેશન વખતે પ્રતિનીધિઓની સંખ્યા માત્ર એક હજાર જ રાખવી અને એ એક હજાર પ્રતિનીધિઓ પોતેજ વર્ષ દરમ્યાને અખિલ હિન્દ મહાસભા સમિતિ બની રહે; વિશેષમાં જુદા જુદા પ્રાંતોમાંથી ચુંટાઇ આવેલા એ પ્રતિનીધિઓ પોતે જ વર્ષ દરમ્યાન તે તે પ્રાંતોની મહાસભા સમિતિઓના સભ્યો હોય.

આ ફેરફારોનું રાજકીય અર્થગૌરવ સમજી લેવાની જરૂર છે આ સુધારાવાળાં બંધારણ નીચે મહાસભાનો પ્રમુખ વર્ષ દરમ્યાન તેનો સરમુખત્યાર બની રહે છે કેમકે વહીવટને લગતી વિશાળ સત્તાઓ ધરાવતી કાર્યવાહક સમિતિ તેની પોતાનીજ નીમેલી હોય અને મહાસમિતિ એટલી વિશાળ બનેલી હોય કે વર્ષ દરમ્યાન વખતોવખત તેની બેઠકો બોલાવવાનું અશક્ય નહિ તો અવ્યવહારૂ જરૂર બની જાય. ખુદ ગાંધીજીએ સુચવેલા સુધારા અનુસાર એ સમિતિની સભા વર્ષમાં બેથી વધારે વખત બોલાવવાની જવાબદારી રહેતી નથી. ઉપરાંત એવી લગભગ બીનકાર્યક્ષમ મહાસભા સમિતિના સભ્યો પ્રાંતિક સમિતિઓના પણ સભ્યો હોય એટલે પ્રાંતોની રાજકીય, સામાજીક અને આર્થિક ભાવનાઓનો પડઘો પાડનારી એ સમિતિઓ પણ લોકમતનું પ્રતિનીધિત્વ ધરાવનારી ન રહે. પરિણામે સ્થિતિ એવી થાય કે મહાસભા આજે લોકમતનો પડઘો પાડનારી સંસ્થા છે તે ટળી જઇ એક રાજકીય પક્ષ માત્ર બની રહે. અને પ્રજાના કયા વર્ગનો પક્ષ એ બની રહે તે જાણી લેવાનું કામ મુશ્કેલ નથી. મહાસભામાં આજે ગાંધીવાદી નેતામંડળ જબ્બર વગ ધરાવે છે એટલે પોતાનાજ પક્ષના સરમુખત્યારો તેઓ એક પછી એક ઉભા કર્યે રાખે. આ સુધારાઓને અંગે પક્ષનું યંત્ર–Party Machine એવું મજબુત બનેલું હોય કે એ નેતાગીરી સામે પડકાર આપી શકે એવું તત્વ દાખલ જ ન થવા પામે. અથવા થઇ જાય તો પણ તેનો અવાજ કદિ અસરકારક તો નજ બને. આ રીતે જો ગાંધીજીએ સુચવેલા સુધારાઓ જેમના તેમ સ્વીકારાઇ જાય તો મહાસભા લોકમાનસનું પ્રતિબિંબ ઝીલનાર અને દેશનાં સઘળાંએ ઉદ્દામ રાજકીય બળોને એકત્રિત થવાનું સંકેતસ્થાન મટીને એક પક્ષ જ બની જાય. એ પક્ષ ઉપલા અને નીચલા મધ્યમ વર્ગનો પ્રતિનીધિ હોઇ ઝડપી રાજકીય સુધારાઓની હિમાયત કરનારો થાય. એ રીતે તેનું સ્થાન ઉપર લીબરલ પક્ષ અને નીચે કામદારો અને ક્રીસાનોના પક્ષો–રાજકીય ક્રાન્તિની હિમાયત કરનારા–પક્ષોની વચ્ચે રહે.

આ સ્થિતિ જેમને પોતાની નેતાગીરી ટકાવી રાખવી હોય તેમને ભલે ઇચ્છવા યોગ્ય લાગે પણ મહાસભાના સામાન્ય અનુયાયીઓને પણ એમ લાગે છે કે તેનાથી મહાસભાનાં વર્ગ અને પ્રતિષ્ઠાને ફટકો પડશે. આ કારણથી તેઓ ગાંધીજીએ સુચવેલા સુધારાઓ પર બીજા કેટલાક સુધારાઓ સુચવે છે તે

એવી જાતના છે કે પ્રાંતિક સમિતિઓના સભ્યોની સંખ્યા એક હજાર કરતાં ઘણી વધારે જોઇએ. મહાસમિતિના સભ્યોની સંખ્યા એક હજાર કરતાં ઘણી ઓછી જોઇએ અને કાર્યવાહક સમિતિના સભ્યોની ચુંટણી થવી જોઇએ. આ સુધારાઓ ઇચ્છવા યોગ્ય છે. જો ગાંધીજીએ સુચવેલાં ધોરણ પરજ મહાસભાનાં બંધારણમા સુધારાઓ કરવા જ હોય તો તે સુધારાઓ પર આ પાછળ સુચવેલા સુધારાઓ માન્ય રખાશે તો જ તે મહાસભાને માટે શ્રેયકારક નિવડશે એવો સામાન્ય અભિપ્રાય છે. આગામી મહાસભા એ બાબતમાં શું ઠરાવ પર આવે છે તે હવે જોવાનું રહે છે.

મહાત્માના છેલ્લાં નિવેદનમાં ધ્યાન ખેંચનારી એક બીજી બાબતનો પણ સમાવેશ થએલો છે. ખાદીના મતાધિકારને અંગે પ્રાંતિક સમિતિઓની ચુંટણી વખતે ચાલેલ દંભ અને હરામખોરીની વ્યાપક ફરીઆદોથી ઉશ્કેરાઇ જઇ તે મતાધિકાર જતો કરવાની હિમાયત કરવાને બદલે તે વધારે સખત બનાવવાની ખાહેશ જેમ ગાંધીજીએ પોતાનાં આગલાં નિવેદનમાં કરી હતી તેમ એ નિવેદનમાં સુચવાએલ ઠરાવો સામેનો વિરોધ જોઇ લઇને એમણે એકલી ખાદી માટેનો આગ્રહ પડતો મૂકીને બધાએ ગૃહઉદ્યોગોને ઉત્તેજન આપવા માટે અખિલ ભારત ચરખા સંઘ જેવી અખિલ ભારત ગૃહઉદ્યોગ ઉત્તેજક સંઘ નામની સંસ્થા ઉભી કરવાની દરખાસ્ત રજુ કરી છે. આ સંબંધમાં એ કહેવાની ભાગ્યેજ જરૂર છે કે ખાદીનાં નિરર્થકના અને પ્રત્યાઘાતિપણાંને જે દલીલો લાગુ પડે છે તેજ દલીલો આ નવી દરખાસ્તને પણ લાગુ પડી શકે તેમ છે. તફાવત માત્ર એટલો જ છે કે આજના આપણા ગૃહ ઉદ્યોગોમાં ખાદી એ સહુથી વધારે નિરર્થક ગૃહઉદ્યોગ છે કેમકે યાંત્રિક રીતે કાપડ ઉત્પન્ન કરવાની બધીએ સગવડો આજે તે હિન્દમાં પણ હસ્તી ધરાવે છે. બીજા કેટલાક ગૃહઉદ્યોગો માટે હજુ થોડાં વર્ષ સુધી ટકી રહેવાનો અવકાશ છે પણ જો જરૂર છે તે હસ્તી ધરાવતા ઉદ્યોગોને માત્ર વ્યવસ્થિત બનાવવાની તેમને ખીલવવાની નહિ. અને આટલું કાર્ય પણ કોઇ સામાજીક સંસ્થાએ ઉપાડી લેવું જોઇએ, મહાસભા જેવી આગેવાન રાજકીય સંસ્થાએ તેની પાછળ પોતાનાં સમય અને શકિત બરબાદ કરવાં તેનો કાંઇ અર્થ નથી.

મુંબઇમાં મહાસભા મળવાને ટાંકણેજ બીજી બે પરિષદો મળવાની છે. એક મહાસભાસમાજવાદી પક્ષની પરિષદ અને બીજી કોમીચુકાદા વિરોધી પરિષદ. એ બન્ને પરિષદોની વલણ અને તેની મહાસભાપર થનારી અસરની નોંધ લેવી ઘટે. સમાજવાદી પરિષદ અખિલ હિન્દ સમાજવાદી પક્ષ સ્થાપશે અને તેનું બંધારણ મુકરર કરી લેશે એ વાત ચોકકસ છે.

નવા સ્થપાએલા એ પક્ષમાં કેટલાંક વધારે ઉદ્દામ તત્વો પણ નજરે પડે છે અને સમાજવાદી વિચારસરણીની સમજણ અને સમાજવાદી ક્રાંતિની ચાલબાજીને લગતી માહિતી વધારે ધરાવતા હોવાને લીધે એ લોકો સમાજવાદી પક્ષને વધારે ઉદ્દામ બનાવવાને માર્ગે લઇ જવા પ્રયત્ન કરશે એમ લાગે છે. પરંતુ સમાજવાદીઓએ પોતાની બધીએ પ્રવૃત્તિ ચાલુ સંજોગોમાં કાયદેસર રીતે કરવી હોય તો તેઓએ ઉદ્દામ શબ્દો અને વાકયોનો મોહ હાલ

તુરતને માટે જરૂર જતો કરવો પડશે. યુગાન્તર સાધવાની તૈયાર–ready made–પદ્ધતિ આપણને માર્કસવાદીઓ તરફથી મળી છે. એ આપણા માટે લાભ અને નબળાઇ બન્નેનું મૂળ છે. આમ છતાં સમાજવાદીઓનો મોટો ભાગ તો મહાસભાની હાલની નેતાગીરીથી કંટાળેલાં અને દેશની સ્વાતંત્ર્યની લડત સફળ બનાવવા માટે વધારે અસરકારક ઉપાયો શોધનારાં તત્વોનો જ બનેલો રહેશે એ વાત ચોક્કસ છે.

એ પક્ષની અસર મહાસભા પર શી થશે ? અત્યારે વિશેષ તો કંઇ થાય એમ જણાતું નથી. ફક્ત મહાસભાના સ્થાપિત આગેવાનોને વિચાર કરતા તેઓ જરૂર બનાવી મૂકશે. મહાસભા પાસે તેઓ આટલી વાત જ રજુ કરશે કે તમારૂં અને અમારૂં સામાન્ય ધ્યેય તો સંપૂર્ણ સ્વતંત્રતા જ છે. પરંતુ એ સ્વતંત્રતા કોને માટે ? દેશના ૯૮ ટકા જેટલા આમવર્ગની સ્થિતિ ન સુધરે, તેનું શોષણ થતું જ રહે એને તમે સ્વતંત્ર કહેશો ? જો એને સ્વતંત્રતા ન કહેતા હો તો એ વર્ગને ઓછામાં ઓછું તમે શું અપાવવાના છો તે નક્કી કરી તે અનુસાર તમારો કાર્યક્રમ રચો અને એ કાર્યક્રમથી ખીલાફ હોય એવાં તત્વો સાથે દલ્લગી કરવાનું માંડીવાળો. જો આમ કરવાને તૈયાર ન હોતો એમ સાફ જણાવી દો કે તમે દેશના ૯૮ ટકાના નહિ પણ બે ટકાનાજ હિમાયતી છો. એ બન્નેનું હિત એક સાથે સાધી શકાશે એવી ભ્રમણા ફેલાવાનું હવે માંડીવાળો કેમકે એ હિતો પરસ્પર વિરોધી છે એ વાત તો હવે સહુ કોઇ સમજતું થઇ ગયું છે. આ સાફ વાતનો જવાબ મહાસભા શો વાળશે તે હવે જોવાનું રહે છે.

પંડીત માલવીઆની કોમીચુકાદા વિરોધી પરિષદ તો એ ચુકાદાનો મહાસભાએ વિરોધ કરવો જોઇએ એવો ઠરાવ પસાર કરશે અને તેનાં સમર્થનમાં રજુ કરી શકાય એટલાં બધાંએ કારણો શોધી કાઢશે. પણ મહાસભાને હાથે એ વલણનો સ્વીકાર થાય એવો સંભવ જણાતો નથી જો મહાસભા એ વલણ અખત્યાર ન કરે તો રાષ્ટ્રવાદીઓ શું કરવાના છે એ પણ જોવાનું રહે છે.

મહાસભા આગળ આજે ઘણાએ અગત્યના મુદ્દાઓ પડેલા છે. એ મુદ્દાઓની સંખ્યામાં મહાત્મા ગાંધીએ પોતાનાં બે નિવેદનો મારફત બીજા અનેક મુદ્દાઓ ઉભા કરીને વધારો કર્યો છે. ઉપરાંત પોતાની નિવૃત્ત થવાની ડાંગ તો એમણે મહાસભા પર તોળી જ રાખી છે. આ સ્થિતિમાં ઘણાખરા પ્રતિનીધિઓનું ધ્યાન ગાંધીજીનાં વ્યક્તિત્વની આસપાસ વિંટળાઇ રહ્યું છે. ગાંધીજીની નિવૃત્તિની યોગ્યાયોગ્યતા વિષે અહિં કંઇ કહેવાનું નથી કેમકે એ સબંધી કંઇક નિર્ણય થયા પછીજ તેનું મૂલ્ય આંકવાનું વધુ યોગ્ય થઇ પડશે. પરંતુ ગાંધીજીએ આ રીતે જે ધાંધલ ઉભી કરી છે તેને પરિણામે ઘણાએ અત્યંત અગત્યના મુદ્દાઓ પરથી લોકોનું ધ્યાન આડે માર્ગે દોરવાઇ જવાનો સંભવ છે. મહાસભાનું ધ્યેય સ્પષ્ટ કરવાના, સમાજવાદી પક્ષ પ્રત્યે તેની વલણ મુકરર કરવાના, ધારાસભાને લગતી પ્રવૃત્તિની દિશા મુકરર કરવાના એ બધાએ અગત્યના મુદ્દા છે. પરંતુ એ સહુથી વધારે અગત્યનો મુદ્દો તો રાજસ્થાનીઓ પ્રત્યે મહાસભાની વલણ સ્પષ્ટ કરવાનો છે.

આ પ્રશ્ન સહુથી અગત્યનો તો એટલા માટે છે કે હિન્દની પાંત્રીસ કરોડની વસ્તી-

માંથી આઠ કરોડની વલણુ દેશની સ્વતંત્રતાની લડત તરફ કેવી જાતની રહેવાની છે તેનો નિર્ણય એ ઉપરથી થવાનો છે. એટલું જ નહિ પણ મહાસભા રાષ્ટ્રનાં અનિબંધ ઐક્યના આદર્શને કેટલેક અંશે વફાદાર છે તે તેના પરથી સાફ જણાઈ આવશે. આ કારણથી મહાસભાના સ્થાપિત આગેવાનો–ખાસ કરીને ગાંધીજી–આ વિષયમાં શું ધારે છે અને રાજસ્થાની પ્રજાજનો મહાસભા પાસે શું માગે છે તે પહેલાંથી સમજી લેવાની જરૂર છે.

ગાંધીજી રાજસ્થાનોના વિષયમાં મહાસભાએ દખલગીરી ન કરવી જોઈએ એવા સિદ્ધાંતમાં માને છે. તેઓ સાથે એમ પણ માને છે કે મહાસભાની એ સ્થાપિત નીતિ છે. રાજસ્થાનોના વિષયમાં ખાસ રસ લેનારા આગેવાનો શ્રી. પટવર્ધન, કેલકર વગેરે મદ્રાસ અને કલકત્તા મહાસભાના ઠરાવોને આગળ ધરીને અને શ્રી. અભ્યંકર મહાસભાનો આખો ઈતિહાસ વર્ણવી બતાવીને એમ સાબીત કરી આપે છે કે ગાંધીજીની એ પાછલી માન્યતા તદ્દન પાયા વિનાની છે. પરંતુ એ તકરારમાં ઉતરવાની જરૂર આજે રહી નથી. આપણી નજર સામે આટલાં તત્વો મોજુદ છે રાજસ્થાનીઓ મોટી સંખ્યામાં મહાસભાના સભ્યો બને છે અને મહાસભાની પ્રવૃત્તિ અને લડતમાં ઘણો જ સક્રિય ભાગ લે છે. બીજે પક્ષે મહાસભાના પ્રતિષ્ઠિત આગેવાનો–ગાંધીજી અને વલ્લભભાઈ સુદ્ધાં–રાજસ્થાન પ્રજા પરિષદોના પ્રમુખ થઈ ચૂક્યા છે. એટલે મહાસભાની વલણુ અત્યારસુધી તદ્દન બીન દરમ્યાનગીરીની તો નહોતી જ. પરંતુ હવે મહાસભા એ બાબતમાં સાફ શો ખુલાસો કરે છે તે જોવાનું રહે છે. માનવાને કારણ છે કે ગાંધીજી જે વલણની હિમાયત કરે છે તેને ટેકો આપનારા મહાસભાવાદીઓ ઘણા છે.

રાજસ્થાનીઓની માગણી એવી છે કે મહાસભા પોતાનું સઘળુંએ ધ્યાન રાજસ્થાનોની અંદર ચાલતી પ્રવૃત્તિઓમાં દોરે એમ કોઈ માગતું નથી. પરંતુ જ્યારે રાજસ્થાનીઓ પોતાનું ધ્યેય શાંત અને કાયદેસરના ઉપાયો મારફત સિદ્ધ કરવાને મથામણ કરતા હોય ત્યારે મહાસભાએ પોતાનાથી બનતી મદદ તેને કરવી જોઈએ. ટુંકામાં તે તે સ્થળોની મહાસભા સમિતિઓની એવા પ્રયત્નોમાં સલાહ, સ્હાનુભૂતિ અને શક્ય હોય તેટલી મદદ હોય.

માનવાને કારણ છે કે રાજસ્થાનીઓની આટલી માગણી સ્વીકારવાને મહાસભા તૈયાર થશે. જો નહિ થાય તો આઠ કરોડ રાજસ્થાનીઓનો સહકાર સાથ એ ગુમાવશે એટલું જ નહિ પણ એક રાષ્ટ્રીય સંસ્થા તરીકેની તેની પ્રતિષ્ઠાને ભારી ફટકો પડશે. રાજસ્થાની જનતા મહાસભાના નિર્ણયની આતુરતાપૂર્વક રાહ જોશે

મહાસભા મળવાને પ્રભાતે આ વસ્તુસ્થિતિ છે. દેશને મળવાના રાજકીય સુધારાઓનું આકાશ છેક જ કાળું છે. અને દેશની પાયમાલી અટકાવવા માટે સ્વતંત્રતા હાંસલ કરવાનું જે બળ જોઈએ તેનો તેની પાસે અભાવ છે. એ બળ ઉત્પન્ન કરવાને માટે જે કાર્યક્રમ યોજવો જોઈએ તેમાં પણ મહાસભાના સ્થાપિત આગેવાનોની મવાળ મનોદશા વિઘ્નો નાખ્યા વિના રહે તેમ નથી. આ સ્થિતિમાં પરાજયમાંથી વધુ પરાજય તરફ કે પરાજયમાંથી વિજયની દિશામાં; એ પ્રશ્નનો જવાબ આગામી મહાસભાને આપવાનો રહેશે.



વર્ષ : ૭ મું. નવયુગ અંક : ૭ મો.

# સંપાદકની સાથે—

મહિનો દિવસ સુધી જેની સાથે એક યા બીજાં સ્વરૂપે પરિચય સાધ્યો હોય એ સાહિત્ય સાથે છેલ્લી વિદાય લેતી આ નોંધ લખતી વખતે સામે પડેલા ફરમાઓ પર નજર નાખતાં એક પ્રકારનો સંતોષ થાય છે. 'નવયુગ'ના આ વખતના ઘણાખરા લેખો મને ગમે છે એટલે વાંચકોને પણ પસંદ પડશે એવી આશા રાખી શકાય.

આ વખતે 'નવયુગ'માં લેખોની સંખ્યા ઓછી છે, કારણ કે ઘણાખરા લેખો પ્રમાણમાં લાંબા છે. સામાન્ય રીતે લેખની લંબાઇ તેનાં વાંચનની શકયતાને ઓછી કરી નાખે છે. આ વખતના લેખોની બાબતમાં તેમ બનવા ન પામે એમ હું ઇચ્છું છું. એ બધાએ લેખોમાં સરસ સત્વ છે એમ વાંચનને અંતે વાંચકને ખાત્રી થયા વિના રહેશે નહિ.

રાજકારણ પર આ વખતે બેજ લેખો છે. અને તે બન્ને હિન્દી રાજકારણ પર. આંતરરાષ્ટ્રીય રાજકારણમાં આટલા વખતમાં ઠીક ઠીક ઘટનાઓ બની ચૂકી છે, ખાસ કરીને જગતના મજૂરપક્ષ તરફ તે તે દેશોના રાજકર્તાઓની વલણમાં હાલ જે ફેર પડયો છે તેનાં અર્થ-ગૌરવની નોંધ લેવાવાની ખાસ જરૂર હતી. પરંતુ આ વખતે હિન્દનાં રાજકારણમાં ચિરંજીવી બની જાય એવી મહાસભા ઉપર આવે છે એટલે તેને લગતી બાબતો છેડવાની જરૂર વિચારી આંતરરાષ્ટ્રીય રાજકારણનો એ લેખ પડતો મુકાયો છે. આવતા અંકમાં તે આપવાની ઉમેદ છે.

આ વખતે તો "મહાસભાનો માર્ગ" અને "મુંબાઇ મહાસભાને પ્રભાતે" એટલે પસાર થએલા માસનું રાજકારણ એ બે જ, સમકાલીન રાજકારણની સમાલોચના કરતા લેખો આપવામાં આવ્યા છે.

"મહાસભાનો માર્ગ" એ લેખ જરૂર વાચી જવાની હું વાંચકોને ભલામણ કરું છું. એ લખનાર મહાશય "એક મહાસભાવાદી" એવાં સાદાં તખલ્લુસથીજ સંતોષ માને છે એ વસ્તુ લખાણ તરફ વાંચકની ઉપેક્ષાનાં કારણરૂપ ન બનવી જોઇએ. રાજકીય સાહિત્યનો મને જે થોડો ઘણો અભ્યાસ છે તેને અંગે હું જરૂર એમ

કહી શકું છું કે આ જાતનું રાજકીય વિજ્ઞાન આપણે ત્યાં હજુ બહુ ઉભું નથી થયું. માર્કસવાદની દૃષ્ટિએ એ લેખ લખાયો છે પણ તેમાં બતાવવામાં આવેલી રાજકીય સમજણ અને કાર્યસાધક દૃષ્ટિ બહુજ ઓછા માર્કસવાદીઓમાં હોય છે. આ કારણથી વાંચકો એ જરૂર વાંચે.

'પસાર થતા માસનું રાજકારણ' એ તંત્રીસ્થાનેથી લખાતું 'નવયુગ'નું કાયમી તત્વ છે. પરંતુ આ વખતે તેમાં માત્ર પસાર થએલા માસનાં રાજકારણનું અવલોકન કરીને જ સંતોષ નથી પકડયો. મહાસભા આગળ કેવી સમસ્યાઓ પડી છે, તેમાં કયાં બળો કઇ કઇ દિશામાં કામ કરી રહ્યાં છે, મહાસભાએ તે બધાંની સાથે કેવી રીતે કામ લેવું જોઇએ અને વાસ્તવિક રીતે શું બનશે એ બધી બાબતોનું વિશાસૂચન એ લેખમાં કરાયું છે.

સામાન્ય રાજકારણને લગતા બીજા બે લેખો પણ આ વખતે આપવામાં આવ્યા છે. એક લેખ છેઃ "મોતના સોદાગરો." હથિઆરો બનાવનારી પેઢીઓ પોતાના માલ ખપાવવાને માટે કેવી હરામખોરીનો આશ્રય લે છે અને લડાઇને નજીક આણવામાં કેવી રીતે સહાયભૂત થાય છે તે ખુલ્લું પાડનારાં બે પ્રમાણભૂત પુસ્તકો હમણાં અંગ્રેજી ભાષામાં પ્રગટ થયાં છે. એ પુસ્તકોનો સાર આ લેખમાં આપવામાં આવ્યો છે.

"મુંઝવતા સવાલોનો સરળ ઉકેલ" "નવયુગ"નું કાયમી તત્વ છે. તેના તરફ વાંચકોની પસંદગી ચાલુ જ છે એટલે એ જ્યાં સુધી ચાલુ રહેશે ત્યાં સુધી તે આપતા રહીશું. આ વખતે એ લેખમાં અમેરિકાને લગતા કેટલાક સવાલ જવાબો આપવામાં આવ્યા છે.

"મુડીવાદ વિરૂધ્ધ સમાજવાદ" એ સમાજશાસ્ત્રને લગતો વિચારપ્રેરક લેખ છે. એના લખનાર શ્રી. માણેકલાલ વકીલ સમાજશાસ્ત્રની જુદી જુદી પધ્ધતિઓના સારા અભ્યાસી છે. સમાજશાસ્ત્ર એમ શીખવે છે કે ચોક્કસ સામાજીક સંસ્કૃતિઓ તે તે વખતના ઉત્પાદનનાં અને વિનિમયનાં સાધનોને અનુરૂપ રચાય છે. એ દ્રષ્ટિને લક્ષમાં રાખીને પ્રસ્તુત લેખમાં હાલની મુડીવાદી સંસ્કૃતિ નીચે આર્થિક વ્યવસ્થા અને સામાજીક સંબંધો અને સંસ્થાઓ કેવી જાતનાં છે તે બતાવવામાં આવ્યું છે, અને એ જ દ્રષ્ટિએ સમાજવાદી સંસ્કૃતિ કેવી હોય તે બતાવવામાં આવ્યું છે. એ બન્ને પદ્ધતિઓનું સ્વરૂપ વાસ્તવિક રીતે કેવું છે તે જાણવાની જેમને ઇચ્છા હોય તે સહુ એ ટુંકો પણ ખુબ માહિતી પુરી પાડનારો લેખ વાંચી જાય.

સામાજીક વિષયોને લગતા બે લેખો આ વખતે આપવામાં આવ્યા છે. "હીંદી સ્ત્રીઓના કાયદેસર હક્કો"ની લેખમાળાનો એક વધુ હપ્તો આ વખતે આપવામાં આવ્યો છે. આ લેખમાં સ્ત્રીઓને આજીવિકા અને મીલ્કતને લગતા શા અધિકારો છે તે બતાવવામાં આવ્યું છે.

બીજો લેખ ગામડાંના આરોગ્યને લગતી લેખમાળાનો છેલ્લો હપ્તો છે. આપણાં ગામડાંઓમાં દર ચોમાસાને અંતે મલેરીઆનો ઉપદ્રવ ફાટી નીકળે છે તે અટકાવવાના ઉપાયોની ચર્ચા એ લેખમાં કરવામાં આવી છે.

હળવાં સાહિત્યનું પલ્લું આ વખતે જરા વધારે વજનદાર બન્યું છે. આ અંકમાં ચાર કાવ્યો આપવામાં

આવ્યાં છે. "નવયુગ"નું કાવ્ય સાહિત્ય ધીમે ધીમે સુધરતું જાય છે એ વાતની તેઓ વાંચકોને ખાત્રી કરાવી આપશે એવી આશા છે.

"ઉંદરનું ખોદેલ" અને "અપાર્થિવ પિતા" એ બન્ને વાર્તાઓ સારી છે. પહેલી વાર્તામાં સાહિત્ય જગતમાં ઘણી વખત બન્યા હોવાનું કહેવાય છે એવા એક કીસ્સાને વાર્તાના રૂપમાં ગુંથી લેવામાં આવ્યો છે. બીજી વાર્તા પ્રખ્યાત રશીઅન નવલકથાકાર તુર્ગનેવની એક વાર્તાનું ભાષાંતર છે. એટલે એની ભલામણ કરવાની જરાએ જરૂર ન હોય.

આ અંકમાં ત્રણ હળવા નિબંધો આપવામાં આવ્યા છે. "ચીડીઆં લોકો" અને "જીવનમાં રંગોનું મહત્વ" એ બે તો ખરેખર હળવા નિબંધોજ છે. પણ ત્રીજા "નેતાવા"ને કેવળ હળવા નિબંધ તરીકે ઓળખાવવાનું પાલવે તેમ નથી.

"નેતાવા" એ શ્રી. ગગનવિહારી મહેતાના—Leaderopsis—શિર્ષક અંગ્રેજી નિબંધનું ભાષાંતર છે. ભાષાંતર સંભાળપૂર્વક કરવામાં આવ્યું છે છતાં અંગ્રેજીની ખુબી ગુજરાતીમાં નથીજ આવી શકી. છતાં એ આપવામાં આવ્યું છે તેનો એક બીજો પણ હેતુ છે. શ્રી. ગગનવિહારીનાં તાજેતરમાં બહાર પડેલ પુસ્તક "from wrong angles" નામના પુસ્તકનું અવલોકન સાહિત્ય વિભાગમાં આપવામાં આવ્યું છે. એ લખાણમાં હાસ્યરસના લેખક તરીકે શ્રી. ગગનવિહારીની કલા વિષે ચોક્કસ વિધાનો કરવામાં આવ્યાં છે. તે વિધાનોની યથાર્થતા અમુક અંશે પણ સમજાય એ ઉદ્દેશથી એ નિબંધ આપવામાં આવ્યો છે. ઉપરાંત મારી તો એ માન્યતા છે કે ગુજરાતમાં હાલ જે હાસ્યરસના લેખો પ્રગટ થાય છે તેના કરતાં આવા ભાષાંતર કરાએલા લેખો આપવામાં પણ કાંઇ ખોટું નથી. એ અવલોકન અને એ નિબંધ તરફ હું વાંચકોનું આગ્રહપૂર્વક ધ્યાન ખેંચું છું.

"સંચય"નાં મથાળાં હેઠળ આવતાં લખાણો 'નવયુગ'ના વાંચકો કાયમ વાંચતાં રહે. એ વિભાગમાં સમકાલિન વિચારોનાં પુલો રજુ કરવાનો પ્રયાસ કરવામાં આવે છે. આ વખતે એ વિભાગમાં શ્રી. 'સ્નેહરશ્મિ'નું એક કાવ્ય આપ્યું છે.

સાહિત્ય વિભાગમાં પ્રગટ થતાં અવલોકનો વિષે પહેલી અને છેલ્લી વખતને માટે થોડો ખુલાસો કરી લેવાની જરૂર છે. એ કોલમોના લખનારને, ચોકકસ કારણોસર, આપણાં સાહિત્ય જગતના સિતારાઓ સાથે ઘણોજ ઓછો—લગભગ નહિ—જેવો—પરિચય છે અને અંગત સબંધ તો નથીજ. એટલે જે અવલોકનો લખાય છે તેને મૂળ પુસ્તકોના લેખકોનાં વ્યક્તિત્વ સાથે કંઇ લાગતું વળગતું હોતું નથી. આ કારણથી કોઇપણ અવલોકનમાં પુસ્તકનાં અવલોકન દરમ્યાન લેખક વિષે સારા નરસા શબ્દો લખાઇ ગયા હોય તો તેમાં તેવા આદમીઓએ અંગત પૂર્વગ્રહ કે સુગની ગંધ ન સેવવી. ઉપરાંત એ અવલોકનો જે દ્રષ્ટિએ લખાય છે તે ગુજરાતી અવલોકન સાહિત્યના જગતમાં નવી જેવી છે એટલે એ રીતે લખાએલાં અવલોકનો પુસ્તકનાં સાંપ્રદાયિક—coventional—મૂલ્યને બાધકર્તા છે એમ કોઇ ન માને.

અને છેલ્લે થોડું આ અંકમાં પ્રગટ થતાં એક જ ચિત્ર વિષે. હરી-

એટ ડ્રીશમુથ નામક એક શિલ્પીની કલાકૃતિનો એ ફોટોગ્રાફ છે. તેનું અસલમાં "યૌવન" નામ રાખવામાં આવ્યું છે અને તે અહિં પણ જાળવવામાં આવ્યું છે. ગહનતાવાદીઓ—mystics—ની દૃષ્ટિએ તૈયાર કરવામાં આવેલું યૌવનનું એ મૂર્ત સ્વરૂપ છે. પાતળી, સ્નાયુબદ્ધ દેહયષ્ટી, ચામડીની સજીવતા, સ્નાયુઓની સ્થિતિસ્થાપકતા અને દૃઢતા એ બધું એમાં દર્શાવાયું છે. યૌવનનાં એ બધાં સર્વમાન્ય લક્ષણો છે. જાણે પંખી ઉડવાની તૈયારી કરતું હોય, દીપડો જાણે છલંગ મારવાની તૈયારી કરતો હોય, એવી આસનની છટા અને પ્રગતિપ્રિયતા અને સરળ લક્ષ્યગામિતાનાં પ્રતિકરૂપે દર્શાવાએલા સીધા, પાતળા આગળ ધરેલા હાથ એ યૌવનની શ્રદ્ધામય સાહસિકતા અને પ્રવૃત્તિપ્રિય, ચૈતન્યપણું દર્શાવે છે. પરંતુ મોઢાં પરનું ભાવ નિરૂપણ જુઓ, અને માથાં પર ઇજીપ્શીઅન શીલ્પની યાદ આપે એવી જટાની રચના જુઓ: એ બન્ને માનવાતા કરતાં અપાર્થિવતા બતાવવા માટે યોજાયાં હોય એમ સાફ જણાઇ આવે છે. યૌવન કેવળ શરીરનો નહિ, સ્વભાવનો, ઇચ્છાશક્તિનો સવાલ હોય, માણસ માત્રનો અંગત પ્રશ્ન હોય એવી શિલ્પીની વલણ છે એમ જણાઇ આવ્યા વિના રહે તેમ નથી.

યૌવનની આ ભાવના વિરૂદ્ધ આજના જમાનાના—ક્રાંતિકારી માનસવાળા—કલાકારોની યૌવનની ભાવના કેવી છે તે બતાવવા માટે એક સોવિએટ કલાકારનું યૌવન નામનું ચિત્ર 'નવયુગ' નાં પુઠાં પર આપવાનો ઇરાદો હતો પણ મારી સરતચુકથી એ ચિત્ર કોઇક એવી જગ્યાએ મુકાઇ ગયું છે કે હાથ લાગ્યું નથી. બનશે તો 'નવયુગ'ના હવે પછીના અંકમાં તે રજુ થશે. તે દરમ્યાન એટલું કહી લેવું રહ્યું કે યૌવનનાં શારીરિક પ્રતીકનાં નિરૂપણમાં તો આ ચિત્રમાં બતાવવામાં આવ્યું છે તેનાથી જુદા પ્રકારનું નિરૂપણ સંભવતું નથી.

'નવયુગ'ના વાંચકો આ અંક પર પણ પોતાનો અભિપ્રાય જણાવવાની તસ્દી લેશે તો ઉપકાર થશે.

પરમતી સ્વ. પતિનશ્રીના સ્મરણાર્થે
શ્રી ફાર્બસ ગુજરાતી સભાને
શ્રીયુત દાહ્યાભાઇ આણંદજી ચાવડા
તરફથી સવિનય સપ્રેમ ભેટ.

તૈયાર થઇ રહ્યો છે--

રસ
કલા
સાહિત્ય
ના
અનેરા થાળ
સમો

# હિન્દુસ્થાન પ્રજામિત્ર
# દીપોત્સવી અંક

જે—
આવતી કાલની દુનિયાના
પ્રતિબિમ્બ ઝીલે છે.

જેને—
પાને પાને પ્રેરણા, કલા,
રસ અને સાહિત્ય ઝરે છે—

એક નહિ
પણ અનેક **કલાકૃતિઓ**

માત્ર રૂ. ૧-૦-૦

**નવયુગ**

ના ગ્રાહક થનારને ખાસ લાભ—
હમણાંજ નામ નોંધાવનારને
૦-૧૨-૦ માં મળશે પોસ્ટેજ વધુ

લેખકઃ એક મહાસભાવાદી

# મહાસભાનો માર્ગ

દિલ્હી ખાતે કેટલાક મહાસભાવાદી આગેવાનોએ પરિષદ ભરીને સ્વરાજ પક્ષ ફરી સજીવન કરવાનો નિર્ધાર કર્યો એ એમ બતાવી આપે છે કે મહાસભા ચોક્કસપણે મવાળવાદ તરફ ઢળી છે. એ પરિષદમાં મહાસભાના પ્રતિષ્ઠિત આગેવાનોની સારી સંખ્યા હાજર હતી. એટલા માટે તેમણે કરેલો એ નિર્ધાર મહાસભાનાં આગેવાન મંડળનાં માનસનું સાચું પ્રતિબિંબ છે એમ કહેવામાં જરાએ અયોગ્યતા રહેતી નથી ઉપરાંત વધારેમા વધારે આશાવાદી માણસ પણ આશા રાખી શકે તેના કરતાં વધારે ઝડપથી ગાંધીજીએ એ નિર્ધાર પર પોતાના આશિર્વાદ વરસાવી દીધા. મહાત્માનું આ પગલું હજુ પણ સવિનયભંગની નાદાર નીતિને વળગી રહેનારા મુઠ્ઠીભર મહાસભાવાદીઓની વલણને છેક જ અર્થહીન બનાવી મૂકે છે

ફરીને એક વાર મહાસભાનાં રાજકારણમાં આ અગત્યનો ફેરફાર કરતી વખતે મહાસભાના સામાન્ય અનુયાયીઓના મતની ઉપેક્ષા કરવામાં આવી. ફરીને એક વાર મહાસભાના સામાન્ય અનુયાયીઓની ભાવનાથી તદ્દન જુદી જ જાતની નીતિ આગેવાનોએ મહાસભાનાં માથાપર ઠોકી બેસાડી. સામાન્ય જનતા, મહાસભાના સામાન્ય સભ્યો અને મહાસભા તરફ સહાનુભૂતિ ધરાવતાં બીજાં તત્વો તો એક બાજુ રહ્યાં પણ મહાસભાના નાના નેતાઓનો પણ આવા નિર્ણયાત્મક અને વિઘાતક નિર્ધારના ઘડતરમાં ભાગ લેવાનો હક્ક

> **આજે મહાસભા**
> અધોગતિ અને પ્રગતિના માર્ગોને તરભેટે આવીને ઉભી છે. પહેલો માર્ગ ધીમી પ્રગતિનો, સુધારાનો છે એવી ભ્રમણા કોઇ ન સેવે; એ માર્ગ શાહિવાદને શરણે થવાનો—અધોગતિનો છે. બીજો માર્ગ આમવર્ગની આર્થિક માગણીઓના પાયા પર રચાએલ ક્રાન્તિકારી ચળવળનો છે. આ આ સિવાય ત્રીજો માર્ગ જ નથી. શા માટે? કારણો શાં? ઉપાયો શા? આ બધા પ્રશ્નોના જવાબ મહાસભાવાદી બહુ જ સરળ અને સ્પષ્ટ રીતે આપે છે. માટે જ રાજકારણમાં રસ લેનાર કોઈ માણસ આ લેખ વાંચવા ન ચુકે.

ખસતો જ કરવામાં આવ્યો. લોકશાસન અનુસાર ચાલતી અને દેશમાં લોકશાસનના પાયા નાખવાની ઉમેદ સેવતી એક ચળવળ—મહાસભા—ના એ આગેવાનોને લોકશાસનના એ સામાન્ય સિદ્ધાંતની પણ જરાએ પરવા નહોતી. અને એ યાદ રહે કે આ માત્ર હકના સિદ્ધાંત પુરતી જ તકરાર નથી અનુભવે એમ સાફ બતાવી આપ્યું છે કે જ્યારે જ્યારે મહાસભાના આગેવાનોએ આમવર્ગ અને સામાન્ય અનુયાયીઓને વિશ્વાસમાં લીધા વિના અથવા તેમના અભિપ્રાય અને ભાવનાની અવગણના કરીને અગત્યના નિર્ણયો કર્યા છે ત્યારે ત્યારે એ નક્કી કરાએલી નવી નીતિ આગલી નીતિના કરતાં પણ વધારે નિરર્થક અને નુકશાનકારક માલુમ પડી છે. જૂનો સ્વરાજપક્ષ નામમાત્રથી ઉદ્દામ રહ્યો હતો બાકી તો એ બંધારણ-વાદના વંધ્ય વગડામાં ભટકવા લાગ્યો હતો અને છેવટે ગોળમેજી પરિષદ માટેની ભૂમિકા તૈયાર કરવામાં જ એ પરિણામ પામ્યો. અને પછી તેણે પોતાની વાંઝણી કારકીર્દિનો આપમેળે અંત આણ્યો. બારડોલીના ઠરાવે એક ઉધરતી લડતને મારી નાખી. દીલ્હી ખાતે જે ઠરાવો થયા હતા તે મહાસભાની નિર્બળતાના સૂચક પુરાવારૂપ હતા. એ બધા નિર્ણયો કેવળ બીનજવાબદાર અને તેથી આપખુદ નેતા મંડળનાં મનસ્વી પગલાંરૂપ હતા. એ બધાં પગલાં સામટે સરવાળે મહાસભાને નુકશાનકારક નીવડયાં. એ કડવા અનુભવે આપણને એટલું તો જરૂર શીખવ્યું હોવું જોઇએ કે આગેવાનો ભૂલથી પર છે એવો આંધળો વિશ્વાસ તેમનામાં આરોપવો એ નરી મૂર્ખાઇ છે. નેતાઓએ આમવર્ગની—લોકસમુદાયની ભાવના સમજી જઇને તે અનુસાર જ દોરવણી આપવી જોઇએ. જો એમ ન થાય તો પરિણામ એજ આવે કે કાં તો તેઓ પ્રજાને આડે માર્ગે દોરી જાય અને કાં દગો દે

દીલ્હી ખાતે તે પરિષદ મળી તેના કરતાં તો પુના ખાતે મળેલી પરિષદમાં મહાસભાના અનુયાયીઓનું પ્રતિનીધિત્વ વધારે સારી રીતે જળવાયું હતું. એ પરિષદમાં સ્થાનિક આગેવાનોની હાજરી વધારે પ્રમાણમાં હતી તેથી લોકસમુદાયની ભાવનાનો વધારે સાચો પડઘો એમાં પડયો હતો. અલબત્ત એ વાત ખરી છે કે જે લોકો મહાસભાની તે વખતની નીતિમાં ફેરફાર માગતા હતા (સવિનયભંગ પડતો મૂકવાની હિમાયત કરતા હતા) તેઓએ તેની જગ્યાએ કોઇ વધારે ઉદ્દામ અને વ્યવહારૂ કાર્યક્રમ રજુ કર્યો નહોતો; પરંતુ એટલી વાત તો સ્પષ્ટ છે કે જે લોકો ચાલુ કાર્યક્રમ પડતો મૂકવાની હિમાયત કરતા હતા તેમની ભાવના કોઇ વધારે ઉદ્દામ અને વધારે વ્યવહાર કાર્યક્રમ હાથ ધરવાની હતી. પરંતુ જ્યારે એ કાર્યક્રમ પડતો મુકી નવો કાર્યક્રમ હાથ ધરવાને માટેની એ માગણી લોકસમુદાય તરફથી થઇ ત્યારે મહાત્માએ પોતાની સઘળીએ ઢદપૂર્વક એનો વિરોધ કર્યો. પરંતુ પાછળથી જ્યારે કોઇ પણ જાતનું સીધું પ્રતિનિધિત્વ નહિ ધરાવનારા અમુક આગેવાનો દીલ્હી ખાતે એકઠા થયા અને મહાસભાની નીતિને સમુળગી પલ્ટાવી નાખે એવો નિર્ણય તેમણે કર્યો ત્યારે એ નિર્ણય ગાંધીજીએ ઉતાવળપૂર્વક સ્વીકારી લીધો. આનો આશય સાફ સમજાઇ જાય તેવો છે, અને તે એ જ કે ગાંધીજી વધારે ઉદ્દામ કાર્યક્રમને અપનાવવાની ખાતર સવિનયભંગ પડતો મુકવાને તૈયાર ન

હોતા. પરંતુ જ્યારે મવાળવાદી–બંધારણ–વાદી–માર્ગ તેમને દેખાયો ત્યારે ધારાસભાઓ વિષે અને સવિનયભંગ વિષે પોતાના વિચારોમાં ફેરફાર પડયો નથી એવું બહાનું માત્ર બતાવીને તેમણે તે અપનાવી લીધો. ગાંધીજી પોતાનાં એ પગલાંનો બચાવ ભાષાની ગમે તેવી જાદુગીરીથી ભલે કરે પરંતુ દીલ્હી ખાતે આગેવાનોએ જે ચાલબાજી અખત્યાર કરી છે તે મહાસભાનાં ધ્યેય, કાર્યક્રમ અને સિધ્ધાંતને કોરાણે મુકે છે એ વાત ચોકકસ છે.

આ રીતે લાહોર મહાસભાનો સંપૂર્ણ સ્વતંત્રતાનો ઠરાવ નામમાત્રથી જ ઉભો રહે છે; કરાંચી ખાતે જે "આર્થિક કાર્યક્રમ" મુકરર કરવામાં આવ્યો હતો તે કાગળના ચુંથા જેવો બની રહે છે; અને દેશની આઝાદી માટેની લડતની જગ્યાએ ધારાસભાની અંદરના કામકાજને બહાને શાહિવાદ સાથે હલકી તોડજોડનો માર્ગ તૈયાર થાય છે.

મહાસભાના હાલના સુકાનધારીઓ શ્વેતપત્રનો અસ્વીકાર કરશે; પણ એ તો માત્ર દેખાવ છે. જો સંપૂર્ણ સ્વતંત્રતાના કાર્યક્રમને ગંભીરપણે અમલમાં મુકવાનો જ હોય તો મહાસભાએ શાહિવાદ વિરોધી ક્રાન્તિકારી લડત આગળ ધપાવવાને તૈયાર રહેવું જોઇએ. ગાંધીજીએ બીજી ગોળમેજી વખતે એમ જાહેર કર્યું હતું કે હિન્દ સામ્રાજ્યમાં "સમાન ભાગીદાર" તરીકે રહેવાને તૈયાર છે. એ વખતે ગાંધીજી જે માગતા હતા તે હિન્દના ઉજળીયાત વર્ગો માટે સારા પ્રમાણમાં છુટછાટ જ હતી. આમવર્ગને તેનાથી, કંઇ લાભ નહોતો. અને ગાંધીજીને ખાલી હાથે પાછું ફરવું પડયું તેને માટે રાજ્ય કરનાર વર્ગની અનીચ્છા જેટલે અંશે જવાબદાર હતી તેટલે જ અંશે મહાત્માનો મુત્સદ્દીપણાંનો દયાજનક અભાવ પણ જવાબદાર હતો.

અને હજુ શ્વેતપત્રનો વિરોધ કયા ધોરણે કરવાનો છે એ કોઇ સ્પષ્ટ રીતે કહે છે? એ વિરોધ સિદ્ધાંતનો છે? જો સિદ્ધાંતનો હોય તો શ્વેતપત્ર કે બીજી કોઇ પણ જાતનું બંધારણ બ્રીટીશ પાર્લામેન્ટ ઘડી કાઢે તે હિન્દને–મહાસભાને–માન્ય ન હોઇ શકે. મહાસભા જો તેના સંપૂર્ણ સ્વતંત્રતાના ઠરાવને વફાદાર હોય તો તેણે આત્મનિર્ણયના અધિકાર પર મુસ્તાક રહેવું જોઇએ. પરંતુ મહાસભામાં અગત્યનું સ્થાન ધરાવતા ધારાસભા સમિતિના સભ્યો અને તેમને આશિર્વાદ આપનાર મહાત્માને તો સામ્રાજ્યની અંદર "સમાન ભાગીદારી" મળી જાય તો તેટલાથી પુરતો સંતોષ થઇ જાય તેમ છે. એટલે એ લોકો સંપૂર્ણ સ્વતંત્રતાને નામે ગમે તેટલા સોગન ભલે ખાય પણ તેમણે એ ધ્યેયને છેહ દીધો છે એમ કહ્યા સિવાય ચાલે તેમ નથી. આવા કટોકટીના વખતે સાફ શબ્દો વાપર્યા સિવાય ચાલે તેમ નથી.

ગાંધીજીએ લોર્ડ અરવિન સાથે જે તાબેદારીનું તહનામું કર્યું હતું અને સંપૂર્ણ સ્વતંત્રતાની લડતનો ત્યાગ કરી શાહિવાદ સાથે સાટાદોઠાં કરવાનું એ રીતે જે પગલું ભર્યું હતું તેનું સાચું સ્વરૂપ છુપાવવા માટે કરાંચી ખાતે "આર્થિક કાર્યક્રમ" આગળ ધરવામાં આવ્યો હતો. મહાસભાના ખેલાડી આગેવાનોએ એને સમાજવાદની ઉષા તરીકે ઓળખાવવાનો પ્રયત્ન કર્યો હતો પણ જ્યાં સુધી સંપૂર્ણ સ્વતંત્રતા સિધ્ધ ન થઇ

હોય ત્યાં સુધી સમાજવાદી કાર્યક્રમ અપનાવવાની વાત કરવી એ નરી બાલીશતા છે. કોઇ પણ સાચા સમાજવાદીએ કે ખબરદાર મજૂર આગેવાને એ કાર્યક્રમનો ગંભીરપણે સ્વીકાર કર્યો જ નહોતો. એ રીતે તે વખતે પણ સંપૂર્ણ સ્વતંત્રતાનાં ધ્યેયને ખસતું કરવામાં આવ્યું હતું.

પરંતુ કરાંચી મહાસભાના એ કહેવાતા "આર્થિક કાર્યક્રમ"નો પણ આજે તો કોઇ ભાવ નથી પુછતું. આર્થિક કાર્યક્રમની આજે કોઇ વાત જ નથી કરતું પરંતુ એ યાદ રાખવાની જરૂર છે કે આર્થિક કાર્યક્રમ વિનાનું રાજકારણ હોઈ શકતું નથી. પરંતુ આજે તો મહાસભાના ચાલુ નેતાઓને હિંદના ઉજળીઆત વર્ગોના મતો મેળવી લેવાની તાલાવેલી લાગી છે. એટલે હિંદના આમવર્ગનું ભલું કરવાની શકયતા ધરાવનાર આર્થિક કાર્યક્રમ—સમાજવાદીઓએ રજુ કરેલ અથવા કરાંચી મહાસભાએ મંજુર રાખેલ પણ અપનાવવાને તેઓ જરા પણ તૈયાર નથી

આ સ્થિતિ એમ સાફ બતાવી આપે છે કે આજે મહાસભા એ જુદી જુદી દિશાઓ તરફ જનારા માર્ગોને તરભેટે આવીને ઉભી છે. એક મહાસભાના હાલના નેતાઓ ઇચ્છે છે તે ઉદારમતવાદનો માર્ગ અને બીજો આમવર્ગને માટે હિતકર છે તે માર્ગ. આમવર્ગનું હિત કરવાની શકયતા ધરાવનારો માર્ગ ક્રાન્તિકારી કાર્યક્રમને અપનાવવાનો છે મહાસભાના ચાલુ નેતાઓ અને આમવર્ગના હિતોની વચ્ચે સમાધાન કરવાની શકયતા હવે રહી નથી. જો બીજા ક્રાંતિકારી આગેવાનો મહાસભા મેળવી ન લે તો ચાલુ નેતાઓ આમવર્ગનો દ્રોહ કરશેજ એ ચોકકસ છે. એ દ્રોહને માટે તૈયારીઓ ચાલી રહી છે. એ તૈયારીઓને નકામી બનાવી દેવા માટે આપણે તૈયાર થવું જોઇએ જે નેતાઓ આમવર્ગને મુક્તિને આરે લઈ જવા માગતા જ નથી તેમની નાગચુડમાંથી મહાસભાને મુકત કરવાને આપણે કમ્મરકસવી જોઇએ. મહાસભાને આપણે પરદેશી શહેનશાહ અને દેશી અત્યાચારની બેવડી દિવાલો સામે આક્રમણ કરનાર આમવર્ગની ચળવળમાં ફેરવી નાખવા તૈયાર થવું જોઇએ

મહાસભાની ચાલુ નેતાગીરી સંપૂર્ણ સ્વતંત્રતાનાં ધ્યેયને વફાદાર રહેશે એવી ભ્રમણામાં રહેવાની જરાએ જરૂર નથી. આવી ભ્રમણા વિઘાતક છે. જયારે એક લડતના બધાએ આગેવાનો ધારાસભા અને ચરખાપરસ્તીના કાર્યક્રમને અપનાવી લે ત્યારે આખી સંસ્થાની એ જ નીતિ બની જાય છે. એટલે એ નીતિનો વિરોધ કરવાનું અને તેને આગળ ધરનાર આગેવાનોને દૂર કરવાનું અનિવાર્ય બની રહે છે. આ સ્થિતિમાં નિષ્ફળ નિવડેલ સવિનયભંગની સીધી લડતની હિમાયત કરતા રહેવું એ તો બંધારણવાદ તરફ ઢળેલી નેતાગીરીના હાથમાં રમી જવા જેવું છે છેલ્લી વખતે પણ નાફેરવાદીઓ સ્વરાજવાદીઓના હાથમાં એવી જ રીતે રમી ગયા હતા. એટલે આ વખત ઉદ્દામ કાર્યકરોએ પોતાનો કાર્યક્રમ આગળ ધરી તે મંજુર રખાવવાને મહાભારત પ્રયત્ન કરવો જ રહ્યો.

મહાત્માએ રજુ કરેલ કાર્યક્રમમાં નવું કંઇજ નથી. એ કહેવાતો "રચનાત્મક કાર્યક્રમ" આજે પંદર પંદર વર્ષના પ્રચંડ પ્રયત્નો પછી પણ છેક જ અર્થહીન માલુમ પડયો છે. એ કાર્યક્રમનો જે આર્થિક ભાગ છે તે પ્રત્યઘાતી છે. એને રાજકીય કાર્યક્રમનું નામ આપવામાં રાજ-

કીય શબ્દનું અપમાન સમાએલું છે. આમ-વર્ગમાં રાજકીય ભાન જાગૃત કરવાને માટે તે તદ્દન નકામો છે. એ કાર્યક્રમમાં જો કંઇ રાજકીય તત્વ હોય તો ધારાસભાઓની અંદરની પ્રવૃત્તિ પુરતું જ. એ પ્રવૃત્તિ હિન્દના મૂડીવાદીઓ અને જમીનદારોની સેવા કરવાને જ નિર્માઈ છે. વિશાળ લોકસમુદાયનો એમાં કાંઇ સીધો હીસ્સો નથી. એટલે જનતાની સ્વતંત્રતા માટેની પ્રજાવ્યાપી ચળવળને પડતી મૂકવાની એ ચોક્કસ નિશાની છે. જૂના સ્વરાજ પક્ષના ઇતિહાસ પરથી આપણે નવા સ્વરાજ પક્ષનું ભાવિ જરૂર સમજી શકીએ. એ પક્ષે સ્વતંત્રતા મેળવવાના માર્ગમાં કંઇપણ ઉપયોગી સેવા બજાવી છે એવું કહેનાર માણસે નીચેના સવાલોના જવાબ આપવાને તૈયાર રહેવું જોઇએ. જો એમ જ હોય તો શા માટે એ પક્ષ આપમેળે વિખેરાઇ ગયો? શા માટે ફરીને અસહકારનો આશ્રય લેવો પડ્યો? પરંતુ આ વખતના સ્વરાજ પક્ષમાં એક વધુ ભયંકર શકયતા રહેલી છે. જૂના સ્વરાજ પક્ષની નિષ્ફળતાથી એ વાકેફગાર છે પણ સાથે અસહકારની લડતની નિષ્ફળતાથી પણ તે વાકેફગાર છે એટલે હવે તો કોઈ પણ હિસાબે ધારાસભાઓને વળગી રહેવાનો અને પ્રધાનપદાં સ્વીકારી શાહિસત્તાને હાથે થઇ રહેલાં આ દેશનાં શોષણના ઓજાર બનવાનો એમનો ઇરાદો છે. "ધારાસભામાં કામ કરવાની વૃત્તિ આ દેશમાં હવે કાયમી બની છે" એવા મહાત્માના બનારસ ખાતેના શબ્દોનો આ જ અર્થ છે. અને આ વસ્તુ મહાસભાને હાથે મંજૂર રખાવવાની તૈયારીઓ અત્યારે ચાલી રહી છે. મહાસભાનાં આ મવાળવાદના માર્ગ તરફ થઇ રહેલાં પ્રયાણની ભીતરમાં ગાંધીવાદ રહેલો છે. જો એનો વિરોધ કરવામાં ન આવે તો મહાસભાનાં માથાં પર મવાળવાદ ઠોકાઇ જવાનો અને તેનું નિયત થએલું ધ્યેય અને તેના અનુયાયીઓની ઉદાત્ત ભાવનાઓ ધૂળમાં મળવાનાં. જો એ માર્ગે મહાસભાએ ન જવું હોય તો તેણે બીજો–ક્રાંન્તિકારી–જનતા વ્યાપક ચળવળ અને તેને અનુરૂપ કાર્યક્રમનો માર્ગ ગ્રહણ કરવો જોઇએ. મહાસભાને માટે એ બે જ માર્ગો છે. કાં તો તેણે–હાલની નેતાગીરી તેને દોરવી રહી છે તેમ–શાહિવાદની સાથે સાટાંના માર્ગે જવું–એટલે શાહિવાદની તાબેદારી નોંધાવવી કારણ કે તેની પાસે મહાસભાની શરતો મંજુર રખાવવાનું શકય નથી અને કાં શાહિવાદ સામે પડકાર આપવો. આર્થિક કાર્યક્રમના પાયાપર ઉદ્દામ લોક ચળવળનું મંડાણ કરવું એ પાછલો માર્ગ છે. આ બેની વચ્ચે એકેય વચલો માર્ગ હોવાનું સંભવતું નથી. જેઓને એક યા બીજા કારણથી સવિનયભંગની કાર્યસાધકતામાં હજુ શ્રધ્ધા છે તેઓ જ એ વચલા માર્ગની હિમાયત કરે છે, પરંતુ તેઓ એ વાત ભૂલી જાય છે કે ગાંધીવાદની પ્રત્યાઘાતિ, અશાસ્ત્રીય અને છેક જ વાહિયાત મનોશાસ્ત્રી વિંટાએલો એ સવિનયભંગ માત્ર લોકોની લડાયક શકિતો વેડફી નાખવાનું જ સાધન છે; તે કદિ કાર્યસાધક બની શકે તેમ નથી.

લોકસમુદાયની માગણીઓ મેળવી લેવાનું સારામાં સારૂં સાધન એ લોકોને હાથે લડાતી સીધી લડત જ છે. કારણ કે એવી લડતમાંથી છેવટે બન્ને વિરોધી પક્ષોનાં બળની આખરી કસોટી કરી લેવાનો પ્રસંગ ઉભો થાય છે. આ કારણથી જ લોકોની જે માંગણીઓ પછ-

વાનું લોકવ્યાપક સીધી લડતનું પીઠબળ હોય છે તે માગણીઓ સંતોષવા માટે સત્તાધારી વર્ગ સદા તકેદારી રાખે છે. અને તે પુરવામાં ગમે તેટલી અડચણ તેને નડતી હોય તો પણ જ્યારે એમ જણાય કે હવે અથડામણ અનિવાર્ય થઈ પડી છે ત્યારે એ માંગણીઓ પુરેપુરી નહિ તો અમુક અંશે સંતોષવાનાં પગલાં તો જરૂર લેવાય છે. જ્યારે બળવાની બીક લાગે ત્યારે સ્થાપિત સત્તાઓ છુટછાટો આપવાને તૈયાર થઇ જાય છે. ઇતિહાસનો આ અનુભવ છે એટલે એવી રીતે લાભ મેળવવાની ઇચ્છા રાખનાર પક્ષોએ એ હમેશાં યાદ રાખવું જોઇએ કે તેઓ જે બળ વાપરવા ઇચ્છે છે તે વધારેમાં વધારે અસરકારક હોવું જોઇએ.

આ સ્થિતિ હોવાથી એ લક્ષ્યમાં રાખવાની જરૂર છે કે સવિનયભંગ જો માત્ર અહિંસક જ હોય તો સામા પક્ષને તેનાથી ગભરાવાનું કારણ શું હોઇ શકે ? જ્યારે એક સામુદાયિક લડતને, તેણે સ્વીકારેલી વિચારસરણી અનુસાર, પોતાની પાસે વધારેમાં વધારે અસરકારક હોય એવું બળ વાપરવાની મનાઇ હોય ત્યારે તે ભયંકર નિષ્ફળતાના રૂપમાં જ માલુમ પડે તેમાં નવાઇ શી ? જે લડતમાં પ્રતિપક્ષીનાં ગમે તેવાં પગલાં સામે વેર વાળવાનું જ ન હોય તે લડતથી સામો પક્ષ શા માટે ડરે ? શરૂઆતમાં સરકારને એટલી ખાત્રી નહોતી કે સવિનયભંગની લડત અમુક મર્યાદાઓની બહાર નહિ જ જાય એટલે એને ગભરામણ છુટી હતી પણ જ્યારે એને ખાત્રી થઇ ચૂકી કે એ લડત ગાંધીવાદના નાગપાશમાંથી છુટી શકે તેમ નથી એટલે એણે બેલગામ દમનનીતિનો આશ્રય લઇ તેને છુંદી નાખી.

આજે એ પ્રજાકીય લડત નષ્ટપ્રાયઃ થઇ ચુકી છે તેને માટે સરકારની દમનનીતિ કરતાંયે તેની આંતરિક નબળાઇ–ગાંધીવાદી યંત્રણાઓ–વધારે જવાબદાર છે.

સવિનયભંગની લડત પોતાના આંતરિક વિરોધોના ભારથી જ ભાંગી પડી છે. અને તેની પછવાડે ગાંધીવાદી અહિંસા રહેલી હોવાને લીધે તે હજુ પણ ફરી હાથ ધરવામાં આવે તો જરૂર નિષ્ફળ જ જાય. પરંતુ જો મહાસભા ગાંધીવાદના પક્ષઘાતમાંથી મુક્ત થાય તો માત્ર સવિનયભંગ જ નહિ પણ બીજી ઘણીએ સફળ પ્રવૃત્તિઓના માર્ગ એને જરૂર સુજી આવશે. પહેલાં તો સત્યાગ્રહને પોતાનો રાજકીય ધર્મ–શ્રદ્ધા બનાવવાની જરૂર એને નહિ રહે. મૂળ તો સાનુકુળમાં સાનુકુળ સંયોગો નીચે પણ સવિનયભંગ સફળ થાય કે કેમ એ શંકા ભરેલી વાત છે. તેનું સ્વરૂપ જ એવી જાતનું છે કે શહેરોમાં વસ્તા નીચલા મધ્યમવર્ગના લોકોજ તેને મુખ્યત્વે અપનાવી શકે. કામદારો અને ફીસાનોને તે પોતાના મોહપાશમાં ઝાઝો વખત જકડી શકે નહિ. કેમકે એ લોકો તો પોતાની રોજેરોજની વ્યવહારૂ મુશ્કેલીઓમાં ગુંચવાએલા પડયા હોય છે. પરંતુ આજે તો મહાસભા ગાંધીવાદમાં ગુંચવાઇ પડી છે એટલે સવિનયભંગ સિવાય બીજું કાંઇ એને સુજતું જ નથી. સવિનયભંગની ભાવના જ એવી છે કે આક્રમણાત્મક પ્રવૃત્તિને એમાં અવકાશ ન હોઇ શકે. લડી અને જીતવું એ એનું લક્ષ્ય હોતું નથી. તેનો આદર્શ આત્મદમનનો જ છે. એ આખીએ ભાવના હૈયાદુબળાંપણાંથી ઓતપ્રોત છે. ગુલામી મનોદશાનો એ પડઘો છે.

ખરૂં જોતાં સવિનયભંગની લડતમાં લડાઉ માર્ગે આગળ વિકસવાની શકયતા

ન હોવાને લીધે કાં તો તે નિષ્ફળ નિવડી બંધારણવાદ તરફ પગલાં માંડે છે અને કાં હતાશ બની વીખેરાઇ જાય છે. એ બન્ને વલણો આજે મહાસભામાં સાફ દેખાઇ આવે છે.

આ અવદશામાંથી ઉગરવાનો માર્ગ એક જ છે અને તે એ કે મહાસભાએ નવો અવતાર ધારણ કરવો. મહાસભાના ઇતિહાસમાં નવું પ્રકરણ ઉઘડવું જોઇએ. ક્રાન્તિકારી વિચારસરણીથી પ્રેરાએલ નવી નેતાગીરી, નવો કાર્યક્રમ અને નવી જાતની લડતપદ્ધતિ તેણે અખત્યાર કરવાની રહેશે.

અત્યારના સંયોગોમાં એક એવો કાર્યક્રમ હાથ ધરવાની જરૂર છે કે જેનામાં આમવર્ગમાં રાજકીય જાગૃતિ આણવાની અને મહાસભાનાં બળો અને સંગઠ્ઠનો વધારે મજબૂત બનાવવાની શક્યતા હોય. અત્યારના સંયોગોમાં એ કાર્યક્રમ કેવી જાતનો હોઇ શકે તે મેં અન્ય સ્થળે બતાવ્યું છે.* એ કાર્યક્રમમાં ઉદ્દામ વિચારના મહાસભાવાદીઓને એવી હાકલ પણ કરવામાં આવી છે કે તેમણે પોતાનાં બળો એકદમ સંગઠીત બનાવવાં જોઇએ અને મહાસભાના મવાળ આગેવાનો બંધારણવાદનો પોતાનો જુનો કાર્યક્રમ ફરી સજીવન કરી તે મહાસભા પાસે મંજૂર કરાવી લે તે પહેલાં પોતાનો લોકવ્યાપક ચળવળને પોષક કાર્યક્રમ આગળ ધરી તે મહાસભા પાસે મંજૂર રખાવવાની અને તે કાર્યક્રમને વફાદારી અને ડહાપણપૂર્વક અમલમાં મૂકી શકે એવી નવી નેતાગીરી ઉભી કરવાની તજવીજ તેમણે તાત્કાલિક રીતે હાથ ધરવી. પરંતુ દુર્ભાગ્યે ઉદ્દામ આગેવાનો હજુ જોઇએ તેટલા સજીવ બન્યા નથી. તેઓ ગાંધીવાદના મોહપાશમાંથી અને ચાલુ નેતાઓની ભલી ભાવનાઓના ભ્રમણામાંથી જોઇએ તેટલા મુક્ત થયા નથી. પરંતુ તેઓએ એ બરાબર યાદ રાખવું ઘટે છે કે લોકજાગૃતિના તેઓના કાર્યક્રમને તેઓ મહાસભા પાસે મંજૂર રખાવવામાં નિષ્ફળ જશે તો સ્વતંત્રતાની લડતનું ભાવી જોખમમાં છે. આમવર્ગમાં રાજકીય ભાન જાગૃત કરવું, પછી તેમનું સંગઠ્ઠન કરવું અને તેમની માગણીઓ મેળવી લેવા માટેની લડતને માટે તેમને તૈયાર કરવા એ એક જ વસ્તુ એ જોખમની સામે પ્રતિકારરૂપ બની શકે તેમ છે. જો આવો કાર્યક્રમ હાથ ધરાય તો જ મહાસભામાં નવા પ્રાણ પુરાય. અને તો જ તે સંપૂર્ણ સ્વતંત્રતાનાં પોતાનાં ધ્યેયને વફાદાર રહી શકે અને તેના તરફ સાબુત કદમે પ્રયાણ કરી શકે.

ધારાસભા પ્રવેશની સામે કંઇ વ્યાજબી વાંધો ન હોઇ શકે. ધારાસભાઓનો બહિષ્કાર પહેલેથી જ ભૂલભરેલો હતો. પરંતુ આમ માનીને સ્વરાજ્યવાદીઓ કરે છે તેમ છેક બીજા છેડા ઉપર જઇ ગમે તે રીતે ધારાસભાભક્ત બની જવું એ તો એથીએ વધારે મોટી ભૂલ છે. ફક્ત ધારાસભાઓમાં જવું એનો કાંઈ અર્થ નથી. જો ધારાસભાઓની બહારના એક લડાઉ કાર્યક્રમના એક ભાગ રૂપેજ ધારાસભાની અંદરનાં કાર્યને હાથ ધરવામાં

* જૂઓ ફેબ્રુઆરી માસનાં નવયુગમાં પ્રગટ થએલ "મહાસભાની અગતિ અને તેમાંથી મૂક્તનો માર્ગ." આ લેખ એક છુટાં પુસ્તક રૂપે પ્રગટ થએલ છે અને એક આનાની કીંમતે હિન્દુસ્થાન પ્રેસમાંથી મળી શકે છે.

આવે તો, તે એક ઉપયોગી રાજકીય પ્રવૃત્તિ થઇ પડે. મહાસભાની પાસે એક ચોક્કસ કાર્યક્રમ હોવો જોઇએ. તે કાર્યક્રમને આગળ વધારવા માટે તેણે ધારાસભાઓ અને સ્થાનિક સ્વરાજની સંસ્થાઓનો ઉપયોગ કરવો જોઇએ. આ સ્થિતિમાં ચુંટણી માટેની લડતનો ઉપયોગ સમસ્ત કાર્યક્રમ લોકોને વાકેફગાર કરવાને થવો જોઇએ.

આવી જાતનો કાર્યક્રમ મહાસભા સમક્ષ રજુ થઇ ચૂકેલો જ છે. તેના મુદ્દાઓ ટુંકામાં આ જાતના છેઃ (૧) શોષાએલા અને દબાએલા લોકસમુદાયની ઓછામાં ઓછી માગણીઓ પ્રથમ સ્પષ્ટ રીતે નક્કી કરવી અને પછી તેના પાયા પર દેશભરમાં લોકવ્યાપક પ્રચારકાર્ય હાથ ધરવું. (૨) શ્વેતપત્રનાં બંધારણ સામે સામુદાયિક વિરોધ સંગઠીત બનાવવો; (૩) શ્વેતપત્ર સામેના વિરોધ દરમ્યાન આત્મનિર્ણયના અધિકારથી લોકોને વાકેફગાર કરવા અને તેમને તેના પર મુસ્તાક રહેતા બનાવી દેવા; અને (૪) અને આ જાતની ચળવળ દરમ્યાન લોકોનો જે એકત્રિત ઉત્સાહ અને શકિત જમા થયાં હોય તેનો લાભ લઇ લોકોના આત્મનિર્ણયના અધિકારને અમલમાં મૂકવાને જરૂરી હોય એવાં લોકમંડળો તૈયાર કરવાં.

એ જ કાર્યક્રમને જો જરા વિસ્તારપૂર્વક વર્ણવીએ તો તેમાં ધારાસભા પ્રવેશ અને ખાસ કરીને સ્થાનિક સ્વરાજની સંસ્થાઓ કબજે કરવાના મુદ્દાનો સમાવેશ થાય છે. આ જાતનો કાર્યક્રમ અપનાવ્યા પછી મહાસભાએ એ સાફ સંભળાવી દેવું ઘટે કે જે વ્યકિત કે સંસ્થા ધારાસભા કે સ્થાનિક સંસ્થાઓમાં ચુંટાવા માટે મહાસભાનો ટેકો મેળવવા માગતી હોય તેમણે આ કાર્યક્રમનું બરાબર પાલન કરવું પડશે. આ રીતે મહાસભાના મવાળ આગેવાનોની સહૃદયતા કે નાલાયકાતની બરાબર કસોટી થઇ જશે. કાં તો તેમણે અગાઉથી સ્પષ્ટ કરેલ લોકોની ઓછામાં ઓછી માગણીઓને આગળ વધારવા માટે ધારાસભાઓમાં જવું અને કાં મહાસભા જેવી ક્રાન્તિપ્રિય સંસ્થાનાં ધ્યેયને દગો દેવાની અને તે સાથે જ પોતાને આગળ વધારવા માટે તેનાં નામ અને પ્રતિષ્ઠાનો લાભ લેવાની પ્રવૃત્તિ જતી કરવી. આજે જે લોકો ધારાસભા સમિતિના મહારથીઓ થઇને બેઠા છે તેઓ જો મહાસભાનો આ કાર્યક્રમ મંજુર રાખવાને તૈયાર ન હોય તો તેમને મહાસભાની પ્રતિષ્ઠાનો ગેરલાભ લેવાનો હક્ક ન જ હોઇ શકે. ધારાસભાઓમાં મહાસભાને નામે કામ કરનાર પક્ષને મહાસભાથી જુદું વ્યકિતત્વ ન જ હોવું જોઇએ. મહાસભાના પ્રતિનિધિઓની ધારાસભાઓની અંદરની પ્રવૃત્તિ અને ધારાસભાઓ બહારની મહાસભાની પ્રવૃત્તિ વચ્ચે ભેદ ન હોવો જોઇએ. એક જ સળંગ કાર્યક્રમનાં એ બે અરધીઆં હોવાં જોઇએ.

લોકોમાં પ્રસરેલી નિરાશાથી કોઈ ઉત્સાહી કાર્યકર હતાશ ન બને. એ તો અગાઉ હાથ ધરાએલી નાલાયક સીધી લડતનું ફળ છે. બાકી એ યાદ રાખવું ઘટે કે દેશની આર્થિક સ્થિતિ દિવસે દિવસે ખરાબ થતી જાય છેઃ મધ્યમ વર્ગમાં બેકારી વધતી જાય છે અને આમવર્ગ પાયમાલ થતો જાય છે. સમસમતો આર્થિક અસંતોષ તો ઉભો જ છે અને દહાડે દહાડે વધ્યે જાય છે. એ અસંતોષ આજે સજીવ ચળવળનું સ્વરૂપ લેતો નથી તેનું

કારણ એટલું જ છે કે તેને સરળ રીતે બહાર આવવાની કોઇ દિશા નથી, એ દિશા ઉપર જણાવેલો કાર્યક્રમ આપે છે. તેથી જ તેને આગળ વધારવાના અને લોકોની પાસે પહોંચતો કરવાના પ્રબળ અને પ્રચંડ પ્રયત્નો થવાની જરૂર છે. આ કાર્યક્રમને મહાસભા પાસે મંજૂર રખાવવામાં ઉદ્દામ કાર્યકરો ફાવશે કે નિષ્ફળ જશે તેના પરથી મહાસભાનું ભાવી નક્કી થશે. જો ઉદ્દામ કાર્યકરોમાં નિશ્ચય અને હિંમત હશે, જો તેઓમાં વિચારોની સ્પષ્ટતા હશે તો મહાસભાના સામાન્ય અનુયાયીઓના મોટા ભાગની ભાવનાને રજુ કરતો આ કાર્યક્રમ મહાસભાને હાથે જરૂર મંજૂર રહેવો જોઇએ.

મહાસભાના મવાળ આગેવાનો અને ગાંધીવાદી મધ્યમ માર્ગીઓ પર ઉદ્દામ કાર્યકરો વિજય મેળવે એ ઐતિહાસિક ભાવી છે. મહાસભાની સ્વાતંત્ર્યની લડત આગળ વધારવાની એ અનિવાર્ય શરત છે. આ જાતની લડત સરળ બનવા માટેના બાહ્ય સંયોગો ઝપાટાબંધ પરિપાક પામી રહ્યા છે. પ્રજાનો મોટો ભાગ દરિદ્રતા અને ભુખમરાની છેલ્લી ઉંડામાં ઉંડી ખાણમાં ધકેલાઇ રહ્યો છે. તેમનાં જીવનની સ્થિતિ અસહ્ય બની રહી છે. એક તરફથી આખાં જગતને ભીડો લઇ રહેલી કારમી આર્થિકમંદી અને બીજી તરફથી હિન્દને હિસાબે એ મંદીમાંથી ઉગરી જવાના શાહિસત્તાના પ્રયાસો કોઇપણ જાતની રાજકીય અને આર્થિક છુટછાટો વધુ અને વધુ અશક્ય બનાવી રહ્યાં છે. મુડીવાદીઓના રાષ્ટ્રવાદના, મુડીવાદને માર્ગે હિન્દના વિકાસના આદર્શો —કે જેમાં આજની મહાસભાની નેતાગીરી પોતાનો વિશ્વાસ રાખી બેઠી છે—ધૂળમાં રગદોળાઇ રહ્યા છે. હિન્દી મૂડીવાદીઓ જે પગલાં માગી રહ્યા છે અને જે અમુક અંશે શાહિ સરકાર આપી રહી છે (રક્ષણની જકાતો વગેરે) તે આજે હિન્દી મૂડીવાદને લાભ કરવાને બદલે ચોક્કસપણે નુકશાન કરી રહ્યાં છે. હિન્દમાં મૂડીવાદના વિકાસની અનિવાર્ય શરત એ છે કે હિન્દની બજારોની માંગ વધે. પરંતુ આજે શાહિવાદને હાથે આમજનતાનું જે કારમું શોષણ થઇ રહ્યું છે તે એવી જાતની શક્યતાને અસંભવિત બનાવી મૂકે છે. હિન્દી બજારની માંગ વધવાની શક્યતા પર આજની કારમી વેપારમંદીનું હિમ પડ્યું છે. કહેવાતા રક્ષણ માટે જે જકાતો નખાય છે તે જનતાની ખરીદશક્તિમાં ઓર ઘટાડો કરશે.

આ રીતે હિન્દના આમવર્ગ અને મધ્યમવર્ગની આર્થિક સ્થિતિ સુધરવાની જરાએ આશા નથી. વખત એવો આવતો જાય છે કે તેમને એક બાજુ ભૂખમરો, ભૌતિક અને માનસિક અધોગતિ અને બીજી બાજુ ક્રાન્તિ એ બે વચ્ચે આખરી માર્ગ પસંદ કરી લીધા વિના છુટકો નથી. જો હિન્દને પ્રાચીન ઇજીપ્ત, બાબીલોન વગેરેનો સર્વનાશનો માર્ગ પસંદ ન કરવો હોય તો તેણે પોતાની ગુલામીની, પરદેશી શોષણની અને તેના આશ્રિત રાષ્ટ્રીય અત્યાચારની સાંકળો તોડ્યેજ છુટકો છે.

ક્રાંતિ એટલે શોષક અને શોષિતો વચ્ચે બળની આખરી કસોટી. સાંસ્થાનિક શોષણની સર્વદેશીય અધોગતિકારક સ્થિતિમાંથી સ્વતંત્રતાને મહેલે પહોંચવાનો માર્ગ આમવર્ગની ક્રાન્તિકારી ચળવળમાં જ રહેલો છે. પરંતુ ક્રાન્તિકારી રાષ્ટ્રીય ચળવળમાં આમવર્ગ ભાગ લેતો ત્યારેજ

થાય કે જ્યારે તેમનાં નિત્યનાં જીવનમાં ઉપદ્રવ કરી રહેલ મુશ્કેલીઓને દૂર કરવાની માગણીના પાયા પર ચળવળ ચલાવામાં આવે. આ ચળવળ દરમ્યાન જ આમવર્ગમાં રાજકીય ભાન જાગૃત થાય છે અને ખીલે છે અને પછી તો વિજયની અનિવાર્ય ઇચ્છા એમનામાં આપમેળે પ્રગટે છે. સહન કરવું અને ભોગ આપવો એ મહાસભાનું લક્ષ્ય ન હોઇ શકે. તેનું લક્ષ્ય તો મર્દાનગીભરી લડત અને વિજયજ હોઇ શકે. પોતાનાં હમેશનાં જીવનની જરૂરીઆતમાંથી ઉભા થએલા નાના નાના આદર્શો પ્રાપ્ત કરવાની લડતમાંથી જે અનુભવ મળે તેમાંથીજ રાજકીય સત્તા હાથ કરવાની પ્રાથમિક જરૂરીઆતનું ભાન લોકસમુદાયમાં પ્રગટે. ક્રાન્તિકારી રાજકારણના પાયા નક્કર આર્થીક જરૂરીઆતો પર જ મંડાય.

એટલે જો મહાસભા ગાંધીવાદને છેલ્લી સલામ કરી, સત્તા જીતી લેવાના નિર્ધાર પર મક્કમ ઉભી રહી લોકસમુદાયની ક્રાન્તિકારી શક્તિને સંગઠીત બનાવવાના સુયોગ્ય ઉપાયો શોધી કાઢી તેને માટેની સતત લડત આપવાને તૈયાર નહિ થાય તો મહાસભાના મવાળોની અસર નીચે તે ખંધારણવાદના માર્ગે ઢળી જશે અને શાહિવાદ સાથે શરમજનક તોડજોડનો માર્ગ તે ગ્રહણ કરશે. એનો અર્થ એટલોજ થશે કે મહાસભા એક લોકવ્યાપક ચળવળ તરીકેનો આપઘાત કરશે. સ્વતંત્રતાની લડત એ રીતે દશકાઓ પાછી પડશે. રાષ્ટ્રીય સ્વતંત્રતા માટેની ક્રાન્તિકારી લડતનો વિકાસ અટકી જશે અને હિન્દની જનતાનું અસ્તિત્વ જ ભયમાં આવી પડશે.

થોડાક સડેલા, તરંગી અને ભારોભાર પ્રેલાધાતી ધાર્મિક તરંગોની ખાતર મહાસભાના અનુયાયિઓ દેશના ઉદ્ધારની ક્રાન્તિકારી લડત પડતી મૂકશે? અને નિરર્થક સુધારાવાદી રાજકારણને તેનું સ્થાન લેવા દેશે? ગાંધીવાદી અહિંસાના તૂતની ખાતર સ્વાતંત્ર્યની લડતને ફાંસી દેવાશે? મહાત્મા અને તેમના મુઠ્ઠીભર મુરીદોની ખાતર આમવર્ગને દગો દેવાશે?

આ પ્રશ્નોનો જવાબ દરેક સાચા મહાસભાવાદીએ આગામી મહાસભા દરમ્યાન આપવાનો છે.

# ઉંદરનું ખોદેલ

"સાહેબ, આ બુકનું અવલોકન કરી ગ્યોગ્ય અભિપ્રાય આપવા કૃપા કરશો અને તેનાં પ્રકાશન માટે કંઇ વ્યવસ્થા કરી આપશો તો જીંદગીભર હું આપનો ઋણી રહીશ. મ્હારા રંક પર આપની મહેરબાની છે તેથી આપને તકલીફ આપવા લલચાઉં છું."

એક પંતુજીએ ઉપરના શબ્દો તેના ઉપરી સાહેબને એક બુક આપતા ઉચ્ચાર્યા.

દેવશંકર માસ્તર પંતુજીગીરી કરી અત્યારે પાંત્રીશની વયે પહોંચ્યા હતા. પોતે એક પુસ્તક લખ્યું હતું એ તેના ઓફિસરને બતાવા માટે આવ્યા હતા. એ પુસ્તકનું નામ હતું "ગનીયો ગાડો" એ પુસ્તક પાછળ માસ્તરે અનેક રાત્રિઓના ઉજાગરા વેઠયા હતા. એ પુસ્તક પોતે અઢાર વર્ષની વયથી લખવું શરૂ કર્યું હતું. પરંતુ સંજોગવશાત એ પુસ્તક અપુર્ણું પડયું રહ્યું. તેના પિતાના મૃત્યુબાદ કુટુંબનો બોજો બધો તેના માથે આવી પડયો તેથી એ પુસ્તક લખવાની કલ્પના સ્વપ્નવત્ બની રહી અને પંદર રૂપીયાના પગારથી પંતુજીગીરીમાં દાખલ થયા. પોતાની બુધ્ધિ અપૂર્વ હતી, તેની કાર્યદક્ષતા વખણાતી, પરંતુ જેને સરસ્વતી વરે છે તેને માથે કુદરતી લક્ષ્મી અસંતોષ જાહેર કરે છે. એક તો બીચારાને પંદર રૂપીયાનો મહીનો અને તેમાં સમયના વહેવા સાથે ત્રણ ચાર પુત્રો થયા. પોતાની પત્ની, વૃધ્ધ માતા એ બધાનું પેટ ભરવાનું પોતાને મળતી ટુંકી પગારની રકમમાંથી. અને એ પ્રમાણે સંસારની ગડમથલમાં વર્ષો વિત્યાં પરંતુ તે પોતાના પ્રીય પુસ્તકને ન ભૂલ્યા અને એ પુરૂં કરવા લલચાયા. એ પુસ્તક લખવા માટે કાગળના પૈસા ખરચવા કયાંથી ! એ પ્રશ્ન તેને મુંઝવતો પરંતુ નીશાળની કન્ટીજન્સી મળતી તેમાંથી કરકસર કરી કાગળો બચાવતા અને ફુરસદે લખવા લાગ્યા અને એવીજ રીતે એ પુસ્તક પુરૂં લખાઈ તૈયાર થયું. જે પુસ્તક પાછળ પોતે જીંદગીભર મહેનત લઇ પોતાનો આત્મા રેડયો એ પુસ્તક કેમ પ્રગટ થાય એ વિશે આશાના મિનારા ચણવા લાગ્યા. છેવટ તેનું દિલ તેના ઉપરી

:લેખક:
ધૈર્યચંદ્ર બુદ્ધ

ઓફીસર તરફ ખેંચાયું અને તે માટે કંઇ તેની મદદ યાચવા વિચાર થતાં, એ પુસ્તક લઇ પોતાના ઓફીસર પાસે આમ વિનંતી કરી તે આપણે ઉપર વાંચી ગયા.

ઉપરી સાહેબે એ પુસ્તકનું વિહંગાવલોકન કરી કહ્યું, "પુસ્તક ઘણું સરસ છે. હું વાંચીશ અને પછી તમોને જરૂર તેનો પ્રકાશક મળે એવી વ્યવસ્થા કરીશ. આજથીજ હવે તે માટે તમે નિશ્ચિંત રહેજો. તમે જરા પણ તેની ફીકર નહિ કરતા."

દેવશંકર એ શબ્દો સાંભળતાં આનંદ પામ્યો. ડુબતા માણસને તરણું મળે ને જેવો પ્રસન્ન થાય તેમ શાન્તિ અનુભવતો દેવશંકર રવાના થયો; તેના મુખે સંતોષતાની છાયા છવાઇ ગઇ. સ્મિત વેરતાં મુખે એ ઘેર આવ્યો. પોતાના હૃદય પરનો અમાપ બોજો હલકો થઇ ગયો તેથી તેને પૂર્ણ ઉમંગ ઉલટ્યો. આખી જીંદગીનો અપાર પરિશ્રમ સફળ થશે એ કલ્પનાએ સ્વર્ગસુખ અનુભવવા લાગ્યો.

## [૨]

કેમ દેવશંકર, શું કરો છો ? અત્યારમાં માસ્તરના મિત્ર પ્રેમશંકરે ગૃહમાં પ્રવેશ કરતાં પુછ્યું. પ્રેમશંકરના હાથમાં એક સારાં બાઇન્ડીંગનું પુસ્તક હતું.

"શાનું પુસ્તક છે ?" દેવશંકર માસ્તરે પુછ્યું અને પુસ્તક પ્રેમશંકરના હાથમાંથી લીધું. પુસ્તકનું નામ સોનેરી વર્ક ભરેલા અક્ષરોમાં હતું, "ગનીયો ગાંડો;" અને નીચે લેખક તરીકે પોતાના ઉપરી ઓફીસરનું નામ પણ તેમ જ ચકચકીત સુવર્ણાક્ષરે કોતરાયું હતું. તેણે અવાક્ નેત્રે એ જોયું અને બોલી ઉઠયો "હેં ! હેં ! આ શું ?! મ્હારૂં પુસ્તક ! મેં સાહેબને અવલોકનાર્થે આપ્યું ત્યાં પોતે જ લેખક બની ગયા ! ઓહ" કહેતો જ એ ધરણી પર ઢળી પડયો. તેની આંખે અંધારાં આવવા લાગ્યાં. તેને ધરતી સરી જતી લાગી. માથે આભ તુટી પડયું હોય અને જેવું દુઃખ અનુભવાય તેવું, કાતિલ છુરીના ઘાની વ્યથા જેવું દુખ અનુભવવા લાગ્યો.

પ્રેમશંકરે પવન નાખી પાણી છાંટી તેને પુનઃ શુધ્ધિમાં આણ્યો અને તેને આશા આપવા બોલ્યો "ભાઈ એમાં શું મુંઝાવ છો ? કદાચ પ્રેસવાળાની ભૂલ હશે તમે તેને પ્રકાશક માટે તો કહ્યું હશે અને સાહેબે એનો યોગ્ય પ્રકાશક ગોતી કદાચ પ્રેસમાં મોકલ્યું હોય અને ત્યાં કંપોઝની ભૂલ થઇ હશે તમે ગભરાવ ના, અને તેની યોગ્ય તપાસ કરો."

દેવશંકરે ઘડીભર એ સાચું માન્યું "પરંતુ ઉપરી સાહેબ મને કંઇ પણ નહિ આ કેવી તેની સભ્યતા" દેવશંકરે કહ્યું.

દેવશંકર કપડાં પ્હેરી એ ખુલાસો કરવા આફિસર પાસે જવા રવાના થયો. પ્રેમશંકર તેની ઘેલછા અનિમેષ નેત્રે જોઇ રહ્યો. તે જગત કેટલું સ્વાર્થાંધ છે તે વિચારવા લાગ્યો. એક માણસની જીંદગીભરની કમાણી લુંટી તેને નિશ્વાસ વર્ષાવતો રાખવો અને પોતે આનંદે કીર્તિને વરવું એવી કીર્તિને પ્રેમશંકર શતકોટિ ધિક્કાર વર્ષાવતો ચાલ્યો ગયો.

## [૩]

દેવશંકર વિદ્યાધિકારી સાહેબની કચેરીમાં પ્રવેશ્યો. સાહેબ ત્રણ ચાર મિત્રો સાથે ગપ્પાંમારતા બેઠા હતા. પાસે જ પ્રેસમાંથી આવેલી "ગનીયા ગાંડા"ના પુસ્તકોની નકલોના થોકડા પડયા હતા. દેવશંકરને જોઇ સાહેબ ગુસ્સાથી બરાડયા, "જોતા નથી અત્યારે હું કામમાં છું તે પાધરા કહ્યા કેવરાવ્યા વગર ઘુસી જાવ છો તે ?"

દેવશંકરે એ શબ્દો સાંભળ્યા વગર જ ચોપડીઓ તરફ અંગુલીનિર્દેશ કરતાં કહ્યું,

"સાહેબ આ" તેને વધુ બોલતો અટકાવી ઉપરીએ કહ્યું "નોકરી કરો, એવી નકામી પંચાતી કરોમાં. તમારે કામ હોય તો પછી મળજો. મને અત્યારે બીલકુલ ફુરસદ નથી."

"સાહેબ આપની આવી સભ્યતા, વિવેક? આપ આ વ્યાજબી કરતા નથી." દેવશંકરે કહ્યું.

"હું તમારી પાસે શીખામણ નથી માગતો, તમે જાવ અને મને નિરાંતે કામ કરવા ધો." સાહેબે કહ્યું.

"પરંતુ સાહેબ ભૂલથી લેખક તરીકે...

"એ તમારી ભૂલ હું માફ કરું છું હવે જશો!" સાહેબે કહ્યું.

દેવશંકરે જાણ્યું કે સાહેબની દાનતજ બગડી છે. વિશ્વાસઘાતી સાથે હવે માથાકુટ કરવી તે નકામી છે એમ તેને લાગ્યું. પરંતુ જીંદગીનો આધાર આમ અકાળે હણાશે એવી તેને સ્વપ્નામાંયે કલ્પના નહોતી. રાત્રિભરના ઉજાગરા વેઠી લખેલું પુસ્તક પોતે ગુમાવી બેઠો.

દેવશંકર જે આશાએ અહિં આવ્યો હતો એ આશા તુટી પડી છતાં સાહેબને વિનવવાની ઇચ્છા તજી શકયો નહિ. દેવશંકરે કહ્યું. "મ્હારી કઇ ભૂલ થઇ સાહેબ આપ શાની ભૂલ વિષે કહો છો?"

"હવે જાઇશ! તેં ભૂલો કરવામાં કયાં બાકી રાખી છે, તમોને મળતી કંટીજન્સી કયાં વાપરો છો? નથી તમારા રેકર્ડનો ઢંગધડો, મ્હારે તે તમારી કેટલી બળતરા કરવી, હવે જાવ." સાહેબે કહ્યું.

"પણ સાહેબ મ્હારી શુ...

"હવે તમારી ભૂલ માફ કરૂં છું. જશો માથુ પકાવતા." કંટાળા ભરેલ મુખે સાહેબ કહ્યું.

"પણ હું તો તમને મ્હારી ચો......

"હવે ચોથા ધોરણમાંથી પાંચમામાં બદલી કરીશ! પણ જશો!" સાહેબ વાતને વિરૂદ્ધ રૂપમાં જ ખેંચ્યે જતા હતા. તેને દહેશત હતી કે કદાચ જો મિત્રો મુળ હકીકત જાણી જશે તો પોતે બદનામી ને વરશે.

"પણ સાહેબ, અંધારે સત્ય ડુબે છે." દેવશંકરે ગળગળીત સુરે કહ્યું.

"પણ તમને કહ્યું ને તમારી બદલી થશે, જાવ. તમે સાચા છો, હવે?" સાહેબે કહ્યું. અને પોતે અંદરના રૂમમાં ચાલ્યા ગયા.

દેવશંકરે પાછળથી જોસમાં કહ્યું, "પણ આ બુકમાં ભૂલથી આપનું."...એટલું જ એ બોલી શકયો. સાહેબ અંદર ચાલ્યા ગયા મિત્રો બેસી રહી પુસ્તકો વાંચવામાં જ ધ્યાનસ્થ હતા.

દેવશંકરે ભ્રમિત મગજે માંડ ઘેર પહોંચ્યો. તેને પૃથ્વિ ચકર ચકર ફરતી લાગી ઘેર પોતાની પત્નિને બનેલ હકીકત કહી, આખી જીંદગીનો આધાર પડી ભાંગતાં આશાના મિનારા કડુડુભુસ કરતા તુટી પડયા અને તેનાં હૃદયે સખ્ત આંચકો અનુભવ્યો. તેનું હૃદય ધવાયું અને ધબાક દેતો મૂર્છા ખાઇ પૃથ્વી પર પડયો. તેના પંદર વર્ષના પુત્રે તેને ઉભો કર્યો પરંતુ તેની કાયા શબવત્ બની ગઇ. નિષ્પ્રાણ હાડપીંજરની ફાટી ગયેલી આંખો સમસ્ત બ્રહ્માંડનો પ્રલય કરવા જાણે ઉઘડી ન હોય તે જોનારને ભાસ થાય ડોકટરે કહ્યું તેનું હૃદય બંધ પડી ગયું છે. નિરાધાર કુટુંબ ભયંકર આક્રંદના પુકારો કરવા લાગ્યું. તેની પત્ની અને વૃદ્ધ માતા માથાં પછાડવા લાગ્યાં. પુત્રો બીચારા દુઃખી થઇ હૈયાફાટ રડવા લાગ્યા. એ કુટુંબ આઘાતમાં ડુબ્યું ત્યારે તેને આશ્વાસન આપવા સમાજ જનોને દરકાર ન્હોતી. ઉંદરે ખોદેલું નિરાંતે ભોરીંગે ભોગવ્યું.

"**ભાઇ આ બધી શાની** સભા મળી છે?" એક ડોસાએ એક યુવાનને પુછ્યું.

"આજે એક મહાન નવલકથા લેખકની શતાબ્દિ ઉજવાય છે. તે લેખકે એક "ગનીયો ગાંડો" નામક સરસ પુસ્તક લખ્યું છે. તેને માટે આ સભા ભરાઇ છે" યુવાને કહ્યું.

"શું એવી સરસ એ નવલકથા છે કે જનતા તેના પર આટલી બધી પ્રસન્ન છે?" વૃધ્ધે પુછ્યું.

"હા તે માટે જ તો આ વિરાટ માનવમેદની તેનાં ગુણગાન ગાવા અને સ્વર્ગસ્થના આત્માને અંજલિ આપવા ભેગી થઇ છે" યુવકે કહ્યું.

"શું એ નવલકથા એટલી સરસ છે? હેં ભાઇ અને તેણે જ એ લખી હશે?" વૃધ્ધે પુછ્યું.

"હા, હા, ત્યારેજ તો તેને આ માન મળે છે તે કોઇ બીજાએ લખી હોય તો તેને માન થોડુ મળે? એ પુસ્તક તો જનતામાં બહુ વખણાઇને લોકાદર પામ્યું છે." યુવકે કહ્યું અને યુવક સભામંડપમાં સારી જગ્યા મળે એ આશાએ ચાલ્યો ગયો..

વૃધ્ધ પણ એ જોવા માટે સભાના એક ખુણામાં બેઠો. તેનાં નેત્રોના ખુણામાં બે અશ્રુબિન્દુ ચમકારા મારતાં હતા. તેના હૃદયપટ પર ભૂતકાળ ઘોળાવા લાગ્યો. પોતાના પિતાએ અમાપ મહેનતે લખેલા પુસ્તકનો જશ બીજી વ્યકિતને મળતો જોઇ તેનો આત્મા ઉંડી ઉંડી ચીંતા, વ્યગ્રતા અનુભવવા લાગ્યો. આખી જીંદગી ખંત, ઉત્સાહ અને મહેનત રાત્રિભરના ઉજાગરા વેઠી લખેલાં પુસ્તકનો જશ બીજો ખાટે છે એ ખ્યાલે એ વૃધ્ધ કંપ્યો. તેના પિતા જ્યારે હૃદય બંધ થઇ જવાથી પડી ગયા એ વખતે પોતાની બાળવય, પંદર વર્ષની કુમળી ઉમર, તેનું નિરાધાર કુટુંબ કેવો વિષાદ અનુભવી રહ્યું હતું એ દ્રશ્ય તેની દ્રષ્ટિ સમીપ ખડું થયું. તેનું મગજ ભ્રમિત બની ભૂતકાળના વિચારમાં તદ્રુપ બન્યું. સભાનું કામકાજ શરૂ થઇને લગભગ પુરૂં થવા આવ્યું. તેણે એ સભામાં શું બન્યું તે કંઇ નજાણ્યું. વિચારોની પરંપરામાં તેનું દિલ ઝુલતું હતું.

બધા સભાજનો સ્વર્ગસ્થના આત્માની શાન્તિ ઇચ્છવા અંજલિ આપવા ઉભા થયા એક પછી એક અંજલિ આપવા લાગ્યા.

દુ:ખિત હૃદયે એ વૃદ્ધ ખુણામાંથી પુકારી ઉઠયો "ભાઇઓ તેના આત્માની શાન્તિ દરેકે ઇચ્છવી જોઇએ કારણ કે સ્વર્ગમાં તેનો આત્મા કષ્ટથી રીબાય છે, કરેલા ઘેર પાપથી પીડાય છે. પ્રશ્ચાતાપના અગ્નિમાં બળી રહ્યો છે. માટે આપો સહુ અંજલિ અને ઇચ્છો તેની શાન્તિ"

સભા મંડપ વિખેરાઇ ગયો પરંતુ એ વૃદ્ધના શબ્દો દરેકના કાનમાં ગુંજારવ કરતા હતા. દરેકનાં હૃદય ઉંડે ઉંડેથી પુકારતા હતા, નગ્નસત્ય સામે આંખમીચામણા શાનાં? અસ્તુ.

---

'પિડીતોની દુનિયામાં' નામક અપ્રકટ પુસ્તકમાંથી એક વાર્તા—લેખક.



# મુડીવાદ વિ. સમાજવાદ



## બે આર્થિક પદ્ધતિઓ



(પરિચય કરાવનાર: માણેકલાલ એચ. વકીલ એમ. એ. એલ. એલ. બી.)



### જનસ્વભાવમાં રહેલાં મુળ તત્વો

| | | |
|---|---|---|
| (૧) સ્વરક્ષણ | — | ભૂખ |
| (૨) પ્રજનન | — | જાતીય પ્રેમ |
| (૩) ટોળામાં રહેવાનો સ્વભાવ | — | સામાજીક સહકાર |

| મુડીવાદ નીચે | સમાજવાદ નીચે |
|---|---|
| (૧) માણુસ-આર્થિકવ્યકિત-કમજોમેળવવાનો લોભ. | માણુસ-સામાજીકવ્યકિત લોભનો-અભાવ-વ્યકિતગત ઉપયોગ પુરતા કમ જાતી ભાવના. |
| (૨) કુટુંબ માટે ભોગ-સ્વાર્થી, મોહ-સૌંદર્યપિપાસા- | પોતાની જાત ઉપરાંત સમાજની સેવા સર્વ બાળકો પ્રત્યે પ્રેમ, જાતીય પ્રેમ તેના યોગ્ય ક્ષેત્રમાજ નિયંત્રિત હોય છે એક સાથી બીજા ઉપર નિર્વાહ માટે આધાર રાખે એવા આર્થિક તાવને તેમાં અભાવ હોય છે. |
| (૩) સંકુચિત સહકાર, હરિફાઇ, ઘણું ઓછું ઐચ્છિક દાન. ધન, સત્તા પ્રતિષ્ઠા અને નાણાનો લોભ | સહકારપૂર્વક હરિફાઇ, પ્રતિષ્ઠા અને સત્તાનો આધાર સેવા ઉપર, 'ધન કે મીલ્કત ઉપર નહિ. |
| વ્યકિત કે કાયદેસર મંડળીઓના હાથમાં ખાનગી મીલ્કતના સંચયની અનિયંત્રિત શકયતા. | બીજા લોકોના શ્રમનાં નિયમન માટે નહિ-પરંતુ વ્યકિતગત ઉપયોગ માટે અમુક હદ સુધીની ખાનગી મીલ્કત— |
| માલ બનાવવાના સાધનો ઉપર વ્યકિતની કે મંડળીની માલીકી | ઉત્પાદનના સાધનો ઉપર આખા સમાજની માલીકી થોડા માણસોની બનેલી કંપની, ટ્રસ્ટ, કે સીન્ડીકેટ ધરાકોને ચુસી શકે નહિ |

# ઉત્પાદન

| | |
|---|---|
| ઉત્પત્તિનાં સાધનો ઉપર થોડા માણસોની માલીકી. | ઉત્પત્તિનાં સાધનોનો જે વખતે જે લોકો ઉપયોગ કરતા હોય તેઓની માલીકી. |
| હાથ ઉદ્યોગનાં સાદાં સાધનોનો યંત્રોથી નાશ. | જમીન, ખાણો અને કારખાનાં ઉપર પ્રજાની માલીકી. |
| નફો મેળવવા માટે ઉત્પન્ન, માલીકોના નફા માટે યોજના–રહિત હરિફાઇથી કરેલી પેદાશ. | સામાન્ય જનતાના ઉપયોગ માટે ઉત્પન્ન. બધાજ ગ્રાહકો માટે ઉત્પન્ન કરવાની યોજનાવાળો કાર્યક્રમ– |
| નફો શેરહોલ્ડરોને, ભાડું જમીન માલીકોને, વ્યાજ પૈસા ધીરનારાઓને વ્યકિતગત હેરાનગતિની બીકથી અપૂર્ણ ટ્રેડ યુનીયન પ્રવૃત્તિ. | શેરહોલ્ડરો હોતાજ નથી. ભાડું પણ નહિ. વ્યાજ નહિ. સો ટકા ટ્રેડ યુનીયન પ્રવૃત્તિ |
| ઉત્પાદનનાં સાધનોનો ધીમો વિકાસ. ખાનગી દુકાનદારો. નાની, અપૂર્ણ સહકારી મંડળીઓ–સામાન્ય કેળવણી વિના મેળવેલી ખાસ વિષયોમાં નિષ્ણાતતા | ઉત્પાદનનાં યાંત્રિક સાધનોનો ઝડપી વિકાસ, સહકારી ભંડારો, સો ટકા સહકારી મંડળો.<br>કેળવણી અને આજુબાજુના વાતાવરણને લીધે સ્વાભાવિક સહકારની ભાવના<br>સામાન્ય શિક્ષણ અને સંસ્કારો સહુ કોઈને મળે, ખાસ શિક્ષણ જરૂરીઆત અને યોગ્યતાનાં ધોરણે અપાય. |

# વહેંચણી

| | |
|---|---|
| મુઠીભર શ્રીમંતો માટે બારે માસ નવરાશ અને આરામ. થોડા વધારે સારી સ્થિતિના માણસો માટે આરામની અમુક સગવડ. | સ્વાતંત્ર્ય અને સંસ્કૃતિનો આનંદ માણવા અને વિકાસ સાધવા વધારેમાં વધારે માણસો માટે આરામ અને ફુરસદ. |
| કાયદા બહારના સામાજીક ગુન્હાઓ તરફ બેદરકારી 'સમાજ' અને માનવજાતની પ્રગતિમાં ખલેલ– | સામાન્ય સંસ્કૃતિ અને ઉત્પાદનની કળામાં ઝડપી ખીલવણી અને માનવજાતની ઝડપી પ્રગતિ– |
| ટ્રસ્ટ, વારસો, જોઇન્ટ સ્ટોક કંપની, સટ્ટાબજારો, નાદારી, અને વેપાર હાથ કરવાના અઘટીત કાયદાઓને લીધે આવક અને ખર્ચમાં ભારે અસમાનતા. | બુદ્ધિબળ અને કાર્યદક્ષતાની અસમાનતાઓને લીધે સુખ–સગવડનાં જુદાં જુદાં ધોરણને પહોંચી વળવા માટે વધુમાં વધુ અને ઓછામાં ઓછી આવકનું નિયમન–મોજશોખની ટેવો પોષવાનું સાધન હોતું નથી. |

યાંત્રિક ઉત્પાદનની ખીલવણીને લીધે નકામા બની ગએલા મોટા ભાગની બેકારી.

લાંબી ગુલામી, ગરીબાઈ, અને દુખથી મરતા પરંતુ ખરી રીતે જીવવાને લાયક ઘણાઓના ભોગે સારી સ્થિતિએ મુકાએલા થોડાઓની જીજીવિષા.

બધા માટે પેજ્ય કામ અને પગાર. યાંત્રિક ઉત્પાદનની ખીલવણી સાથે કામ-કાજના કલાકોમાં ઘટાડો.

કામ કરવા લાયક અને ઇચ્છા ધરાવનારાઓમાં બેકારીનો અભાવ. માનસિક રીતે ખોડવાળા હોવાથી 'કામ કરવાની ઇચ્છા વિનાના આળસુઓ' માટે ફરજીઆત કામ.

## હુંડીઆમણ

પ્રજાકીય ચલણ—પરંતુ જાહેર દેવું અને ચલણના કાયદા ઉપર આધાર રાખતા પરદેશી હુંડીયામણ પ્રજાકીય નથી. જકાતો, એક સરખા કરનો અભાવ—કિંમતિ ધાતુઓના પીઠબળ વિનાનું યોજના રહિત ચલણ—

ચલણ, જાહેર દેવું અને આયાત નિકાસના સરખાપણાથી પરદેશી હુંડીયામણ, ધીરધાર અને ચલણ રાષ્ટ્રીય રહે. માલની ફેરબદલી માટે પૈસાની જોગવાઈ; એકઠા કરવા માટે નહિ.—જરૂર પડયે બીજી પ્રજાઓ સાથેના વેપારમાં ઉધાર પાસું પુરવા માટે સોનાં ચાંદીનો ઉપયોગ

## કરવેરા

અઘટીત ધોરણે પ્રત્યક્ષ અને પરોક્ષ કરો—

આવકવેરા કે મરણ પછીના કરનું અસમાન ધોરણ—

બધાના શ્રમથી થએલો વધારો સમાજના હાથમાં. આ નફાનો ઉપયોગ સીધી રીતે ઉત્પત્તિનાં સાધનોનો ફેલાવો કરવામાં અને ચાલુ ખર્ચ પુરું કરવામાં થાય—

## જાહેર દેવું

પ્રજાકીય દેવા માટે આખી પ્રજા થોડા શહેરીઓની દેવાદાર—

આંતરરાષ્ટ્રીય દેવાં સિવાય પ્રજાકીય દેવાંનો અભાવ—પરદેશી પ્રજા સાથે રાષ્ટ્રીય સરકારજ વેપાર કરે—ખાનગી વ્યક્તિઓ નહિ.

## વસ્તી

યુદ્ધ, રોગચાળો અને દરદોથી અને ખરાબ અને પેટ પુરું અન્ન મળવાને અભાવે પ્રજાની વૃદ્ધિ અટકે છે.

વૈજ્ઞાનિક સાધનો વડે વસ્તીનો વધારો કે ઘટાડો, સંતતીશાસ્ત્રના જ્ઞાનનો વધુ પ્રચાર—અંતે લડાયક સાધનો અને લડાઈનો નાશ—

ચિંતાના અભાવે લાંબુ અને તંદુરસ્ત જીવન—

## કેળવણી અને બાળકો

પૈસાદારનાં બાળકોને અયોગ્ય લાભો, ગરીબનાં બાળકોને જીંદગીની જરૂરીયાતો તેમજ સામાન્ય કેળવણી પણ મળતી નથી. સામાન્ય અને ધંધાદારી કેળવણી વિના કારખાનામાં બાળકો માટે મજુરી—

બધાં બાળકોની પુરતી સંભાળ લઇને સામાન્ય જ્ઞાન તેમજ તેમના ધંધાની કેળવણી આપવામાં આવે-શ્રમની પ્રતિષ્ઠા, યોજનાપૂર્ણ ધંધાદારી કેળવણી-

## સંઘવ્યવસ્થા અને શિસ્ત

બધા અમલદારોની સરકાર તંત્ર ચુંટણી કરે અને તેમની ઉપર હુકમ ચલાવે—

નિમાયેલાઓ તેમનાથી નીચી પંક્તિનાઓ ઉપર હુકમ ચલાવે.

અમલદારોને યોગ્ય કેળવણી અપાયા પછી નીચા દરજ્જાના માણસો તેમને ચુંટી કાઢે-તેમજ અપ્રમાણિકતા, અઘટીત આચરણ અને કામમાં ખલેલ પડતાં તેઓ તેમને દૂર કરી શકે.

**નોંધ:**—(૧) આ આર્થિક પ્રથાને અનુરૂપ બંધારણ પરોક્ષ અને કેન્દ્રગામી મતદાર મંડળો મારફત ઘડી કાઢવામાં આવે. એ બંધારણ ચલાવનાર પ્રતિનીધિઓની ચુંટણી એવી રીતે થાય કે જે સ્થાનને માટે તેમને ચુંટવા હોય તે સ્થાનથી નીચેનાં સ્થાન ધરાવનાર બે પ્રકારનાં મંડળો તેમને ચુંટી કાઢે. અને એ રીતે ચુંટાએલા એ અમલદારો પોતાની ફરજ વફાદારીપૂર્વક ન બજાવતા હોય તો તેમને ચુંટનારાઓ તેમને જરૂર પાછા બોલાવી શકે. એમાં રાજશાહિ ન હોય, ઉપલી ધારાસભા ન હોય. ચુંટણી યોગ્ય જણાય ત્યારે થાય.

(૨) યોજના-(અ) શિક્ષણ અને (બ) સ્થાપિત હિતોની સામે લડત.

# ચીડીઆં માણસો

એક હળવો નિબંધ

સમજુ માણસો ઘડી ઘડીમાં છેડાઇ પડે તેવી લાગણીવાળા માણસો હોતા નથી. જે માણસોને દુનિયામાં રહેવું છે, સમાજમાં હરવુંફરવું છે અને જાહેર જીવનમાં મોટાભા થઇને મોખરે ભમવું છે તેમને તો સદાને માટે સહનશીલ થયા વગર છુટકો જ નથી. ઘડી ઘડીમા લાગી આવે તેવો ચીડિયો સ્વભાવ માણસના મગજની નબળાઇ અને નૈતિક બળની ન્યૂનતા ખુલ્લી કરે છે. મીઠી જીભથી જ કાંઇ કાર્ય સરતું નથી તેમ જ કડવી જીભથી કાંઇ હાડકાંપાંસળાં ઓખરાં થતા નથી પણ કેટલાક માણસો તો કોઇ જાતનો નિંદાભર્યો હુમલો કે ઠપકો આપવા જેવો બખાળો ન હોય તેવી જરા શી પ્રસંગોપાતની ટીકાથી પણ બહુ જ ખોટું લગાડે છે. આવા માણસો નાની શી બાબત પર માનસિક સમતોલપણું ગુમાવી દે છે અને જ્યાં સુધી પોતાનું જીવન દુઃખી હાલતમાં આવી જાય ત્યાં સુધી પોતે એનો મનમાં ને મનમાં ખૂબ જ વિચાર કર્યા કરે છે—એ વિગે ફિકરમાં ને ફિકરમાં રહ્યા કરે છે. આવા સ્વભાવના માણસો ખાસ કરીને મિલનસાર સ્વભાવનાં હોતાં નથી અને તેથી જ તેઓ પોતાના એકાંત વાસમાંથી બહારની દુનિયા પર ડોકીયું પણ કરતા નથી.

ઘડી ઘડીમાં લાગી આવે એવા ચીડિયા સ્વભાવવાળા માણસોમાં મજાક કરવાની વૃત્તિ મુદ્દલે હોતી જ નથી. જમવામાં સાત વાનાની સુખડી હોય અને ફકત તીખાતમતમાં શાક, ચટણી, અથાણાંજ ન હોય અને જેમ સારૂં યે જમણ નિરસ લાગે છે તેવી જ રીતે વાતચિતમાં જો મજાક ન હોય તો તે સાવ લુખ્ખીલચ્ચ લાગે છે. મજાક એ વાતચિતનો મરી મશાલો છે, અને તેથી જ વાતચિતમાં તેની ખાસ આવશ્યકતા છે સામાજીક વાતચિતમાં જે શબ્દો આપણે બોલીએ છીએ અગર સાભળીએ છીએ તેનું આપણે બારીકાઇથી પૃથક્કરણ કરી શકીએ નહિ. સામાજીક વાતચિતોમાં તો આપણને વખાણ જ સાંભળવાનાં હોય છે. એ વાતચિતોના કેટલાક શબ્દો ઘણી વખત આપણા મિથ્યાભિમાનને રૂચતા હોતા નથી. પણ આપણે તે , માટે કાંઇ ઉહાપોહ કરતા

લેખક દ. ભ. કવી.

નથી. નાકનું ટીચકું ચઢાવીને મોઢું બગાડવું એ તો સાવ સહેલું છે; પણ એથી કાંઇ કામ સરતું નથી. એથી તો સંગાથીઓના વિનોદમાં ભંગાણ પડે છે અને પોતાના મનની ક્ષુદ્રતા જાહેર થાય છે. આપણે બીજા તરફ કટાક્ષ કરીએ છીએ–બીજાની મજાક કરીએ છીએ; તો શા માટે બીજા આપણા તરફ કટાક્ષો ન ફેંકી શકે–શા માટે આપણી મજાક કરી ન શકે? તેથી ઉલ્ટાનું, ચેસ્ટરટન કહે છે તેમ દરેક સારા માણસે પોતાની મશ્કરી પોતેજ કરવી જોઇએ કેમકે એમ કરવાથી માણસના મગજમાં વસતી આપવડાઇની ભ્રમણા દૂર થાય છે.

મ્હારા એક મિત્ર છે. એમનું શુભ નામ શ્રી ભીખાભાઇ ભડભડીયા છે; પણ સાધારણ રીતે શ્રી ભડભડીયાના નામથી સર્વ કોઇ એમને ઓળખે છે. તેમનો સ્વભાવ પણ તેમના નામ પ્રમાણે ભડભડીયો છે. પોતે એવા તો નિખાલસ હૃદયના પુરૂષ છે કે પોતે પોતાના ભડભડીયા સ્વભાવ વિષે કદીએ દંભ કરતા નથી. પોતે જ પોતાનો એ સ્વભાવ કબુલે છે. આ ભડભડીયાને નાની શી વાત માટે અપાર મનદુઃખ થાય છે અને એના અનેક અર્થો પણ કરે છે. મ્હારા મિત્રનો આવો સ્વભાવ છે એમ સમજી તમે એમ ન ધારતા કે તેમને મજાક કરવામાં ગમ્મત નથી થતી. ઘણીયે વખત તે ખૂબજ મજાક મસ્તી કરે છે અને સંગાથીઓના આનંદમાં પુરેપુરો ભાગ પડાવે છે. આવા ખુશમિજાજમાં તેમને તમે કાંઇ કહી નાખો તો તે કાંઇ વાંધો ઉઠાવતા નથી. પણ એમની વૃતિમાં એકાએક ફેરફાર થઇ જાય છે. અને જે માણસ થોડીવાર પહેલાં ગમે તેવી મશ્કરી સહન કરી શકતો હતો તે હવે નાની શી મજાક પણ જીરવી શકતો નથી માણસનું મગજ કેટલી જુદી જુદી વૃતિઓનું બનેલું છે તે વિચારતાં મ્હને ઘણી વખત આશ્ચર્ય થાય છે. મ્હારા મિત્ર શ્રી ભડભડીયાનું કહેવું છે કે પોતે અંગત ટીકાની વિરૂદ્ધ છે; પણ નરી મજાકમાંય જો તેની કોઇ ટેવ કે ખાસીયત પર કોઇ ટાણો મારે છે અગર જો કોઇ તેની કોઇ વ્યકિતગત ટીકા કરે છે તો તે એકદમ ભભકી ઉઠે છે. હવે, કઇ વાતચિત સો એ સો ટકા વ્યકિતગત નથી તેનો હું વિચાર કરી શકતો નથી. બીજાઓ આપણને જુએ છે તેવી રીતે આપણી જાતને જોવાની શકિત કુદરતે આપણને આપી નથી. પણ જો કોઈ વખતે આપણે આપણા વિષેની કોઈ અરૂચીકર વાત સાંભળીએ છીએ ત્યારે આપણે શા માટે આપણો મિજાજ ખોઇ બરખિલાફ થઇએ છીએ? શા માટે આપણે તેને એક ખૂશમજાક કે વિનોદ ગણી શકતા નથી?

જાહેર જીવન ગુજારનાર વ્યકિતઓને ઘડી ઘડીમાં લાગી આવે એવા સ્વભાવવાળા થવું કદીયે પાલવે નહિં. દરરોજ તેમના વિષે થતી ટીકાઓ અને નિંદાઓનો જો તેઓ વિરોધ કરવા માંડે તો તેઓ જાહેર જીવન માટે લાયક જ નથી–તેમના માટે કોઇ સ્થાન જ રહેતું નથી. આવા માણસો માટે થતી ટીકાઓ અને નિંદાઓ ઘણા ભાગે ખોટી અને ઇર્ષાથી પ્રેરાયેલી હોય છે. કેટલાક માણસો તો કોઇની આબરૂને એબ લાગે એવી નિંદા કરવામાં કે ટીકા કરવામાં મજાહ માણે છે. એવા માણસો મોટા માણસોની એબો શોધતાં જ ફરે છે અને તેનો ઢોલ પીટે છે. ઘણી વખત તો તેઓ મનના ઉઠાવેલા ઓળંગાઓ જ ફેંક્યા કરે છે અને સાચા

તરીકે ટોકી બેસાડે છે. આવા ગોળ'ગાઓ જેમના વિષે ફે'કાયા હોય છે તેમના કાન સાથે અથડાય છે અને તેમને માનસિક સંતાપ ઉપજાવે છે. પણ સહનશીલ વૃત્તિ-વાળા જાહેર જીવન ગુજારનારાઓ એવા ગોળ'ગાઓને વજન આપતા નથી. તેઓ તો એ તરફ ઘૃણાથી જુએ છે.

એ તો નિર્વિવાદ વાત છે કે મિથ્યા-લિમાનને થયેલ આઘાત માણસના બીજા બધાંયે દર્દો કરતાં વધારે દુઃખદાયક છે. જ્યારે આપણી પ્રશસ્તિ ગવાતી હોય છે, આપણા ગુણગાન થતાં હોય છે ત્યારે આપણે તે બહુ જ આતુરતા અને અનુ-મોદનપૂર્વક સાંભળીએ છીએ પણ આપણી નબળાઇ વિષે જો જરા જેટલો વ્યાજબી નિર્દેશ પણ થાય છે તો તે આપણને બહુ જ પ્રતિકુળ લાગે છે. જ્યાં સુધી કોઇ માણસ આપણને આ પેલી કે બીજી બાબત માટે અભિનંદન આપતો હોય છે ત્યાં સુધી આપણે તેને બહુ જ પ્રેમથી ચાહીએ છીએ. તેનો સહવાસ આપણને બહુ જ ગમે છે. પણ જ્યારે તે આપણા કાર્યોની ટીકા કરવા માંડે છે અગર તો જ્યારે તે આપણામાં રહેલી કોઈ ખોડ-ખાપણ ખુલ્લાં દિલે કહેવા માંડે છે ત્યારે આપણા તેના પ્રત્યેના પ્રેમનો પારો નીચે ઉતરવા માંડે છે. આપણે તેને ધિક્કારવા લાગીએ છીએ. આપણે તેની સોબત છોડીએ છીએ. દરેક ઠેકાણે મનુષ્ય સ્વભા-વ જ આવો છે. આવી લાગણીને છુપા-વવી નકામી છે. થોડાક જ માણસો ટીકા-ઓને આવકારે છે. "હું સાચો છું-હું પૂર્ણ છું." આવાં તત્વજ્ઞાન-આવી સમ-જથી જે માણસ ઉછરેલો છે તેનું અધઃ પતન પણ જલ્દીથી થાય છે. ગુણકારી ટીકાઓ સરકાર દરબારોને જ નહિ પણ દરેક વ્યકિતને સાચા માર્ગે દોરે છે.'

મ્હારો લાંબો અ-નુભવ છે કે જે માણસો ચોક્કસ બાબતોમાં ઉણપ ધરાવતા હોય છે તેઓ જ ઘડી-ઘડીમાં લાગી આવે એવા સ્વભાવવાળા હોય છે. આવા માણસો નિર્બળ બુદ્ધિના હોય છે. પોતાની નબળાઇઓની તેમને સારી માહિતી હોય છે., અને જો કોઇ માણસ જાતની કોઇ ઉણપ-ખોડખાપણનો સામાન્ય વાતચિતમાં પણ ઉલ્લેખ કરે છે તો તેને આવા માણસો પોતાની જાત પર હુમલો થયો ગણી લે છે. મ્હારા મિત્ર શ્રી ભડભડીયા સ્વાર્થી અને ડંખીલા સ્વ-ભાવના છે. બીજાઓ પોતાના વિષે ધારે તેના કરતાં પોતે પોતાની જાતને સારી રીતે જાણે છે. આથી તેનો પોતાનો આત્મા જ તેને પોતાને ડંખે છે. હવે જો કોઇ સામાન્ય વાર્તાચિતમાં આવા સ્વા-ર્થીલા અને ડંખીલા સ્વભાવને ધીક્કારી કાઢવામાં આવે છે તો શ્રી ભડભડીયા એમ ધારી લે છે કે જે કાંઇ ટીકા કે નિંદા થઇ છે તે એમના પોતાના ઉપર જ થઇ છે કારણ કે તેમને પોતાને ખાત્રી છે કે એ ઉલ્લેખાયેલી નબળાઇઓ પોતાનામાં જ વધારે પ્રમાણમાં છે. જે વ્યકિતએ એ સામાન્ય વાતચિતમાં માણસની નબળાઇ-ઓનો ઉલ્લેખ કર્યો છે તેણે તો તે નિખાલસ હૃદયથી અને કોઇની પણ લાગણી દુઃખ-વવાની જરા પણ ઇચ્છા સિવાય કરેલ હોય છે. તેને ખબર નથી હોતી કે તે જે નબળાઇ-ઓનો ઉલ્લેખ કરે છે તે બધીયે નબ-ળાઇઓ આપણા શ્રી ભડભડીયામાં છે. વસ્તુસ્થિતિ આવી હોવા છતાંય શ્રી. ભડભડીયા તે વ્યકિત તરફ તે સમ-

યથી વહેમથી જોવા માંડે છે–કરડી નજર રાખે છે. આવી રીતે લેવા દેવાવગર વહેમાતાં માણસો માટે તો એક જ જવાબ હોઇ શકે–"બંધ બેસતી પાઘડી પહેરી લો." વળી કેટલાકો રૂંડળીઓમાં બૈરીઓની દાદાગીરીમાં દબાએલા વરોની અને તેમની કાજીયાખોર કામીનીઓ તેમના પર કેવા જુલમ ગુજારે છે તેની વાતો કરે છે. કેટલાક મૂર્ખ–જડ માણસો પોતાની બૈરીના નચાવ્યા કેવા નાચે છે અને કર્કશાઓના કજીઆગરા કંથ ન થઇ શકવાથી કેવો મેથીપાક મળે છે તેવી વાતોને ખાસ ભાર મુકીને વર્ણવે છે. આવી મંડળીઓમાં કર્કશા કામીનીઓના કજીઆગરા કંથોની દશા અત્યંત દયાજનક થઇ પડે છે. આ જાતના માણસો ઘણુંખરૂં તો મૌન સેવી અંદરથી બળતા રહે છે. પણ કેટલાક ઉશ્કેરાઇ જાય છે. આમ ઉશ્કેરાનારા માણસો પોતાને ખેવડું નુકશાન કરી બેસે છે. પણ એ સ્થિતિનું કાંઇ ઓસડ નથી.

---:o:---

# મુંઝવતા સવાલો ..................નો.................. સરળ ઉકેલ

અમેરિકા વિષે વૈવિધ્યપૂર્ણ માહિતી

*

એન. આર. એ. શું છે?

*

બેંકહેડ બીલનો હેતુ શો?

*

અમેરિકનો યાંત્રિક છે?

*

રૂઝવેલ્ટ મુડીવાદનો દુશ્મન છે?

*

અમેરિકા અને યુધ્ધ

*

અમેરિકન ક્રાંતિનાં બળો

નવયુગના છેલ્લા અંકમાં આ કોલમોમાં, સોવિએટ રશીઆ વિષે વૈવિધ્યપૂર્ણ માહિતી આપવામાં આવી હતી આ વખતે એજ વિષયને લગતા વધારે સવાલ જવાબો આપવાનો ઈરાદો હતો, પરંતુ 'નવયુગ'ના એક વાચકે અમારૂં ધ્યાન ખેચ્યું છે કે અમેરિકામાં પ્રમુખ રૂઝવેલ્ટની સરદારી નીચે આજે જે અખતરાઓ ચાલી રહ્યા છે તેમાં પણ લોકોને ખુબ જ રસ છે એટલે તે બાબતમાં તમારે કંઇક માહિતી પુરી પાડવી જોઇએ. એ સુચનાને આવકાર આપીને આ અંકમાં, હમેશ મુજબ, મી० હાર્ડમેન જુલીઅનાં "ધ અમેરિકન ફ્રીમેન"માથી વીણીને અમુક સવાલજવાબો રજુ કરીએ છીએ.

**સવાલ:**-પ્રમુખ રૂઝવેલ્ટે સ્થાપેલ "એન. આર. એ, રાષ્ટ્રીય પુનરૂત્થાનનો કાયદો અને તેનાથી સુચવાતી નીતિ નિષ્ફળ જશે એમ તમે માનો છો?

**જવાબ:**-હા, હું એમ માનું છું. રૂઝવેલ્ટની નીતિ બહુ જગ્યાએથી ફાટતા જતા મુડીવાદને થીગડાં મારવાની છે-તે શરમજનક રીતે નિષ્ફળ જવાને જ સર્જાઇ છે તેને માટે બે જ માર્ગો છે, કાં તો પોતાની ચાલુ નીતિને વળગી રહી નિષ્ફળ જવું અને કાં ઉદ્યોગોને સમાજની મીલ્કત બનાવી દેવાનાં પગલાં લેવાં. પાંગળા માણસને ઘોડી આપવાથી જેમ તે થોડું થોડું ચાલી શકે તેવી સ્થિતિમાં અમેરિકન મુડીવાદને મુકવાને તે શક્તિમાન જરૂર થશે એમ મને લાગે છે, પણ એ મૂડીવાદને એવા પાયા પર તો નહિ જ મૂકી શકે કે જેને લીધે તેમાં ફરીથી આજે છે તેનાથીએ વધારે કારમી વેપારમંદી-અને તેને પગલે કંગાલીઅત, ભૂખમરો વગેરે-ન આવે ઉલ્ટાનું જો સમાજવાદ અમલમાં મૂકાય તો માણસો એવા મંદીના ભયમાંથી મુક્ત થાય એટલું જ નહિ પણ માનવ-

તાને માટે નવા વિજયો પણ સાધી શકે. ઉદ્યોગોને સામાજીક બનાવી દેવા એ જ એક આજનાં બધાંએ સામાજીક દર્દોનો ઉપાય છે. અને પ્રમુખ રૂઝવેલ્ટ એ બરાબર જાણે છે પરંતુ તે એ કાર્યક્રમ અમલમાં મૂકવાને તૈયાર નથી કારણ કે એમ કરવામાં સમુળગી સામાજીક ક્રાંતિ રહેલી છે. સામાજીક હિંસાની અને ખુનામરકીની વાત હું અહિં નથી કરતો. આપણાં બંધારણમાં સામાજીક હિંસાનો આશ્રય લીધા વિના પણ એ સ્થિતિ આણવાની શકયતા છે. પરંતુ રૂઝવેલ્ટ એ નીતિનો આશ્રય લે એમ મને લાગતું નથી. એટલે એની નીતિમાં તાત્કાલિક સફળતાનું કંઈ તત્વ જણાય તો ભલે પણ સામટે સરવાળે તો એ નિષ્ફળ જવાને જ સર્જાઈ છે.

**સવાલ:**—અમેરિકામાં રૂનો પાક ફરજીઆત રીતે ઓછો કરવા માટે બેંકહેડ કાયદો પસાર થયો છે. તેનો ખરો હેતુ શો છે?

**જવાબ:**—એ કાયદાનો હેતુ અમેરિકામાં પહેલાં ૪૧,૦૦૦,૦૦૦ એકર જગ્યામાં રૂ વવાતું તેને બદલે ૨૫,૦૦૦,૦૦૦ એકરમાં જ વવરાવવાનો છે. એટલે રૂનો પાક ૪૦ ટકા ઓછો કરવાનો એનો આશય છે. રૂના ઉદ્યોગમાં ૨,૦૦૦,૦૦૦ કુટુંબો રોકાએલાં છે એટલે તેનો સીધો અર્થ એટલો થાય છે કે લગભગ ૮૦૦,૦૦૦ કુટુંબો કમાણીનાં સાધન વિનાનાં બની જશે. આ કાયદાના ઘડનારાઓ એવી આશા સેવે છે કે આ ખેડુતો —જેમાંના મોટા ભાગના સીદીઓ છે—કોઇ બીજા ધંધામાં રોકાઇ જશે. પણ આ આશા તદન જુઠી છે કેમકે, અત્યારે અમેરિકામાં ૧૦,૦૦૦,૦૦૦ માણસો બેકાર છે એટલે એ ૮૦૦,૦૦૦ નો પત્તો લાગવાનો જરાએ સંભવ નથી. એટલે એમણે તો ભૂખે જ મરવાનું. દક્ષીણના ખેડુતોમાં લદ્ધાઉપણું વધારે આવતું જાય છે તેનું આ કારણ છે. પરંતુ એ લોકો સમાજવાદની ઉપયોગિતા સમજવા માંડશે કે કેમ એ શંકા ભરેલું છે. પરંતુ જો એ લોકોને કાયમી રાહત અને હમેશની શાન્તિ જોઇતી હશે તો તેઓએ સમાજવાદ તરફ વળ્યે જ છુટકો છે. જ્યારે અમેરિકામાં અને દુનીઆના બીજા ભાગોમાં કરોડો માણસો કપડાંને અભાવે અર્ધાં નાગાં ફરે છે એ વખતે ૧૬,૦૦૦,૦૦૦ એકર જેટલી જમીનમાં રૂ ઉગાડવાનું માંડીવાળીને અમેરિકામાં સમૃદ્ધિ આણવાનો રૂઝવેલ્ટનો એ વિચાર પાપમય—ગુન્હાહિત—criminal છે. આવી નીતિઓ મૂડીવાદની નાદારી અચુક રીતે બતાવી આપે છે.

**સવાલ:**—યુરોપ અને બીજા દેશોના માણસો એમ કહે છે કે અમેરિકામાં તો બધું યાંત્રિક જ છે. તૈયાર માલ, માણસોની રીતભાત, અને વિચારો એ બધામાં યાંત્રિક એકધારાપણું છે. આ વિશે તમે શું ધારો છો?

**જવાબ:**—યુરોપીઅન દેશોના આગેવાનો, મુત્સદ્દીઓ, છાપાંઓના તંત્રીઓ અને બીજા અનેક માણસોનાં આ જાતનાં નિવેદનો મેં વાંચ્યાં છે. તેઓ એમ જ માનતા જણાય છે કે અમેરિકનો તો બધા યાંત્રિક—માનવો—robots—જેવા છે. જે માણસોએ એ ટીકાકારોના દેશોની અને અમેરિકાની વસ્તુસ્થિતિનો અભ્યાસ કર્યો હશે તેઓ એમ તરત જ કહેશે કે એ માન્યતા છેક જ મૂર્ખાઈ ભરી છે.

હું ટાઇપરાઇટર વાપરું છું પણ તેના ઉપયોગથી મારા વિચારોમાં કોઇ

જાનતી યાંત્રિકતા આવી ગઇ હોય એમ માનતો નથી. ઉપરાંત જે લોકો ટાઇપ-રાઇટરનો ઉપયોગ કરતા હોય તેઓ પોતાનો અનુભવ વિચારી જુવે.

અમેરિકનો પાસે હજારો ઔદ્યોગિક કારખાનાંઓ; કરોડો મોટરો, બાથરૂમો, ટેલીફોનો, રેડીઓ, સીમેન્ટના રસ્તા અને બીજી યંત્રયુગનાં ઉત્પાદનની અસંખ્ય ચીજો જરૂર છે. આ ચીજો મોટા પાયા પર બનતી હોવાથી બનાવટમાં સરખી હોય છે. પણ તેથી કાંઇ તેમના વિચારો અને અભિપ્રાય યાંત્રિક રીતે એક સરખા બની ગયા છે ખરા? ઉલટાનું અમેરિકામાં વિચારવૈવિધ્ય ઘણુંજ આનંદ ઉપજાવે તેવું છે; અને પરમતસહિષ્ણુતા પણ એટલી બધી છે કે અમેરિકનોને જગતની સહુથી વધારે સ્વતંત્ર-નિર્બંધ પ્રજા-ગણવામાં જરાએ ભૂલ થવાનો સંભવ નથી. અમેરિકામાં લઘુમતિના વિચારો તરફ સહિષ્ણુતા બતાવવામાં આવે છે. એટલુંજ નહિ પણ તેને રાજ્યનું રક્ષણ આપીને પોષવામાં આવે છે. આનો એકજ દાખલો લઇએ; અમેરિકાના સામ્યવાદી પક્ષનું એક "ધ ડેઇલી વર્કર" નામનું મુખપત્ર છે તેને યુનાઇટેડ સ્ટેટની સરકારી તીજોરીમાંથી દરવર્ષે હજારો પાઉન્ડની મદદ મળે છે કારણ કે અમેરિકાનો એવો કાયદો છે કે છાપાઓની સ્વતંત્રતાનું માત્ર રક્ષણજ નહિ પણ પોષણ પણ કરવું. અને એ યાદ રહે કે એ નાણાં વિષયક મદદ એવાં સરકારતંત્ર પાસેથી મળે છે કે જેને સામ્યવાદ સાથે કંઇ લેવાદેવા નથી એટલુંજ નહિ પણ માર્કસ અને લેનીનના વિચારોની તે વિરોધી છે. છતાં સિદ્ધાંતની સુસંગતતા જાળવી રાખીને તે કહે છે કે એક લઘુમતિને પોતાનું મુખપત્ર ધરાવવાનો હક્ક છે તેથી તેને રાજ્ય તરફથી નાણાં વિષયક મદદ મેળવવાનો પણ હક્ક છે. પરંતુ સ્વાતંત્ર્યના વિરોધી સામ્યવાદીઓને તે સ્વીકારી લેવામાં જરાએ શરમ થતી નથી.

અમેરિકામાં કોઇપણ વિચારો, કાર્યક્રમ કે નીતિ વિષે પુસ્તકો કે ચોપાન્યાંઓ છાપવાનો અને ફેલાવવાનો સંપુર્ણ અધિકાર છે. આ વસ્તુને યાંત્રિકતા રૂપે ઓળખાવવાની હિંમત કોણ કરી શકે તેમ છે? આ વસ્તુસ્થિતિ ધ્યાનમાં રાખીને જ અમેરિકન સમાજવાદીઓ એમ કહે છે કે અમેરિકામાં સમાજવાદના પક્ષમાં જો બરાબર લોકમત કેળવવામાં આવે અને લોકોનું સંગઠન જમાવવામાં આવે તો-સમાજવાદીઓના હાથમાં રાજ્યસત્તા આવી જાય.

સવાલઃ-અમેરિકામાં રાષ્ટ્રની બધીએ મીલ્કત થોડા અને થોડા માણસોના હાથમાં જમા થતી જાય છે એ વાત સાચી છે?

જવાબઃ-હા. અમેરિકાની કુલ વસ્તી ૧૨૫,૦૦૦,૦૦૦ એમાંના બે ટકાના હાથમાં દેશની કુલ મીલ્કતની ૮૭ ટકા મીલ્કત છે. આ એકજ વસ્તુ અત્યારની સમાજવ્યવસ્થાનો નાશ ઇચ્છવા માટેની પુરતી દલીલ છે. લાખો અને કરોડો માણસો રાત દિવસ પરસેવો પાડે અને તેનો બધો યે લાભ મુઠ્ઠીભર માણસોજ લે, રાષ્ટ્રીય દ્રવ્યનાં આ ભયંકર કેન્દ્રીકરણનો ઉપાય એજ છે કે બધાએ ઉદ્યોગોપર પ્રજાની માલેકી સ્થાપી દેવી. આમ થશે તોજ ઉદ્યોગોની ખીલવણી માટે પ્રજા પાસે પુરતો પૈસો રહેશે અને બધાં માણસોને જીવનનાં અને સંસ્કૃતિનાં સાધનો પુરતાં પ્રમાણમાં મળતાં રહેશે.

**સવાલઃ**–પ્રમુખ રૂઝવેલ્ટ મૂડીવાદનો દુશ્મન છે એમ તમે માનો છો?

**જવાબઃ**–ના. પ્રમુખ રૂઝવેલ્ટે આજ સુધીમાં એવું કંઇ જ કહ્યું અથવા કર્યું નથી કે જેને લીધે તે ઉદ્યોગોને સમાજની મીલકત બનાવી દેવાના સિદ્ધાંતમાં માને છે એમ માનવાને કારણ મળે. નફાની ખાતર ઉદ્યોગો ચલાવવાની પદ્ધતિમાં એ માને છે. ૧૯૩૩ માં જ્યારે અમેરિકન પ્રજાનું નાણાંતંત્ર ભાંગી પડવાના ભયમાં આવી પડ્યું ત્યારે એ બેંકોને રાષ્ટ્રીય–પ્રજાકીય–બનાવી દેવાની ઇચ્છા તે ધરાવતો હોત તો તેમ કરવાની તેને તક હતી. પરંતુ એવું કંઈ પણ કરવાને બદલે બેંકો પર ખાનગી માલેકી રહે એવાં પગલાં લેવા સિવાય બીજું કંઈજ એણે કર્યું નહિ. ટુંકમાં, પ્રમુખ રૂઝવેલ્ટ મૂડીવાદનો સારામાં સારો મિત્ર છે, કેમકે મૂડીવાદી યંત્રમાં જે કાણાંઓ પડવાને લીધે તે ખોરવાઇ ગયું છે એમ તે માને છે તે કાણાંઓ પુરવાને જ તે પ્રયત્ન કરી રહ્યો છે. થોડાંક ઉદ્દામ પગલાંઓ શરૂ શરૂમાં એણે લીધાં હતાં ખરાં પણ પછી પોતેજ ગભરાઇ ગયો અને હવે મૂડીવાદી માંધાતાઓના સંઘાતમાં તે મક્કમપણે ઉભો છે. બીજા શબ્દોમાં કહીએ તો તે બુદ્ધિશાળી, કુનેહબાજ, ચકોર, હિંમતવાન પ્રગતિશાળી માણસ છે અને રાજકીય લોકશાસન અને શહેરીપણાંના હકકોમાં દૃઢ શ્રદ્ધા ધરાવે છે. એ માણસની અંગત મોહકતા અને આકર્ષક વ્યક્તિત્વની ના પાડી શકાય તેમ નથી. પણ સુંદર ચહેરાની મદદથી જ સરકારતંત્રની મુશ્કેલીઓનો ઉકેલ આવી ન શકે. સંભવ છે કે રૂઝવેલ્ટ હજુએ કાંઇક ઉદ્દામ પગલાંઓ લે; પણ તે કેટલેક આગળ જાય એ પ્રશ્ન છે. આજનાં સામાજીક દર્દોનો એક જ ઉપાય એ છે કે ઉદ્યોગોને સમાજની માલેકીના બનાવી દેવા, પણ એ કામ તો રૂઝવેલ્ટ નહિ જ કરે. અને એમ ન કરે તો બાકીનું જે કાંઇ તે કરે તેનો કંઇ જ અર્થ નથી. સામાજીક વીમા અને વૃધ્ધ ઉમરનાં પેન્શનની પ્રથા એ કદાચ દાખલ કરે પણ એનાથી મુડીવાદનો અંત ન જ આવે. ઉલ્ટાનું એ તો મુડીવાદને કદાચ વધારે મજબૂત બનાવે. કેમકે એનાથી કામદારોને મૂડીવાદી પ્રથા સામે જે વિરોધ છે તે ઓછો થઇ જાય. રૂઝવેલ્ટ ગમે તેટલો ઉદ્દામ ભલે લાગતો હોય, પોતે ધારેલાં પ્રગતિશાળી પગલાં એ ભલે લે; પણ તે મૂડીવાદને તો આંચ નહિ જ આવવા દે. અને એ રીતે એ ભાવિ આર્થિકમંદી માટેનો માર્ગ મોકળો કરે છે. જો રૂઝવેલ્ટને આજની સમાજરચનાની વિષમતાનું ખરેખરું ભાન હોત તો તો મૂડીવાદનો અંત આણવાને તે તૈયાર થયો હોત, પણ એ સ્થિતિ નથી એટલે, અમેરિકન કામદારોએ સમાજવાદના ઝંડા નીચે એકત્રિત થઇને સમાજવાદને સિધ્ધ કરવા પ્રયત્નો કરવા પડશે. રૂઝવેલ્ટનો પ્રગતિવાદ સમાજવાદનું સ્થાન કદિ લઇ શકે નહિ કેમકે મૂડીવાદનાં યંત્રને થીગડાં ભલે મારવામાં આવે પરંતુ વાસ્તવિક રીતે તો શોષણ અને લોભનું સડેલું યંત્ર જ એ રહેવાનું.

**સવાલઃ**–પ્રમુખ રૂઝવેલ્ટ શસ્ત્રસંન્યાસની તરફદારી કરે છે?

**જવાબઃ**–તેના શબ્દો અને તેનાં કર્તવ્યો બન્ને જુદી જુદી દિશામાં જાય છે. પ્રમુખ રૂઝવેલ્ટે જ્યારે કોન્ગ્રેસ સમક્ષ ભાષણ કર્યું ત્યારે તેણે દારૂગોળો બના-

વનારાઓ પર સખ્ત શબ્દપ્રહાર કર્યા હતા, પણ સાથે એ ભૂલાવું ન જોઇએ કે એકત્રીસ લડાયક બારકસો બંધાવવા માટે ૨૩૮,૦૦૦,૦૦૦ ડોલરનું ખર્ચ એણે મંજૂર રાખ્યું હતું અને નૌકાસૈન્યમાં વધારો કરવા માટે ૧,૦૦૦,૦૦૦,૦૦૦ ડોલરની મંજૂરી સરકારને આપતાં વીન્સન બીલ ઉપર સહી કરી હતી. દારૂગોળો બનાવનાર પેઢીઓને આ રીતે ખુબ પૈસા મળતા રહે ત્યાં સુધી તેઓના પર થતા શાબ્દિક પ્રહારોની તેમને જરાએ બીક નથી. પ્રમુખ રૂઝવેલ્ટ કહે છે રાષ્ટ્રો રાષ્ટ્રો વચ્ચે હથિઆરો વધારવાની હરિફાઇનું પરિણામ યુદ્ધમાં આવશે પણ એની પોતાની નીતિ એ સૂચવાએલા બોધ પર મંડાઈ હોય એમ જરાએ જણાતું નથી

સવાલ:—યુનાઇટેડ સ્ટેટસ હથિઆરો વધારવાની પાછળ દર વર્ષ કેટલું ખર્ચ કરે છે?

જવાબ:—૨,૦૦૦,૦૦૦ ડોલર.

સવાલ:—અમેરિકામાં ખેડુતોની સંખ્યા કેટલી?

જવાબ:—૧ લી જાન્યુઆરી ૧૯૩૪ ના રોજ એ સંખ્યા ૩૨,૫૦૯,૦૦૦ જેટલી હતી. એટલે કે અમેરિકાના ચોથા ભાગના લોકો ખેતીમાં રોકાએલા છે. તેના પરથી એ પણ સમજી લેવું ઘટે કે ખેડુતોની મદદ વિના સમાજવાદનો કાર્યક્રમ પાર ઉતારવાનું અશકય છે.

સવાલ:—અમેરિકાના સામ્યવાદી પક્ષના સભ્યોની સંખ્યા કેટલી?

જવાબ:—અમેરિકાનો સામ્યવાદી પક્ષ ૨૪,૫૦૦ સભ્યો ધરાવવાનો દાવો કરે છે. ત્રણ વર્ષ પહેલાં એ પક્ષના સત્તાવાર અહેવાલમાં ૮,૩૯૯ સભ્યો હોવાનું જણાવવામાં આવ્યું હતું. જ્યારે ૧૯૩૪ ના આંકડાઓ રજુ કરવામાં આવ્યા ત્યારે તે બરાબર છે કે કેમ એવું બતાવનારો કંઇ પુરાવો આપવામાં આવ્યો નહોતો. એ પક્ષના પોણા ભાગના સભ્યો તો બેકારો છે. આ સ્થિતિ એમ બતાવે છે કે તેઓ કામ ધંધાવાળા કામદારોને પોતાના પક્ષમાં આણવામાં બહુ સફળ થયા નથી છેલ્લાં પાંચ વર્ષથી સખત આર્થિક મંદી હોવા છતાં સામ્યવાદી પક્ષના સભ્યોની સંખ્યા આટલી જ રહી છે તેના પરથી એવું અનુમાન તારવી શકાય કે તેમનો સામ્યવાદ અમેરિકન લોકોને ફાવતો નથી. સામ્યવાદીઓ સભાઓ વખતે દેખાવો અને ધાંધલ કરવામાં બહુ પારવધા છે એટલે તેઓ છાપાંઓને પાને બહુ ચડે છે પરંતુ વાસ્તવિક રીતે અમેરિકન શ્રમજીવિ જનતા સાથે તેમનો સંબંધ છેક નજીવો છે. સામ્યવાદીઓ તરફથી શેરીઓ અને સભાઓમાં જે તોફાનો વખતોવખત થાય છે તેને માટે તેઓ એવો બચાવ રજુ કરે છે કે એ રીતે તેમના અનુયાયીઓને લડતની કળાની તાલીમ મળે છે. પરંતુ એવાં દરેક તોફાન વખતે ફાવે છે તો પોલીસો જ એટલે એમ પણ કહેવું જોઇએ કે ખરૂં જોતાં તો આવાં તોફાનોને અસરકારક રીતે કેમ દાબી દેવાં એ વાતની પોલીસોને તાલીમ મળે છે.

કરતી. તે સમયે તે મારા પ્રત્યે ઘૃણા દર્શાવતી. સમયના વહેવા સાથે મને ખબર પડી કે તેને અંદરની કોઇ શકિત મારા પ્રત્યે ઉપ્ધતાઇ અને વિદ્રોહી બનતાં શિખવાડે છે. જ્યારે તે આવી સ્થિતિમાં આવે છે ત્યારે પોતાનાં હૃદય અને દિમાગનાં યુધ્ધ પછી રડવાનું શરૂ કરે છે અને મને પોતાના બાહુપાશમાં જકડાવી છાતીએ દબાવી દે છે. હું સમજતો હતો કે મારી માતાના અસ્થાયી પરંતુ તીક્ષ ભાવપરિવર્તને, માનસિક કષ્ટે, અને સ્થાયી ઉદાસીનતાને કારણે આવું થવા પામે છે. આવી ઘડીએ મને પણ તેના તરફ ક્રોધ આવતો. મારી માતા હરરોજ કાળાં કપડાંજ પહેરતી. અમારા ઘરમાં કોઇ પણ ચીજની કમી નો'તી, બન્ને આરામથી રહેતાં હતાં. કોઇ પણ માણસને મળતાં મારી માતાને સૂગ ચઢતી.

[૨]

**મારી માતાની સઘળી** ચિન્તાઓ અને દુઃખો મારામાં કેન્દ્રિત હતાં. તેનું જીવન મારામાં મિશ્ર થઇ ગયું હતું. પહેલાં હું મારી માતાનો લાડીલો દિકરો હતો. ઘણું કરી લાડીલું છોકરું ભવિષ્યમાં પોતાની જીંદગી ખેલતાં નથી ફાવતું કારણ કે તેના મા-બાપ તેના માટે બહુજ ફિકર કર્યા કરે છે. છેવટે પરિણામ એ આવે છે કે તે બગડી જાય છે. મારામાં તેવી જાતનાં બીજ નો'તાં રોપાયાં પણ એ પરિસ્થિતિનો પ્રભાવ મારા પર અગમ્ય એટલા પુરતો પડયો કે મારી સમજણ સમય પહેલાં વિકાસ પામીઅને પીઢ બની. મારી તબિયત શરૂઆતથીજ મારી માના જેવી કોમળ અને નાજુક હતી. સાથે મારો ચહેરો પણ મારી માતાને બીલકુલ મળતો હતો.

મારી માતાને જોઇસમાજમાં બીલકુલ અલગ રહેવાથી મારામાં શરમાળપણાનાં બીજ અંકુર પામ્યાં. મારી ઉમરના છોકરાઓ સાથે પણ મને જવાનું ગમતું નહિ. બોલવાનું એટલું ઓછું હતું કે મારી માતા સાથે પણ જોઇતુંજ બોલતો. મને ત્રણ વસ્તુનો બહુજ શોખ હતો. ભણવું, એકલું ભમવું અને રાત દિવસ વિચારમાંજ ગોથાં ખાવાં. હું તે દિવસોમાં આખો દિવસ શું વિચાર કરતો તે હવે બતાવવુંજ મારે માટે કઠિન છે. મને તે વખતે એવું ભાન થતું કે જાણે મારી સામે એક દરવાજો છે, જેનાં કમાડ અર્ધાં ખુલ્લાં છે, તે કમાડ ઉપર એક પાતળા સરખો પડદો ઢાંકેલો છે, જેથી પાછળની વસ્તુઓ બરાબર નથી દેખાતી. મને તે જાણવાની બહુ અભિલાષા છે કે તેની અંદર શું છે? પણ હું તેને નથી જોઈ શકતો કારણ કે હું દૃઢ મન કરી ઉભો છું, અડગ અને અસ્થિર, અક્રિય છું, આગળ વધીજ નથી શકતો. આગળ વધી જોવાની નિષ્ક્રિય ઇચ્છાજ મને થકાડી દે છે અને હું ઉંઘી જાઉં છું. ઉંઘવાની લત, મારી તે રહસ્ય જાણવાની ઉત્કંઠાને વધારે દૂર ખેંચી જાય છે અને તેથી મારા હૃદયની અપૂર્ણ, અતૃપ્ત અભિલાષા મને વધારે થકાડી દે છે.

જો હું કવિ હોત તો જરૂર ગદ્યપદ્ય શૈલીમાં તેનું આબેહુબ વર્ણન કરી બતાવત. જો મારી માનસિક પ્રવૃત્તિઓ ધાર્મિક હોત તો હું કયારનો સાધુ બની ગયો હોત! પણ કિસ્મતે મને તે બન્નેમાંથી બચાવ્યો હતો. અને આથીજ તે કલ્પનામય દ્વારના કિનારે ઉભો રહી નિરંતર સ્વપ્નાંના પડછાયાજ જોવાનો લ્હાવો લેતો. આના વગર બીજું કરવાની મારામાં શકિત નો'તી.

[૩]

દિવસે જાગ્રત સ્થિતિમાં હું કંઇ ને કંઇ વિચાર જ કર્યા કરતો. રાત્રે પણ મારી નિદ્રાનો મોટો ભાગ સ્વપ્ન દેખવામાં જ વ્યતિત થતો અને તેથી હું લાંબી ઉંઘ લેતો. હું હંમેશાં સ્વપ્નામાં એક જ જાતનાં ચિત્રપટો જોતો જેથી મને નિદ્રાભંગ થયે પણ યાદ આવતાં હું આ ચિત્રપટોને બહુજ અર્થપૂર્ણ સમજતો અને તેમાં કંઇ દૈવી રહસ્યનો આભાસ જણાતો. કેટલાંક સ્વપ્નાં મને વારંવાર આવતાં. તેમાંનાં કેટલાંક તો વિચિત્ર પ્રતિત થતાં. આમાંનું એક સ્વપ્નું નીચે પ્રમાણે હતું-

"હું કોઇ જુના શહેરની સાંકડી ગલીમાંથી પસાર થઇ રહ્યો છું. ગલીમાં બન્ને તરફ ખૂબસુરત કોતરેલા પત્થરોથી બનેલા અનેક મેડાવાળા ઘુમટથી શોભાયમાન મકાન જ છે. ગલીની ફર્શ પણ વાંકા ચુંકા પત્થરોથી જ બનેલી છે. મારા પિતા તે ગલીના એક મકાનમાં રહેતા હતા હું એક નાના અને અંધારા દરવાજામાં ઘુસ્યો. મેં એક લાકડાથી ભરેલા ઓરડાને પસાર કર્યો અને નાના ઓરડામાં જઇ પહોંચ્યો. તે ઓરડામાં બે ગોળ ખડકીઓ છે. ઓરડાની વચ્ચો-વચ્ચ મારા પિતા ઉભેલા છે. તેમણે લેંગો અને બાંડીયું પહેર્યું છે અને સીગારેટ પી રહ્યા છે. પણ હું અચંબો તો એ પામ્યો કે તેમની સુરત મારા અસલી પિતાને મળતી નો'તી. આ તો એક ઉંચી, પાતળી અને કાળાવાળવાળી વ્યકિત છે. નાક જરા વળી ગયું છે અને આયુષ્ય લગભગ ૪૦ વર્ષનું છે. હું તેમને ખોળતો ખોળતો તેમની પાસે આવી પહોંચ્યો. મને જોઇ તેઓએ જરા વક્ર દ્રષ્ટિ દાખવી. તેમને જોઇ મને પણ જરા આનંદ ન થયો. હું ચુપચાપ ગભરાયેલા માણસ માફક ઉભો રહ્યો. થોડીક વાર પછી તેઓ હાલ્યા. તેમણે ધીરે ધીરે ગણગણવાનું શરૂ કર્યું, અને તે આંટા મારવા લાગ્યા. આંટા મારતી વખતે તેમણે તેમની આંખો મારા તરફજ ઠારી દીધેલી હતી. ......ધીરે-ધીરે ઓરડો મોટો થવા લાગ્યો અને મારા પિતા તે સાથે અદ્રષ્ય થઇ ગયા. થોડીક વાર પછી આખું મકાન હવા સાથે મળી ગયું અને પિતાએ ફરીથી દેખાવજ ન આપ્યો. અચાનક મારા મનમાં આવ્યું કે—"ઓહ! મેં મારા પિતાને શોધેલા ખોયા!" હું ભય પામી તેમની પાછળ દોડયો પણ તેમને ખોળી ન શકયો. ફકત તેમની ક્રોધિત, રીંછ સમાન કઠોર ગર્જના દૂરથી મારા કાનોમાં પડતી રહી મારૂં હૃદય ઠરી ગયું."

સ્વપ્નામાં ભંગાણ પડયું. હું જાગી ઉઠયો આ પછી મને મોડે સુધી ઉંઘ ન આવી. બીજે દિવસ આ સ્વપ્ના વિષે આખો દિવસ વિચાર કરતો રહ્યો. પણ કંઇ નિર્ણય પર ન આવી શકયો કે આનો હેતુ શો?

[૪]

જુનનો મહિનો હતો. જે શહેરમાં અમે રહેતા હતા તેમાં આ સમયે બહુ ઉથલ-પાથલ થઇ ગઇ અમારાં બંદરના બારામાં તે મહિને ઘણાં વહાણો આવવા લાગ્યાં અને દરેક ગલીમાં, સડકો ઉપર અને હરકોઇ જગ્યાએ નવા નવા ચહેરાઓ જોવામાં આવ્યા ધર્મશાળા અને હોટેલોમાં વિભિન્ન દેશોના યાત્રાળુઓને દારૂ અને ચા પીતા જોઇ અમને બહુ આનંદ થતો.

એક દિવસ હું એક હોટેલ પાસેથી પસાર થતો હતો તેવામાં મારી નજર તેની અંદર બેઠેલા એક માણસ પર પડી. તે વ્યકિતના ચહેરાએ મને એકદમ આકર્ષિત કર્યો. તેણે ખેડુત પહેરે છે તેવો કાળો કોટ પહેર્યો હતા અને માથા ઉપર પીંછાથી શણગારેલી હેટ મૂકી હતી. તે શાન્તીથી અદબવાળી બેઠો હતો. પોતાના કોમળ હાથમાં એક સીગારેટ હતી અને તેમાંથી ધુમાડા નિકળતા હતા. તે વ્યકિતનો ચહેરો મને બરાબર પરિચિત લાગતો હતો. તેના ચપટા, પીળા મૂખનો એક ભાંગ મને નિશાની રૂપ દીસતો હતો. તેના સંપૂર્ણ શરીરની બનાવટ ક્યારનીયે મારાં સ્મૃતિપટ પર અંકિત થઇ ચૂકી હતી. હું ત્યાંજ મુગ્ધ બની ઉભો રહ્યો. અને વિચારની આપ-લે કરવા લાગ્યો-"આ કોણ છે? મેં તેને કયાં જોયો હતો?"

મને આમ ઉભેલો જોઇ તે વ્યકિતએ પણ મારી કૌતુહલપૂર્ણ દ્રષ્ટિને ઓળખી લીધી. મારા અચંબાનું ઠેકાણું ન રહ્યું એક હળવી બૂમ મારા મુખમાંથી નીકળી પડી. "ઓહ! આ વ્યકિત તો મારા પિતાજ છે, જેને મેં સ્વપ્નમાં જોયા હતા."

હું જરાપણ ભૂલ કરતો ન હતો. મારા સ્વપ્નના પિતા અને આ વ્યકિતમાં એટલું અસાધારણ સામ્ય હતું કે અત્યારે ભ્રમ ઉત્પન્ન કરવો એ પણ ગાંડપણ જ કહેવાય. બન્નેનો પોષાક પણ એક જ હતો. મેં વિચાર કર્યો.-"કંઇ હું સ્વપ્ન તો નથી જોતો?" પણ આ તો દિવસ હતો. ઉંચે આકાશમાં સૂરજ ચમકી રહ્યો હતો અને હું તેના પ્રકાશમાં મારી જાતને જોતો હતો. મારી પલકારા લેતી આંખો સ્પષ્ટ રૂપથી તે વ્યક્તિને જોઇ રહી હતી. ચોતરફ ઘોંઘાટ હતો જેથી મને ખાત્રી થતી હતી કે હું સ્વપ્નમાં તો નથીજ.

હું પણ હોટલમાં ગયો. અને મારા માટે એક 'કેક' અને ચાનો ઓર્ડર આપી તે જ વ્યકિતની સામે, તેનાથી થોડેક જ દૂર એક ટેબલની પાસે પડેલી ખુરસી પર બેસી ગયો.

[૫]

એક વર્તમાનપત્ર મારા હાથમાં હતું, તે વાંચતો હોવાનો ખોટો ઢોંગ કરી હું તેના સામું જ ટીકી-ટીકી જોતો હતો. તે વ્યકિત મારી આ હિલચાલનું અવલોકન કરે છે કે નહિ તે મારા સમજવામાં ન આવ્યું, પણ તેના ચહેરા ઉપર જરા પણ ફેરફાર નો'તો એ તો સ્પષ્ટ જ જણાતું હતું. બારીકાઇથી જોતાં માલુમ પડતું હતું કે તે કોઇની વાટ જુવે છે. હું તેના તરફથી મારી દ્રષ્ટિ જરા પણ ખસેડતો નો'તો. કોઇ-કોઇ વખત મને વહેમ જતો કે આ સામ્યતામાં જરાપણ સત્ય નથી જે છે, તે ફકત મારા દિમાગનો ભ્રમ છે. પણ એમ નો'તું, એટલામાં તેણે હાથ હલાવ્યા. અરે ખરેખર, આ તો તે જ સ્વપ્નના મારા પિતા છે. મને તેમના એક-એક અંગની બરાબર ખબર છે. અંતે તે વ્યકિતનું ધ્યાન મારાં અસાધારણ રૂપથી મારી તરફ ખેંચાયું. પ્રથમ જરા અચંબા સાથે અને પછી જરા બેચેની સાથે તેમણે જોયું. જોતાં સાથે જ તેમણે ઉઠવાની તૈયારી કરી, પણ એટલામાં એક ચાંદીનો સિક્કો નીચે પડયો. અને મારા પગ આગળ આવી પડયો મેં એકદમ તે ઉઠાવી તે વ્યકિતને આપી દીધો. મારૂં હૃદય તે સમયે જોરથી ધબકારા મારતું હતું.

મારી તરફ તીષ્ણ દ્રષ્ટિથી જોઇ, તે ધીમે ધીમે હસ્યો અને મને ધન્યવાદ આપ્યા. તે સમયે તેણે મારા ચહેરામાં કંઇ વિશેષતા જોઇ, એમ તેના મુખ ઉપરથી સ્પષ્ટ જણાતું હતું.

તેણે મને ધન્યવાદ આપતાં કહ્યું:–"તમે બહુ જ સારો યુવક છો." મને તેના અવાજમાં બહુ જ શુષ્કતા અને તીખાપણું જણાયું. તે કહેતો–કહેતો ચાલતો થયો. "આજકાલના યુવાનોમાં સજ્જનતા બહુજ ઓછી જણાય છે. મને જણાય છે કે તમારૂં પાલન–પોષણ કોઇ કુલિન ઘરમાં બહુજ સારી રીતે થયું લાગે છે, તે માટે તમને હું ધન્યવાદ આપું છું."

મને હમણા તો યાદ નથી કે મેં તેના જવાબનો ઉત્તર શું આપ્યો હતો, પણ એટલું જરૂર યાદ છે કે આ ઘટનાથી અમારા વચ્ચે વાતચીત થવાનો મોકો મળતો. વાત–વાતમાં મને ખબર પડી કે તે પણ આ દેશનો જ નિવાસી છે પણ કંઇ કારણસર તે અમેરિકા ગયો હતો. અમેરિકામાં થોડાં વર્ષો રહી તે આ દેશમાં પાછો આવ્યો હતો. અને થોડાજ સમયમાં પાછો ત્યાં જવાનો ઇરાદો રાખતો હતો. તેણે મને પોતાનું નામ કહ્યું, પણ હું તે બરાબર સાંભળી ન શક્યો. તેનો અવાજ મારા સ્વપ્નના પિતા જેવો જ હતો–ઘુઘરાતો અને અસ્પષ્ટ. તેણે મારૂં નામ પુછયું તે મેં કહ્યું. મારૂં નામ સાંભળી તેઓ જરા અચંબો પામ્યા. તેણે મને પુછયું.–"તમે આ શહેરમાં કેટલા વખતથી રહો છો?

"મારા જન્મથી."

"કોની સાથે?"

"મારી માતા સાથે."

"તમારા પિતા કયાં છે?"

"મારા પિતાના મરણ થયે કેટલાંયે વર્ષો થઇ ગયાં."

"તમારી માતાનું નામ શું?"

મેં તે કહ્યું, તે સાથે તે બહુ જોરથી હસ્યો. પણ થોડી વારમાં આ વાતની ક્ષમા માગતો તે બોલ્યો કે આવી આદત તેને અમેરિકામાં પડી ગઇ છે. તેણે મારી માતાનું નિવાસસ્થાન પુછયું જે મેં તેને જણાવ્યું.

[૬]

**જ્યારે વાતચીત શરૂ** થઇ હતી ત્યારે હું બહુજ ઉદ્વિગ્ન હતો, પણ ધીરે–ધીરે શાન્ત થતો જતો હતો. તેનું હસવું મને નાપસંદ પડયું, તે ધારીને મને જોતો હતો તે પણ મને પસંદ ન આવ્યું, છતા પણ તેની આંખોમાં કંઇ પરખવાની અભિલાષાના ભાવ મને જણાતા હતા. હું તેને જોઇ જરા ડરી પણ ગયો હતો. સ્વપ્નમાં તે આંખોને હું બરાબર જોઇ શકયો નો'તો. તેનો ચહેરો પણ વિચીત્ર હતો. તે પીળો અને થાકેલો જણાતો હતો; તો પણ તે યુવાન અને બલિષ્ટ પ્રતિત થતો હતો; પણ તેનું યૌવન આકર્ષક નો'તું. બહુ જ પાસેથી જોતાં મેં તેને માથે એક ચિન્હ જોયું જે મેં મારા સ્વપ્નાના પિતા માથે જોયું નો'તું.

મેં હજુ તેના નિવાસસ્થાનની જગ્યા પુછી નો'તી એટલામાં તેની પાસે એક હબસી આવ્યો. તેનું શરીર બહુ વિશાળ હતું અને તેણે એક ચડી પહેરી હતી. હબસીએ આવતાં સાથે જ તેના ખભા ઉપર

હાથ મૂક્યો. તેને જોતાંજ તે બોલી ઉઠયો:—"આહ! આખરે તું આવી લાગ્યો!" પછી બંને સાથેતી ઓરડીમાં ભરાઇ ગયા, અને હું તેમની પાછા આવવાની વાટ જોતો ત્યાં જ બેસી રહ્યો. મારી રાહ તે મારે નો'તી કે હું તેની સાથે વાતચીત કરૂં; મને તેની સાથે વાતચીત કરવાનો હજુ એક પણ સવાલ જડતો નો'તો. મારો ત્યાં બેસી રહેવાનો ઉદ્દેશ ફકત એ જ હતો કે હું મારા રાતના સ્વપ્નાની સત્યતાને પૂર્ણ રીતે ઓળખી શકું. શું આ પણ કોઇ વખત સંભવિત થઇ શકે છે? પણ આમ વિચાર કરતાં એક કલાક પસાર થઇ ગયો, પણ તેઓ પાછા ન જ આવ્યા. આખરે હારી મેં પણ તે જ ઓરડામાં પ્રવેશ કર્યો. પણ ત્યાં નો'તા મારા પિતા કે નો'તો પેલો હબસી. તે ઓરડામાં બીજો એક દરવાજો પણ હતો જેથી મને ભાન થયું કે તેઓ આ રસ્તે જ બીજે કંઇ ચાલી ગયા હશે.

મારા મસ્તકમાં થોડાક દર્દે પ્રવેશ કર્યો. તાજી હવા ખાવાના ઉદ્દેશે હું લ્હેર કરવા સમુદ્રના કિનારા તરફ ગયો. શહેરની બહાર એક મોટો બગીચો છે, તેમાં બે કલાક ફરી હું ઘર તરફ પાછો આવ્યો.

## [૭]

હું જેવો ઘરના આંગણામાં પહોંચ્યો. તેવીજ મારા ઘરની દાસી મારા તરફ દોડતી આવી. તે બહુ જ ગભરાઈ ગઇ હતી. તેના હાવભાવથી એવું સ્પષ્ટ માલુમ પડતું હતું કે મારી પાછળ ઘરમાં કાંઇ અસાધારણ ઘટના બની છે. દાસીએ મને બતાવ્યું કે હમણાં અર્ધા કલાક પહેલાં તેણે મારી માતાની રૂમમાંથી એક ચીસ સાંભળી હતી. તે દોડતી મારી માતાની ઓરડીમાં ગઇ. ત્યાં જઇ તેણીએ જોયું કે મારી માતા ફર્શ ઉપર બેહોશ પડી હતી. કેટલીક મીનીટો બાદ તેની બેશુધ્ધી વળી હતી. પણ એટલા જ વખતમાં તે એટલી કમજોર બની ગઇ હતી કે તેણીને પથારીનો આશ્રય લેવો પડયો હતો. દાસી કહેવા લાગી કે તે ત્યારથી અત્યાર સુધી એક શબ્દ પણ બોલી નથી. તેણીએ તેના પ્રશ્નોનો એક પણ જવાબ નો'તો આપ્યો. તે બહુજ ડરી ગએલી લાગતી હતી. તે નિરંતર કંપી જ રહી છે. અને તે બહુજ ભયભિત દ્રષ્ટિથી વારંવાર ચોતરફ જુએ છે. નોકરે માળીને મોકલી તે સમયે ડોકટરને બોલાવ્યા હતા. ડોકટર સાહેબ તેમને જોઇ કંઇ દવા આપી ગયા છે. માતાએ ડોકટર સાહેબના એક પણ પ્રશ્નનો જવાબ આપ્યો નો'તો. માળીનું કહેવું છે કે તેમની રૂમમાંથી એક અજબ પુરૂષ બહાર આવ્યો હતો. અમે જે મકાનમાં રહેતા હતા તે એક મોટા બગીચામાં હતું અને આ બાગ શહેરના બાગ સાથે સંલગ્ન હતો. માળી તે પુરૂષને બરાબર તો ન જોઈ શકયો પણ તેણે તે અવશ્ય જોયું હતું કે તે વ્યકિત લાંબા કદની હતી, પીછાંની હેટ પહેરી હતી અને કાળો કોટ પહેર્યો હતો.

મેં આ સારી ઘટના ચુપચાપ સાંભળી. જ્યારે તે દાસીએ તેના પોષાકનું વર્ણન સંભળાવ્યું ત્યારે અનાયાસે મને ખ્યાલ આવ્યો કે:—"ઓહ! આ તો મને જે હોટલમાં મળ્યો હતો તેનો જ પોષાક છે" માળી આ પુરૂષને પકડી શકયો નો'તો કારણ કે તેને તરતજ ડોકટરને બોલાવવા જવું પડયું હતું.

હું મારી માતાના શયનાગારમાં ગયો. કાચા દૂધના જેવા સફેદ તકીયા ઉપર પોતાનું મસ્તક રાખી તે ગંભીરભાવે પડી હતી. તેનો ચહેરો તકીયા માફક સફેદ થઇ ગયો હતો. મને જોઇ અસ્ફુટ રીતે તે હસી અને મારા તરફ તેના હાથ લંબાવી દીધા. હું તેના હાથ પકડી તેની પાસે જ બેસી ગયો. મેં પૂછ્યું: "કેમ શું થયું હતું ?" પહેલાં તો તે અચકાઇ પરંતુ છેવટે તે એટલું બોલી કે તેણે એક એવું દ્રશ્ય જોયું છે કે જેનાથી તે બહુજ ડરી ગઇ છે.

મેં પૂછ્યું:–"શું કોઈ અહિં આવ્યું હતું ?

- "નહિ !" તેણે એકદમ જવાબ આપ્યો "કોઈ નથી આવ્યું ! પણ...મને ખ્યાલ છે કે મેં......એક સ્વપ્ન જોયું !"

તે ચુપ થઇ ગઇ અને પોતાના હાથવતી પોતાની આંખો બંધ કરી દીધી. હું તેને માળીની વાતચીત અને હોટલવાળી ઘટના સંભળાવવા માંગતો હતો પણ કંઈ સંભળાવી ન શક્યો. હું કહેવાનું સાહસ જ ન કરી શક્યો.

બહુજ પ્રયત્નથી હું એટલું બોલી શક્યો કે:–"દિવસની જાગૃત દશામાં તો સ્વપ્ન ન આવી શકે."

મારી માતા ધીરેથી બોલી:–"ચુપ રહે બોલીશ નહિ. આ વખતે મને તકલીફ ન આપીશ. એક દિવસ તને બધી ખબર પડશે !"

તે ચુપ થઇ ગઈ. મેં તેના હાથોને સ્પર્શ કર્યો, તે તદ્દન ઠંડા હતા. તેનો શ્વાસ ઝપાટાબંધ ચાલી રહ્યો હતો. મેં ઉઠી તેને દવાનો એક ડોઝ આપ્યો, અને પછી તે આરામ લે તે માટે હું એક બાજુ થઇ ગયો.

તે પથારી ઉપરથી દિનભર ન ઉઠી શકી, તે ચુપચાપ ગતિરહીત ભાવથી પડી હતી અને રહી–રહી ઠંડો અને ઉંડો શ્વાસ લેતી હતી. વચમાં–વચમાં તે ભયભીત દ્રષ્ટિથી અહિંયાં–તહિયા જોઈ પણ લેતી હતી. ઘરમાં બધાં ચિંતામાં પડયાં હતાં કે તેને શું થઇ ગયું છે.

[૮]

**રાત્રે મારી માતાને** જરા તાવ આવ્યો અને તેણે મને બોલાવવા દાસીને મોકલી. તેની આજ્ઞાથી આખી રાત્રિ હું મારી રૂમમાં ન સુતાં તેના શયનાગારના નિકટના દિવાનખાનામાં સુઇ ગયો. રાત્રે મને ઉંઘ ન આવી શકી. હું થોડી–થોડી વારમાં ઉઠી મારી માતાના શયનાગારની પાસે જતો હતો. ત્યાં હર–વખત પુરી શાંતિ જણાતી હતી, કેવળ રહી–રહી તેના ઉંડા શ્વાસનો અવાજ જ સંભળાતો હતો. હું સમજી ગયો કે તેને ઉંઘ આવતી નથી. આમ ને આમ આખી રાત્રિ પસાર થઇ ગઇ હતી. પ્રાતઃકાળમાં હું તેના ઓરડામાં ગયો તે સમયે તે અપેક્ષાએ કંઇક સ્વસ્થ જણાતી હતી. તેનો ચહેરો મને કંઇક સુજેલો માલુમ પડયો અને તેના આંખોમાં કંઇક ચળકાટ જણાયો. આખો દિવસ તેની તબીયત કંઇક ઠીક રહી પણ સાંજના પાછો તાવ આવ્યો

અત્યાર સુધી તે ચુપ જ રહી હતી પણ હવે તે જલદી જલદી અને કંઇ વધારે બોલવા લાગી. તે પ્રલંભ મૂર્છામાં નો'તી. તે જે કંઇ બોલી રહી હતી તેનો અર્થ તો અવશ્ય હતો. રાત્રે હું તેની પાસેજ

બેસી રહ્યો. મેં મધ્યરાત્રિએ જોયું કે તે મૂર્છા–જેવી દશામાં ગાભરી બની બેઠી થઇ છે. એવી જ દશામાં પાણીનો એક પ્યાલો ઉઠાવી લીધો અને તે થોડું–થોડું પીતાં મને કંઇક વાત સંભળાવા લાગી. આ સારી હલન–ચલન સુધી તેણે મારી તરફ જરા પણ જોયું નો'તું. વચમાં–વચમાં તે થાકી અટકાઇ જતી અને ફરીથી જરા આરામ લઇ બોલવા લાગતી. આ સંપુર્ણ ઘટના બહુ જ આશ્ચર્યજનક રૂપમાં થતી હતી. એવું જાણે, જણાતું હતું કે તે ઉંઘમાં જ બોલે છે, અથવા તે સ્વયં બોલતી નથી પરંતુ તેના મુખમાંથી કોઇ બીજી જ વ્યકિત બોલે છે.

[૯]

તેણીએ કહ્યું:–"સાંભળ, આ બધું હું બહુ વખતથી તને સંભળાવવા માગતી હતી. તું હવે બાળક નથી. હવે તારે થોડું જાણી લેવું જોઇએ......મારી એક સખી છે તે એક પુરૂષ સાથે પ્રેમમાં પડી હતી. થોડા સમય પછી બંનેનાં લગ્ન થઇ ગયાં અને બંને એક-બીજા પ્રત્યે પૂર્ણ સંતુષ્ટ બની સુખી જીવન વિતાવવા લાગ્યાં. પોતાનાં લગ્નનાં પહેલાં જ વર્ષે તે બંને લ્હેર ઉડાવવાના ઉદ્દેશે થોડાક દિવસો માટે રાજધાનીમાં ગયાં. ત્યાં તે બંને એક મોટી હોટલમાં ઉતર્યાં અને દરરોજ નાટક, સીનેમા અને સભાઓમાં જવા લાગ્યાં. મારી સખીને ઘરમાં રહેવાની જરા પણ ટેવ નો'તી. તે બીજા લોકોને મળવાનું બહુજ પસંદ કરતી; તેથી આ નવા રહેઠાણમાં પણ તેને બહુજ સારી ઓળખાણ થવા લાગી. તેના સમાગમમાં એક દિવસ એક વિચિત્ર વ્યકિત પણ મળી......

તે એક લશ્કરનો અમલદાર હતો. એકદમ તે ટુંક સમયમાં જ મારી સખીના પ્રેમમાં પડયો. તે જ્યાં જતી ત્યાં પેલો અધિકારી તેની પાછળ જ જતો, અને પોતાની કાળી–કાળી આંખો વડે તે તેના પ્રત્યે ઘુરકતો. આમ જોઇ મારી સખી બહુ જ ડરી ગઇ. તે મારી સખીને ન ફસાવી શકયો. તે જરા પણ તેની સામે ન બોલી. તો પણ તે હંમેશાં તેની પાછળ જ જતો, અને પોતાનું વર્તન તેવું જ દાખવતો. મારી સખીની રાજધાનીની યાત્રાની લ્હેર ચિન્તામાં ફેરવાઇ ગઇ. આખરે એક દિવસે તેણીએ તેના પતિને કહ્યું કે હવે આપણે આપણા વતનમાં જલદી જવું જોઇએ. જવાનો દિવસ પણ નક્કી થયો અને સામાન બાંધવો શરૂ કર્યો.

"તે દિવસોમાં એક દિવસે મારી સખીના પતિને તેના લશ્કરી અમલદાર મિત્રોએ નાટક જોવાનું આમંત્રણ આપ્યું. પેલી વ્યકિત પણ આ લશ્કરી અધિકારીઓમાંની એક હતી. મારી સખીનો પતિ પોતાની પત્નીને આજ પ્રથમ જ વાર હોટલમાં એકલી છોડી બહાર જતો હતો. રાત્રે બહુ મોડાં સુધી બિચારી પોતાના પતિની પાછા આવવાની વાટ જોતી રહી પરંતુ રાત્રિનો મોટો ભાગ પસાર થયો તો પણ તે પાછો ન આવ્યો ત્યારે તેણીએ પોતાની દાસીને સુવાની આજ્ઞા આપી દીધી અને પોતે પણ એક પથારી પર પડી... તે સમયે તેના ઉપર એક ભયંકર આફત આવી. પથારી ઉપર જેવી તે પડી તેવામાં એક અવાજ આવ્યો જાણે કોઇ દિવાલને ઠોકી રહ્યું છે. અથવા જાણે કોઇ કુતરો પોતાના પંજા વડે જમીન ખોદી રહ્યો છે. તે દિવાલ તરફ જોવા લાગી. ઓરડાના

એક ખુણામાં ટેબલ ઉપર દિવો સળગી રહ્યો હતો. આ શયનાગાર ચોતરફથી રામી કપડાંથી ઢંકાયેલો હતો. અચાનક, એક તરફથી પડદો હાલવા લાગ્યો થોડી વાર પછી તે આખો પડદો એક તરફ ખસી ગયો અને તેની પછવાડેથી તે જ લાંબા કદની વ્યક્તિની ધુન્કતી બદમાશ આંખો મારી સખીના પલંગ પાસે આવી ચમકવા લાગી.

"મારી સખી ગુસ્સે થવાનો પ્રયત્ન કરવા લાગી પરંતુ તે ગુસ્સે ન થઇ શકી. તે જ સમયે તે વ્યક્તિ ઉછળી તેની બીલકુલ નિકટ આવી પહોંચી અને તેણે મારી સખીના મુખ પર એક જાડું કપડું બાંધી દીધું. તે પછી શું થયું તે મને યાદ ન રહ્યું......પણ એટલું ચોક્કસ કે જે થયું તે મોતથી અથવા હત્યાથી કંઇ ઓછું નો'તું. આખરે જ્યારે મારી મૂર્છા ......મારી સખીની મૂર્છા તૂટી ત્યારે તેણીએ જોયું કે રૂમમાં તેના સિવાય બીજું કોઇ નો'તું. આ સમયે પણ તે જરા પણ ગુસ્સે ન થઇ શકી અંતે તે ગુસ્સે થાય એટલી શકિત તેનામાં આવી સઘળો બનાવ ફરીથી ગડબડ–અધ્યાયમા પડી ગયો.

"તેણીએ જોયું કે સાથે જ તેનો પતિ સુતો છે તેણે કહ્યું કે તે બે વાગ્યા સુધી નો'તો આવી શકયો. તેણે મારી સખીને ગુસ્સે થવાનું કારણ પૂછ્યું પણ તે કંઇ જવાબ ન આપી શકી.

"બીજા દિવસના પ્રાતઃકાળમાં તેણીએ પડદા પાછળ જઇ જોયું તો ખબર પડી કે ત્યાં એક ગુપ્તદ્વાર છે. પોતાના હાથ પર નજર પડી તો ખબર પડી કે તેના હાથમાં પોતાની લગ્નની–મુદ્રિકા પણ નો'તી આ મુદ્રિકા તેના વંશપર પરાથી ચાલી આવી રહી હતી અને તેની બનાવટ બહુ જ આશ્ચર્યજનક હતી. તેના નંગમાં સાત સોનાના અને સાત ચાંદીના તારા જડયા હતા. તેના પતિએ તેણીને પૂછ્યું કે મુદ્રિકા કયાં ગઇ પણ તે કંઇ ન બોલી શકી. પતિએ માન્યું કે કયાંઇ પડી ગઇ હશે જેથી, બધે તેની તપાસ કરવા આજ્ઞા આપી. તે આગલે દિવસે જ્યાં ગઇ હતી ત્યાં બધે તેની શોધ કરી પણ મુદ્રિકા ન મળી તે ન મળી આ ઘટનાથી તે બહુજ નારાજ થઇ અને એકદમ હવે રાજધાની છોડી જવાની વિનંતી કરી. પણ મારી સખીને એટલામાં તાવ આવ્યો અને બે–ત્રણ દિવસ પસાર થઇ ગયા. જેવી ડોકટરે પરગામ જવાની અનુમતિ આપી કે તરત જ પોતાના વતને જવાનો તેમણે દિવસ નક્કી કરી નાખ્યો. પણ અચંબો પામવા જેવી વસ્તુ તો એ જ હતી કે જે દિવસે તેમને જવાનું હતું તે જ દિવસે તેમની સામેનાં ઘરની ગંદી ગટરમાં એક લાશ તેમની નજરે પડી. તેનું શરિર ફાટી ગયું હતું.. આ લાશ તે જ રાતવાળી ભયંકર વ્યકિતની હતી. પાછળથી ખબર પડી કે મીજલસમાં તેને કોઇ સાથે તકરાર થઇ હતી અને મારામારી કરતાં આવું પરિણામ થવા પામ્યું હતું.

"મારી બેનપણી પોતાના વતને પાછી આવી અને પ્રથમ વાર એક બાળકની માતા બની. આ પછી આ જ ઘરમાં પોતાના પતિ સાથે તે કેટલાયે વર્ષો રહી. તેના પતિને રાજધાનીવાળી ભયંકર ઘટનાની કંઇ પણ ખબર ન પડી. અને તે કેવી રીતે બતાવી પણ શકે? તે પોતાની જાતે પણ તે નો'તી સમજી શકતી. પણ હવે તેની સંપૂર્ણ પ્રસન્નતાનું ખુન થઇ ગયું હતું. તે બન્નેના જીવન પર અંધકારનું આવરણ છવાઇ ગયું હતું, જે ફરીથી કોઇ દિવસ ન હટી શકયું. આ પછી તેને કંઇ પણ સન્તાનની પ્રાપ્તી ન થઇ......મારી સખીયે ફકત તે પુત્રનો જ જન્મ આપ્યો."

આટલું કહી મારી માતા કંપી ઉઠી. તેણે પોતાના હાથો વડે આંખો બંધ કરી દીધી.

થોડી વાર પછી મહામહેનતે તે ફરીથી બોલી..."બતાવ આ ઘટનામાં મારી સખીનો કંઇ દોષ છે? તે બિચારી શું કરી શકે? શું ઇશ્વરે તેના પ્રત્યે અન્યાય નથી કર્યો? જો તેનો અપરાધ નો'તો તો, ઓ ઇશ્વર! આટલા વર્ષો પછી તેં તેણીને ફરીથી તે જ ભયંકર દ્રષ્ય કેમ બતાવ્યું? શું તે પાપીણી હતી, તેથી તેના અન્તરઆત્માને આ કઠોર દંડ આપ્યો? મેકબેથે બેન્કોનું ખુન કર્યું હતું તેથી તેને ખુનનાં દ્રષ્યો બતાવવાં તે સ્વાભાવિક હતું...પણ હે ઇશ્વર! **શું મને પણ......**

આ પછી મને સમજણ ન પડી કે મારી માતા, શું બોલી રહી છે. હવે તે બેશુદ્ધિમાં જ બોલી રહી છે એવું મને લાગ્યું.

# [૧૦]

**ત**મે સમજી શકો છો કે મારી માતાની આ કહાણીએ મારા હૃદય પર કેટલો મન્થનકારક પ્રભાવ પાડયો હશે. મને પ્રથમથી જ ખબર પડી હતી કે તે પોતાની સખીનું નામ લઈ પોતાની આત્મકથા જ સંભળાવી રહી છે. ભૂલમાં વચમાં તે એક વખત સખીનાં નામને બદલે પોતાનું નામ બોલી ગઇ જેથી મારી પાકી ખાત્રી થઇ ગઇ. સાચેસાચ તે વ્યકિત, જેનું પ્રથમ દર્શન મેં સ્વપ્નમાં કર્યું હતું અને જેને હું હોટેલમાં પ્રથમ વાર જ મળ્યો હતો તે જ મારા પિતા છે! તે મરી ગયા નથી. મારી માતા ભ્રમમાં છે. તે મરી ગયા નહિ હોય, ફકત સાંઘાતિક રૂપથી જખમી થયા હશે. તેમના ઘાતકોએ તેમને મરી ગયા જાણી ગન્દી ગટરમાં ફેંકી દીધા હશે પણ પછી તે બચી ગયા હોવા જોઇએ. હોટેલમાં મારી મારફત મારી માતાનો પતો જાણી તેઓ અહિં મળવા આવ્યા હશે પણ મારી માતા તેમને મૃત સમજતી હોવાને કારણે (સમજવાનું તો હતું જ નહિં, તેણીએ તો પોતાની નગ્ન આંખો વડે તે લાશને જોઇ હતી) તેમને જીવતા જાણી ભયથી ગભરાઇ ગઇ હશે અને તેઓ મારી માતાને આવી સ્થિતિમાં જોઇ નાશી ગયા હશે. સઘળું મારી આંખ આગળ તરવા લાગ્યું. મારી સમજણમાં હવે આવી ગયું કે મારી માતા નિરન્તરરૂપથી ઉદાસ કેમ રહેતી હતી, તે સમાજમાં મળવાનું કેમ પસંદ નો'તી કરતી અને સૌથી અચંબો પમાડે તેવું, તે મારા પ્રત્યે કોઇ-કોઇ વખત ધૃણાની નજરે, કેમ જોતી હતી. ઓહ, મારો તો સંસાર બદલાઇ ગયો. હું તો જીવતો છું, પરંતુ આ ઘટના જાણી મને અનુભવ થવા લાગ્યો કે મારી માતાના પતિના પુત્રનું અવસાન થઇ ચૂકયું છે! અને તેની જગ્યાએ મારી માતાએ એક બીજી વ્યકિતના પુત્રને જન્મ આપ્યો છે! તે બન્ને પુત્ર મારા જીવીત જીવમાં આવી એક બની ગયા છે પણ તે બન્ને જે જગ્યાએ આવી મળે છે તે આજની રાતનું કારણ છે! મારું મસ્તક ઘૂમવા લાગ્યું જેથી મેં મારા બન્ને હાથમાં તે પકડી લીધું.

થોડી વારમાં જ મારા પર એક બીજા સ્વપ્ને સવારી કરી અને તે એટલી ઉગ્રતા સાથે કે તેનું વર્ણન હું નથી કરી શકતો. મેં નિશ્ચય કર્યો છે કે તે વ્યકિતને, પોતાના જન્મદાતાને એકવાર શોધીશ જ. તે વાતે મને પોતાના જીવન-મરણનો પ્રશ્ન બનાવી મૂકયો છે.

બીજા દિવસના પ્રાતઃકાળમાં મારી માતાની તબિયત બરોબર થઇ ગઇ. તાવ ઉતરી ગયો અને ઉંઘ પણ આવી ગઇ. તેણીને મારા નોકરોની દેખરેખ નીચે મૂકી મારા સ્વપ્નને સાબીત કરવા હું નિકળી પડયો.

(અપૂર્ણ.)

...લેખાંક:...
૬ ઠો અને
છેલ્લો.

# ગામડાંઓનું અનારોગ્ય.

...લેખક:...
પી. જે. ભટ

## મેલેરીઆ

સામાન્ય રીતે શહેરમાં વસતા સજ્જનોને મેલેરીયાના સાચા ત્રાસનું ભાન હોતું નથી મુબાઇનાં પગમાં મચ્છરોનો ત્રાસ વિશેપ છે, છતાં મેલેરીયાનો ત્રાસ નહીં જેવો જ છે. પણ ગુજરાતના સેંકડો ગામડાંઓમાં તાઢીયો તાવ એ એક કુદરતી આફત છે.

ક્ષણુવારમાં સશક્ત દીસતી વ્યક્તિનુ શરીર પણ ઠંડીથી ધ્રુજી ઉઠે છે. પળવાર પછી આગને ઝાંખપ લગાડે તેટલું શરીર ધીખી ઉઠે છે. અને એક પલકવારમા માણસ મેલેરીયાથી પટકાઇ પડે છે.

આપણાં સારાં નશીબે ગુજરાતનો દેશ એક સપાટ ભૂમિ છે. દક્ષિણ દેશ જેવો ડુંગરાળ પ્રદેશ નથી, એટલે મેલેરીયાને માટે આ પ્રાન્ત અનુકુળ નથી. છતા પણ આપણા અર્વાચીન શહેરો એટલાં તો ગંદા છે કે મચ્છરોનું જોર એટલું જ જોરદાર છે. સુરત, ભરૂચ વિગેરે શહેરો જ્યાં ગટરની વ્યવસ્થા નથી તે શહેરોમા મચ્છરનો ત્રાસ એટલો તો અસહ્ય છે કે પરદેશીને તો રાત્રીના ઉંઘ પણ ન આવે આવી પરિસ્થિતિમાં આપણાં શહેરો મચ્છરના સામાન્ય ધામ થઇ પડયા હોય તેમાં કંઇ નવાઇ છે? અને જ્યાં મચ્છરનું સામ્રાજ્ય પ્રસર્યું હોય ત્યાં મેલેરીયા પ્રસરે એ સાવ સ્વાભાવિક છે.

### હવા અને રૂતુ

મ્હારો અનુભવ છે કે જ્યારે જ્યારે રૂતુ પલ્ટાય છે ત્યારે ત્યારે મેલેરીયાનું જોર જામે છે. સામાન્ય રીતે ઓકટોબર અને ફેબ્રુઆરીમાં મેલેરીયાનું જબરૂં જોર હોય છે. ખાસ કરીને ઓકટોબર માસ તાઢીયા તાવને માટે તો અતિ અનુકુળ માસ છે. ભાદરવો અને આસોમાં હિંદુ તહેવારો પણ ઠીક ઠીક સંખ્યામાં આવતા હોવાથી શારીરિક પ્રકૃતિ આમેય બગડે છે. તેમા એકવાર મેલેરીયાનો ઉપદ્રવ જામે તો પછી આ પીડા સર્વવ્યાપી થઇ પડે છે

મેલેરીયાનો તાવ ખાસ કરીને પંજાબ, બીહાર, આસામ, અને ઓરીસા તરફ પારાવાર પ્રમાણમાં થાય છે. પણ ગુજરાતનાં ગામડાંઓમાં પણ તેની સંખ્યા કંઇ ઓછી નથી. દરેક ઓકટોબરની શરૂઆત સાથે સરકારતંત્ર તરફથી એન્ટીમેલેરીયા કેમ્પેઇન શરૂ થાય છે. પ્રાંતે પ્રાંતે

મેલેરીયાનો ત્રાસ પ્રસરી વળે છે. ગામડે ગામડે આ દર્દ તરત જ ફેલાઈ વળે છે.

હિંદભરમાં મેલેરીયાના રોગથી કેટલી વ્યકિતઓનું અવસાન થતું હશે તે કહી શકાય તેમ નથી. પણ એક વસ્તુ ચોક્કસ છે કે છેક સંકુચિત અંદાજ પ્રમાણે પણ લગભગ પાંચ લાખ મરણ મેલેરીયાથી થતાં હોવાં જોઇએ. આ ઉપરાંત શરીરને પડતી અગવડ, બીમારીથી થતી અસહ્ય પીડા એ વગેરેને બાદ કરીએ તો પણ જણાશે કે મેલેરીયાથી નુકસાન ખૂબ થાય છે. સેંકડો મજૂરો પોતાની મજૂરી ગુમાવે છે અને કોઇ કોઇ વેળા બાંધકામ આખાં ને આખાં અટકી જાય છે.

ગામડાંનાં અનારોગ્યની દષ્ટિએ મેલેરીયાની પીડા અતિ ભયજનક છે. કારણ કે ઓકટોબર માસ એ ખેડુતોને માટે ખરા કામનો વખત છે. આથી એકાદ દિવસ પણ ખેડુતને ઘેર બેસવું પડે તો તેને ખૂબ નૂકસાન સહન કરવું પડે છે. એટલું જ નહીં પણ અનારોગ્યભર્યાં વાતાવરણ વચ્ચે વસતાં તે અનેક વાર મેલેરીયાની સાથે સાથે ન્યુમોનીયા કે એવી જ પ્રાણઘાતક પીડાનો પણ ભોગ થઇ પડે છે.

આ દર્દ કંઈ આજકાલનું નથી. હિંદને સનાતન કાળથી તે વારસામાં મળેલું છે. આપણે ગુજરાતીમાં તેને તાઢીયો તાવ, કે એકાંતરીયા તાવના ઉપનામથી ઓળખીયે છીયે. આ ઉપરાંત એક બીજી જાત પણ આવે છે. આ જાતને ચોથીયો તાવ કહે છે. દરેક તાવનું સામાન્ય લક્ષણ એ છે કે ખૂબ ઠંડી વાઇને તાવ ચઢી આવે છે આ તાવ લગભગ ચારેક કલાક ટકે છે. અને ત્યાર પછી તે ખૂબ પરસેવો આવીને ઉતરી જાય છે. તેમજ ૨૪ કલાકમાં એક વાર તો તે જરૂર નીચે ઉતરી જાય છે.

આ તાવ એક વાર આવ્યા પછી અમૂક દીવસને અંતરે જ તે પાછો દેખા દે છે અને આ ચોક્કસ અંતરને લીધે જ તેનું નામ એકાંતરીયો અથવા તો ચોથીયો રાખવામાં આવ્યું છે.

## પ્રેરક જંતુઓ

**આ તાવ માટે** જવાબદાર જંતુઓ પ્રોટોઝોઆ જાતીના પ્લાસમોડીયમ વીવેક્ષ તેમજ ફાલ્સીપેરમ છે. નરી આંખે દેખાય નહીં એટલાં ન્હાનાં તે કીટાણુંઓ છે. કુદરતમાં તેઓ કાં તો માનવરકતમાં વસે છે કે કાં તો મચ્છરના પેટના પડમાં રહે છે. માનવશરીરમાં તેઓ મચ્છર દ્વારા જઇ શકે છે.

આ જંતુઓ બે પ્રકારનું જાતીયજીવન ગાળે છે. એક પ્રકાર છે માનવરકતમાં અને બીજો પ્રકાર છે મચ્છરના પેટમાં. પહેલા પ્રકારમાં જંતુની સંખ્યા Spore formation ની પદ્ધતિથી ફાલે છે. પણ આ વિજ્ઞાનની વાતમાં સામાન્ય માણસને રસ પડે તેમ નહીં હોવાથી એ વિષે વધુ ઉલ્લેખ નહીં કરતાં હું એટલું જ જણાવીશ કે મચ્છરની મદદથી માનવશરીરમાં મેલેરીયાના જંતુનો ચેપ લાગે એ શકય નથી. તેમજ જો માનવશરીરમાં મેલેરીયાના જંતુઓ ન હોય તો મચ્છરનાં પેટમાં મેલેરીયાનાં જંતુઓ જઇ શકે તેમ નથી.

આ જંતુની ઉદ્‌ભવકથા પણ અતિ રસિક છે. મચ્છર—અને તે પણ નારી-મચ્છર જો મેલેરીયાથી પીડાતા અથવા મેલેરીયાનાં જંતુવાળા રકતવાળા માણસને કરડે તો શરીરરકત સાથે સાથે તે મેલેરીયાનાં જંતુઓને પણ પોતાના રકતમાં લે છે. પરીણામે આ જંતુઓ મચ્છરનાં પેટના પડમાં જાય છે અને ત્યાં વિકાસ પામે છે. આ વિકાસ સાધીને તેઓ પાછાં મચ્છરના શરીરની થુંકની ગાંઠમાં

આવીને ઉભાં રહે છે. આ મચ્છર (નારી) જ્યારે બીજા માણસને કરડે છે ત્યારે તેના દંશ સથે પોતાના શુંઢમાં રહેલાં મચ્છરનાં જંતુઓને માનવરકતમાં દાખલ કરે છે. ત્યારપછી લગભગ ૪૮ કલાકમાં આ જંતુઓ વિકાસ પામે છે અને માનવશરીર તાવથી ધીખી ઉઠે છે.

## અટકાવવાના ઇલાજો

મેલેરીયાની પીડાને અટકાવવા માટે ત્રણ વસ્તુઓ અતિ અગત્યની છે.

(૧) મચ્છરનો નાશ.

(૨) મેલેરીયાના ક્રૂગો નાબુદ કરવા.

(૩) ખાબોચીયાનો નાશ.

આપણે જોયું છે કે જે જે શહેરોમાં ગટર નથી તે તે શહેરોમાં મચ્છરનો ત્રાસ ઝ્હોરો છે. એટલે ભરૂચ અને સુરત જેવાં મ્હોટાં શહેરોમાં ગટર સીસ્ટમ થવાની જરૂર છે. આ ગટર સીસ્ટમ ન હોય અથવા જે મ્યુનીસીપાલીટી આ ખર્ચ ઉપાડવા અશક્ત હોય તેમણે ગટરની કાચી વ્યવસ્થા પણ સારી રીતે કરવી જોઇએ.

જ્યાં સુધી આ પ્રશ્ન ગામડાંને લાગે-વળગે છે ત્યાં ગટરનો પ્રશ્ન ઉભો થતો જ નથી. કારણ કે આપણાં ગામડાંઓ એટલાં બધાં પછાત છે કે કાચી ગટર જો ત્યાં હોય તો પણ સદ્‌ભાગ્ય મનાવું જોઇએ. સામાન્ય રીતે પીવાના પાણીના કુવા ઉપરજ કપડાં ધોવામાં આવે છે. આવા સંજોગોમાં કાચી ગટર હોય એ પણ અશક્ય છે. છતાં પણ જો જરા દીલ દઇને કામ કરવામાં આવે તો જરૂર અતિ થોડાં ખર્ચે કાચી ગટર થઇ શકે તેમ છે.

તેમજ કુવાની આસપાસ ઉભા થયેલા ખાબોચીયાને પુરી દેવા એ પહેલું કામ છે. આ કામમાં ઝાઝો ખર્ચ લાગે તેમ નથી તેમજ તેમ કરવા માટે બહુ શ્રમ પણ કરવો પડે તેમ નથી.

ત્યારપછી મચ્છરનો નાશ કરવા માટે બે ઉપાય છે. એક તો જ્યાં જ્યાં મચ્છ-રનાં ઈંડાંઓ દેખાય ત્યાં ત્યાં પેરીસગ્રીન કે મેલેરીયોલ છાંટવાનો છે. આ ઇંડાંઓ દૂર કરવા માટે આ સૌથી અસરકારક ઉપાય છે. તેનજ મચ્છરનું ઉત્પન્ન અટ-કાવવાનો આ જ સારામાં સારો માર્ગ છે.

તેમજ કુવામાં અનેક વાર મચ્છરનાં જંતુઓ હોય છે. આને માટે પીકુ નામની માછલી જો પાણીમાં મૂકવામાં આવે તો પણ તે સુધરી–ચાલી શકે તેમ છે. કારણ કે આ જાતની ખાસ માછલીને મચ્છ-રના ઇંડાં બહુ ભાવતાં હોય છે.

હવે રહ્યો અંતીમ માર્ગ. આ માર્ગ એ છે કે જે જે પ્રદેશમાં મેલેરીયા હોય ત્યાં ત્યા કવીનાઇન તેમજ જ્યાં જ્યાં શક્ય બને ત્યાં ત્યાં પ્લાસમો કવીનાઇનનો પુરતો ઉપયોગ કરવો. મ્હારા અનુભવ પ્રમાણે મેલેરીયલ પ્રદેશમાં દરરોજ પાંચ-ગ્રેન કવીનાઇન લેવાથી સામાન્ય રીતે તાવ આવતો નથી. તેમજ જ્યાં જ્યાં તાવનું જોર વિશેષ હોય ત્યાં ત્યાં કવીનાઇનનો પુરતો ઉપયોગ કરવો આવશ્યક છે. એ અલબત્ત સાચું છે કે કવીનાઇન દરરોજ લેવાથી કંઇ તાવ સામે ખાત્રીપૂર્વક રક્ષણ મળતું નથી. છતાં પણ અત્યારના સંજો-ગોમાં તો આ એકજ ઉપાય આપણી પાસે મોજુદ છે જેનો પુરતો લાભ ઉઠાવવો જોઇએ.

* * *

અને આ લેખાંક સાથે આ લેખમાળા સમાપ્ત થાય છે. છ જેટલા ટુંકા લેખોમાં ગામડાના અનારોગ્ય સાથે સંકળાયેલા મૂખ્ય પ્રશ્નો મેં ચર્ચા છે. સંભવ છે કે અનેકને તે અપુરતા લાગશે. કારણ કે દરેક પ્રશ્ન એક અનોખું પુસ્તક માંગી લઈ શકે તેમ છે. પણ તંદુરસ્તીના પ્રશ્નમાં રસ લેનારાઓ આ લેખમાળા ઉપર જો અભિપ્રાય કે સુચનાઓ આપશે તો હું જરૂર ઉપકૃત થઇશ.

હિન્દુસ્તાન દેશને પાયમાલ કરી રહેલ નવો રાજ(ક્ષય) રોગ

# "નેતાવા" ઉર્ફે નેતા થવાની ભયંકર ધગશ

ભારતવર્ષને ભરખી રહેલ આ મહારોગનું નિદાન અસલ તો એક 'ગગનવિહારી' નામના એક સામાજીક ભિષગ્વર્યે કર્યું છે, પરંતુ તે પરભાષા—આંગ્લભાષામાં લખાએલું હોય ગુજરાતી જનતાને તે હાલ ઉપલબ્ધ થતું નથી. છતાં એમણે જે રોગનું બહુ કુશળતાપૂર્વક નિદાન કર્યું છે તે મહાઉપદ્રવ હિંદુસ્તાનના બીજા પ્રાંતોમાં જેટલા પ્રમાણમાં પ્રચલિત છે તેટલાં જ અથવા કદાચ તેથી ઘણાં વધારે પ્રમાણમાં ગુજરાતી ભાષાભાષી ભૂવિભાગમાં પ્રચલિત છે તેથી ગુજરાતીઓની યત્કિંચિત સેવા બજાવવાના આશયથી તે અહિં ગુજરાતીમાં ઉતારવામાં આવે છે.

શ્રી. 'ગગનવિહારી'ના સંબંધમાં મેં ભિષગ્વર્ય શબ્દ વાપર્યો છે તે વિષે થોડો ખુલાસો કરી લેવાની જરૂર છે. નીચેનાં લખાણમાં મૂળ લેખક પોતે કહે છે કે તેમને વૈદ્યવિદ્યાભૂષણ કે ભિષગાચાર્ય કે ભિષગ્વર્ય ઉર્ફે ડૉ. એવી જાતનો કોઈ ખીતાબ મળેલો નથી. પરંતુ આ સ્થિતિ માટે દોષ એમનો નથી. ગુજરાતમાં—હિંદમાં—જે ગુણગ્રાહકતાના અભાવની ફર્યાદ "કૌમુદી" "પ્રસ્થાન" આદિ સંભાવિત માસિકોમાં લખનારા અને વાંચનારા ત્રીસ સાક્ષરો કર્યા કરે છે તે જ દોષ આ સ્થિતિ માટે જવાબદાર છે. ઉપરાંત જેમ બીજી બધી બાબતોમાં તેમ વૈદકની બાબતમાં પણ આ વસ્તુ આપણા હિન્દુસ્તાની લોકોનું પછાતપણું જ પુરવાર કરે છે. આપણા લોકો એ પીછાણી શકયા નથી કે જેમ વ્યક્તિ પર આક્રમણ કરનારા અનેક રોગો હોય છે તેમ સમાજને ઉપદ્રવ કરનારા પણ અનેક રોગો હોય છે. અને એ રોગો સામાજીક હોવાથી જ વધારે જોખમકારક હોય છે. (ઉદાહરણ: પ્રસ્તુત ચર્ચાનો વિષય 'નેતાવા'. અને આ રોગનો ઉપાય કરવામાં શ્રી. ગગનવિહારી આપણા જૂના વૈદ્યોને પગલે જ અનુસરે છે. જેમ જૂના વૈદ્યો એમ કહેતા કે "सर्वेषामेव रोगानां कारणं कुपिता मला:" અને તેથી બધા રોગોનાં રામબાણ ઉપાય રૂપે તેઓ ફક્ત એક જ દવા—રેચની ગોળી (બને ત્યાંસુધી "અશ્વચોલી") નો ઉપયોગ કરતા તેમ સામાજીક રોગોના આ મહાવૈદે એક ખાસ દવા "કટાક્ષગોળી," જેને મહાવૈદો "ઉપહાસગોળી"ના નામથી ઓળખે છે અને જેને કાઠીઆવાડનાં ગામડાંઓમાં "ઠઠ્ઠાગોળી" (રજા વિના આ કાઠીઆવાડી શબ્દનો ઉપયોગ કરવા માટે અમૃતલાલ

:મુળ લેખક:

## ગગનવિહારી લ. મહેતા

શેઠ મેઘાણી, અને તેમનાં સૌરાષ્ટ્ર મંડળની માફી માંગવામાં આવે છે) નાં નામથી ઓળખવામાં આવે છે તે-શોધી કાઢી છે* આમ છતાં ભિષગ્ શબ્દની સાથે "વર્ય, ભૂપણ, આચાર્ય, વારિધિ," વગેરેમાંથી કોઇ ફાવતો શબ્દ ગોઠવી તેમને અર્પણ ન કરીએ તો તે આપણી ગુણગ્રાહકતાનો અભાવ જ લેખાશે.

આ સ્થિતિ છે ત્યારે પ્રથમ તો જેમ આજે અનેક માણસો ડોકટર, પ્રોફેસર, સંગીતાચાર્ય, સંગીતચંદ્રિકા, હાસ્યરસના ઇજારદાર વગેરે શબ્દો પોતાની મેળે જ પોતાનાં ફઇબાએ આપેલ નામ સાથે જોડી દે છે તેવી રીતે ઉપર જણાવેલ કોઇ શબ્દોમાંથી ફાવે તે એક પોતાનાં નામ સાથે જોડી દેવાની, સુજ્ઞેષુ કિં બહુના એમ કહીને, શ્રી. ગગનવિહારીને સલાહ આપવી એ એક ઉપાય છે.

પરંતુ શ્રી. ગગનવિહારી પોતાનાં લખાણો સાથે પોતાનું આખું નામ આપવાને બદલે માત્ર ટુંકાં "જી. એલ. એમ."થી જ આરોપે છે એટલે એ એમની નમ્રતાનું સૂચક હોઇ એ કહેવાની કડવી પણ વાસ્તવિક રીતે મીઠી ફરજ મારા જેવા ગુણ (આ શબ્દના એકથી વધારે અર્થ લેવાના નથી) ગ્રાહક લોકોએ જ બજાવવી રહી. એટલે આજે જેમ દેશબંધુ, દીનબંધુ, દેશપ્રિય, સરદાર, વીર વગેરે શબ્દો એ શબ્દોના ધારનારાઓના સબંધીઓ અથવા ગુણગ્રાહકોજ ચાલુ કરે છે તેમ મારે પણ કરવું રહ્યું. આ કારણથી જ શરૂઆતમાં સામાજીક ભિષગ્વર્ય એવો શબ્દપ્રયોગ મેં એમની બાબતમાં કરી લીધો છે. મને ખાત્રી છે કે જે લોકો ખરા ગુણગ્રાહક છે તેઓ તેની સામે વાંધો નહિ ઉઠાવે; અને વાંધો ઉઠાવનાર મૂર્ખાઓની મને પરવા નથી.

પરંતુ અહિ જે દરદનું નિદાન કરવામાં આવ્યું છે તેનાથી પીડાતા લોકોનાં ભાષણોમાં જેમ મૂળ મુદ્દા કરતાં પ્રાસંગિક વિવેચન વધારે લાંબુ હોય છે તેવું આ પ્રસ્તાવનાનું પણ થઇ ગયું છે એટલે આટલેથી પતાવી ડો૦ જી. એલ. એમ. ના વિષય પર આવીએ.

* * *

એ તો જાણીતી વાત છે કે આજકાલ હિન્દમાં ઉપદ્રવોનું પ્રમાણ બહુ જ વધી ગયું છે. મરકી, કોગળીઉં, કાળી હડખવા, કાલા આઝાર, મેનીનજાઇટીસ, વધેલી બરેલો (મોટે ભાગે ખેડુતો અને કામદારોની) બેરીબેરી, અછંતાવા, ફેફરૂં, (ઓછા પગાર અને વધુ કામને પરિણામે) પાંડુ રોગ (પગાર અને કામ બન્નેને અભાવે) એ બધાં વખતોવખત ભયંકર રૂપમાં ફાટી નીકળે છે અને મહાસંહાર મચાવી મૂકે છે. આ સ્થિતિમાં હિન્દી સરકારના નવા નાણાંમંત્રી (સરકારની આવકને લગતાં નાણાંશાસ્ત્રના સાચા સિદ્ધાંતોને ધ્યાનમાં રાખી) પોતાની "હિમ્મત બન્ને હાથમાં લઇને" (એક હાથ નહિ જ ચાલે) "દેશમાં બનતાં મૃત્યુ" પર જકાત નાખે તો હિન્દી સરકારના બજેટમાં જે જબ્બર ખાધ પડે છે તે ખલાસ થઇ જાય. અને તે સાથે જ મી૦ શ્રીનિવાસ શાસ્ત્રીના "હિન્દ સેવક સમાજ" માં જોડાયા વિના "હિન્દનો સેવક" હોવાનું જે માણસ અભિમાન લે છે તે મરણ પર કર ઉઘરાવતાં બ્રીટન સાથે "સમાનતા" ના પાયા પર આપણને મૂકી શકે.

*લેખકની જાણ છે ત્યાં સુધીમાં આજના જમાનાની રીતભાતને અનુસરી શ્રી. ગગનવિહારીએ આ દવાનું પેટંટ મેળવેલ છે માટે નકલીઆઓથી સાવધ રહેજો.

## નવો રોગ

આ બધાં દર્દો તો જૂનાં અને જાણીતાં અને માનીતાં પણ છે. પરંતુ તે ઉપરાંત આ કમનસીબ દેશ કે જે મૃત્યુ, અજ્ઞાન અને દારિદ્રતાના આંકડાઓના અખાડાઓમાં અજીત તરીકે આગળ આવેલ છે અને જેના દુખદર્દોની સંસ્કૃતિ આ વિશ્વમાં તદ્દન અનોખી અને અર્વાચીન છે, તેમાં બીજા ઘણા રોગોએ પણ હાલમાં ઘર કરવા માંડયું છે. આ નવાં દર્દોને માનસિક દર્દો તરીકે વર્ણવી શકાય તેમ છે; પણ એ કારણસર જ તેઓ બહુ ઝડપપૂર્વક લાગુ પડી જાય છે અને વધારે જોખમકારક બની રહે છે. જો કે હું વૈદકના ધંધાની સાથે સંબંધ ધરાવતો નથી અને પોતાનાં નામની આગળ "ડાક્ટર" શબ્દ લગાવવા માટેની હજારો પ્રકારની લાયકાતમાંથી એકેય હું ધરાવતો નથી છતાં જે વિષયમાં ડાક્ટરો હાથ નાખવાની હિંમત પણ ન કરે તેમાં હું કુદકો મારૂં છું. અહિ તો હું, જે ઘણા નવા રોગો હાલમાં ફાટી નીકળ્યા છે તેમાંના થોડાક તરફ જ માત્ર અંગુલિનિર્દેષ કરૂં છું. પરંતુ એ ચોક્કસ છે કે આ દિગ્દર્શન પરથી બીજા શોધખોળની વૃત્તિવાળા માણસોને બીજા ઘણા રોગો અને તેનાં ચિન્હો સુઝી આવશે. અને દરેક માણસને પોતાના અનુભવ, અવલોકન અને સ્ખલનોની નજરે આ જ રોગના બીજા અનેક પ્રકારો પણ માલુમ પડી આવશે.

## નેતાવા

આ નવીન પ્રકારનાં દર્દોમાં પહેલું અને સહુથી ધ્યાન ખેંચનારૂં દર્દ "નેતાવા" છે. એ દર્દને અંગ્રેજીમાં "લીડરોપથીઝ" અથવા નેતા થવાની અદમ્ય ખંજવાળ—નાં નામથી ઓળખવામાં આવે છે. આ દર્દ એવી જાતનું છે કે તે જુવાનો અને વૃધ્ધો બધાને એક સરખી રીતે લાગુ પડે છે; ગમે તે ઉમરનાં અને ગમે તે સામાજીક દરજ્જો ધરાવતાં માણસો એનો ભોગ થઇ પડે છે. આ દર્દ મોટે ભાગે પુરૂષોને લાગુ પડે છે પણ સ્ત્રીઓ પણ તેમાંથી છેક જ બચવા પામતી નથી.

ચિન્હોઃ દરદની શરૂઆતમાં દરદી છાપાંઓ વાંચવા માંડે છે અને સભાઓમાં હાજરી આપવા માંડે છે. અમુક વખત સુધી "સભામાં હાજર રહેલાઓ"માંનો એક થયા પછી તે છાપાંઓમાં ચર્ચાપત્રો લખવા માંડે છે અને વખતે વખતે લેખો પણ લખવા માંડે છે; તે પછીથી જીભને છુટી મૂકીને પોતાને બાંધવાની વલણ તેનામાં દેખા દેવા માંડે છે અથવા પોતાનાં મગજમાં ભરાએલાં ભુંસાંનો ભાર હળવો કરવા માટે શ્રોતાઓને ભાષણના ભારમાં દાબવાની પ્રવૃત્તિ તે હાથ ધરે છે. ધીમે ધીમે જુદી જુદી સંસ્થાઓમાં જોડાઇ તેના પ્રમુખ કે ઉપપ્રમુખ કે મંત્રી કે કોઇક જાતના હોદ્દેદાર બનવાની 'ધગશ' એને આવવા માંડે છે. જો એક મંડળમાં એનો પારો ન ખાટે તો કોઇ બીજું મંડળ ઉભું કરવાની તજવીજમાં તે પડે છે અને પોતે જે સંસ્થામાં આગળ જોડાયો હોય તેમાંના પોતાના સહકાર્યકરોને 'હરામખોર ટોળી,' 'આપખુદો' વગેરે શબ્દોથી નવાજવા માંડે છે. જો આવો દરદી કોઇ ધારાસભામાં ચુંટાઇને જાય તો દરેક જાતની કમીટીઓ, કમીશનો અને દેશમાં કે પરદેશોમાં અનિવાર્ય રીતે ભરાતી પરિષદોમાં ઘુસવાને મથામણ કરે છે.

**વધારાનાં ચિન્હો:** જ્યારે દરદ વધારે ઉગ્ર સ્વરૂપ ધારણ કરે છે ત્યારે તેનામાં એક નવું ચિન્હ સ્પષ્ટ માલુમ પડવા માંડે છે. આ ચિન્હને અંગ્રેજીમાં "સ્ટેટીસટીસ" તરીકે ઓળખવામાં આવે છે; પણ વાસ્તવિક રીતે તો તે આપણે જેને ગુજરાતીમાં 'નિવેદન છંદ" એટલે નિવેદનો બહાર પાડવાનો ચેનચાળો કહીએ છીએ તે જ છે. આ ચાળાને સંતોષવા માટે વર્તમાનપત્રો, ન્યુસ એજન્સીઓ વગેરેનો આશ્રય લેવામાં આવે છે. આ નિવેદનો ઘણુંખરું તો ફાવે ત્યારે બહાર પાડવામાં આવે છે પણ જ્યારે બહાર પાડવામાં આવે ત્યારે તે પ્રસંગને "કરોકટી" ના પ્રસંગરૂપે ઓળખાવવાનો શિરસ્તો છે. હિન્દુસ્તાનમાં લગભગ બધાએ રાજકીય કાર્યકરો અને જાહેર પુરૂષોને આ ચેપ લાગુ પડે છે અને ઘણી વખત તો વેખરીઓ પણ તેના ભોગ થઇ પડે છે.

તે પછીથી એ દરદ નવું સ્વરૂપ ધારણ કરે છે. તેમાં દરદીને "પાર્ટીસ્થેનીઆ" ઉર્ફે "પક્ષસર્જન" નો વ્યાધિ લાગુ પડે છે. નવા પક્ષો ઉભા કરી તેના મોવડી બનવાનો તલસાટ તેનામાં ઉભો થાય છે. આ વ્યાધિ નિયમીત રીતે અને લગભગ બધાંએ દાખલાઓમાં દ્રષ્ટિગોચર થાય છે એટલે તેને પારખી લેવામાં કુશળ વૈદને મુશ્કેલી નડે તેમ નથી. પરિણામ એ આવે છે કે આ દેશમાં આજે અનુયાયીઓ કરતાં "નેતાઓ"ની સંખ્યા ઘણી જ વધારે છે ખરું જોતાં આજે કોઇ અનુયાયી શોધવો બહુ મુશ્કેલ પડે તેમ છે.

## અસાધ્ય બને છે

રોગનાં છેવટનાં સ્વરૂપમાં દરદીને ઘણી વખત "ઓસ્ટીઓપોરોસીસ" એટલે કે મગજનો સોજો-ફુલેલ મગજ-નો વ્યાધિ લાગુ પડે છે. જ્યારે આ ચિન્હ દેખાય ત્યારે "નેતાવા" નો રોગ અસાધ્ય થઇ પડયો છે એમ માની લેવું. દરદીની આશા છોડી દેવી. દરદી જ્યારે આ સ્થિતિએ પહોંચે છે ત્યારે જ ઘણુંખરું જાહેર પ્રજાને તેમની તન્દુરસ્તીને લગતી ઝીણી ઝીણી વિગતોનાં વાંચનના ભોગ બનવું પડે છે. એમની નાડી કેમ ચાલે છે, વજન કેટલું છે, ખોરાક સહેલાઇથી લઇ શકે છે કે નહિ, શો અને કેટલો ખોરાક લે છે, પેશાબ અને ઝાડા નિયમિત છે કે નહિ વગેરે બાબતો જાણવાની જાહેર પ્રજાને ફરજ પડે છે- અને એવા નેતાનાં નાક, કાન, ફેફસાં, ગળું, આંખો, દાંત વગેરેને લગતી "નિષ્ણાત" હકીકતો 'આભારવંત' (પણ કંટાળેલી) પ્રજાને જાણવી પડે છે. સદ્‌ભાગ્યે એ નેતાઓનાં જીભ અને હાથ પર "નિવેદનછંદ"ની અસર પહેલેથી જ એટલી બધી થઇ ચૂકી હોય છે કે નિવેદન, પ્રતિનિવેદનો, ખુલાસાઓ, જાહેરાતો—manifestoes—વિજ્ઞપ્તિઓ, સન્દેશાઓ "પડકારો"-મુલાકાતો અને વધારાના નિવેદનોની વાત તો બાજુ પર રાખીએ-વગેરે ઉપરાછાપરી પ્રગટ કરવામાં જરાય હરકત નથી આવતી.

## પૈસા-પૈસા

**વધારાનાં ચિન્હો:** આ દરદથી પીડાનારા દરદીઓમાં કેટલીક વખત ઉપર જણાવ્યા ઉપરાંતનાં વધારાનાં વ્યાધિઓ પણ માલુમ પડે છે. એવા એક વધારાનાં વ્યાધિને અંગ્રેજીમાં "પ્લુટોગેસ્ટ્રીઆ" કહે છે. આ વ્યાધિને સામાન્ય લોકો "પૈસા-પૈસા".ને નામે ઓળખે છે. ફંડ ફાળા ઉઘરાવવા અથવા પોતાને માટે નાણાં જમે

કરી લેવાં એ એ વ્યાધિનું ખાસ લક્ષણ છે. આ વધારાના વ્યાધિનાં જંતુઓ શરીરમાં જો એક વખત દાખલ થવા પામ્યાં તો માણસ જીવતાં મુવા જેવો થઇ જાય છે. એ સ્થિતિનો કોઇ ઉપાય હજુ શોધાયો નથી. જ્યારે એ વ્યાધિ અંગત લાભ પુરતો હોય ત્યારે દરદીને 'સદ્દાતાવ'' ''રેઇસ-રોગ'' વગેરે લાગુ પડે છે. આ સ્થિતિ પ્રાણહારક છે.

## ઉપવાસનો ચાળો

જેમ 'નેતાવા' ના કેટલાક દરદીઓમાં ''પૈસા-પૈસા'' નો વધારાનો વ્યાધિ દેખાઇ આવે છે તેમ કેટલાકમાં ''ઉપવાસ ચાળો'' પણ ઉપડે છે. વાઇના દરદીને ઘડી ઘડીમાં ચકરી ચઢી આવે છે તેમ આ વ્યાધિવાળા દરદીને ઘડી ઘડીમાં ઉપવાસનો આશ્રય લેવાનું મન થઇ જાય છે. ગામને મરતી બચાવવા, મ્યુનીસીપાલીટી પાસે બસ સર્વીસ ચાલુ કરાવવા, મહાસભા સમિતિની ચુંટણીને લગતી તકરારોમાં સમાધાન કરાવવા, ફાળાઓ એકઠા કરવા, ફાળાઓનો ગેરઉપયોગ થતો અટકાવવા, ઇલેક્ટ્રીસીટીના કે ટેલીફોનના દરોમાં વધારો કરવામાં આવ્યો હોય તો તેની સામે વિરોધ રૂપે; એમ ઘણી ઘણી બાબતોમાં ''નેતાવા''થી પીડાતા દરદીઓએ ઉપવાસનો આશ્રય લીધાના દાખલા નોંધાઈ ચૂક્યા છે. આ ઉપવાસ ચાળો ઉપજી આવવાનું કારણ એ હોય છે કે તેનો આશ્રય લેનાર દરદી એ વખતે તે બાબતનું અજીર્ણ અનુભવતો હોય છે; એટલે દરદી એવી માન્યતાથી ઉપવાસનો આશ્રય લે છે કે ભૂખે મરવાથી એ અજીર્ણનું મૂળ કારણ દૂર થઇ જશે. જ્યારે દરદીમાં આ વ્યાધિ દેખા દે ત્યારે તે દૂર કરવાનો અક્સીર ઉપાય એ છે કે તેના વિરોધીઓએ એની સામે બેસીને ખુબ જ ખાવા માંડવું.

## ઉપાયો

'નેતાવા'નો રોગ લાગુ પડયો છે એમ ખબર પડે ત્યારથી જ જો તેની સારવાર શરૂ કરવામાં આવે તો દરદીને આરામ થઇ જવાની સારી પેઠે આશા રાખી શકાય. દરદીને સખત ચેતવણી આપવાની કે તેણે ઝાઝી સભાઓમાં હાજરી ન આપવી; ઝાઝાં ચર્ચાપત્રો ન લખવાં અને ઝાઝાં ભાષણો ન કરવાં. આજારીને સમજાવી દેવું જોઇએ કે નેતા બનવા માટે એટલા બધા ઇન્તેજાર બનવાની જરાએ જરૂર નથી.

પરંતુ આ રોગ હવે તો બહુ પ્રચાર પામી ગયો છે અને તેણે વ્યાપક ઉપદ્રવ Epidemic-નું સ્વરૂપ ધારણ કર્યું છે એટલે તેની સામે સામુદાયિક અને જાહેર ઉપાયો લેવાવાની જરૂર છે.

આ રોગ સામે જેહાદ જગાવવા માટે મ્યુનીસીપાલીટીઓ અને સ્થાનિક સંસ્થાઓએ (જો તેમનું કોરમ પુરૂં થાય અને બહુમતિ મળી શકે એવી શકયતા કદિ હોય તો) અખિલ હિન્દ પત્રકાર મંડળ અને બીજી વર્તમાનપત્રોની સંસ્થાઓને એવી વિનતિ કરવી કે તેમણે એક મહિનામાં એક વ્યક્તિનું એકથી વધારે ચર્ચાપત્ર ન છાપવું. સરકારે પણ આની સામે અટકાયતનાં સખત પગલાંઓ લેવાની જરૂર છે. એટલે કે તેમણે આવતાં પાંચ વર્ષો સુધી બધાં કમીટીઓ, કમીશનો, પરિષદો વગેરે માંડી વાળવાં અને જીનીવાના તમાશાઓમાં પ્રતિનીધિઓ મોકલવાનું માંડી વાળવું.

"પારટીસ્થેનીઆ"—પક્ષસર્જન—ના વ્યાધિ માટે ઉપચાર સૂચવવાનું કામ ખરેખર અઘરૂં છે પણ જાહેર તંદુરસ્તીની સલામતિ ખાતર એવો કાયદો પસાર કરવો જોઇએ કે અનુયાયી તરીકે ગણવામાં આવે ત્યારથી બાર માસ સુધી "નેતાઓ" થવાનો પ્રયત્ન ન કરવાની ખાત્રી આપે એવાં એક હજાર (અંકે ૧૦૦૦) માંથાં ગણાવી શકાય (અને જરૂર પડયે ભંગાવી શકાય) તેવાં જે માણસ પાસે ન હોય તેણે પોતાને "નેતા" તરીકે ઓળખાવવો નહિ.

જો દરદીમાં "ફુલેલાં મગજ" નો વ્યાધિ માલુમ પડે તો કાંઇ ઉપાય નથી એ માથું તો પાછું એની મેળે જ તેની અસલ સ્થિતિમાં આવવું જોઇએ. કીર્તિની માફક આ રોગનો માર્ગ કબર તરફ લઇ જાય છે.

નોંધઃ–શ્રી. ગગનવિહારી હિન્દી હોવા છતાં પરદેશી વૈદકશાસ્ત્ર અનુસાર ચિકિત્સા અને નિદાન કરે છે તે આ લેખકને પસંદ નથી. તેમનું નિદાન બરાબર છે પણ અમારા મત પ્રમાણે તો "નેતાવા" આયુર્વેદકશાસ્ત્રમાં વર્ણવાએલ ૮૪ પ્રકારના વાતરોગોમાંનો એકાદો અથવા તેનો કાંઇ વિશિષ્ટ પ્રકાર હોવો જોઇએ. આ કારણથી અમે ડૉ૦ ગગનવિહારીએ વર્ણવેલ એ રોગને "નેતાવા" એવા સંસ્કૃત રોગ તરીકે ઓળખાવેલ છે.

નોંધ: (૨) ભિષગ્વર્ય ગગનવિહારી ઘણા જ નમ્ર માણસ છે એટલે પોતે બનાવેલી દવાની જાહેરાત તેઓ કરતા નથી. પરંતુ અમારે એ જણાવવું રહ્યું કે એમની આ 'કટાક્ષગોળી'નું સેવન કરવાથી 'નેતાવા' ના તાજા દરદીઓ જલ્દીથી સાજા થઇ જશે.

ઉંટવૈદ

# જીવનમાં રંગનું મહત્વ

લેખક
પી. જે. ભટ

એક હળવો નિબંધ

'સ્ટોન્સ ઓફ વેનીસ'માં રસ્કીને ક્યાંક જગ્યાએ એમ લખ્યું છે કે "જેઓ રંગને જીવથી ચાહતા હોય તેજ સાચા પવિત્ર અને વિચારવંત છે." આપણે જે યુગમાં જીવીયે છીયે તે યુગમાં રસ્કીનનું આ કથન સાચું ન લાગે. તેમજ આ સામાન્ય નિવેદન ઉપરથી નીપજતા અનુમાનોને દલીલની એરણ ઉપર ચઢાવવામાં આવે તો ટકી શકે કે કેમ તે પણ શંકાસ્પદ છે. છતાં આપણાં જીવનમા રંગનું સ્થાન અનેરું છે એ વાતનો સ્વિકાર કરવોજ જોઈએ. ત્યારે આ સ્થાન શું છે?

આપણા યુગ ઉપર આક્ષેપ છે કે યંત્રની કુચકદમે માનવકલાનો કચ્ચરઘાણ કાઢી નાખ્યો છે પુષ્પના રંગબેરંગી ગુચ્છ આપણને હવે આકર્ષક નથી લાગતા. રંગનાં મિશ્રણમાંથી ઉપજાવેલી વસ્તુઓ ઉપર આપણો મોહ ઉતરી ગયો છે આપણા યુગે તો ભયંકર રાક્ષસ સમાં દીસતા યંત્રો, ગંધાતી ચાલીઓ, કદરૂપા નિવાસસ્થાનો ઉભાં કર્યાં છે. આ સર્વ વચ્ચે વર્ષોથી વસવાથી આપણી લાગણી બુઠ્ઠી બની ગઈ છે! કલા કચગઈ ગઈ છે!

છતાં જેઓ આંખ ઉઘાડી રાખી જોયા કરે છે તેઓ જોઈ શકશે કે રંગે પોતાનું ખોયેલું આધિપત્ય પાછું મેળવ્યું છે. આપણા જીવનનો ઉદ્યોગવાદ રંગના આ નવીન આક્રમણ સામે ટકી શક્યો નથી. ઉલટા આપણે આ નવાં અદ્રશ્ય આક્રમણને ઉર્મીઓથી વધાવ્યું છે.

તેનું કારણ એ નથી કે વર્તમાન કદરૂપપણાંથી આપણે કંટાળી ગયા છીયે. હજુ પણ આપણા ઉદ્યોગવંતાં શહેરો શરમભરેલી રીતે અસ્વચ્છ છે. આપણું અમદાવાદ જૂવો તંદુરસ્તીની દૃષ્ટિએ ભયજનક. મુંબાઈ ઉપર મીટ માંડો અને ત્હમારી આંખ સામે પરેલની સ્લમ્સ ઉભી થશે. દરેક શહેર છેક નીચેથી ઉપર સુધી ગંદા છે. અને છતાં આપણે તેની સામે પોકાર ઉઠાવવાની આનાકાની કરીયે છીએ. કારણ કે આપણને સાચો કંટાળો આવ્યો નથી. અને કદાચ આવ્યો હોય તો પણ તે સામે જેહાદ જગાવવાનો આપણો નિર્ણય નથી.

છતાં જાહેરખબરના આ યુગમાં રંગે પોતાનું સ્વામિત્વ પાછું સ્થાપ્યું છે. સાબુની એક પેટી લો. કેવા આકર્ષક રંગો તેના ઉપર અંકિત કરવામાં આવ્યા છે! ત્હમારાં બ્રીલીયન્ટાઈન લો. ત્હમારા સુવાસ આપતા અત્તરો લો અરે કોલનવોટરની બાટલી જૂવો. આવા આકર્ષક રંગ વગર તે આટલી ખપત કે? માત્ર સફેદ પાણીથી ભરેલા બાટલા ક્યાં સુધી ચાલત? અથવા ત્હમારા માથામાં નાખવાના તેલમાં રંગબેરંગી રંગ ન હોત, તો તે કદીય ખપત ખરું કે? ત્હમો શું ધારો છો?

મુંબઈમાં નારંગી વેચતા ફેરીયાઓને ત્હમોએ કદી કદી નિહાળ્યા હશે! કદીય

કલ્પના કરી છે કે નારંગી નીચે શા માટે આકર્ષક રંગના કાગળો રાખવામાં આવે છે? એક જ કારણ છે કે આ રંગીત કાગળોના વધુ આકર્ષણ વિના નારંગી ખપાવવી મુશ્કેલ થઇ પડે છે.

ધીમેથી અતી ધીમેથી પણ મક્કમ રીતે રંગ પોતાનું આધિપત્ય જમાવતો જાય છે, આપણા જીવનની સઘળી જરૂરીઆતો હવે રંગબેરંગી બનવા માંડી છે. આપણા ઘરમાં રંગ આવી ગયો છે. આપણા પુસ્તકો ઉપર રંગ મિશ્રિત સુંદર પુઠું હોય છે. આપણાં ટેબલ ઉપર રંગબેરંગી ખડીયાઓ હોય છે. આપણી વાપરવાની દરેક વસ્તુ ઉપર રંગ હોવો જ જોઇએ એ પ્રકારની આપણે ફરજ પાડીયે છીયે. કાપડ વેચનારની દુકાને જઇને પુછો કે વગર રંગની કીનારનાં ધોતીયાં કેટલાં ખપે છે? હજારે એક અને રંગીત કિનારનાં ધોતીયાંમાં મણ કેટકેટલી જાતો! આપણી સ્ત્રીઓ તો રંગની એટલી શોખીન હોય છે કે સાડી, પોલકું અને ચણીયો ત્રણે જુદા જુદા રંગનાં હોય છે. આ રંગના આયોજનમાં તેમની મોહકતા સમાયેલી છે.

કલ્પના કરો, આ રંગોની મીલાવટ વગર આપણો કાપડ ઉદ્યોગ કદીય ખીલી શક્યો હોત? તમો આશા રાખો છો કે ભાતભાતના રંગોની આકર્ષક ઝમાવટ વગર આ સાડીપોતા ઢગલામાંથી એક પણ વેચાઇ હોત? જરાય નહીં. એનાં આકર્ષણ વિના કાપડ ઉદ્યોગ એક ક્ષણ પણ નભી શકે તેમ નથી.

જાહેરખબરમાં પણ રંગ અતિ અગત્યનો ભાગ ભજવે છે. આપણા દેશનાં ડેઇલી પત્રો રંગમાં જાહેરખબર છાપતાં નથી. કારણકે યંત્રથી તેમ કરવું અશક્ય હતું. પણ હમણાં જ 'ટાઇમ્સ' પત્રે પોતાનાં પહેલાં પૃષ્ઠ ઉપર એક ચોકઠામાં રંગીત જાહેરખબર છાપવાની શરૂઆત કરી છે. પરીણામ એ આવ્યું છે આ રંગીત જાહેરખબરની જગ્યા મેળવવા માટે વેપારીઓમાં સારી ધગશ જન્મી છે. મ્હને યાદ છે ત્યાંસુધી દૈનિક પત્રમાં બે રંગની અંદર જાહેરખબરની છાપણી કરવાનું સાહસ કરનાર 'ઇંડીયન ડેલી મેલ'ના સંચાલકો હતા. ત્યારપછી અનેકોએ તેમનું અનુકરણ કર્યું છે. અત્યારે પણ માસિકોમાં રંગીત જાહેરખબરનું આકર્ષણ સૌથી મ્હોટું છે. હું જો વિસરતો ન હોઉં તો કેટલાંક માસિકનાં કવર બે રંગમાં છપાય છે તેનું એક માત્ર કારણ એ છે કે બીજા પૃષ્ઠપર આવેલી જાહેરખબર બે રંગમાં હોય છે. હવે તો રંગીત જાહેરખબર ત્રણ ત્રણ રંગમાં આવવા લાગી છે. માસિકો પછી પોસ્ટરો રંગને સારી રીતે અપનાવે છે. સીનેમાનાં પોસ્ટરો હવે માત્ર જાહેરાત મટી જઇ કલાનો નમુના બનતાં જાય છે. ગયા વર્ષના એક દીવાળીઅંકમાં એક જાહેરખબર એવી હતી કે તે ચિત્ર હતું કે સંપાદકે કલાની ભૂખને સંતોષવાને પીરસેલી વાનગી હતી તે કલ્પવું કઠણ હતું.

રંગ એ અતિ આકર્ષણની વસ્તુ છે એમ સૌ કોઇ સ્વીકારતા થઇ ગયા છે. હમણાંજ રંગીત ફીલ્મનો યુગ શરૂ થયો છે. અને રંગીત ફીલ્મ બનાવવાને માટે જરૂરી સાધનો હિંદમાં ઉભાં કરવા માટે જબરદસ્ત તૈયારીઓ ચાલી રહી છે. કારણ કે લોકોને રંગીત ફીલ્મ જોવી ગમે છે. આમ શુદ્ધ વેપારી દૃષ્ટિએ પણ રંગનું મહત્વ વધતુંજ જાય છે. એટલુંજ નહીં પણ એક વાર એકાદ ક્ષેત્રમાં રંગ દાખલ થાય છે કે અતિ અલ્પ વારમાં તે પોતાનું સ્થાન જમાવી દે છે.

## કલાકારની પીંછી કરતાં

અત્યાર સુધી મેઘધનુષ્યના શોભિતા રંગ કલાકારની કૃતીમાં કેદ પડી રહેતા. આજે આ રંગો તેમાંથી મૂક્ત બન્યા છે. અને એક વાર મૂક્તિ પામ્યા પછી આખા વિશ્વ સંમુખ ઉપર પોતાનું સામ્રાજ્ય સ્થાપવા અધીરા બન્યા છે.

[અને છતાં હિંદની દ્રષ્ટિએ રંગનો ઉદ્યોગ આટલો આગળ વધતો છતાં પણ રંગ ઉત્પન્ન કરવાનું કારખાનું નથી. હિંદને જરૂરી રંગ પણ અત્યારે વિદેશમાંથી આવે છે. આપણા દેશના કોઇ સાહસિકોને માટે આ દીશામાં પ્રગતિ કરવાની સારી તક છે......તંત્રી]

## વિનાશના વેપારમાંથી અનગળ નફો નિતારતા

# મોતના સોદાગરો

એ તો હવે સહુ કોઇ જાણી ગયું છે કે જગતમાં જે યુધ્ધો થાય છે તે એક કે બીજી રાજ્યસત્તાની તુમાખી કે દાદાગીરીને કારણે નહિ પણ જગતના મૂઠીમંડીત શાહિવાદની તાબેદાર પ્રજાનાં કારમાં શોષણમાંથી અનગળ નફા નિતારવાની વૃત્તિને લઇને જ. છતાં એ યુધ્ધોને સળગાવવામાં કેટલીક વ્યકિતઓ કે લીમીટેડ કંપનીઓનું હિત રહેલું હોય છે. આ કારણથી તેઓ એવાં યુધ્ધો ઉશ્કેરવા માટે કેવી કેવી ગંદી રમતો રમે છે તે જગતને જણાવવા માટે કેટલાક માનવપ્રેમી માણસોએ ઉંડી તપાસ હાથ ધરી પુસ્તકો કે લેખો પ્રગટ કરવા માંડયા છે. હથીઆરો બનાવનાર પેઢીઓની યુદ્ધખોરી પર વેધક પ્રકાશ પાડતાં એવાં બે પુસ્તકો હમણાં બહાર પડયાં છે.

**મરચન્ટસ ઓફ ડેથ** (મોતના સોદાગરો) લેખક એચ. સી. એન્જલ બ્રેચ અને એફ. સી. હેનીંધન, ન્યુયોર્ક. પ્રકાશક ડોડ મીડ એન્ડ કું૦.

આયર્ન બ્લડ એન્ડ પ્રોફીટ (શસ્ત્ર રકતપાત અને નફો) લેખક જ્યોર્જ સેલ્ડઝ, ન્યુયોર્ક. પ્રકાશક હારપર એન્ડ બ્રધર્સ.

આ બંન્ને પ્રકાશનોમાં મુખ્યત્વે એકજ પક્ષની સમીક્ષા કરવામાં આવી છે. અને હવે તો સર્વને વિદિત થયું છે કે બુક ઓફ ધી મન્થ કલબ (મહીનાનું શ્રેષ્ઠ પ્રકાશન જાહેર કરનાર મંડળ) ની જાહેરાતને પરિણામે, ખાસ કરીને 'મોતના સોદાગરો' એ પુસ્તકનો પ્રચાર ઘણો જ થયો છે. આ એન્જલબ્રેચ અને હેનીંધનના પ્રકાશનની પ્રસ્તાવના ડો. હેરી એલ્મર બાર્નસની કલમથી લખાયેલી છે. ઉપરોકત બંન્ને પુસ્તકોમાં આ પુસ્તક શ્રેષ્ઠ છે. તેમાં અત્યાર સુધી જાહેરમાં નહિ આવેલી વિગતોને સરસ રીતે છટાથી રજુ કરવામાં આવી છે અને પુસ્તકની વસ્તુગુંથણી પણ તેટલીજ સરસ છે. આ ઉપરાંત સદ્ભાગ્યે સામાન્ય પ્રચારક જે જોમથી પુસ્તક લખે છે તેનો એમાં અભાવ છે. આ ગ્રંથના લેખકોને સમકાલીન રાજકારણ ઇતિહાસ અને અર્થશાસ્ત્રનું એટલું બધું સારૂં જ્ઞાન છે કે શાંતિપ્રચારક મંડળો અને જેન એડમ્સ જેવાઓ દર અઠવાડીયે રાજકારણ સામે જે બખાળા કાઢે છે તેવા બખાળા આ ગ્રંથકારોએ કાઢયા નથી.

બીજા ગ્રંથના લેખક મી૦ સેલ્ડઝ છે. તેમણે લખેલ વેટીકના ઇતિહાસના પુસ્તક કરતાં આ પુસ્તકમાં તેમની લેખનશકિત ઘણીજ સારી રીતે દર્શાવી શકયા છે. શસ્ત્રઉત્પાદકોની યુકિતપ્રયુકિતઓથી તે સંપૂર્ણ રીતે માહિતગાર છે એ વાત સ્પષ્ટ જણાઇ

આવે છે. પરંતુ સાથે સાથે એ પણ જણાઇ આવે છે કે તેમણે ગ્રંથ લખવામાં ઉતાવળ ઘણી જ કરી છે અને વિચારશક્તિનો ઉપયોગ પણ ઘણો ઓછો કર્યો છે. પરિણામે આ પુસ્તક એક સુંદર પ્રકાશન થવાને બદલે પ્રાથમિક ખરડા જેવું વધારે પ્રમાણમાં જણાય છે. તેમ છતાંયે મી૦ ગ્લેડઝ ઘણી જ સરળતાથી પુસ્તકો વચ્ચે જ જાય છે.

## મેલો ધંધો

**શસ્ત્રોત્પાદક** સંસ્થાઓનો કાબુ અત્યારે તો માત્ર ૫૦ વેપારીઓના હાથમાં જ છે. ખરેખર આ વેપાર એ લોહીનોજ વેપાર છે. જે અમાનુષી ધંધાઓ અત્યારે જગતમાં ચાલી રહ્યા છે તેમાં આ ધંધાનો નંબર ત્રીજો આવે છે. શરાબી ધંધા અને વ્યવસ્થિત ધાર્મિકતા પછી શસ્ત્રનો વેપાર એ ત્રીજા નંબરનો ખરાબ ધંધો છે નફો મેળવવા માટે શરાફો શું નથી કરતા? ધર્મ ફેલાવવા માટે ધર્મગુરુઓ રાજ્યો વચ્ચે પરસ્પર ઘર્ષણ ક્યાં નથી કરાવતા? તેવી જ રીતે શસ્ત્રો ખપાવવા માટે આ વેપારીઓ પણ રાષ્ટ્રો વચ્ચે વૈમનસ્ય જગાવે છે અને કોઇપણ દુષ્કૃત્ય કરતાં અચકાતા નથી. રોમન સામ્રાજ્યમાં કેથોલીક ધર્મે જે ધિક્કાર પ્રસરાવ્યો, હાલના પ્રોટેસ્ટંટ ધર્મ રેફોરમેશન કાળમાં જે પારાવાર દુઃખ ધરતીને ખોળે ઉતાર્યાં તેવાંજ દુઃખ, ધિક્કાર અને મૃત્યુ આ મોતના સોદાગરો પોતાનો ધંધો આગળ ધપાવવા માટે છેલ્લાં ૧૫૦ વર્ષથી પ્રવર્તાવી રહ્યા છે.

## સર્જક પિતા

**અત્રે** જાણવું રસપ્રદ થઇ પડશે કે ફ્લીનટ લોક બંધુકમાં સુધારા વધારા કરનાર એલેકઝાંડર ફોરસીથ નામનો એક સ્કોટીશ પાદરી હતો. રવિવારે દેવળમાં પ્રાર્થના કર્યા પછી તે લંડનના ટાવરમાં જતો અને ત્યાં બેસી બંદુકમાં સુધારા વધારા કરવા માટેના પ્રયત્નો આદરતો. આ રીતે અત્યારે લડાઇમાં જે બંદુક વપરાય છે તેનો સર્જક પિતા એક આબરૂદાર અંગ્રેજ પાદરી હતો.

## મદદનીશો

**૧૯૩૪ની સાલમાં** આ ધંધાના મદદનીશ નીચે જણાવેલા આબરૂદાર અને શાંતિપ્રિય સદ્‌ગૃહસ્થો હતા. લોર્ડ બાલફર, લોર્ડ કર્ઝન, અલમેડ, લોર્ડ ફીનેઇડ વાય એમ. સી. એ. ના પ્રમુખ સર જે. બી. લોન્ડકાલે, સર આલફ્રેડ મોન્ડ, અડેલછડેના પાદરી, ચેસ્ટર, હંગમ અને સેંટ પોલના ડીન ઇન્જ, વિ ઉપર જણાવેલા બધા ગ્રહસ્થો વીકર્સ અને એવી બીજી શસ્ત્રો બનાવનારી પેઢીઓના ભાગીદારો હતા.

## અધમ પણ છુપો નહીં

**પરંતુ શરાફી** ધંધા અને ધાર્મીક જુલ્મની સામે જે પોકાર ઉઠાવી શકીએ તે પોકાર આપણાથી આ ધધા પ્રત્યે ઉઠાવી શકાય તેમ નથી કારણ કે ઉપરોક્ત બીજા ધંધા માફક આ ધંધો કરનારાઓ એવો દાવો નથી કરતા કે અમે જનતાનું ભલું કરીએ છીએ. તેઓ તો પોતાના વેપાર સંબંધી ખુલ્લેખુલ્લું જાહેર કરી દે છે કે આ તો લોહીનો વેપાર છે, અમે મોતના સોદાગરો છીએ. ક્રપ, સ્કોડા, વીકર્સ, આહરોક, સ્પાનકુ, સ્નાઇડર, ચીટસુઇ ડુ પોન્ટ, કોલ્ટ, વીન્ચેસ્ટર, રેમીંગ્ટન, બાન્નર મેન વગેરે માણસોમાંથી એક પણ માણસ એમ દાવો નથી કરતો કે અમે આંતરરાષ્ટ્રીય શાંતિના હિમાયતીઓ છીએ.

અર્થ તો એજ થાય કે જ્યાં સુધી મુડીવાદી સમાજવ્યવસ્થા રહેશે ત્યાં સુધી લઢાઇ બંધ થાય તેમ નથી. આ સિવાય બીજું કશું પરિણામ વિચારી શકાય તેમ નથી.

## શસ્ત્રોની સજાવટ

શસ્ત્રોની સજાવટનો બોજો ઘણો જ વિશાળ છે. દરેક દેશ પોતાની આવકના ૬૦થી ૭૫ ટકા લશ્કરી સજાવટ પાછળ ખર્ચે છે. અમેરિકામાં તો એ ખર્ચ એથી પણ વધારે થાય છે. પ્રેસીડન્ટ રૂઝવેલ્ટ જેવા માનવજાત પ્રત્યે સહૃદયી પ્રમુખે શસ્ત્ર સજાવટ પાછળ અઢળક નાણાં ખર્ચવાની યોજના હાથ ધરી છે. લઢાઇ પહેલાં શસ્ત્રોની સજાવટ પાછળ જે ખર્ચ થતું તેના કરતાં હાલ ૨૦૦ ટકા વધુ ખર્ચ થાય છે. ૧૫૦ લઢાયક મનવારો અને ૧૨૫૦ નવાં હવાઇ જહાજો બાંધવામાં આવનાર છે. શસ્ત્રો બનાવનારાં કારખાનાંવાળાઓ પ્રેસીડન્ટના નવા કાર્યક્રમનો વીરોધ કરતા નથી. તેનું આ કારણ છે. વીલ્મીંગટન, ડેલવેર ખાતેની હરક્યુલસ પાવર કંપનીએ તાજેતરમાંજ જાહેર કર્યું હતુ કે ગયા વર્ષ કરતાં આ વર્ષે પહેલા ચાર મહીનામાંજ ૪૦૦ ટકા વધુ નફો કર્યો છે. ફ્રાન્સ, ઇટલી, જર્મની જાપાન, પોલંડ વગેરે દેશો પણ અમેરિકાની પેઠેજ શસ્ત્રોની સજાવટ કરી રહ્યા છે. અને રામ્સે મેકડોનાલ્ડ શાંતીના ફીરસ્તા પેઠે ગમે તેવી વાતો કરે તો પણ ઇંગ્લાંડ બીજા દેશો કરતાં આ બાબતમાં પાછી પાની કરે તેમ નથી. ઇંગ્લાંડની સરકાર સીંગાપોર ખાતે ભારે નૌકાબળ જમાવવા માટેની યોજનાનો અમલ કરી રહી છે.

## લઢાઇનાં કારણો.

આવી રીતે લડાયક તૈયારીઓ કરવાનાં કારણો સમજવાં અઘરાં નથી. જાપાન અને રશીયા વચ્ચે ચીનમાં પેસવાનો દરેકનો સરખો હકક છે એ સુત્ર પર લઢાઇ થતાં વર્ષો નહીં વીતે એ ચોક્કસ છે. આરજેન્ટાઇન અને બ્રાઝીલનાં બજારો સર કરવા માટે મથતા ઇંગ્લાંડને અમેરિકા સાથે ચકમક ઝરતાં શી વાર ? ઇંગ્લાંડ અને જાપાન વચ્ચે યુધ્ધ થવાની શકયતાનાં કારણો તો કોઇ સહેજે જાણી શકે તેમ છે. બ્રીટનના પૂર્વના પ્રદેશોમાં જાપાની કાપડે એટલો બધો પગપેસારો કરી દીધો છે કે લેંકેશાયરના ઉદ્યોગને તેથી ઘણો જ સખત ફટકો પડયો છે, અને કરારોનું પાલન કરવામાં એકકારૂપ બ્રીટન પણ હીંદમાં જાપાની કરારોનો ભંગ કરી રહ્યું છે. આથી સમજાશે કે ઇંગ્લાંડ સીંગાપોર ખાતે પોતાનું બળ જમાવવા શાથી મથી રહ્યું છે. ફ્રાંસ અને જર્મની વચ્ચે તેમજ જર્મની અને પોલાંડ વચ્ચે લઢાઇ થવાનાં કારણો તો સૌને વિદિત જ છે.

## મુડીવાદીઓની બાજી

લડાઇ થવાનું કારણ મોટે ભાગે તો આર્થીક અથડામણો જ હોય છે. લડાયક સામગ્રીઓ અને હથીઆર બનાવનારાઓ લઢાઇ સળગાવે છે એવું નથી. હા ઘણી વખત તેઓ લઢાઇ લંબાવે છે એમ બને છે. ગયા મહાયુદ્દમાં તેઓએ લડાઇ થોડી મુદત વધારે લંબાવી હતી. હાલ પણ પારગ્વે-બોલીવીયાના સંબંધમાં પણ તેમજ બન્યું છે. જો કે આમ બને છે ખરૂં પરંતુ મોટે ભાગે તો તેઓ મુડીવાદીઓના ઘર્ષણને પરિણામે ઉદ્‌ભવતી લડાઇઓમાં માત્ર મદદરૂપજ થઈ પડે છે. સોવીયેટ સરકારના પરદેશમંત્રી મેકસીમ લીટવીનોફે પ્રજાસંઘમાં ભાષણ કરતાં ૧૯૨૦ ની સાલમાં જે કહ્યું હતું તે સત્યજ છે. તેમણે જણાવ્યું હતું કે "મુડીવાદી સમાજ

વ્યવસ્થામાં લડાઇનાં કારણો નાબુત થઇ શકે તેમ નથી કારણ કે એ વ્યવસ્થા જ લડાઇ પ્રેરે છે. મોટું નૌકાસૈન્ય અને વિશાળ લશ્કર એ મુડીવાદી વ્યવસ્થાનાં જરૂરી અંગો છે." તેમની વિચારસરણી સાચી છે એમ કબુલ કરવા માટે આપણે સમાજવાદી થવાની જરૂર નથી. જો આપણે છેલ્લાં ૧૭૫ વર્ષનો ઇતિહાસ વાંચીશું તો માલમ પડશે કે લીટવીનોફ સત્ય કહે છે. સૌ કોઇ જાણે છે કે મુડીવાદીઓ જ સરકાર ઉપર કાબુ ધરાવે છે. નફો મેળવવા માટે તેઓ હંમેશાં નવાં નવાં બજારો મેળવવા ઇચ્છે છે. તેમને કાચો માલ અને મોંઘી મજુરી મેળવવા માટે દેશો જીતવાની ઇચ્છા હોય છે. પોતાનાં સ્વામીત્વ નીચેના દેશો કે જેમાંથી તેમને કાચો માલ, મોંઘી મજુરી અને બજારો મળી શકે તે દેશો પરનું આધિપત્ય ત્યજી દેવા તેઓ તૈયાર હોતા નથી. એ દેશો પર પરદેશીઓ હુમલો ન કરે તે માટે તેઓ હંમેશાં સાવચેત રહે છે. જો તેઓને બજાર ન મળે તો તેઓ સરકારને લડાઇમાં ઉતરવાની ફરજ પાડે છે તેમજ જો તેમના સ્વામીત્વ નીચેનો મુલ્ક કોઈ બીજો દેશ પચાવી પાડવા માગતો હોય તો પણ તેઓ લડાઇમાં ઉતરવા તૈયાર થાય છે.

## શા માટે ?

ઉપર જણાવેલાં કારણોસર જ છેલ્લાં ૧૭૫ વર્ષમાં બધી લડાઇઓ થઇ છે ગયા મહાયુધ્ધનું કારણ પણ એજ છે એ દરેક અભ્યાસી હવે તો કબુલ કરશે. પોતાના ધીરેલા પૈસાને સંરક્ષવા માટેજ અમેરિકાએ ગયા મહાયુદ્ધમાં ભાગ લીધો કારણ કે અમેરિકાને એવી ધાસ્તી લાગી કે કદાપી મિત્રરાજ્યો હારી જશે તો તેને પોતાના નાણાં પાછાં નહીં મળે. આ નાણાં સંરક્ષવા માટેજ અમેરિકા લડાઇમાં ઉતર્યું. અમેરિકાના લોકોનું કોઇ પણ હિત ગયા મહાયુદ્ધમાં જોખમમાં આવી પડ્યું નહોતું. અમેરિકન સૈનિકો ખરેખર નકામાં મરી ગયા, અને પોતાની પાછળની પ્રજાને માટે દુઃખ મુકતા ગયા. લોકશાસનની સહિસલામતિ જાળવવા માટે તેઓએ બલિદાન આપ્યું એમ કહીને આપણે તેમને અને તેમનાં સગાંવહાલાંને એ બલિદાન સુંદર હતું એમ મનાવવા માંગીએ છીએ.

## સંસ્કૃતિનું જ પરિણામ

લાયક વૃત્તિને આ શસ્ત્રોત્પાદક કારખાનાવાળાઓ પોષે છે એ સ્વાભાવિક જ છે કારણ કે એ ધંધામાંથી તેમને નાણાં મળે છે. અને હાલમાં તો નાણાંવાળાઓ મોભાદાર ગણાતા હોવાથી તેમની ગણત્રી સદ્‌ગ્રહસ્થામાં થાય છે. આથી તેમને અથવા તેમનાં કાર્યને ધિક્કારવું એ મૂર્ખાઇ છે. ખરી રીતે તો એમને નીંદવાને બદલે અત્યારની સંસ્કૃતિને જ ધિક્કારવા જેવી છે, કારણ કે એ સંસ્કૃતિનાં પરિણામ રૂપેજ ઉપરનાં અનીષ્ટો પોષાય છે. જ્યાં સુધી એ સંસ્કૃતિમાં પરિવર્તન નહીં થાય ત્યાં સુધી જેમ્સ આદમ્સ અને લીલીયન વાલ્ડ જેવા માણસોનો રોષ નકામો થઇ પડશે. શસ્ત્રબંધી પરિષદો અને શાંતિ સ્થાપક મંડળો નિરર્થક બનશે. જ્યાં સુધી કામદારોને ચુસીને મેલોન એમના પરસેવાના નાણાં ભેગા કરી ધનીક બને એ માનભર્યું ગણાશે ત્યાં સુધી જર્મની અને ફ્રાન્સ લડાઇમાં ઉતરી ક્રુપ પાસેથી હથીયારો ખરીદી એ કંપનીને નાણાં આપે એ પણ માનભર્યું જ ગણાશે.

## સંકુચિત રાષ્ટ્રવાદ

લડાઇ થવાનાં કારણો ઘણાં જ છે પરંતુ ખાસ કરીને આર્થિક કારણો એ બાબતમાં અગત્યનો ભાગ ભજવે છે. સંકુચિત રાષ્ટ્રવાદ પણ લડાઇનું એક કારણ છે. રેફરમેશન પહેલાં એમ મનાતું કે સ્પેનીયર્ડ કરતાં ફ્રેંચમેન વધુ ઉમદા છે, અંગ્રેજ કરતાં જર્મનો શ્રેષ્ઠ છે. આ મનોવૃત્તિને લીધે પણ ઘણી લડાઇઓ થઇ છે. વર્સેલ્સની સંધીને પરિણામે બીજાં ઘણાં રાષ્ટ્રો અસ્તિત્વમાં આવ્યાં અને ભવિષ્યમાં લડાઇ થવાનો સંભવ વધ્યો. કદાચ નજીકના ભવિષ્યમાં મુડીવાદ નાશ પામે તો પણ રાષ્ટ્રવાદ તો રહેશે એમ માનસશાસ્ત્રીઓ કહી શકે. રશીયા જેવા સમાજવાદી દેશમાં પણ વર્ગભેદ હજુ નષ્ટ થયો નથી. તેવીજ રીતે દુનીયામાંથી મુડીવાદનો નાશ થયા પછી પણ રાષ્ટ્રવાદ અથવા વર્ગવાદ કદાચ નાશ નહીં પામે અને જ્યાં જ્યાં ઉપરીપણાની ભાવના હોય ત્યાં લડાઈ થવાનો સંભવ છે જ.

લડાઇનાં કારણો અસંખ્ય છે પરંતુ વિચારકો કબુલ કરશે કે અત્યારે તો મોટે ભાગે લડાઇનાં કારણોમાં આર્થિક કારણો જ મહત્વ ભોગવે છે. મુડીવાદ અથવા મુડીવાદનાજ બીજા અંગરૂપ ફેસીઝમનો નાશ થવાથી લડાઇઓ તદ્દન બંધ પડી જાય એમ તો બનશે નહીં પરંતુ એટલું તો ચોક્કસ છે કે એમ થવાથી લડાઇઓ ઓછી થશે. મુડીવાદ અવિનાશી છે એમ માનવું એ ભૂલ છે. જેવી રીતે જડવાદી પશુબળનો નાશ થયો તેવી રીતે મુડીવાદનો પણ નાશ થશે.

# હિન્દી સ્ત્રીઓના કાયદેસર હક્કો

લેખક:
રમણિક વિ. મહેતા.
બી. એસસી. એલ., એલ. બી.

## લેખાંક: ૧૧ મો.

### પ્રકરણ ૧૩ મું (ચાલુ.)

પુનર્લગ્નનો ધાર્મિક દ્રષ્ટીયે જે વિરોધ કરવામાં આવે છે તે વિરોધના પણ વ્યાજબીપણા વિષે કેટલુંક વિવેચન આવશ્યક છે. વિધવાઓ પુનર્લગ્ન કરી શકે નહિં એવું હિંદુ ધર્મશાસ્ત્રોનું સ્પષ્ટ ફરમાન છે એવી દલીલ પણ આ રૂઢીચુસ્ત અને સનાતની વર્ગ કરે છે. ધર્મશાસ્ત્રના ફરમાન વિરૂદ્ધ કોઇથી કંઇ પણ કાર્ય થઇ શકે નહીં અને જો તેના વિરૂદ્ધ કાર્ય કરવામાં આવે તો તે કાર્ય કરનાર મહાભયંકર પાપનો કર્તા છે એમ તે માને છે. આવાં કોઇ કાર્યની સામે આ વર્ગ પ્રચંડ પોકાર ઉઠાવે છે એટલું જ નહીં પણ તે કાર્યને ફળીભૂત નહીં થવા દેવામાં બને તેટલાં વિઘ્નો નાખવા પણ અચકાતો નથી. ધાર્મિક દ્રષ્ટીએ કરવામાં આવતો આ વિરોધ પણ કેવળ ધર્મશાસ્ત્રોના ખરા અર્થ કરવાની અજ્ઞાનતાને લઇને છે. હિંદુ ધર્મશાસ્ત્રના આપણા તેમજ પરદેશના પ્રખર અભ્યાસીઓ વેદોમાંથી શ્લોકો ટાંકી બતાવી વિધવા માટે પુનર્લગ્નની છૂટ સાબીત કરી આપે છે. ડા. મા્યર, મી॰ મેઇન ("હીંદુ કાયદો તથા રિવાજ"ના કર્તા) વિગેરે પાશ્ચાત્ય દેશોના વિદ્વાનો કે જેઓએ પ્રમાણીક અને શુદ્ધ હેતુથીજ હિંદુ ધર્મશાસ્ત્રોનો અભ્યાસ કર્યો છે તેઓ પ્રાચીન હિન્દુ ધર્મશાસ્ત્રોમાં પુનર્લગ્નની છૂટ હોવાનું જણાવે છે. તેઓ જણાવે છે કે નારદ, વસિષ્ઠ, દેવલ, બૌધાયન, કાત્યાયન અને બીજા રૂષી મુનીઓએ પુનર્લગ્ન ઉપર કોઇ પણ જાતનો પ્રતિબંધ મુકયો નથી. જો કે મનુ મહારાજ આથી વિરૂદ્ધનું ફરમાન કરે છે એમ તેમના પુસ્તકો ઉપરની ટીકાઓના પ્રમાણથી કહેવામાં આવે છે; પરંતુ મી॰ મેઇન કહે છે કે "આ પુસ્તકો ઉપરની ટીકા લખતાં બીજે ઠેકાણે પણ બન્યું છે તેમ આ બાબતમાં પણ કેટલોક ભાગ ઉડાવી દેવામાં આવેલો છે."* પોતાના મતના સમર્થનમાં આ વિદ્વાન અભ્યાસી જણાવે છે કે એક પુસ્તકમાં મનુ મહારાજે પુરૂષને કુંવારી કન્યા સાથે જ લગ્ન કરવાનો અને, વિધવાને સમાગમ થયા પહેલાં પતિનું મૃત્યુ થયું હોય તો જ પુનર્લગ્ન કરવાનો આદેશ આપ્યો છે, જ્યારે એ જ રૂષીમુનીનાં બીજાં બે પુસ્તકોમાં વિધવાઓને કોઇ પણ સંજોગોમાં પુનર્લગ્ન કરવાની છૂટ આપી છે. એક જ લેખકના આ વિરોધી આદેશો જડવાનું કારણ એ લેખકના મુળ પુસ્તકમાંથી કેટલોક ભાગ જાણીબુજીને ઉડાવી દેવામાં આવ્યો છે તે સિવાય બીજું કાંઇ નથી. ગયે જ વર્ષે સદ્‌ગત શ્રી. રાજા રામમોહ-

* જુઓ પાનું ૧૧૨ "હિંદુ કાયદો અને રિવાજ" ૭ મી આવૃત્તી.

નરોય જેઓએ વિધવા પૂનર્લગ્ન માટે જબ્બર ઝુંબેશ ઉપાડી હતી તેઓની શતાબ્દી મુંબાઇમાં ઉજવવામાં આવી હતી તે પ્રસંગે મુંબાઇની વડી અદાલતના ન્યાયમુર્તિ શ્રી. દીવેટીયાએ પણ પૂનર્લગ્ન નો ધર્મશાસ્ત્રોમાં પણ પ્રતિબંધ નથી એમ સાબીત કરી આપ્યું હતું.

ઉપરની હકીકતે વિધવાઓના પૂનર્લગ્ન સાથે રૂઢીચુસ્ત તેમજ સનાતની વર્ગનો જે વિરોધ છે તે કેવળ ગેરવ્યાજબી અને નકામો છે. હિંદુ સમાજ તેની સ્થિતિચુસ્ત મનોદશા સત્વર બદલે અને અર્વાચીનયુગને અનુકુળ નવા આચારવિચારો અપનાવે તો કેવું સારૂં! અખીલહિંદ મહીલાપરીષદનાં સાતમાં અધિવેશનમાં પ્રમુખસ્થાનેથી લેડી વિદ્યાગૌરી નીલકંઠે આવાજ ઉદ્‌ગારો કાઢયા છે. તેઓ જણાવે છે કે "વિધવાઓના પૂનર્લગ્નનો પ્રતિબંધ હીંદુસમાજને હાથે સત્વર પરિવર્તન માગે છે."

હિંદુસમાજ સિવાય બીજા કોઇ પણ સમાજમાં પૂનર્લગ્નનો પ્રતિબંધ નથી અને તેથી બીજી કોમોની વિધવાઓ મરજીમાં આવે ત્યારે સમાજનો સ્હેજ પણ ખોફ વહોરી લીધા સિવાય પૂનર્લગ્ન કરી શકે છે. આ કોમોના કાયદાઓ પણ પતિના અવસાનથી અગર છુટાછેડાથી તે તે કોમની સ્ત્રીઓ પૂનર્લગ્ન કરવાનો હક્ક ધરાવે છે એમ જાહેર કરે છે. સીવીલ મેરેજના કાયદા હેઠળ લગ્ન નોંધાવેલી હીંદુ, જૈન, શીખ અને બુદ્દીસ્ટ સ્ત્રીઓ તેમ જ આ કાયદા હેઠળ શાસિત થતી ખ્રીસ્તી તેમ જ બીજી કોમોની સ્ત્રીઓ "હીંદુ છુટાછેડા"ના કાયદાની કલમ ૫૭ હેઠળ પૂનર્લગ્નનો હક્ક ધરાવે છે. પારસી પત્નિઓ "પારસી લગ્ન અને છુટાછેડાના કાયદા" ની કલમ ૪૩ હેઠળ તેમ જ મુસ્લીમ અને બુદ્દીસ્ટ મહીલાઓ મોહેમેદન અને બર્મીઝ બુદ્દીસ્ટ કાયદા હેઠળ પૂનર્લગ્ન કરી શકે છે. મરૂમક્કટ્ટામ કાયદા હેઠળ શાસિત થતી સન્નારીઓ માટે કાયદામાં સ્પષ્ટ નિયમ કરેલો નથી પરંતુ પતિના અવસાનથી અને છુટ્ટાછેડાથી લગ્ન સંબંધનો અંત આવે છે એમ એ કાયદો સ્પષ્ટ જણાવે છે. આથી આ સ્ત્રીઓ પણ કાયદેસર રીતે આ હક્ક ભોગવે છે અને મલબારમાં વસતી આ કોમ આ હક્કનો લાભ પણ લે છે.

હિંદુ કોમના ઉજળીયાત વર્ગમાં જ ફકત વિધવા પૂનર્લગ્ન સામે સામાજીક પ્રતિબંધ છે. બાકી બીજી કોઇ કોમોમાં એવો પ્રતિબંધ નહીં હોવાના કારણે અને એ કોમોમાં પૂનર્લગ્ન કરવાયોગ્ય વિધવાઓ મોટે ભાગે પુનર્લગ્ન કરતી હોવાથી એ કોમોની વિધવાઓના પૂનર્લગ્ન સંબંધીનો પ્રશ્ન વધુ ચર્ચા માગી લેતો નથી.

## પ્રકરણ ૧૪ મું

પરીણીત જીવનને લગતા બીજા વિભાગના હક્કોના વિવેચન બાદ હવે આપણે હિન્દી સ્ત્રીઓનું મીલ્કતના હક્કો સંબંધી કાયદામાં કયું સ્થાન છે તેનો અભ્યાસ કરીએ. આ હક્કોનો અભ્યાસ હીંદની જુદી જુદી કોમોની સ્ત્રીઓના સાચા સ્થાનનો આપણને સારો ખ્યાલ આપશે; અને તેથી કરીને એક બીજી કોમની સ્ત્રીઓની સ્થિતિનું તુલનાત્મક દૃષ્ટિએ વિવેચન કરતાં, સામાજીક સુધારાના આર્થિક ક્ષેત્રમાં જે કોમ તેની સ્ત્રીઓને લગતા કાયદામાં સ્થિતિસ્થાપક રહી હોય તેને તેના કોમી કાયદામાં વર્તમાન યુગને અનુકુળ સુધારો કરવાને માર્ગદર્શક થઇ

પડશે એટલું જ નહીં પણ તેને થણો સારો વેગ આપશે.

મીલ્કત વિષયક આ હક્કોમાં નીચે બતાવેલા બે હક્કો ખાસ છે. આજે એ હક્કોનું વિવેચન આપણે કરીએ. આ હક્કો તેઃ—

(૧) ભરણપોષણ અને

(૨) વારસા હક્ક.

ભરણપોષણના હક્કનું પ્રથમ વિવેચન હાથ ધરતાં આપણને જણાશે કે આ હક્ક હિંદની દરેક કોમની સ્ત્રીઓ તેમના કૌમાર્યાવસ્થામાં તેમના પિતાની અને પત્ની તરીકે તેમના પતિની મીલ્કતમાં તેમનો ભરણપોષણનો હક્ક ધરાવે છે. હિન્દુ વિધવાઓ સિવાય બીજી કોમની વિધવાઓ તેમના પતિના અવસાન બાદ મરનારની મીલ્કત ઉપર થોડેવત્તે અંશે વારસા હક્ક ભોગવતી હોવાથી વિધવા અવસ્થામાં ભરણપોષણનો હક્ક મેળવતી નથી. ફક્ત હિન્દુ વિધવાઓ જેઓને તેમના ધણીની મીલ્કત કવચીત જ વારસા-હક્કથી પ્રાપ્ત થાય છે—જે સંજોગનું આપણે હવે પછીના પ્રકરણમાં વિવેચન કરીશું—તેઓ વારસા હક્કને બદલે ભરણ-પોષણનો હક્ક ફક્ત ભોગવે છે. હિન્દુ વિધવાઓની આ હક્ક સંબંધીની સ્થિતિની સમાલોચના આપણે આ હક્કના વિવેચનના છેલ્લા ભાગમાં કરીશું. હાલમાં તો કુમા-રીકા અને પત્ની તરીકેની તેમની સ્થિતિમાં તેઓ ક્યારે અને કેટલે દરજ્જે આ હક્ક ભોગવે છે તે જ જોઇશું.

દરેક કોમના કોમી કાયદાઓ ઉકળ કુમારી, પુત્રીઓ અને પરણેતરો તેમના પિતા અને પતિના અનુક્રમે મીલ્કતમાં તેમની સાથેનાં કૌટુંબીક સંબંધથી—પુત્રી અને પિતા તથા પત્ની અને પતિના—ભરણપોષણનો હક્ક ભોગવે છે. એક કુમા-રીકા પુત્રી જ્યાં સુધી તેનું લગ્ન થયું ન હોય ત્યાંસુધી તેના પિતાના કુટુંબની અંગભુત (member) રહે છે. તેણીના લગ્ન પછી તે તેણીના પતિના કુટુંબની એક અંગભુત બને છે. આથી કરીને કાયદાએ કુમારી કન્યાના અને પરણેતર પત્નીના ભરણપોષણની ફરજ અનુક્રમે તેમના પિતા અને પતિ ઉપર નાખી છે. મુસ્લીમ કાયદો તો વળી એક પગલું આગળ વધે છે અને જો એક સગીર કન્યાના પિતાની આર્થિક સ્થિતિ સારી ન હોય અને તેણીની માતી સ્થિતિ સારી હોય તો તેણીની મા ઉપર આ ફરજ નાખે છે.

હિંદુ કાયદાએ બીજા કાયદાઓની માફક કુમારી કન્યા અને પત્નીનું ભરણપોષણ કરવાની ફરજ અનુક્રમે તેણીના પિતા અને પતિ ઉપર નાખી છે. જેમના ઉપર આ ફરજ બજાવવાની જવાબદારી કાયદાએ નાખી છે ને તેમની જાત પુરતીજ છે. તેમના અવસાન બાદ તેમની મીલ્કત જો કોઇ વારસદારના હાથમાં જાય તો તેને એ મીલ્કતમાંથી તેઓનું ભરણપોષણ કરવાની જવાબદારી રહે છે મરનારના કોઇપણ વારસની જાત જવાબદારી (personal obligation) હોતી નથી, સિવાય કે અમુક સંજોગોમાં મરનારના વારસ પુત્રની જાત મીલ્કત જવાબદાર રહે છે. કાયદાનો સામાન્ય નિયમ એવો છે કે મરનારના વારસની જવાબદારી તેને વારસામાં મળેલી મીલ્કત પુરતીજ હોય છે. જેમનું ભરણપોષણ કરવાની મરનારની કાયદેસરની અગર નૈતિક જવાબદારી હોય તેમનાં ભરણપોષણનો હક્ક મરનારની મીલ્કત ઉપર રહે છે અને આવી જવાબ-

દારી સાથે વારસના હાથમાં મરનારની મીલ્કત જાય છે. એટલે કે મરનાર પિતા અગર પતિની મીલ્કત ઉપર અનુક્રમે તેની કુંવારી પુત્રી અગર પત્નીનો ભરણ-પોષણનો હક્ક રહે છે. ટુંકમાં પિતા અગર પતિના જીવતાં અનુક્રમે તેની કુંવારી દીકરી અગર પત્નીના ભરણપોષણની જવાબદારી તેને માથે રહે છે જ્યારે તેના મરણ બાદ તેની મીલ્કત જ ફક્ત જવાબદાર થાય છે.

હિંદુ સંયુકત કુટુંબમાં કુટુંબની અવિભકત મીલ્કત ઉપર આ સ્ત્રીઓના ભરણપોષણની જવાબદારી રહે છે.જો પિતા અગર પતિ સંયુકત કુટુંબનો અંગભુત હોય તો તેના જીવતાં સંયુકત કુટુંબની અવિભકત મીલ્કત ઉપરાંત તેની પોતાની જાત પણ જવાબદાર રહે છે તેના અવસાન બાદ જો તે મીતાક્ષરા સ્કુલથી શાસિત થતો હોય તો, એવા કુટુંબના બીજા જીવીત ભાગદારોના હાથમાં આવેલી મરનારના ભાગની મીલ્કત જવાબદાર રહે છે. બંગાળની "દાયભાગ શાળા" (Dayabhaga School)માં સંયુકત કુટુંબની અવિભકત મીલ્કત જેવું નહીં હોવાથી, મરનારના વારસોને મળેલી મીલ્કત ઉપર તેણીનો હક્ક રહે છે.

૧. હિંદુ પત્નીની સ્થિતિ પણ ઉપર જણાવેલા હિંદુ ધર્મશાસ્ત્રના સામાન્ય નિયમોને આધીન છે. પરંતુ કેટલાક અસામાન્ય સંજોગોમાં તેણીની આ હક્ક સંબંધી શું સ્થિતિ છે તે પણ તપાસવાની જરૂર રહે છે. હિંદુ ધર્મશાસ્ત્રનો સામાન્ય નિયમ એવો છે કે "એક પત્નીએ તેણીના પતિના આશ્રય અને છાયા હેઠળ રહેવું જોઇએ અને તેની આજ્ઞાપૂર્વક વર્તન રાખવું જોઇએ." હિંદુ મહિલાઓના વ્યકિતત્વ અને વિકાસને રૂંધનારા આ નિયમના ગુણ દોષ ઉપર આપણે વિવેચન નહિ કરીએ પરંતુ અત્રે એટલું તો જરૂરથી કહેવું પડશે કે હિંદુ ધર્મશાસ્ત્રના આવાં નિયમોને લઇને હીંદુ સ્ત્રી સમાજ વધુ અને વધુ પાછળ રહેતો રહ્યો અને એક હીંદુ પત્ની આજે અવનત અને પરાધીન દશા ભોગવતી આપણે જોઇ રહ્યા છીએ. જ્યાંસુધી તેણી તેના પતિની સાથે, તેના આશ્રય હેઠળ રહે અને તેની આજ્ઞા મુજબ વર્તે ત્યાંસુધી તેણીના ભરણપોષણની જવાબદારી તેણીના પતિને શીર રહે છે. જો કે કેટલીક વખત પતિના ખરાબ આચારવિચારને કારણે તેણી તેનાથી જુદી રહી ભરણ-પોષણ માગી શકે છે. ધણીની ખરાબ વર્તણુંક હોય અગર તેના પોતાના મકાનમાં સાથે રાખીને તેણીનું ભરણપોષણ કરવાની ધણી ના પાડતો હોય અગર એવા બીજા કોઇ વ્યાજબી કારણસર કોઇ હિંદુ પત્નીને તેનાં ધણીથી જુદા રહેવાની ફરજ પડી હોય ત્યારે તેણી તેના ધણી પાસેથી ભરણપોષણ માગી શકવાનો હક્ક ધરાવે છે પરંતુ આથી એમ માનવાનું નથી કે ધણીની ઘાતકી નહીં એવી અમાયાળુ વર્તણુંક અગર ધણીએ બીજું લગ્ન કર્યું હોય અગર ધણી ધણીઆણી વચ્ચે સામાન્ય કલહ ચાલતો હોય તેવા કોઇ કારણે હિન્દુ પત્ની તેણીના પતિથી જુદી રહી. ભરણપોષણ માગી શકે છે. ઘરમાં વેશ્યા રાખી હોય અગર તેણીના જાનમાલને નુકશાન થાય તેવું ઘાતકી વર્તન ધણીનું હોય તો તેણી જુદું ભરણપોષણ માગી શકે છે. પરંતુ આવા સંજોગોમાં તેણીને તદ્દન પવિત્ર અને પતિવ્રતા રહેવું પડે છે, નહિ તો કોર્ટથી ભરણપોષણનું હુકમનામું મેળવ્યું હોય તો પણ તેણી તેનો હક્ક ગુમાવે છે.

હિંદુ કાયદા હેઠળના હક્ક ઉપરાંત ક્રીમીનલ પ્રોસીજર કોડની કલમ ૪૮૮ હેઠળ પણ એક દિકરી અને પત્ની તેના પિતા અને પતિ પાસેથી તેના ભરણ-પોષણના હક્કનો અમલ કરાવી શકે છે. કોઇ પિતા અગર પતિ તેની દિકરી અગર પત્નીનું તેની પાસે પુરતું સાધન હોય તેમ છતાં ભરણપોષણ કરવાની ના પાડતો હોય અગર બેકાળજી રાખતો હોય ત્યારે ઉપર જણાવેલા કાયદાની કલમ ૪૮૮ હેઠળ તેની પુત્રી અગર પત્ની હકુમતવાળી કોર્ટમાં અરજી કરી વધારેમાં વધારે સો રૂપીયા સુધીનો માસીક દરમાયો મેળવી શકે છે.

આપણે ઉપર જોઇ ગયા છીએ કે હિંદુ કાયદા પ્રમાણે દિકરીના લગ્ન પછી તેણી તેણીના ધણીના કુટુંબની અંગભુત બને છે અને તેણીના પિતાના કુટુંબમાંથી અંગભૂત તરીકે મટી જાય છે. આ કારણે તેણી તેના પિતાની મીલ્કત ઉપર ભરણપોષણનો હક્ક ધરાવી શકતી નથી. તેણીના લગ્ન પછી તેણીનું ભરણપોષણ કરવાની ફરજ તેણીના પતિ ઉપર આવી પડે છે અને તેણીના ધણીના અવસાન બાદ મરનારની મીલ્કત ઉપર તેની જવાબદારી રહે છે. પરંતુ તેણીના ધણીના અવસાન બાદ મરનારના કુટુંબમાંથી તેણી ભરણપોષણ મેળવી શકતી ન હોય ત્યારે તેણી તેણીના પિતા પાસે ભરણપોષણ માગી શકે છે. મુંબઇની વડી અદાલતે એવું સ્વીકાર્યું છે કે સાધનવિહીન વિધવા દિકરીનું ભરણપોષણ કરવાની તેણીના પિતા ઉપર નૈતિક ફરજ છે પરંતુ તેના મરણ બાદ એ નૈતિક ફરજ મરનારના વારસના હાથમાં ગયેલી મરનારની મીલ્કત ઉપર કાયદેસરની જવાબદારીના રૂપમાં ફેરવાઇ જતી નથી. મુંબાઇના હાઇકોર્ટના આ ચુકાદાના વ્યાજબીપણા વિષે બંગાળાની હાઇકોર્ટે શંકા બતાવી છે. એક કેસમાં આ હાઇકોર્ટે એવો અભિપ્રાય વ્યક્ત કરેલો છે કે પતિના કુટુંબમાંથી ભરણપોષણ નહીં મેળવી શકતી વિધવા દિકરીનું ભરણપોષણ કરવાની ફરજ તેણીના પિતાની છે અને તેના પિતાના મરણબાદ મરનારની મીલ્કત ઉપર તેણીનો હક્ક રહે છે. વડોદરારાજ્યની વડી ધારાસભા પણ એ મુજબનો અભિપ્રાય ધરાવે છે અને હમણાંજ પસાર થએલા એક ઠરાવથી વિધવા દિકરી ઉપર જણાવ્યા સંજોગમાં તેણીના પિતાના કુટુંબમાં સાધન હોય તો તેમાં પોતાનો કાયદેસર હક્ક સ્થાપિત કરી શકે છે. કુટુંબના બીજા સભ્યોની માફક તેણી ભરણપોષણ મેળવી શકે છે.

# યંત્રનાં બચાવમાં

આ નીચે શ્રી. સ્નેહરશ્મિનું જે કાવ્ય ઉતારવામાં આવ્યું છે તે અષાઢ માસના "પ્રસ્થાન"ના અંકમાંથી લીધું છે. 'નવયુગ' જે જાતના વિચારોનો પ્રચાર કરવાને પ્રયત્ન કરી રહ્યું છે તે વિચારોનો આબાદ પડઘો એ કાવ્યમાં ઉઠે છે એટલે તે અહીં રજુ કરવામાં આવે છે. આ જાતની સામાજીક સમજદારીભરી કવિતાઓ ગુજરાતમાં બહુજ ઓછી લખાય છે. જ્યારે આપણા હાલના કવિઓ હજુ પ્રભુ, દીવ્યસત્વો, ચંદ, સુરજ, તારા, સમુદ્ર, નદી, કમળ, ફુલો, ભમરાઓ વગેરેની પરંપરાથી લખાતી આવતી કવિતાના મોહપાશમાંથી મુક્ત થયા નથી ત્યારે ઉગતિ પ્રજાના આ કવિએ એરોપ્લેન જેવાં તદન 'અરસિક' ગણાતા વિષય પર કવિતા લખવાની હીંમત કરી છે એટલુંજ નહિ, પરંતુ એરોપ્લેનથી સુચવાતા સંસ્કૃતિના ઇતિહાસને કવિતની થોડીકજ લીંટીઓમાં કેદ બનાવી એરોપ્લેનનાં અસ્તિત્વને કાવ્યમય ઇન્સાફ આપ્યો છે. કવિતા કોઇ વસ્તુ વિશેષમાં નહિ પણ કવિની દ્રષ્ટિમાં વસે છે, અને પ્રાણપૂર્ણ કવિતા સર્જવા માટે જીવનની વિશાળતાની ભાવનામય સમજણ જોઇએ એ અનુભવકથનને શ્રી. સ્નેહરશ્મિએ ચરિતાર્થ કરી બતાવ્યું છે તે બદલ તેમને મુબારકબાદી આપી કવિતા 'નવયુગ'ના વાંચકો માટે રજુ કરીએઃ

## એરોપ્લેન.

પ્રસારી બન્ને નિજ પાંખ જાણે
સ્વપ્નસ્થ કો ભૂતલ પંખી પોઢયું-
એવું દીઠું મેં-દીઠું આજ કોતુકે,
આરામ લેતું જુહુને કિનારે,
વિમાન કોઇ – નભ કેરું મત્સ્ય!

કાવ્યો સુણ્યાં છે, સુણી કૈંક વાતો,
વિદ્વાન લોકો વળી ફિલ્સુફોની
ગિરા સુણી છે વિષ જેવી ઝેરી
યંત્રો તણો દારુણ હ્રાસ ગાતી—
તે "બૅક ટુ નેચર" * વિચરો પુનઃ હો
નિસર્ગ આ'રે ભૂલી વર્તમાન!"—
વધો રૂસો, ને પડધા અસંખ્ય
એ મંત્ર કેરા, ગિરિ ગહ્વરો ને
સાતે ય સિન્ધુ યુગ – ભેખડોમાં,

* પાછા કુદરતની સ્થિતિમાં જાવું ? ફ્રેન્ચ ફીલ્સુફ રૂસોનો એ સિધ્ધાંત હતો.

ગાજી ઉઠ્યા તે સહુ થાય તાજું
ઉરે મને એ નીરખી વિમાન. ૧૬

"ચલો નિસર્ગે !" મુજને ય એવું
ગાવું ગમે જો નિરખું નિસર્ગે
માંગલ્ય જે વિશ્વ સદાય ઝંખે.
કિન્તુ મને ક્યાં ય ન ભૂતકાળે
દેખાય તે દિવ્ય સુવર્ણ-કાળ !—
ને લોહીભૂખી નખદંતવાળી
મને ડરાવે "પ્રકૃતિ" રૂસોની ! ૨૩

સ્ફુરે ઉરે ચિત્ર પરંપરામાં
વનો બધાં તે અતિ હિંસ્ર ઘોર,
તેમાં નવશો મનુબાળ કંપે,
ભોરીંગ મોટા વરૂ વ્યાઘ્ર સિંહ,
ને ઘોર તે વીજ તણા કડાકા,
પ્રચંડ વર્ષા હિમ ચાબુકો શી
ઝંઝાનિલો વાયુ તણા સપાટા,
ને શંભુનાં નેત્ર ત્રીજાં સમો તે
પ્રચંડ ભાનુ—વદી એથી "ત્રાહિ !"
પંથો વિનાનાં ઘન જંગલોમાં
બબ્યોઝબ્યો લોહીલુહાણ દોડે
નિસર્ગ-અંકે મનુબાળ આદિ !
જેને ગમે આ પ્રકૃતિ રૂસોની
તેને ભલે એહ હજો મુબારક !
ને તે ભલે ગાય "ચલો નિસર્ગે !" ૩૮

ઝંખું હું તો કિન્તુ અનન્ત શક્તિ
જેથી તૂટે દુર્ગમ કામ—દુર્ગ;
તૂટે વળી તે સ્થળ કેરી ભીંતો,
કરાળ ને ઘોર ખડી સદા જે,
નોખાં કરી માનવી માનવીને,
વાડા રચી ભીષણ કોટી કોટી,
ફેલાવતી આળ વિનાશ કેરી,
ને ચૂડ જેની યમ—પાશ જેવી
રીબાવતી માનવ—સંસ્કૃતિને ! ૪૭

ઝંખું હું તો તે દિન ભવ્ય જ્યારે
સાતે ય સિન્ધુ ગિરિમાળ સર્વે
મનુષ્યને પાય ઝૂકી રહીને
હશે બન્યાં માનવ-બાળ કાજે
ખાબોચિયાં ટેકરીઓ સમાં જ. ૫૨

ને ઝંખું હું તે દિન ભવ્ય જ્યારે,
વિમાન સામે રહ્યું હાંરી જે આ
હશે પ્રતાપી નિજ પાંખ વીંઝતું
ઘડી ધરાપે, ઘડી ચંદ્રમાં, હશે
વા ઝૂલતું મંગળ શુક્ર ટોડલે !
ને ચંદ્ર જ્યારે પૃથ્વીપુરીની
હશે બન્યો પોળ જ એક નાની,
ને સૌ ગ્રહો સૂર્યપુરી તણાં પરાં
સમા ધરી એક બીજાની આંગળી
સબ્યો બનીને રવિ સંઘ કેરા,
હશે રચ્યા નિત્ય અનેક યોજના
વિશ્વૈક્ય કેરી નિજ સંઘમાં ઘડી !
ને પૃથ્વીના આ મનુબાલ-કેરી
હશે ઘસાતી મૃદુ પાંખ સ્વાતિએ,
ને રોહિણી યે મલકાતી પેખશે
તેજસ્વી એવા પૃથિવી-કુમારની
કીર્તિ-ધ્વજા ઉડતી ઉચ્ચ શૃંગે
સમર્ષિ, ચિત્રા, મૃગ, વ્યાધકેરાં ! ૭

રે ! કિન્તુ
ઓચિન્તુ

તે "બેક ટુ નેચર," વનરાજ-ત્રાડે,
પ્રચંડ કાળે શ્રવણે ચીંકારે !
ને સ્વપ્ન મારાં બની છિન્નભિન્ન
જાણે તુટી સ્ફાટિક કચ્ચરોમાં
લાગે મને મોત-પછાડ ખાતાં !
ને કારમી કાજળ-કાળી છાયા
મને બતાવે કવિ ફિલસુફો સૌ,
યંત્રો તણી સંસ્કૃતિ "આસુરી"ની ! ૮

હા, આસુરી !—ને વળી દાંત ભીંસી,
સેતાની કહેતાં ય ન જંપ પામે
સંતો કંઈ એવી વિનાશ-લીલા
યંત્રો તણી તે સધળા બતાવે ! ૮

ફૂલંગ લેતાં,
હિંસા–મદે ભીષણ તાલ દેતાં,
અંગાર ઓકી,
ને કૌસ રોકી
નિત્યે ધવાતી, થથરી રીબાતી
રે! બ્હાવરી માનવતાની છાતીમાં,
જાણે રહ્યાં દોડી વિમાન એ સૌ—
એવું મને તે સઘળા સુણાવે! ૯૨

ને દૂર પેલાં ઝઝૂમી રહેલાં
સારાં ય આ શાન્ત શહેર ઉપરે,
દેખાય મોટાં મિલ–ભૂંગળાઓ—
તેને બતાવી,
તેમાં રિબાતી
કૈં લક્ષ્ય કોટિ જનતાની મૂંગી
મનોવ્યથાની, ઉર–યાતનાની
વાતો કહે તે રુધિરે લખાતી. ૧૦૦

જાણું બધું એ બની યંત્ર સાથે
રે! યંત્ર જેવા જડ, પ્રાણ–શુન્ય,
ઘસાઇ જાતા મજુરો તણી વ્યથા,
ને મૂડીવાદી–શ્રમજીવીઓ તણાં
યુધ્ધોની કહાણી–બધું એ હું જાણું.
પરન્તુ એ વાંક શું યંત્ર કેરો?
તો પ્હેલું જ્યારે હળ ભૂમિ કેરા
કોર હૈયે મનુ–બાલ્ય–કાળે
હશે લટ્યું, નહિ ત્યાર મોટા
જાગ્યાં હશે ઘોર તુફાન વારૂ?
ક્યારે, ક્યા ભવ્ય સુવર્ણકાળે
વધાવી લોકે પ્રગતિ–પ્રભાને?
ભુલાઇ સોક્રેટિસની નથી કથા.
ને ઇશુના થા હજી સર્વ તાજા,
ગેલીલિયો શું લટકે હજુ ના
ફાંસી તણે કાળ કરાળ માંચડે?
મૂંગી વ્યથાઓ મજૂરો તણી તે,
ને ઘોર હિંસા જગ જે પ્રવર્તે,
તે માનવી પાશવતા તણાં છે
પ્રતીક: ફૂટાં–નવ' યંત્રને શિરે
જવાબદારી રજ માત્ર એહની. ૧૨૧

દેવો ભલા! શે સહું દોષ વસ્તુને?
છે દોષ પુરો ભૂખી વાસના તણો,
જે બાંધી વાડા પર પોતીકાના,
ને ગોત્ર કેરી, કુળ, ગ્રામ, પ્રાન્ત,
ને દેશ ખંડો તણી ભીંત બાંધી
ફેલાવતી રક્ત–પિપાસુ લ્હાય;
ને યંત્ર જેનાં બની આજ ભોગ
સાધી રહ્યાં ઘોર વિનાશ ભાસે,
તે વાસનાની–ભૂખી વાસનાની
કાયા અને પ્રાણ રૂંધન્તી શૃંખલા
તોડી વછોડી, દિન એક જાગી,
વિમાન સામે રહ્યું આ પડી જે,
પડેલ બન્દી વનરાજ–શો સમુ
આઘાત સાથે સહસા બધી તે.
કાયા અને પ્રાણ રૂંધન્તી શંખલા
તોડી વછોડી, અતિ ભવ્ય રાજશે
અનન્ત કેરી વનરાજિમાં, જ્યાં
વિરાટનાં ગાન ગજાવી ઘેરાં,
નિહારિકાનાં પ્રતિબિમ્બ ઝીલી,
ને કોટિ તારા–નગરો તણા તે
ઉંચા મિનારા તણી ભવ્ય છાયા
હૈયે ઝુલાવી, યુગ 'સર્વ' કેરા
તમિસ્ર–નીંદ્યા ગિરિ–પાય ધોઇ,
કૈંઇ તેજ–કુંજો મહીં શ્વાસ લેતાં
મન્દાકિની–નીર હશે જ વ્હેતાં! ૧૪૬

ને આજનાં આ નજરે પડે જે
ઘણાભરેલાં, અતિ હીન, હિંસ્ર
ચિત્રો ભુલાશે નિરખેલ કોઇ
દુઃસ્વપ્ન જેવાં, જગ આખું આ અને
હશે બન્યું તે શ્રુતિ–સ્વપ્ન જેવું–
માળા સમું શાન્ત, સુસ્નિગ્ધ, મીઠું!–
સુવર્ણ એવા યુગનું પ્રતીક
આજે દીઠું મેં–દીઠું આજ ગર્વે
આરામ લેતું જુહુને કિનારે
વિમાન કોઇ–મનુ–પુન્ય–પાંખ! ૧૫૬

સ્નેહરશ્મિ

બે મુખ્ય કારણો છે. પહેલું કારણ એ છે કે આપણી અત્યારની રાજકીય અને સામાજિક પ્રથામાં પરિવર્તન આણવાની જરૂરીઆતની ભાવના વધારે દૃઢ અને તાત્કાલિક ઉકેલ માગી લેનારી એમનાં મનમાં બનતી જાય છે. આર્થિકમંદી શરૂ થયાંને આજે ત્રણ વર્ષો થઇ ગયાં. અને જ્યારે એક અવદશા વધુ વખત લંબાય ત્યારે તે આપણને કોઠે પડી જવા માંડે છે. પરંતુ અત્યારની આર્થિક-મંદીની બાબતમાં એમ થવું અશક્ય છે કેમકે વિદ્યાર્થીઓ પણ એટલું તો સમજતા થઇ ગયા છે કે આ ઘટનાનાં મુળ ઉંડાં છે અને આપણા સમાજમાં પેઠેલાં એક કાયમી દર્દનું એ તો ચિન્હ માત્ર છે. તેઓ એ પણ જાણે છે કે અવનતિને માર્ગે પળી ચુકેલા મુડીવાદે ઉભું કરેલું એ દર્દ છે. આર્થિક અવદશાનો સાએ સંગાથ સેવતા યુવાનોને "ફક્તાઓના રખાતો" બનવા માટે વખત, ધીરજ કે સગવડ ક્યાંથીજ હોય? અને જેમ જેમ જવાબદારીની આ ભાવના ખીલતી જાય છે તેમ તેમ ચળકતાં વાણીચાતુર્યની કદરદાની ઓછી થતી જાય છે.

બીજું કારણ એ છે કે આજના કેળવાએલા યુવાનને એવો કપરો અનુભવ થવા લાગ્યો છે કે તે એક એવાં જગતમાં ઉછરી રહ્યો છે કે જેને તેની સેવાઓની જરૂર નથી. ભૂતકાળમાં કાલેજમાં ભણતા દરેક વિદ્યાર્થીને એવી ખાત્રીજ હતી કે કંઇક કામ–નોકરી–જરૂરી મળી રહેશે. પણ આજે એ સ્થિતિ રહી નથી. લંડન યુનિવર્સીટીમાં મારા જ હાથ નીચે કેળવાએલા ત્રીસ વિદ્યાર્થીઓ બે વરસ પહેલાં તેમની ડીગ્રીઓ મેળવીને બહાર પડ્યા. આજે બે વર્ષના અરસામાં એમાંના પાંચ જ જણાને નોકરી મળી શકી છે. અને સ્ત્રીઓની તો સ્થિતિ એથી એ ખરાબ છે.

જીવનના ઉંબરા પર પગ મુકવાને તૈયાર થએલાં યુવાનો અને યુવતિઓને જ્યારે જગત આ રીતે જાકારો સંભળાવે છે અને નાહિમ્મત બનાવી દે છે ત્યારે અનિવાર્ય રીતે આ સ્થિતિનાં કારણો શોધી કાઢવાને પ્રેરાય છે. અત્યારની આ અંધકારમય સ્થિતિ સમજવાને પ્રકાશ મેળવવાનો તેઓ પ્રયત્ન કરે છે. અને સમાજ તરફ આજે તેમની જે વલણ છે તે એ પ્રયત્નોએ આપેલી સમજદારી–સાચી, ખોટી કે મિશ્રીત–નું પરિણામ છે.

એ વલણનાં ખાસ લક્ષણો શાં છે? એક બાજુ સમાજવાદ તરફની વલણ વધતી જાય છે. સામ્યવાદી આદર્શો તરફની તેમની ભક્તિ વધારે દૃઢ થતી જાય છે. આમ હોવા છતાં એ ધ્યાન ખેંચનારૂં છે કે સામ્યવાદી પક્ષમાં કોણ જાણે શું એવું કંઇક છે કે તેના સભ્યોની સંખ્યા તો વધતી જ નથી. સમાજવાદની એ સમજણ હોય છે ઘણી કાચી. અને ઘણાના સમાજવાદને તો રાજકારણ સાથે સંબંધ પણ નથી હોતો.

પરંતુ વિદ્યાર્થીઓની એક બીજી વલણ બહુ ધ્યાન ખેંચનારી છે. ઓકસફર્ડ યુનીઅને થોડા વખત પહેલાં એવો ઠરાવ પસાર કર્યો હતો કે કોઇ પણ કારણસર હવે જો યુદ્ધ થશે તો વિદ્યાર્થીઓ "દેશ અને રાજા" ને નામે માથાં વધેરાવવાને તૈયાર નહિં જ થાય. હવે જો યુદ્ધ થાય જ તો એ બધા વિદ્યાર્થીઓ એ ઠરાવને ચુસ્તપણે વળગી જ રહેશે એમ કહેવાનો અહિ આશય નથી પણ બ્રીટ-

નના યુવાનોમાં શાન્તિવાદની હિમાયત વધતી જાય છે અને વધારે દ્રઢ થતી જાય છે એ વાત તો નિર્વિવાદ છે.

બીજી તરફથી સામ્યવાદની હિમાયત કરવી એ વિદ્યાર્થીઓમાં આજે એક ફેશન રૂપ થઇ પડયું છે. કવિઓ અને કલાકારો એ આદર્શો સાથે સારો નાતો રાખે છે. આજના બુદ્ધિશાળીઓનું એ લક્ષણ થઇ પડયું છે એમ કહેવામાં જરાએ અતીશયોકિત થવાનો સંભવ નથી.

અંગ્રેજ વિદ્યાર્થીઓનો આ સામાન્ય મીજાજ છે. પરંતુ જેઓ પુરતો વિચાર કરીને રાજકારણ તરફ ચોક્કસ પ્રકારની વલણ ધારણ કરે છે તેઓની સંખ્યા અનિવાર્ય રીતે નાની છે. આ સ્થિતિમાં બાકીનાઓનું શું ? આ પ્રશ્નનો વિચાર કરતાં ભાવિનું દશ્ય ઉદ્વેગજનક માલુમ પડે છે. વિદ્યાર્થીઓનું જીવન છેલ્લે છેલ્લે તપસ્વી બનતું જાય છે. જુવાન છોકરાઓ અને છોકરીઓ લગ્ન થયા પહેલાં લગ્નજીવનના આનંદો અનુભવી લેવાની વૃત્તિ છોડી દેતાં થઇ ગયાં છે; આજે ભાવના અને રાજકારણના પ્રદેશમાં તેમનો કોઇ ભોમીઓ નથી અને એ સત્યથી તેઓ દુઃખપૂર્ણ રીતે વાકેફગાર છે. પાંચ વર્ષ પહેલાં તેઓ મજૂર પક્ષ કે સ્વતંત્ર મજુર પક્ષ કે એવા કોઇ ઉદ્દામ પક્ષના સભ્યો બન્યા હોત પણ આજે તેઓ કોઇ રાજકીય પક્ષમાં શ્રદ્ધા ધરાવતા નથી. ત્યારે શું તેઓ ફેસીઝમનો શિકાર બનશે? નકી ન કહી શકાય. આજે તો એ બધાં સળગવાની વાટ જોઇ રહેલા કોલસા જેવા છે. તેમને માટે જરૂરી તણખો જો સમાજવાદ પુરો નહિ પાડે તો ફેસીઝમ તે જરૂર પુરો પાડવાનું, અને પછી ? .....

———:o:———

wrong Angles"–"અવળાં દ્રષ્ટિબિન્દુથી" નામનું પુસ્તક "યોગ્ય લાગે તો "નવયુગ"માં અભીપ્રાય માટે" એક મિત્ર મારી ગેરહાજરીમાં મુકી ગયેલા.

નવાં પુસ્તકોમાં એક વિશેષ પ્રકારનો ગુણ અથવા અવગુણ રહેલો હોય છે. નવોઢા સ્ત્રીની સોબત જેમ પુરૂષની કામવૃત્તિને પંપાળે છે તેમજ નવું પુસ્તક આપણી જીજ્ઞાસાવૃત્તિને સળવળાવે છે. આ પુસ્તકની બાબતમાં એમજ બન્યું. પુંઠું એની સાદાઇને લીધે આકર્ષે તેવું હતું અને કાગળો અને ટાઇપો થાકેલી આંખોને તકલીફ આપે તેવા ન હતા, પ્રસ્તાવના પર નજર નાખી તો તે પણ ટુંકી જ હતી એટલે એ વાંચી જવાની શરૂઆત કરી.

પ્રસ્તાવના વિષે મારી ભાવના એવી છે કે જેમ કોઇ સારો સંગીતકાર કોઇ એક રાગનું ગાયન શરૂ કરતાં પહેલાં જેમ અલાપથી રાગનું સ્વરૂપ બતાવે છે તેમ લેખક પોતે જ પ્રસ્તાવના મારફતે પોતાની કલા અને પોતાનાં વ્યક્તિત્વનો વાંચકને પરિચય કરાવવો જોઇએ. પાછળનાં પાનાંઓમાં જે વસ્તુ ભરી હોય તેનો રસાસ્વાદ લેખક પોતે કર્યો હોય તેવો જ જો વાંચકોને કરાવવાની તેને દરકાર હોય તો તેણે એમ કરવું જોઇએ. મારી આ ભાવના કદાચ ભૂલભરેલી હોય પણ શ્રી. ગગનવિહારી તો એ વાત સાથે મળતા થાય છે એમ એમની પ્રસ્તાવના પરથી લાગ્યું એટલે મને તે ગમી ગઇ.

એ વાંચતી વખતે આ બધા વિચારો મને નહિ આવેલા; ત્યારે તો તેની અસર મારા પર એટલા પુરતી જ થએલી કે બીજું વાંચવાનું ભૂલી જઇને એ પુસ્તક ?' આગળ અને આગળ વાંચતો ચાલ્યો.

"ધ વાઇસરોય ઓફ ટુ મોરો"–"આવતા વાઇસરોય" અને "સાઇકલ ઓફ ઇન્ડીઅન પોલીટીક્સ" "હિન્દી રાજકારણનું ચક્ર" એ બે વાંચી જોયાં ત્યાં એવો ખ્યાલ આવ્યો કે આ માણસને પત્રકારિત્વનાં જગતનો ધંધાદારી પત્રકારો કરતાં પણ વધારે સજીવ પરિચય છે; અને વિશેષમાં, પત્રકારોમાં ન હોઇ શકે એવી સમગ્રતાની દ્રષ્ટિ તેમનામાં હોવાને લીધે પત્રકારત્વની પ્રણાલીકાઓ, દંભો વગેરેને તેઓ પારખી શકે છે

૧૯૮ પાનાનાં એ પુસ્તકમાં લગભગ ત્રીસેક વિષયો છેડ્યા છે. વિષયોને મુખત્વે ત્રણ ભાગોમાં વહેંચવામાં આવ્યા છે. રાજકીય, આર્થિક અને પરચુરણ. આમાંથી "ધ માસીઝ, હુ એન્ડ વોટ ધે આર," "ધ કોન્ગ્રેસ ટેઇક્સ લૉંગ વ્યુ ઇંગ," "પોલીટીક્સ એન્ડ બીઝનેસ" "ઓલ રાઉન્ડ એક્સપ્લોઇટેશન," "એટ ઓટાવા," "લાનસી ઓર મુનબીમ્સ ઓન ન્યુ કોમવઝૅન લેન", "ઓન વર્લ્ડ કોઝીઝ એન્ડ વર્લ્ડ કોન્ફરન્સ" "થોટસ ઓન ચાઇનીઝ સીચ્યુએશન", "એ વીક ઓફ સેલ્ફ ડીનાયલ", "ટસ્ટ પેપર્સ ઓન લૉ એન્ડ ઓર્ડર", અને "ઓન એક્સપર્ટ્સ" એ નિબંધો તો ખાસ વાંચવા જેવા છે. આ જાતનો ખાસ નિર્દેશ તો મારી પોતાની પસંદગી પુરતો સવાલ છે. વાસ્તવિક રીતે એ ઓગણત્રીસ નિબંધોમાંથી એક પણ એવો નથી કે જે ફરી ફરીને વાંચવો ન ગમે.

શ્રી. ગગનવિહારીને અંગ્રેજી ભાષાપર અસામાન્ય કાબુ છે: પરંતુ ભાષાપરનો કાબુ માત્રેજ માણસનાં લખાણને આટલો સરસ પ્રસાદ નથી આપી શકતો, ઘણીમાં પ્રાસાદિકતો લાવવા માટે ચોક્કસ દ્રષ્ટિ-

બિન્દુ જોઇએ અને તે દ્રષ્ટિબિન્દુ લેખકનાં જીવનમાં ઓતપ્રોત થઇ ગયેલું હોવું જોઇએ. શ્રી. ગગનવિહારીમાં આ વસ્તુ છે એમ સાબીત કરવાને એમનું આ એક પુસ્તક જ બસ છે. એમનું આ એક પુસ્તક જ એમને અંગ્રેજી ભાષામાં હાસ્યરસ વહાવનાર પ્રથમ પંક્તિના લેખકોની કક્ષામાં મુકી દેવાને બસ છે. હિન્દના ઘણાંએ અંગ્રેજી વર્તમાનપત્રોએ આ પુસ્તક પર અગ્રલેખ કે ખાસ લેખો લખીને તેને જે માન આપ્યું છે તેને એ પુરેપુરું પાત્ર છે.

આ ત્રીસ નિબંધોની અંદર બ્રીટીશ રાજકારણના અગ્રણીઓથી માંડી વાઇસરોયો, ગવર્નરો, સીવીલ સર્વીસના માણસો, હિન્દી નેતાઓ, વેપારીઓ, અને સદાનંદ સુધીના પત્રકારોનો લાક્ષણિક પરિચય આપણને થઇ જાય છે. આંતરરાષ્ટ્રીય આર્થિક સંબંધો અને આંતરરાષ્ટ્રીય રાજકીય પ્રશ્નો આ લેખકની કલાનાં એકસરે નીચેથી પસાર થઇ જાય છે. પણ લેખકનું મુખ્ય ધ્યાન તો હિન્દી રાજકારણ અને અર્થ પ્રકરણ પર રહે છે. પ્રજાજીવનનાં આ બન્ને વિશાળ અને અત્યંત વ્યવહાર પ્રશ્નોનાં કોઇ એકાદ સ્વરૂપ ઉપર એકાદ ગંભીર લેખ લખી નાખવો કે ભાષણ કરી નાખવું સ્હેલી વાત છે પરંતુ જે વસ્તુનો પરિચય શાસ્ત્રસંગ્રહના અભ્યાસથીજ થઇ શકે તેને અર્ધા શ્લોકમાં કહી નાખવાનું કામ અતિ દુષ્કર છે. દરેક વસ્તુ, વ્યક્તિ, સમસ્યા કે પ્રસંગની મહત્તા કે ગંભીરતા ગાઇ બતાવવી એ તો તેમાં રચ્યાપચ્યા રહી તેના પર ગુજારો કરતા દરેક માણસને માટે સ્હેલું છે; પણ તેની નબળાઇઓ, સમગ્રતાની દ્રષ્ટિએ તેને વિષે કરવામાં આવતી અતિશયોકિત કે મુર્ખાઇ તેની પાછળ રહેલ દંભ, ક્ષુદ્રતા, અપ્રમાણિકતા, વગેરેનું પ્રદર્શન પણ લોકનજર સામે કરવું એ દુર્લભ અધિકાર તો માત્ર હાસ્યરસના લેખકનેજ પ્રાપ્ત થયો હોય છે. હાસ્યરસના લેખકને તે તે વિષયોના નિષ્ણાતો કરતાં પણ કાંચ વધારે જ્ઞાન ધરાવવાની જરૂર હોય છે. જેમ સરકસમાં કામ કરતા વિદુષક–bufoon clown-ને હોય છે તેમ: પણ પોતાનાં એ જ્ઞાનની ઉલ્ટી તે બીજાના ઉપર નથી કરતો એ એની મહાનુભાવતા હોય છે. શ્રી૦ ગગનવિહારીને આ બધું સહજ સાધ્ય છે.

અને હાસ્યરસનો લેખક કાંઇ દુર્ગુણ કે નબળાઇઓની પોતાની સ્વભાવગત સમજદારીમાથી અંગત સ્વાર્થ કે નફો નિતારનાર આદમી Blackmailer નથી હોતો. તે તો બહુ માયાળુ અને પરોપકારી સજ્જન હોય છે. કટાક્ષનાં હિમથી તે દુર્ગુણનાં વિષ પુલોને બાળી નાખવાનો પ્રયત્ન કરે છે આ હેતુ સાધવા માટે તેના શસ્ત્રાગારમાં કટાક્ષ, વક્રોકિત, અતિશયોક્તિ, વ્યાજસ્તુનિ, વ્યાજનિંદા, મર્મ, વ્યંગ વગેરે અસ્ત્રશસ્ત્રો પડયાં હોય છે અને તેમના પર વાણી વિંધકતાનું મીઠું ઝેર ચડાવેલું હોય છે. એ શસ્ત્રોમાંના દરેકનો ક્યારે અને કઇ જગ્યાએ કેવી રીતે ઉપયોગ કરવો એ વાતથી તે બહુજ સારી રીતે વાકેફગાર હેય છે. ચાંદની જેવાં સ્પૃહણીય હાસ્યનાં પાણીથી માનવતાના મેલ ધોઇ નાંખવાની એની ભાવના હોય છે. એના કટાક્ષ, માયાળુ હોય છે; એની અતીશયોક્તિ શ્રધ્ધેયતા Credibility ની મર્યાદા કુદાવી જઇ આનંદમય આશ્ચર્યની લાગણી સહીત ચોક્કસ બાબતપર ધ્યાન ખેંચવાનું કાર્ય બજાવી વિદાય લે છે;

એની વ્યાજસ્તુતિ કે નિંદા અયોગ્ય મહત્વનાં મૂલ ઓસરાવી નાખવાના આશયથીજ યોજાએલી હોય છે; એના મર્મ અને વ્યંગ સ્નેહીજનોના ટપકા જેવા હોય છે. આગળ મેં હાસ્યકારની કલાને એક્સરે-કીરણો-સાથે સરખાવી છે તે એવાજ ઉદ્દેશથી કે એ પેલાં કીરણોની માફક ચોક્કસ વસ્તુઓની વિસંવાદિતા-Incorgruities માત્રજ બતાવે છે, એક્સ કીરણોની માફક તે નથી હોતાં દાહક કે નથી હોતાં આંજી નાખનારાં. તે તો માત્ર પારદર્શક હોય છે અને પારદર્શન માનસિક મોહ Illusion નો અકૂર ઇલાજ છે. આ રીતે હાસ્યરસનો લેખક માનવતાનો મહાગુરૂ-Friend and Philosopher-હોય છે. શ્રી. ગગનવિહારીએ આ એકજ પુસ્તક રચીને એ હકકને માટે પોતાનો સફળ દાવો નોંધાવ્યો છે.

આ અવલોકન આટલા વિસ્તારપૂર્વક કર્યું છે તેનું કારણ લાયકને લાયક માન આપવા પુરતું જ નથી. શ્રી. ગગનવિહારી ગુજરાતી છે, ભાવનગરના નાગરોની વાણીવિદગ્ધતાનો વારસો એમને જન્મ અને સંસ્કારથી મળ્યો છે. તો પછી તેઓ આવાં ચીરંજીવી હાસ્યસાહિત્યનો થાળ અંગ્રેજી મારફતજ શા માટે પીરસે? જીભને સ્વાદ અને શરીરને "તાકાત અને તન્દુરસ્તી" બક્ષનાર ખોરાક મેળવવા માટે મોન્જીની, કોર્નેલીઆ કે તાજમહાલ હોટેલમાં અનિવાર્ય રીતે ડ્રેસસૂટ પહેરીને જવું પડે એ સમજી શકાય તેવી વાત છે. પણ શ્રી. ગગનવિહારી તો રેશમી પીતાંમ્બર પહેરી શકે તેમ છે તો મારા જેવા અનેક ધોતિઆંધારી અને ધોતિયાગ્રહી ગુજરાતીઓને તેમની એ હાસ્યવાનીઓનો લાભ આપવા માટે શા માટે એટલી તસ્દી તેઓ ન લે?

અંગ્રેજી ભાષા બહુ ખેડાએલી છે. શબ્દો અને વાકયરચના પર રમત કરવાનો તેમાં જેટલો અવકાશ મળે છે તેટલો ગુજરાતીમાં નથી એ વાત ચોકકસ છે. ઉપરાંત શ્રી. ગગનવિહારી જે વિષયોની છેડ કરે છે તેનો સમ ખાવા પુરતો પરિચય પણ બહુ ઓછાં માણસો ધરાવતાં હોય છે. એ બધી વાત સાચી છે. પણ ગુજરાતી ભાષા જો ખેડાવાની હશે તો એમના જેવા લેખકોને જ હાથે. ઉપરાંત જો એમની પાસે દ્રષ્ટિ જ છે તો ગુજરાતની સામાન્ય વાંચક જનતાને પરિચિત હોય એવા વિષયો પણ તેમને જરૂર મળી રહે તેમ છે.

આ બધાં કારણોસર જ શ્રી. ગગનવિહારીના આ પુસ્તકનું વિગતવાર અવલોકન લીધું છે. આ અવલોકનથી પ્રેરાઇને અંગ્રેજી જાણનાર ગુજરાતી વાંચકો એમનું આ પુસ્તક જો વાંચશે તો ગુજરાતી ભાષામાં લખવાને શ્રી. ગગનવિહારીને આમંત્રણ આપતા મારા અવાજમાં સાદ તેઓ પણ જરૂર મીલાવશે એવી મારી ખાત્રી છે.

અને એ બધાંનું તો જે થાય તે ખરૂં. મેં તો મારો અભિપ્રાય, એક ધંધાદારી અવલોકનકાર તરીકે નહિ પણ ગુણપૂજક તરીકે ઉપર ધરી દીધો છે.

વ્યવહારની ધમાલ, વ્યવસાયોની દોડમારી અને સંયોગોમાંથી ચોરની માફક અમર રીતે છુટકે જતી ઉપાધિઓમાંથી એક ક્ષણને માટે પણ સાચો આરામ આપી શકે તે સંનમ, સાકી કે યાર. માણસને એ કોઇ ધન્ય ઘડીએ ભેટે છેઃ તેમાંયે જ્યારે તદ્દન અણધારી રીતે તેનો ભેટો થાય છે ત્યારે તો ક્ષુદ્રમાં ક્ષુદ્ર માનવીનાં જીવનમાં પણ ઘડીભરને માટે સાનંદાશ્ચર્યનું સંગીત રચાઇ રહે છે. એવાં સંગીતનાં ઓસરતા સ્વરોની અસર નીચે આ અવલોકન મેં લખ્યું છે. સંભવ છે કે ધ્વનિકાવ્યની માફક એમાં ઉર્મિની અતિ-

શયોક્તિ હોય પણ તેની કલામય સત્યતા વિષે શંકાને અવકાશ નથી. આ કારણથી આ અવલોકન રૂપી નિબંધનું મથાળું મેં કર્યું છે. "બીનમોસમી ગાયક પક્ષી"

## (૧) સમાનતાનો રાહ, (૨) શ્રમજીવીઓનું સંપત્તિ શાસ્ત્રઃ–

લેખક અને પ્રકાશક ધનવન્તરામ ઓઝા, અમદાવાદ, અનુક્રમે કીં. રૂા. ૦–૨–૦ અને ૦–૧–૦.

આજે જે નવી વિચારસરણી ધીમે ધીમે પણ સાબુત કદમે આપણા સમજુ વર્ગનાં મગજનો કબજો લેતી જાય છે તેની પ્રગતિમાં મદદ કરનારાં આ બે પ્રકાશનો છે. પહેલું પુસ્તક "સમાનતાનો રાહ" સમાજવાદી વિચારસરણીના સહપિતા ફ્રેડરીક એન્જેલ્સનાં "પ્રીન્સીપલ્સ ઓફ કોમ્યુનીઝમ"નો અનુવાદ છે. અનુવાદમાં કેટલીક જગ્યાએ ગલતિઓ દેખાય છે પરંતુ આવા શાસ્ત્રીય વિચારોને સરળ ભાષામાં રજુ કરવા જતાં તે લગભગ અનિવાર્ય બની રહે તેવી જાતની છે. એકંદરે ભાષાંતર સફળ અને સામાન્ય વાંચવાલખવાનું જ્ઞાન ધરાવનાર બુધ્ધિશાળી માણસને સમજાઇ જાય તેવું છે.

બીજું પુસ્તક "શ્રમજીવીઓનું સંપત્તિશાસ્ત્ર" અઘરા વિષયને સરળ રીતે રજુ કરવાની કળાનો સારો પરિચય આપે તેવું છે જાણીતા સમાજવાદી અર્થશાસ્ત્રી લેપીડસનાં "આઉટ લાઇન ઓફ પોલીટીકલ ઇકોનોમી" નામનાં પુસ્તકને આધારે એ લખવામાં આવ્યું છે. ગુંચવણ ભરેલા એ વિષયને ટુંકામાં અને સરળ રીતે રજુ કરવામાં લેખકે સારી સફળતા પ્રાપ્ત કરી છે.

બન્નેપુસ્તકોનીકીંમત સોંઘી રાખવામાં આવી છે એટલે શ્રમજીવી જેવું જીવન ગાળતા મધ્યમ વર્ગના લોકો અને ભણેલા શ્રમજીવીઓ આ પુસ્તકો ખરીદ કરી શકે તેમ છે.

આ બન્ને પુસ્તકો પ્રગટ કરવા બદલ શ્રી. ઓઝાને અભિનંદન ઘટે છે તેઓ પોતાનો આ પરિશ્રમ ચાલુ રાખી કચડાએલી માનવતાની સેવા અને ઇતિહાસનાં બળો સાથે સહકાર કરવાનું ચાલુ રાખશે એવી આશા રાખીએ.

## ઇશ્વરી ઇન્સાફઃ–ગુજરાતીમાં

ઉતારનારઃ–અરવિન્દ નર્મદાશંકર શાસ્ત્રી, પ્રકાશક સ્વસ્તિક ગ્રંથમાળા કાર્યાલય, મુંબાઇ કીં. રૂ. ૧–૮–૦.

ટોલ્સ્ટોયની સાત વાર્તાઓનો અનુવાદ આ પુસ્તકમાં આપવામાં આવ્યો છે. તેમાં "ઇશ્વરી ઇન્સાફ" એ લાંબી ટુંકી વાર્તા છે અને બીજી ૭ ટુંકી વાર્તાઓ છે. ટોલ્સ્ટોયનો ચેપ ગુજરાતને વધુ પડતો લાગ્યો છે પણ તરંગી ટોલ્સ્ટોય જેવા મહાત્મા ગાંધીના આ યુગમાં એ અનિવાર્ય હતું. ટોલ્સ્ટોયની કલા અને વિચારસરણીથી ગુજરાત સારી રીતે પરિચિત છે એટલે એ દ્રષ્ટિએ આ વાર્તાઓ સંબંધમાં કંઇ કહેવાની જરૂર જણાતી નથી. ભાષાંતર સંબંધમાં એમ મુક્તકંઠે સ્વીકારવું રહ્યું કે શ્રી. અરવિંદ શાસ્ત્રી બહુ સારા ભાષાંતરકાર છે. એટલે વાર્તાઓ વાંચતાં ભાષામાં પરદેશીપણાના કાંટા વાગે તેમ નથી. પુસ્તકમાં શ્રી. ભાનુશંકર વ્યાસે જે પ્રસ્તાવના લખી છે તે ખાસ ધ્યાન ખેંચનારી છે. જે લેખકનું વસ્તુ પાછળનાં પાનાઓ પર પીરસવામાં આવતું હોય તેની કલાદ્રષ્ટિનો પરિચય આપવાની આ રીત મને બહુ પસંદ છે. આ

કારણોસર : પુસ્તક એક સફળ કૃતિ છે અને ગુજરાતી જનતા તરફથી તેને સારો આવકાર મળે એ ઇચ્છવા યોગ્ય છે.

**પ્રતાપસીંહ**:-લેખક અને પ્રકાશક, મણીલાલ ભુલાભાઇ પટેલ બી. એ; સોલ એજન્ટ, વર્ધમાન એન્ડ સન્સ, પાયધોની, મુંબાઇ ૩. કી. રૂા. ૦-૧૨-૦.

**શ્રી**, વર્ધમાન સાહિત્ય ગ્રંથમાળાનું આ છઠ્ઠું પુસ્તક છે; ગુજરાતી રંગભૂમિને માટે લખાએલું એ નાટક છે. ઘણું ખરું આવાં નાટકો છપાતાં નથી; અને એ સારી વાત છે. આ નાટકમાં ગુજરાતી રંગભૂમિ પર ભજવાતાં બધાં નાટકો જેવું જ "નાટકીઆપણું" છે. લેખક એક ગ્રેજ્યુએટ છે અને એંગ્લો વર્નાક્યુલર શાળાના હેડમાસ્તર છે એ વાતની નોંધ લેતાં રંગભૂમિ માટે નાટકો લખનાર સામાન્ય નાટકકારને છાજે એવી જાતનો શબ્દોનો અણઘડતો ઉપયોગ એમણે ઠેકઠેકાણે કરી નાખ્યો છે એ વધારે ખૂંચે તેવું છે. પ્રતાપસિંહના વસ્તુને આજ સુધીમાં ઘણા લેખકોએ જુદી જુદી રીતે સ્પર્શ કર્યો છે. છતાં એ વિશાળ સાહિત્યની અસર આ લેખક પર થઇ હોય એમ જણાતું નથી. આ પુસ્તક લોકપ્રિય બન્યું છે એવી મને ખબર પડે તો ગુજરાતી વાંચકવર્ગની રસવૃત્તિ માટે મને દીલગીરી થાય. પુસ્તકનાં છપાઇ અને પુંઠું સરસ છે,

**હૃદય યજ્ઞ**:-લેખક. રા. રશ્મિ; પ્રકાશક—સ્વસ્તિક ગ્રંથમાળા કાર્યાલય: મુંબાઇ ૨. કી. રૂા. ૨-૮-૦.

**ટુંકી વાર્તાઓનો** આ સંગ્રહ છે. કુલ સાત વાર્તાઓ છે. ૨૮૬ પાનાંઓ પર પથરાએલી આ વાર્તાઓની બાબતમાં ખાસ વખાણવા કે વખોડવા જેવું કશું જ નથી. લેખકને ટુંકી વાર્તાઓ લખવાની હથરોટી હોય એમ લાગે છે. પણ ટુંકી વાર્તાઓનાં આયોજનનો ખાસ અભ્યાસ એમને હોય એમ જણાતું નથી. વાર્તામાં વિચારસરણી ગુજરાતના શિક્ષિત ગણાતા સમાજમાં હાલ પ્રવર્તે છે તેજ જાતની છે. એટલેજ વાર્તાઓ લોકાદરને પાત્ર થવાનો ભય છે. આપણા મધ્યમવર્ગનાં માનસમાં સામાજીક રીત રિવાજો સામે જે બંડની ભાવના ધુંધવાઇ રહી છે, તેનો આ વાર્તાઓમાં પડઘો પડે છે. પરંતુ સામાજીક વાર્તાઓ અને નવલકથાઓ લખનારા આપણા ઘણાખરા લેખકોની બાબતમાં બને છે તેમ આ લેખકમાં પણ કોઇ સળંગ સમાજશાસ્ત્રની સમજણનો અભાવ હોવાને લીધે તેમને હાથે છણાતી સામાજીક સમસ્યાઓનો ઉકેલ વ્યવહાર નહિ પણ તરંગી હોય છે. સાહિત્યમાં આ તરંગીતા આપણને ગાંધીયુગની બક્ષીસ છે. સાહિત્ય એક તરંગ જ છે એમ ઘણા માને છે. વાસ્તવિક રીતે તો તે આદર્શ છે. અને આદર્શ ગમે તેટલો દૂર ભલે હોય પણ વ્યવહાર હોય તો જ સમાજનાં ધુંધવાતાં બળોને માર્ગદર્શક બની શકે. નહિ તો જીવનની વસમી વાસ્તવિકતાઓ ઘડીભરને માટે ભૂલવાનું સાધન માત્રજ બની રહે. આ વાર્તાઓની એ જ દશા છે. આપણા લેખકો માટે કેવળ તરંગી મટી જીવનના અભ્યાસક બનવાનો સમય હવે આવી લાગ્યો છે, ઉપરાંત ચાર ઓરડાનાં મકાનમાં જીવતાં લોકોનાં જીવન તરફથી દ્રષ્ટિ ફેરવી આપણે આમવર્ગને સાહિત્યમાં સજીવન કરવો રહેશે. શ્રી. રશ્મિ જે વસ્તુનો પોતાને પરિચય હોય તેનું

પ્રતિબિંબ ઉતારવામાં કુશળ જણાય છે, એટલે જ એમનાં પુસ્તકનાં આ અવલોકનમાં આટલી અપ્રસ્તુત વાત ઉમેરવી પડે છે. સ્ત્રીઓ અને સામાન્ય માણસોને આ વાર્તાઓ વાંચવી ખુબ ગમે છે.

**ચાંદાપોળી:**—લેખક અને પ્રકાશક વસન્ત નાયક, મ્યુની. બાલમંદીર અમદાવાદ; કીં. રૂ. ૦—૩—૦.

છેક નાની ઉંમરનાં બાળકોને વાંચવી ગમે એવી આ નાનકડી ચોપડી છે. લેખક પોતે બાળકોના શિક્ષક છે એટલે છોકરાંઓને કેવી કવિતાઓ ગમે એ વાતનો એમને ઠીક અભ્યાસ હોય એમ લાગે છે. અંદર સોમાલાલ શાહે ચિત્રો દોર્યાં છે તે પણ સારાં છે. કીંમત જરા વધારે પડતી લાગે છે.

**પીપાવાવ:**—લેખક અને પ્રકાશક, હરિલાલ ગોવિંદજી પરિખ અમરેલી.

કાઠીઆવાડમાં પીપાવાવ નામનું એક ગામ છે. તે ગામ અને તેમા આવેલ પીપા ભગતની જગ્યાનું આમાં વર્ણન આપ્યું છે. પીપા ભગત કાઠીઆવાડમાં લોકપ્રિય થઇ ગયેલ હતા.

**પદ્મિની:**—લેખક: કૃષ્ણલાલ શ્રીધરાણી, ચિત્રકાર સોમાલાલ શાહ, પ્રકાશક: નવયુગ પુસ્તક ભંડાર, રાજકોટ, કીં. રૂા. ૧—૮—૦

આપણે ત્યાં નાટકો ઓછાંજ રચાય છે, એટલે કલમમાંથી નાટકે નિતારે તેવા લેખકો બહુ જુજ છે—અને "જુજ" લેખકો પણ શરૂઆતમાં સરસ વચનો આપી આખરે આપણને નિરાશ કરે છે, એ હકીકત જરા દુ:ખદ કહી શકાય તેવી છે: શ્રીધરાણીએ "વડલા" દ્વારા ઉજળું વચન આપ્યું—"મોરનાં ઇંડાં"માંપણ એમના વાર્તાલાપમાં નાટકને બનાવેકનાવે તેવી ચમકતી ભાષા હતી. પણ "પદ્મિની"ની રજુવાત કરવામાં તેમની શૈલીએ તેમને દગો દીધો હોય તેમ લાગે છે. "પદ્મિની" તો ઇતિહાસનાં પાનાંની પૂતળી છે. એના નામ સાથે લોકો એ પાત્રની એના મગજમાં કલ્પના કરી જ લે છે; એનો પણ લાભ લીધા વિના કૃષ્ણલાલે "પદ્મિની"ને પોતાનાં વાક્યો ઝીલનારી દાસી હોય તેવીજ ચિતરી છે. પદ્મિનીને પશ્ચાદ્ભૂમિ ઇતિહાસે પુરી પાડી છે છતાં લેખકે નાટકની ગુંથણીમાં "પદ્મિની"ને એવા ઓડકા રૂથળે બેસાડી દીધી છે કે નાટકમાં કશી જ ગરમી નથી, સફાઇ નથી. અને ઇતિહાસના ગરમાગરમ કીસ્સાને માત્ર 'ગરમ' શબ્દો વાપરવાથી જ અસરકારક બનાવી શકાતો નથી. વાતાવરણથી જ એ અવસ્થા જાગવી જોઇએ...

અને નાટ્યકારથી નાહકનો 'પદ્મિનિ', ના વલણનો બચાવ થઇ ગયો છે. "પદ્મિની" ને પોતાનું રૂપ ઝેર જેવું લાગે છે અને એની ખાત્રી આપવા માટે એણે એટલાં બધાં વાક્યો નાટ્યકાર પાસેથી પડાવી લીધાં છે કે નાટકમાં લાગણીઓનું પણ જે સમતોલપણું હોવું જોઇએ એ આંહી એમણે ગુમાવી દીધું છે. બાકી "પદ્મિની" ને અમર કરનાર એનું રૂપ જ હતું—એ રૂપનું એક જ કારણ અને તે પણ આડકતરી રીતે ઝીલી, અલાઉદ્દીને રજપુતો સામે માંડેલી તોપોને નીચી કરી દેવાનું જીગર નાખ્યું—એટલે એ રૂપ "તિરસ્કારપાત્ર નહોતું જ—એ સિવાય "પદ્મિની"માં હતું જ શું?... એટલે

"પદ્મિની"ને એ રૂપ ઝેર જેવું લાગ્યું એવું તો કોઇ પણ પાજેલાં માનસવાળો નાટયકાર પણ લખી શકત—

શ્રીધરાણીની પાસે નાટકની માવજત કરે તેવી કલમ છે છતાં આમ બન્યું છે એ સાલે છે. છતાં કેટલીક જગ્યાએ વાકયો ચૂળકી ગયાં છે, અલબત્ત પ્રસંગ જોયા વિના—

શ્રીધરાણીએ બનાડ'શોને પગલે પગલે ચાલી મોટી પ્રસ્તાવના લખી છે પરંતુ શોની પ્રસ્તાવનાનો પડઘો એનાં નાટકો ઝીલે છે—આંહીં એથી ઉલટું જ બનવા પામ્યું છે "તારતમ્યનાં ત્રાજવાં" એક જુદા લેખ તરીકે છપાયો હોત તો એની વધુ કદર થાત! પરંતુ અહીં તો લેખક પોતાનાં જ્ઞાનનો આપણી પર કોગળો કરતા હોય તેવું લાગે છે, ત્યારે મને પેલા ઇરાનીનું રેસ્ટોરાં અને એક બોર્ડ યાદ આવે છે. "આ જગ્યાએ કોઇએ કોગળા કરવા નહિ"–એ જ બોર્ડ શ્રીધ-..ણીની સામે આ આખું નાટક ધરે છે.

## સ્વીકાર.

**સાહિત્યકાર:** શરદ અંક. **ગ્રામ સેવક:** ઓગસ્ટ અંક. **શારદા:** સપ્ટેમ્બર અંક: **અનાવિલ પોકાર:** સપ્ટેમ્બર અંક. **પ્રસ્થાન:** શ્રાવણ અંક. **પુસ્તકાલય:** સપ્ટેમ્બર અંક. **યુવક,** ઓકટોબર અંક. **વિચારક:** ઓકટોબર અંક. **ફુલવાડી:** સપ્ટેમ્બર અંક. **સાહિત્ય:** ઓકટોબર અંક. **ગ્રામજીવન:** ઓકટોબર અંક. **ગુણસુન્દરી:** ઓકટોબર અંક. **બુદ્ધિપ્રકાશ:** જુલાઇથી સપ્ટેમ્બર અંક. **કોમર્સ એન્ડ ઇન્ડસ્ટ્રીઝ:** ઓકટોબર અંક. **સમાજજીવન:** સપ્ટેમ્બર અંક. **નવચેતન:** ઓકટોબર અંક. **પ્રસ્થાન:** ભાદ્રપદ અંક. **કુમાર:** શ્રાવણ અંક. **અનાવિલ પોકાર:** ઓકટોબર અંક. **કૌમુદી:** ઓકટોબર અંક. **સ્થાનિક–સ્વરાજ:** સપ્ટેમ્બર અંક.

**ગાંડીવ:** ૧૬–૯–૩૪ અંક. **એ ઘડી મોજ:** ૧૬, ૨૩, ૩૦ ૯-૩૪ અંક અને ૭-૧૦-૩૪ અંક. **ગુજરાતમિત્ર અને ગુજરાત દર્પણ:** ૧૬, ૨૩, ૩૦–૯–૩૪ અંકો. **લોકવાણી:** ૧૬, ૨૩, ૩૦–૯–૩૪ અંકો અને ૭–૧૦–૩૪ અંક. **રોશની:** ૨૨–૯–૩૪ અંક અને ૨ અને ૧૩–૧૦–૩૪ ઓકટોબર અંક. **મહારાષ્ટ્ર:** ૨૩–૯–૩૪ અંક. **યુગચિત્ર:** ૧૬, ૨૩, ૩૦–૯–૩૪ અંકો અને ૭–૧૦–૩૪ અંક. **પ્રજામંડળ:** ૧૫–૯–૩૪ અંક. **પ્રતાપ:** ૨૯–૯–૩૪ અંક અને ૬–૧૦–૩૪ અંક. **રણજીત બુલેટીન:** ૨૨–૯–૩૪ અને ૬–૧૦–૩૪ અંકો.



# નવયુગ

નવેમ્બર ૧૯૩૪.
વર્ષ ૬ ઠું :: અંક ૮ મો.
કીંમત– ૮ –આના

## રાજકીય

પસાર થએલા માસનું રાજકારણ ... તંત્રીસ્થાનેથી ... ૫
શું કરવું ? ... ... ... ... ,, ... ... ૧૦

## વિચાર–ભાવના–પધ્ધતિ

ભગવાન...ધર્મ ... ... ચંદ્રશંકર ગણપતરામ પંડયા ૪૨
માનસ પૃથક્કરણશાસ્ત્રની રેચક પદ્ધતિ હરભાઇ ત્રિવેદી ... ૪૮
મુંઝવતા સવાલોનો સરળ ઉકેલ ... ... ... ... ૬૬
ઇતિહાસનાં આંસુ ... ... અરવિન્દ ન. શાસ્ત્રી... ૭૫
નવી દુનીઆ ... ... પિપાસુ .. ... ૮૫

## સામાજીક

હિન્દી સ્ત્રીઓના કાયદેસર હક્કો ... રમણીક વી મહેતા ૨૩

## હળવું સાહિત્ય

નલિની (નાટિકા) ... ... જયંત દલાલ ... ૧૭
ખુશામત (હળવો નિબંધ)... ... દયાશંકર ભ. કવિ... ૨૯
કારાવાસ (ખંડકાવ્ય) ... ... મોમાભાઇ ભાવસાર ૩૩
અપાર્થિવ પિતા (વાર્તા)... ... નિરંજન લ. પાઠક ૫૭
લાંચ (વાર્તા) ... ... ... અરવિન્દ નર્મદાશંકર શાસ્ત્રી ૬૯

## કાવ્યો

પાંગળી મુક્તી ... ... ... ઘનશ્યામ ... ... ૧
વર્ગવિહિનસમાજ ... ... ઉપવાસી ... ... ૨
આચ્છાદન ... ... ... નાગરદાસ અમરજી પંડયા ૨
પુજારીને ... ... ... મોમાભાઇ ભાવસાર ... ૩
દિવાળી ... ... ... ધૈર્યચંદ્ર ર. બુદ્ધ ... ૪

[illegible]

શ્રીયુત [illegible] ચાવડા

તરફથી [illegible] સપ્રેમ

# સાચો સામ્યવાદી

=—:o:—

સંસ્કૃતિની શરૂઆતથી આજ સુધીમાં માનવજ્ઞાનના જે ભંડારો ભરાતા રહ્યા છે તેને પોતાના કર્યા વિના સામ્યવાદી બની શકાય એમ માનવું એ તો મહાગંભીર ભૂલ છે. માનવજ્ઞાનની જુદી જુદી શાખાઓએ પુરાં પાડેલાં જ્ઞાનનો સરવાળો સાધ્યા વિના માત્ર સામ્યવાદી સૂત્રો અને સામ્યવાદનાં શાસ્ત્રના નિર્ણયો સ્વીકારી લેવાથી સામ્યવાદી બની જવાય છે એ માન્યતા છેક જ ભૂલભરેલી છે. સામ્યવાદ તો એ બધાં પરંપરાથી ઉતરી આવેલાં જ્ઞાનનો આખરી પયગામ છે.... ...

માનવજ્ઞાનના આખા વારસાને જેણે પોતાનાં મગજરૂપી જઠરમાં પચાવીને પોતાનાં માનસના સ્વરૂપમાં ફેરવી નાખ્યો ન હોય એવા માણસનો સામ્યવાદ માત્ર ખાલી શબ્દરૂપ, ઉપરના દેખાવરૂપ જ બની રહે છે અને એવી જાતનો સામ્યવાદી વાહિઆત વાતોડીઓ જ બની રહે છે.

માનવજ્ઞાનના સમગ્ર સારને અપનાવી લેવો અને તે એવી રીતે કે સામ્યવાદ કાંઇ ગોખીને મોઢે કરેલી વસ્તુ જ ન બની રહે પરંતુ આધુનિક શિક્ષણનાં દ્રષ્ટિબિંદુથી એક અને અનિવાર્ય નિર્ણય જ બની રહે.

લેનીન.

# પાંગળી મુક્તિ

(શિખરિણી)

(૧)

પડે લાઠી દંડા, તદપિ કે' અર્થો નવ સરે,
બની મૃત્યુઘેલા, અગણિત અહો! બાંધવ મરે;
કસોટીની વેળા, કઠીણ, મુજ હૈયું નવ ડરે,
મૂકે-હૈયાં [illegible]નાં, તદપિ કે' મુક્તિ નવ વરે.

(૨)

સ્વરાજ્યોની લ્હાણી મહિં નવ હશે તુજ ગણના,
વહે જ્યાં યુગોથી ધનિકજન કેરી પ્રબલતા;
ગરીબોને ખાવા, મુઠીભર અનાજે ન મળતાં
સ્હાશે સ્વાતંત્ર્યી, મજુરદલ કાને ન હવણાં?

(૩)

ભલે રૂઝયા ના હો, અગણિત અરે! ઘાવ ઉરના,
ભલે અન્યાયોના, અનલ થકી એ ઉર સળગે;
ભલે સ્વપ્નાં આવે, અમરભૂમિમાં મુક્તિ વરવા,
પ્રયત્નો મુક્તિના, મજુરદલના વ્યર્થ સઘળા.

(૪)

રહે ભેદો, ભાવો, ઉંચનીચ તણા, એહ જગમાં,
ન થાયે ઓછાં જે, દલિતદલનાં દુઃખ વસમાં;
પ્રણામી વિભુ હું, તુજ ચરણમાં એક ઉચરૂં,
જલાવી દો એવું, જગત માંહ સ્વાતંત્ર્ય સઘળું. *

—ધનશ્યામ

* પ્રસ્તુત કાવ્ય વડોદરા સાહિત્યસભાની પાદપૂર્તિ હરિફાઈમાં પારિતોષક પામેલું છે

## વર્ગ વિહીન સમાજ

**પૃથ્વી :**

ગુલામ? નહિ તૂ ગુલામ, નહિ ગુલામ, કો યે હતું,
બધું જ જગદાંભિકે વરગસ્વાર્થ કાજે ઘડયું.
હવે જગત જીતવું, અગર હારવું ના રહ્યું,
હવે પરગજુ પ્રભુ પ્રણિત રાજ્યતંત્રે ગયું;
હવે ધનિક ને ગરીબ દ્વયવર્ગનાં ઘર્ષણ,
નહીં, વરગહીન સૌ મજુર ને કિસાનો જન.
ડુબ્યાં જુગજુગો તણાં વરગ વર્ગનાં શોષણ,
તુટી જટિલ જાળ સૌ કુટિલ સ્વાર્થની ભીષણ.
બધે સુભગતા, સુહાસ નર્વનતનાં રેલતાં;
સમત્વ, જનબંધુતા, વિરલવીર્ય સ્વાધીનતા!

**ઉપવાસી.**

—— :o: ——

## આશા—દાન

ભાળ તું જ્યારે મત્યુની છાયા, રૂદ્રનાં તાંડવ-ગાન;
વાય દુષ્કાળના વાયરા સાથે, ભૂખ ભૂલાવે ભાન,
ત્યારે વીર હિંમતે રે'જે! સંભારી તું કોણ તે લેજે—!
સૂણતાં ભીષણ આભ કડાકા, નાશના દુંદુભીનાદ,
જગની ગાળકુડી, કે, મરતાં ભાંડુંતણા દીનસાદ;
'વીરા નહિ હામ તું હારે, ઝુઝી જીવવાનું તારે!
ફરી નભે રૂડા વીર પુરાશે, ઇન્દ્રધનુ તણા રંગ
મોરલાઓ ફરી હર્ષની સાથે, માંડશે નાટારંગ
તે દી વીર જીવતો હોશે, ફરી શુભ કાલ તો જોશે!
સુખ, શુદ્ધિ, ને સમાનતાના, ફરી સંભળાશે જયનાદ
રસભરે સહકાર સુણાશે, મીઠડા કોકિલ સાદ
કિન્તુ ઉરે હામ જો હોશે, ફરી શુભ કાલ તું જોશે!

**નાગરદાસ અમરજી પંડ્યા.**

# પૂજારીને—

(૧)

છોડને પૂજા ઓ પૂજારી! મંદિર એ અભડાય!
દૂર થકી તારે કાન આવી ના કાળચીસો અથડાય!
ત્યારે કેમ પાઠ ને પૂજા થાય
પૂજારી ઝટ પાછો કો ન જાય!

(૨)

કાળ તણી જ્યા ભેરીઓ બાજે સંહાર શંખ ફુંકાય,
લાખો બાંધવ કાળને મોઢે ભક્ષ બની જ્યાં ચુસાય;
ત્યારે કોણ આરતી ગાણાં ગાય!
સુણી મારાં કાળજાં કંપી જાય.

(૩)

ઘંટને નાદે—ઇશ્વરવાદે ઘેલો થતો કોણ ગાય?
કોણ ધરીને સોનલે થાળે નૈવેદ્ય, પડતો પાય,
જ્યારે મારા બાધવ ભૂખે પિડાય,
ત્યારે કેમ થાળ નવા તે ધરાય.

(૪)

ઘંટ એ વાગે, અંતરે જાગે બાંધવની કાળ ચીસ,
સાજ ને શોભા, નૈવેદ્ય રૂડા જોતા ચઢે મને રીસ,
પૂજારી આ તે કયાની રીત,
ના શોભે ઇશ્વર સાથે પ્રીત

(૫)

છોડ! તારા એ ઢોંગ ધતૂરા છોડ! તારા ના ફેલ,
બાધવ કેરે હૈયે જ્યારે શોણિત કેરી રેલ;
શોભે નવ ત્યારે તુજને ખેલ,
'નહોયે કરવા ત્યારે ફેલ.

(૬)

આજ ના શોભે પાઠ ને પૂજા નૈવેદ્ય ને વળી સાજ,
આજ તો આપણ એક થઇને દુઃખમાં ડૂબવા કાજ,
છીએ સૌ બાંધવ એકજ આજ,
કંવું નવ છે અમ વચ્ચે પાજ

(૭)

ઉગશે જે દિ' સોનલા વ્હાણા સુખનાં થાશે રાજ,
તે'દિ' આપણ સર્વે જાશું આરતી ગાણા કાજ,
મંદિરે દીપશે ત્યારે તાજ.
પુરશે આપણ ત્યારે લાજ.

સોમાભાઇ ભાવસાર.

# દિવાળી

લોકો કહે દિવાળી આજે,
અમાસની અંધારી રાત;
હૈયામાં તો હોળી બળતી,
કહો જઇને કરવી કયાં વાત.
પ્રલય તણાં ઘુંટાતા શ્વાસ!
કંગાલો નાખે નિશ્વાસ!

કલેજાં કાપે કારમી બુમો,
થાતો ચહુંદિશ આક્રંદ નાદ,
ગરીબને સંતાપે શ્રીમંત,
કોઇ ન સુણે તેની દાદ.
શ્રીમંતને તો રોજ દિવાળી!
ગરીબની છે દુનિયા કાળી!

ગરીબને દુઃખ દર્દ વિલાપો,
કરવાનાં દિન રાત:
ગુલામી જંજીરે સડતાં,
કષ્ટ તણી કયાં કરવી વાત:
ભવાટવી ઝાળે અટવાઇ!
સૂવર્ણ ઝાળે મરે રીબાઇ!

પશુ થકી એ જીવન બુરૂં,
મજુરો ન્હાવે રૂદન ગંગા,
શ્રીમંતોને હૈયે તાળાં,
હૃદયો કાળા રંગા.
ગરીબો બેહાલે મરતાં!
ભુખ્યા નગ્ન થઇ ફરતાં!

ધૈર્યચન્દ્ર ર. બુધ્ધ.

* ટુંક વખતમાં લેખકના પ્રકટ થનાર 'કંગાલોનાં ગિતો' નામક કાવ્યસંગ્રહમાંથી.

પસાર થએલા માસનું રાજકારણ

# અવનતિમાંથી પ્રગતિ તરફ

ઓક્ટોબર માસનાં "નવયુગ" નાં આ કોલમો જ્યારે લખાતાં હતાં ત્યારે દેશનું રાજકીય વાતાવરણ અનિશ્ચિતતાનાં આંદોલનોથી ઉદ્વિગ્ન બની રહ્યું હતું. ચાર વર્ષના આંતરા પછી રાષ્ટ્રીય મહાસભાની બેઠક મુંબાઇ ખાતે મળવાની હતી. તે સાથે મહાસભા–સમાજવાદી પક્ષની પ્રથમ પરિષદ પણ મળવાની હતી. એ બન્ને પરિષદો દેશના રાજકીય બળોને કેવો ઓપ આપશે તે સંબંધી અનેક કલ્પનાઓ કરવામાં આવતી હતી; ઉપરાંત અનેક જાતના સંજોગોનાં કાવત્રાંથી દેશનાં રાજકારણમાં અદ્વિતીય સ્થાન જમાવી બેઠેલ ગાંધીજીના મહાસભાનાં રાજકારણમાંથી નિવૃત્તિના ભણકારા પણ વાગતા હતા.

જ્યારે હિન્દમાં આ સ્થિતિ હતી ત્યારે વિલાયતમાં શ્વેતપત્રની ભલામણો પર પોતાનો અભિપ્રાય ઉચ્ચારવા માટે પાર્લામેન્ટે નીમેલી સંયુક્ત સમિતિના તૈયાર થઇ રહેલા અહેવાલની ભલામણો વિષે પણ ઉડી રહેલી અનેક સાચી ખોટી અફવાઓ વાતાવરણને કલુષિત બનાવી રહી હતી.

આ લખાણ લખાય છે ત્યાં સુધીમાં એ સઘળીએ અનિશ્ચિતતાઓ દૂર થઇ ગઇ છે. મહાસભા મળી ચુકી છે; મહાસભા સમાજવાદી પક્ષની પરિષદ પણ મળી ચુકી છે; ગાંધીજી દેખીતી રીતે મહાસભાનાં રાજકારણમાંથી નિવૃત્ત થઇ ચુકયા છે: અને સંયુક્ત પાર્લામેંટરી સમિતિનો અહેવાલ બહાર પડી ચૂકયો છે.

ગયા માસ દરમ્યાન એક બીજી અનિશ્ચિતતા પણ પ્રજાનાં માનસને વલોવી રહી હતી. વડી ધારાસભાની ચુંટણીને અંગેની એ અનિશ્ચિતતા પણ હવે દૂર થઇ છે. આમ દેશનું વાતાવરણ હાલ તુરતને માટે તો સારા પ્રમાણમાં સ્પષ્ટ થઇ ચુકેલ રાજરમતે ઉભી કરેલા વલણોની દ્રષ્ટિએ ચાલબાજીઓનાં નવાં ઘડતરની રાહ જોઇ રહ્યું છે.

ગાંધીજીની નિવૃત્તિથી મહાસભાનાં રાજકારણ પર આફતનું આભ તૂટી પડશે અને મહાસભા યતીમ જેવી બની રહેશે એવો જે ભય કેટલાક હૈયાફુટ્યા રાજકીય આગેવાનો તરફથી રાખવામાં આવતો હતો તે તદ્દન ખોટો પડ્યો છે. ગાંધીજી દેશનાં રાજકારણમાં અત્યારે સક્રીય ભાગ નથી લેતા તો પણ મહાસભાના આગેવાનો ચાલુ ઘટનાઓને અનુરૂપ ડહાપણભર્યો માર્ગ લીધે જાય છે. આ વિષયમાં જો કંઇ દીલગીર થવા જેવું હોય તો તે એટલુંજ કે ગાંધીજી મહાસભાનાં રાજકારણમાંથી છેક જ નિવૃત્ત થયા નથી અને ગાંધીજી દૂર થયા છતાં મહાસભાની નબળાઇનાં એક અજોડ કારણરૂપ ગાંધીવાદની પકડ તેના પર પહે-

# શું કરવું?



## સમાજવાદી પ્રવૃત્તિ આગળ વધારવાનો માર્ગ શો?

સમાજશાસ્ત્રની દ્રષ્ટિએ સમકાલીન વસ્તુસ્થિતિ પર વિચાર કરનાર કોઇ પણ માણસને એ સ્પષ્ટ જણાયા વિના રહે તેમ નથી કે હિન્દમાં આજે ગાંધીવાદને ટકાવી રાખવાને ગમે તેટલા કૃત્રિમ પ્રયત્નો કરવામાં આવે તો પણ તે વધુ વખત ટકી શકે તેમ નથી કેમકે તેનું આખું એ મંડાણ બાહ્ય પરિસ્થિતિની જરૂરીઆતોથી અવળી જ દિશામાં છે. અને અમુક અંશે તો ગાંધીવાદનાં વળતાં પાણી પ્રત્યક્ષ થઇ રહ્યા છે બીજા પણ રાજકીય પક્ષો પાસે જે કાંઇ સુધારાઓની યોજનાઓ છે તે બાહ્ય વસ્તુસ્થિતિની આંચ ઝીલી શકે તેમ નથી. હિંદની વસ્તુસ્થિતિ આજે ક્રાન્તિને [illegible] સમસમી રહી છે એ સત્યની [illegible]ગણના કરવી એ ઇરાદાપૂર્વકની આત્મવંચના છે. આ કારણથી ચાલુ વસ્તુસ્થિતિમાંથી ઉદ્ધારનો માર્ગ દાખવવાની શકિત જો કોઇ કાર્યક્રમમા હોય તો તે સમાજવાદી કાર્યક્રમ જ છે. આ કારણથી હિન્દમાં સમાજવાદી કાર્યક્રમની હિમાયત કરનારા બે પક્ષો—સામ્યવાદી અને મહાસભા સમાજવાદી—પક્ષો [illegible] કાર્ય પધ્ધતિનો અને લક્ષ્યોનો જે એવું પણ [illegible] ખેંચનારો બની રહે છે. [illegible] દરાવને છેક જ વણસાવા[illegible] અનિ- મહાસભા સાથેનો રાજસ્થાની પ્ર[illegible]ધમાં સબંધ પહેલાંની માફક સંદિગ્ધ વચ્ચે [illegible] કાર્યપધ્ધતિમા જે તફાવત છે તે રશીઆમાં ૧૯૦૫ ની નિષ્ફળ ક્રાન્તિ પછી સમાજવાદીઓના મેન્શેવીક પક્ષ (લઘુમતિ પક્ષ) અને બોલ્શેવિક પક્ષ વચ્ચે જે તફાવતો હતા તેની સાથે અજબ સામ્ય ધરાવે છે. આ કારણથી એ તફાવતોની ટુંકી નોંધ 'નવયુગ'ના વાંચકોને રસદાયક થઇ પડશે એમ ધારી તે અહિ રજુ કરવામાં આવે છે:—

### મતભેદના મુદ્દાઓ

(૧) પહેલો મુદ્દો ક્રાન્તિની ભાવના —conception—વિષે હતો મેન્શેવિકો એમ કહેતા કે ક્રાન્તિનું તાત્કાલિક ધ્યેય ઝારની સત્તા અને રાજશાહિના તત્વોને ઉથલાવી પાડવાનું છે, એટલે કે મુડીવાદી વિપ્લવોએ પશ્ચિમ યુરોપમાં જે કાર્ય બજાવ્યું હતું તે છે. તેથી ઝારશાહિની જગ્યાએ આવનારી સત્તા મુડીવાદી જ હોવી જોઇએ. આ કારણથી એ બળવાને કામદાર વર્ગે ટેકો આપવો જોઇએ અને મુડીવાદી સત્તાની અંદર વધારે છુટછાટો મેળવવાને મથવું જોઇએ. બોલ્શેવિકો એવી દલીલ કરતા કે ક્રાન્તિ મુડીવાદીઓની સરદારી નીચે નહિ પણ ખેડુતોને પોતાના સાથમાં લઇ સરદારી લેતા કામદાર વર્ગથી જ સફળ થઇ શકશે આ કારણથી ઝારશાહિની જગ્યાએ કામદારો અને ખેડુતોનું ક્રાન્તિકારી લોકશાસન સ્થાપવાને માટે જ પ્રયત્ન થવો જોઇએ.

(૨) બીજો મુદ્દો ક્રાન્તિકારી પક્ષનો વલણ ઉદાર મતના મૂડીવાદીઓ તરફ કેવી હોવી જોઈએ તેને લગતો હતો. મેન્શેવિકો એ લોકોની સાથે સંબંધ બાંધવાની હિમાયત કરતા પરંતુ તે એવી શરતે કે તેઓ કામદારોની તાત્કાલિક માગણીઓને ટેકો આપે. બોલ્શેવિકો સંયોગો અનુસાર બધા પ્રકારની ચાલબાજીઓ અખત્યાર કરવાને તૈયાર હતા પરંતુ ઉદાર મતવાદી મૂડીવાદીઓ પણ જે પ્રત્યાઘાતિ ભાગ ભજવે છે તેનું સાચું સ્વરૂપ જરા પણ શબ્દછળ કર્યા વિના ખુલ્લું પાડવાની જરૂરિયાત પર

[illegible]

કારી પક્ષ બની શકે કેમકે એક ક્રાન્તિકારી પક્ષમાં તો બરાબર શિસ્તપાલન કરનાર અને લડાયક લોકોનું જ કામ હોય. તેમાં નબળા, અસ્થિર અને સંશયગ્રસ્ત લોકોને માટે સ્થાન ન જ હોય શકે.

આ મુદ્દાઓ બહુ જ ટૂંકામાં રજૂ કરવામાં આવ્યા છે, પરંતુ હિન્દમાં પ્રવૃત્ત રહેલી વિવિધ પ્રકારની સમાજવાદી પ્રવૃત્તિઓમાં જેઓ સક્રિય રસ લઈ રહ્યા છે તેઓને તરત જ સમજાઈ જશે કે આજે આ મુદ્દાઓ એક અથવા અન્ય સ્વરૂપમાં આપણા સમાજવાદી પક્ષોનાં માનસને વલોવી રહ્યા છે. આ સ્થિતિમાં જ વસ્તુ-




# સંપાદકની સાથે—

અનિવાર્ય સંયોગોને લીધે 'નવયુગ' આ વખતે ધાર્યું હતું તેના કરતા મોડું નીકળે છે 'નવયુગ' હવેથી વધારે નિયમિત રીતે નીકળતું રહે એ માટેના અમારા બધા પ્રયત્નો ચાલુ જ છે

આ અંકના મુખપૃષ્ટ પરનું જે ચિત્ર છે તે આપણા લોકજીવનની એક સામાન્ય ઘટના અસરકારક રીતે રજુ કરે છે ભાલ પ્રદેશમા પાણીની ભારે અછત છે ક્યાંક ક્યાંક પાણીના વીરડા હોય છે તેના પર માણસોનો સતત ધસારો ચાલુ જ રહે છે એટલે દિવસના તો ઠીક પણ રાતના પણ એ વિરડાઓને વિસામો નથી જ મળતો એટલે સ્ત્રીઓ હાથમા ફાનસો લઇને દૂર દૂરથી પાણી ભરવા રાતની ત્યા ઉતરી પડે છે એવા એક વીરડા પર ફાનસના અજવાળામાં પાણી ભરતી એ સ્ત્રીઓને ચિત્રકારે પોતાની કલામા સજીવન કરી છે.

આ વખતે બે કૃતિઓ તરફ વાચકો નુ ધ્યાન દોરવાનું રહે છે. એક "નલિની" નામક એકપ્રવેશી નાટિકા છે અને બીજું "કારવાસ" નામક શ્રી. મોમાભાઇ ભાવચારનુ ખંડકાવ્ય છે આ બંને વસ્તુઓ સામાન્ય રીતે ટુકી વાર્તાઓના સ્વરૂપમા ઇન્સાફ પામી શકે તેવી છે. પરંતુ એ વસ્તુઓને જો વાર્તાઓના રૂપમા ઉતારવાનો પ્રયાસ થયો હોત તો તે માત્ર ટુંકી વાર્તાઓ જ નહિ પણ લાંબી–ટુંકી વાર્તાઓ બની રહેત એ સ્વરૂપમા "નલિની" નુ વસ્તુ કદાચ વધારે સારી રીતે રજુ કરી શકાયું હોત પરંતુ શ્રી મોમાભાઇને જેલ-જીવનના લગભગ નિત્યના અનુભવોની જે રજુઆત કરવાની છે તે તો વાર્તાનાં સ્વરૂપમા આટલી અસર-કારક રીતે રજુ ન જ કરી શકાઇ હોત એમ જરૂર લાગે છે જેલજીવનની તાલ-બધ્ધ નિરસતાને કાવ્યના રૂપમા ઉતાર-વાથી જ તેની શુષ્ક કરૂણતા વધારે યોગ્યતાપૂર્વક રજુ કરી શકાઇ છે આ જાતના નવા પ્રકારનાં સાહિત્યસ્વરૂપો અજમાવાય એ ખાસ ઇચ્છવા યોગ્ય છે જેલજીવનના સીધા અનુભવને લીધે "કારાવાસ" કાવ્યમા જે સજીવતા સંચાર પામી શકી છે તે વાંચકોનું ધ્યાન જરૂર ખેચશે એવી આશા રહે છે.

"અપાર્થિવ પિતા" અને "લાંચ" એ બે વાર્તાઓ પણ સારી છે એમ વાંચકોને લાગશે. અપાર્થિવ પિતા વિષે એક વસ્તુ જાહેર કરવાની આ વખતે પણ રહી ગઇ છે અને તે એ કે એ વાર્તા વિખ્યાત રશીયન નવલકથાકાર તુર્ગનેવીની વાર્તાનું ભાષાંતર છે.

આ અંકમાં એક હળવો નિબંધ 'ખુશામત" નામનો છે શ્રી. દયાશંકર કવિનો હાથ હળવા નિબંધ પર હળવો થતો જાય છે એ 'નવયુગ'માં ઉત્તરોત્તર પ્રગટ થતા એમના હળવા નિબંધો પરથી જણાઇ આવશે.

"હિન્દી સ્ત્રીઓના કાયદેસર હકકો' અને 'મુંઝવતા સવાલોનો સરળ ઉકેલ" એ બે "નવયુગ"નાં કાયમી તત્વો છે. તે હમેશની માફક આ વખતે પણ વાંચકોના આદરને એ પાત્ર થશે એવી આશા રાખવામાં આવે છે. હમણાં પસાર થએલા અખિલ હિન્દ સ્ત્રીદિનને અંગે હિંદી સ્ત્રીઓને કાયદાઓમાં જે અન્યાય થઇ રહ્યા છે તે તરફ જાહેર જનતાનું ધ્યાન ખેંચાયું છે. બરાબર એ જ વખતે જુદા જુદા હિંદી કાયદાઓ નીચે વારસા હકકની બાબતમાં સ્ત્રીઓની સ્થિતિ હાલ શી છે તે જાણવું વાંચકોને રસદાયક થઇ પડશે. "મુંઝવતા સવાલો" માં આ વખતે કેટલાક સુપરીચિત છતાં આગમ્યમગ્નએલ શબ્દોની સરળ અને સ્પષ્ટ વ્યાખ્યાઓ આપવામાં આવી છે તે વાંચકોને ઉપયોગી જણાશે.

"ઇતિહાસનાં આંસુ" નિબંધ તરફ વાંચકોનું ધ્યાન ખેંચાય એ ઇચ્છવા યોગ્ય છે. આજે જ્યારે હીટલરો અને મુસોલીનીઓની ક્રૂર કત્લેઆમથી જગતની સંસ્કારી અને જાગ્રત જનતા ગોઇ ઉઠી છે ત્યારે ઇતિહાસની યાદથી તે આજ સુધીમાં આ જાતની કત્લો ક્યારે ક્યારે અને શાં કારણોથી થઇ છે તેને અંગે ટુંકી પણ રસદાયક માહિતી પુરી પાડતો એ લેખ સહુને વાંચવો ગમે તેવો છે.

એવી જ એક નવીન પ્રકારની માહીતી પુરી પાડતો નિબંધ "હરભાઇ ત્રિવેદીનો નવીન "માનસ પૃથક્કરણ શાસ્ત્રની રેચક પદ્ધતિનો છે." કેટલાંક દર્દો વાસ્તવિક રીતે શારીરિક નહિ પણ માનસિક હોય છે અને તે દર્દીનાં માનસને • સમજવાથી અને તેને ખુલ્લું થવાની તક આપવાથી કેવી રીતે સાજાં કરી શકાય છે અને એ વિષયમાં માનસવિજ્ઞાન કેટલે સુધી આગળ વધ્યું છે એ વિષે એ લેખમાં સારો પ્રકાશ પાડવામાં આવ્યો છે.

એવો જ એક વધુ માહિતીપૂર્ણ નિબંધ "નવી દુનીઆ" નામક રા. પિપાસુનો છે. મોરીસ હિન્ડસ નામના એક રશિઅન પણ ધંધાથે અમેરિકામાં વસનાર પત્રકારનું નામ હવે તો હિન્દમાં પણ સારી રીતે જાણીતું થઇ ચૂકયું છે. એ માણસે જાતમાહિતી મેળવીને રશીઆ વિષે કેટલાંક પુસ્તકો લખ્યાં છે. એ પુસ્તકો જગતમાં ખુબ જ લોકપ્રિય બન્યાં છે. એ પુસ્તકો વાંચીને તેના સાર રૂપે આ નિબંધ લખવામાં આવ્યો છે એટલે રશીઆને વિષે કંઇક આધારભૂત માહિતી મેળવી લેવાને સામાન્ય ઉદ્દેશ ધરાવતી આપણી વાંચકજનતા માટે એ રસદાયક થઇ પડશે.

રાજકીય લેખો આ વખતે બેજ આપવામાં આવ્યા છે અને તે બન્ને હિન્દી રાજકારણને લગતા છે. એક "પસાર

એક પ્રવેશી નાટિકા

# ન • લિ • ની

સામાજીક જીવનની સમસ્યા

**સમય:** ૧૯૩૧ ના મે માસની સોહામણી સવાર

**સ્થળ:** બિહારી બાબુનું ઘર

## પાત્રો:

## નલિની, બિન્દુ, બિહારી, પુલિન

:લેખક:
જયંત દલાલ

'બારી બારણા ઓળંગી આવતો મીઠો પવન સારી રીતે દૂર દૂર મહેકતા ફૂલક્યારાઓની જાહેરાત–બંધુકૃત્ય કરતો હોય છે.

સ્થળ તો સામાન્ય નહીં છતાં અપનાવેલી સાદાઇથી સામાન્યમાં ખપવા માગતું દિવાનખાનું છે. આંખને ગમે એવી ગોઠવણી છે. આકર્ષક રંગપરવણી એ એનું મૂખ્ય અંગ છે.

નલિની ફૂલદાનમાંથી વાસી ફૂલને દૂર કરી રહી છે.

**ન:**–વાસી ફૂલ! એક દિવસ જીવનપરાગ લૂંટાવી દીધો. બીજે દિવસે તો એમને પગ તળે કચરાવવાનું. (થોડી વાર મૂંગે મ્હોંયે ગઇ કાલના ખીલેલા ગૂલાબ સ્હામી મીંટ માંડે છે) કમનસીબ વાસી ફૂલ!

(બિન્દુ બાર વર્ષની નમણી કન્યા તાજાં ફૂલ સાથે દાખલ થાય છે. બિન્દુ કિશોરાવસ્થાની તીવ્રતાની મૂર્તિ જેવી છે.)

**બિ:**–ભાભુ લો આ નવાં ફૂલ.

**ન:**–આજે પણ આ જ?

**બિ:**–આમ કેમ પૂછતાં હશો? જાણો છોને બિહારી બાબુને તો આ કમળકૂંખ બહુજ ગમે છે?

**ન:**–હશે.

**બિ:**–અને પેલો શ્લોક પણ બિહારી બાબુને સંસ્કૃતમાં ગણગણતા જોઇ મ્હેં તો સમશ્લોકી ભાષાંતર જોઇ લીધું અને...(ઉત્સાહથી.)

"બાંધી ભાથાં કમળકૂંખના
છેક કૈલાસ સુધી સાથી ત્હારા
નભમહિં થશે રાજહંસો રૂપાળા."

**ન:**–પણ એનું શું?

**બિ:**–ભાભુ ત્હમને તો કશાયમાં રસ જ નથી રહ્યો.

**ન:**–(ઉદાસીન સ્મિતથી) એમ કોણે કહ્યું?

**બિ:**–ત્યારે જુઓને! બિહારી બાબુ તો ઉલટા કહે કે વધારે ગા; બીજી વાર ગા. ત્હમે તો ઉપર પડનાં ગીત સંભળાવ્યું તોયે પૂછ્યું: એનું શું? ખબર છે બિહારી બાબુએ કહ્યું કે બિહાગમાં બેસાડ અને કેટલી મહેનત લીધી ત્યારે બિહાગમાં બેઠું. પહેલાં પહેલાં તો ત્હમે ય ગાતાં ખરૂંને ભાભુ?

ન:-ખરૂં.

બિ:-પણ હવે કેમ નહિ ?

ન:-નથી ગવાતું.

બિ:-નથી ગવાતું ? હાં બરાબર બિહારી બાબુ કહેતા હતા કે જ્યારે માણસનો સ્વભાવ પલટાય ત્યારે કાં તો એ ખૂબ ગાય અને કાં તો મૂંગા બની જાય. બરાબરને ભાભુ ?

ન:-બરાબર. બન્ને વસ્તુઓ બની છે.

બિ:-આમ કેમ બોલો છો (ચમકારો બતાવવાના પ્રયત્નમાં) ત્હમે ય મિસ્ત્રી માસ્તરના હાથ નીચે ભણેલાંને ?

ન:-હા.

બિ:-એટલેજ. બિહારી બાબુ કહેતા હતા કે શિષ્યમાં શિક્ષકના ગુણ ન આવે તો ભલે પણ કેટલાક ચાળાચસ્કા તો જરૂર જ આવે.

ન:-એને સાચું ઠરાવવા કાંઇ દૂર જવું પડે તેમ નથી.

બિ:-ભાભુ, પુલિનભાઇ આજે આવવાના છે ?

ન:-હા.

બિ:-બહુ બદલાઇ ગયા હશે ખરૂંને ? બિહારી બાબુ કહેતા હતા કે માણસ વિલાયત જાય તો કાં તો મોટો સાધુ બને કે કાં તો (માથું ખંજવાળતાં) શું કહ્યું હતું ! ત્હમને યાદ નથી ?

ન:-એમનું કહેલું હું ક્યાં બધું યાદ રાખું ?

બિ:-ત્હમે તો જબરાં છો ભાભુ. લોકો તો બિહારી બાબુનું નામ સાંભળે ને રાજી રાજી થઇ જાય છે.

ન:-(અસ્ફુટ) લોકોએ એમને પતિ તરીકે ક્યાં સ્વીકાર્યા છે ?

બિ:-અને છાપાંઓ...ઓ હો હો રોજ છાપું ખોલોને એમની છબી દેખાય. ભલું આટલા કામમાંથી એમને છબી પડાવવાનો વખત મળતો હશે?

ન:-(સ્હેજ વક્રોક્તિમાં) બરાબર.

બિ:-સ્હવારે વાતચીત; બપોરે વાંચન અને લેખન; સાંજે સભા; રાતે નવી યોજનાઓ ચોવીસે કલાક બસ દેશસેવાજ દેશસેવા. ભાભુ, સાચું કહું મ્હારી બ્હેનપણીઓ તો મ્હારી અદેખાઇ કરે છે. બિહારી બાબુની ન્હાની બ્હેન (મલકાટમાં ટટ્ટાર ઉભી રહે છે.)

ન:-(વિચારણાને વાચા ફુટે તેમ) દેશનાયકની પત્ની !

બિ:-કોઇને ન કહોતો એક વાત કહું ભાભુ; નહીં કહોને ?

ન:-ના નહીં કહું.

બિ:-હું મ્હોટી થઇશને ત્યારે બિહારી બાબુની જેમ જ દેશસેવા કરીશ.

ન:-હા છાપામાં છબીઓ આવશે.

બિ:-જાઓ જાઓ મશ્કરી કરો છોને ? મ્હારે છબીઓ નથી જોઇતી. પણ કેટલું કામ કરી શકાય ? હજુ પરમ દિવસે જ બિહારી બાબુ કહેતા હતાને...

ન:-(અટકાવીને) હવે પ્રભુ ખાતર આ કહેતા હતા બંધ કરો.

બિ:-(સ્હેજ રોષમાં) ત્હમે ભાભુ સ્હમજ્યાં નહીં. દેશસેવાની લ્હાણ ફરી ફરીને ક્યાં મળવાની છે ?

ન:-આ ભાષણમાંથી ગોખી કાઢ્યું છે ?

બિ:-ત્હમને કેમ ખબર પડી ? ભાભુ (ઉત્સાહમાં) હું તો બિહારી બાબુનાં ભાષણો સાંભળું'ય છું અને વાંચું'ય છું.

નઃ-દુનિયામાં છાપખાનાનો ધંધો હવે બંધ થશે.

બિઃ-એમ હોય કાંઇ? ખબર છે અહિ વાડિયા પછી બિહારી બાબુના ભાષણોનો સંગ્રહ બહાર પડવાનો છે! પેલું ઝંડા વંદનવાળું ભાષણ. પેલું શહીદદિનનું ભાષણ...અહોહો કેટલાંય ભાષણ કર્યાં છે બિહારી બાબુએ!

નઃ-બીજું શું કર્યું છે?

બિઃ-ત્હમે કહો છો બીજું શું કર્યું છે? બીજું કોઇ હોત તો તો હમણાં કહી સંભળાવત. કહે છે બિહારી બાબુએ શું કર્યું છે!

નઃ-બિન્દુ બ્હેન.

બિઃ-રહેવા દો એ બધું મ્હારે નથી સાંભળવું. (જતાં જતાં) કહે છે બિહારી બાબુએ બીજું શું કર્યું છે? (જાય છે)

નઃ-હાસ્તો બીજું શું કર્યું છે?

(બિહારી બાબુ એટલે કે કાયદાની ભાષામાં જેનું નામ બિહારીલાલ અનન્તલાલ થાય તે દાખલ થાય છે. સુઘડતા, સ્વચ્છતા, અને આકર્ષક સાદાઇથી બિહારી બાબુ આમ ઓળખાઇ આવે)

બિઃ-ઓ હો નલિની ત્હમે અહિં જ છો?

નઃ-હા...જી.

બિઃ-આજે તો પુલિન આવવાનો છે ખરું ને? ભાઇને લેવા સ્ટેશને નથી જવું?

નઃ-હું નથી ધારતી કે પુલિન ઘર ભૂલી ગયો હોય.

બિઃ-એનું કાંઇએ ન કહેવાય. માણસની મતિ ક્યારે પલટાય એની કલ્પનાય કેમ થઇ શકે? સંજોગોનું વાવાઝોડું આવી જાય તો સ્મૃતિ અને શ્રુતિ લૌકિક અર્થમાં નહીં-બન્નેના ક્યારાં ઉખડાઇ જાય ઉપડીય જાય.

નઃ-(અચકાઇ) ભાષણ

બિઃ-મારે આપણે તો પહેલેથીજ સંભાળ લેવી. અને રખે ને એને ખોટું લાગે તો? ત્રણ ત્રણ ચચ્ચાર વર્ષ કામમાં કે નકામમાં પરદેશ ગાળ્યા પછી આજે અહીં આવે તો એનેય થતું હશે ને કે બ્હેન સ્ટેશને લેવા આવશે. હારતોરાની લાગણી ન હોય એમ દલીલ ખાતર સ્વીકારી લઇએ પણ મુખદર્શનનો આનંદ પણ એની પાસેથી લૂંટી લ્યો છો?

નઃ- ના ના મ્હને એમ કે ત્હમે જશો.

બિઃ-હાહું તો જાત પણ આ કામ ક્યાં છોડે એમ છે? આ કામે તો જીવનની સામાજીક બાજુનેય બરાબર દબાવી દીધી છે. બધાને જ રાજકીય પરિભાષામાં બોલતા કરી દીધા છે. અત્યારે તો મ્હારે અગત્યની સભા છે એટલે જવું જ જોઇએ. એ આવે તો શું કરવું એ તો મ્હારે ક્યાં કહેવાપણું રહે છે. ત્યારે વંદન (જાય છે)

નઃ-વંદન! વંદન!

(બિન્દુ દોડતી આવે છે.)

બિઃ-બિહારી બાબુ ગયા?

નઃ-વંદન.

બિઃ-બોલોને ભાભુ આમ બાઘામંડળ જેવાં કેમ લાગો છો? બિહારી બાબુ ગયા?

નઃ-હા.

બિઃ-ક્યાં?

નઃ-મ્હને ખબર નથી.

બિઃ-પણ કાંઇ સભા છે? ભાષણ છે? વાર્તાલાપ છે? એમની નોંધપોથીમાં તો કાંઈ લખ્યું નથી

નઃ-ભૂલી ગયા હશે.

બિઃ-ભૂલી જાય? કોણ બિહારી બાબુ? બને જ નહીં. અરે પેલો છાપાવાળો પાપુ

કહેતો હતો ને કે બિહારી બાબુ જેવી (ભારપૂર્વક ઘૂંટીને બોલે છે) વિચક્ષણ સ્મૃતિ બીજા કોઇને નહીં હોય.

ન:–એનો અનુભવ ચઢિયાતો હશે.

બિ:–બાબુ બાબુ પેલી મોટર આવી.

ન:–ભલે આવે.

(બિન્દુ બ્હારી પાસે દોડી જાય છે.)

બિ:–અરે બાબુ એ તો પુલિનભાઇ છે.

ન:–વંદન

બિ:–ઓહો હો ખુબ મ્હોટા થઇ ગયા છે. બિહારી બાબુ કહેતા હતા.

ન:–કહેતા હવા.

(બિન્દુ દોડીને બારણું ખોલે છે)

પુલિન:–ઓ હો હો કોણ બિન્દુ બહુ મ્હોટી થઇ ગઇ તું તો. તું ન્હાનીજ હઇશ સમજીને તો હું ત્હારા માટે રમકડાં લાવ્યો.

બિ:–બિહારી બાબુ કહેતા હતા કે હવે રમકડે ન રમાય.

પુ:–નલિની! તું તો બહુ બદલાઇ ગઇ છે.

ન:–પુભાઇ

પુ:–ચાર વર્ષે એ સાંભળવા મળ્યું. તબિયત તો સારી છે ને?

ન:–વળી તબિયતને શું થવાનું હતું? પણ કોઇ સ્ટેશને ન આવ્યું તે હરકત પડી હશે.

પુ:–હા થોડી ઘણી ખરી. હું તો ઘરજ ભૂલી ગયો હતો.

બિ:–બિહારી બાબુ કહેતા હતા તેમજ થયું.

પુ:–હમેષ બિહારી બાબુજ કહો છો?

બિ:–(અભિમાનપૂર્વક) હાસ્તો.

ન:–પછી?

પુ:–મ્હેં ટેક્સીવાળાને નામ કહ્યું બિહારીલાલ અનન્તલાલઃ કે. પારિજાતક—એ કહે એ નામનું તો ત્યાં કોઇ રહેતું નથી મ્હને શંકા તો પડી પણ એણે જ પૂછ્યું કે બિહારી બાબુને ત્યાં જવું છે? પહેલાં તો હું ગૂંચવાયો. મ્હને થયું આ જગન્નાથપુરી પાસેથી કોઇ આવ્યું કે શું?

બિ:–(અડધા રોષમાં) પછી શું થયું?

પુ:–મને એ જ કહે 'શેઠ અહીં આવો છો ને બિહારી બાબુને નથી ઓળખતા?' અને ત્યાર પછીના એના ભાવણથી તો મ્હને મ્હારી પામરતા સાલવા લાગી.

બિ:–(ખૂબ આનંદમાં) ખરી થઇ ત્યારે તો.

ન:–(છાનો નિસાસો નાંખી) ત્યારે પુભાઇ...

પુ:–એ બધી વાતો પછી; પહેલાં તું આમ કેમ થઇ ગઇ છે તે કહેને? (ખુરશી પર બેસે છે.)

બિ:–પુલિનભાઈ શું લેશો? ચાહ... કોફી......

ન:–(સખેદ આશ્ચર્ય) ઓહો.

પુ:–તે બિન્દુ આ કામ હવે ત્હારે માથે આવ્યું છે?

બિ:–ના એમ નહીં પણ બિહારી બાબુ કહે કે મહેમાન આવે......

પુ:–લે રહેવા દે હું મહેમાન નથી.

બિ:–ના ના પણ...લ્યો હું કોફી લઇ આવું. બિહારી બાબુ કહેતા હતા કે પરદેશ જઇ આવેલાઓને તો કોફી બહુ જ ગમે. હમણાં જ લાવું હોં (અંદરના ઓરડામાં જાય છે.)

પુ:–બહુ મ્હોટી થઇ ગઇ, અને કેવી ગભરાઇ છે? નીલુ.

ન:–હું.

પુ:–આવા બોલક યંત્ર પામે તે જીભ ઉઘડે કે......

ન:–(અડધેથી અટકાવી) બંધ થાય.

પુ:–નીલુ સાચે હોં ચાર વર્ષમાં તું ખૂબ બદલાઈ.

ન:–કોણ નથી બદલાતું?

પુ:–એમ તો ચાલ્યા કરે પણ નીલુ-બ્હેન જેવી હસમુખી......

ન:–પુભાઇ જો જો વળી કાંક કવિતામાં ઉતરી પડશો અને ભાઇબ્હેનનાં કાવ્યો તો આમે ક્યાં થોડાં છે?

પુ:–એમ ત્યારે તું બદલાઇ નથી જ?

ન:–હું તો એમજ કહું છું. ત્હમે ખાલી નકામના લઇ પડ્યા છો કે હું બદલાઇ છું.

પુ:–અરે પણ હું પૂછવાનું જ ભુલી ગયો. બિહારી, અરે ભૂલ્યો બિહારી બાબુ ક્યાં છે?

ન:–એમને અગત્યની સભા છે.

પુ:–સભા! ત્હમારે ત્યાં આવી સભાઓ રોજ થાય છે?

ન:–આખો દિવસ. કોક વાર દિવસમાં ત્રણચાર.

પુ:–અને બિહારી બાબુ બધેજ જાય છે?

ન:–જતા હશે.

પુ:–પણ ત્યાં થાય શું?

ન:–બાપાં જાણે.

પુ:–નીલુ તુંય જબરી છે. અમે વિલાયત બેઠા બેઠા બિહારીની વાતો સાંભળીને અભિમાન લેતા અને ત્હને તો અહીં કાંઇ રસજ નથી લાગતો!

ન:–ના ના એવું કાંઇ નહીં.

પુ:–મ્હનેય નહીં કહે? નીલુ ચાર વરસના ગાળથી શું આપણામાંય અંતર પડી ગયું છે? પેલી ભાઇબીજ સાંભરે છે?

ન:–પુભાઇ તું તો નકામનો તરંગે ચડે છે. સાચેજ કાંઇ નથી.

પુ:–ખબર છે ને આપણે એકમેકને બાની છબી આગળ વચન દીધેલાં તે. હવે પણ તું મ્હને નહીં કહે?

ન:–(હસી પડી) પણ કાંઇ હોય તો કહું ને?

પુ:–(નિરાશાથી) હશે. ભાઇની બ્હેન કહેત પણ વીરની પત્ની કેમ કહે? હિણપત લાગે.

ન:–શું કહ્યું? શું કહ્યું? વીરની પત્ની! વીરની પત્ની!

પુ:–એમ કેમ કહે છે? (પાસે આવી) નીલુ, નીલુઃ મ્હારા સમ. મ્હને કહે.

ન:–પુભાઇ સુખ અને દુઃખ એ તો મનના તરંગ છે.

પુ:–જો હવે બનાવવા ન બેસ. (મશ્કરીમાં) વીરની પત્ની આમ મશ્કરીઓ કરતી હશે?

ન:–પુભાઇ હજી લગી મ્હેં ત્હારી પાસે વીરપસલી નથી માંગી.

પુ:–તે હવે માંગી લે (ખીસામાંથી પાકેટ કાઢી) બોલ.

ન:–મ્હારે ફૂટી કોડીએ નથી જોઇતી મ્હારે મૂંગી જીભ જોઇએ છે.

પુ:–એટલે? દેશનાયકો જેમ તું પણ કોયડામાંજ બોલે છે. (મજાકમાં) પણ હું ભૂલ્યો તું તો...

ન:–(એને મ્હોંયે હાથ દાબી) બસ હું એટલું જ માંગુ છું. તું બોલવાનો હતો તે શબ્દ જીંદગીમાં ન બોલતો એટલી જ મ્હારી વીરપસલી.

પુ:–તું તો વિચિત્ર છે નીલુ. વિલાયતમાં, અરે અહીં પણ કેટલીક છોકરીઓ વીરપત્ની થવાનું પસંદ કરે અને તું...

ન:–હા એને વિચિત્રતા ગણો તોય મ્હને હરકત નથી. પણ મ્હારે તો......(અટકી જઇ) જવા દે.

પુ:-ના...ત્હારે બોલવુંજ પડશે નીલુ.

ન:-મ્હને આ જાહેરાતનો જગમગાટ નથી જોઇતો. લોકો મીટ માંડી પૂજ્યભાવે જોયા કરે-બે હાથ જોડી પત્થરની મૂર્તિ-માફક નિહાળ્યા કરે એ નથી ગમતું.

પુ:-ત્યારે?

ન:-મ્હારે જોઇએ જીવનની એકતાનતા. હું માગું છું વધારે નહીં પણ જીવનના ઘડતરનો અડધો ભાગ.

પુ:-અરે વાહ! પણ ત્હારે ખામી શું છે?

ન:-પુલિન તું પણ આમ પૂછે છે? લક્ષ્મીના વાઘા કે એ સુખ સગવડની મ્હને લગારે પરવા નથી. ગરીબાઇના લુખા-સુખા રોટલામાંય જો સાચું સાંનિધ્ય સાચો સહચાર હશે તો મ્હારે મન તે મીઠા પકવાન છે.

પુ:-નીલુ તું નકામની દુઃખી થાય છે. પેલા કોક કવિએ કહ્યું છેને...

ન:-(એને અટકાવી) પુલિન આ ઘરના 'કહેતા હવા'ના પમરાટમાં તું ન ભરાતો. એ તો મીણની દોરી છે. જેટલી મજબૂતાઇ વધારે એટલી જ જીવલેણ.

પુ:-તરંગી હતી એવી જ તરંગી. હું ખોટું કહેતો'તો તું નથી બદલાઇ.

ન:-ખાત્રી થઇ?

(બિન્દુ કોરી લઇ આવે છે.)

પુ:-ઓહો એટલામાં કોરી લઇને પણ આવી? નીલુ બિહારી એક કાગળમાં લખતો હતો કે બિન્દુમાં તો એને સિન્ધુ દેખાય છે.

(બિન્દુ મલકાય છે.)

ન:-(સ્વગત) બિન્દુમાં સિંધુ જોનારને સિંધુનાં બિંદુ જોવાની ફુરસદ ક્યાં છે?

# હિન્દી સ્ત્રીઓના કાયદેસર હક્કો

લેખકઃ
રમણિક વિ. મહેતા.
બી. એસસી. એલ., એલ. બી

## લેખાંક ૧૨ મો.

### પ્રકરણ ૧૪ મું (ચાલુ)

હિંદુ વિધવાનો કેસ ઘણો વિચીત્ર અને અન્યાયથી ભરેલો છે. હિંદુ ધર્મશાસ્ત્ર સિવાય કોઇ પણ બીજો કોમી કાયદો સ્ત્રીઓ તરફ આટલી બધી હદ સુધીની દયાજનક ઉદામીન અને એક પક્ષીય વૃત્તી દાખવતો નથી. જ્યારે બીજા બધા જ કોમી કાયદાઓ વિધવાનો તેના ધણીની મીલ્કત ઉપર વારસા હક્ક નીશ્ચીત પણે સ્વીકારે છે ત્યારે હિંદુ ધર્મશાસ્ત્રે આવા હક્કનો સ્વીકાર કર્યો નથી, પરંતુ તેને બદલે બીજાઓના હુંકારાદુંકારા સાંભળી પરાધીન જીવન જીવતી કરી મુકતો ફક્ત ભરણપોષણનો જ હક્ક સ્વીકાર્યો છે.

પુત્ર, પૌત્ર અને પ્રપૌત્ર એ ત્રણમાંથી કોઇ એક પણ હયાત હોય તો હિંદુ વિધવા તેણીના મૃત પતિની મીલ્કત ઉપર ફક્ત ભરણપોષણનો હક્ક ધરાવે છે. એ ત્રણ પહેલા વારસોની ગેરહાજરીમાં તેણી તેણીના પતિની મીલ્કતના મર્યાદીત હક્કથી વારસદાર બને છે, આ મર્યાદીત હક્ક જેનું વિવેચન આપણે હવે પછી કરવાના છીએ તે પણ ખરેખર તો તેણીના ભરણપોષણના હક્કનું જ ફક્ત નવું અને કેટલેક અંશે વિશાળ સ્વરૂપ છે. મરનારની મીલ્કત દૂરના વારસોના હાથમાં જાય તેવા પ્રસંગે વિધવાના ભરણપોષણ માટે મુશ્કેલી ઉભી થાય. આવા પ્રસંગ ઉપસ્થીત ન થાય તે માટે પાછળથી આ ભરણપોષણના હક્કને વારસાના મર્યાદીત હક્કનું સ્વરૂપ આપવામાં આવ્યું છે. પરંતુ આવો મર્યાદીત હક્ક પણ કોઇક જ વિધવા ભોગવવા ભાગ્યશાળી હોય છે. આમ જ્યારે એક હિંદુ વિધવા તેણીના ધણીની મર્યાદીત હક્કથી પણ વારસદાર બનતી નથી ત્યારે તેણી મરનારની સ્વતંત્ર મીલ્કતમાંથી અને મરનાર અવિભક્ત કુટુંબનો એક અંગભુત હોય તો તે અવિભક્ત કુટુંબની મીલ્કતમાંથી પણ ભરણપોષણ મેળવવા હક્કદાર બને છે. તેણીના પુત્ર સિવાય કોઇ પણ બીજા વારસદારની તેણીના ભરણપોષણ માટે જાતજવાબદારી રહેતી નથી એટલે કે આવા બીજા વારસદારની સ્વતંત્ર મીલ્કત (વારસામાં મળેલી નહીં તેવી) તેણીના ભરણપોષણ માટે બીલકુલ જવાબદાર ઠરતી નથી. ફક્ત હિંદુ ધર્મશાસ્ત્રે પુત્ર ("પુત્ર" શબ્દમાં પૌત્ર અને પ્રપૌત્રનો સમાવેશ થાય છે.) વારસદાર ઉપર આવી જાતજવાબદારી નાખી છે. બીજા વારસદારો તેમને વારસામાં મળેલી મીલ્કત પુરતા જ જવાબદાર રહે છે.

અત્રે એ જાણવાની પણ જરૂર છે કે જ્યા સુધી મરનારની મીલ્કત–જુદી કે

અવિભક્ત-ઉપર તેણીની ભરણપોષણની રકમ નક્કી કરીને તે હક્ક જાહેર કરવામાં ન આવ્યો હોય ત્યાં સુધી ભરણપોષણની જવાબદારીના કારણે કાંઇ તે મીલ્કત ઉપર ભરણપોષણનો બોજો (Charge) રહેતો નથી. જ્યાં સુધી ભરણપોષણની નક્કી રકમ સદર મીલ્કત ઉપર બોજા તરીકે જાહેર કરવામાં ન આવી હોય ત્યાં સુધી તે મીલ્કત ધારણ કરનાર મરનારના વારસ તે મીલ્કતને વિધવાના ભરણપોષણ ના હક્કથી અજાણ અને શુદ્ધબુદ્ધિથી કિંમત આપીને ખરીદનાર એવા બીજા ત્રાહીત સખ્સને વેચી દઈ વિધવાના હક્કને ડુબાડી શકે છે. વળી, મરનારનાં દેવાં પેટે સદર મીલ્કત હરાજ થઇ જાય ત્યારે પણ તેણીનો હક્ક ડુબી જઇ શકે છે. આથી વિધવાના ભરણપોષણનો હક્ક જ્યાં સુધી મરનારની મીલ્કત ઉપર બોજા તરીકે જાહેર કરવામાં ન આવ્યો હોય ત્યાં સુધી એક અનિશ્ચીત (Indefinite) પ્રકારનો છે એટલે કે બોજા વગરની મીલ્કત ઉપર જેટલી જવાબદારી રહે છે તેટલી જવાબદારી આ મીલ્કત ઉપર રહે છે. જ્યાં સુધી મરનારની મીલ્કત તેના વારસોના હાથમાં હોય ત્યાં સુધી તો હિંદુ વિધવા તે મીલ્કતથી પણ પોતાના ભરણપોષણના હક્કનો અમલ (કોર્ટ રાહે) કરાવી શકે છે. પરંતુ સદર મીલ્કત મરનારના વારસ કે વારસોએ જાણીબુઝીને પણ વિધવાના હક્કથી અજાણ અને શુધ્ધબુધ્ધિથી કિંમત આપીને ખરીદનાર એવા કોઇ સખ્સને તબદીલ કરી દીધી હોય ત્યારે વિધવાને હાથ ઘસવાનો વારો આવે છે. એવા વારસોની જાત જવાબદારી નહીં હોવાથી અને મીલ્કત તબદીલ થઇ ગયેલી હોવાથી વિધવા તદન નિરાધાર અને નિરાશ્રીત બને છે. વસ્તુસ્થિતિ કાયદામાં આ પ્રમાણેની હોઇ, એક હિંદુ વિધવાને તેના જ પતિના વારસોની આશ્રીત થઇને અને તેમની જ દયા ઉપર જીવન નિભાવવાની ફરજ પડે છે. જ્યારે મરનાર કાંઇ વિભક્ત કે અવિભક્ત મીલ્કત મુકી ગયો ન હોય ત્યારે મરનારના કુટુંબમાં એક તેણીના પુત્ર સિવાય કોઇ પણ વારસદાર તેણીના ભરણપોષણ માટે કાયદેસર જવાબદાર નથી. મુંબાઇની વડી અદાલતે પહેલાં એવો સિધ્ધાંત સ્વિકાર્યો હતો કે "જો કોઇ વિધવા કુટુંબના નજદીકના અંગભૂતની પત્ની હોય (પિતા, પુત્ર, ભાઇ વિ.) અને તેણી તદ્દન નિરાધાર હોય તો તેણીનો મરનાર ધણી મરણ વખતે જુદો હોય તેમ છતાં કુટુંબના બીજા અંગભૂતો તેણીનાં ભરણપોષણ માટે કાયદેસર રીતે પણ જવાબદાર રહે છે. આ સિધ્ધાંતના દ્રષ્ટિબિંદુથી ઠરાવ થયેલા કેસોનું પ્રમાણ (Authority) પાછળથી મંજુર રાખવામાં આવ્યું નથી* અને આજે હિંદુસ્તાનની દરેક વડી અદાલતો મુંબઇની વડી અદાલતનાં પાછળથી બદલાયલાં દ્રષ્ટિબિંદુની જ તરફેણ કરે છે.

ભરણપોષણની રકમ નક્કી કરવા માટે કાયદામાં કાંઇ એક ચોક્કસ નીયમ નથી. દરેક કેસની વસ્તુસ્થિતિ તથા સંજોગો જુદા હોય છે. પરંતુ તે નક્કી કરતી વખતે, મરનાર તેમજ વિધવાની સ્થિતિ તથા તેમનો દરજ્જો, મરનારની મીલ્કતની કિંમત તેમજ વિધવાની વ્યાજબી જરૂરીયાતો વિગેરે બાબતો ઉપર ખાસ ધ્યાન રાખવામાં આવે છે. શ્રીયુત હરબિલાસ શારદાએ, વડી ધારાસભામાં વિધવાના ભરણપોષણની રકમ નક્કી કરવાના નિયમોવાળું એક બીલ રજુ કર્યું છે. આ

* જુઓ પાનું ૬૦૮, મેઇનનો "હિંદુ લો એન્ડ યુસેજ."

બીજાની વિગતવાર કલમોની માહીતી નહીં હોવાના સબબે તેના ગુણદોષ ઉપર અત્રે વિવેચન થઇ શકે તેમ નથી. છતાં હિંદુ સ્ત્રીઓને જ્યાં સુધી પુત્રી તરીકે પિતાની અને વિધવા તરીકે પતિની મીલ્કતમાંથી અમુક હિસ્સો મળે એવા નિયમો વિચારાય નહિં ત્યાંસુધી તેમની જીંદગી દુઃખી અને બીજાના આશ્રીત તરીકે પરાધીન થવા માટે નિર્માયલી છે.

વળી, વૈધવ્ય દરમ્યાન વિધવાએ તદન નિર્મળ અને પવિત્ર જીવન ગાળવું જોઇએ એવું હિંદુ ધર્મશાસ્ત્રનું પવિત્ર ફરમાન હોવાથી ભરણપોષણના હકનો અમલ તેણી પતિવ્રતાપણું સાચવીનેજ કરાવી શકે છે. અંદરખાનેના કરારથી અગર હુકમનામું મેળવ્યાથી પણ સંપાદન કરેલો આ હક જો તેણી પતિવ્રતા (chaste) ન રહે તો ગુમાવે છે. પાછળથી જો તેણી ફરીથી નીતિમય જીંદગી ગુજારતી થાય તો તેણી ફક્ત જીવન ટકાવી રાખવા પુરતુંજ ભરણ-પોષણ મેળવી શકે છે. પુનર્લગ્ન કરવાથી પણ તેણી આ હક ગુમાવે છે. અલ્હાબાદની વડી અદાલત સિવાય બીજી બધી અદાલતો "પુનર્લગ્નથી વિધવા ભરણપોષણનો હક ગુમાવે છે" એવો મત ધરાવે છે. અલ્હાબાદ હાઇકોર્ટના મત પ્રમાણે જો વિધવા તેણીની કોમમાં અનુસરાતા રિવાજ પ્રમાણે પુનર્લગ્ન કરી શકે છે તેવી વિધવા આ હક પુનર્લગ્ન કરીને પણ ગુમાવી શકતી નથી અને તેણીના પ્રથમ વારના પતિની મીલ્કતમાં તેના મરણ બાદ જે હક અને હીત ધરાવતી હતી તે પુનર્લગ્ન કર્યા બાદ પણ કાયમ રાખી શકે છે.

ભરણપોષણના હક સંબંધી ઉપર પ્રમાણે હિંદુ કાયદાના નિયમો છે તે ઉપરથી આપણે સ્હેજપણ અચકાયા વગર અતિશયોક્તિ કર્યા વગર કહી શકીએ તેમ છીએ કે હિંદુ વિધવા જ્યારે તેણી તેના મરનાર ધણીની વારસદાર બનવા જેટલી ભાગ્યશાળી બનતી નથી ત્યારે તેણીની સ્થિતિ અતિશય દુઃખી અને દયાજનક બને છે. અને હિંદુ સમાજમાં વિધવા કવચીતજ તેણીના મરનાર ધણીની વારસ બને છે. ઘણી વખત એમ પણ બને છે કે તેણીના ધણીના જીવન દરમ્યાન તેણી ઘણી સારી રીતે અને અનેક જાતની સગવડોવાળું જીવન ગુજારતી હોય છે જ્યારે ધણીના અવસાન બાદ તેને તેનું પેટ ભરવા માટે પણ બીજાઓ પાસે હાથ લંબાવવાની અતિ દુઃખી અને શરમજનક ફરજ પડે છે. આ વસ્તુસ્થિતિ ખરેખર દરેકનાં દીલ કંપાવે તેવી છે અને તેથી તેમાં જેમ બને તેમ જલ્દી ધારાસભાઓ મારફત મૂલગત પરિવર્તન કરાવવાની જરૂર છે.

## પ્રકરણ ૧૫ મું

હિંદુ કાયદાથી શાસીત થતી સ્ત્રીઓ સિવાયની બાકીની હિંદુ સ્ત્રીઓની આ હક સંબંધી શી સ્થિતિ છે તે હવે આપણે તપાસીએ: હિંદુ સ્ત્રીઓના બાકી રહેલા આ વર્ગમાં કેટલીક મરૂમક્કટ્ટાયમ કાયદાથી શાસિત થાય છે. આ સ્ત્રીઓ મલબાર અને તેની આસપાસના પ્રદેશમાં વસે છે. બાકીની સ્ત્રીઓએ તેમનું લગ્ન રજીસ્ટર કરાવેલું હોવાથી (સીવીલ મેરેજની પદ્ધતિએ) તેઓની ઉપર "ધી સ્પેશ્યલ મેરેજ એક્ટ"નો અધિકાર પ્રવર્તે છે. આ તેમજ બીજી કોમોની સ્ત્રીઓના આ હકનું વિવેચન આગળ કરીએ તે પહેલાં અત્રે ફરીથી યાદ લાવવાની જરૂર

છે, કે વિધવા તરીકે આ સ્ત્રીઓ તેમના મરનાર ધણીના અમુક અંશ સુધી વારસદાર બનતી હોવાથી તેઓ ભરણપોષણનો હક્ક ભોગવતી નથી. આ કારણે પુત્રી તેમજ પત્ની તરીકેના તેમના આ હક્કનું વિવેચન આપણને કરવાનું રહે છે.

મરૂમકક્ટટાયમ કાયદા હેઠળ, પત્ની સગીર સંતાનો ઉપરાંત અવિવાહિત પણ ઉમ્મર લાયક પુત્રીઓના ભરણપોષણની ફરજ તેમના પતિ અને પિતા ઉપર અનુક્રમે નાખવામાં આવેલી છે. આ કાયદો પતિ અને પિતા ઉપર આવી જવાબદારી નાખે છે તે ઉપરાંત કુટુંબની મીલ્કત જો ટારવાડ અગર ટવાઝી મીલ્કત તરીકે ઓળખાય છે* તે મીલ્કતને પણ જવાબદાર ગણે છે. ટારવાડના દરજ્જા અને તેની આવકને અનુલક્ષીને ભરણપોષણની રકમ નક્કી કરવામાં આવે છે તેમજ આ રકમ નક્કી કરતી વખતે અદાલતો અરજદારની સ્થિતિ, તેનો દરજ્જો તેમજ તેની વ્યાજબી જરૂરીયાતો પણ લક્ષમાં લઇને ઠરાવ કરે એવો કાયદાનો નિયમ છે. જો કોઇ પુત્રી અગર પત્ની ટારવાડ કુટુંબની બહાર રહે તો પણ જો તેણી કોઇ ગેરવ્યાજબી અગર અયોગ્ય કામ માટે તે પ્રમાણે રહેતી ન હોય ત્યાંસુધી તેણીને ઉપર પ્રમાણેનો ભરણપોષણનો હક્ક રહે છે.

મરૂમક્કટટાયમનો કાયદો ખાસ કરીને હિંદુ તેમજ મોહેમેડન કાયદા કરતાં ભરણપોષણની વ્યાખ્યા કરવામાં ઘણો વધારે ઉદાર છે. હિંદુ તેમજ મોહેમેડન કાયદાઓ હેઠળ ભરણપોષણમાં ફક્ત ખાવાને અન્ન અને પહેરવાને વસ્ત્ર તેમજ અવિવાહીત પુત્રી હોય તો તેને પરણાવવામાં જે ખર્ચ થાય તેનો સમાવેશ થાય છે. પરંતુ આ કાયદો એક પગલું આગળ વધે છે અને અંગ્રેજી મુદ્દાંતના અભ્યાસનો ખર્ચ સ્વીકારે છે એટલું જ નહિં પણ દવાદારૂ તેમજ એવી બીજી જરૂરની વસ્તુઓના ખર્ચનો પણ સમાવેશ કરે છે. હિંદુ તેમજ મોહેમેડન કાયદાઓ જ્યારે ભરણપોષણમાં જીવનની ફક્ત પ્રાથમીક જરૂરીયાતોનો વિચાર કરે છે ત્યારે આ કાયદો મનુષ્યજીવનની વધુ ઉત્કર્ષતાની પણ ભાવના ભૂલી જતો નથી.

ધી સ્પેશીયલ મેરેજ એક્ટ હેઠળ અને તેના કાનુનો મુજબ લગ્ન રજીસ્ટર્ડ કરાવતી હિંદુ, શીખ, જૈન, બુધ્ધ તેમજ બીજી કોમોની મહીલાઓ પણ આ હક્કથી વંચીત નથી. જો કે આ કાયદામાં આ આ હક્કનો કાંઇ ઉલ્લેખ જણાતો નથી તેમ છતાં હિંદની દરેક કોમોને લાગુ પડતા ક્રીમીનલ પ્રોસીજર કોડની કલમ ૪૮૮ હેઠળ તેઓ આ હક્ક ભોગવે છે. આ કલમ હેઠળ કોણ કોણ, કયારે અને કેવી રીતે આ હક્ક ભોગવે છે તેનું વિવેચન આગળ આપણે કરી ગયા છીએ અને તેથી તેનું પુનરાવર્તન કરવાની જરૂર નથી. અત્રે એ કહેવાની જરૂર નથી કે તેઓનો આ હક્ક તેમના પિતા અને પતિની જીંદગી સુધી ચાલુ રહે છે. તેમના મરણ બાદ તેઓને મરનારની મીલ્કતમાંથી ભરણપોષણના કરતાં વધુ વિશાળ એવો અમુક ચોક્કસ હિસ્સાનો વારસા હક્ક મળે છે.

પારસી તેમજ ક્રીશ્ચિયન મહીલાઓની સ્થિતિ પણ આવી જ છે. તેઓ પણ તેમના કોઇ કાયદાઓમાં ભરણપોષણ માટે ઉલ્લેખ નહીં હોવા છતાં ક્રીમીનલ પ્રોસી-

---

* મરૂમક્કટટાયમ કાયદામાં અવિભક્ત કુટુંબની મીલ્કત ટવાઝી (Tavazhi or Tarwad Properties) અગર ટારવાડ મીલ્કત તરીકે ઓળખાય છે. અવિભકત કુટુંબ "ટારવાડ" તરીકે ઓળખાય છે.

જરની કલમ ૪૮૮ હેઠળ આ હક્ક ભોગવે છે.

પરંતુ મોહમેડન કાયદો મુસ્લીમ બાનુઓ –પુત્રી અને પત્ની–ના આ હક્કનો સ્પષ્ટ સ્વીકાર કરે છે મોહમેડન કાયદો એક પિતાને તેની અવિવાહીત પુત્રીનુ લગ્ન થતા સુધી અને લગ્ન થયા બાદ છુટાછેડા કર્યા પછી અને વૈધવ્ય પ્રાપ્ત થયા પછી પૂનર્લગ્ન ન થાય ત્યા સુધી એ પુત્રીનુ ભરણપોષણ કરવાની ફરજ નાખે છે.* મુસ્લીમ પુત્રીઓનો આ હક્ક તેમની માતાની મીલ્કત સુધી પહોંચે છે કોઇ સંજોગોમા એક મુસ્લીમ પિતાની આર્થિક સ્થિતિ સારી ન હોય પરંતુ તેની ઓરતની સ્થિતિ સારી હોય તો એ પતિની પુત્રી તેની માતા પાસેથી ભરણપોષણ માગી શકે છે. જો કે પાછળથી પિતાની સ્થિતિ સુધરતાં તેણીનુ ભરણપોષણ કરવાની ફરજ પ્રથમ તેણીના પિતા ઉપર આવી રહે છે આમ એક મુસ્લીમ પિતા તેની દિકરીનું પોષણ કરવાને કાયદેસર રીતે પ્રથમ બંધાયલો છે અને તેમ કરવામા જો તે એન્કારી બતાવતો હોય અગર ના પાડતો હોય તો તેણી ક્રીમીનલ પ્રોસી જરના કાયદાનો આશ્રય લઇ તેની પાસેથી ભરણપોષણ મેળવી શકે છે

પત્ની તરીકે એક મુસ્લીમ ઓરતનો કેસ કંઇક અંશે જુદો અને વિચિત્ર છે મુસ્લીમ કાયદાનો સામાન્ય નિયમ એવો છે કે એક મુસ્લીમ પત્ની તેના ખાવિંદ પાસેથી ભરણપોષણ મેળવવા હક્કદાર છે અને પ્રથમદર્શીય એક મુસ્લીમ પતિ તેની મહેરદારનું ભરણપોષણ કરવાને બંધાયેલો છે પરંતુ જ્યારે આપણે એ કાયદાનું બારીકીથી અવલોકન કરીએ છીએ ત્યારે આપણને આશ્ચર્ય થયા સિવાય રહે નહિ, કે ઉપર બતાવેલા સામાન્ય નિયમ સાથે એવો પણ સિદ્ધાંત સ્વિકારાયલો છે કે પતિની જવાબદારી અને પત્નીનો હક્ક તેણી જ્યાસુધી તેણીના ખાવિંદને ઉપયોગી થવાની શક્તિ ધરાવતી હોય ત્યા સુધી તે કાયમ રહે છે, આથી એક મુસ્લીમ મહીલા જાતીય સહવાસ માટે ઉમ્મરલાયક ન હોય અગર હઠીલી હોય અને કોઇપણ જાતના વ્યાજબી કારણ વગર ના પાડતી હોય અગર તેના કાબુની બ્હાર તેણીને રાખવામા આવતી હોય ત્યારે તેણીને તેની પાસેથી ભરણપોષણ મંગવાનો હક્ક રહેતો નથી

પરંતુ જ્યારે તેણી હક્કદાર હોય છે ત્યારે દીવાની કોર્ટોનો આશ્રય લઇ પોતાના હક્કનો અમલ કરાવી શકે છે તેણી ક્રી. પ્રો કો ની કલમ ૪૮૮ હેઠળ પણ આ હક્કનો અમલ કરાવી શકે છે પરંતુ આ હક્કનો તેણીના લગ્નજીવનના અંત સાથે અંત આવે છે વિધવા થતા અગર છુટાછેડા મેળવ્યા પછી આ હક્ક ચાલુ રહેતો નથી જો કે છુટાછેડા થયા પછી "ઇદ્દત" ની મુદ્દત સુધી તેણીનુ ભરણપોષણ કરવાની ફરજ તેણીના ખાવિંદની રહે છે

પરંતુ તેણીના જ કોઇ ગુન્હાહીત કૃત્યથી લગ્નજીવનનો અંત આવ્યો હોય તો અગર શીયા અને સુની કાયદા પ્રમાણે અપરિવર્તનીય (Irrevocable) છુટાછેડા થયા હોય અને તેણી હમેલવાળી ન હોય તો તેણીને 'ઇદ્દત'ની મુદત દરમ્યાન પણ ભરણપોષણ મળી શકતું નથી. વૈધવ્ય પ્રાપ્ત થતાં તેણી તેણીના મર-

*મદ્રાસની વડી અદાલતે ૩૬ મદ્રાસ ૨૮૫ ના કેસમા વિધવા થયેલી અને છુટાછેડા લીધેલી દિકરીઓના ભરણપોષણની કાયદેસર ફરજ તેમના પિતા ઉપર નથી એમ ઠરાવ્યું છે.

નાર ખાવિંદની મીલ્કતના અમુક હિસ્સાની વારસદાર બને છે.

શીયા અને સુન્નીઓમાં ભરણપોષણના હક્ક સંબંધમાં કાંઈ ખાસ તફાવત નથી. શીયા કાયદા પ્રમાણે લગ્ન હંગામી (Temporary) પણ થઇ શકતું હોવાથી આ લગ્નને મોહેમેન કાયદામાં મુટા-લગ્નથી ઓળખવામાં આવે છે. જો સ્પષ્ટ કરાર ન હોય તો હંગામી મહેર-દારને આવી રીતે ભરણપોષણ મળી શકતું નથી.

બુધ્ધીસ્ટ મહીલાઓ પણ તેમના કોમી કાયદા હેઠળ તેમજ ક્રી. પ્રો. કોડની કલમ ૪૮૮ હેઠળ તેમની બીજી બ્હેનોની માફક ભરણપોષણનો હક્ક ધરાવે છે. એક બુધ્ધીસ્ટ પિતાના અવસાન બાદ તેની દિકરીનો ભરણપોષણનો હક્ક મરનારની મીલ્કત પાછળ જાય છે એટલે કે મરનારનો વારસ જવાબદાર બને છે. તેવી જ રીતે બુદ્ધ ધર્મ પાળતી બુધ્ધીસ્ટ પત્ની પણ આ હક્ક ઉપર પ્રમાણે ભોગવે છે. પતિની ક્રુર અને ઘાતકી વર્તણુકને લઇને તેણીને જુદા રહેવાની ફરજ પડી હોય તો હિંદુ મહીલાઓની માફક તેણી પણ જુદું ભરણપોષણ માગી શકે છે.



# સામાન્ય માણસની પહેલી અને અસામાન્ય માણસની છેલ્લી નબળાઇ

## ખુશામત

: લેખક :
દયાશંકર ભ. કવિ.

માનવજાતમાં જો કોઈપણ વર્ગ અતિશય તિરસ્કારને પાત્ર હોય તો તે ખરેખર ખુશામતખોરોનો ઉર્ફે મસ્કા-નસોનો વર્ગ છે એમ. મ્હારૂં માનવું છે એટલું જ નહિ પણ ઘણાયે માણસોનું માનવું છે ચોમેરથી અતિશય તિરસ્કારની તીવ્ર લાગણીઓ અને ક્રર ધણાની નજ-રોની કાતીલ ઝડી વરસી રહેલી હોવા છતાંય એ મસ્કાદાસો ઉર્ફે ખુશામતખો-રોની જમાતને જરા જેટલીય ઉની આચ આવી નથી પણ એથી ઉલ્ટું એ જમાત દિનપ્રતિદિન અજબ ગતિથી વધતી રહી છે એટલું જ નહિ પણ જબ્બર જોરપૂર્વક જામતી રહી છે. જરા બારીક નજરથી જોવામાં આવતાં સ્પષ્ટ જણાય છે કે દુનિયાને હંમેશાં દંભમાંજ રચ્યાંપચ્યાં રહેવાનું પસંદ છે. દુનિ-યાના ચારે ખુણામાં ખુશામતના ખજા-નાઓ અને મસ્કાના ડબ્બાઓ અગણીત સંખ્યામાં ઠલવાતા જણાય છે ચારે દિશામાં ભજવાઇ રહેલા દંભના ખૂની જલ્સાઓના ભયંકર ભપકાઓથી સારીયે દુનિયા અંજાઇ ગઇ છે. દુનિયા દંભમાં માથાબૂડ ડુબેલી છે, અને એ માથાબૂડ દંભમાં જે ડુબ્યો નથી તે આ દુનિયામાં જીવતાં મુઓ ગણાય છે.

એ માથાબૂડ દંભમાં ડુબેલી દુનીયામાં પોતાનો માર્ગ સરળ કરવાનો એક અકર ઉપાય ખુશામતખોરી છે. આ દંભમાં ડુબેલ દુનિયામાં વિજયપૂર્વક જીવનનૌકા પાર ઉતારવા માટે ખુશામતની અજબ કરામત જાણી, શીખી લેવાની ખાસ જરૂર છે. ઘણાયે માણસો ખુશામતને એરેબીયન નાઇટ્સમાં આવતા અલા-દીનના જાદુઇ ફાનસની ઉપમા આપે છે, કારણ કે ખુશામત--મસ્કાપાલીસીથી કોઇ પણ જાતની શારીરિક કે માનસિક મહેનત મજુરી વગર જીંદગીની દરેક જરૂરીઆતો, મોજમજાહો અને અયશ-આરામો ભોગવવાનો અબાધિત અધિકાર-અમર પટો પ્રાપ્ત કરી શકાય છે. ખુશામત કરવા ની કે મસ્કા લગા-વવાની કળા હસ્ત ગત કરવામાં બીજી વિદ્યાની જેમ વધુ

નાર ખાવિંદની મીલ્કતના અમુક હિસ્સાની વારસદાર બને છે.

શીયા અને સુન્નીઓમાં ભરણપોષણના હક્ક સંબંધમાં કાંઈ ખાસ તફાવત નથી. શીયા કાયદા પ્રમાણે લગ્ન હંગામી (Temporary) પણ થઇ શકતું હોવાથી આ લગ્નને મોહેમેન કાયદામાં મુટા-લગ્નથી ઓળખવામાં આવે છે. જો સ્પષ્ટ કરાર ન હોય તો હંગામી મહેરન-દારને આવી રીતે ભરણપોષણ મળી શકતું નથી.

બુધ્ધીસ્ટ મહીલાઓ પણ તેમના કોમી કાયદા હેઠળ તેમજ ક્રી. પ્રો. કોડની કલમ ૪૮૮ હેઠળ તેમની બીજી બ્હેનોની માફક ભરણપોષણનો હક્ક ધરાવે છે. એક બુધ્ધીસ્ટ પિતાના અવસાન બાદ તેની દિકરીનો ભરણપોષણનો હક્ક મરનારની મીલ્કત પાછળ જાય છે એટલે કે મરનારનો વારસ જવાબદાર બને છે. તેવી જ રીતે બુદ્ધ ધર્મ પાળતી બુધ્ધીસ્ટ પત્ની પણ આ હક્ક ઉપર પ્રમાણે ભોગવે છે. પતિની ક્રુર અને ઘાતકી વર્તણુકને લઇને તેણીને જુદા રહેવાની ફરજ પડી હોય તો હિંદુ મહીલાઓની માફક તેણી પણ જુદું ભરણપોષણ માગી શકે છે.



# સામાન્ય માણસની પહેલી અને અસામાન્ય માણસની છેલ્લી નબળાઇ

# ખુશામત

લેખક: દયાશંકર ભ. કવિ.

માનવજાતમાં જો કોઈ પણ વર્ગ અતિશય તિરસ્કારને પાત્ર હોય તો તે ખરેખર ખુશામતખોરોનો ઉર્ફે મસ્કાદામોનો વર્ગ છે એમ. મ્હારૂં માનવું છે એટલું જ નહિ પણ ઘણાયે માણસોનું માનવું છે. ચોમેરથી અતિશય તિરસ્કારની તીવ્ર લાગણીઓ અને ક્રર ધૃણાની નજરોની કાતીલ ઝડી વરસી રહેલી હોવા છતાંય એ મસ્કાદામો ઉર્ફે ખુશામતખોરોની જમાતને જરા જેટલીય ઉની આંચ આવી નથી પણ એથી ઉલ્ટું એ જમાત દિનપ્રતિદિન અજબ ગતિથી વધતી રહી છે એટલું જ નહિ પણ જમ્બર જોરપૂર્વક જામતી રહી છે. જરા બારીક નજરથી જોવામાં આવતાં સ્પષ્ટ જણાય છે કે દુનિયાને હંમેશાં દંભમાં જ રચ્યાંપચ્યાં રહેવાનું પસંદ છે. દુનિયાના ચારે ખુણામાં ખુશામતના ખજાનાઓ અને મસ્કાના ડબ્બાઓ અગણીત સંખ્યામાં ઠલવાતા જણાય છે ચારે દિશામાં ભજવાઇ રહેલા દંભના ખૂની જલસાઓના ભયંકર ભપકાઓથી સારીયે દુનિયા અંજાઇ ગઇ છે. દુનિયા દંભમાં માથાબૂડ ડુબેલી છે, અને એ માથાબૂડ દંભમાં જે ડુબ્યો નથી તે આ દુનિયામાં જીવતાં મુઓ ગણાય છે.

એ માથાબૂડ દંભમાં ડુબેલી દુનીયામાં પોતાનો માર્ગ સરળ કરવાનો એક અફર ઉપાય ખુશામતખોરી છે. આ દંભમાં ડુબેલ દુનિયામાં વિજયપૂર્વક જીવનનૌકા પાર ઉતારવા માટે ખુશામતની અજબ કરામત જાણી, શીખી લેવાની ખાસ જરૂર છે. ઘણાયે માણસો ખુશામતને એરેબીયન નાઇટ્સમાં આવતા અલાદીનના જાદુઇ ફાનસની ઉપમા આપે છે, કારણ કે ખુશામત-મસ્કાપાલીસીથી કોઇ પણ જાતની શારીરિક કે માનસિક મહેનત મજુરી વગર જીંદગીની દરેક જરૂરીઆતો, મોજમજાહો અને અયશઆરામો ભોગવવાનો અબાધિત અધિકાર-અમર પટો પ્રાપ્ત કરી શકાય છે. ખુશામત કરવાની કે મસ્કો લગાવવાની કળા હસ્તગત કરવામાં બીજી વિદ્યાની જેમ વધુ

મુશ્કેલી પડતી નથી. લુલીબાઈ-જીભને જરા મીઠી, મધઝરતી અને શીરીન બનાવવાથી ખુશામતની કળા સદ્ય સિદ્ધ થાય છે. ખુશામતથી મહાન મુશ્કેલ કાર્યો પણ સહેલાં થઇ પડે છે. રતિપતિ કામદેવના કાતીલ બાણની માફક ખુશામતના મધઝરતા મીઠા શબ્દ બાણથી અદ્રશ્ય પણ સચોટ અસર થાય છે અને અતિશય કઠણ ગણાતા કાલમીંઢ વજ્ર હૃદયોને પણ મલાવા કે પટામણાના પરમ અસ્ત્રથી છેદી શકાય છે.

**આ**ત્મપ્રશંસા સાંભળવાની, મુલક મશહુર થવાની અને વિશ્વમાં વાહવાહ બોલાવવાની વૃત્તિ જે આપણામાં અપાર નિર્બળતા સંચાર કરી રહી છે તેને લીધે જ ખુશામતની ફત્તેહના ડંકા વાગી રહ્યા છે. આપણે બધાય પ્રશંસા માટે ભૂખ્યા ડાંસ હોઇએ છીએ. એમાં થયેલ ગમે તેટલી હલકી અને મલીન વસ્તુઓના ભેળસેળથી પણ આપણને અણગમો ઉત્પન્ન થતો નથી. વ્યાજસ્તુતિ સાંભળવાની વૃત્તિ માનવી માત્રના અંતઃકરણમાં ઊંડું ઘર કરી રહી છે. ઇંગ્લાંડનો મહાન સુરદાસ કવિ મહામતિ મિલ્ટન આને ઉમદા મગજોની નિર્બળતાની અંતિમ અવસ્થા કહે છે, જ્યારે મહાન તત્વચિંતક રસ્કીન આને નિર્બળ મગજની આદ્ય અશક્તિ તરીકે ઓળખાવે છે. કળા અને વિજ્ઞાનની દરેક બાબતમાં આપણે પારંગત ગણાવાની મહત્વાકાંક્ષા સેવીએ છીએ. પારંગત-ઉસ્તાદ થવાની ઇચ્છા આપણે કદીયે કરતા નથી કારણ કે તે કદીયે શક્ય બનવાનો સંભવ લાગતો નથી ફક્ત પારંગત-ઉસ્તાદ છીએ એમ દેખાવાની-ગણાવાની આપણામાં હંમેશાં ઉત્કટ ઇચ્છા રહ્યા કરે છે. વાસ્તવિક વસ્તુ સ્થિતિ આ પ્રકારની પ્રવર્તતી હોવાથી જે માણસો એ ખુશામતખોરીની-મસ્કાપાલીસીની વિદ્યામાં પારંગત હોય છે તેઓ આપણા મિથ્યાભિમાનને ભારોભાર અને અમર્યાદ રીતે પ્રશંસાના પુષ્પો વેરીને સંતોષે છે. માણસો વ્યાજસ્તુતિ અને મસ્કાપાલીસીથી એટલા બધા મંત્રમુગ્ધ બની જાય છે કે તેમને ખબર રહેતી નથી કે આ મોઢે ચઢી વખાણ કરનારાઓ અને પછવાડે ચાડી ચુગલી કરનારાઓ વચ્ચે કાંઇ ફરક જ નથી.

**ખુ**શામતખોરીનો આશ્રય માનવજાતિનો અસભ્ય અને અર્ધદગ્ધ વર્ગ જ લે છે એવું કાંઇ નથી. દુનિયાની મહાનમાં મહાન ગણાતી વ્યક્તિઓએ ખુશામત અને મસ્કાપાલીસી કરી છે અને તેય તે બહુ જ સુંદર રીતે કરી છે એનાં ઇતિહાસમાં અનેક દ્રષ્ટાંતો મોજુદ છે. લોર્ડ બેકન્સફીલ્ડ તો ખુશામતખોરોનો ખાં ગણાતો હતો. એક પ્રખ્યાત લેખકના કહેવા મુજબ 'તે ખુશામત કરવામાં અજોડ હતો. એની માફક કોઇ પણ વ્યક્તિએ લાંબા સમય સુધી મોટા પ્રમાણમાં, અજબ હિંમત, આગ્રહ, કુશળતા અને વિજયપૂર્વક ખુશામત કરી નથી." કેવી અજબ સિદ્ધિ!! લોર્ડ બેકન્સફીલ્ડે પોતાની ઉત્તરાવસ્થામાં મેથ્યુ આરનોલ્ડ સમક્ષ એક દિવસ દિલનો એકરાર કરતાં કહ્યું હતું કે 'હું ખુશામતખોર છું એમ દુનિયાને કહેતાં તો તમે સાંભળ્યું હશે. ખુશામતખોર બનવું એ કાંઇ ગુન્હો નથી. મ્હને તો તે બહુ જ લાભદાયી માલમ પડે છે. દુનિયામાં એવી એક પણ વ્યક્તિ નથી કે જેને ખુશામત પસંદ પડતી નથી, અને જ્યારે રાજવંશીની ખુશામત કરવાનો પ્રસંગ આવી પડે ત્યારે તો તેનો એક હથિયાર તરીકે ઉપયોગ કરવો ઘટે છે." ડીઝરાઇલીને એવો ઉપયોગ કરતાં આવડતો હતો અને તે તેમાં બીનહરીફ હતો. મહારાણી વિક્ટોરીઆ પાસે દરેક વિષ-

પ્રશંસા પુષ્પો ચઢાવવાં જોઇએ છે. હમેશા અતિશયતા જ ખરાબ છે. કોઇ વ્યક્તિને ખુશ કરવા માટે કે તેની પાસેથી પોતાનો સ્વાર્થ સાધવા માટે જ જાણીબૂઝીને સત્યનું ખૂન કરીને ખોટી ખુશામત કરવી તે જ બહુ નિંદ્ય છે. ખુશામતખોરો તો જાણીબૂઝીને જ મીઠા અને મધઝરતા શબ્દપ્રયોગો વાપરે છે અને તેથી જ તેઓ અતિશય તિરસ્કારને પાત્ર છે.

"ત્યારે શું ખુશામતખોરની ખુશામત કરી શકાય કે?" તે એક વિચારણીય પ્રશ્ન છે. આ માટે આપણે લોર્ડ બેકન્સફીલ્ડની જીવનકથા પર દ્રષ્ટિપાત કરવો જોઇએ. ૧૮૭૮ ની સાલમાં બરલીનમાં યુરોપના રાજ્યોની એક પરિષદ ભરવાની હતી. એ સમયે પરિષદમાં ફ્રેંચ સર્વમાન્ય ભાષા હતી. લોર્ડ બેકન્સફીલ્ડને ફ્રેંચ ભાષા આવડતી ન હતી, અને એ પરિષદની ઉદ્‌ઘાટનક્રિયા તેને ફ્રેંચ ભાષામાં જ કરવાની હતી. આ માટે તેને પહેલાંથી જ બધી તૈયારી કરવી પડી હતી. ફ્રેંચ ભાષામાં ભાષણ તૈયાર કરાવીને તેણે ગોખીને મોઢે પણ કરી લીધું હતું. ઇંગ્લાંડમાં દરેકને ભય રહ્યા કરતો હતો કે જો લોર્ડ બેકન્સફીલ્ડ ફ્રેંચ ભાષામાં ભાષણ કરશે તો તે સારાયે યુરોપના હાસ્યપાત્ર થશે. પણ આ સત્ય સ્થિતિ તેને મોઢે જઇને કોણ કહે? લોર્ડ ઓડો રસેલે આ નાજુક કામ માથે ઉપાડ્યું."

"સાહેબ મ્હેં એક ભયંકર અફવા સાંભળી છે કે તમે આવતી કાલે ફ્રેંચ ભાષામાં પરિષદ ખુલ્લી મુકતાં ભાષણ કરવાના છો." લોર્ડ રસેલે બેકન્સફીલ્ડ પાસે જઇને કહ્યું.

"હા. હા. એમાં શું ખોટું છે?" લોર્ડ બેકન્સફીલ્ડે ઉત્તર આપ્યો 'બેશક, અત્યારે સારાયે યુરોપમાં તમારા જેવો કોઇ માણસ નથી કે જે એ પ્રમાણે કરી શકે પણ, સાહેબ, ફ્રેંચ ભાષામાં ભાષણ કરવું એ તો સાવ સામાન્ય બાબત છે. એ પરિષદમાં ઓછામાં ઓછા અડધો ડઝન જેટલા માણસો તો તે પ્રમાણે કરી શકે તેમ છે. પણ ત્યાં તમારા સિવાય બીજો કોણ અંગ્રેજીમાં ભાષણ કરે તેવો છે? આ પરિષદમાં તો યુરોપના જુદા જુદા રાજ્યોના પ્રતિનિધીઓ આવશે. તેમને ઈંગ્લાંડના તમારા જેવા એક પ્રતિભાશાળી પુરૂષના મુખથી બુદ્ધિસંપન્ન વાતો સાંભળવાની હોય એ સ્વાભાવિક છે. હવે સાહેબ એક જ પ્રશ્ન થાય છે શું તમે એ બધાયને નારાજ કરશો?" લોર્ડ ઓડો રસેલે પોતાને જે કહેવાનું હતું તે બધુંય સફાઇથી કહી દીધું. એની દલીલનો વિરોધ થઇ શકે તેમ ન હતું. બીજે દિવસે લોર્ડ બેકન્સફીલ્ડે પરિષદમાં અંગ્રેજી ભાષામાં જ પ્રમુખપદેથી ભાષણ કર્યું. ને ડીઝરાઇલીને લાગે કે તેની ફ્રેન્ચ ભાષા બેડોળ અને કઢંગી હતી અથવા લોર્ડ રસેલે તેની ખુશામત કરી છે તો તો તે બહુ જ વિવાદગ્રસ્ત વિષય બની જાય એવો હતો; પણ લોર્ડ બેકન્સફીલ્ડ ચતુર પુરૂષ હતો અને તે લોર્ડ રસેલના કહેવાનો અર્થ સમજી ગયો હતો. જો કુશળતાપૂર્વક ખુશામત કરવામાં આવે તો કોઇ ખુશામતખોર પણ ખુશામતથી બચી શકતો નથી એમ મ્હારૂં માનવું છે. ખુશામતથી સાંભળનારના મગજમાં ક્ષણીક ઉન્માદ કે કેફ ઉત્પન્ન થાય છે, અને એ પરિસ્થિતિમાં પોતાના માટે નહિ માનવા યોગ્ય બાબતોનેય માનવાની તેનામાં અજબ શક્તિ વિકાસ પામે છે. બેચેની શાંત કરનાર ઔષધની માફક આની અસર પણ બહુ જ મોહકારી છે. જો આનો ડોઝ વધુ પ્રમાણમાં લેવામાં આવે છે તો તે બધીયે બાજી ધૂળ મેળવી દે છે; અને જો યોગ્ય પ્રમાણમાં ડોઝ આપવામાં આવે તો તે ડોઝનો ભોગ બનેલ વ્યક્તિ સદૈવ ગુલામ બની રહે છે. મિથ્યાભિમાન માનવહૃદયનો એક જલદીથી જખમાઇ જાય તેવો ભાગ છે પણ જો વિવેકપૂર્વક ગલીપચી થાય તેવી રીતે તેને સંતોષવામાં આવે તો અલૌકિક પરિણામો આવે છે. આ રીતની અકસીરતા, પ્રબળતા કે નીતિમયતા પર વિવાદ કરવાનું કાર્ય મ્હારૂં નથી; કારણ દુનિયા ખુશામતની અજબ અસરથી કદીયે બચી નથી તેમ ભવિષ્યમાં બચી શકે તેમ લાગતું પણ નથી.

———

पमनी स्व. पत्निश्रीना स्मरणार्थे
श्री फार्बस गुजराती सभाने
શ્રીયુત રાધાલાલ આણંદજી ચાવડા
તરફથી સવિનય સપ્રેમ ભેટ.




લેખક·
**સોમાભાઇ ભાવસાર**

# કારાવાસ

ખંડ કાવ્ય

## [ પ્રવેશ ]

### [૧]

આજ ગાડીમા એકલ ન્હોતો
સાથ હતા પોલીસ,
સાથ હતા પોલીસ,
એક બે નહિ પણ સાચવવાને
સંખ્યામાં એ વીસ
બંધુકો હાથમાં શોભે
તમંચો કેડમાં ખોસે.

×

દોરડે મારા હાથ બે બાંધ્યા
બેડિયો વધારામાં,
બેડિયો વધારામાં;

બારણે બારણે પોલીસ બેઠી
ગાડીના ડબ્બામાં
વારે વારે નજર નાખે
બંધુકો તૈયાર રાખે.

×

બારને ટકે આવી પહોંચ્યા
જેલને ગર્ભદ્વારે,
જેલને ગર્ભદ્વારે;
નામ બોલી બોલી પૂછે અમને
સજા શી ત્હારે?
વળી ક્યા ગામના વાસી
મુસલમાન હિંદુ કે છો પારસી?

વજ્જર જેવાં જેલ કમાડ બે
સળિયા જાડા બમ,
સળિયા જાડા બમ;
દોડતે. હોને હાથી આવી
શિર અફાળે ધમ
થાયે તોએ સળિયો ન વાંકો
પડે નવ એક ત્યાં આંકો.

છેલ્લી વારનાં દરશન કીધ
ભૂમિનાં એક વાર,
ભૂમિનાં એક વાર;
કેદખાનાનાં ખૂલ્યાં બારણાં
પોલીસ આવે ચાર
ધકેલી જેલમાં દેતા
સીધા થોભવાનું કે'તા

## [ વસ્ત્ર પરિધાન ]

## [૨]

બાંડીયું એક છે અડધી બાંયનું
ભૂરી લીટીવાળું,
ભૂરી લીટીવાળું;
ચડ્ડી અને લંગોટ પછી મને
થાળી પોટ દે કાળું
સીસાના જેવું દેખાવે
ખાવાનું કેમ એમાં ફાવે!

×

શોચતો પહેરું લંગોટી ત્યાં
પોલીસ કે' ચાલો,
પોલીસ કે' ચાલો;
બહુત હો ગઇ દેર ન કરો
બિસ્તરા યે આલો
લગાના કોઇ ન દેરી
ચડ્ડીને લેઉં હું પહેરી.

×

બાંડીયાને પછી ઝટ પહેરી દઉં
થઇ જાતો તૈયાર,
થઇ જાતો તૈયાર;

"કૈસે ખડા હો"? બોલતો ત્યાં તો
આવે જમાદાર
મુકાદમ કયા સમાલો?
દો દો કી ફેલમેં ચાલો.

×

પીળી પાઘડી પીળી ચડ્ડી
અંગે સફેદ કોટ,
અંગે સફેદ કોટ;
દંડીકો કેડે લટકાવીને
જ્યાં ત્યાં મૂકે દોટ
હશે એ કોણ વિચારું
હું એની સામે ભાળું.

×

દો દો કી સબ ફાઇલમેં ચલો!
નહીં તો દુંગા ચોટ,
નહીં તો દુંગા ચોટ;
એક હાથે રહે બીસ્તરો લીધો
બાજે થાળી પોટ
સુણાવતો એ નેપથ્યે
ગયો લઇ જેલની મધ્યે

## [ સ્નાન અને ધોવણ ]

## [૩]

વાંક નીચે દયો પોટને થાળા
કોઇ ન ત્યાં રખડે,
કોઇ ન ત્યાં રખડે;

દસના ડંકા દરવાજેથી
કાને આવી અથડે
દો દો કી ફાઇલમેં ચાલો!
ન ચૂક હો જાય સમાલો!

બબ્બે જણુની કાખમાં સૌને
હોજ પરે લઇ જાય,
હોજ પરે લઇ જાય;
"હ્યો પાણી સબ" બોલતો વોર્ડર
ઉપર આંટા ખાય
બદનને એ મસળાવે
પાણી વિના ટટળાવે.

×

"ખડે હો જાના ! અબ ન ન્હાનાં !
બોલતો એ તાણી,"
બોલતો એ તાણી;
પાંચ પૂરાં હજી પોટ ભરીને
રેડયું ના પાણી
દંડો ત્યાં ઝટ ઉપડતો
બેહાલને બરડે પડતો.

જમુ ધુવે તેથી કપડાં સૌનાં
જાય રખે તૂટી,
જાય રખે તૂટી;
એથી ધોવા દપ્તા અંદર
એક મળે ફૂટી
સોડામાં કપડાં બાફે
ધોવાનો વખત નાંપે

×

ધોવું હોય તો ધોઇ લો આજે
પછી રજા ન મળે
પછી રજા ન મળે;
તેમ છતાં કોઇ કાયદો તોડી
હોજ પરે જો ફરે
એને ખટલે લઇ જાયે
આપે પછી બેડિયો પાયે.

## [હજામત]

## [૪]

આંખમાં આંસુ કોઇ દિ'ના'વે
હૃદય ના ધબકે
હૃદય ના ધબકે
કેદખાને આ આંસુ શાને
કોણ મને ચટકે
આવ્યો એક માનવી પ્હાડી,
મારી આજ બોડવા દાઢી.

×

દેખાવમાં જેમ માનવી પ્હાડી
અસ્તરો તેમ પ્હાડી
અસ્તરો તેમ પ્હાડી
ધાર છે બૂઠી, વધારામાં મારી
ચામડી છે જાડી
મથી મથી જાયે થાકી
થાતી તોય દાઢી ન પાકી

×

ધીરે ધીરે ફેરવજે ભાઇ
ખૂબ બળે છે લા'ય
ખૂબ બળે છે લા'ય,

બોલતો ના એ મુંગે મોંએ
માથું બોડતો જાય,
બબણતી માંખો આવે
ગગણતી એ મુંઝાવે.

×

બેંસને મુડતાં આપણને જેમ
આંચકો ના આવે
આંચકો ના આવે
કેદખાનામાં મુંડવું આમજ
અમને તો ફાવે.
ભાઇ અમે નાઇ ન જાતે
ગાંધી સૂંઢ કાંકરે થાયે.

×

હાશ ! હવે થઇ પૂરી હજામત
ફંદેથી છૂટયો,
ફંદેથી છૂટયો
દાઢીએ માથે હાથ ફેરવતા
શ્વાસ મારો ખૂટયે
થાતી મને વેદના ભારી
કપાણી ચામડી મારી.

## [ ચકડી ]

### [૫]

ખીલડો ઝાલી શ્વાસ ચલાવી
કેરવું હું ચકડી,
કેરવું હું ચકડી;
નીસથા પાડે એ મને ના
બની ગઈ જ કડી
ન પડિયું એકે હાલે
મુકાદમ દંડો ઝાલે.

×

કાય, ઝાલાયે?" બોલતો આવી
દંડો ઉગામે,
દંડો ઉગામે;
ર દેતા હું અચ્છા ઉસડો
સાંભળી એ ધામે
પ્રભુને વિનવી કે'તો
ચલાવી ચકડી દેતો.

×

વેનતિ મારી એ સુણે ના
ફરતી ના ચકડી,
ફરતી ના ચકડી,
અંતરમાં મ્હેં માની લીધું
મરવાનું નકકી
કરૂં ખુબ મ્હેનત જોરે
ફરે તોય ચકડી ન ઓરે!

×

પગમાં બેડિયો રણકી ઉઠે
બારણે નીકળતામાં,
બારણે નીકળતામાં;
હીમ સમા ત્યાં વાયરા આવી
ધીરે રે બળતામાં
મુકિતનું દેતા સાટું
પડેલાને દેતા પાટું.

×

શ્વાસ ફરી લઇ જઇને ઝાલું
ચકડીનો ખિલડો
ચકડીનો ખિલડો
ઓઠ દબાવી ફેરવું જોરે
તોય ના હાલે પડો
ચકડી ડગ એક ના હાલે
મુકાદમ દંડો ઝાલે.

## [બાર વાગશે]

### [૬]

બાર ઉપર આ બેના ડંકા
કાન મારે અથડાય,
કાન મારે અથડાય
પીસવાના તોય દાણા મારા
હોય ના પુરા થાય
દળી દળી જાતો થાકી
રહે તોમ દાણા બાકી.

×

ઘંટી બાપ! તું ચાલજે જોરે
રીસે ના ભરાઇશ,
રીસે ના ભરાઇશ;
અંગ તમે મારાં થાકી ન જાશો
ગાણાં તમારાં ગાઇશ
પડયા ચક્કા સાથ રે! પાનાં
થયાં મને દોહ્યલાં વ્હાણાં.

×

ઘરર, ફરતી જેમ આ ઘંટી
તેમ ત્યાં ફરતો કોટ,
તેમ ત્યાં ફરતો કોટ;
કોટ કુદીને કોઇ ત્યાં આવી
ખોલે બિડયા ઓઠ
પડેલાને કઇશિ હું પાટું
મરેલો થઇશ ના બાપુ

શ્વાસ ભરાતો જાઉં હું થાકી
ચક્કી મૂકી દેઉં,
ચક્કી મૂકી દેઉં;
ગીતડું ઘોર ત્યાં ગાજી ઉઠે
આરામ શ્વાસ જ્યાં લેઉં
મુકાદમ ચાલ્યો આવે
જમાદાર સાથે લાવે.

ચાલુ ગયા થઇ ઘંટડી વાગી
ડંકા વાગ્યા ચાર,
ડંકા વાગ્યા ચાર;
પીસવાના માગ દાણા કેરો
તોય ન આવ્યો પાર
"તારા બાર વગશે આજે
ચોદિશ એ ગીતડું ગાજે."

## [ ખટલો ]

## [૭]

ખટલા ઉપર લેઇ જતા મને
જેલર સાહેબ આજ,
જેલર સાહેબ આજ;
કેમ કર્યું ના પૂરું રેશન
તને શરમ ન લાજ
ચાલો બડા સા'બની પાસે
મુકાદમ મારી વાંસે.

×

સુપરીનટેન્ડન્ટ પૂછે મુજને
કેમ ન કામ કીધું,
કેમ ન કામ કીધું;
જાણો છોને કામ કરો ના તો
મળશે રે સીધું
ગુસ્સે થઇ બોલે "ચાલો!
જવાબ મને ઝટ આલો!"

×

હાથ બતાવ્યા બેઉ મ્હેં એને
વિનવી કીધું ખૂબ,
વિનવી કીધું ખૂબ;
ફોલ્લા જોતાં ટેબલ ઉપર
હાથ પછાડે ધૂમ
"ચાલે ના એ કારાગારે"
'હજુ' હું શી રીત ત્યારે ?'

×

જવાબ છે ન તમારો સાચો
આપે ન પ્રશ્નને સ્થાન
આપે ન પ્રશ્નને સ્થાન;
કેદખાને તો ચક્કી પીસી
પૂરું દેવું કામ
બોલી એ ઉત્તર માગે
ભરાય આ દિલડું રાગે.

×

મૌન ઉભેલો જોઇ મને પછી
તુરત હુકમ દે,
તુરત હુકમ દે;
પૂરજો એને એકાંત કોટડે
જેલરને એ કે'
મુકાદમ બાવડું ઝાલે
આંસુ સરી ટપકે ગાલે

## [ અંધાર કોટડી ]

## [૮]

એક દંડિયા શી અંધાર કોટડી
ખાવા મને ધાય,
ખાવા મને ધાય;
હીમ સમા તળિયાના પત્થર
આવી ને ચંપાય
જોવા મારે આભ ન ઉંચાં,
આંખે જાણે માર્યા ડુચા.

સૂરજનાં મારે જોવાં ન કિરણ
તારા ને ચંદ્ર ન જોવા,
તારા ને ચંદ્ર ન જોવા;
આંખ છતાંયે અંધ શા મારે
ચક્ષુ બંને ખોવાં
અહીં નહિ દેવ ને દેવી
દશા કહો આ તે કેવી.

×

કોયલના ટહુકાર ન સુણવા
જોવા ના મળે મોર,
જોવા ના મળે મોર.
આભ ઉંચો આ કેદનો કિલ્લો
ઉભો સીધો દોર
શકે ના કોઇ રે આવી
જોવાં અહીં તાળાં ને ચાવી.

ખોરાકમાં મળે ખાવા રોટલા
ભાજીય તે ના તાજી,
ભાજીય તે ના તાજી;
પાથરવાને કાંબળ ઓઢવા
ચાદર ના તાજી
કેદી છો સૂકાઇ જાયે
કકડતી ટાઢ છો વાયે

×

કેદખાનામાં કેદી એટલે
ઢોર થકીયે નીચ,
ઢોર થકીયે નીચ;
પીલાય છે જેમ તલ ઘાણીમાં
એમ એ જેલની બીચ
જોતાં કંપારી વછૂટે
અને મારી નાડીઓ તૂટે.

## [ આપખુદી ]

## [૯]

નિંદરમાંથી ઝબકી જાગું
સુણી માર પોકાર,
સુણી માર પોકાર;
વોર્ડર બે ચાર ભેગા થઇને
કેદીને દેતા માર
માર્યો ઓ બાપરે કે'તો
પડયો પછડાઇ ધબ્ દેતો.
ગડદા – પાટુ, ધુબકા, ધોલો
આમળતા કોઇ કાન,
આમળતા કોઇ કાન;
માર ખાતો ને ચીસો પાડતો
કેદી થાય બેભાન
ધરીને ધીરજ ત્યારે
મુકાદમ ઉભા રે'ચારે

×

પાડોશીને પૂછું ભલા શો
કીધો એણે વાંક ?
કીધો એણે વાંક ?

સાન કરી સમજાવે એ મને
કેદી બિચારો રાંક
બીજા સાથે વાતડી કીધી
એથી આવી ખબરો લીધી,

×

કેદખાનામાં કેદી કેદી વચ્ચે
બોલવાની ય મનાઇ
બોલવાની ય મનાઇ,
પગમાં સાંકળ બિસ્તરે માકડ
જીભયે જાતી જડાઇ,
ખુલ્લું ના રાખે બારૂં
મારી દે જીવન તાળું,

×

કેદખાનામાં હુંય છું કેદી
મારા આવા હાલ,
મારા આવા હાલ
આપખુદી એ શોચતાં મારી
આંખડી થાતી લાલ
સહાય શેં એવો ધારો !
મૂંગાને શીદને મારો !

[ કેર ! ]

[ ૧૦ ]

ધોમ ધખ્યાતા ને આભમાં ઉંચે
સુરજ આવ્યો માથે,
સુરજ આવ્યો માથે;
પેટમાં તોયે અન્ન પડયું ના
કોદાળી હાથે
ઉપાડી ખોદતો જોરે
કાયા ના પાડતી ઓરે !

×

ખોદતાં ખોદતાં ધરતીમાંથી
નીકળે ઉની ઝાળ,
નીકળે ઉની ઝાળ,
હૈયામાંથી ખાધા વિણ તેમ
નીકળે હાય વરાળ
ભૂખે મારા અંગો ધ્રૂજે
મને બીજું કાંઇ ના સૂઝે.

×

કેદખાને હું આજ પડયો છું
પરાયો પરતંત્ર,
પરાયો પરતંત્ર;
બેડિયો મારા પાયની રણકે
જાણે કાળનું યંત્ર
પરાણે ખોદવા કે'તી
શકિત ના હૈયે રે'તી

×

હાથ ઉપાડું ખોદવા માટે
ઉપડવા પાડે ના
ઉપડવા પાડે ના;
પેટમાં પડિયો ખાડો ઉંડો
પુરવા પાડે હા
ન ખોદવું આ પ્રમાણે
એમીને જમવું ભાણે

×

ને ખાવાને મીટ માંડીને
દેખું રોટલા મેર
દેખું રોટલા મેર;
ત્યાં તો વાઘ શો સુરકી વોર્ડર
વર્તાવી દે કેર
પીઠે દંડીકા દે તો
મને એ ખોદવા કે'તો !

[દર્દીની દશા]

[ ૧૧ ]

દુખ થકી મારા અંગ પિડાતાં ને
હાડમાં આવે તાવ,
હાડમાં આવે તાવ;
દેવાખાને તોય દ્વાઇ ન આપી
પૂછે મારો ભાવ
પીડા ખૂબ પેટમાં થાતી
કેમે કરી એ ન સમાતી.
અંગ દુખે ત્યારે કવીનાઇન આપે
તાવ ચઢયેજ નળી,
તાવ ચઢયેજ નળી;
આંખ મેં દુખે આયોડીન 'ને
ગ્લીસરીનની સળી
ભલા એમ રોગ મટાડે
સાજાને માંદા પાડે,

દાદા! દાદા! બોલતાં બોલતાં
કેદીને હાંફ ચડે,
કેદીને હાંફ ચડે;
દાદાને તોય ના ફુરસદ મળતી
ક્ષણુ આવી ના મળે
પૂછે ના કેમ છે ભાઇ!
કે'વાનું છે તારે કાંઇ!

×

જીવ જતો હોય કેદી કેરો તોય
પેટનું હાલે ન પાણી,
પેટનું હાલે ન પાણી;

દાદા બેઠા ખુરસીમાં મોજે
કોણ જવાનું જાણી
મારી દઉં કાગળે મતું
બધું છે એકજ હથ્થુ

×

એક હથ્થુ આ રાજની સત્તા
એક હથ્થુ આ કેદ,
એક હથ્થુ આ કેદ,
કોઇ ખુલાસો માગશે ના વળી
કોઇ દર્શાવશે ભેદ,
કે'શે સૌ એ અવગતિયો
હશે પરભવનો ખટપટિયો



# તમારી ભવ્ય મોહકતા

## —સુંવાળી અને મૃદુ ચામડી.

આ ખુશબોદાર સાબુ કે જે કુદરતી અને શુધ્ધ તેલોમાંથી બનાવવામાં આવેલ છે તેના વડે એ ચામડીનું રક્ષણ કરો.



મોહક ચહેરાનું સૌંદર્ય સૌ કોઈ મેળવી શકે છે. માત્ર તે માટે કાળજી રાખવી જોઈએ—અને એક્સપર્ટો કહે છે કે સૌથી અગત્યની વસ્તુ એ છે કે ચામડીને બરાબર યોગ્ય રીતે ચોખ્ખી રાખવી, ફક્ત બહારની નહિ પરંતુ અંદરનાં છિદ્રો સુધ્ધાં.

આવી સંપુર્ણ ચોખ્ખાઈ એ "૫૦૧" ટોઇલેટ સાબુના ક્રીમ-યુક્ત મૃદુ ફીણોથી સહેલાઈથી આવે છે કે જે સાબુ, સુંદરતાને ઘટાડનાર જે કાંઇ મેલ હોય છે તે બધો કાઢી નાખે છે.

"૫૦૧" ટોઇલેટ સાબુ કુદરતી વનસ્પતી તેલોમાથી બનાવવામાં આવે છે—જે ઘણોજ શુધ્ધ અને મૃદુ છે અને કડક યાને નકામાં વસાણાઓથી મુક્ત છે તેમજ તેને જેરેમીનની ખુશબોથી મૃદુતાપુર્વક સુગંધી કરવામાં આવેલ છે. આવો શુધ્ધ હોવા છતાં, "૫૦૧" સાબુની કીંમત ઘણી ઓછી છે.

જાનવરોની ચરબીથી તે તદ્દન નીરાળો છે.




ટોમકો ટોઇલેટ સાબુઓ નીચે મુજબ છે:—
કમળ, જેસ્મીન ફ્રેગરી, કાર્નેશન, મોતી, લવન્ડર, હીના, ખસખસ, યુડીકોલોન અને જાય.




ટોમકો મેહસ ડીપાર્ટમેન્ટ:—
[illegible]

**ધી તાતા ઓઇલ મીલ્સ કું., લી.,**
તાતાપુરમ.

એ હાનીકારક કલ્પના અને તેની સંસ્થા

# ભગવાન......ધર્મ

( લેખકઃ—ચન્દ્રશંકર ગણપતરામ પંડયા )

દુનિયામાં સર્વત્ર આજકાલ "ધર્મની રક્ષા કરો", "ધર્મની પડતી થઇ રહી છે," એવા અવાજો અથડાઇ રહ્યા છે. કોઇ વખત મુસલમાન તો કોઇ વખત હિન્દુ જાતિ તરફથી આવા અવાજો વાતાવરણમાં ફેંકાય છે.

વધુમાં એમ પણ કહેવાય છે કે ધર્મની રક્ષા ન કરવાથી દેશ રસાતાલ જશે. પ્રલય ઉપસ્થિત થશે આવું કહેનારાઓ જરા પણ વિચારતા નથી કે તેમનું કથન કેટલું હાસ્યાસ્પદ છે.

ઇશ્વર અને ધર્મની કલ્પના પ્રાચીન છે. પૃથ્વીપર આજે અનેક ધર્મ–મત વિદ્યમાન છે. કેટલાક ધર્મ–મત હજારો, સેંકડો વર્ષોથી પ્રચલિત છે, અને કેટલાક થોડા જ સમયથી પ્રચલિત થયા છે. સમય સમય પર દેશ દેશમાં અનેક ધર્મ-સુધારક ઉત્પન્ન થયા છે અને પોતાની બુદ્ધિ અનુસાર પોતાના દેશમાં પ્રચલિત ધર્મ–મતોમાં સુધારો કર્યો છે, પણ ધર્મ–મતાનુયાયિઓએ તેમને ધર્મ–નાશક જ માન્યા છે. આ કારણે જ ધર્મ–મતોમાં અનેક સંપ્રદાયો ફાટયા છે.

પ્રત્યેક ધર્મ–મત પોતાનેજ મનુષ્ય–માત્ર માટે એક કેવળ સત્ય ધર્મ તરીકે રજુ કરે છે.

કેટલાક ધર્મ-મતાનુયાયિઓએ પોતાનાં ધર્મપુસ્તકને ઇશ્વરી પુસ્તક તરીકે જણાવેલ છે. કેટલાક ધર્મ–મતોએ પોતાના અનગંલ હકને

થોડા વખત પહેલાં આ જ વિષય પર શ્રી. બાવચંદ માવજી વડેરાએ લખેલો એક લેખ "નવયુગ" માં પ્રગટ થયો હતો. તે પછીથી આ વિષયને લગતા બીજા ઘણાએ લેખો અમને મળતા રહે છે. જુવાન ગુજરાતનું માનસ એ નુકશાનકારક ભ્રમણા તરફ સચેત બન્યું છે એ વાતનો આ સુન્દર પુરાવો છે. અમે પોતે ઇશ્વરવાદ અને ધર્મની સંસ્થાના વિરોધી હોવા છતાં આ વિષયને લગતો આ છેલ્લો લેખ જ "નવયુગ" માં પ્રગટ થાય છે એ સ્પષ્ટ કરી લેવાની જરૂર છે કેમકે હવે પછીથી આ જ વિષય પર લખનારા બીજા લેખકો એ લેખો અમારા તરફ મોકલી આપવાની તકલીફમાંથી ઉગરી જાય. આમ કરવામાં અમારો ઉદ્દેશ એ નથી કે "નવયુગ" માં તેને લગતી છણુવટ હવે પછી કરવામાં ન આવે. એ જાતનાં પ્રચારકાર્યની આવશ્યકતા તો છે જ અને હજુ ઘણો વખત રહેશે. પરંતુ આ જાતના લેખો લખનાર અને અમારી

સ્વીકાર કરાવવા માટે રક્તપાત અને નરહત્યા કરવામાં પણ પાછી પાની કરી નથી.

વાસ્તવિક રીતે તો ધર્મ અને ઇશ્વર કોઇ વસ્તુ જ નથી. હા, કેવળ એ શબ્દો છે, એ નામ છે અને જ્યાં સુધી એ નામ સંસારપર હશે ત્યાં સુધી પૃથ્વી પર શાન્તિ સ્થાપી શકાશે નહિ. પોતાના જેવા જ માનવને ભાઇ સ્હમજવામાં અને પરસ્પર ઐક્ય અને સહાનુભૂતિ ફેલાવવામાં ધર્મ અને ભગવાન પહાડની જેમ આડે આવે છે.

ઇશ્વર એક કલ્પિત વસ્તુ છે. કોઇ પણ મનુષ્યે કોઈ પણ દેશમાં પોતાની જ્ઞાનેન્દ્રિય દ્વારા ત્હેને પ્રત્યક્ષ જોયેલ નથી; કેવળ અનુમાન કરી ત્હેનું વર્ણન કર્યું છે.

ધર્મ--ગ્રંથોમાં ઇશ્વર અને ત્હેનાં કૃત્યો વાંચતાં વાંચતાં હસવું રોકી શકાતું નથી. કોઇ કોઇ ધર્મ-મતમાં ઇશ્વર-

---

વચ્ચે દ્રષ્ટિબિન્દુનો બહુ અગત્યનો તફાવત છે. આ લેખકો એમ માને છે કે પહેલાંની અને અત્યારની જે સામાજીક વિષમતાઓ વગેરે છે તે ધર્મને આભારી છે. પરંતુ શાસ્ત્રીય વિચારણા અનુસાર સાચી વાત એ છે કે સમાજની વર્ગીય રચનાને અંગે જે સામાજીક વિષમતાઓ ઉભી થાય છે તેનો પડઘો ધાર્મિક રસમોમાં અને વિચારોમાં પડે છે. આ રીતે એ લેખકો જેને કારણરૂપ માને છે તે વાસ્તવિક કાર્ય છે. આ કારણથી ધર્મની સંસ્થાથી વ્યકિત તેમજ સમાજને થતી હાની નિવારવાનો ઉપાય તેઓ ધારે છે તેમ ધર્મભાવના અને સંસ્થાપર હુમલો કરવામાં અને તેમનેજ નિર્મળ કરવાના પ્રયત્નોમાં રહેલો નથી પણ એ ભાવના અને સંસ્થાનું અસ્તિત્વ શકય અને આવશ્યક બનાવનાર સમાજવ્યવસ્થામાં પલટો આણવો એ છે. આ અને આવી જાતના લેખોમાં જે સૂચવવામાં આવે છે અથવા તેમાંથી જે ફલિત થાય છે તેવા ઉપાયો લેવાથી તો ધર્મઘેલછા કદાચ પ્રમાણમાં ઓછી પણ સ્વરૂપમાં વધુ ઉગ્ર બનવાનો સંભવ છે. આ કારણસર જ હવે પછીથી ઉપર જણાવેલા શાસ્ત્રીય–Scientific દ્રષ્ટિબિન્દુથી કરવામાં આવેલી ચર્ચાને સ્થાન રહેશે એ વાતની લેખકબંધુઓ અને વાંચકો નોંધ લે.....તંત્રી; નવયુગ.

---

નું વર્ણન કરતાં તે તેના યોગ્ય સ્વરૂપમાં રજુ કરવાની અસમર્થતાને લીધે "નેતિ–નેતિ" કહેવામાં આવેલ છે, કારણ કે જે વસ્તુનો સર્વથા અભાવ છે તેનું યોગ્ય રૂપમાં વર્ણન થઇ શકે જ નહિ.

સંસારમાં જેટલા પદાર્થ છે, તે સર્વનો પ્રાદુર્ભાવ પ્રકૃતિથી થાય છે, અને તે કોઇને કોઇ પણ દશામાં ઇન્દ્રિયગ્રાહ્ય થાય છે, ભલે પછી તે ગમે તેટલો સુક્ષ્મ હો! પ્રકૃતિથી વિમુખ કોઇ શકિત કે પદાર્થ નથી, પણ ઇશ્વરમાં માનનારાઓ તેને પ્રકૃતિથી વિમુખ અને ઇન્દ્રિયોથી અગ્રાહ્ય માને છે.

[ ૨ ]

ભારતના વિખ્યાત વિદ્વાન શંકરાચાર્યજીને ઇશ્વરની પ્રચલિત કલ્પના તર્ક અને બુદ્ધિથી પ્રતિકુળ છે એવો વિચાર આવવાથી ત્હેમણે જગતને કાલ્પનિક ઇશ્વરને માનતા અટકાવવા

માટે "अहं ब्रह्मास्मि," "तत्त्वमसि" "सर्वं खल्विदं ब्रह्म" નો પાઠ પઢાવ્યો. શંકરસ્વામી બહુ દિવસોથી પ્રચલિત ઇશ્વરની કલ્પનાનો એકાંત વિરોધ કરવાનું સાહસ તો ન કરી શક્યા પણ ત્હેમનો વેદાંત ઇશ્વરના સંબંધમાં એક યોગ્ય નાસ્તિકવાદ છે.

ધર્મ અને ઇશ્વરની પરિભાષા પ્રવર્તકની કલ્પના માત્ર છે, અને તેનો આધાર ભૌગોલિક છે. આ વાતનું ઉત્કૃષ્ટ ઉદાહરણ એ છે કે જ્યાં જ્યાં હિન્દુ ધર્મ પ્રવર્તકોએ સ્વર્ગ-નર્કની કલ્પના કરી છે ત્યાં ત્હેમણે સ્વર્ગમાં દૂધની નદીઓ, ભોગ વિલાસ માટે અપ્સરાઓ, ઇષ્ટ વસ્તુની તત્ક્ષણ પૂર્તિ કરનાર કલ્પવૃક્ષ વિગેરે વર્ણન કર્યું છે. નર્કની કલ્પનામાં સાપ, વિછુ, કડકડતા તેલ આદિ ભયંકર વસ્તુઓનું વર્ણન કર્યું છે.

હિન્દુસ્તાનમાં પાણીનો અભાવ ન હોવાથી દૂધની નદીઓની કલ્પના સ્વભાવિક છે.

જે ઠંડા દેશમાં જ્યાં સાપ, વિછુ પેદા થતા નથી, ત્યાં નર્કની કલ્પનામાં તેનું નામનિશાન પણ આલેખાયેલ નથી, અને અગ્નિમાં જલાવી દેવાને બદલે બર્ફમાં ઠરાવી દઇ મારી નાંખવાની કલ્પના કરવામાં આવી છે.

આ રીતે ધર્મ એ કેવળ પ્રવર્તકની કલ્પનાના ફળરૂપ છે, અને તેનો સઘળો આધાર ભૌગોલિક પરિસ્થિતિ પર છે.

## [ ૩ ]

હીન્દુ ધર્મ-મતમાં અનેક સંપ્રદાય છે, અનેક પ્રકારની ઉપાસનાઓ પ્રચલિત છે. તેમાં આચાર વ્યવહાર, ઉપાસના-પ્રણાલી, ઉપાસ્યદેવ, આદિમાં મહાન પાર્થક્ય છે, શૈવો અને વૈષ્ણવોના પારસ્પરિક ઝગડા કોઇથી અજાણ્યા નથી. આર્યસમાજ અને સનાતન ધર્મસભાઓના વિવાદો કે જે પ્રાયઃ શાસ્ત્રાર્થનું સ્વરૂપ ધારણ કરે છે તે તો નિત્યની વાત છે.

કેટલાક લોકોનું કહેવું છે કે ધર્મનો નાશ તો ઉચિત છે, પણ ઇશ્વરનો નહિ! એવું કહેનારાઓ ભૂલી જાય છે કે ઇશ્વર અને ધર્મને નિકટનો સંબંધ છે. જ્યાં ઇશ્વર ત્યાં ધર્મ, જ્યાં ધર્મ ત્યાં ઇશ્વર હોય છે તેથી જ ઇશ્વર અને ધર્મ બન્નેની વિરૂદ્ધ ઝુંબેશ ઉઠાવવી જોઇએ.

ઇશ્વરની મિથ્યા કલ્પના અને ધર્મથી પૃથ્વી પર અનાચાર, વ્યભિચાર, અત્યાચાર, ઉત્પીડન, અપરાધ, અન્યાય, પાખંડ, દંભ, વૈમનસ્ય, કલહ વિગેરેમાં વૃદ્ધિ થઇ છે. ધર્મના સમગ્ર ઇતિહાસનું સુક્ષ્માવલોકન અને અધ્યયન કરવાથી આ કથનની સત્યતા સ્હમજાશે.

અત્યાર સુધીમાં ઇશ્વર અને ધર્મના નામ પર તેના ભક્તોએ જેટલી નૃશંસ હત્યા પૃથ્વી પર કરી છે તેટલી બીજા કોઇ કારણથી થઈ નથી. ભારતમાં હિંદુ મુસલમાનોએ રક્તની અવિરત સરિતાઓ કેવળ આ એક જ મિથ્યા કલ્પનાના કારણે વહાવી છે. અનેક વિદ્વાનો અને વૈજ્ઞાનિકોને ધર્મ અને ઇશ્વરના જૂઠા વિશ્વાસના કારણે જીવનથી હાથ ધોઇ નાખવા પડયા છે. મનુષ્ય મનુષ્યમાં ઘૃણા, અસહિષ્ણુતા, વૈમનસ્ય, અને કલહનું મૂળ કારણ સર્વત્ર કેવળ ધર્મ અને ઇશ્વર છે.

[ ૪ ]

ઇશ્વર અને ધર્મની કલ્પના અંધ-વિશ્વાસને પોષી રહી છે. અંધ વિશ્વાસને લીધે જન સાધારણ અજ્ઞાનના ગાઢ અંધકારમાં અટવાયા કરે છે.

ઇસાના મૃત્યુ બાદ ઇસાઇઓ પર અત્યાચારના પહાડ તૂટી પડયા હતા; પછી ઇસાઇ ધર્મમતમાં પ્રોટેસ્ટંટ સંપ્રદાયના ચાલવાથી પોપ લોકોએ તેમના પર અમાનુષિક અત્યાચાર ગૂજાર્યો. કહેવાય છે કે યૂરોપમાં, સવાત્રણસો વર્ષમાં, સાડાત્રણ લાખ જીવનો વધ કરવામાં આવ્યો હતો; તેમાંથી ૩૦ હજાર જીવતા જલાવી દેવામા આવ્યા હતા.

એક વિદ્વાનનું અનુમાન છે કે યૂરપમાં ધર્મ અને ઇશ્વરના નામ પર ઓછામાં ઓછા ૨૫ લાખ આબાલ વૃદ્ધ, યુવાન, સ્ત્રીપુરૂષોએ અનેક ઘોર યાતના સહન કરી પ્રાણ ગૂમાવ્યા છે.

આજે પણ ધર્મના નામ પર ચાર પાંચ કરોડ માનવોને હિન્દુઓ અછૂત માની બેઠા છે

કોઇપણ સમયે કોઇપણ દેશમાં મંદિરો અને અન્ય ઉપાસના-સ્થળો વ્યભિચાર અને અનાચારના કેન્દ્રરૂપજ રહેલ છે. ભારતમાં તીર્થો અને મોટા મોટા મંદિરોની વ્યભિચારલીલાઓ લોકોથી અજાણી નથી. મહંત અને પૂજારીઓ કયાં પાપ કરતા નથી ? વેશ્યાગમન, પરસ્ત્રી-લોલુપતા અને મદ્યપાનથી તો ભાગ્યેજ કોઈ અસ્પર્શ્ય રહ્યો હોય !

ઇશ્વરના નામ પર આજે મંદિરોમાં લાખો મૂક પ્રાણીઓનો વધ પ્રતિવર્ષ થાય છે. આ કુકૃત્ય જનોઇધારી બ્રાહ્મણો કરે છે. કોઇ કોઇ મંદિરમાં એક દિવસમાં સેંકડો હજારો પ્રાણીઓનાં રક્તથી પૃથ્વી ભીંજાય છે. કલકત્તાની કાલીમૂર્તિ આગળ થતી આવી ઘટના કોઈ પણ જોઇ શકશે. પ્રાચીનકાલમાં પણ ભારતમાં યજ્ઞમાં પશુઓનો ધૃણાસ્પદ વધ બલિદાનના નામે કરવામા આવતો હતો.

આ રીતે પ્રત્યેક ધર્મમંદિરમાં વ્યભિચારના ખેલ ખેલાય છે, પણ કેટલેક સ્થળે તો આવો વ્યભિચાર ધર્મ તરીકે મનાય છે.

દક્ષિણ ભારતના દેવમંદિરોમાં દેવ-દાસીઓ રહે છે. આ દેવ-દાસીઓ પૂજારીઓ અને યાત્રિઓની કામવાસના સંતોષે છે.

[ ૫ ]

ઇશ્વર અને ધર્મને માનવાથી મનુષ્યનો માનસિક હ્રાસ નિઃસંદેહ થયો છે. પુરાણો અને અન્ય ધર્મગ્રંથોમાં વર્ણવેલી અસંભવ કથાઓ પર બુદ્ધિશાળી માણસો પણ વિશ્વાસ રાખે છે. કોઈપણ ધર્મ પુસ્તક એવું નહિ મલી આવે કે પ્રકૃતિ વિરૂદ્ધ અસંભવ અનર્ગલ વાતોથી ભરપૂર ન હોય! ખરી રીતે તો ઇશ્વરને માનવો એ બુદ્ધિ સાથે બિરાદરી છોડી દેવા બરાબર છે. આજે સંસારમાં જ્યાં જ્યાં બુદ્ધિનો વિકાસ થઇ રહ્યો છે ત્યાં ત્યાં ઇશ્વરની મિથ્યા કલ્પના અદૃશ્ય થતી જાય છે.

ઇશ્વર અને ધર્મને માનવાથી મનુષ્યની પ્રકૃત સ્વતંત્રતા નાશ પામે છે. ઇશ્વરને સ્વામી અને મનુષ્યને દાસ માનવાથીજ

પૃથ્વી પર દાસ અને સ્વામીની સૃષ્ટિ જામી. ધર્મ અને ઇશ્વરની કલ્પનાએ મનુષ્યને કમજોર, પરમુખાપેક્ષી અને દાસ બનાવ્યો છે. વળી એ બન્ને સદૈવ સત્તા અને અધિકારના પક્ષમાંજ રહેલ છે. જનતાનું શોષણ કરવામાં સત્તાવાન અને ધનાઢ્યોને સહાય કરનાર એ બે મુખ્ય વસ્તુઓ છે. જો ઉત્પીડિત, દરિદ્રજનતા પોતાનાં કષ્ટો, દુઃખો, અત્યાચારો માટે ધર્મ અને ઇશ્વરની જુઠ્ઠી કલ્પનાના ચક્કરમાં પડી, પોતાના ભાગ્યને, પૂર્વ-જન્મના પોતાનાં કર્મોને દોષિત ન ઠેરાવતાં પોતાને સતાવનાર અધીકારપ્રાપ્ત લોકોને દોષિત ઠેરાવત તો આજે તેમનાં કષ્ટો ક્યારનાંય નાશ પામ્યાં હોત.

મનુષ્યનો અમૂલ્ય સમય, ધન અને શક્તિનો વ્યર્થ નાશ ધર્મ અને ઇશ્વરના કારણે જ થાય છે. સંધ્યા, પૂજાપાઠમાં જે સમય, ધન અને શક્તિ નષ્ટ કરવામાં આવી છે અને કરવામાં આવે છે, તે જો મનુષ્યજાતિના હિત માટે વ્યય કરવામાં આવત તો મનુષ્યજાતિનાં કષ્ટ, સંકટ, દુઃખ અને ઉત્પીડન પ્રાયઃ નષ્ટ થઇ ગયાં હોત અને સમાજનું અભૂતપૂર્વ કલ્યાણ થાત.

બાલ્યકાળથી જ મંત્ર-સ્તોત્ર બોલવામાં, રામ રામ રટવામાં, પ્રાર્થના કરવામાં મનુષ્ય પોતાનો આત્મવિશ્વાસ ગૂમાવી બેસે છે.

કેટલીય સંપત્તિ પ્રતિવર્ષ ભારતમાં પૂરોહિતો, મઠાધીશો, મહંતો ઉડાવી દે છે, કે જેઓ લેશ પણ સમાજ અને રાષ્ટ્રની સેવા બજાવતા નથી, અને જેનાથી સમાજ કે રાષ્ટ્રનું કલ્યાણકારી કામ થતું નથી. ધર્મ અને ઇશ્વરનાં નામ પર એ લોકો મજાહ ઉડાવે છે, અને મહાન જનશક્તિનો વ્યર્થ અપવ્યય કરે છે; એવા વિના - મહેનતે મોજ ઉડાવનારાઓ કોઇ ઉત્પાદક કાર્યમાં લાગી જાય તો સમાજને સહાયરૂપ થઈ પડે.

[ ૬ ]

પ્રત્યેક ધર્મમાં ભોળા અજ્ઞાન લોકોને ભરમાવવા, બહેકાવવા અને ડરાવવા સ્વર્ગ અને નર્કની કલ્પના કરવામાં આવી છે. સ્વર્ગ અને નર્કની એ કલ્પના એટલી વાતની તો સાક્ષી છે કે ધર્મ કેવળ કલ્પના માત્ર છે. સ્વર્ગ અને નર્કની કલ્પનાનો ભૌગોલિક આધાર છે, અને મનુષ્યે પૃથ્વી પરના રાજ દરબારો, સુખો દુઃખોની કલ્પના સ્વાર્થ સાથે જોડી દીધી છે.

એશીયાની બરબાદીનું કારણ ધર્મ અને ઇશ્વર જ છે. જે જાતિમાં જેટલી ધર્માંધતા તેટલા પ્રમાણમાં તે અંધકારમાં છે. જ્યાં સુધી યૂરોપમાં ધર્મ અને ઇશ્વરનું જોર રહ્યું ત્યાં સુધી તેઓ આગળ ન વધી શક્યા. આજે ધર્મ અને ઇશ્વરનો બહિષ્કાર કરી યૂરપે સમસ્ત પૃથ્વી પર પોતાનું પ્રભુત્વ જમાવ્યું છે. જો ઇશ્વર હોત તો તેણે સમગ્ર માનવજાતિ માટે કેવળ એક જ ધર્મ બનાવ્યો હોત, એક જ ધર્મપુસ્તક

પથ-પ્રદર્શન માટે પૃથ્વી પર મોકલત. તે પોતાના નામ પર પોતાના સંતાનોની નૃશંસ હત્યા ન કરાવત.

માનવીય જ્ઞાન માટે ઇશ્વરની કલ્પના કોઇ રીતે આવશ્યક નથી. ઇશ્વરને ન માનવા છતાં પણ સઘળી સમસ્યાઓની મિમાંસા થઇ જાય છે. સાચી વાત તો એ છે કે ધર્મ અને ઇશ્વરની કલ્પનાથી અત્યાચારીઓને સહાયતા મળી છે. *ગરીબ અને દુઃખી વધુ ને વધુ ગરીબ અને દુઃખી બન્યા છે* પૃથ્વી પર વૈમનસ્ય અસહિષ્ણુતા, પાખંડ, વ્યભિચાર, અનાચાર ઉત્પીડનમાં વૃદ્ધિ થઈ છે એ જ કારણે વિદ્વાન વેકુનિન કહે છેઃ—

"જો ખરેખર ઇશ્વરનું અસ્તિત્વ હોય તો પણ તેનો વિનાશ કરવો પ્રયોજનીય છે."

ધર્મ અને ઇશ્વરની મૂર્ખતાપૂર્ણ કલ્પનાનો નાશ કર્યા વિના સંસારનું કલ્યાણ નહિ થાય, પૃથ્વી પરથી પર-પીડન દૂર નહિ થાય, આર્તોનો આર્તનાદ બંધ નહિ થાય.

હવે ભારતના નવજુવાનો "ઇનકિલાબ ઝીંદાબાદ"ની સાથે સાથે "ધર્મ અને ભગવાનનો નાશ થાય" એવી ઘોષણા કરશે તો તેથીજ જનસમૂહ અને સંસારનું કલ્યાણ થશે.

# માનસ પૃથક્કરણ-શાસ્ત્રની રેચક પદ્ધતિ

: લેખક :
હરભાઇ ત્રિવેદી

> ડીસ્ટીરીઆ, ગાંડપણ, ઉન્માદ વગેરે રોગોથી પીડાતા માણસો જો પોતાનાં મનમાં મુંઝાઇ રહેતા વિચારોને પ્રગટ કરી શકે તો તેમનાં દર્દો નાબુદ થઇ જાય એવી માન્યતા ધરાવનારા કેટલાક માનસ વૈજ્ઞાનીકોએ એક માનસ પૃથક્કરણનું શાસ્ત્ર રચ્યું છે. એ શાસ્ત્ર અને તેની ઉત્પત્તિના ઇતીહાસને લગતી ઉપયોગી માહીતી અહીં રજુ થાય છે..............તંત્રી.

**પ્રો.** સિગમન્ડ ફ્રોઇડ અને તેના વિદ્યાર્થીઓએ જ 'માનસ-પૃથક્કરણ શાસ્ત્ર' એ શબ્દનો અર્થ પૂર્ણ રીતે વિકસાવ્યો છે. માનસપૃથક્કરણ શાસ્ત્રના વિવિધ પ્રકારો સંબંધે આજે ઘણું ઘણું સંભળાય છે પરંતુ આપણે તો વિશિષ્ટ સાધનો વડે માનસિક પૃથક્કરણ કરનારા એક વિશિષ્ટ પ્રકારના શાસ્ત્રનો અભ્યાસ કરવાના છીએ. માનસની સમધારણ અને વિષમધારણ પ્રવૃત્તિઓનું એક ચોકકસ પદ્ધતિદ્વારા આ શાસ્ત્ર પૃથક્કરણ કરે છે. સ્વપ્નાંઓનાં, માનસિક રોગોથી પરિણમતા કૃત્યોનાં, વિભ્રમોનાં, ભ્રમણાઓના અને વિષમધારણ પરિસ્થિતિમાં જાગતા સર્વ પ્રકારના માનસિક હુમલાઓનાં પૃથક્કરણદ્વારા આ પદ્ધતિ કામ કરી રહેલી છે. મૂળ તો માનસિક રોગો થવાની અણી ઉપર આવેલાં લોકો ઉપર કામ કરતાં કરતાં આ શાસ્ત્ર વિકસેલું. શરૂઆતમાં પ્રો. ફ્રોઇડને જ્ઞાનતંતુની નબળાઇવાળાં દર્દીઓ જ મળેલાં. સામાન્ય દાક્તરો આવાં દર્દીઓનાં દર્દોને 'ન્યુરેસ્થેનિયા, હિસ્ટીરીઆ, વિચારવળગાડ અને ભયભ્રમ એવાં નામો આપતા. માનસપૃથક્કરણ શાસ્ત્ર કેવી રીતે વિકસ્યું તે બરાબર રીતે સમજવા માટે માનસિક રોગોનો શરૂઆતનો ઇતિહાસ થોડા શબ્દોમાં આપવો ઇષ્ટ ગણાશે.

ગાંડપણનું પહેલવહેલું શાસ્ત્રીય વર્ણન ઇ. સ. પૂર્વે ૪૬૦ ની સાલમાં થએલું મળી આવે છે. એ વખતે હિપોક્રેટસે એમ ધારેલું કે માનસિક અવ્યવસ્થાઓનું કારણ તો માણસના મગજમાં ઉભી થએલી વિષમધારણ પરિસ્થિતિ જ છે. ત્યારપછી તો ઘણા કાળ સુધી આ વિષયમાં કોઈએ કાંઇ કર્યું જણાતું નથી અને છેક ઇ. સ. ૬૦ માં

ગ્રેરિટમે એવા રોગોનું વૈદકીય વર્ણન કરેલું જણાયું છે; એના પછી તો ઈ. સ. ૧૬૦ માં ગેલને પણ તે સંબંધમાં કહેલું; અને પછી તો બીજા ઘણાઓએ પણ લખેલું જણાય છે. મધ્યયુગમાં આ વિષયની છેક ઉપેક્ષા કરવામાં આવી હતી એટલું જ નહિ પરંતુ **તેની વૈજ્ઞાનિક દૃષ્ટિમાં પીછેહઠ પણ થએલી.** ગાંડા લોકો ઉપર બહુ ઘાતકી વર્તન ચલાવવામાં આવતું અને ગાંડા થવાના ગુન્હા (!) ખાતર તેમને બેડીઓ પહેરાવવામાં આવતી અને મારી પણ નાખવામાં આવતા. પણ જેમ જેમ પ્રજા સુધારામાં આગળ ધપતી ગઈ તેમ તેમ ગાંડાઓ તરફ વધારે ને વધારે લક્ષ આપવા માંડયું અને ૧૭૯૨ માં પારિસના પ્રો. ફિલિપ બેડીઓની પ્રથા બંધ કરાવી શકયો. ગાંડો માણસ બિચારો કોઇ મહાપાતકી અથવા પિશાચ નથી પણ એક આજારી માનવ છે. એ વાતને પીછાણનારો એ પહેલો હતો અને એના વખત પછીથી સામાન્યતઃ ગાંડપણ શું છે તે સમજવા અને ગાંડા લોકોની સ્થિતિ સુધારવા તરફ લોકોનું વલણ ધીમે ધીમે વધતું ગયું છે.

આધુનિક માનસચિકિત્સા શાસ્ત્રનો જન્મ હજુ તો હમણાં પચ્ચીશેક વર્ષ પહેલાં થયો કહેવાય, પણ તે પહેલાં એ વિષયનો બુદ્ધિપૂર્વકનો અને શાસ્ત્રીય અભ્યાસ કરવાના વ્યક્તિગત પ્રયત્નો થએલા ખરા, અને કેટલાક માનસિક રોગોની બાબતમાં વૈજ્ઞાનિક દષ્ટિએ કંઇક ફાળો અપા એલો પણ ખરો, પણ છતાંયે તે વખતનાં ઘણાંખરાં પુસ્તકો તો એમજ પ્રતિપાદન કરતાં કે 'મૅનિઆ' અને 'મેલેન્કોલિઆ' (માનસ વિષાદ) એ સ્વતંત્ર રોગો જ હોય! પરંતુ આજે તો હવે આપણે જાણીએ જ છીએ કે એ કાંઈ રોગો નથી. ઉધરસનું ઠસકું ખાવાને રોગ ગણીએ તો જ એને રોગ ગણાય. એ તો દેખીતું છે કે ઉધરસ એ તો રોગનું ચિન્હ છે, એ સ્વતંત્ર રોગ નથી. માણસ ક્ષયનો રોગ થયો હોય તોય ઉધરસ ખાય અને સાવ સામાન્ય શરદી થઇ હોય તોય ઉધરસ જ ખાય. આમ જ 'મેનિયા'નું પણ સમજવું. દરેક પ્રકારના ગાંડપણના રોગમાં એક કાળ તો એવો આવે જ છે કે જ્યારે આપણને એમાં 'મેનિયા' દેખાય જ દેખાય. પણ એ તો એક રોગનું ચિન્હ જ છે. તેથી એમ પણ બનેલું કે રોગનાં ચિન્હને જ રોગ માની લેવામાં આવતા અને ભારે મોટી ગેરસમજૂતીઓ ઉભી થતી. ગાંડાઓની ઇસ્પિતાલોમાંના રેકર્ડમાં મેં જોયું છે કે ૧૮૮૦ માં એક દર્દીને 'મેનિઆ'ના રોગી તરીકે નોંધવામાં આવેલો, એ વર્ષ પછી તેને 'મેલેન્કોલિઆ'ના રોગી તરીકે ગણેલો, પાછો ત્રણ વર્ષ પછી તેને 'મૅનિઆ' ના રોગી તરીકે માનેલો અને પાંચ વર્ષ પછી એ માણસ મગજના કહોવાટથી મરી ગએલો. આમ બનતું એનું ચોક્ખું કારણ એ હતું કે દાકતરોને કાંઈ ઝાઝી ખબર પડતી નહિ અને જૂની ગ્રંથપ્રથા પ્રમાણે શિક્ષણ પામેલા દાકતરો હજુ સુધી આ જ રીતે એમનું કામ ચલાવ્યે જાય છે.

આધુનિક માનસવિજ્ઞાનનો વિકાસ કરવાનો પ્રયત્ન કરનાર તે વખતે હીડલબર્ગનો પ્રો. ક્રેપલિન હતો. મહાન માનસશાસ્ત્રી વંટનો એ શિષ્ય હતો અને એણે એમ શોધી કાઢયું કે ગાંડાઓના વિષમધારણ ખ્યાલના આવિષ્કરણોમાં અમુક ચોક્કસ ખાસિયતો નજરે આવતી હતી એટલું જ નહિ પણ તેના રોગના આખાયે કાળ દરમ્યાન તે જણાતી હતી.

વરશોએ શરીર રોગો માટે જે કામ કર્યું એવું જ કામ ક્રેપલિને માનસિક રોગો માટે કર્યું. વરશો કહેતો કે રોગનું નિદાન કરવા માટે શરીરનાં અંદરનાં જુદાં જુદાં અવયવોની શી સ્થિતિ છે તેનું જ્ઞાન આપણને હોવું જોઈએ. દાખલા તરીકે રોગીઓનાં ફેફસાંઓને એણે તપાસ્યાં અને એણે શોધી કાઢ્યું કે તેઓ અમુક પ્રકારની ખાસિયતો રોગી અવસ્થામાં બતાવતાં હોય છે. પરંતુ સુક્ષ્મદર્શક યંત્રની શોધ થઈ ત્યારે જ રોગની સમગ્ર વિશિષ્ટતાઓ સમજી શકાણી; દાખલા તરીકે રોગી ફેફસું ઉઘાડી આંખે ક્ષયના દર્દવાળું દેખાય પણ સૂક્ષ્મદર્શક યંત્રદ્વારા તેને બરાબર તપાસવામાં આવે ત્યારે તેમાં ક્ષય રોગ જરાપણ દેખાય નહિં. માનસિક રોગનું માનસપૃથક્કરણ શાસ્ત્ર એજ સૂક્ષ્મદર્શકયંત્રની ગરજ સારે છે. વર્ષો સુધી દર્દી શું બોલે છે અથવા તો બોલે છે તેનો શું અર્થ છે તે જાણવાની કોઇએ કશી જ દરકાર નહિં કરેલી. દર્દી ઈસ્પિતાલમાં આવે ત્યારે ડાક્ટર પોતાની ડાયરીમાં એટલું લખી લે કે દર્દી મંદ છે, બેવકુફ છે અને વ્યગ્રચિત્ત છે એટલે એનું કામ પતી જતું. આ બધાંનો શો અર્થ હતો તે કોઇ જોવા બેસતું ન્હોતું. એક વખત એક ઇસ્પિતાલમાં એક દર્દીનો વીસ વર્ષનો અહેવાલ મેં તપાસ્યો. તેમાં લખેલું કે "દર્દી મંદ છે, બેવકુફ છે, વ્યગ્રચિત છે. ૧૮૮૨". થોડા વરસ પછીની નોંધમાં એમ લખેલું "દર્દી વ્યગ્રચિત છે, મંદ છે, બેવકુફ છે," અને બધા વર્ષની નોંધોમાં આ શબ્દોને જેટલી રીતે ગોઠવી શકાય તેટલી રીતે ગોઠવીને નોંધ લેવામાં આવેલી. છેવટની નોંધમાં એમ હતું કે 'દર્દી એકાએક મરી ગયો.'

ક્રેપલિનના કામ પછી તો એ વિષયમાં ખૂબ પ્રગતિ થવા માંડી. પછી તો દર્દીઓની માનસિક નોંધો નિયમિત રીતે લેવાવા માંડી. દર્દીનો ઇતિહાસ વિસ્તારથી નોંધાવા લાગ્યો અને દર્દીની સામાન્ય વર્તણુક તરફ વિશિષ્ટ ધ્યાન અપાવા માંડ્યું. દર્દી જે કાંઇ બોલે કે કહે તે ધ્યાન પૂર્વક નોંધવામાં આવતું; તેનું મન ભ્રમણાઓમાં અને વિભ્રમોમાં ભટકતું રહેતું હોય છે કે કેમ તે તપાસાવા માંડ્યું. એકાદ દર્દી એવો પણ મળી આવે કે જે પોતાની જાતને જાપાનનો બાદશાહ માને અને કોઈએ એની ગાદી લૂંટી લીધી છે એમ માન્યા કરે. કેટલાક દર્દીઓ વળી પોતાની આજુબાજુની પરિસ્થિતિ તરફ સાવ અલિપ્ત રહેતા દેખાય. દરેકની બુદ્ધિ, યાદદાસ્ત અને ગ્રહણશક્તિને સંપૂર્ણપણે તપાસવામાં આવતી અને તેની શારીરિક અને જ્ઞાનતંતુના રોગને લગતી સંપૂર્ણ તપાસ કરવામાં આવતી. આવી તપાસ પછી જ ડાકતર દર્દનું નિદાન કરવાનું હાથમાં લેતો. તોય વાત તો એમ છે કે 'ડિમેન્શિઆ પ્રિકોક્ષ' જેવા એક જ દર્દના અહેવાલો વાંચીએ તો પણ કોઇ પણ બે દર્દીના અહેવાલો મળતા આવતા નથી. એક દર્દીને એવી ભ્રમણા થાય કે જાણે કોઇ સ્ત્રી એને વ્હાલભર્યાં વચનોએ બોલાવતી હોય અને બીજા દર્દીને એમ ભાસ થાય કે જાણે કે કોઇ બાળક 'બા' 'બા' કરીને તેમને બોલાવે છે અને ત્રીજા દર્દીને એમ લાગ્યા કરે કે કોઇ પુરૂષ તેની સાથે વાત કરતો હોય. આ બધું કેમ થાય છે એ વિષે કાંઇ તપાસ ક્રેપલિને કે એના અનુયાયીઓએ કરી નહિ. માનસિક રોગો અને તેને મળતા બીજા રોગોના પોતાનાં મૌલિક અભ્યાસ અને

અવલોકન પ્રો. ફ્રોઇડે જાહેર ન કર્યાં ત્યાંસુધી આ દિશામાં કાંઇ કામ થએલું જ નહિ.

જ્યારે અમે ભ્રમણાઓ અને વિભ્રમોના પ્રકાર વિષે તપાસ કરવી શરૂ કરી ત્યારે દાખલા તરીકે અમને એમ લાગ્યું કે અમુક બાઇ ઇસ્પિતાલના ઓરડાના એક ખુણામાં બેસી રહે છે અને ચીંથરા અને કાગળિયાંના બનાવેલા ઢીંગલાને પોતાનાં જ બાળકની જેમ રમાડે છે ને લડાવે છે એની પાછળ સ્પષ્ટ કારણ હોય છે. અમે જ્યારે એ બાઇના જીવન વિષે તપાસ કરી ત્યારે ખબર પડી કે એને એકનું એક જ છોકરૂં હતું, તે મરી ગયું અને તેને લીધે એ ગાંડી થઇ ગઇ. જ્યારે કોઇ બાઇ પોતાની મેળે પોતાની સાથે જ જાણે વાત કર્યા કરે છે ત્યારે તપાસ કરતાં ખબર પડે છે કે કલ્પનામાં માણસની જોડે એ બોલ્યા કરે છે. તેની એના વાસ્તવિક જીવનમાં ખોટ પડી છે. પોતાના કાલ્પનિક વર સાથે હંમેશા વાતો જ કર્યા કરનારી એક બાઇ વિષે મને બરાબર યાદ છે. એને વિષે તપાસ કરતાં ખબર પડેલી કે લગ્નના જ દિવસે, બધાં સગાંવ્હાલાં અને મિત્રો ભેગાં થએલાં ત્યારે પેલો વર ક્યાંક બહાર ચાલ્યો ગયો અને આવ્યો જ નહિ. બધાં તો ઘેર ચાલ્યાં ગયાં અને એની ઉપર સખત ધીક્કાર વરસાવવા લાગ્યાં પણ પેલી બાઇ એકલી જ એનો બચાવ કરતી હતી. તે તો મૂઢ જ થઈ ગએલી અને પેલો પાછો નહિં આવે એવી કલ્પના પણ કરી શકતી નહોતી. સગાંવ્હાલાંને એણે કહ્યું "રોકાઓ, રોકાઓ,—એ જરૂર આવશે!" એ બધાં લાંબો વખત બેસી રહ્યાં પણ ખરાં પણ પેલો માણસ આવ્યો જ નહિ. પછી એકાએક એ બારણા પાસે દોડીને ગઇ અને બુમ પાડી ઉઠી અરે, જુઓ તો ખરા, એ ( એનો વર ) તો મારી સાથે વાતો કરે છે!—અને ત્યાર પછી એને એ ભ્રમ જ થઇ ગયો અને ગાંડાની ઇસ્પિતાલમાં જ રાખવામાં આવી.

ફ્રોઇડે માનસપૃથક્કરણશાસ્ત્રનો વિકાસ કર્યો તે પહેલાં તો સામાન્યતઃ એમ માનવામાં આવતું કે માણસ જો 'નર્વસ' હોય તો એના શારીરિક બંધારણમાં જ કાંક બગડયું છે; જો કે આ વાત તપાસ કરતાં, કાંઇ દેખાતી જ નહોતી. ચિત્ર વિચિત્ર દરદ અને દુખાવા, વિલક્ષણ અનુભવો, વિકૃત બીકો અને વિચાર વળગાડો અને એવા ઘણાંયે દરદોની ફરિયાદ કરતા રોગીઓ જ મોટા ભાગે મળી આવતા અને ખરેખર એને માટે કાંઇક શારીરિક કારણ તો મળી આવતું ન્હોતું. ડો બિઅર્ડ નામના એક અમેરિકન દાક્તર એવા નિર્ણય ઉપર આવ્યો કે આવા દરદીઓની શારીરિક તપાસ કરતાં એમાં કાંઇ ખોડખાંપણ જણાતી નથી. એટલે જરૂર તેમના જ્ઞાનતંતુઓમાં કાંઇ બગાડો થએલો હોવો જોઇએ અને એણે તો આ બધા રોગોને ન્યુરેસ્થેનિઆ એટલે કે જ્ઞાનતંતુઓની નબળાઇ એમ નામ આપ્યું. ખરી રીતે તો આ લોકોમાં જ્ઞાનતંતુઓની નબળાઇ હોતી જ નથી અને સાજા લોકો અને તેમની વચ્ચે કશો ફરક દેખાતો નથી. પણ ડો. બિઅર્ડે તો એમ ધાર્યું કે જ્ઞાનતંતુની રેષાઓ નબળી હોવી જોઇએ; કારણ કે દર્દીના રોગના કારણ રૂપ શરીરમાં હૃદયનો રોગ કે ફેફસાનો રોગ કે એવું કાંઇ કશું જણાતું જ નહોતું. આ રોગને હઠાવવા માટે કેટલાયે ઉપાયો યોજવામાં આવ્યા પણ એ બધા

ઉપચારો કેવળ રોગનાં ઉપરછલી પારેખ ઉપરથી જ કરવામાં આવતા. એટલે દર્દી જો ઉશ્કેરાયેલાં હોય તો તેમને શાંત કરવાની દવા દેવામાં આવે અને જો મંદ અને શિથિલ હોય તો એમને ઉત્તેજિત કરવાની દવા આપવામાં આવે. પણ ગમે તે ઉપાય કરવામાં આવે તોય એમને સારૂં થતું નહિ; એ દવા લીધે જ કરતા અને પાછા ડાક્ટર પાસે આવ્યાં જ કરતા અને દર્દી અને દાક્તર બંને આ રીતે કંટાળી જતા. મારા અનુભવથી હું કહી શકું છું કે દાક્તરો પાસે આવનારા દર્દીઓમાં એંશી ટકા આવી જ જાતની ફરિયાદો લાવતા હોય છે. સરકારી તેમજ ખાનગી દવાખાનાઓમાં આવનાર દર્દીઓમાં મોટા ભાગના આવા જ પ્રકારના હોય છે. અલબત્ત એમને થોડોક લાભ થતો હશે પણ એ તો માત્ર થોડા વખતનો જ. વર્ષો પહેલાં મેં ન્યુયોર્કની પાંચ ઇસ્પિતાલોમાં કામ કરેલું ત્યારે એવા દર્દીઓ મને મળેલા કે જેઓએ આ પાંચે ઇસ્પિતાલોનો લાભ ઉઠાવ્યો હતો. એક બાઇને એક ઇસ્પિતાલમાં હું જોઉં; ત્યાંથી કામ કરી રહી હું બીજી ઇસ્પિતાલમાં જાઉં; તો ત્યાં એજ બાઇનાં ફરીથી દર્શન થાય. મને જોઇને એ શરમાઈ જાય અને કહે કે 'ભાઇશા'બ; પેલા દવાખાનાંમાં મને જે દવા આપેલી તેથી કાંઇ મારો દિ' વળ્યો નહિ અને મારે અહીં આવવું પડયું." અને એમ આ દર્દીઓ એકથી બીજે—એમ બધે આંટા માર્યા કરતા અને ખરી રીતે તો આજેય એમ જ ચાલે છે.

લગભગ ૧૮૮૦ માં પ્રો. હેનરિક અર્બે વિજળીથી રોગ મટાડી શકાય છે એ શોધી કાઢયું. પછી તો એનો વા ચાલ્યો; અને ચિકિત્સા તેમજ સારવારમાં પણ તેનો ઉપયોગ થવા લાગ્યો. દરેક 'નર્વસ' માણસને વિજળીના આંચકા વહેલા મોડા આપવા તેમ નક્કી થયું અને જ્યારે સામાન્ય આંચકાઓનું પરિણામ ન આવે ત્યારે આંચકાના અસામાન્ય સ્વરૂપો શોધાતાં. પણ બહુ બહુ તો આવી સારવાર માત્ર સૂચનનો અર્થ સારતી. થોડા અઠવાડિયાં પછી નવું દર્દ લઇ પાછો દર્દી આવે જ આવે. વિજળી થોડા વખત સુધી ક્ષણિક ફાયદો આપે પણ કોઇ દિવસ એનાથી એમનું સદંતર નિવારણ થાય જ નહિ. વિજળીના આંચકા, દવાના બાટલા, શીતસ્નાન અથવા માલીશ થોડીક મદદ કરે, પણ આવાં સાધનોથી જડ઼ ઘાલી બેઠેલું દરદ સુધર્યું હોય એવું મેં તો કદી જોયું નથી. પોતાના સમયના બીજા દાક્ટરોની જેમ પ્રો૦ ફ્રોઇડે પણ પોતાની પાસે હતા તેટલા બધા ઉપાયો અજમાવેલા પણ પરિણામ કાંઇ સંતોષકારક આવેલું નહિ.

હિપ્નોટિઝમના પ્રયોગો કરતા પારિસના પ્રો૦ શારકોટ સંબંધે આ વખતે ફ્રોઇડના વાંચવામાં આવ્યું. શારકોટ હિસ્ટીરીઆવાળી કોઇ દરદી ઉપર હિપ્નોટિઝમ અજમાવતો, બીજી કોઇ વ્યક્તિનું રોગચિન્હ તે વખતે તેને સુચવતો અને પરિણામે તે બાઇ તે રોગ ચિન્હ ધારણ કરતી. આમ કરીને એ એમ કહેવા માગતો હતો કે હિપ્નોટિઝમ દ્વારા હિસ્ટીરીઆનાં રોગચિન્હો ઉભાં કરી શકાય છે, અને તે ન્યાયે તેજ રોગનાં ચિન્હો નાબૂદ પણ કરી શકાય છે. આપણે સામાન્ય રીતે ધારતા હોઇએ છીએ તેવું કાંઇ ગુઢ અને વિચિત્ર હિપ્નોટિઝમમાં નથી. જાદુના પ્રયોગની માફક માણસના ઉપર

ગમે ત્યારે હિપ્નોટિઝમ અજમાવી શકાતું નથી, કોઈપણ માણસની મરજી વિરુદ્ધ એના ઉપર હિપ્નોટિઝમની અસર થાય જ નહિ. પણ એટલું તો ચોક્કસ કે માણસની ઇચ્છા હોય તો એના ઉપર જરૂર હિપ્નોટિઝમ અજમાવી શકાય. વૈજ્ઞાનિક જગતમાં શારકોટના અખતરા એકદમ ઘણા જાણીતા થઇ ગયા. જ્યારે ફ્રોઇડને એની ખબર પડી ત્યારે એણે તરતજ પોતાનું કામ છોડી દીધું, પારિસ ગયો અને શારકોટનો પ્રિય શિષ્ય થઇ પડયો. લગભગ બે વરસ સુધી તેણે શારકોટ જોડે કામ કર્યું.

## રોગહર વાર્તાલાપ

ફ્રોઇડ વિયેના પાછો આવ્યો ત્યારે પોતે મેળવેલું જ્ઞાન 'ન્યુરેસ્થેનિયા'ના દરદીઓ ઉપર અજમાવવાનું નક્કી કર્યું. એને ડૉ૦ બ્રુયુઅર કરીને એક વિદ્વાન અને વૈદકીય અને વૈજ્ઞાનિક વિષયોમાં યુરોપમાં નિષ્ણાત મિત્ર હતો અને એ આ ફ્રોઇડના કામમાં ખુબ રસ લેતો, શારકોટ શું કરે છે એ જાણવા એ ઉત્સુક હતો જ એટલે ફ્રોઇડે તેને એ સુપ્રસિદ્ધ માનસ વૈદ્યના હિસ્ટીરીઆ ઉપરના પ્રયોગો કહ્યા. એ સાંભળી બ્રુયુઅરે પોતાને એક અસાધારણ રસિક લાગતો કિસ્સો કહી સંભળાવ્યો. એક બુદ્ધિશાળી અને સંસ્કારી બાઇ હતી અને તેને હિસ્ટીરીઆ થતું એ વાત એણે ફ્રોઇડને કહી. યૂરોપના કેટલાય સુવિખ્યાત માનસવૈદ્યો પાસે એ દવા કરાવવા ગએલી અને છેવટે થાકીને પોતાના કુલવૈદ્ય બ્રુયુઅરની પાસે આવી. એક દહાડો એ બ્રુયુઅરને કહે, "ડૉકટર મને તમારી પાસે મોકળા મનથી વાત કરવા દો અને મારી આ બધી તકલીફો કેમ જાગી એ કહી દેવા દો તો કદાચ એમાંથી કાંઈ માર્ગ સુઝશે." બ્રુયુઅરે તો સહાનુભૂતિપૂર્વક એને હા પાડી અને ફાવે તેમ કહેવાનું કહ્યું. પહેલાં તો પોતાને લકવો થયો હતો તે વાત એણે કહી અને પછી પોતાના જીવનની ખાનગી બાબતો કહેવા માંડી–ખૂબ લાગણીપૂર્વક એણે વાત ચલાવ્યે જ રાખી અને જ્યારે બ્રુયુઅરે સ્પષ્ટતાથી મિત્રદાવે કહ્યું 'હવે બંધ રાખી શું?' ત્યારે એણે બીજી વખત વાત કરવાનો ખાસ સમય માગ્યો. જ્યારે જ્યારે આવીને એકાદ કલાક સુધી એ વાતો કરી જાય ત્યારે એને ઠીક પડતું. એ બાઇએ જ એનું નામ 'રોગહર વાર્તાલાપ' પાડયું. ડાક્તરની સાથે વાતો કરવાનો તે હંમેશ આગ્રહ રાખતી. શરીરમાં કાંઇ રોગચિન્હો જણાય, કાંઇ દરદ થાય, કાંઇ ખાનગી વાતો હોય અને જે કાંઇ સ્વપ્નું આવ્યું હોય તે બધુંયે તે ડાક્તરને કહી જતી. ડાક્તરને સાંભળવાનો વિચાર સરખોય ન હોય એવી વાતો એ કરી જતી. ડાક્તરને એમાં પોતાના સમયનો ચોક્ખો વ્યય જણાતો પણ એ બાઇને સારું થાય એટલા ખાતર એ બધું ચલાવી લેતો. એને એ બાઇ સારે રાગ થયો અને એની લાગણી વિષયક મુશ્કેલીઓ તરફ સહાનુભૂતિ બતાવવા માંડયો. પછી તો એ બાઇમાંથી એક પછી એક રોગ ચિન્હો અદશ્ય થવાં લાગ્યાં. બ્રુયુઅરને એ ભારે વિચિત્ર લાગ્યું;–એણે આ બાઇને બધા પ્રકારની દવાઓ આપેલી, બીજા ડાક્તરે એના ઉપર ઠંડા ઉના પાણીના ઉપચાર અજમાવેલા અને ત્રીજાએ વિજળીનો પ્રયોગ કરેલો.–આ બધાથી કાંઇ વળ્યું નહિ અને માત્ર પોતાની વાતો કરી કરીને એ સાજી થતી જતી હતી.

ફ્રોઇડને મન આ વાત ઘણી મહત્વની હતી; વર્ષો સુધી જે પ્રશ્નો એને મુંઝવતા હતા એ બધા એની આંખ આગળ તરવરતા થયા. આ બાઇ ફક્ત વાતચીતથીજ કેમ સાજી થઇ ગઇ એનું કારણ એ મનમાં ને મનમાં વિચારવા લાગ્યો. એ પ્રશ્નમાં જેમ જેમ એ ઉંડો ઉતરતો ગયો તેમ તેમ એક મૂળ સિદ્ધાંત વિષે એને વધુ ને વધુ પ્રતિતિ થતી ગઇ. એને સ્પષ્ટ જણાઇ ગયું કે જો દર્દી પોતાના રોગચિન્હનું મૂળ પકડી શકે તો રોગચિન્હ આપોઆપ નાબુદ થઇ જાય છે. પણ એમાં એક મોટી મુશ્કેલી એ હતી કે એમાં ઘણો વખત જતો કોઇ માણસ આપણી પાસે આવે, પોતાના જીવનની બધી વાતો તે કહે. એ બધું સહાનુભુતિથી આપણે સાંભળીએ, અને તેના જ અનુભવો આપણે જાણે કે કલ્પનામાં અનુભવવાના હોય એ બધું કાંઇ આંખના પલકારામાં ન બની જાય. જીવન વિશાળ છે અને એના આંતરપ્રવાહોને પકડવામાં વખત જાય છે અને માણસના વિચારો કાંઇ ઘડી બેઘડીમાં ઝલાઇ જાતા નથી. નાડી પકડવા જેટલું એ સહેલું કામ નથી. આ રોગહર વાર્તાલાપની સાથે હિપ્નોટિઝમ પણ વાપરવાનું ફ્રોઇડે સુચવ્યું; કારણ કે હિપ્નોટિઝમની અસર નળે માણસનું જ્ઞાન મન વિસ્તૃત થઇ શકે છે તેમ મનાય છે; સમગ્ર મનને ઉઘાડું કરી મૂકે છે. બધા જ વિરોધો કે અવરોધો ખસી જાય છે. મનમાં જે કાંઇ આવે છે તે તરતજ ત્યાં જામી જાય છે, વિચાર કરી કરીને યાદ લાવી લાવીને કહેવાનો ખુબ વધારે વખત ન મળે તો જાગૃત અવસ્થામાં દર્દી કોઇ પણ સવાલનો જવાબ આપી શકતો નથી. એ બાઈ ઉપર હિપ્નોટિઝમ કરીને પછી જ એની પાસેથી રોગનું મૂળ કઢાવવું એ રીત ઠીક થઇ પડશે અને તેમ કરવાથી ઘણો વખત બચી જશે એમ ફ્રોઇડને લાગ્યું. એટલે એણે અને બ્રુયુઅરે દર્દીનો પહેલાં આખો ઇતિહાસ જાણી લીધો, પછી તેના ઉપર હિપ્નોટિઝમ અજમાવ્યું અને પછી એની રોગમય સ્થિતિ વિષે પૂછ્યું. પરિણામે દર્દીને પોતાનો બધો ઇતિહાસ યાદ આવ્યો, તેણે બધું બોલી નાંખ્યું અને ધીમે ધીમે દરદ નાબુદ થઇ ગયું.

ફ્રોઇડ અને બ્રુયુઅરે, થોડા વખત સુધી સાથે સાથે કામ કર્યું અને તેના આશ્ચર્યકારક પરિણામ આવ્યાં. આ નવી રીતથી એ લોકો એટલા તો મુગ્ધ થઇ ગયા કે એમણે એનું નામ 'રેચક પદ્ધતિ' પાડ્યું; કારણ કે એમાં મનને એક જાતનો રેચ મળે છે, અને એનો મેલ ખાલી થઈ જાય છે. મનમાં હોય તે બહાર કાઢી નાખવાથી મનને કેટલી રાહત મળે છે તે તો આપણે રોજના અનુભવથી જાણીએ છીએ. માણસ પોતાની મુશ્કેલીઓ બીજા પાસે રજુ કરીને રાહત મેળવે છે; જાણે કે એના મન ઉપરથી એક જાતનો મોટો ભાર ઉતરી ગયો હોય. કેટલાંય વર્ષોથી અનેક ઉપાયો કરવા છતાં સાજા ન થનાર દર્દીઓને તેમણે હાથમાં લીધા, અને સાજા પણ કર્યા. પછી તો તેમણે તેમના આંકડા પ્રકટ કર્યા અને એના ઉપર વિવિધ સિદ્ધાન્તો રચ્યા. પહેલી વાત તો એમને એ જડી કે હિસ્ટિરીઆના તમામ દર્દીઓના દરદનું મૂળ ભૂતકાળમાં હોય છે. દર્દીના ભૂતકાળના જીવનમાં માનસિક કે લાગણીજન્ય તકલીફ ઉભી થઈ હોય તેમાંથીજ હિસ્ટીરીઆ જન્મે છે; દરેક

મનુષ્યના જીવનમાં અરૂચિકર અને દુઃખકર બનાવો બને છે અને એને વિસરી જવાનું દરેક માણસને ગમે છે. આ લોકો એમ કહેતા કે દર્દી જો એ અપ્રિય પરિસ્થિતિ યાદ કરી લે અને તેને જીવી નાંખે તો તેનું રોગચિન્હ નાસી જાય છે; શબ્દો લગભગ ક્રિયા જેટલું જ કામ આપે છે. ભૂતકાળના અપ્રિય અનુભવોમાંથી પસાર થવાથી માણસનું હૈયું ખાલી થાય છે, એટલે એવા અનુભવો સાથે જોડાયેલી દુઃખદ લાગણીઓ મુક્ત થાય છે, અને કોઇ પણ જાતની શારીરિક તકલીફ આપતી બંધ થાય છે. દર્દીને મોઢા ઉપર કાંઇ દર્દ થતું ત્યારે તેને 'ન્યુરેલ્જીઆ'નું દર્દ કહેવામાં આવતું; એ હોય તે અને ન યે હોય. 'ન્યુરેલ્જીઆ' નીકળે તો દર્દ મટી જાય અને ન નીકળે તો તેને કેવળ માનસિક દર્દ માનવામાં આવે. આ દર્દના દર્દીને લાગ્યા કરે કે તેના મોઢા ઉપર કોઇ તમાચો માર્યા કરે છે. જ્યારે આ અપ્રિય પરિસ્થિતિ દર્દીને દેખાડી દેવામાં આવે અને તેને એ સમજાવી દેવામાં આવે તો પછી રોગ નાબૂદ થઇ જાય છે.

# જોતાં જમની વાટ.

ઉગ્યા દુઃખના પ્હાડ અરેરે! ઉગ્યા દુઃખના પ્હાડ
મારા ખેડૂત ઉપર આજે ઉગ્યા દુઃખના પ્હાડ–અરેરે!૦–

હૈયામાં હુતાશન સળગે, નવ પારખશો નાડ?
થીજી ગ્યાં છે ગાત્રો એનાં સહતાં સહતાં તાડ–અરેરે૦–

દેખ્યાં કોઇ દિવસ ના એણે દુર્લભ સુખના લાડ
જન્મ થકી જોડાય ગળામાં રૂણની ગાંઠો ગાઢ–અરેરે૦–

અભણતાનો કાદવ ખુંદે, કોણ પૂરે એ ખાડ?
વાંક ગણી વિધિનો કરતો કીસ્મત સાથે રાડ–અરેરે૦–

સંગીન સત્યો કોણ શિખાવે? કોણ ઉપાડે પ્હાડ?
કોણ આશ્વાસન આપે એને જોતાં જમની વાટ–અરેરે૦–

–ચિનુભાઇ ડોકટર, બી. એ.



# અપાર્થિવ પિતા



[ ૧૧ ]

( ગતાંકથી ચાલુ )

અનુવાદ કરનારઃ
નિરંજન લ. પાઠક

સૌથી પહેલાં હું પેલી હોટેલમાં ગયો જ્યાં મને મારા પિતાની મુલાકાત થઇ હતી. પણ ત્યાં તેમને કોઇ ઓળખતું ન હતું. તે ફક્ત ત્યાં એક જ વાર ગયા હશે. હોટેલના માણસોને તેના પ્રત્યે મારી માફક કંઇ પણ આકર્ષણ લાગ્યું નહોતું. હા, હોટેલના માલીકને હબસી બહુ જ યાદ આવતો હતો. તેની સુરત જ એવી હતી કે કોઇ એક વખત તેને જુએ તો તેને ભાગ્યે જ ભૂલી જાય. પણ કોઇને ખબર નો'તી કે તે કોણ હતો અથવા ક્યાંથી આવ્યો હતો. હોટેલના માલીકને મારૂં સરનામું લખી એ ઉદ્દેશે આપ્યું કે વખત છે ફરીથી તેઓ અહિં ચા પીવા આવે તો તરત જ તે મને ખબર આપે. પછી હું શહેરની ગલીઓમાં ચાલવા લાગ્યો. વાગકરતી મેં શહેરના હરેક સાર્વજનિક સ્થાનોની મુલાકાત લઇ લીધી; પણ મને તે બે વ્યક્તિમાંથી એકની પણ ખોળ ન મળી. મને મારા પિતાનું નામ યાદ નો'તું એટલે હું એમની બાતમી મેળવવા પોલીસની મ઼દ ન લઇ શક્યો. પણ મેં બે-ત્રણ પોલીસને લલચાવ્યા કે જો તેઓ મારા કામમાં સાથ આપશે તો હું તેમને સારૂં ઇનામ આપીશ. તેઓ મારી આ વાતથી અચંબો તો પામ્યા પણ તેઓ મને સાથ આપવા તરત જ તૈયાર થઇ ગયા. તે બન્નેની ઓળખાણ અને તેમના ચહેરાની જેટલી ફાવે તેટલી નિશાની મેં પોલીસને આપી.

બાર-એક વાગ્યા સુધી ચાલ-ચાલ કરવાથી હું બહુ જ થાકી ગયો એટલે ઘેર પાછો ફર્યો. આ સમય સુધીમાં મારી માતા પથારીમાંથી ઉઠી ગઇ હતી. મેં તેના તરફ જોયું તો સ્પષ્ટ જણાતું હતું કે તેના ચહેરા પર સ્થીર-ઉદાસીનતાના ભાવ ગભરાટ સાથે મિશ્રિત હતા. આથી મને બહુ જ દુઃખ થયું. એટલું તો દુઃખ થયું કે જાણે મારા હૃદયમાં કોઇએ ચપ્પુનો ઘા કર્યો છે. હું સાંજ સુધી મારી માતા પાસે જ બેસી રહ્યો. થોડી વાર પછી અમે બન્ને ક્રૂકેટ રમવા લાગ્યાં. પણ મૂખમાંથી

કોઇ કંઈ ન બોલ્યું. જાણે બન્ને આ ઘરના સબંધી કંઈ બોલવા જ માગતાં નથી. આગલી રાત્રે તો વિશેષ માનસિક સ્થિતિમાં આવી જઈ તેણીએ સઘળી વાતો કરી નાખી હતી પણ હવે તે આ વાતથી શરમ નં અનુભવતી હોય એમ જણાતું હતું. એ તો ચોક્કસ છે કે રાત્રે તેણે તાવની બેચેનીમાં શું બોલી નાંખ્યું છે તે તેણીને જરા પણ યાદ નહિ હોય, પણ તેને વિશ્વાસ છે કે તે ગમે તેમ કેમ ન બોલી હોય તો પણ તેનો પુત્ર તેનાથી દૂર નહિ થાય......અને તેણીને લાગતું જ હતું કે મારો પુત્ર વેગળો નથી ગયો તો પણ જ્યારે તે મારી સામે જોતી ત્યારે શરમ અનુભવતી.

આ સમયે બહુજ વેગ સાથે આંધી ચાલવા લાગી. ઘરના દરવાજા જોર–જોરથી એક–બીજા સાથે અથડાવા લાગ્યા. બગીચાનાં વૃક્ષો ભયંકર હવાના ઝાપટાથી હીંચકા ખાવા લાગ્યાં અને 'હૂ હૂ' ના બિહામણા અવાજો કાઢી જાણે દૂર જવા ન માગતા હોય તેમ સ્પષ્ટ જણાવા લાગ્યું. 'સાંય–સાંય' ના અવાજથી આકાશ ગુંજી ઉઠ્યું. અમે બન્નેએ રમત બંધ કરી દીધી અને રૂમાલથી પોત–પોતાનાં મૂખો ઢાંકી છાનાં–માનાં બેસી રહ્યાં.

જોત–જોતામાં રાત્રિએ પણ દેખાવ આપ્યો, પણ આંધીનો વેગ નરમ ન પડયો. હું મારી રૂમમાં સૂવા ગયો. સારી રાત હવાનું તોફાન ચાલુ રહ્યું અને ઉંચા ધ્વનિ ચોતરફથી પડઘા પાડતા રહ્યા. મને હમણાંજ જરા ઉંઘ આવી હતી કે એટલામાં મારૂં નામ મારા કાન આગળ અથડાયું. મેં આંખ ઉઘાડી જોયું તો એટલામાં કોઇ નો'તું. મને ભાન થયું કે મારો અન્તર–આત્મા જ મને કહી રહ્યો છે કે "ઉઠ તે વ્યકિતની શોધ કરવાનો આ જ સમય છે!" હું ઉઠી ઉભો થયો અને ઘરમાંથી બહાર નિકળી ગયો.

## [૧૨]

તોફાન હવે બંધ થવા પામ્યું હતું તો પણ હવામાં જુસ્સો હતો, હજુ રાત્રિ ચાલુજ હતી. શહેરની ગલીઓ બીલકુલ શમશાન માલુમ પડતી હતી. કોઇ માણસનો પડછાયો પણ જણાતો નો'તો. ઠેર–ઠેર વૃક્ષોની શાખાઓ, છતોનાં પતરાં અને ચીમનીઓના ટુકડા વિખરાયેલા જણાતા હતા. મને વિચાર આવ્યો કે સમુદ્રમાં ચોક્કસ તોફાને મોરચો માંડયો હશે. મને ત્યાં જઇ જોવાનો વિચાર ઉદ્દભવ્યો, કે સમુદ્રના કેવા હાલ છે. હું બન્દરના મુખ્ય રહેઠાણ [illegible]

તરફ ચાલ્યો પણ ચાલતાં–ચાલતાં કયાં નિકળી પડયો તેની મને પણ ખબર ન રહી. જાણે કોઇ અદ્રશ્ય શક્તિ મને તેની મરજી મુજબ તેડી જાય છે. દશ મીનીટમાંજ હું શહેરના એવા ભાગ તરફ નિકળી પડયો કે જ્યાં હું કોઇ દિવસ ગયોજ નો'તો. હું રોકાયા વગર ધીમે–ધીમે એક–એક પગલું ઉઠાવતો ચાલી રહ્યો હતો., મારા હૃદયમાં વિચિત્ર ગુલ–ગુલી ઉદ્દભવી રહી હતી. અને એમ લાગતું હતું કે ટુંક સમયમાં જ મને કોઇ અસાધારણ અને અસમ્ભવિત ઘટના દેખાવ આપશે.

સાચેસાચ મારી સામે એકએક અસાધારણ દ્રશ્ય આવી ઉભું રહ્યું કે જેની હું કલ્પના પણ નથી કરી શકતો. મારાથી ફક્ત વીસ પગલાં દૂર મારા પિતાનો વિશાળકાયી પેલો હબસી મિત્ર ઉભેલો જણાયો. આ સમયે પણ તેણે તે જ પોષાક પહેર્યો હતો કે જે હોટેલમાં હતો. મારા તરફ તેની પીઠ હતી મને તો અત્યારે એમ જ લાગતું હતું કે જાણે તે જમીન ફાડી અહિંઆ અત્યારે આવેલ છે. મારા જોત-જોતામાં તો તે ચાલતો થયો. મેં તેનો પીછો પકડયો. તેણે પાછળ જોયા વિના પોતાની ચાલ ઉતાવળી કરવા માંડી. ચાલતો-ચાલતો તે એક ગલીમાં પેઠો કે જે બહુ જ સાંકડી અને ખાચા વાળી હતી. હું તો તેની પાછળ જ ચાલતો હતો પરન્તુ એટલામાં હબસી અલોપ થઇ ગયો હું તો આભો બની ઉભો જ રહ્યો તો પણ હું આગળ વધ્યો. મેં આગળ જતાં જોયું કે હવેની ગલી સાંકડી, લાંબી અને શુમશામ જણાતી હતી. મારા રસ્તામાં એક પણ માણસ દ્રષ્ટિગોચર થતો નો'તો. ગલી ઉપર પ્રાતઃકાળની ઝાંખી આભાએ સામ્રાજ્ય સ્થાપી દીધું હતું, તો પણ મારી જીદ તેની તે જ હતી.

હું પોળનાં સઘળાં મકાનો પણ ગણી શકતો હતો. પોળ તદ્દન ખાલી હતી. તે હબસી પણ ત્યાં નો'તો. જેવો તે દેખાયો હતો, તેવો જ તે અદ્રશ્ય પણ થઇ ગયો હતો.

હું આ દ્રશ્ય જોઇ હજુ આધા જેવો ઉભો હતો એટલામાં એક બીજું દ્રશ્ય મારી આગળ ખડું થયું. હબસીના ગુમ થવા કરતાં પણ વધારે આ વિસ્મયજનક હતું. અત્યારે મને ખ્યાલ આવ્યો કે આ તે જ ગલી હતી કે જે મેં સ્વપ્નામાં જોઇ હતી! મેં તે બરાબર તપાસી. આ ગલીનો તો હું બરાબર જાણકાર હતો. આ જ ગલીના એક મકાનમાં મેં મારા પિતાનું સ્વપ્નદ્વારા દર્શન કર્યું હતું. હું કંપવા લાગ્યો. એક તો હું ડરી ગયો હતો અને એવામાં ટાઢ પણ સખ્ત પડતી હતી. પણ હું જરા પણ નાસીપાસ ન થયો, અને મક્કમ વિશ્વાસ રાખવી આગળ વધ્યો.

હું આમ-તેમ તે મકાનને શોધવા લાગ્યો; જે મેં સ્વપ્નામાં જોયું હતું. મને પાકી ખાત્રી થઇ કે તે મકાન આ જ ગલીમાં હશે. એટલામાં ઉંચા ચણુતરા પર તે જુના દરવાજાનું મકાન દેખાવા લાગ્યું. મકાન ગોળ ન હતું પણ ચોરસ હતું; પણ હતું તો સ્વપ્નવાળું જ મકાન. હું સીધો દરવાજા આગળ ગયો; અને દરવાજો ખખડાવ્યો. અંદરથી કંઇ અવાજ ન આવ્યો. મેં દરવાજો જરા જોસથી ખખડાવવા માંડયો-એક, બે, ત્રણ વાર: છેવટે ભયાનક અવાજ સાથે ધીરેથી દરવાજો ઉઘડયો. મારી સામે એક બાલિકા આવી ઉભી. પોષાક જોતાં તે નોકરડી લાગતી હતી. બાલિકા ટાઢને લીધે ધ્રુજતી હતી અને આંખો અર્ધ મીચેલી હતી, જેથી જણાતું હતું કે તે મારો અવાજ સાંભળી ચોંકીને ઉઠી છે.

દરવાજો ઉઘડતાં સાથે હું અંદર ઘુસ્યો. ખરેખર, તે મારા સ્વપ્નવાળું જ મકાન હતું! મેં બાલિકાને પૂછયું-"એરન (મારા પિતાનું ટુંકું નામ, જે મેં હોટેલમાં કોઇની મારફતે સાંભળ્યું હતું) અહિંયાં રહે છે?"

બાલિકા બોલી:-"ના, અહિંયાં તે નથી રહેતા."

"ખોટું બોલવાની શું જરૂર છે? તેઓ અહિંયાંજ રહે છે."

"તેઓ આ સમયે અહિંયાં નથી. કાલે જ જતા રહ્યા."

"ક્યાં?"

"અમેરિકા."

"અમેરિકા?" મેં અચંબા સાથે કહ્યું- "તેઓ પાછા ક્યારે આવશે?"

બાલિકા મારા તરફ વહેમની નજરે જોવા લાગી. તેણીએ કહ્યું,

—"મને ખબર નથી. વખત છે તેઓ પાછા ન પણ આવે."

"શું તેમને અહિં રહે બહુ દિવસો થઇ ગયા હતા?

"ના. તેઓ ફક્ત અહિં એક અઠવાડીયાંથી જ આવ્યા હતા. હમણાં તેઓ અહિંયાં નથી."

"બેરનનું પુરૂં નામ શું હતું?"

બાલિકા મારા તરફ આશ્ચર્યથી જોવા લાગી. તેણીએ કહ્યું-"તમને તેમનાં નામની નથી ખબર? અમે તો તેમને 'બેરન'જ કહેતાં હતાં."

આ સાથે જ તે કોઇના નામની બૂમ પાડી બોલવા લાગી-"પીટર! પીટર!! અહિયાં આવો. આ કોઇ માણસ આવ્યો છે અને અજબ-અજબના સવાલો પૂછી રહ્યો છે." જ્યારે તે આમ બૂમો પાડતી હતી ત્યારે હું જરા-જરા આગળ વધી રહ્યો હતો.

અંદરથી એક લાંબી દાઢીવાળી આકૃતિ બહાર આવી, અને આવતાં સાથેજ તેણે કઠોર-અવાજે પૂછવા માંડ્યું-"શું છે? કોનું કામ છે?"

મારા સવાલો સાંભળી, મને બારીકાઇથી જોતાં, તેણે પણ તે જ ઉત્તર આપ્યા કે જે બાલિકા બોલી હતી.

મેં તેને પૂછ્યું:-"પણ અહિંયાં રહે છે કોણ?"

"અમારા શેઠ."

"તે કોણ છે?"

"એક કારીગર. આ સારી પોળમાં બધા કારીગરંજ રહે છે."

"શું હું તેમને મળી શકું છું?"

"આ સમયે નહિ. તે ઉંઘી ગયા છે."

"શું હું ઘરમાં આવી શકું છું?"

"ના. આ વખતે તમે તમારા રહેઠાણે જાવ."

"ઠીક. શું હું તમારા શેઠને થોડી વાર પછી પણ નહિ મળી શકું?"

"કેમ નહિ? તમે જે જ્યારે મળવા માગતા હો, ત્યારે તમે મળી શકો છો!"

મારા મૂખમાંથી ઓચિંતું નિકળી પડ્યું:-"પેલો હબસી ક્યાં છે?"

દાઢીવાળી આકૃતિએ પ્રથમ મારી તરફ વિસ્મયતાથી જોયું, અને પછી બાલિકા તરફ છેવટે તે બોલ્યો:-"કયો હબસી? આ વખતે જાવ સાહેબ! જે પૂછવું હોય તે મારા શેઠને આવી પૂછજો."

હું બહાર નિકળ્યો અને એકદમ દરવાજા બંધ કરી દેવામાં આવ્યા.

તે ગલીને, અને તે મકાનને બરાબર જોઇ હું ત્યાંથી ઘર તરફ વળ્યો. પણ હું ઘર તરફ ન ગયો. મેં જે જોયું હતુ તે એટલું અસાધારણ હતું, એટલું વિચિત્ર હતું, કે હું એનો કંઇ નિકાલ ન કાઢી શક્યો. હું બેરનને ન જ શોધી શક્યો, મારાં સ્વપ્ન અનુસાર મને

ભાસ હતો કે મકાનની વચ્ચોવચ્ચ મને તે પરિચિત રૂપ દેખાશે અને ત્યાં એરન સીગારેટ પીતો મને મળશે. તેનો - પોષાક પણ તે જ હશે. પણ આ તો ઉંધું જ નિકળ્યું ! તે ઘર તો એક કારીગરનું હતું !

મારા પિતા તો અમેરિકા જતા રહ્યા. હવે મારે શું કરવું જોઇએ ? હું મારા સ્વપ્નની, એરનને મળ્યાની અને આજની સઘળી વાતો મારી માતાને કહી દઉં કે મારા મનમાં જ છુપાવી રાખું ? મારા સમજવામાં એ ન આવ્યું કે આ સંપૂર્ણ રહસ્યમય અને અસાધારણ ઘટનાનો આવો સ્થૂલ અને સાધારણ અન્ત કેમ આવે છે ?

મારી ઘરે જવાની ઇચ્છા ન જ થઇ. હું કંઇ પણ ઉદ્દેશ વગર નાકની સીધમાં શહેરની બહાર ચાલતો જ રહ્યો.

## [૧૪]

હું મસ્તક નીચું નમાવી વિચારની ગડમથલ કરતો આગળ ચાલી રહ્યો હતો. એટલામાં ઓચીંતો એક નિર્મળ અને ક્રોધિત અવાજ મારા કાન આગળ અથડાયો. મારા વિચારમાં ભંગાણ પડ્યું અને મેં મસ્તક ઉંચું કર્યું. મેં જોયું કે મારાથી પચાસ પગલાં દૂર સમુદ્ર ગર્જી રહ્યો છે. રાતનાં તોફાને સમુદ્રપર પોતાનો સંપૂર્ણ પ્રભાવ પાડ્યો હતો અને તે આ સમયે પણ ઉત્તેજીત જણાતો હતો. દૂર ને દૂર જ્યાં સુધી નજર જતી હતી ત્યાં સુધી મહાસાગર ફીણનાં ગુંચળાં વાળો ફેલાયેલો જ જણાતો હતો. મોટાં ભયંકર મોજાં ઉછાળા મારી ટેકરીઓ સાથે અથડાતાં હતાં અને કિનારાની સપાટી પર આવી આવી પાછાં સમુદ્રમાં સમાઇ જતાં હતાં. હું સમુદ્રની તદ્દન પાસે ગયો. કિનારાની રેતી પર મોજાંએ એક પીળી લીંટી દોરી દીધી હતી તેના આકર્ષણે હું તે તરફ જતો હતો. તે રેતીના મેદાન પર શંખ, છીપો, સમુદ્રની માછલીઓની પાંખો અને બીજી અન્ય અનેક વસ્તુઓ પડી હતી. સમુદ્રપ્રિય કેટલાંક પક્ષીઓ આગળ પાછળ અવાજે કરી કરૂણ સ્વર ઉત્પન્ન કરતાં હતાં. આકાશનાં સફેદ વાદળો રહી રહી વિખરાતાં હતાં અને પોતાની જગ્યાએ ગોઠવાઇ જતાં હતાં. સમુદ્રના ભયંકર મોજાં પુર જોશમાં ઉછાળા મારી તેની અંદર તે સફેદ વાદળોને નચાવતાં હતાં. અગાધ પાણીની નિલીમાથી સફેદ લહેરો ઉત્પન્ન થતી હતી અને ફરીથી તે લહેરોને તે નિલી જળ-સપાટીમાં વિલીન થતાં પણ વાર લાગતી ન હતી. કેટલીક લહેરો ગોળ કુંડાળાં વાળી તેના પ્રદેશના પાણીને ઘેરી પણ લેતી હતી. કેટલીક ટેકરીઓ પર લીલ જામી ગઇ હતી તે કોઇ વખત ધોઇ નાખવામાં પણ તે શરમ નો'તી માનતી.

હું ચાલતો ચાલતો ત્યાં જઇ પહોંચ્યો. ત્યાં જઇ મેં જોયું કે એક મોટા પત્થર પાસે કોઇ લાંબી કાળી વસ્તુ પડેલી છે. હું તે તરફ જવા લાગ્યો. તે વસ્તુ તદ્દન સ્થીર થઇ પડી હતી. હું જેમ-જેમ પાસે જતો ગયો તેમ-તેમ તે વધુ સ્પષ્ટ જણાવા લાગી. વખત છે પ્રચંડ મોજાંઓના વેગે તે વસ્તુને અહિં લાવી મૂકી હશે અને પછી આ પત્થરને લીધે તે પાછી જઇ શકી નહિ હોય.

હવે હું તે વસ્તુથી ફક્ત ત્રીસ પગલાં જ દૂર હતો. આ તો કોઇ મનુષ્યની લાશ લાગે છે ! ચોક્કસ આ સમુદ્રમાં ડૂબી ગયેલા

માનવિનું નિર્જીવ શરીર છે. હું જરા વધારે આગળ ગયો.

ઉફ! આ તો બેરનનું, મારા પિતાનું શરીર છે! હું ત્યાં જ ચોંટી ગયો. હવે મને ખબર પડી. આજ સવારથી શા માટે કોઇ અદશ્ય સત્તા મને ખેંચી જાય છે! મારા પિતા,—હાં, તે ગમે તે હોય, પણ છેવટે તો મારા પિતા છે ને! પોતાના નિવાસસ્થાનથી હજારો માઇલ દૂર આવી આમ સમુદ્રમાં ડૂબી ગયા! તે અદશ્ય શકિત મને આની સૂચના આપવા જ અહિં તાણી લાવી હશે. મને જરા પણ સમજણ ન પડી કે મારે હવે શું કરવું. બહુ જ વાર સુધી હું 'ભાગ્ય'ના પંજામાં જકડાઇ ત્યાં જ દીગ્મૂઢ ઉભો રહ્યો.

[૧૫]

તે ચત્તા–પાટ પડયા હતા. તેમનો ડાબો હાથ તેમના મસ્તક પર હતો. તેમના પગોની આંગળીઓમાં સમુદ્રનો કાદવ ભરાઇ ગયો હતો. તેમનો પોષાક લીલો હતો. જેના પર બરફ જામી ગયો હતો. તેમનાં કોટનાં બટનો હજુ બંધ હતાં તેમનાં ગળામાં એક લાલ દોરી સાથે બાંધેલુ તાવીજ હતું. બારીકાઇથી જોતાં તેમનું મુખ મૂક–હાસ્ય કરતું જણાતું હતું. તેમનો ઉપરનો હોઠ જરા ખસી ગયો હતો જેથી અંદરના દાંત સ્પષ્ટ જણાતા હતા. તેમની અર્ધ–મીંચેલ આંખો માંથી ધોળી–ધોળી પુતળીઓ દેખાતી હતી અને લાંબા–લાંબા વાળમાં સમુદ્રના કાદવે જગ્યા લીધી હતી. તેમની સ્થિતિ અત્યારે બેહાલ જણાતી હતી અને આનું મુખ્ય કારણ રાતનું ભયંકર તોફાન હતું! ભયંકર તોફાને તેમને અમેરિકા જવા નોં'તા દીધા. તે મનુષ્ય જેણે મારી માતાનું અપમાન કર્યું હતું, જેણે મારી માતાનું જીવન વિષાદમય બનાવી દીધું હતું, તે અત્યારે અસહાય બની કાદવમાં પડયો હતો. પણ ગમે તેવું કાર્ય તેમણે કર્યું હોય પણ આખરે તેઓ મારા પિતા છે, તેઓ મારા પિતા છે! ફરીથી મને વિચાર આવવા લાગ્યો કે દુશ્મનને બદલો તો લેવો જ જોઇએ પણ તરત જ મારામાં દયાના અંકુરો ફુટવા લાગ્યા, અને મારા સારા વિચારને દાબી દીધા. મને મારી માનસિક સ્થિતિએ બાંધી દીધો. હું વિચાર કરવા લાગ્યો કે—"હા, આજ મનુષ્યે મને જન્મ આપ્યો હતો; આથી જ લોકો કહે છે કે લોહી લોહીને બોલાવે છે."

હું લાશ તરફજ જોતો રહ્યો. હું વિચારમાં ડોલાં ખાવા લાગ્યો કે શું હવે આ લાશ હાલશે જ નહિ. શું તેમના હોઠ હવે જરા પણ ફફડશે નહિ? ના, તે અસંભવિત છે. લાશ એમની એમ જડ માફક પડી હતી. સર્વ સ્થળે નિરવતા હતી. મેં આમતેમ નજર નાખી, પણ સઘળી જગ્યાએ શાન્તિ હતી. તે રહેઠાણ પર ફકત હું, તે અને સમુદ્રનો ઘુઘવાટ વર્તમાન હતાં. મેં જરા પાછળ નજર નાખી મારાથી દૂર, જ્યાં આકાશ અને પૃથ્વિનો સંયોગ થાય છે ત્યાં એક પર્વતની હાર જણાતી હતી.

આ લાશ છોડી મેં ઘરે જવાતું ઉચિત ન ધાર્યું. મને બીક હતી કે વખત છે આકાશનાં પક્ષીઓ અથવા પાણીની માછલીઓ આ નિર્જીવ શરીરને ખેંચી જશે.

મેં છેવટે વિચાર કર્યો કે હું થોડાં માણસની મદદ લઇ આ લાશને સારી જગ્યા પર સૂકી દઉં. પણ ઓચિંતો હું

બીક અનુભવવા લાગ્યો. જાણે તે મરેલા બેરનને મારાં અહિં આગમનની ખબર પડી ગઇ છે! જાણે તેણે મને અહિં મળવા બોલાવ્યો છે. બીજી જ ક્ષણે મને બેરનનો અસ્પષ્ટ અને ગર્જતો અવાજ સાંભળાવા લાગ્યો હું એકદમ આ સાંભળી નાઠો, અને કેટલેક દુર જઇ ઉભો.

ત્યાંથી ફરીથી મેં એક વાર તેના તરફ જોયું. દુરથી બેરનના હાથમાં કંઇ ચમકતી ચીજ, જણાવા લાગી. હું તદ્દન પાસે પાછો દોડી આવ્યો અને તે ચીજને ટીકી-ટીકી જોવા લાગ્યો. તે મારી માતાની લગ્નની મુદ્રિકા હતી! ભયની જગ્યાએ ઉત્સુકતાએ વાસ કરી લીધો. હું છેક હવે લાશ પાસે ગયો. મેં લાશની ઠંડી આંગળીઓને સ્પર્શ કર્યો અને તે મુદ્રિકા હળવેથી લઇ લીધી. આ વખતે મને એમ લાગવા લાગ્યું કે લાશ મારા તરફ ગુસ્સે થઇ જુએ છે અને આંગળીઓમાંથી તે મુદ્રિકા ન નિકળે તેમ તે ખેંચતાણ કરે છે.

આ પછી ગાભરા માફક હું ઘર તરફ દોડયો. જાણે મારો કોઇએ પીછો લીધો હોય.

[૧૬]

જ્યારે હું ઘરે પહોંચ્યો ત્યારે મારા ચહેરાપર સઘળી બીનાનું રેખાચિત્ર દોરાઇ ગયું હતું કે જે મેં સવારથી તે અત્યાર સુધી આંખે જોયેલું હતું અને જેનો મેં અનુભવ કરેલો હતો. હું જેવો મારી માતા પાસે પહોંચ્યો તેવીજ મારી માતા ઉભી થઇ ગઇ. તેની આંખો મને પ્રત્યક્ષ રૂપથી પુછી રહી હતી કે તને શું થયું છે? પણ હું કંઇ પણ ન બોલી શક્યો. તે મારી શક્તિની બહારની વાત હતી. થોડી વાર પછી મેં મારા ગજવામાંથી તે મુદ્રિકા કાઢી અને માતાના હાથમાં મૂકી દીધી. તે મુદ્રિકા જોતાં જ મારી માતા વધારે ગભરાઇ ગઇ; તેનો ચહેરો પીળો પડી ગયો; અને આંખો લટકાં મારવા લાગી.

મુદ્રિકાને હાથમાં લેતાં જ તે ચીસ પાડી ઉઠી અને કંપવા લાગી. તે પછી તેણીએ મને છાતીએ જકડી લીધો અને તરતજ બેશુદ્ધ થઇ ગઇ. આ સ્થિતિમાં પણ તેની ખુલી આંખો મારા મુખ પર હતી અને તેના ચહેરા પર ગાંડપણની આછી રેખાએ દેખાવ આપ્યો હતો. મારી માતાને ઓરડામાં બરાબર સુવાડી હું ફર્શ પર ઉભો હતો એટલામાં મને લાગ્યું કે તે હોંશમાં છે: એટલે મેં તે મુદ્રિકાની વાત સંભળાવવા માંડી. ધીમે ધીમે સ્વપ્નાથી તે છેટ અત્યાર સુધીની સઘળી વાતો મેં તેને કહી નાખી. તે બધું શાન્ત ચિત્તે સાંભળી રહી. થોડી વાર પછી તેની આંખોમાં ઉત્સાહ અને જીવનાં ચિન્હ પ્રગટ થવા લાગ્યાં. મારી વાત પુરી થયા પછી તેણીએ તે મુદ્રિકા પોતાની ચોથી આંગળીમાં પહેરી લીધી. આ પછી તે બીજા રૂમમાં જઇ પોતાનો ઓવરકોટ અને હેટ ઉપાડી લાવી, મેં પૂછ્યું—"ક્યાં જવાની ઇચ્છા છે?" પણ તે કંઇપણ જવાબ ન આપી શકી. બહુ પ્રયત્ન કરવાથી પણ તેના મુખમાંથી એક પણ શબ્દ ન નીકળ્યો. તે થોડીવાર સુધી કંપી રહી, પછી પોતાના બન્ને હાથ ભેગા કરી ધીરેથી બોલી—"આપણે આ વખતે ત્યાં જવું જોઇએ. ત્યાં.........જ્યાં તેમની લાશ પડી છે......હું તેમને જોવા ઇચ્છું છું.....હું તેમને ઓળખવા માગું છું."

મેં મારી માતાને ત્યાં નહિ જવાનું બહુ સમજાવ્યું, પણ તેણીએ મારી વાત ન માની. છેવટે લાચાર બની મારે તેની સાથે તે તરફ જવું પડયું.

બીજીવાર તે રેતાળ અને વેરાન હું જગ્યા ઉપર ચાલી રહ્યો હતો. પણ આ વખતે હું એકલો નથી, મારી માતા મારો હાથ પકડી સાથે ચાલી રહી છે. હવે સમુદ્ર શાન્ત થઇ ગયો હતો; તેનું પાણી કિનારાથી દૂર-દૂર જતું રહ્યું હતું. સમુદ્રની તે ગર્જના હવે તે નથી પણ અત્યારની ધીમી ગર્જના અર્થસૂચક બની રહી હતી.

આખરે હું પેલા મોટા પત્થર આગળ આવી પહોંચ્યો; પણ મેં આશ્ચર્યથી ત્યાં જોયું કે હવે પેલી ભેરનની લાશ ત્યાં હયાત નો'તી. અમે બહુ જ પાસે ગયાં અને અંતે પેલા પત્થરની લગોલગ જઇ પહોંચ્યાં. પણ ત્યાં તો કંઇપણ નો'તું. તે નિર્જીવ કાળી વસ્તુ આ વખતે ક્યાં જતી રહી હતી? જે જગ્યાએ લાશ પડી હતી તેનો આકાર ફક્ત ત્યાં જણાતો હતો. આપણે તે સહેલાઇથી ધારી શકીએ કે ક્યાં તેના હાથ પડ્યા હશે અથવા ક્યાં પગ પડ્યા હશે. તે જગ્યા પર કોઈ માનવીનાં પગલાં પણ પડેલાં જણાતાં હતાં. મેં તે પગલાંઓનું અનુસરણ કર્યું. થોડે આઘે સુધી તો રેતીમાં તેનાં પગલાં સ્પષ્ટ જણાતાં હતાં પણ પછી એવી જગ્યા આવી કે તેનાં પગલાં પણ બંધ થઇ ગયાં

અમે બન્નેએ એક બીજા તરફ જોયું બન્નેના ચહેરા પર એવા ભાવ હતા કે જેથી બન્નેની બીકે ઉગ્ર રૂપ ધારણ કર્યું.

શું તે સત્ય વાત છે કે તે મરેલો ફરીથી ઉઠ્યો છે અને ક્યાંઇ જતો રહ્યો છે?

આખરે મારી માતાએ મને ધીરેથી પૂછ્યું—"શું ખરેખર તેં તેમને અહિંજ જોયા હતા?"

મેં ફક્ત મસ્તક હલાવી હા કહી. હમણાં ત્રણ કલાક પહેલાં જ મેં તેની લાશ જોઇ હતી અને એટલામાં કઇ વ્યકિત તેની લાશ લઇ ગઇ? હું તેને ચોકકસ જ શોધી કાઢીશ અને જોઇશ કે તેણે લાશની શી વ્યવસ્થા કરી છે.

પણ આની પહેલાં મારે જરૂર મારી માતાની સંભાળ રાખવી જોઇએ.

[૧૮]

જ્યારે મારી માતા સમુદ્ર તરફ આવતી હતી ત્યારથી તેને તાવ ચડવા માંડતો. પણ તે વખતે તેણે તેની પરવા નો'તી કરી. લાશના ગુમ થયાના સમાચાર મળતાં તે વધારે નરમ બની; અને દીગ્મૂઢ જેમ ઉભી રહી. હું તેની સ્થિતિ જોઇ ડરી ગયો. બહુ જ હાડમારી વેઠી હું તેને ઘેર લાવી શકયો: મેં તેને પથારીમાં સુવાડી દીધી; અને તરત જ ડૉકટરને બોલાવ્યો.

પણ જેવી મારી માતાની તબીયત સારી થઇ તેવો જ મને હુકમ કર્યો કે તે પુરૂષની શોધમાં નિકળી પડ. મેં તેની આજ્ઞાનું ઉલ્લંઘન ન કર્યું. હું સઘળા પ્રયત્ન કરી થાકી ગયો હતો પણ કાંઇ પત્તો ન જ લાગ્યો. હું અનેક વારાં પોલીસ પાસે જઇ આવ્યો; આસપાસના સઘળાં ગામોમાં હું ફરી આવ્યો; વર્તમાનપત્રોમાં જાહેરાત પણ આપી; અને બીજા પણ અનેક ઉપાયો લીધા પણ સઘળા વ્યર્થ ગયા.

એક સમયે મને ખબર મળી કે સમુદ્રમાં ડૂબેલા એક માનવીની લાશ પાસેના ગામડાંમાં મળી છે. હું તે જ સમયે ત્યાં

પહોંચ્યો; પણ એટલામાં તો તે લાશને દફનાવી પણ દીધી હતી. લોકોએ મને તેની રૂપ–રેખાનો આછો ખ્યાલ આપ્યો. તે બેરનને જરા પણ મળતો નો'તો મને આથી ભાસ થયો કે અમેરિકા જવાવાળી તે જહાજ સમુદ્રના તોફાનમાં સપડાઇ ગઇ હશે અને તેની લાશ મોજાંઓની મદદથી — કિનારા પર આવી હશે. પણ થોડા વખત પછી ખબર પડી કે તે જહાજ તો ન્યુયોર્ક જઇ પહોંચી છે. જ્યારે મને કંઇ ન સુજ્યું ત્યાર હું પેલા હબસીની શોધમા નિકળી પડયો. અને વર્તમાનપત્રોમાં આની જાહેરાત તેના ફોટા સાથે આપી એક મોટું ઇનામ આપવાનું પણ જણાવ્યું. એક દિવસ એક લાંબો અને સ્થુળ હબસી અમારા ઘેર આ ઇનામની લાલચે આવ્યો પણ ખરો. પણ તે ઘરની ચાકરડી સાથે થોડી વાતચીત કરી પાછો ચાલતો થયો. અને ફરીથી જોવા મળ્યો નહિ.

અને આમ...મારી મારા પિતાની શોધ ધીમી પડવા માંડી. અમે બંનેએ આ સંબંધી ફરીથી વાત પણ ન ઉપાડી. મારી માતાએ પણ આ સંબંધમાં ફરીથી કંઇપણ કહ્યું નહિં. ફક્ત એક દિવસ તેણીએ ઓચિંતું મને પૂછયું –"તેં મને પહેલેથી સ્વપ્નની વાત કેમ કહી નો'તી ?"

હું કંઇપણ જવાબ ન આપી શકયો. તે જાતે જ ફરીથી બોલી ઉઠી–"અગાઉ ! પહેલા...તે પોતાનું વાક્ય પુરૂં ન કરી શકી.

અને આમ અમારા દિવસો પસાર થવા લાગ્યા.

આ પછી કોઇ દિવસ મને આવું શોધ પણ બંધ કરી દીધી. પણ હજુ સુધી મને દૂરથી કોઇનો કરૂ આવાજ તો સંભળાય જ છે. આવો અવાજ હંમેશા સંભળાય છે અને તેમાં વિષાદ ભરેલો લાગે છે. મને તે વખતે એવું લાગે છે કે મારા ઘરની પછિતેથી કોઇ ચઢી રહ્યું છે. તે ભેદી અવાજો મારા હૃદયને અશાન્ત કરી મુકે છે. મારા સમજવામાં આ કંઇ નથી આવતું અને એ પણ ખબર નથી પડતી કે આ કોઇ જીવિત વ્યક્તિ છે કે યા તો સમુદ્રનું વિષાદ-પૂર્ણ રડવું છે. કોઇ કોઇ વખત આ અવાજ કોઇ જંગલી પશુની ગર્જના જેવો લાગે છે અને તે સાંભળી હું ઉંઘમાથી ઝબકી ઉઠું છું.

મારા સમજવામાં નથી આવતું કે આવો કાળ હું કયા સુધી પસાર કરીશ

---

# મુંઝવતા સવાલો ........નો........ સરળ ઉકેલ

**સવાલ:**–કાર્લ માર્કસનાં પુસ્તકોના અભ્યાસની ભલામણ તમે કરો છો ?

**જવાબ:**–જરૂર. મને તો કાર્લ માર્કસ હંમેશાં બીજી જગ્યાએ ન મળી શકે તેવી ઉપયોગી માહિતી, તર્કસિદ્ધ વિચારપદ્ધતિ અને મુડીવાદી અર્થરચનાનાં શાસ્ત્રીય પૃથક્કરણનો ભંડાર જણાયા છે. માલ ઉપજાવવાનાં સાધનો પર ખાનગી માલેકીની સંસ્થા નાબૂદ કરી તેના પર શ્રમજીવીઓની સત્તા સ્થાપવાના પક્ષમાં એમની જે દલીલો છે તેનો જવાબ કોઇથી આપી શકાય તેમ નથી એમ હું માનું છું. તે ઉપરાંત ક્રાંતિ, આંદોલન વિષયક, શિક્ષણ વિષયક અને રાજકારણની ચાલબાજી સંબંધમાં કેટલીએ અમુલ્ય સુચનાઓ તેમાં ભરી છે. કાર્લ માર્કસનાં લખાણોનો પરિચય સાધ્યા વિના સામાજીક વિચાર પદ્ધતિઓ બરાબર સમજવાનું મુશ્કેલ બને તેમ છે. કાર્લ માર્કસને એક પોપ–ધર્મગુરૂ–રૂપે હું સ્વીકારતો નથી. તેમના એવા ઘણાએ વિચારો છે કે જે હું માન્ય રાખી શકતો નથી. પરંતુ કાર્લ માર્કસનાં લખાણોમાં અત્યંત ઉપયોગી અને ચીરંજીવી રહેવાને સર્જાએલું એવું તત્વ પુષ્કળ પડયું છે. એટલે એનો જો ઉપયોગ કરવામાં ન આવે તો માણસનાં જ્ઞાનમાં એટલી ઉણપ જ રહેલી ગણાય.

---

કાર્લ માર્કસનો અભ્યાસ

*

મુડીવાદની શરૂઆત

*

સહુથી જટિલ વિજ્ઞાન

*

વિચાર કેમ જન્મે છે

*

માલ્કત ચોરી છે !

*

મતાગ્રહીનું માનસ

*

લોકશાસનના લાભાલાભ

---

**સવાલ:**–મુડીવાદ ક્યારે શરૂ થયો ?

**જવાબ:**–એ સવાલનો જવાબ આપવાનું કામ બહુ મુશ્કેલ છે. એ બાબતમાં બહુ મતભેદો પ્રવર્તે છે: કેટલાક એમ કહે છે કે એની શરૂઆત છેલ્લી સદીમાં થઇ કે જ્યારે મુડીવાદે ઇજારાવાદનું સ્વરૂપ લેવા માંડયું. કેટલાક કહે છે કે એ છેલ્લી સદીની શરૂઆતમાં આવ્યો કે જ્યારે મુડીવાદે શ્રમવિભાગની પદ્ધતિને બરાબર અમલમાં મુકી. કેટલાક કહે છે કે એ અઢારમી સદીમાં ઔદ્યોગિક ક્રાન્તિની સાથે હસ્તીમાં આવ્યો કેમકે ત્યારથી કારખાનાંઓની

પદ્ધતિ અને વરાળના બળથી યંત્રો ચલાવી ઓછી કીંમત અને મહેનતે માલ નીપજાવવાની પ્રથા શરૂ થઇ. કેટલાક કહે છે કે વરાળથી ચાલનારાં યંત્રની શોધ સાથે મુડીવાદનો પણ ઉદય થયો. અને છતાં જ્યારે આ જુદી જુદી પદ્ધતિઓનો વિચાર કરી જોઇએ છીએ ત્યારે તે બધામાં એક જ પ્રકારનું દ્રષ્ટિબિન્દુ નજરે પડે છે. બધા આટલી વાત મંજુર રાખે છે કે મુડીવાદ એક એવી ઔદ્યોગિક પદ્ધતિ છે કે જેમાં માલ ઉપજાવવા માટે વિજ્ઞાનનો આશ્રય લેવામાં આવે છે, મજુરોને તેમની મહેનત બદલ રોજી આપવામાં આવે છે, તેણે વધુ પ્રમાણમાં ઉત્પન્ન કરેલ માલને માટે હમેશાં વધારે અને વધારે વિશાળ બજારોની જરૂર રહે છે, ફક્ત નફો મેળવવાના ઉદ્દેશથી જ માલ ઉત્પન્ન કરવામાં આવે છે, નફો વધારવાના આશયથી માલ બનાવવાની શક્તિમાં વધારો થતો રહે છે અને પોતાના મજુરોને તેમણે ખર્ચેલા સમાજની દ્રષ્ટિએ ઉપયોગી શ્રમની પુરી કીંમત કદિ ઇરાદાપૂર્વક અપાતી નથી. આ બધાં મુડીવાદના લક્ષણો છે—ઉત્પાદનનાં મોટાં સાધનો પર ખાનગી માલેકીના પાયા પર રચાએલી સામાજીક પ્રથા.

આ ચોક્કસ દિવસે મુડીવાદની શરૂઆત થઇ એમ કહેવું અશક્ય છે. કેમકે એ કંઇ સ્થિર વસ્તુ નહિ પણ ઘટના છે. તેનો વિકાસ ધીમે ધીમે થયો છે અને કંઇ નિશ્ચિત સ્વરૂપ ધારણ કરતાં પહેલાં કંઇક દસકાઓ વીતી ગયા હતા. એમ થયા પછી આપણે એક પુરું ચિત્ર જોઇ શક્યા અને આપણે જાણ્યું કે એ મુડીવાદ છે. ત્યાર પહેલાંના જગતના ઔદ્યોગિક ઇતિહાસમાં એનો જોટો મળે તેમ નહોતું, ગુલામી કે રાજાશાહિની પ્રથામાં સ્વતંત્ર મજુરો જેવું કંઇ હતું જ નહિ. મુડીવાદ સ્વતંત્ર મજુરીના પાયાપર રચાએલો છે. છતાં એ સવાલ રહેતો જ હોય કે તે ક્યારે શરૂ થયો તો એવો જવાબ આપી શકાય કે લગભગ બસો વર્ષ પૂર્વે. પરંતુ એમ કહેવામાં બે પક્ષ અને વિરૂદ્ધની પુષ્કળ દલીલોને માટે પુરતો અવકાશ છે.

**સવાલ:**—બધાંએ વિજ્ઞાનો—Sciences—માં સહુથી વધારે જટિલ Complicated કયું?

**જવાબ:**—પેલા અજોડ વિદ્વાન લીસ્ટર ઓફ વોર્ડે એમ નક્કી કર્યું છે કે એ સમાજશાસ્ત્ર છે અને હું તેની સામે શીર ઝુકાવું છું.

**સવાલ:**—ભૌતીકવાદીઓ વિચારને વિષે કેવો ખ્યાલ ધરાવે છે?

**જવાબ:**—કેબેલે એમ કહ્યું છે કે "જ્ઞાન એક શારીરિક ઘટના છે અને શરીરમાં મગજ છે એ એની મુખ્ય પ્રેરક છે.

**સવાલ:**—"મીલ્કત એ ચોરી છે" એ પ્રખ્યાત વાક્ય કાર્લ માર્ક્સે ચાલુ કર્યું છે?

**જવાબ:**—એ વાક્ય કાર્લ માર્ક્સે લખ્યું નહોતું. તે વાક્યનો પિતા પેલો જાણીતો અરાજકતાવાદી પ્રાઉધાન હતો. કાર્લ માર્ક્સે તો એનો સખત વિરોધ કરેલો. પરંતુ સમાજવાદના વિરોધીઓ હજુ પણ એવું જુઠાણું ફેલાવ્યે જ રાખે છે કે એ સમાજવાદનું સુત્ર છે.

"મીલ્કત એ ચોરી છે" એમ કહેવાને બદલે સમાજવાદીઓ તો ભારપૂર્વક એમ જણાવે છે કે દરેક કામદારની અંગત મીલ્કતના હક્કનું રક્ષણ કરવામાં આવશે ફક્ત મોટા પાયા પર ચાલતા ઉદ્યોગોને જ સમાજની મીલ્કત બનાવી દેવામાં આવશે. શહેરીઓની જે અંગત મીલ્કત હોય તેને

પણ સામાજીક બનાવી દેવાનો વિચાર સમાજવાદીઓએ કદી રાખ્યો જ નથી. એ લોકોને પોતાનાં રહેઠાણનાં ઘરો, ગાડીઓ કે રેડીઓ વગેરે પર માલીકી ધરાવવાનો પુરતો હક્ક હશે. અને સામાજીક ક્રાન્તિ વખતે આવી જાતની કોઇ મીલ્કત તેમની પાસે ન હોય તો પ્રમાણીક મહેનત કરીને તે મેળવી લેવા માટે તેમને ઉત્તેજન આપવામાં આવશે.

**સવાલ:**—જે માણસ મતાગ્રહી–dogmatist–હોય, તેનામાં ઉંડી સમજણ હોઇ શકે ખરી?

**જવાબ:**—પ્રથમ મતાગ્રહીની વ્યાખ્યા આપણે મુકરર કરવી પડશે. તમે પુછો છો એ અર્થમાં મતાગ્રહી તેને જ ગણી શકાય કે જે માણસ, અમુક પંથ કે સંપ્રદાયે સ્વીકારેલી અમુક દરખાસ્ત, માન્યતા, સિધ્ધાંત કે સંભાવને અચળ અને આખરી સત્ય તરીકે માની લે અને એ માન્યતાઓમાં પૃથકરણ, ટીકા, પરીક્ષા કે તપાસને માટે અવકાશ જ ન સ્વીકારે. જો એ વ્યાખ્યા બરાબર હોય તો એ દેખીતું છે કે મતાગ્રહી માણસ ઉંડો વિચારક ન જ હોઇ શકે; કારણ કે એણે સ્વતંત્ર વિચારણાનું બલિદાન આપ્યું હોય છે, યોગ્યાયોગ્યતા તપાસવાનો પોતાનો હક્ક જતો કર્યો હોય છે અને વસ્તુ સ્વીકારતાં પહેલાં તેની કસોટી કરવાની વૈજ્ઞાનીક પદ્ધતિનો તેણે ત્યાગ કરેલો હોય છે. આવી જાતના મતાગ્રહીઓ મોટે ભાગે ધાર્મિક અને સાંપ્રદાયિક મીજલસોમાં વધારે નજરે પડે છે કેમકે અમુક બાબત ઇશ્વર તરફથી જ મળેલ છે એવી માન્યતા પર તેમને આગળ વધવાનું હોય છે. આનો અર્થ એવો તો નથી જ થતો કે ગણીતશાસ્ત્રીઓ કે વૈજ્ઞાનિકોએ પોતાના અખતરાઓ કે ગણત્રીઓ પરથી નિર્ણીત કરેલા વિચારોને આગ્રહપૂર્વક રજુ કરનાર માણસને પણ મતાગ્રહી–Dogmatic–ગણી લેવો. કોઇ એક વૈજ્ઞાનિક નિષ્ણાતે પોતાની શોધખોળને પરિણામે મેળવેલા વિચારો તે પુરતા ભારપૂર્વક રજુ કરી શકે છે કેમકે તે સાબીત કરી આપવાને તે હમેશાં તૈયાર હોય છે. મતાગ્રહી માણસના આગ્રહનો આધાર તો કોઇ માણસ અથવા કોઇ પુસ્તકે કંઇ કહ્યું હોય તેના ઉપર જ હોય છે. આ કારણથી મતાગ્રહી માણસનું માનસ હમેશાં છીછરું જ હોય છે.

**સવાલ:**—દુનીઆના મુડીવાદી દેશોમાં આજે બેકારોની સંખ્યા કેટલી છે?

**જવાબ:**—અત્યારસુધીમાં જે આંકડાઓ મળ્યા છે તે પરથી તે ૩૦,૦૦૦,૦૦૦ હોય એમ જણાય છે.

**સવાલ:**—લોકશાસનવાળાં તંત્રો પોતાનું કામ બહુ ધીમેથી કરે છે જ્યારે સરમુખત્યારી અથવા એકહથ્થુ સત્તાની ખુબી એ છે કે ત્યાં જે કાંઇ નિર્ણય કરવાનો હોય તે ઝડપથી થઇ જાય છે. એ તમે કબુલ કરો છો કે કેમ?

**જવાબ:**—એ વાત ખરી છે કે જ્યારે કોઇ સામાજીક બાબતમાં ફેરફાર કરવો હોય ત્યારે લોકશાસનવાળા દેશોમાં તેમાં વિલંબ લાગે છે. પરંતુ આમ થવાનું કારણ એ છે કે એ સંસ્થા કંઇ પણ કામ કરતાં પહેલાં પુરતી સંભાળ લે છે. કરવા ધારેલા ફેરફારનો વસ્તુસ્થિતિની દ્રષ્ટિએ બરાબર અભ્યાસ કરે છે. જાહેર અગત્યના પ્રશ્નોમાં હમેશાં ઉતાવળથી કામ લેવું એ ડહાપણ ભર્યું કે સલાહકારક છે? અને એમ જોવા બેસીએ તો જ્યારે યુદ્ધ હોય કે કોઇ તાત્કાલિક જરુરીઆતની બાબત ઉભી થાય ત્યારે અને પ્રજા સમક્ષ પડેલા મુદ્દાઓ સ્પષ્ટ હોય ત્યારે લોકશાસનવાળા દેશો પણ ઝડપથી કામ પતાવી લે છે. આપખુદ સત્તાઓ ઝડપથી ગતિ કરે છે એ વાત ખરી પણ ઘણી વખત એ વસ્તુ પોતે જ આપખુદ સત્તાની નિષ્ફળતાનુ કારણ બને છે. કારણ કે સરમુખત્યાર કંઇ સાંભળવા બેસતો નથી કે બીજા દ્રષ્ટિબિન્દુઓ જાણવાની દરકાર તેને હોતી નથી એટલે તે વધારે વખત જોખમભરેલી સ્થિતિમાં આવી પડે છે. જો આપખુદ "ઝડપ" અને લોકશાસનની "ધીમાશ" વચ્ચે જ પસંદગી કરવાની હોય તો લોકોની દ્રષ્ટિએ એ ધીમાશ લાભદાયક છે.

ટુંકી વાર્તા

# લાંચ

લેખકઃ
અરવિન્દ નર્મદાશંકર શાસ્ત્રી

"કેમ? કયાં ગયા હતા? હું તો તમારી રાહ જોતી બેઠી જ રહી છું. ખાવાનું એ ઠંડુ પડી ગયું છે."

પતિને ઘરમાં પ્રવેશતાં જોઇ શાંતાએ કહ્યું. એઉનાં લગ્ન થયાંને પાંચેક વર્ષ થયાં હતાં. સુરેશ રાજનગરની ધારાસભાનો સભ્ય છે. એક સમય હતો કે જ્યારે આ યુવાનના ઘરમા લક્ષ્મીની રેલંછેલ હતી. વૈભવ-સમૃદ્ધિ તેને બારણે મ્હાલતી પણ આજે એ દિવસો રહ્યા નથી. સુરેશ કંગાલ હાલતે જીવન જીવી રહ્યો છે. એક ન્હાના સરખા ઘરમાં તે રહે છે. ઘરસામાન પણ નહિં જેવો જ છે. કેટલાક રાજકીય પુસ્તકો, એક ભાગ્યાં-તુટયાં ખુરશી ટેબલ અને થોડીક મહાપુરુષોની છબીઓ. સુરેશનો પહેરવેશ પણ તદ્દન સાદો છે.

પાંચ વર્ષની ગરીબી અને પરીશ્રમે યુવતીના શરીર-સૌન્દર્ય પર જરાએ અસર કરેલી દેખાતી નથી. તેનાં વસ્ત્રો સાદાં પરંતુ સ્વચ્છ અને સુઘડતાભર્યાં છે તેનું મુખ પ્રસન્ન અને વારંવાર જોવું ગમે એવું ઘાટીલું છે. દુઃખ, શોક કે ગ્લાની તેના ચ્હેરા પર ક્વચિત જ નજરે પડે છે.

થાળી પીરસતા તે બોલી "-રાજનગરની ધારાસભાના માનવંતા સભ્ય, આપને માટે લાયક ભોજન તૈયાર છે, પધારો જોઇએ?"

"શું બનાવ્યું છે?"

"જુઓ તો ખરા દાળ છે, ભાત છે અને સાથે સ્વાદિષ્ટ ચટણી પણ છે." આ સાથેજ યુવતીએ એક નિશ્વાસ નાખ્યો. યુવક એનું કારણ કળી ગયો. તે બોલ્યો.

"શાન્તા તારા નિશ્વાસનું કારણ હુ જાણું છુ પરન્તુ કાંઇ ઉપાય નથી. આજે ધારાસભામાં લખો રૂપિયાના સાવદના ખર્ચનું બજેટ નક્કી કરવામાં સારો એ દિવસ પસાર કર્યો–અને અહીં મારા ઘરમા હાંલ્લા...

'આ બધી વાત યાદ કરવાથી શો ફાયદો? ચિન્તા શા માટે કરવી? એક દિવસ એવો પણ આવશે કે જ્યારે આપણે સુખચેનથી જીંદગી ગુજારી શકીશું.' બેલો જોઇએ, રસોઇ કેવી થઇ છે?"

'ઘણીજ સુન્દર. આખા રાજનગરમાં તારા જેવી રસોઇ કરનારી મને ભાગ્યેજ મળે."

"ચાલો એ સિફારશ જવા દો. મારે પેલા રમાબ્હેનની ખબર કાઢવા જવું છે. બીચારાં તાવથી પટકાઈ પડ્યા છે."

સુરેશે ભોજન સમાપ્ત કીધું. શાન્તાએ પણ જમી લીધું અને કપડાં બદલી તે બહાર જવા તૈયાર થઇ.

"હું આવું? હસમુખને પણ મારાથી મળાયું નથી."

"ના તમારી કાંઇ જરૂર નથી. તમે આવશો તો પછી આ લેખ કયારે પુરો થશે. કાલે તો આપવો જ જોઇએ ને?"

નિર્વાહ મહામુશ્કેલીએ ચાલતો હોવા છતાં પણ સુરેશ સુખી છે. માત્ર જ્યારે તેને પોતાની વ્હાલી સ્ત્રીનો ખ્યાલ આવે છે ત્યારે તે ભાન-શુન્ય બની જાય છે. એનું હૃદય દારુણ વેદના ભોગવે છે. ધારાસભાના સભ્ય તરીકે હજુ તે એક વર્ષ સુધી રહેશે. તે પછી નવી ચુંટણી થશે. પણ તેમાં તેના ચુંટાવાની સંભાવના ઘણી જ ઓછી છે. સાધન-સંપત્તિ વગરનો એક સાધારણ મનુષ્ય શું કરી શકે? તેની પાસે નથી ગાડી-ઘોડા કે નથી તે માટે પૈસા ખર્ચવાની શક્તિ. પણ આમ છતાં તેની વ્યાખ્યાનશક્તિ જબરી છે. ભાષણ કરવા ઉઠે ત્યારે એવું તો સડસડાટ બોલે કે સાંભળનારા સ્થંભી જ જાય. તેની કલમ પણ જાદુભરી હતી. પરંતુ સ્વાર્થીઓ પોતાનો સ્વાર્થ સાધવામાં કુશળ હોય છે. પત્રકારો પણ આ નિર્ધનને સહાય કેમ કરી શકે? તેમની મુઠ્ઠી ધનિકો તરફથી ગરમ કરવામાં આવી હતી. એટલે તેમણે તો તેમના જ હિત તરફનું પ્રચારકાર્ય કરવાનું હોયને? બીજાની તેમને તે શી પડી હોય? આમ વિચારતો સુરેશ પીડિત હૃદયે ઉઠી લખવા માટે મેજ તરફ વળ્યો. કલમ ઉપાડે એટલામાં તો દ્વાર પર ટકોરા પડયા. કોણ હશે? સ્વગત બોલતાં તેણે બારણું ઉઘાડયું.

"માફ કરજો. આપ જ સુરેશકુમારને?" એક અપરિચિત ગૃહસ્થે ઓરડામાં પ્રવેશ કરતાં કહ્યું.

"જી. હા. પધારો."

"અત્યારે આવવા માટે ક્ષમા કરજો. અહીં બીજું તો કોઈ જ નથીને?"

"નાજી. મારી પત્ની હમણાં જ બહાર [illegible]"

"મારું નામ રાવસાહેબ ઉત્તમચંદ છે." પેલા અપરિચિત ગૃહસ્થે ખુરસી પર બેસતાં આમતેમ દૃષ્ટિ નાંખી કહ્યું:—"હું એક ખાસ અગત્યના કામ માટે આપની પાસે આવ્યો છું. કાર્ય તદ્દન નજીવું જ છે. આપની ધારાસભાએ રસ્તાઓની સુધારણા વિષે નિર્ણય કરવા એક કમીટી નીમી છે. એ કમીટીમાં આપ પણ છો. અમારી માન્યતા મુજબ રસ્તાઓ નવેસરથી કરવાની ખાસ જરૂર છે. એથી જાનમાલનું રક્ષણ, વાહનવ્યવસ્થા અને જનસુખાકારી સારી રીતે થઇ શકશે. અમારી કંપની સડકો બનાવવાના કાર્યમાં ઘણીજ પ્રખ્યાત છે, થોડા ખર્ચમાં સુન્દર કામ અમે જ આપીએ છીએ. આપને ત્યાંની સડકો શા માટે સુધારવી જોઇએ તેના કાગળ-પત્રો હું અહીં લાવ્યો છું. આપ તે વાંચી જોશો તો આપને મારા બોલવાની ખાત્રી થશે, અને આપ અમને જ કોન્ટ્રેકટ મળે તે માટે લડત ઉઠાવશો."

"માફ કરજો." સુરેશે હાથ જોડતાં કહ્યું. "મને મળેલી માહિતી મુજબ અને મારી માન્યતા પ્રમાણે રસ્તાઓ હજુ કેટલાંક વર્ષ સુધી સહિસલામત રીતે રહી શકે એવા છે. અને વળી આવા કટોકટીના સમયે લાખો રૂપિયાનો ખર્ચ કરવો એ તદ્દન અયોગ્ય છે. એ માટે હું તેની વિરૂદ્ધ ઝુંબેશ ઉઠાવનાર છું."

"આપ માત્ર એક વાર આ કાગળો તરફ નજર તો નાંખો! આ વાંચતાં જ આપ અમને મત આપશો એવી અમને શ્રદ્ધા છે."

"લાવો જોઉં જોવામાં હરકત શી છે?"

રાવ સાહેબે કાગળો સુરેશના હાથમાં [illegible] તેને ઉથલાવવા લાગ્યો

આ સમયે બારણું જોરથી ઠોકાયું. સુરેશે દ્વાર પાસે જઈ તે ઉઘાડયું, જોયું તો ઘરધણી ભાડું લેવા માટે આવ્યો હતો. ચાર મહિનાનું ભાડું ચઢયું હતું. હવે ઘરધણી વધુ ધીરજ ધરે એમ નહોતું તે હા કે નાનો જવાબ લેવા જ આવ્યો હતો.

"કાલે અવશ્ય આપનું ભાડું ચુકવી આપીશ." સુરેશે દીનતાથી કહ્યું.

"કાલે ભાડું મળવું જ જોઈએ નહિ તો ઘર પર ટાંચ આવશે."

"ઠીક"

"આ લોકો પોતે જ કાયદા ઘડે છે પરન્તુ તેનું પાલન તેઓ કરતા નથી. નેતાગીરીની પણ હદ હોય છે." ઘરધણી જતાં જતાં કટાક્ષમાં બોલ્યો.

સુરેશનું મુખ શ્યામ પડી ગયું મહામુશ્કેલીએ તે પાછો આવી મુળ સ્થાને બેસી કાગળો જોવા લાગ્યો. પણ આ શું! આ ૧૦,૦૦૦ રૂપિયાનો ચેક અહીં કેવો?

"આપના મતની અમને ઘણી આવશ્યકતા છે." રાવસાહેબ ઉત્તમચંદે બોલતાં કહ્યું"–કમીટીમાં કુલ્લે ૭ સભ્યો છે. એમાંથી ત્રણ તો અમારા પક્ષના છે બાકી ત્રણ સભ્યો અમારી વિરૂદ્ધ છે. આપનો અમને મત આપો તો અમારૂં કામ ફત્તેહ થઇ જાય. આપ કોઈ પણ પક્ષના નથી એટલે અમને મત આપશો તો એમાં આપને હાની–લાભ પણ નથી. આપના મતથી અમને જીત મળશે. અને અમે પણ આપની સેવાઓ કદી ભૂલશું નહિ."

સુરેશ ચૂપ થઇ ગયો. એનું મુખ ફીકકું પડી ગયું. ચ્હેરાપર પરસેવાનાં બુન્દ બાઝયાં તે થરથર કંપવા લાગ્યો એક તરફ દશ હજાર રૂપિયા બીજી તરફ દેશદ્રોહ, એક બાજુ વૈભવ–સંપત્તિ બીજી બાજુ દુ:ખ–ગરીબાઇ ને મહા મુંઝવણ.

"રાજનીતિ અને પ્રમાણિકતાએ આપને કંગાળ બનાવ્યા છે." ચેક સુરેશના હાથમાં જોતાં રાવસાહેબ બોલ્યા:–"જરા આ તરફ નજર નાખો. આપ કેવી મુશ્કેલીએ જીવન જીવી રહ્યા છો. ધારાસભાના આપ માનવંતા સભ્ય અને અહીં ઘરમાં હાંલ્લા કુસ્તી કરે. આવી સ્થિતિ આપ કયાં સુધી ચાલુ રાખશો. જરા આપની સ્ત્રીની તરફ તો જુઓ. હજુ હમણાં જ ઘરધણી ભાડા માટે તગાદો કરી ગયો. કાલે ટાંચ આવશે અને આપને પહેરેલે લુગડે સ્ત્રી સહિત બહાર નીકળવું પડશે. તે વખતે તમને કેટલી લજ્જા લાગશે, લોકો તમારે માટે શું બોલશે?" આમ બોલી રાવસાહેબ પ્રત્યુત્તરની આશાએ સુરેશ સ્હામું જોવા લાગ્યા.

પણ સુરેશ મૌન જ રહ્યો.

"જુઓ સુરેશકુમાર, આ કાંઈ ન્હાની સુની રકમ નથી. રૂપિયા દશ હજાર છે. તમારી આખી જીંદગીમાં ભેગો ન થાય એટલો આ પૈસો છે. આ પૈસાથી આપની હાલત સુધરી જશે. આપ બાદશાહી રીતે જીવન ગુજારી શકશો. વળી નવી ચુંટણીમાં પણ આપ મક્કમ ઉભા રહી શકશો. કીર્તિ અને પ્રતિષ્ઠા આપનાં ચરણ ચુંબશે. આપની સ્ત્રી તરફ નજર નાંખો બીચારી કેવી શ્યામ પડી ગઇ છે. તેની પાસે પુરતાં ઘરેણાં પણ નથી. આપ ધારો તો આ દ્રવ્યથી તેને સોને મઢી શકો. બીચારી આખો દિવસ કામ કરતાં કરતાં મરી જાય છે. શું આપને એની પણ દયા નથી આવતી?"

સુરેશ પણ આ બધી વાતો સાંભળી વિચારી રહ્યો હતો. "રાવસાહેબની વાત ખોટી નથી. બીચારી શાન્તા પણ તદ્દન દુબળી પડી ગઇ છે. પરણ્યા પછી મેં

તેને સુખી એ કરી નથી. હું ઘણા શા કામનો ? આટલું દુઃખ ? આટલું દારિદ્ર ? ઘરધણી અપમાન કરી ગયો. દુધવાળાએ દુધ આપવું બંધ કર્યું. દાણાવાળાના પૈસા પણ બાકી જ છે. અર્થકષ્ટ ? માનસિક કષ્ટ ! શારીરિક કષ્ટ અને અનાહારનું કષ્ટ આ બધું એક તરફ. બીજી બાજુ ભલાઇ, ઇમાનદારી અને નેકનામી ! શું કરૂં ?"

"શું તમે તમારી વ્હાલી પત્ની શાંતા બ્હેનને પણ સુખી કરવા માગતા નથી ?" રાવસાહેબે સુરેશને યાદ આપતાં પુછ્યું.

"શાંતાનું નામ કોણ લઇ રહ્યું છે?" શાંતાએ અંદર પ્રવેશતાં જ અપરિચિત મનુષ્યના મુખથી પોતાનું નામ નીકળતાં અને પોતાના સ્વામીના વિચારગ્રસ્ત મુખ તરફ જોતાં પ્રશ્ન કર્યો:–"શાંતાનું નામ કોણ લઇ રહ્યું છે ?"

સુરેશના હૃદયમાં નવું જોમ આવ્યું તેની છિન્નભિન્ન થયલી બધી શકિતઓ પાછી એકત્રિત બની. તે બોલ્યો:–"શાન્તા, મને ઉગારી લે, એમ કહી બધી વાત તેણે તેની આગળ રજુ કરી, અને ચેક તેના હાથમાં મુકતાં તે બોલ્યો:–"શાન્તા તું આ વાતનો નિર્ણય કર. હું ધર્મ આપી ધન લઉં કે ધનને ઠોકરે મારી ધર્મ બચાવું?"

"સાહેબ, આ લાંચ છે. અને અમને એની જરૂર પણ નથી."

"બ્હેન આપની ભૂલ થાય છે. આ હું આપને લાંચ તરીકે આપતો નથી પરંતુ તમે અમારૂં કાર્ય કરો તેના પુરસ્કાર તરીકે જ આપું છું. આ સ્વીકારવામાં આપને જરાએ હરકત નથી." રાવસાહેબે દલીલ કરી.

"આ ચોકખી લાંચ છે. અને શેઠજી, અહીં આત્મસ્વમાન કે ધર્મ વેચાતો નથી. સમજ્યા ? આપ આપનું કામ કરો."

"બ્હેન તમારી ભૂલ થાય છે. જુઓ આ તમારી ગરીબી તરફ. ઘરધણી કાલે ટાંચ લાવશે અને તે સમયે તમે મને યાદ કરશો. શા માટે આવતી લક્ષ્મીને ના કહો છો."

"એ બધી પંચાત તમારે શા માટે કરવી જોઇએ ? ટાંચ અમારે ત્યાં આવશે અમે દુઃખી થઇશું તેમાં તમારે શું ? લાંચ ખાઇ દેશદ્રોહ કરવાનું કાર્ય અમારૂં નથી. એ કામ તમારા જેવા રાવસાહેબોનું છે સ્હમજ્યા! જુઓ આ બહાર જવાનો રસ્તો" શાન્તાએ ચેક રાવસાહેબના હાથમાં મુકતાં કહ્યું.

સુરેશ શાન્તા તરફ મુગ્ધ બની જોઇ જ રહ્યો. જેને માટે પોતે આટલું મન્થન અનુભવી રહ્યા હતો તે કાર્ય શાન્તાએ માત્ર પાંચ મીનીટમાં જ કરી નાંખ્યું. સુરેશ આશ્ચર્ય પામ્યો શાન્તા તરફ તેની પ્રેમલાગણી વધી. તે ધીમેથી ઉઠ્યો અને શાન્તાને પોતાની સમીપ ખેંચી તેના ગુલાબી અધરોષ્ઠપર ચુંબન આપતાં બોલ્યો:–"તારા પ્રેમ આગળ આ દશ હજાર રૂપીયા તદન તુચ્છ છે. સ્હમજી."

"હાં, હું. અને એટલે જ મેં એ રૂપિયા જતા કર્યા સ્હમજ્યા મારા માનવંતા સભ્ય !" *

સુચીત.



# તેણી "હઠીલી" હોય તો ઠપકો આપશો નહિં

## ડોકટરો તેનાં ચિન્હો જાણે છે



એક બાળક લાગણીવશ અને રીસાળ, વીરોધી અને ખરાબ સ્વભાવવાળું હોય તો સતત ઠપકો કાંઇ અસર કરતો નથી. આવી સ્થીતી માટે કારણ છે—અને ઘણાં દાખલાઓમા એકજ કારણ હોય છે.

ડોકટરો તમને કહેશે કે તંદુરસ્ત જ્ઞાનતંતુઓ બનાવીને શરીરનું બંધારણ ઘડવા માટે, ચુના અને ફોસ્ફરસ સાથે વીટામીન 'એ' અને 'ડી' પુરતા પ્રમાણમાં બાળકને મળવો જોઇએ. આ ચીજો ન મળે તો ઉગતાં બાળકોની શકતી ખર્ચાઇ જાય છે તેથી તેઓ નબળાં, ગરમ સ્વભાવનાં અને ચીઢીયાં થઇ જાય છે.

### ડાકટરોએ સ્વીકારેલી સાદી માવજત

આ સ્થીતી માટે સદ્‌ભાગ્યે સાદો અને અસરકારક ઉપાય છે સ્કોટનુ ઇમલ્શન જેમાંથી સ્વાભાવીક રીતે વીટામીન 'એ' અને 'ડી' મળી આવે છે તેવા કોડલીવર ઓઇલમાંથી સ્કોટનું ઇમલ્શન બનાવવામાં આવે છે. તેમાં કેલ્શીયમ અને ફોસ્ફરસનાં જરૂરી ક્ષારો ઉમેરવામાં આવ્યા છે તેથી તે સાદા કોડલીવર ઓઇલ કરતાં ત્રણ ગણું વધુ અસરકારક બને છે. સાઠ વર્ષથી ડાકતરી ધંધામા સ્કોટના ઇમલ્શનની ભલામણ કરવામાં આવે છે તે વીશે તમારા ડોકટરને પુછો.

**આશ્ચર્યજનક સત્ય**

સ્કોટના ઇમલ્શનના એક ચમચામા બે પીંટ દુધ જેટલી ને બે ઇંડા જેટલી હાડમાનુ બંધારણ કરવાની ને બશેર કેળા જેટલી શકતી રહેલી છે



# SCOTT'S Emulsion
## સ્કોટ્સ ઇમલ્શન

# ઇતિહાસનાં આંસુ!!!

● ● ● ● ● ●

**ધર્મ, ઇશ્વર, વર્ગસ્વાર્થ, મજાકીય કે વ્યકિતની મહત્વાકાંક્ષાના ઓટલા પર દેવાએલાં કરોડો નિર્દોષોનાં બલિદાનની ઉડતી તવારીખ**

● ● ● ● ● ●

**જર્મનીમાં નવી** સ્થપાએલી હીટલરની નાઝી સરકારે જે જુલ્મ અને અત્યાચારો ત્યાંના યાહુદીઓ પર ગુજાર્યા હતા તે જોતાં આપણને સ્પષ્ટ જણાઇ આવે છે કે ઇતિહાસની પુનરાવૃત્તિ થાય છે. પૂર્વે વિજેતાઓ આથીએ અધિક ત્રાસ અને સખ્તાઇ પ્રજા પર વર્તાવતા હતા. પ્રાણદંડ, જપ્તી અને ધરપકડ તે સમયે ડગલે ને પગલે મળી આવતા. જીતનાર પ્રજા પોતાની તાબેદાર પ્રજા પર મનમાનતા અત્યાચારો કરતી, તેમને રીબાવતી, ત્રાસ આપતી અને ઇચ્છામાં આવે તો તેમની એક સામટી કતલ પણ કરી નાખતી આ માટે નહોતો તેમના સામે ઇન્સાફ લેવામાં આવતો કે નહોતું તેમની સામે કામ ચલાવવામાં આવતું. તે સમયે આ એક સાધારણ રોજીંદુ કાર્ય થઇ પડયું હતું. ઇતિહાસ આ વાતની સાક્ષી પૂરે છે

એક રાજ્ય બીજા રાજ્ય સામે યુધ્ધે ચડે, મોટી લડાઇ થાય અને તેમાં જે જીતે તે હારનાર પર ઘાતકી અને અમાનુષી જુલ્મ આદરે એ વાત તો તે જમાનામાં સ્વાભાવિક જેવી થઇ પડી હતી. એક ધર્મનો માણસ બીજાને પોતાના ધર્મમાં આવવા ફરમાન કરે, બીજો ના પાડે પરિણામે તેના પર જબરજસ્તી થાય અને તેમ કરતા તેનું મૃત્યુ થાય તો પણ તેને ન છોડાય તેના શબને ચુંથવામાં આવે, તેના ડોકાને શહેર બહારના દરવાજાએ કે ઝાડ પર લટકાવી તેની ક્રૂર મશ્કરી કરવામાં આવે આમ જીતાયલી પ્રજા પોતાને આધીન થયલી પ્રજા પર અનેક જાતના જુલ્મ કરતા પણ અચકાતી નહોતી.

**મોટામાં** મોટી કત્લેઆમ અને ખૂનામરકી જો કોઇ પણ દેશમાં ચાલી હોય તો તે એશિયામાં જ. અહિં ખૂનખાર જંગો ખેલાયા છે. મકાનો, મનુષ્યો અને મુલકોની ખુવારી પણ આ જ દેશમાં સૌથી અધિક થઇ છે

…લેખક…

**અરવિન્દ ન. શાસ્ત્રી**

- મદ, શોખ અને ધાર્મિક ઝનુનને લઇને અનેક ખૂનખાર જંગ જામ્યા છે.

એક પ્રજા બીજી પર ચઢાઈ કરી તેના જાનમાલને નુકશાન કરે, ઘરબાર ભાંગી તોડી નાંખે અને જો સામો થાય તો તેને વાઢી નાંખવામાં આવે આવી જાતનો અમાનુષી વર્તાવ આ દેશમાં ઠેકાણે ઠેકાણે મળી આવતો હતો.

હુન, મોગલ અને તાતારોના ટોળાં સૌથી પ્રથમ આ દેશ પર જ હલ્લો લઇ આવ્યાં હતાં. આ જંગલી જાતિઓએ પોતાની નારકીય નીતિ અહીંથી જ અખત્યાર કરી હતી. તેમનાં ઝુંડેઝુંડ મધ્ય એશિયામાં ફરી વળ્યાં હતાં. ગામો બાળતાં, મુલકો લુંટતાં, જાન માલ અને ખેતીવાડીની ખુવારી કરતાં આ ઘાતકી અને નિર્દય જાતિનાં ટોળાંઓએ આખા એશિયાને જ નહિ પરંતુ સારાએ યુરોપને પણ પોતાના ત્રાસથી હચમચાવ્યું હતું. વસ્તી સાથેનાં શહેરોનાં શહેરો તેમણે સળગાવી દીધાં હતાં. પાકથી લચેલાં ખેતરોનાં ખેતરો તેમણે જરાએ વિચાર્યા વગર નાશ કર્યાં હતાં. આ ટોળાં જ્યાં જ્યાં જતાં ત્યાં ત્યાં હાહાકાર મચી રહેતો. ત્રાસનું સામ્રાજ્ય વ્યાપતું. આમ અમાનુષી અત્યાચારનો અગ્નિકુંડ જો કોઇ પણ દેશમાં વધુ પ્રજ્વળ્યો હોય તો તે એશિયામાં જ. ઇતિહાસને ચોપડે આ વાત સ્પષ્ટ રીતે નોંધાયલી છે.

ધાડુપાડુઓનાં આ ટોળાં આખી દુનિયાને ખુણે ખુણે ફરી વળ્યાં. કત્લ કરતાં, ગામો સળગાવતાં, લુંટફાટ કરતાં તેમણે સારીએ સૃષ્ટિમાં પોતાની હાક વગાડી. આ ટોળાં જ્યાં જતાં ત્યાં તંબુઓમાં પડાવ નાંખતાં, અને કામ ખલાસ થતું એટલે તંબુઓ ઉપાડી બીજી લુંટ માટે આગી નીકળતાં.

આવા એશિયાવાસીઓના હુમલામાં ૩૦,૦૦૦,૦૦૦ યુરોપવાસીઓની કત્લ કરવામાં આવી હતી. પરિણામે રોમન સામ્રાજ્યના ભુક્કેભુક્કા ઉડી ગયા. યુરોપ એદાનમેદાન થયું અને વર્ષો સુધી યાદ રહી જાય એવી તેમની ધાક પ્રસરી રહી. એટીલા, ચેંઘીસખાન અને તૈમુર લંગડો મનુષ્ય જાતિમાં ભય પમાડનારા 'ઉત્પાતકદેવો' ગણાવા લાગ્યા.

કત્લ અને જુલમ માત્ર એશિયાવાસીઓએ જ કર્યાં નહોતા. રોમન શહેનશાહોએ પણ એવાં જ કાર્યો કરી ક્રિશ્ચિયનોમાં ત્રાસ વર્તાવ્યો હતો. જ્યાં જ્યાં ક્રિશ્ચિયનો દેખાયા ત્યાં ત્યાં રોમનોએ તેમની પૂંઠ પકડી. રોમનો ક્રિશ્ચિયનોને ધિક્કારતા હતા અને તેથી જ તેમણે તેમની સામે જેહાદ પોકારી. લાખ્ખો ક્રિશ્ચિયનોની માલમત્તા જપ્ત કરવામાં આવી અને તેમને જીવતાં સળગાવી દેવામાં આવ્યાં. આમ આખા યુરોપમાં જાદવાસ્થળીના જંગ ખેલાયા.

મોટામાં મોટી ધાર્મિક કત્લેઆમ જો કોઇએ પણ કરી હોય તો તે રોમનોએ. રોમનો શહેનશાહ નીરો જગતના ઇતિહાસમાં ઘાતકી અને ક્રૂર તરીકે પ્રસિદ્ધ છે. આ શહેનશાહનાં કૃત્યો એટલાં તો હેવાનિયત ભરેલાં હતાં કે જે વાંચતાં જ આપણાં રૂંવેરૂંવાં ઉભાં થઇ જાય. આ શહેનશાહે જ્યારે જોયું કે પ્રજા સારા જુલમથી ત્રાસી ગઇ છે અને તે વિપ્લવ જગાવવાની તૈયારીમાં છે ત્યારે તેણે ક્રિશ્ચિયનોને એક મોટા જાહેર મેદાનમાં ભેગા થવાનો ઢંઢેરો પીટયો. જોઓ આ ઢંઢેરાની સામે થયાં તેમની ત્યાં જ કબર ખોદાઇ ગઇ. નક્કી કરેલા દિવસે આખા શહેરના ક્રિશ્ચિયનો પોતાનો જીવ મુઠ્ઠીમાં લઇ મેદાનમાં આવ્યા. દરેકના મુખ પર

આમલા પ્રસરી રહી હતી, તેમના ચહેરા રૂની પુણી જેવા શ્વેત બની ગયા હતા. શું થશે? આ પ્રશ્ન તેમના લોહીને શોષી જતો હતો.

સમય થયો અને શહેનશાહ નીરોએ પોતાની બેઠક લીધી. બધા સ્થંભી ગયા આ નિરપરાધી ટોળાંને શી શિક્ષા થશે તે જોવા-સાંભળવા સૌ અવાચક જેવા બની શાન્ત રહ્યા. સિંહ ગર્જના કરે તેમ નીરો પોકારી ઉઠયો –"આ વિધર્મીઓને, હરામખોરોને મારી નાખો–બસ મારી નાખો," અને તેની આજ્ઞા થતાં જ ચોતરફથી રોમન સૈનિકો તેમના પર તુટી પડયા–કેટલાકને જીવતાં હિંસક પ્રાણીઓને મુખે દેવામાં આવ્યા, ત્યારે કેટલાકને ત્યાં થાંભલા પર લટકાવી નીચે બળતું કરી તેમને જીવતાં સળગાવી મૂકયા. સૈનિકોએ આ ક્રિશ્ચિયનોની જરા એ વાંક કે ગુન્હા વગર નિર્દય રીતે કત્લ કરી નાખી. અને આવી રીતે આખા સામ્રાજ્યમાં નીરોએ પોતાનો ત્રાસ વર્તાવ્યો.

રોમન શહેનશાહ નીરોએ કરેલાં પિશાચી કૃત્યો Quo Vadis નામક પુસ્તકમાં તેના લેખક હેનરી સીંકવીઝે ઘણીજ થથરાવનારી ભાષામાં આલેખ્યાં છે. આ પુસ્તક નીરોના રાક્ષસી કૃત્યો પર ઘણો સારો પ્રકાશ નાખે છે.

માત્ર શહેનશાહ નીરોએ જ આવા અમાનુષી જુલ્મો ગુજાર્યા હતા એમ નહોતું. બીજા રોમન શહેનશાહોએ પણ ક્રિશ્ચિયનો પર ઘાતકી વર્તાવ ચલાવ્યો હતો. એમાં ડયોક્લેશીયન, કેલીગ્યુલા અને કેરેકલ્લા મુખ્ય છે. સત્તાવાર સમાચારો પરથી જણાય છે કે ડયોક્લેશીયનના હુકમે એણે આખા શહેરના માણસોની એક સામટી કત્લ કરવાનો હુકમ આપ્યો હતો કારણ શહેરીઓએ પોતાને ક્રિશ્ચિયન તરીકે ગણાવ્યા હતા. રાજાને આ પસંદ પડયું નહિ. તેની ઇચ્છા બધાને રોમન તરીકે ગણવાની હતી. પણ પ્રજાએ તે ન માન્યું, રાજાનો ક્રોધ વધ્યો, તેણે બધાંની એક સામટી કત્લ કરવાનું ફરમાન કાઢયું. હુકમ મળતાં જ સૈનિકો શહેરને ખુણે ખુણે ફરી વળ્યા. બાળકો, સ્ત્રીઓ, વૃધ્ધો અને યુવાનો વગેરેની એક સામટી કત્લ કરવામાં આવી. શહેરમા લાશોના ઢગલા થયા. આખું શહેર દુર્ગન્ધ મારવા લાગ્યું. જ્યારે એક પણ જીવ બાકી ન રહ્યો ત્યારે જ સૈનિકોએ ત્યાંથી વિદાય લીધી.

યાહુદીઓ પરનો જુલ્મ ક્રૂસેડના સમયથી અસ્તિત્વમાં આવ્યો એમ કહી એતો તે ખોટું નથી. તે અવ્યવસ્થિત પણ મહાન ચળવળના નેતાઓએ ધાર્મિક ઝનુનને વશ થઈ જ્યુઓ–યાહુદીઓ પર જુલ્મ અને ત્રાસ વર્તાવવો શરૂ કર્યો તેમની ધાર્મિક ઘેલછા આટલેથી જ પરિમિત નહોતી. વિધર્મીઓ પોતાના ધર્મમાં ન આવે તો તેમના પ્રાણ પણ હરી તેમની માલમિલકત જપ્ત કરવી એવી તેમની નીતિ હતી. અને જ્યાં જ્યાં તેમણે જુલ્મ-નીતિ અખત્યાર કરી ત્યાં ત્યાં તેમણે લોહીની નીકો વહાવી, માલ–મત્તા લુંટી અને અસંખ્ય નિર્દોષ જનોની ખુવારી કરી ઇતિહાસને ચોપડે આ વાત સ્પષ્ટ શબ્દોમાં આલેખાઈ છે.

આ લડતમાં એક વાત નોંધવા જેવી હતી. તેમાં ભાગ લેનારા બધા જ કાંઇ ધર્મના ઝનુનથી લડતા નહોતા કેટલાક તો લડાઇ થવાથી લુંટવાનો લાભ મળશે અને ખીસ્સાં તર થશે એવી આશાએ

આ યુધ્ધમાં ભાગ લેતા. તેમની આ આશા ક્વચિત જ નિષ્ફળ જતી, લુટફાટમાં તેમને પુષ્કળ માલમત્તા મળતી અને પૈસા મળે એ માટે તેઓ નિત્ય નિત્ય નવો જુલ્મ આદરવા યત્ન કરતા આમ ક્રૂસેડની લડત દિને દિને લંબાતી જતી હતી.

ઘાતકી કાઉન્ટ એમીકોએ મેઇન્ઝ ખાતે આવેલા યાહુદીઓના ધર્મસંમાજ પર ઓચિંતો હલ્લો કરી તેમને ઘેરી લીધા. યાહુદીઓ ગભરાઇ ગયા. ઘેરો ઉઠાવી લેવા માટે તેમણે કાઉન્ટ આગળ ઘુંટણીએ પડી પ્રાર્થના કરી પણ પત્થર સમાન હૃદયવાળો એમીકો કેમ પીગળે ? યાહુદીઓએ તેને ૪૦૦ માર્ક ચાંદીના સીક્કા અને ૭ પાઉન્ડ ચોકખા સોનાના સીક્કા આપ્યા. કાઉન્ટે તે લીધા અને ગોળમટોળ આશ્વાસન આપી તેમને આશા આપી પણ અંદરખાનેથી કાઉન્ટ તેમનું કાસળ કાઢવા માંગતો હતો. પૈસા લીધા પછી બે કલાક રહીને જ, જ્યારે પેલાઓ વિશ્વાસથી ઘોર નિદ્રા લેતા હતા ત્યારે આ નરપિશાચે તેમનાં પર પત્થરો અને બાણોનો હલ્લો કરવાની પોતાના સૈનિકોને આજ્ઞા આપી. ધડાધડ પત્થરો અને બાણો છૂટવા લાગ્યા. બધે ભયંકર અરેરાટી પ્રસરી. કોઇ ચીસ પાડતાં તો કોઇ મરણનાં ડચકીયાં લેતાં ધરાશાયી થવા લાગ્યાં. આ કાપાકાપી જ્યારે ચાલી રહી હતી ત્યારે અંદરનાં માણસો ભયભરેલી હાલતે થરથર કંપતાં ઉભાં હતાં. મૃત્યુ તેમને હાથ–વેંત જ જણાયું. પણ પોતાના જ ધર્મના માણસો જ્યારે બહાર અવિરલ હિંમત અને પરાક્રમ દાખવી શહીદીને રાહે સંચરતાં તેમણે જોયાં ત્યારે તેઓ પ્રોત્સાહિત બન્યાં અને એક સામટા પોકારી ઉઠયા:–"હવે સમય આવી પહોંચ્યો છે. ધર્મની બલિવેદી પર પ્રાણ સમર્પવા તત્પર બનો"

અને એ પછી સ્ત્રીઓએ પોતાને સ્વહસ્તે જ પુત્રોની જેમ જ પુત્રીઓની કત્લ કરવા માંડી. પોતાનાં વ્હાલાં સંતાનોને જેમણે લાડથી ઉછેર્યાં હતાં, જેમણે પ્રેમથી તેમનું લાલન–પાલન કર્યું હતું તેમનો જ તેમણે શિરચ્છેદ કરવા માંડયો. સંતાનોની કત્લેઆમ જ્યારે પૂર્ણ થઇ ત્યારે સ્ત્રીઓ અંદર અંદર કપાઇ મરી. અસંખ્ય મનુષ્યોએ અજબ હિંમત ધરી પોતાને હાથે જ સ્ત્રી–સંતાનોના લોહી રેડયાં. નમ્ર અને કોમળ સ્વભાવની સ્ત્રીઓએ એક બીજાના વ્હાલા પુત્રોને માર્યા. સ્ત્રીઓ અને પુરુષો એક બીજાનાં ગળાં પર કટાર ચલાવી ધર્મની વેદી પર હોમાઇ ગયાં. બાલિકાઓ અને નવજુવાનો બારીએથી વ્યોમ તરફ દ્રષ્ટિ કરી બોલ્યાઃ–"ઓ પ્રભુ! જરા અમારા તરફ નજર કર. ધર્મ ખાતર–તારા પવિત્ર નામ પર અમે કેટલી કુરબાની, કેટલી ત્યાગવૃત્તિ દાખવીએ છીએ."

આમ અંદર અંદર કાપાકાપી ચાલી રહી. શત્રુઓએ પણ પકડી પકડીને વિધર્મીઓના પ્રાણ લેવા માંડયા. દ્રશ્ય ભયાનક બન્યું. લોહીના રેલા વહેવા માંડયા. જોનારો પણ ત્રાસીને ચકરી ખાઇ ભૂમિ પર તુટી પડે એવો તે કરૂણ અને નિર્લજ્જ હત્યાકાંડ હતો. આદમ અને ઇવની સૃષ્ટિ રચાયા પછી એના જેવો ક્રૂર હત્યાકાંડ બીજો કયાંયે ન થયો હશે. અગીયાર હજાર મનુષ્યોને એક જ દિવસે કાપી રહેંસી નાખવામાં આવ્યાં.

ઇંગ્લાન્ડના સિંહસમાન છાતીવાળા રાજા રીચર્ડે અનેક યાહુદીઓને રીબાવી રીબાવી માર્યા. તેના રાજ્યમાં યાહુદીઓ પર સખ્ત ચોકસાઇ રાખવામાં આવતી જરા પણ વાંક જણાતાં યાહુદીઓ પર

બેસુમાર સિતમ ગુજારવામાં આવતો. આટલા જુલ્મ છતાં પણ તેમનાથી રાજ્ય-સત્તા સામે જરાએ ચૂં કે ચાં કરી શકાતું નહિ

તે પછી કત્લનાં મોજાં ઇંગ્લાન્ડને ગામડે ગામડે અને શહેરેશહેર ફરી વળ્યાં. મારામારીઓ થવા લાગી. ખૂનખાર-જંગ ખેલાયા અને ધર્મચુસ્ત માનવીઓ હસતાં હસતાં બલિવેદી પર હોમાવા લાગ્યાં. 'ધર્મભ્રષ્ટ થવા કરતાં મૃત્યુ અધિક દરજ્જે સારૂં છે' એવી દ્રઢ ધાર્મિક મનુષ્યની ભાવના હતી. યોર્ક નામના પ્રસિદ્ધ શહેરમાં, રબી જેમટોવ નામના હિંમતવાન મનુષ્યે પોતાના સાઠ જાતિ-ભાઈઓનાં તેમની વિનંતીથી જ ખૂન કર્યાં. આ મરનારાઓને દહેશત હતી કે જો જીવતાં રહીશું તો ધર્મભ્રષ્ટ થવું પડશે. તેનાં કરતાં મરણ સારૂં અને આથી તેઓ રબી જેમટોવને હાથે રાજીખુશીથી મરણને ભેટ્યાં. ધર્મને ખાતર શહીદીને રાહે સંચરનારા આ ધાર્મિક પુરૂષોની લાશો એક ભલા પાદરીએ ધાર્મિકક્રિયા વગેરે કરી પોતાના બગીચામાં દાટી.

મધ્યયુગમાં બીજા દેશો કરતાં જર્મનીમાં યાહુદીઓ પર ઘણો અંત ત્રાસ વર્તાવવામાં આવ્યો હતો આમ છતાં પણ તે અરસામાં સ્પેનમાંએ યાહુદીઓ પર બેસુમાર સિતમ ગુજારવામાં આવતો હતો.

લાયન ફ્યુટવેન્જર નામનો એક પ્રસિદ્ધ લેખક કે જેને અત્યારે જર્મનીની હીટલર સરકારે દેશનિકાલ કર્યો છે તેના કથન મુજબ "૧૪ મી સદીમાં લગભગ ૩૫૦ કરતાં યે અધિક યાહુદીઓના કરપીણ રીતે જાન લેવામાં આવ્યા હતા. જર્મનીને ખુણે ખુણેથી તેમને પકડવામાં આવતા અને તેમના પર અસહ્ય જુલ્મ કરવામાં આવતો હતો"

"સખ્ત જુલ્મથી ત્રાસીને બાકી જીવતા રહેલા યાહુદીઓ ભટકતા પોલેન્ડ ગયા. હવે પવિત્ર રોમન શહેનશાહતમાં યાહુદીઓ નામ માત્ર જ રહ્યા. ૬૦૦ જર્મનોની સરેરાશે એક યાહુદી આવતો. આમ છતાં પણ જર્મનીમાં રહેલા યાહુદીઓ કંઈ સુખી ન હોતાં. પ્રાયઃ તેઓને મુઠ્ઠીમાં રાખી ફરવું પડતું. તેઓને જતાં-આવતાં જર્મન સત્તાવાળાઓની રજા લેવી પડતી. બીજાની દયા પર તેમને જીવન જીવવું પડતું. વપરાશની તેમજ ખાધા ખોરાકીની ચીજો મહા પ્રયત્ને તેમને બજારમાંથી મળતી. મોજમજાહ, આનંદ કે વૈભવ તેમનાથી ભોગવાતો ન હોતો. જો કોઈ પણ યાહુદી ફરવાના કે મોજમજાહનાં સ્થાને દેખાતો તો તરતજ તેની ઉલટપાલટ તપાસ લેવામાં આવતી અને તેને સખ્ત સજા થતી. રાત્રિ પડતાં યાહુદીઓના મકાને તાળા દેવાતાં. સ્હવારે આ તાળાં ઉઘાડવામાં આવતાં રાત્રે પાછાં બંધ થતાં આવી કેદી અવસ્થામાં, યાહુદીઓ જીવન પસાર કરતાં."

"વળી આ યાહુદીઓનો રહેવાનો મુકામ પણ બધાની સાથે જ હતો. તેમનાં મકાનો નજીક નજીક આવેલાં હતાં. યાહુદીઓની સંખ્યા ધીમે ધીમે વધવા લાગી પરન્તુ તેમની રહેવાની જગ્યા તો એટલી જ રાખવામાં આવી. આથી તેઓ પોતાનાં મકાન વિસ્તારી શક્યા નહિ. પરિણામે તેમણે મકાનો ઉંચા ને ઉંચા બાંધવા માંડ્યાં આથી તેમના લત્તા હવા ઉજાશ વગરના અને ગીચ-ગીચ થવા લાગ્યા. ઝાડ-ફળ, ફુલ કે ઘાસને ઉગવા માટે જગ્યા જ

નહોતી; તેઓ એક બીજાના અજ્ઞાળામાં ઉછળ્યા રહેતા; ઉજાશ હવા વગર તેઓ જીવન ગુજારતા. ફળદ્રુપ ભૂમિ અને નીલા વ્યોમથી તેમને અલગ કરવામાં આવ્યા. આવી મુશ્કેલ અને વિકટ જીંદગી તેઓ ન છૂટકે ગુજારી રહ્યા હતાં.

સને ૧૯૦૩ માં રશિયાની ઉત્તરે આવેલા કીશીનેવ નામના શહેરમાં ઝાર સલ્તનતે યાહુદીઓ પર એક સિતમ ગુજારી હાહાકાર વર્તાવ્યો. આખા શહેરની વસ્તીમાંથી લગભગ અરધા ૫૦,૦૦૦ યાહુદીઓ હતા. 'કાળાં હજારો' નામના મંડળે ધાર્મિક ઝનુનને વશ થઇને વિધર્મીઓ પર પારાવાર ત્રાસ વર્તાવવા માંડયો. ૧૯૦૩ માં થએલા એક જ હુમલામાં ૭૫ માણસો માર્યા ગયા અને ૨૭૫ થીએ વધારે જખ્મી થયા. જ્યારે ૨૦૦૦ કુટુંબો નાશ પામ્યાં અને ૬૦૦ દુકાનો ભંડારો વગેરે લુંટવામાં આવ્યાં. આવા જ ઝનુની અત્યાચારો ઓડેસા, કીફ અને બીજાં શહેરોમાં પણ તે જ અરસામાં થયા. હજારો મનુષ્યો ઠંડીથી અને ભુખમરાથી મરણને શરણ થયાં.

કહી ન શકાય, કલ્પી ન શકાય એવા અત્યાચારો કીશીનેવની પ્રજાપર થયા હતા. બાલકો, સ્ત્રીઓને તેમના પોતાનાં જ ઘરોમાં સંહારવામાં આવ્યાં હતાં. વૃધ્ધો કે જેઓથી ખટલો છોડી જઇ શકાય એમ નહોતું તેઓને ત્યાં જ મારી નાખવામાં આવ્યા. જુવાનો, વૃધ્ધો, બાલકો અને સ્ત્રીઓ બધાંના એક જ હાલ કરવામાં આવ્યા. આટલેથી ન સંતોષાતાં તેઓ તેમની માલ-મત્તા પણ લુંટી ઉઠાવી ગયા.

આ અરસામાં રશિયા અને જાપાન વચ્ચે ખુનખાર જંગ ચાલી રહ્યો હતો. આ નાશકારક યુદ્ધનો અન્ત આવે તે સમયે જ કીશીનેવમાં અત્યાચારો થઇ રહ્યા હતા. આ શહેર તરફથી પણ અનેક યાહુદીઓ રશિયન સરકારના ધ્વજ નીચે જાપાનીસો સામે લડવા ગયા હતા. લડાઈ બંધ પડતાં તેઓ લોહીલુહાણ હાલતે પોતાને વતન પાછા ફર્યા. પણ તેમણે શું જોયું ? તેમનાં ઘરબાર ખેદાનમેદાન થયેલાં જણાયાં. તેમની સ્ત્રીઓ, બાલકો મૃત અવસ્થાએ ભૂમિ પર ધૂળ અને માટીમાં રગદોળાયલી હાલતે પડેલાં હતાં. તેમની માલ-મત્તા લુંટાયલી જણાઇ. આવી હાલતે તેમનાં ઘરની, કુટુંબીઓની સ્થિતિ તેમનો જોવામાં આવી. તેમની વફાદારીનો આવો બદલો આપવામાં આવ્યો.

કીશીનેવના યાહુદીઓ પર જુલ્મ ગુજારવાનું કારણ એ હતું કે રશિયાના ખેડુતો ઝારના અમલદારોના જુલ્મથી સખ્ત ત્રાસી ગયા હતા. અને વળી ગ્રાન્ડ ડયુકો પોતાની લાંચીયા અને અન્યાયી નીતિથી દેશને પાયમાલીના પન્થે લઇ જતા હતા. પ્રજા હવે વધુ વખત સુધી આ સહન કરી શકે એમ નહોતું. દિવસે દિવસે તેમનો અસંતોષ વધુ ઉગ્ર સ્વરૂપ લેતો હતો. કઇ ઘડીએ તેઓ બળવો જગાવશે તે કોઇથી કલ્પી શકાય એમ નહોતું. આથી તેમને સંતોષ આપવા માટે તેમજ તેમનું ધ્યાન બીજે દોરવાય અને રશિયન અમલદારો પરથી આરોપ ટળી જાય તે માટે રશિયન સત્તાધીશોએ યાહુદીઓ વિરૂધ્ધ પ્રજાને ઉશ્કેરી અને તેમને સમજાવ્યું કે તમારા સૌનાં દુઃખોનું મુળ કારણ આ લોકો જ છે.

તુર્કીના સુલતાન અબ્દુલહમીદે આર્મીનીયને પર છેડાઇ તેમની કત્લ કરવા માંડી. તેનું અધુરૂં કાર્ય તેના વારસોએ

ધૂણું કીધું. આર્મીનીયનોની કત્લ થવાનું કારણ માત્ર એટલું જ હતું કે તેઓ પોતાના દેશથી નાસી તુર્કીમાં સુલતાનના આશ્રયે આવી રહ્યા હતા. પરંતુ સુલતાનની રાજ્યવ્યવસ્થા સંતોષકારક ન હોવાથી તેઓએ તે સામે પોતાનો અણગમો પ્રદર્શિત કર્યો હતો. સુલતાનથી આ સહન કરી શકાયું નહિ અને તેણે તેમને પોતાના મુલકમાંથી કાઢવા પ્રયત્નો આરંભ્યા.

સુલતાને પોતાનો નિશ્ચય અમલમા મુકવા માટે કુર્દ નામના જંગલી લોકોની મદદ લીધી. આ કુર્દ જાતી આર્મીનીયા અને તુર્કીની આજુબાજુના મુલકોમા ભટકતી અને લુંટફાટ કરી પોતાનું જીવન ગુજારતી. સુલતાને પૈસા અને હથીયાર આપી આર્મીનીયનોને રંજાડવા તેમને આજ્ઞા ફરમાવી. પરંતુ આર્મીનીયનોએ કુર્દ લોકોની સામે બહાદુરીથી સામનો કર્યો અને તેમને તાબે કર્યા. જ્યારે સુલતાન અબ્દુલહમીદે આ જોયું ત્યારે તે ઘણો ગુસ્સે થયો અને 'કાયદા અને વ્યવસ્થા'ને નામે તેણે આર્મીનીયનોની કત્લ કરવાની પોતાના સૈનિકોને આજ્ઞા આપી.

સને ૧૮૯૪ થી આ પાશવી હત્યાકાંડ શરૂ થયો. થોડા દિવસો શાન્તિમાં જાય કે પછી પાછી ખુનામરકી શરૂ થાય. સને ૧૮૯૫ માં એકલાં ૮૦,૦૦૦ આર્મીનીયનોનો નાશ કરવામાં આવ્યો સને ૧૮૯૬ માં જુલમની હદ આવી ગઈ. તેજ વર્ષમાં કોન્સ્ટેન્ટીનોપલના એક જાહેર રસ્તામાં જ બ્રીટીશ એલચીઓની સન્મુખ એક તુર્કી ટોળાંએ ૬૦૦૦ આર્મીનીયનોની એક સામટી કત્લ કરી નાંખી.

તે પછીનાં થોડાંક વર્ષો શાન્તિથી પસાર થયાં. પરંતુ સને ૧૯૧૫ માં તે વેર જ્વાળા ભભૂકી ઉઠી. તુર્કીના સુલતાને આર્મીનીયનોની સામે તહોમતનામું પ્રગટ કર્યું કે તેઓ રાજ્યના અમલદારોને રાજ્યતંત્ર ચલાવવામા હરકત કરે છે. અને તેનાં પરિણામ રૂપે સુલતાને તેમને દેશપાર કરવાનો પોતાના સૈન્યને હુકમ આપ્યો. આ હુકમનો અમલ ઘણી ક્રૂર રીતે કરવામાં આવ્યો. મોટી સંખ્યામાં આર્મીનીયનોની ૧૯૧૫ માં કત્લ કરી નાખવામાં આવી. સ્ત્રીઓ અને પુરૂષો, વૃધ્ધો અને બાળકોને લુંટી તેમના ખૂન કરવામા આવ્યા અને જેઓ બાકી રહ્યા તેમને જંગલોમાં હાકી કાઢી ભૂખે રીબાવવામા આવ્યા

મોંગોલો જ્યારે સત્તાના શિખરે હતા ત્યારે લોકો પર તેમણે પારાવાર સિતમ્ ગુજાર્યો હતો. તેમના જેટલાં હેવાનીયતભર્યા અત્યાચારો કોઇએ પણ કર્યા હોય એવું ઇતિહાસને ચોપડે નોંધાયું નથી, તેમના જુલ્મો એશિયામા અને ખાસ કરીને મુસ્લીમ પ્રજા પર ગુજારવામાં આવ્યા હતા

ચેંઘીસખાન કે જે મોંગોલોનો વડો હતો તેણે પોતાનું સૈન્ય સને ૧૨૮૦ મા મધ્ય એશિયામાં આણ્યું. આ લશ્કરની વ્યવસ્થા ઘણી અદ્‌ભૂત હતી. તેનું શિસ્ત અજબ પ્રકારનું હતું; એકેએક સૈનિક પોતાના સેનાધિપતિની ગમે તેવી આજ્ઞા ઉઠાવવામાં પોતાનું ગૌરવ સમજતો હતો. આ લશ્કરનું સંગઠન અને નિયમન તે સમયે સારાએ એશિયામાં પ્રસિદ્ધ હતું. વળી છેલ્લામાં છેલ્લી જાતના શસ્ત્રોથી તેઓ સજ્જ હતા એટલે ગમે એવા દુશ્મનોનો સામનો પણ તેઓ સ્હેલાઇથી કરી શકે એમ હતં .

ચેંઘીસખાન પોતાના સૈન્યને લઇ મધ્યે એશિયા પર ચઢી આવ્યો. જેઓએ તેને માર્ગ આપી તેની સત્તા સ્વિકારી તેની સ્હામે તેણે કાંઇ પણ પગલાં ન ભર્યાં. પરન્તુ જેઓ તેની સ્હામે થયા, જેમણે તેની સત્તા સ્વીકારવાની ના પાડી તેના પર ચેંઘીસખાને સખ્ત રીતે હુમલા કરવા શરૂ કર્યા. તેમની સત્તા છીનવી લીધી, તેમના ઘર–બાર–રાજ્ય પાયમાલ કર્યાં. ખેતરોનાં ખેતરો સળગાવ્યાં, માલમત્તા લુંટી અને આમ પોતાનો વિજયધ્વજ ફરકાવ્યો. તેઓ દરેક દિશાએ ફરી વળ્યા. ચીનની પૂર્વથી માંડીને તે એશિયામાઇનોરની સરહદ સુધી તેઓએ ખૂનખાર જંગ ખેલ્યા. જ્યાં ગયા ત્યાં મુલકો ખેદાનમેદાન કર્યા. લુંટફાટ કરી અને સ્ત્રી–પુરૂષ બાળકો જેઓ સ્હામા થયાં તેમનાં ખૂન કરી બધે હાહાકાર વર્તાવ્યો.

એરેબીયાની ચઢાઇમાં સંપૂર્ણ વિજય મેળવી ચેંઘીસખાને વિદાય લીધી પરન્તુ જુલ્મનીતિનો અંત આટલેથી જ ન આવ્યો. તે પોતાની પાછળ તેને પણ વટાવી જાય એવા હુલેગુ નામના સરદારને મુકતો ગયો. હુલેગુ ઘણો ઘાતકી અને ક્રૂરમાં પણ ક્રૂર હતો. તેણે બગદાદ પર ચઢાઇ કરી અને તેમાં સંપૂર્ણ વિજય પણ મેળવ્યો.

પરન્તુ બગદાદ પરની ચઢાઇ એટલે જુલ્મની પરાકાષ્ઠા. એક ઇતિહાસનવેશ બગદાદની ચઢાઇ વખતે થયલા જુલ્મોનું વર્ણન કરતાં લખે છે કેઃ–"બગદાદના શહેરીઓને તેમનાં ઘરમાંથી બહાર કાઢવામાં આવ્યાં. પછી તેમને જુદી જુદી ટોળીઓમાં વહેંચી ઠંડા લોહીથી મોંગોલોએ તે નિરાધારોની કત્લ કરી નાંખી. ચાલીસ દિવસ સુધી હુલેગુની સરદારી નીચે મોંગોલોએ બગદાદ શહેરમાં લુંટફાટ ચલાવી. મોટાં મોટાં મકાનો, ભવ્ય અને આલિશાન ઇમારતોના તેમણે ભુક્કેભુક્કા કર્યાં. કાલીફની અમૂલ્ય લાયબ્રેરી કે જે તે સમયે આખા એશિયામાં પ્રસિદ્ધ હતી તે પણ મોગલોએ લુંટી સળગાવી મૂકી. અનેક જાહેર ઇમારતો મોંગોલોએ ખેદાનમેદાન કરી નાખી. આમ હુલેગુએ આખા બગદાદમાં ત્રાસ વર્તાવ્યો. તેની આ ફત્તેહે મુસ્લીમ સંસ્કૃતિ પર ઘણી નાશકારક અસર કરી હતી.

તેરમી સદીમાં મોંગોલોએ પોતાની ધાડો રશિયા સુધી વિસ્તારી અને વખત જતાં તેમની સાથે તાર્તરો પણ જોડાયા. આ લોકો પણ મોંગોલો જેવા જ ઝનુની, લડાયક અને નિર્દય હતા. તેમનો સરદાર પણ હુલેગુ જેવો જ હતો. ઇતિહાસમાં તે તૈમુરલંગના નામથી સુપ્રસિદ્ધ છે.

કહેવાય છે કે મોંગોલો રશિયામાં પોતાનો વિજયોત્સવ દુશ્મનોના નેતાઓને સાંકળો વતી બાંધી તેમનું પ્લેટફોર્મ બનાવી તે તે ઉપર ભારી ઠાઠમાઠથી ઉજવતા. એ પ્લેટફોર્મ પર મોંગોલ સરદારો ખાનપાન કરતા, રંગરાગ ઉડાવતા અને દુશ્મનોની ચીચીયારીઓ, તેમના આર્તનાદો સાંભળી આનંદથી હા હા–હી–હી કરતા. આવી જાતના આનંદોત્સવ રશિયામાં મોંગોલો અને તાર્તરો તરફથી અનેક વખત ઉજવાયા હતા. પ્રજાથી જરાએ ચૂં કે ચાં કરાતું નહિ. ફક્ત રશિયન પ્રીન્સ મીસ્ટીસ્લાવ અને તેના બે સાળા કે જેમને મોંગોલોએ હરાવ્યા હતા તેમને કેદ કરી પાટીયાં જડી ગુંગળાવવામાં આવ્યા હતા અને જ્યારે તેઓ ગુંગળાઇ મૃત્યુ પામ્યા

ચારે તેમનાં મૃત શરીરો પર ગોગોલોએ એક ભવ્ય મીજબાની આપી હતી.'

એશિયાના રાજકર્તાઓમાં કત્લ એક રાજકીય પ્રગતિ સમાન થઇ પડી હતી. જ્યારે કોઇ રાજ્ય ધાસ્તીભર્યું લાગે કે તરતજ તેની સામે લડાઈ જાહેર કરવામાં આવતી પછી તેનો કાંઇપણ વાંક હોય કે ન હોય તેને હરાવવામાં આવતું અને રાજ્યકર્તાને મારી નાખી તે રાજ્યનો કબજો લેવામાં આવતો. તે સમયે આ એક સામાન્ય નિયમ થઇ પડયો હતો. યુદ્ધ ડગલે ને પગલે મળી આવતું, લડાઇ વગર કોઇનો એક દીવસ પણ ખાલી ન જતો, આળસુ બેસી રહેવું લોકોને ગમતું નહિ એટલે ઉદ્યમને અંગે તેઓ યુધ્ધ કરતા. મામેલુકો નામની એક જાતિ પહેલાં તુર્કીના સુલતાનના સૈન્યમાં ઘોડેસ્વાર તરીકે હતી અને તે ઠેઠ ઇજીપ્ત સુધી ફેલાયલી હતી. આ મામેલુકો ઘણાજ હોશિયાર અને ખાસ કરીને ઘોડેસ્વારીમાં અતિ કુશળ હતા. તેમણે પોતાની જાતનાજ મનુષ્યોની એક ટોળી બનાવી અને તેમાં પોતાના પુત્રોને પણ લડાયક શિક્ષણ આપી સામેલ કર્યા. આમ વંશપરંપરા ચાલે એવું સૈન્ય તેઓએ ઉભું કર્યું. આ લોકો ઝનુની, વફાદાર અને લીધેલું કાર્ય પાર પાડે એવા શુરવીર હતા. પહેલાંના સુલતાનોને તેઓ ઘણા ઉપયોગી થઇ પડયા હતા અને તેમની સત્તા વધારવામાં આ મામેલુકોએ ઘણો અગ્રભાગ ભજવ્યો હતો. પરન્તુ વખત જતાં આ લોકો અભિમાની અને સ્વચ્છંદી બનતા ગયા પોતાની સત્તાનું તેમને ગુમાન આવવા લાગ્યું. અને પરિણામે તેઓ જુલમી બન્યા. જાણે પોતે જ રાજ્યના ધણી હોય તેમ તેમણે રાજ્યમાં લુંટફાટ—અત્યાચારો કરવા માંડયા પણ સને ૧૫૧૭ માં તુર્કીના સુલતાન સેલીમ પહેલાએ તેમની સત્તા છિન્નભિન્ન કરી નાખી અને તેમનામાંના અગ્રેસર ઘણાને ફાંસીએ લટકાવી તેમજ કત્લ ચલાવી મારી નાખ્યા. આમ છતાંએ સને ૧૮૧૧ સુધી ઇજીપ્તમાં તેમનું જોર કાયમ રહેવા પામ્યું હતું.

ઇજીપ્તના મહત્વાકાંક્ષી હાકેમ મહેમતઅલીએ આ મામેલુકોના પંજામાંથી મુક્ત થવા નિશ્ચય કર્યો. સને ૧૮૧૧ માં તેણે મામેલુકીના નેતાઓ કે જેઓ 'બે'ના નામથી ઓળખાતા હતા તેમને પકડી આણી કેરોના કિલ્લામાં કેદ કર્યા. આ પકડાયલા નેતાઓની સંખ્યા લગભગ ૫૦૦ જેટલી હતી. મહેમતઅલીએ પોતાના સૈનિકોની મારફતે આ લોકોની એક સામટી કત્લ કરાવી નાખી. ઇતિહાસનો આ એક સાથી કરૂણ અને નાટકીય કિસ્સો છે.

તે પછી મહેમતઅલીએ મામેલુકોને તેમજ તેમનાં કુટુંબોને આખા ઇજીપ્તમાંથી કાઢવા માંડયાં. જેઓ સામા થયા તેમને મારી નાંખવામાં આવ્યા અને જેઓ બચ્યા તેઓ સહરાના રણ તરફ જીવ બચાવવા નાસી ગયા.

આખા મધ્યયુગ સુધી ક્રીશ્ચિયનોમાં અંદર અંદર કાપાકાપી અને ખુનરેજીઓ ચાલતી હતી. બારમા સૈકામાં ઉત્તર ફ્રાન્સમાં આલ્બીગેન્સીસ નામના પ્રોટેસ્ટંટ પન્થીઓ કે જેઓ ધર્મચુસ્ત હતા તેમના પર પણ વિધર્મીઓએ પારાવાર સિતમ ગુજાર્યો હતો તેમના સંપ્રદાયના લગભગ બધાનેજ કત્લ કરી નાંખવામાં આવ્યા હતા, એમની કત્લ થયા પછી સૈનિકોએ તેમનાં ઘરબાર, ખેતરો વગેરે સળગાવી જમીન સાથે મેળવી દીધાં હતાં.

આલ્વાના ડયુકે સને ૧૫૬૭ થી માંડીને ૧૫૭૩ સુધી નેધરલેન્ડના વતનીઓની એક સામટી કત્લ કરવી શરૂ કરી. આ કત્લેઆમ ભયંકરમાં પણ ભયંકર હતી એવી ઇતિહાસવેત્તાઓએ નોંધ

કરી છે. જાતિ કે વય જોયા વગર નિઃશ્ચપણે શહેરીઓની ખૂનરેજી ચાલી હતી. આ હત્યાકાંડનું કારણ એ હતું કે નેધરલેન્ડના વતનીઓએ સ્પેનના રાજાનો ધર્મ અને તેના જુલ્મી કાયદાઓ સ્વિકારવાની ચોકખી ના પાડી હતી. પરિણામે રાજા ક્રોધે ભરાયો અને પોતાનું વેર વાળવા નિર્દોષ શહેરીઓની કત્લ કરવાનો હુકમ આપ્યો. કહેવાય છે કે આ ખૂનરેજીમાં આશરે ૩,૦૦૦,૦૦૦ મનુષ્યો માર્યાં ગયાં અને અર્ધું નેધરલેન્ડ મનુષ્ય વિહોણું બન્યું.

સને ૧૬૪૯માં ઓલીવર ક્રોમવેલે આયર્લેન્ડમાં શાન્તિ સ્થાપવા માટે સંખ્યાબંધ આઇરીશ શહેરીઓને મારી નાંખ્યાં હતાં. કે જેમાં ડ્રોઘેડાની કત્લ જગજાહેર છે.

આમ ખૂનામરકીઓ, હત્યાકાંડો અને માનવી જુલ્મો પૃથ્વીના અસ્તિત્વથી જ ચાલ્યાં આવ્યાં છે. સૈકાઓના સૈકા પસાર થઇ ગયા છતાં પણ એ કત્લેઆમ હજુ સુધી અટકી નથી. જગત સંસ્કૃતિને માર્ગે જવાનો દાવો કરે છે પરન્તુ એ સંસ્કૃતિની પાછળ અસંખ્ય જુલ્મો-સિતમો, અને ખૂનામરકીઓના ભડકા સદૈવ જળ્યા જ કરે છે. શાન્તિ-શાન્તનો પોકાર તો માત્ર ઉપરથી બતાવવાનો જ છે એના પડદા પાછળ લાખ્ખો મનુષ્યોની હાય-દુઃખીઓના ચિત્કાર જ સંભળાતા રહે છે.

આ બધી કરપીણ કત્લેઆમોનું મૂળ વર્ગો અને માનવસંઘોની સ્વાર્થવૃત્તિમાં રહેલું છે. એટલે જ્યાં સુધી વર્ગવ્યવસ્થા અને તેને છુપાવાનાં ધર્મ, જાતિભેદ વગેરે બખ્તરો કયામતને માટે નાબૂદ નહિ થાય ત્યાં સુધી જગતને હીટલરો સાંપડયે જ જવાના છે.

---

અંગ્રેજી ઉપરથી.

---



૧૯૦૪ માં રશીઆમાં કીશાનેવ ખાતે યહુદીઓની જે કરપીણ કતલ થઇ તેનું એક દ્રશ્ય.
મંચુરીઆમાં ઝારની ખાતર પોતાનું લોહી વહાવવા ગયેલ યહુદી સૈનીક ઘાયલ થઇ ઘેર પાછો ફરે છે ત્યાં પોતાનાં ઘરબાર લુંટાએલાં અને પોતાનાં કુટુંબીઓને કતલ થએલાં જુએ છે.

# નવી દુનીઆ

પ્રમાણભુત પુસ્તકો પરથી તારવવામાં આવેલું આધુનિક રશિયાનું સમાજ ચિત્ર

લેખક:
પિપાસુ

આ મથાળું જોઇ ઘણાને કોલમ્બસ અને અમેરિકા યાદ આવશે પણ કોલમ્બસને થઇ ગયાને ઘણા વર્ષો વહી ગયાં છે, એટલે આજે અમેરિકા નવી દુનિયા ન ગણાય–જગતભરમા કોઇએ ન કલ્પેલું કે ન જોયેલું આજે જ્યા બની રહ્યું છે, જડ નાખી બેઠેલી અને વિસ્તૃત જુલ્મી અંતનતનો જ્યા ભૂકો ઉડી ગયા છે, જ્યાં કેટલાયે કાળની સ્થુળ પ્રણાલિકાઓ અને નીતિરીતિઓના બંધનો લય પામ્યા છે, જ્યાં શિક્ષણ, રાજકારણ કે સમાજવ્યવસ્થાના નિયમનને અંગે અવનવા પરિવર્તનો થયા છે, પ્રેમ, નીતિ, ધર્મ કે જાતીય મીમાંસાના ચાલી આવેલા બધા મંતવ્યોનું ખંડન કરવામાં આવ્યું છે, વ્યકિતસ્વાતંત્ર્ય અને જવાબદારીનાં અવનવા સૂત્રો પ્રચાર પામ્યાં છે અને ટુંકમા જ કહીએ તો જ્યા સારીય જનતાનું સાર્વત્રિક મૂલ્યપરિવર્તન થયું છે એજ મુલક–પ્રદેશને આજે આપણે નવી દુનીયા ગણવી રહ્યો. આમ આજે ગોવીયેટ રશિયા એ નવી દુનીયા કહેવાય

આજનું રશિયા સોવિયેટ રશિયાના નામે જગતભરમાં મશહુર છે. રશિયન પ્રજાના લોહીમાં વહેતા સમાજવાદ અને સામ્યવાદથી દુનીયાભરની સત્તનતો આજે ભડકે છે. આગય જગતમા ક્રાંતિનો ફેલાવો કરવાની મુરાદ સેવતો રશિયન પ્રજાનો સમાજવાદી પક્ષ અને ૧૯૧૭ના અકટોબરમાં રશિયામાં તો વિજયને વરે છે ને સોવિયેટ સરકારની સ્થાપના કરે છે. તે પછી એ બીજા દેશોમાં ક્રાંતિ ફેલાવવાની ભાવનાને અંગે પરિસ્થિતિ અને તકનો વિચાર કરતો થઇ જાય છે. રશિયન વિપ્લવ પહેલા જે સ્થિતિ રશિયાની હતી તેને જ લગભગ મળતી સ્થિતિ હિન્દની હોવાથી હિન્દમા ક્રાન્તિ જગાવવાનો યત્ન કરી જોવાનો વિચાર રશિયાના સમાજવાદી આગેવાનોએ કર્યો હતો પણ અને ૧૯૧૯ પછી તો હિન્દના રાજકારણે ગાંધીજીનાં આગમનથી નવોજ પલટો લીધો તેથી, ને ગાંધીજીનું અદ્‌ભુત વ્યકિતત્વ જોતા હિન્દમા તે વેળાના સંજોગોમાં ક્રાન્તિ જન્માવવી સહેલ નહોતી લાગી. અને એજ રીતે સમસ્ત દુનીયાનું બારીક અવલોકન કરી લઇને સોવિયેટ રશિયા રશિયાની જ આંતરવ્યવસ્થાને અંગેના મહા કાર્યમા પોતાની શકિત રેડવા મંડયું. દુનીયામા કોઇએ ન કલ્પેલું કે ન સાંભળેલું એવું ઘણું આ છેલ્લા સત્તર વર્ષમાં સોવિયેટ રશિયાએ કરી બતાવ્યું.

જ્યાં પ્રદર્શન હો તેમાં સ્ત્રીઓનાં ચિત્રો હશે તો તેમાં પણ એ બાળકોના હાથે વિકૃત થયેલું જાતીય પરિબળ તમે જોશો. એમાં કોનો દોષ? હિન્દુ સમાજે જાતીય મીમાંસાને અંગે ધર્મનીતિના ધારણ કરેલા ખોટા ને અનર્થકારી બુરખાનો જ દોષ છે. આ દશામાંથી રશિયા મુક્ત છે. જાતીયસંબંધને અંગે રશિયાનો યુવાન જે છૂટ આજે ભોગવે છે તેવી ભૂતકાળમાં બીજે ક્યાંયે નહોતી. રશિયન યુવાન ગમે ત્યારે ગર્ભપાત કરાવી શકે છે. ગર્ભપાત કરાવવા માટે કોઇની સલાહ સંમતિની એને જરૂર નથી. કેમકે સોવિયેટ સરકારે ગર્ભપાત અને સંતતિનિયમન કાયદેસરનાં ઠેરવ્યાં છે. રશિયન યુવતી કે રશિયન સ્ત્રીને ગર્ભપાતની છૂટ છે તેથી તેઓ પોતાના રાષ્ટ્ર પરત્વે કે પોતાના નવા સમાજ પરત્વે બેદરકાર છે એમ માનવાને જરાયે કારણ નથી. એ રશિયન ક્રાંતિકારને પણ પોતાના નવા સમાજ પ્રત્યેનું ઋણ તો અદા કરવાનું હોય જ છે, એ નવો સમાજ કયો? સોવિયેટ સમાજ એક જાણીતા રશિયન લેખકના શબ્દોમાં કહીએ તો "The Soviet Union is in the vanguard of mankind the champion the holiest principle and the holiest cause the world has ever known." સ્ત્રીની શારીરિક સંપત્તિ હણાઇ જતી જોવામાં આવે ત્યારે સોવિયેટ સરકાર તેના ગર્ભપાતની આડે આવે છે ખરી જ. છતાં બીજા દેશોમાં એવું કરનાર સ્ત્રીની જે બુરી દશા થાય છે તેવું ત્યાં રશિયામાં નથી. એવું કરનાર યુવતી પ્રતિ કોઇ તિરસ્કાર બતાવતું નથી, કોઇ અપમાન કરતું નથી, કોઇ તેનો બહિષ્કાર કરતું નથી. એવું કરનાર યુવતીને ખૂણામાં લપાવું [illegible]

ધ્વંસ કરે છે. એનાથી રશિયન સમાજ માહીતગાર છે. પણ જાતીયમીમાંસાને અંગેના સૈકાઓજુના વહેમોને દૂર કરી જાતીય સંબંધને જીવનનાં એક સામાન્ય ને સ્વાભાવિક વહેવાર જેવો બનાવી દેવા માટે આજે રશિયન સમાજ, માનવજગતમાં ન થયેલો એવો અખતરો કરી રહ્યો છે ને તેને અંગે એ સ્ત્રી પુરુષ વિષયક વ્યવહાર પરત્વે જે છુટો-સ્વાતંત્ર્ય ભોગવી રહ્યા છે તેથી તે ખરેખર અભિનંદનીય છે. આર્થિક અસમાનતાને લગતા તેમજ જાતીય સંબંધને લગતા એસમારે પ્રશ્નો આજે રશિયાના યુવાન સમક્ષ નવા સ્વરૂપમાં ખડા ઉભા છે. ને જુની દુનીયા જ્યાં સહેજમાં છેડાઇ પડે છે એવી ગર્ભપાત જેવી વસ્તુઓને રશિયા આજે જરૂરી દુર્ગુણ (Necessary evil) રૂપે સંકોચ વિના નભાવે છે.

પ્રાચીન રશિયામાં લગ્ન પહેલાં અને લગ્ન પછી પણ રશિયન સ્ત્રી એક સરખું સ્વાતંત્ર્ય ભોગવતી હતી. તે એ સ્વાતંત્ર્ય ઉંચ યા નીચ બધા કુળોમાં સરખા પ્રમાણમાં હતું. રાજકારણ, સમાજશાસ્ત્ર, લડતો કે બીજા બધા ક્ષેત્રોમાં એ સ્ત્રી પુરૂષના જેટલો જ ફાળો આપતી હતી અને તે એટલે સુધી કે તેને વિષે તેનામાં દૈવી શક્તિ રહેલી હોવાનું કહેવાતું હતું. આપણે ત્યાં પણ પ્રાચીનકાળમાં સ્ત્રીઓને પુરૂષો જેટલુંજ સ્વાતંત્ર્ય હતું એમ કહેવામાં આવે છે. જો કે આધારભૂત ગણાતા મનુસ્મૃતિ જેવા પુસ્તકમાં સ્ત્રીઓના સ્વાતંત્ર્ય વિષે આધારભૂત ને સ્પષ્ટ ઉલ્લેખ છે જ નહિ. વિજ્ઞાનના વિકાસ સાથે અને સમયના વહેવા સાથે જગતને સમાજશાસ્ત્ર, રાજકારણ કે જીવન વિકાસને અંગેના બીજાં ક્ષેત્રો પરત્વે એવી એવી નવી વસ્તુઓ લાધી છે કે

જેથી મનુસ્મૃતિ જેવાં પુસ્તક પ્રતિ દૃષ્ટિપાત કરતાં આજે તો આપણને એમાંથી રૂઢિની સાંકળ અને સંકુચિત મનોદશામાંથી પરિણમતું રાજકારણ કે સમાજશાસ્ત્ર સાંપડે છે. વળી મળી આવતાં ઐતિહાસિક દૃષ્ટાંતો જોતાં આપણે ત્યાં પ્રાચીનયુગમાં પણ સ્ત્રીઓ પુરૂષો જેટલું જ સ્વાતંત્ર્ય ભોગવતી હશે કે કેમ તે શંકાજનક છે ખરું ! ગમે તેમ હો ! પણ પ્રાચીન રશિયાની સ્ત્રીઓનું સ્વાતંત્ર્ય પાછળથી અસ્ત પામ્યું ને સ્ત્રી બધી જ રીતે પુરૂષની ગુલામ બની. આપણે ત્યાં જે દશા સ્ત્રીઓની હતી ને છે તેવીજ દશા રશિયન સ્ત્રીની થઇ. કેળવણી, સમાજજીવન કે રાજકારણ જેવા માનવસમાજને અગત્યના ક્ષેત્રોમાંથી પણ સ્ત્રીઓને બાકાત રાખવામાં આવી ને તે એટલે સુધી કે આજે જેમ આપણે સ્ત્રીઓને આનંદનું એક રમકડું ગણીએ છીએ, વિલાસને પોષવાનું સાધન માત્ર લેખીએ છીએ તેવી સ્થિતિમાં રશિયન સ્ત્રીઓ મૂકાઇ. ને કેટલીયે સદીઓ સુધી રશિયન સ્ત્રીઓએ એવી રીતે પશુજીવન ગાળ્યું. એમને એવી દશામાં મૂકવામાં આવી.

**પરંતુ** રશિયાના બળવાએ, ઉલ્કાપાતે રશિયન સ્ત્રીને સચેત કરી, એણે બધાં બંધનોને ઉવેખી નાંખ્યાં. તેને પોતાના વ્યકિતત્વનું ભાન થયું. રૂઢીની ગુલામીને ફાંકી કાઢી, અને આજે એ પોતાની અંતરગત જાગ્રતિ અનુસાર આ વિશાળ જગતમાં પોતાના હક્કો સિધ્ધ કરવા—પોતાનો સર્વાંગી વિકાસ સાધવા—બહાર પડી છે. એણે પુરાણી દુનીયામાંથી રશિયાને ખેંચી લઇ નવી દુનીયામાં ફેરવી નાંખ્યું છે. રશિયાના બળવાને ફત્તેહમંદ કરવા માટે પણ એણે ઓછું નથી કર્યું ! મુક્તિ માટેના ગમે તે કાર્યમાં—પછી એ ગમે તેવું હલકું હોય કે સાહસભર્યું હોય તોપણ—તે એ માટે એકપગે તૈયાર હતી. એમાં પણ કીર્તિ કે માનચાંદની એને પરવા નહોતી. મરણ સુધીની તૈયારી કરીને, એ બળવામાં ઝઝુમી હતી અને ૧૯૧૭ ના છેલ્લા બળવામાં એ સ્ત્રીઓએ પુરૂષોની સાથે બળવાને લગતા દરેક કાર્યમાં ફાળો આપ્યો હતો. બૉંબ બનાવવામાં કે ફેંકવામાં, જાસુસો તરીકે કે સિપાઇઓ તરીકે, આગેવાન તરીકે કે અનુયાયી તરીકે તેઓ તૈયાર જ રહેતી. દુનીઆના ઇતિહાસમાં આ જ એક અનુપમ ચળવળ હતી કે જેમાં સ્ત્રીઓએ પુરૂષોની સાથે દરેક કાર્યને અંગે સ્નિગ્ધ સહચાર રાખી સુયોગ્ય ફાળો આપ્યો હતો. વળી અજાયબીભર્યું તો એ છે કે એ બધા સહચારને અંગે સ્ત્રીપુરૂષો વચ્ચે હરિફાઇ જેવું પણ ન હતું. બીજા દેશોની જેમ રશિયન સ્ત્રીઓ સ્ત્રી તરીકેના હક્કો, કેળવણી કે પછી ધંધાને અંગે ઉંચી જગાઓ મેળવવા માટે લડતી નહોતી. તેમનો ઉદ્દેશ રાષ્ટ્રની સાર્વત્રિક મુકિતનો હતો ને એ મુક્તિને અંગે રશિયાને વિજય મળ્યો, રશિયાએ બળવામાં જીત મેળવી. રશિયન સ્ત્રીના આ સામર્થ્ય પાછળ તેના પ્રાણવાન નેતા લેનીનના આ શબ્દોનું પણ બળ હતું. લેનીને કહ્યું છે કે "No Nation can be free when half the population is enslaved in the kitchen."

પરંતુ બળવા પછીથી એટલે કે રશિયાની કાયાપલટ થવી શરૂ થઇ ચુકયા પછીથી રશિયન સ્ત્રીની શી દશા છે ?

સ્ત્રીની ટેરવી. ખેતીપ્રધાન રશિયાએ સમુહગત ખેતીની નવી પધ્ધતિ યોજી. ને જ્યાં જ્યાં ઔદ્યોગિક મંથકો ઉભાં કર્યાં ત્યાં ત્યાં પણ તે સોવિયેટની માલીકીનાં કોઇ દરેક સ્ત્રીપુરૂષને તેમાં પોતાનો ફાળો આપવાનો હોય—આમ રશિયાએ નાના કુટુંબોને સંયોજીત કરી દઇ એક મોટી કુટુંબસંસ્થા ઉભી કરી દરેક સશક્ત સ્ત્રીપુરૂષને રોજ નીમેલું કામ કરવું જ પડે. એટલે સોવિયેટ સરકાર કહેતાં સોવિયેટ કુટુંબનો દરેક સ્ત્રી પુરૂષ મજુર થયો, સભ્ય થયો. ને એ કાર્યમાંથી પરિણમતો સઘળો આનંદ સરખી રીતે બધાં માણે છે. વળી હિન્દુ સમાજની જેમ કુટુંબનાં બંધનો જુલ્મી અને જડ નથી. લગ્ન પહેલાં કે લગ્ન પછી કોઇ પણ યુવતીને છોકરાં થયાં હોય તો તેની હરકત નથી. તેને ગમે ત્યારે છૂટાછેડા કરવા હોય તો કરી શકે છે. સારાય રશિયામાં સ્ત્રી કે પુરૂષની એકની સંમતિથી કે બંનેની સંમતિથી સહેલાઇથી છૂટાછેડા માત્ર એક નામની ખબર આપતી અરજી કરવાથી મેળવી શકાય છે. છૂટાછેડાને અંગે બાળકનાં સંરક્ષણ પૂરતો જ સોવિયેટ સરકારનો કાયદો આડો આવે છે. સોવિયેટ સરકારને મન ભાવિપ્રજાની જવાબદારી મહાન વસ્તુ છે. ને એ માટે છૂટાછેડાની સંપૂર્ણ છૂટ આપતી છતી સોવિયેટ સરકાર બાળકનાં સંરક્ષણનાં ખર્ચ માટે પુરૂષ પામે તેની હું આવક કાયદેસર રીતે સ્ત્રીને અપાવે છે ને બાળકનાં સંરક્ષણની જવાબદારી સ્ત્રીને સોંપે છે. પિતા ગમે તેટલો પ્રેમાળ હોય તો પણ સોવિયેટ સરકાર એ બાબતમાં તો માને છે કે સ્ત્રી જેટલું બાળકનું સંરક્ષણ કરી શકે છે તેટલું પુરૂષ નથી કરી શકતો. આથી બાળક સ્ત્રીને સોંપીને તે ૧૮ વર્ષનું થાય ત્યાં સુધી પિતાને પોતાની આવકનો હું ભાગ આપવો પડે છે. હા...પુરૂષ માટે એટલી સલામતી રાખવામાં આવી છે કે કોઇ પણ સંજોગોમાં એટલે કે એક કરતાં વધુ બાળકોનો પ્રશ્ન ઉભો થાય તે વેળા અડધી કરતાં વધુ આવક આપવી નથી પડતી.

"In her vast social laboratory Russia is seeking to work out a new conception and new expression of love, the solid link left in the country to hold the family from collapse."

હવે સ્ત્રી પુરૂષ વચ્ચેના વ્યવહારને અંગેનાં મનાતાં, ચાલી આવેલાં, કહેવાતાં નીતિનાં બંધનો રશિયાએ તોડી નાંખ્યાં છે. જાતીય સંબંધને અંગે આપણી જેમ ડગલે ને પગલે નીતિ, ધર્મના બહાના હેઠળના વહેમોને આજે રશિયામાં સ્થાન નથી. **સ્ત્રીપુરૂષને સંપુર્ણ સ્વાતંત્ર્ય અને ઘણીજ સહેલાઇથી મળતા છુટાછેડા એ તો આદર્શ લગ્ન કે સ્નિગ્ધ સહચારના માર્ગમાં લઇ જતી વસ્તુઓ છે એ હિન્દુ સમાજને સમજતાં હજી તો સૈકુઓ જોઇશે.** જાતીય સંબંધને અંગે નીતિનો ચુરખો રશિયામાં શોધ્યો જડતો નથી. રશિયન બળવાના એક સર્જક લેનીનના શબ્દોમાં જ કહીએ તો "We do not believe in eternal morality. Morality serves the purpose of helping society to rise higher, to get rid of exploitation of Labour...To us morality derived from a power outside of human society does not exist. It is merely a deception. Communism must bring the joy of life and vigour which comes from completeness of love-life" આથી જાતીય સંબંધને લગતી બધી વસ્તુઓ સોવિયેટ સરકારે સ્ત્રી અને પુરૂષની વ્યક્તિગત જવાબદારી પર છોડી દીધી છે. આગળ ઉપર આપણે જોઈ ગયા છીએ કે સોવિયેટ સરકારે સંતતિનિયમન અને ગર્ભપાતને કાયદેસરનાં ઠેરવ્યાં છે. પરંતુ એ વસ્તુ પણ રશિયામાં તો વ્યક્તિની સ્વતંત્ર ઇચ્છા પરજ અવલંબે

છે. સંતતિનિયમન માટે સોવિયેટ તરફથી કશા પ્રયત્નો કરવામાં નથી આવતા. તેમજ સરકારે ગર્ભપાત કે સંતતિનિયમનને કાયદેસર ઠેરવ્યા ઉપરાંત બીજું કશું ઉત્તેજન નથી આપતી. સંતતિનિયમન વિષે સરકાર કશો પ્રચાર પણ નથી કરતી. તે ગર્ભપાતને પણ આધુનિક સંક્રાન્તિ કાળમાં જરૂરી દુર્ગુણ તરીકે લેખે છે. કેમકે એની પાછળ શારીરિક શક્તિનો-તંદુરસ્તીનો હ્રાસ રહ્યો જ છે. 'ધીમે ધીમે સુધારાનો સાર...'ની નીતિ રશિયાને અનુકુળ નથી. રશિયા તો 'યા હોમ કરીને પડો ફત્તેહ છે આગે'માં જ માનનારૂં છે.

જગતભરમાં જાણીતી થયેલી રશિયાની પંચવર્ષીય યોજનાને અન્તે રશિયાએ પોતાના દેશમાંથી વેશ્યાગૃહો દૂર કર્યાં છે. રાષ્ટ્રની સલામતીને ખાતર પંચવર્ષીય યોજનામાં વેશ્યાગારો સામે વજ્રસમ ઘા કરવાના ઉપાયો યોજી કાઢવામાં આવ્યા હતા. જે જે સ્થળોમાંથી વેશ્યાઓ પોતાનો શિકાર મેળવી શકે તે તમામ સ્થળો સરકારે પોતાની માલીકીનાં બનાવી લઇ તેનો કબજો કર્યો હતો. પણ રશિયાએ જ્યાં જ્યાં ખંડન કર્યું છે ત્યાં ત્યાં રાષ્ટ્રવિકાસને જરૂરી એવું મંડન પણ સાથે સાથે જ કર્યું છે. સ્ત્રીઓને વેશ્યાવૃત્તિનો આશરો લેવો જ ન પડે એ માટે સર્વને પૂરતું કામ આપ્યું. રશિયાએ માર્ગો બતાવ્યા વિના આપણે ત્યાંની માફક 'બ્રહ્મચર્ય' કે સંયમની આકાશી કલ્પનાઓ નથી રજુ કરી. પંચવર્ષીય યોજના પૂર્ણ થતાં રશિયાએ પ્રજાને મોંઘું સસ્તું અનાજ પૂરું પાડ્યું. વળી રશિયાએ અદ્‌ભુત રીતે આખો જાતીય પ્રશ્ન છણ્યો છે, ને છણી રહ્યું છે. જાતીય પ્રશ્ન જીવનના એક સામાન્ય વહેવાર જેવો થઈ ગયો છે. લેનીને કહ્યું છે કે 'In Sex life you have biology plus culture.' જાતીય સમાનતા પરત્વે સ્ત્રી પુરૂષમાં એક બીજાને છેહ દેવાને અંગે-Seduction ની બાબતમાં સોવિયેટ સરકાર દયાહીન છે. સોવિયેટ સરકારે ભાવિ પ્રજાની અવિરત ને એકસરખી વૃદ્ધિ-ખીલવણી

મોરીસ હિન્ડસ્ જાતીય સંબંધને અંગેનાં વ્યવહાર વિષે ઉલ્લેખ કરતાં કહે છે- "Russians make it clear 'to the individual that his own welfare and that of society demand judicious self control,"' આમ ઉપર જોયું તેમ જાતીયસંબંધને અંગે જે સરળતા આજે રશિયામાં જોવાની મળે છે તેવી દુનીયાભરમાં કયાંયે નથી. હિન્દમાં નીતિ ધર્મના આવરણે અને આજના પશ્ચિમના વિલાસી દેશોના આંધળા અનુકરણે જાતીયસંબંધને લગતા વ્યવહારમાં દંભ, અનાચાર પ્રવેશ્યાં છે અને શારીરિક ભોગને આગળ પડતું સ્થાન મળ્યું છે, જાતીય વૃત્તિ વિકૃત દશાને પામી છે. પરંતુ રશિયા વિષે બોલતા રશિયાના ધુરંધર આગેવાન લેનીને કહ્યું છે "The Proletarian is not in need of the intoxication that excites and stupefies. He needs neither the intoxication of sex nor of alcohol' કેમકે એ બંને શારીરિક સંપત્તિનો હ્રાસ કરનારા છે. વળી રશિયાની સાચી સ્થિતિ રજુ કરતાં એક વેળા મોસ્કોની એક પ્રખ્યાત સ્ત્રી માનસશાસ્ત્રીએ કહ્યું હતું કે "women will not suffer further mutilation of their love life just for the sake of pleasing men under our conditions, despite all our difficulties and agonies, love in its physical aspects will no longer remain primarily an erotic right and enjoyment of the male." આમ વીસમીસદીની આ દુનીયા લેનીન, ટ્રોટસ્કી અને સ્ટેલીન એ દુનીયાનાં સર્જકો. આ નવા સર્જનમાં સંસ્કારોનો અદ્‌ભુત ફાળો આપનારા ટોલસ્ટોય, ટર્ગીનેવ, ડોસ્તોવસ્કી, મેક્ષીમ

અંધતરાંઓ પણ નજરે પડે છે. જે આમાં દેખાય છે તો તે વિવેચન સાહિત્યની. પરંતુ ઉત્થાન પામી રહેલાં નવાં બળોને તેમની સમગ્રતામાં સમજી લઇ તેની દ્રષ્ટિએ આ નવી સાહિત્ય પ્રવૃત્તિઓને મુલવવાં પુરતી અનુભવ અને વાંચનની વિશાળતા સાધવી સહેલી નથી છતાં એ ખોટ પુરાય એ ખાસ જરૂરી છે. નહિ તો ઉગતા લેખકોમાં પેસેલી આવકારલાયક બંડખોર વૃત્તિ પોતાનાં લક્ષ્ય પ્રતિ સચેત–aware–નહિ બની શકે–Even iconoclasts have their own idols–એ સુત્રમાં માનનારાઓમાંનો હું એક છું. એ નવી–Idols–મૂર્તીઓથી આપણો ઉગતો લેખક વર્ગ સુપરિચિત હોય એમ જણાતું નથી. એટલે તેની પીછાણ કરાવનારા વિવેચકોની ખોટ જેમ વ્હેલી પુરાય તેમ સારું.

અંતમાં, પ્રયત્નની દ્રષ્ટિએ ઉપર જણાવેલા બધાય અંકો સારા છે, છતાં પ્રયત્નનાં તારતમ્યની દ્રષ્ટિએ પહેલેથી છેલ્લે સુધી એકધારી રીતે સરસ વાંચન અને મનોરમ ચિત્રો પુરાં પાડવા માટે પહેલો નંબર "બે ઘડી મોજ"નો અંક અને બીજો "હીન્દુસ્તાન–પ્રજામિત્ર"નો અંક લઇ જાય છે. હાથમાં લઇને ફરવાનું ગમે અને નિવૃત્તિને વખતે વાંચવું ગમે એવું વિશિષ્ટત્વ કેળવવાની બાબતમાં "નવચેતન"નો અંક અજોડ ઉભો છે. "યુગચિત્ર" હળવાં સાહિત્યની સાથે પ્રચારક સાહિત્યને લોકોની નજરે ચડસેલી દેવાની નવી પ્રથા એ પ્રકારનાં સામયિકોમાં પાડે છે. બાકીના અંકો સામાન્ય રીતે ઠીક છે.

## સ્વીકાર

**શારદા:** ઓકટોબર અંક (દીપોત્સવી અંક) **ફુલવાડી:** ઓકટોબર એકાર અંક. **પુસ્તકાલય:** ઓકટોબર અને નવેંબર અંકો. **રોશની:** મહાસભા અંક. **ભાટીઆ યુવક:** શ્રાવણ અને ભાદરવા અંક. **યુવક:** નવેંબર અંક. **સાહિત્ય:** નવેંબર અંક. **વિશારદ:** નવેંબર અંક. **ગ્રામજીવન:** નવેંબર અંક. **મનોરમા:** ઓકટોબર અંક. **કુમાર:** ભાદરવા અને આસો અંકો. **નવચેતન:** (દિવાળી અંક) **તપોધન:** દિવાળી અંક. **સાધના:** દિવાળી અંક.

**ગુજરાત મિત્ર:** ૧૪, ૨૧–૧૧–૩૪ અંકો, **બેઘડી મોજ:** ૧૪, ૨૧–૧૧–૩૪ અંકો; **પ્રતાપ:** ૧૩, ૨૦–૧૧–૩૪ અંકો. **યુગચિત્ર:** ૧૪, ૨૧–૧૧–૩૪ અંકો, **લોકવાણી:** ૧૪, ૨૧–૧૧–૩૪, અંકો, **પ્રજામંડળ:** ૧૫–૧૧–૩૪ અંક, **નુતન-યુગ:** ૨૧–૨૮–૧૦–૩૪ અને ૭, ૧૪, ૨૧–૧૧–૩૪ અંકો, **રોશની:** ૨૦, ૧૧, ૧૮–૧૧–૩૪ અંકો, **રણજીત બુલેટીન:** ૨૦–૧૦–૩૪ અંક અને દિવાળી ખાસ અંક, **મહિપતરામ રૂપરામ અનાથાશ્રમનો** ૪૧ મા વર્ષનો રીપોર્ટ.

# નવયુગ

ડીસેમ્બર ૧૯૩૪.
વર્ષ ૬ ઠું :: અંક ૯ મો.
કીંમત ૮ આના

## રાજકીય


| | | |
|---|---|---|
| પસાર થએલા માસનું રાજકારણ ... | તંત્રીસ્થાનેથી ... | ૬ |
| મહાસભામાં ઉદ્દામવાદનો વિકાસ ... | પ્રો. કે. ટી. શાહ... | ૬૩ |
| વડી ધારાસભાના સભ્યોને ખુલ્લો પત્ર | એક મહાસભાવાદી | ૮૧ |


## વિચાર–ભાવના–પદ્ધતિ


| | | |
|---|---|---|
| મુંઝવતા સવાલોનો સરળ ઉકેલ ... | ... ... ... | ૧૭ |
| સમાજવાદના મૂળભૂત સિદ્ધાંતો ... | લક્ષ્મીપ્રસાદ બારોટ ... | ૩૩ |
| તરંગી સામાવાદ ... ... | ... ... ... | ૭૭ |


## હળવું સાહિત્ય


| | | |
|---|---|---|
| મધ્યમવર્ગનો સમાજવાદી(હળવો નિબંધ) | દયાશંકરભ. કવિ ... | ૧૨ |
| ખાનદેશમાં (વાર્તા) ... ... | બકુલેશ ... ... | ૨૫ |
| કલાની વેદી પર (વાર્તા)... ... | સીતારામ જે. શર્મા... | ૫૫ |


## કાવ્યો


| | | |
|---|---|---|
| સચ્ચલ ... ... ... | ઉપવાસી ... ... | ૨–૩ |
| સુવાન ... ... ... ... | શંકુત રાવળ ... | ૧ |
| "હૃદય વિનાનાં" ની ગોદમાં ... | જીતુભાઇ પ્ર. મહેતા... | ૪ |
| આજનો ખેડુત ... ... ... | સોમાભાઇ ભાવસાર... | ૫ |


## વિશેષતાઓ


| | | |
|---|---|---|
| મેક્સીકો ઝીન્દાબાદ–કલાનું ખૂન ... | રવિશંકર વિ. મહેતા | ૪૨ |
| સાહિત્ય સમાલોચના ... | ... ... ... | ૯૧ |

# કાયરતા છાંડો

——:०:——

દેશમાં આજે નિરાશાના, હૈયાંદુબળાપણાંના અંધકાર ચારે કોર ફરી વળ્યા છે. ગાંધીજીએ મહાસભાનાં રાજકારણમાંથી નિવૃત્તિ લીધી છે—ભલે થોડા વખતને માટે—તેમાં મહાસભાને યોગ્ય નેતૃત્વ આપવાની એમની અશક્તિનો એકરાર છે. બીજા આગેવાનોને, જ્યાં સુધી આવી પહોંચ્યા છે ત્યાંથી આગળ કેમ વધવું એ સુઝતું નથી. પ્રગતિના રેલ-પાટા નાખવાની જવાબદારી જેમના પર છે તેઓની સામે બાહુ અને બુદ્ધિનાં બળવાળી વિરોધી સત્તાનો અડગ ખડક આવીને ઉભો છે. એ ખડક ઓળંગવાનો માર્ગ તેમની અધુરી બુદ્ધિ બતાવી શકતી નથી, એ ભેદવાની તાકાત એમની કાયરતા એમને નથી આપી શકતી.

આવી વસમી વેળાએ તો, આદર્શ સિદ્ધિ માટે દૃઢ નિશ્ચયી બનેલા, હેતુ સાધવા માટે સ્વાર્પણના સ્વચ્છંદ કેળવી બેઠેલા, ઉન્હાં અને ઉછળતાં લોહિના જુવાનોજ માર્ગ દાખવી શકે.

પરંતુ ક્યાં છે એ જુવાનો? જે થોડા ઘણા છે તે જેલજીવન ગાળી રહ્યા છે; બીજા થોડાક ગેરકાયદેસર જીવન ગુજારી રહ્યા છે; અને બાકીના બધા ગેરહાજર છે.

શા માટે? જેઓ કર્તવ્યનાં ક્ષેત્રમાં છે તેઓને વ્યવહારૂ રાજકારણના પદાર્થપાઠ શીખવવાની દરકાર વડીલોએ કે દિ' કરી છે? પોતાની રાહબરી નીચે તેમને કામ કરાવી જવાબદારી, વ્યવહાર કુશળતા અને સમય સમયને અનુકુળ ચાલબાજીની તાલીમ આપણા રાજકીય વડીલોએ ક્યારે આપી છે? જુની આંખોએ નવાં જગતને નિહાળતા, અને તેથી લગભગ આંધળા જેવા, વૃધ્ધોની એક ટોળકીએ છેલ્લા બે દાયકાઓથી રાષ્ટ્રનાં રાજકીય સુકાનને પોતાને કબજે રાખ્યું છે અને જુવાનોને કદિએ પડખે ચડવા જ દીધા નથી—એ રીતે તાલીમ પામેલો એક જ જવાહર આજે રાષ્ટ્રની કેવી મોંઘી મૂલન થઇ પડયો છે એ જાણવા છતાંયે.

પ્રવૃતિ અને નિવૃત્તિના સમયને બરાબર પારખનાર; "જ્યાં પુત્રો પિતાઓ બને છે" એવી આર્ય સંસ્કૃતિની જુની ભાવનાને પારખનાર અને એ રીતે એક જવાહર, એક સુભાષને તૈયાર કરનાર એક મોતિલાલ અને એક દાસ બીજા કોઇને અનુકરણીય ન લાગ્યા.

આત્મકેન્દ્રિત અને અહંતામાં ડુબેલા આપણા રાજકીય વૃધ્ધોએ આદર્શઘેલા યુવાનોની તરુણ પેઢીને અપનાવવાને બદલે અપમાનવામાં શું બાકી રાખ્યું છે?

(વધુ માટે જુઓ પાનું પર મું.)



રાઇસેન કીલ્લો (ભોપાલ) ચિત્રકારઃ એ. એચ. અન્સારી

# યુવાન

રાજશ્રી મ્યુ. પતિઓના સ્મરણાર્થે
શ્રી ફાર્બસ ગુજરાતી સભાને
શ્રીયુત દયાભાઈ આણંદજી આદિ
તરફથી સવિનય સપ્રેમ ભેટ.

( ખંડ શુલબંકી )

(૧)

અહો! મહાન શક્તિવાન,
વિશ્વપ્રાણ શો યુવાન!
અંગ અંગ સ્ફુર્તિવાન, રોમ રોમ તેજવાન,
કોમળું વસન્ત ગાન, પ્રેમનું પ્રફુલ્લ પાન
શૌર્યનું અઘોર તાન,
રાષ્ટ્રનું ખરું સુકાન.—
અહ વિશ્વમાં યુવાન. અહો!—

(૨)

સ્વતંત્ર વ્યોમ પંખીડું,
ઉડન્ત આભ ભેદતું.
પ્રચંડ વેગવન્ત, ભોમ–વ્યોમનું વિમાન શું,
સૂર્ય ચન્દ્ર તારલાઓ પાંખથી પછાડતું,
બ્રહ્માંડ સર્વ વીંઝતું
અહો! કરાળ પંખીડું
મહાન વીરલો યુવાન. અહો!—

(૩)

ત્રિલોક કમ્પતી રહ્યું,
શું વજ્રબાણ ઉતર્યું?
અવિરત છેદ શત્રુપ્રાણ, દીનનું સુખી નિશાન,
રામ રામ જોર જુલ્મ છેદનાર રામબાણ
કે દુષ્ટ ક્ષીણભાન—
સ્હેલથી કરંત બાણ,
એક તેજિલો યુવાન! અહો!—

(૪)

યુવાન કાળનોય કાળ,
અનન્તનો મહા ઉછાળ!
હાસ્યથી કરાળ કાળને અફાળતો મહી,
સુધાગી આસવા ઉઘાડી મુખ શું રહ્યો ધસી
સ્વતંત્રતા ઉજાળતી,
વિરાટ જ્યોત પ્રોજ્જ્વળી,
અસંખ્ય ભાણ શો યુવાન!!

અહો! મહાન શક્તિવાન,
વિશ્વપ્રાણ શો યુવાન!!



: લેખક :

ઉપવાસી

[યરવડા જેલમાં સચ્ચલ કરીને એક સિંધી કેદી હતો. ખૂનના ગુન્હા હેઠળ ૨૦ વર્ષની સજા ખાઇ એ આવ્યો હતો એ સરલતાની મૂર્તિને ઉદ્દેશી લખાયલું આ કાવ્ય છે.]

ઓરે ઓ ! સચ્ચલ સાંઇ !

ઓરે ! અબધૂત સાંઇ !
જેલમાં તારે આવવાં થિયાં કેમ કરીને ભાઈ ?
ખૂનનો સોદો તારે હાથે કેમ કરીને થાઇ ?

ઓરે અભાગા ભાઈ !
પ્રપંચ કેરો દાનળ સળગ્યો, કયા શું તારી હામાઇ ?
ન્યાયને ઓથે ભાઇ ! કાયા તારી હોમાઇ ?

સરલતા નરી કોણ પૂજે રે, તેજ તરંગ ન કાંઇ.

મરતાંને તેં મેર ન કીધું, ન્યાયની તોય દુહાઇ —
કીધો તને પીંજર આણી ભાઇ !

ઓરે અભાગા ભાઇ !
પરપંચ કેરી જાળ પથારી ગયા સુવાઢી કસાઇ ?
પુરે નવ કોઇ કશી ય ગવાહી,
આવી શીદ ન્યાયની જૂઠ વડાઈ ?
જાલિમ સત્તા પાપ ભુંડેલી ક્રૂર હસે હરખાઇ.

જ્હારે જગતમાં પાખંડ ભાળ્યો, અન્યાયની અધિકાઈ ?
દિલડે તારે અગન લાગ્યો, સ્નેહમાં દીઠી બુરાઇ ?
તજી ઘર ચાલ્યો તું શું વનમાંહી ?
આવી કેમ કીધાં તેં સુખે આંહી ?
ઓરે અભાગા ભાઇ !



# સચ્ચલ

**વે**રણ વગડે વીરડી નાની કોની ન આંખે દેખાઇ,
ચવડયો ખવડયો આશી તરસ્યો મ્હાણે એની મધુરાઇ,
ઓરે અભાગા ભાઇ !

આંખડી તારી અમી નિતરતી ચિતડે મારે સમાઇ.
ભર ઉંડાણે દરિયે ખારે મોતિડાં છીપ સંતાઇ,
દોઝખની આ દુનિયા મધ્યે એક ઝરણું છુપાઇ,
આવ્યું મુજ હાથ ક. માનું વડાઇ.

**સા**ચાં ખોટાંની પારખ થાયે કસોટીએ અંકાઇ,
ભડકે ભડકે આગ જલંતી કંચન કુંદન થાઇ,
નહિ માણસને એવું કાંઇ?

દોજખની આ દુનિયા માંહી, મન તારું રે'વું શેકાઇ?
ઓરે ઓરે અભાગા ભાઇ!
મન દાઝવાનું તારે આંહી?

**ઓ**રે ઓરે! ઓ સચ્ચલ સાંઇ!
રડતી તારી આંખડી જેવી જાઉં હું ક્યાંય સમાઇ,
કરુણામયી આંખડી જેવી જાઉં હું ક્યાંય સમાઇ,
સચ્ચલ! ગાઉં, ગાઉં તારી સચ્ચાઇ,
તારી અંતરની સચ્ચાઇ!!

૨-૧૧-૩૩.
યરવડા જેલ

# "હૃદય વિનાનાં"ની ગોદમાં

અગ્નિના ફુવારા ઉડે
ઝાળના મિનારા ચડે
યંત્રનાં શરીર ચાલે
બો ઇ લ ર ના પ્ર તા પે
રાતી રાતી કબરમાં રોજ
કોલસાનાં કાળાં ફુલ ચડે

લાંબી લાંબી લોઢાની ટયુબો
બોઇલરોની એ નાડીઓ
એની અંદર પાણીડાં ફરે
વરાળની એમાં માતા વસે

વરાળનાં આ ગુંચળાંઓ
એકઠાં થઇને મસ્તી કરે
જરાક જેટલી જગ્યા મળે તો
સીસકારો કરવાનું ન ભૂલે

પણે સૂતું એ મોટું 'ફ્લાઇવ્હીલ'
એન્જીનનું એ જૂનું દોસ્ત
ડેડસેંટરમાં એન્જીન આવે તો
ઠીક કરી દે એ મસ્તીખોર

ઉપર નીચે પાઇપો ફરે
ફુલ વિનાની ડાળીઓ ઝુલે
પાઇપો એના હાથ લંબાવી
આંગળીએ ઉષ્મા લગાડી
ઠમક ઠમક ચાલી ચાલીને
અગ્નિના એ બાળને સોંપે

અગનનું આ બાલક દેખો
ભીનું ભીનું ઉન્હું ઉન્હું,
લોઢાના . રીઢા હૈયામાં
ધડકારા ધબકારા ઉઠે–
સહુ કહે કારખાનું ચાલે
યંત્ર કહે મારું હૈયું હાલે–

# આજનો ખેડૂત

ધરતીના પડ ફાટી જાતાં આભથી ખરતા અંગાર,
સુરજદેવ ભરાયા રોષે તાપની કાઢતા જ્વાળા;
બન્યાં એનાં લોચન રાતાં
કાઢે તીર તીક્ષ્ણ ને તાતાં.

તાપથી એનાં અંગ જળીને આકુળ વ્યાકુળ થાય,
પરસેવાના બિંદુ વછુટે હાંફ ન કૈયે માય;
તોયે નવ એ અટકાતો
ઘડી નવ થોભી જાતો.

કુકડો બોલે ખેડુત ઉઠે નિંદરને કે ત્યાગી,
લોક સતા નિંદ્રા લે ત્યારે ચાલ્યો એ વૈરાગી;
નિંદરની મોજને ત્યાગી
એને શી લગની લાગી?

ઝરમર ઝરમર મેઘ વરસતો વાયુ વેગે ફુંકાય,
ઠંડીયા એની કાયા થરથરતી અંગ અકડાઇ જાય;
ન થોભે પલને માટે
વિસામો લેવા માટે,

વાયુ વહે મંદ મંદ ગતિએ મોજથી ડગલાં દેતો,
મોલ જોઇ એનું હૈયું હરખાતું હર્ષનાં આંસુ લોતો
ફળી મારી મહેનત સારી
પ્રભુએ કીધી મહેરબાની.

કાપણી થાતી મોલ કપાઇને ઘેર આવતો જ્યારે,
શાહુકાર આવી આંગણિયામાં ઉભો રહેતો ત્યારે;
કહેતો ધન ધરી દે,
અગર તો ધાન દઇ દે.

કોડી મળે નવ ખેડુત પાસે કરજ આપવા માટે,
ધાન આપું કે આપું બીજું શું નાણાં દેવા સાટે?
કર્યાં છે કોડી આપવા માટે?
ભલે જાય ધાન સૌ હારે.

આવ્યું હતું તેમ ચાલ્યું જાય એકથી બીજાને ઘેર
ખેડુતનાં ઘર ખાલી થાયે શાહુકારને લહેર;
રહ્યા દાણા ખેડુને ખાવા
એની હોય કોને પરવા?

ભલે મરે ભૂખે ખેડુ, છોરૂ એના અભણ છો રે,
જાય ન કેને ખોટ એથી શાહુકાર ખુશી રે;
ભલા ભગવાન આ કેવી

તાત જગતનો ખેડુ ગણાતો દુનીયાની રીત આ નથી,
એજ ખેડુ આજે ભૂખે મરે છે સૌને પેટે રૂડી રીત,
કહો એ ક્યાંની રીત?
જોયું નવ જોઈ શકાયે
આંખોમાંથી અશ્રુ વહાવે.

# "હૃદય વિનાનાં"ની ગોદમાં

અગ્નિના ફુવારા ઉડે
ઝાળના મિનારા ચડે
યંત્રનાં શરીર ચાલે
બોઇલરના પ્રતાપે
રાતી રાતી કબરમાં રોજ
કોલસાનાં કાળાં ફુલ ચડે

લાંબી લાંબી લોઢાની ટયુબો
બોઇલરોની એ નાડીઓ
એની અંદર પાણીડાં ફરે
વરાળની એમાં માતા વસે

વરાળનાં આ ગુંચળાંઓ
એકઠાં થઇને મસ્તી કરે
જરાક જેટલી જગ્યા મળે તો
સીસકારો કરવાનું ન ભૂલે

પણે સૂતું એ મોટું ફ્લાયવ્હીલ
એન્જીનનું એ જૂનું દોસ્ત
ડેડસેંટરમાં એન્જીન આવે તો
ઠીક કરી દે એ મસ્તીખોર

ઉપર નીચે પાઇપો ફરે
ફુલ વિનાની ડાળીઓ ઝુલે
પાઇપો એના હાથ લંબાવી
આંગળીએ ઉષ્મા લગાડી
ઠમક ઠમક ચાલી ચાલીને
અગ્નિના એ બાળને સોંપે

અગનનું આ બાલક દેખી
બીનું બીનું ઉન્હું ઉન્હું,
લોઢાના . રીદા હૈયામાં
ધડકારા ધબકારા ઉઠે—
સહુ કહે કારખાનું ચાલે
યંત્ર કહે મારું હૈયું હાલે—

# આજનો ખેડુત

ધરતીના પડ ફાટી જાતાં આભથી ખરતા અંગારા,
સુરજદેવ ભરાયા રોષે તાપની કહેતા જ્વાળા;
બન્યાં એનાં લોચન રાતાં
કાઢે તીર તીક્ષ્ણ ને તાતાં.

તાપથી એનાં અંગ જળેને આકુળ વ્યાકુળ થાય,
પરસેવાના બિંદુ વછુટે કાંઈ ન કહેયે જાય.
તોયે નવ એ અટકાતો
ઘડી નવ થોભી જાતો.

કુકડો બોલે ખેડુત ઉઠે નિંદરને કે ત્યાગી,
લોક સુતા નિદ્રા લે ત્યારે ચાલ્યો એ વૈરાગી,
નિંદરની મોજને ત્યાગી
એને શી લગની લાગી?

ઝરમર ઝરમર મેઘ વરસતો વાયુ વેગે ફુંકાય,
ઠુંઠીયા એની કાયા થરથરતી અંગ અકડાઈ જાય;
ન થોભે પલને માટે
વિસામો લેવા માટે,

વાયુ વહે મંદ મંદ ગતિએ મોજથી ડગલા દેતો,
મોલ જોઈ એનું હૈયું હરખતું હર્ષમાં આંસુ લો'તો
ફળી મારી મહેનત સારી
પ્રભુએ કીધી મહેરબાની.

કાપણી થાતી મોલ કપાઈને ઘેર આવતો જ્યારે,
શાહુકાર આવી આંગણિયામાં ઉભો રહેતો ત્યારે;
કહેતો હામ ધરી દે,
અગર તો ધાન દઈ દે.

કોડી મળે નવ ખેડુત પાસે કરજ આપવા માટે,
ધાન આપું કે આપું બીજું શું નાણાં દેવા સાટે?
ક્યાં છે કોડી આપવા માટે?
ભલે જાય ધાન સૌ હાટે

'આવ્યું હતું તેમ ચાલ્યું જાયે એકથી બીજાને ઘેર
ખેડુતનાં ઘર ખાલી થાયે શાહુકારને લહેર,
રહ્યા દાણા ખેડુને ખાવા
એની હોય કોને પરવા?

ભલે મરે ભૂખે ખેડુ, કોઈ એના અભણ છો રે,
જાય ન દેશને ખોટ એથી શાહુકાર ખુશી રે,
ભલા ભગવાન આ કેવી
દુનીયાની રીત આ નવી,

તાત જગતનો ખેડુ ગણાતો સૌને પોષે રૂડી રીત,
એજ ખેડુ આજે ભૂખે મરે છે કહો એ ક્યાંની રીત?
જોયું નવ જોઈ શકાયે
આંખોમાંથી અશ્રુ વહાવે.

—સોમાભાઈ ભાવસાર.

## પસાર થએલા માસનું રાજકારણ

# દિશાશૂન્યતા અને હૈયાદુબળાપણું

**ગયે માસે** આ કોલમોમાં ભય દર્શાવવામાં આવ્યો હતો તે સાચો પડયો છે. તરતમાં પસાર થએલી મહાસભાને અંગે અને વડી ધારાસભાની ચુંટણીને અંગે ઉભા કરવામાં આવેલા કૃત્રિમ ઉત્સાહથી એવો આભાસ થતો હતો કે છેલ્લે મળેલા પરાજયથી ઉપજતી નિરાશા પ્રજાએ થોડા જ વખતમાં ફગાવી દીધી છે, અને રાષ્ટ્રીય ધ્યેય સિદ્ધ કરવાને માટે નવા પ્રયત્નોની શરૂઆત કરવાનું શક્ય બનશે. પરંતુ એ માન્યતા ખોટી ઠરી છે અને એ કૃત્રિમ ઉત્સાહ શમી જતાં નિરાશા, હૈયાદુબળાપણું અને તેમાંથી ઉપજતી વિનીતવૃત્તિનું જોર જામવા લાગ્યું છે. રાજકીય વાતાવરણને જાગતું રાખવાની વૃત્તિ અને શકિતનો અભાવ ઠેર ઠેર નજરે પડે છે.

આખાએ માસ દરમ્યાન જોઇન્ટ પાર્લામેન્ટરી કમીટીના અહેવાલ પર શાબ્દિક ચર્ચા સિવાય કંઇ નક્કર પ્રવૃત્તિ નજરે ચઢી નથી. એ અહેવાલ પર હવે લીબરલોએ, મહાસભાએ અને કામદાર સંસ્થાઓએ પોતાનો અભિપ્રાય વ્યકત કરી દીધો છે. અહેવાલ કોઇને યે ગમતો તો નથી. મહાસભાની માફક કેટલીએ લીબરલ સંસ્થાઓ પણ એમ માને છે કે એ અહેવાલમાં સુચવાએલ બંધારણ ભોગવવા કરતાં તો હાલના બંધારણ નીચે જીવવું વધારે સારૂં છે. છતાં એ અહેવાલના અસ્વીકારની બાબતમાં મતભેદ રહ્યો છે. મહાસભાએ તેનો ઇન્કાર કર્યો છે. લીબરલોને તે અસ્વીકાર્ય અને અખિલ હિન્દ મજુરસંઘ ફીડરેશનને પણ તે અસ્વીકાર્ય છે. પરંતુ બધાએ પક્ષો એક વાત તો બરાબર સમજે છે કે તેમને પસંદ હોય કે ન હોય પરંતુ એ બંધારણ તો હિન્દને માથે ઠોકી બેસાડવાનું છે જ. આ સ્થિતિમાં તેનો સામનો કેમ કરવો એ જ પ્રશ્ન મહત્વનો બની રહે છે. અને જ્યારે એ પ્રશ્નની વિચારણા પર આવીએ છીએ ત્યારે જ એ સંબંધી જુદા જુદા પક્ષો વચ્ચે રહેલા મતભેદોની ઝાંખી થાય છે.

લીબરલોની વલણ અત્યારે સ્પષ્ટ નથી. પરંતુ તેમના જુના ઇતિહાસ અને અત્યારની વાતો પર નજર નાંખી જતાં એમ માનવાને કારણ મળે છે કે તેઓ બંધારણની ખામીઓ બતાવી આપવાને બહાને તે ચલાવવાને તૈયાર થઇ જશે. એ જ પ્રમાણે મુસલમાનો પણ એ નવાં બંધારણને ચલાવવામાં પોતાનો સહકાર આપશે એમ માનવાને પુરતાં કારણો છે.

મહાસભાની આ સંબંધી વલણ સ્પષ્ટ નથી. પરંતુ એક તરફથી મી૦ સત્યમૂર્તિ જેવા મવાળો અને બાજી તરફથી આચાર્ય

સભાની જેવા કહેવાતા ઉદ્દામોનું મહાસભામાં પુરતું પરિબળ હશે–અને હશે એમ માનવું પડે છે–તો મહાસભાવાદીઓ પણ પહેલાંથી પ્રતિસહકાર અને પછી સહકારના મુંવાળા માર્ગ પર લપસી જશે, એમ ભય ધરાવવાને પુરતાં કારણો છે. અહેવાલના અસ્વીકારને લગતો જે ઠરાવ મહાસભાની કારોબારીએ કર્યો છે તે મરદાનગીભર્યો છે. એ ઠરાવે એમ સાફ સંભળાવ્યું છે કે મહાસભા લોકોના આત્મનિર્ણયના અધિકારને અને એ અધિકારનાં વ્યવહારૂ રાજકીય સ્વરૂપ રૂપ લોકપ્રતિનીધી સભાને ચુસ્તપણે વળગી રહે છે. આટલા પુરતું બધુ બહુ સારૂં છે. પરંતુ એ ઠરાવને વ્યવહારમાં ઉતારવાને મહાસભા શું તૈયારી કરે છે? આખાએ દેશમાં એક દિવસે સભાઓ, સરઘસો વગેરે કરી અહેવાલના વિરોધનો દિવસ પાળવો એવું સુચન મહાસભાની કારોબારીએ કર્યું છે છતાં તે દિવસ હજુ સુધી નક્કી કરવામાં આવ્યો નથી. આ બેદરકારી અથવા દાદાશ પરથી કંઇ પણ અનુમાન પર આવવાનું વ્યાજબી હોય તો એમ કહી શકાય કે મહાસભાના હાલના આગેવાનો લોકપ્રતિનીધિ સભા શક્ય બનાવવાની દિશામાં શબ્દોથી જરાએ આગળ જવા માગતા નથી.

**મહાસભાની** હાલની એ વલણ સરકારની દમનનીતિને આભારી હોય એ બનવાજોગ છે. આવો આકરો ઠરાવ મહાસભા કરશે એવી આશા સરકારે કદાચ ન રાખી હોય એ બનવા જોગ છે. એટલે એ ઠરાવના જવાબરૂપે સરકારે સરહદના ગાંધી ખાન અબ્દુલ ગફારખાનની ધરપકડ કરી છે. ખાન અબ્દુલ ગફારખાનની ગીરફતારી પોતે બહુ આફતરૂપ નથી. પરંતુ દેશમાં ઉદ્દામ રાજકીય બળો પર ઝઝુમી રહેલી આફતની એ અચૂક નિશાની છે એ વિષે શંકાને ઓછો જ અવકાશ છે. અને એ પ્રકારની જે નિશાની ખાન અબ્દુલ ગફુરખાનની ગીરફતારીથી મળે છે તેજ નિશાની પિતાને છેલ્લી વખત મળવા માટે હિન્દ પાછા ફરેલા શ્રી. સુભાષચન્દ્ર બોઝ તરફ સરકારે બતાવેલી વર્તણુંક પરથી પણ મળી રહે છે. એટલે એ ઝઝુમતી આફત સામે મહાસભાના આગેવાનો મુંગા બની ગયા હોય એ બનવાજોગ છે.

પરંતુ તેમનું આ મૌન તેમનાં માનસ પર કઇ જાતની અસર કરે છે તે સમજવાનું પણ મુશ્કેલ નથી. ગાંધીજીએ સરહદ પ્રાંતમા ગ્રામ્યોદ્ધારની પ્રવૃત્તિને અંગે જવા માટે સરકારની નાહક પરવાનગી માગી અને સરકારે તે અપમાનજનક રીતે નકારી કાઢી. એ સંબંધી સરકાર અને ગાંધીજી વચ્ચે થએલા પત્રવ્યવહાર પરથી એટલું સાફ દેખાઇ આવે છે કે સરકાર જો કાંઇક સજ્જનતા દાખવે તેમ હોય તો મહાસભાવાદીઓ–થોડાક વખતને માટે તો-પાળેલા સહકારીઓ બની જવા જેટલા નરમ થઇ ગયા છે.

આ સ્થિતિમાં મહાસભાનો ઉદ્દામ પક્ષ મહાસભાસમાજવાદીઓ પણ નિરુત્સાહ બની ગયા હોય તો તેમાં નવાઇ જેવું કશું જ નથી. એટલે આ રીતે મહાસભા પુરતો તો દેશના રાજકારણમાં હાલ શુન્યતાનો સંચાર થયો છે.

નવાં બંધારણનો વિરોધ કરવા માટે સર્વપક્ષ પરિષદ ભરવાની બધી વાતો હવે પડી ભાંગી છે અને એવી જાતની પરિષદથી કંઇ ઉપયોગી હેતુ નહિ સધાય એમ હવે બધાને લાગવા માંડયું છે. એટલે એવી કોઇ પરિષદ ભરાવાનો સંભવ ઘણો ઓછો છે. આવી સ્થિતિમાં કેટલાક લીબરલો અને શ્રી. જમનાદાસ મહેતા

જેવા મજૂર આગેવાનોની વલણ એવી સાફ દેખાય છે કે તેઓ જોઇન્ટ પાર્લામેન્ટરી કમીટીના રીપોર્ટમાં થોડાક સુધારાઓ સૂચવવાની પ્રવૃત્તિ હાથ ધરશે. લીબરલો એવી વલણ ધારણ કરે એ તો સમજી શકાય એવી બીના છે પણ દેશની મજુરપ્રવૃત્તિ પણ આવી બીમારી મનોવૃત્તિ કેળવી બેસે એ ખરેખર દુઃખ અને ભયનો વિષય છે.

તે દરમ્યાન માત્ર મુંબાઇ ખાતે એક આશા આપતો ફણગો ફુટ્યો છે તે તરફ ધ્યાન દેવાની જરૂર છે. મુંબાઇના મહાસભાસમાજવાદી પક્ષ તરફથી કેટલાક ઉમેદવારો મુંબાઇની મ્યુનીસીપલ કોર્પોરેશનની આગામી ચુંટણી માટે ઉભા રાખવામાં આવ્યા છે. એ લોકોએ પોતાની ચુંટણીને અંગેનો જે મેનીફેસ્ટો બહાર પાડ્યો છે તે હિન્દમાં મ્યુનીસીપલ તંત્રમાં ઉદ્દામ વિચારોના ઉદયનાં એક સીમાચિન્હ રૂપે જરૂર લેખી શકાય. એ પક્ષને ચુંટણીમાં કેવીક સફળતા મળે છે અને તેઓ કોર્પોરેશનમાં જઇને શું સાધશે એ પ્રશ્ન જુદો છે. પરંતુ મ્યુનીસીપલ વહીવટને અંગે કોઇને આજ સુધીમાં નહિ સુઝેલી એવી દ્રષ્ટિ તેઓએ દાખવી છે એટલા પુરતું માન તેઓને અવશ્ય આપવું ઘટે.

દેશની મજુરપ્રવૃત્તિ અત્યારે લગભગ અસ્તવ્યસ્ત દશામાં છે અને તેમાંયે હૈયાંફુટળાપણાંનો સંચાર પુરતાં પ્રમાણમાં થઇ ચૂક્યો છે. મજુર પ્રવૃત્તિમાં રાજકારણનો સેળભેળ ન થવો જોઇએ એવા જોખમકારક વિચારોનો ફેલાવો પણ થવા માંડ્યો છે.

ગાંધીજીની હરિજન પ્રવૃત્તિ નામ માત્રથી જ જીવે છે, અને મોટા જોરશોરથી ઉપાડી લેવામાં આવેલી ગ્રામ્યોધ્ધારની પ્રવૃત્તિ અત્યારે તો છેક જ શિથિલ થઇ ગઇ છે.

તે દરમ્યાન હિન્દને અંગે બ્રીટનનાં સ્વાર્થી શાહિવાદીઓ પોતાનું ધાર્યું કર્યે જ જાય છે. જોઇન્ટ પાર્લામેંટરી સમિતિની ભલામણો પર ઇન્ડીઆ બીલ તૈયાર કરવાની મંજુરી માગતો બ્રીટનની સરકારનો ઠરાવ આમ અને ઉમરાવ બંનેની સભાઓએ જબ્બર બહુમતિથી પસાર કરી દીધો છે. એ ઠરાવ પર ૭ દિવસ સુધી ચાલેલી ચર્ચાએ એમ સાફ બતાવી આપ્યું છે કે બ્રીટનના મુત્સદ્દીઓ એ અહેવાલની પ્રત્યાઘાતિ ભલામણો જરા જેટલી પણ મોળી પાડવાનો વિચાર હાલના તેમના વિજયોન્માદમાં ધરાવતા નથી.

એ જ પ્રમાણે બ્રીટન અને હિંદ વચ્ચેના વેપારી કરારો પણ બ્રીટનમાં લગભગ તૈયાર થઇ ચૂક્યા છે. આ સંબંધમાં નોંધવાલાયક હકીકત એ છે કે જ્યારે બ્રીટનની સરકારે એ કરારોનો મુસદ્દો તૈયાર કરતાં પહેલાં બ્રીટીશ વેપારીઓને વિશ્વાસમાં લીધા હતા ત્યારે હિંદી સરકાર હિંદી વેપારીઓની સાફ અવગણના કરી રહી છે. એ વિષયમાં પોતાની સાથે મંત્રણા કરવા માટે હિંદી વેપારી ચેંબરોનાં ફીડરેશનની વિનતિને પણ સરકારે ધ્યાનમાં લીધી નથી.

આ રીતે બ્રીટન બધી રીતે પોતાનું ધાર્યું કર્યે જાય છે. અને આ બધા બનાવોની અસર હિંદને ઉદ્દામ બનાવનારી થવાને બદલે એથી અવળી જ થાય છે. લોકોમાં કાયરતા વધતી જાય છે. જો આ વલણને અટકાવવાના ઉપાય વ્હેલાસર લેવામાં નહિ આવે તો એવો ભય ધરાવવાને કારણ છે કે બહુ દૂરનાં નહિ એવાં ભવિષ્યમાં બ્રીટીશ શાહિવાદ પાસેથી પોતાનું ધાર્યું કરાવી લેવાની તક ઉભી થશે ત્યારે તેનો લાભ લેવાને હિંદી પ્રજા તૈયાર નહિ હોય.



વર્ષ : ૭ મું. | નવયુગ | અંક : ૯ મો.

# સંપાદકની સાથે—

વ્યવસાયની ધમાલ વચ્ચે નવયુગનો છેલ્લો અંક તૈયાર કરવો પડયો હતો એટલે મને કે વાંચકોને કોઇને પુરતો સંતોષ આપી શકે એવો તે થયો નથી. પરંતુ એ અંકને લીધે ઉપજેલો અસંતોષ આ અંકથી શાંત થઇ જશે એવી આશા રહે છે.

આ અંકમાં ચાર કાવ્યો છે. એ ચારેય કાવ્યો નવયુગમાં પહેલાં પ્રગટ થએલાં કાવ્યો કરતાં અનોખાં લાગશે. 'સચ્ચલ'માં કવિના જીવનનો સજીવ અનુભવ ભર્યો છે. "સચ્ચલ" અને "જુવાન" બન્ને કાવ્યો લેખકોએ દિવાળી અંક માટે મોકલાવ્યાં હતાં. પરંતુ સ્થળસંકોચને લીધે તે તેમાં પ્રગટ થઇ શકયાં નહિ એટલે આ અંકમાં તે લઇ લીધાં છે. "હૃદય વિનાનાં'ની ગોદમાં" એ કાવ્ય રમતીઆળ લાગશે. જ્યારે નવયુગમાં અને અન્ય જગ્યાએ પણ યંત્રોની બીષણતા ગાતાં કાવ્યો પ્રગટ થતાં રહે છે ત્યારે આ કાવ્ય યંત્રની મોહક કવિતા રચે છે. અને વાસ્તવિક રીતે તેમાં કંઇજ ખોટું નથી યંત્રો પોતે બીષણ નથી. જો હળ કે ગાડું ભયંકર હોય તો જ યંત્રો ભયંકર ગણી શકાય. વાસ્તવિક રીતે એ યંત્રનો આજે ઉપયોગ કરનારી સમાજવ્યવસ્થા જ ભયંકર છે: પરંતુ એ વકીલાત હું કરૂં તેના કરતાં લેખકે પોતે જ એ કાવ્યની પ્રસ્તાવના રૂપે થોડું લખી મોકલ્યું છે તેમાંથી અવતરણ કરૂં:

"કારખાનામાં કામ કરવું એટલે યંત્રમાં પીસાયા જ કરવું એવું જે ચિત્ર દોરવામાં આવે છે એ પ્રચારકાર્યની દ્રષ્ટિએ બરોબર છે, પણ કારખાનામાં કામ કરવામાં મજા પણ પડે છે. કોઇ ઓફીસની ખુરસી પર બેસી બીજાના હીસાબોની જવાબદારી અથવા અજાણ્યા શખ્સોના મીરનામાં ઢસડયાં કરવાં, એના એ ધુરકતા ચ્હેરાઓ સામે અડીખમ બેસી રહેવું એના કરતાં બોઇલર કે એન્જીનની સામે પરસેવો રેડવાનું વધુ મોહક લાગે છે. યંત્રને "હૃદય" હોતું નથી એ એક પ્રકારનું સુખ છે—"હૃદય" રાખનારાઓ ઘણી વાર ભારે કંટાળો આપનાર હોય છે, અથવા આફત ઉતારનારા તો જરૂર હોય છે—મેં પોતે ચાર પાંચ વરસ કારખાનામાં કામ કર્યું છે એટલું જ નહિ પણ બોઇલર સામે ઉભા રહી કોલસા પણ ઉછાળ્યા છે. એન્જીનના વાલ્વ પર ઉભા રહી એને ચાલતું પણ કરેલ છે. એ "શોવેલ"

ઉપાડતાં મને ખરેખર મજા આવી હતી. અને આઠ કલાકની એ નોકરી હતી તે છતાં નીચેની કવિતા ગમતીઆળ બનવા પામી છે–યંત્રોની ભયાનકતા એમાં નથી. એથી ઉલટું યંત્રનો કિલ્લોલ એમાં ભળી જવા પામ્યો છે–"

આ અંકમાં ત્રણ રાજકીય લેખો આપવામાં આવ્યા છે. ત્રણેય હિન્દી રાજકારણને લગતા છે. "પસાર થએલા માસનાં રાજકારણ" માં હંમેશની માફક છેલ્લા માસની રાજકીય પ્રવૃત્તિનું ટુંકું અવલોકન આપવામાં આવ્યું છે. "મહાસભામાં ઉદ્દામવાદી કાર્યક્રમનો વિકાસ" એ જાણીતા અર્થ અને સમાજશાસ્ત્રી પ્રો. કે. ટી. શાહનો લેખ છે. એ નામને લીધેજ એ લેખની વિશેષ ભલામણ કરવાનું કારણ નથી રહેતું; છતાં છેક મવાળ મનોદશાથી યોજાએલી મહાસભામાં ક્રમેક્રમે ઉદ્દામ વિચારો અને ભાવનાઓના પડઘા કેમ પડતા રહ્યા અને તેણે નક્કર કાર્યક્રમનું સ્વરૂપ કેવી રીતે લીધું તેનો સળંગ ઇતિહાસ આટલા સંક્ષેપમાં પરંતુ આટલી વિશદતાપૂર્વક કદાચ પહેલી જ વખતને માટે રજુ થાય છે એ વસ્તુ તરફ વાંચકોનું ધ્યાન દોરવાની જરૂર રહે છે. "વડી ધારાસભાના મહાસભાવાદી સભ્યોને ખુલ્લો પત્ર" પણ એક એટલો જ અગત્યનો લેખ છે. એ લેખની વિશેષતા તો એ છે કે જ્યારે હવે પછી રાજકીય પ્રગતિ સાધવાને માટે શું કરવું એ કોઇને સુજતું નથી ત્યારે એ લેખક બહુ જ ડહાપણભર્યું દિશાસુચન કરે છે. એ સૂચનની સાથે બધા એકમત થાય કે નહિ એ અલગ વાત છે પરંતુ એટલું તો ચોક્કસ કે દરેકને વિચાર કરવાને માટે એમાંથી પુરતો ખોરાક જરૂર મળી રહેશે. એ બે લેખો પ્રથમ પ્રગટ કરવાની તક મળી છે તે બાબત નવયુગના સંચાલકો તે તે લેખકો પ્રત્યે આભારની લાગણી દર્શાવે છે.

વિચારોને સળવળાવે, નવીન ભાવનાઓ અને વિચારોથી વાંચકોને પરિચિત કરે એવા ત્રણ લેખો આ અંકમાં આપવામાં આવ્યા છે. "મુંઝવતા સવાલોનો સરળ ઉકેલ" એ નવયુગનું ચાલુ તત્વ છે. તે સિવાય "સમાજવાદના મૂળભૂત સિધ્ધાંતો"વાળો લેખ સમાજવાદના મૂળમાં જે સિધ્ધાંતો રહેલા છે અને જે સામાન્ય રીતે માણસોને બહુ ગહન લાગે છે તે અહિં અત્યંત સરળતા પૂર્વક સમજાવે છે. "તરંગી સમાજવાદ"નો લેખ પણ એ જ રીતે ભાવ નામય સમાજવાદની જુદી જુદી પદ્ધતિઓ વિશે સરસ માહિતી પુરી પાડે છે.

આ વખતે જે વાર્તાઓ આપવામાં આવી છે તે વાંચકોને ખરેખર ગમશે. શ્રી. દયાશંકર કવિનો "મધ્યમ વર્ગનો સમાજવાદી" નામનો હળવો નિબંધ તેમના આગલા નિબંધોના પ્રમાણમાં રસદાયક જણાશે.

ગયા અંકમાં અમે એમ જણાવ્યું હતું કે "નવયુગ" જેમ બને તેમ સમાજવાદી વિચારોનો 'પડઘો પાડનાર' બનાવવાનો અમારો આશય છે. એ આશય અમુક અંશે સફળ થયો છે એમ વાંચકો આ અંક પરથી જોઇ શકશે.

આ અંકના એક લેખ તરફ વાંચકોનું ખાસ ધ્યાન દોરવાની ઇચ્છા રોકી શકાતી નથી. એ લેખ "મેક્સીકો ઓન્દાબાદ–કલાનું ખુન." સોવિએટ રશીઆના અને આખા જગતના પણ એક અજોડ સીનેમા ડાયરેક્ટર સર્ગી ઇઝેન્સ્ટાઇનની એક અજોડ ફીલ્મ "કવે વિવા મેકસીકો" વિષે એમાં માહિતી આપવામાં આવી છે. કોઇપણ જાતની કલાપ્રવૃત્તિ સાથે સંબંધ ધરાવનાર માણસે એ લેખ અવશ્ય વાંચવો જ જોઇએ. "નવયુગ"ના વાચકો તે વાંચવાનું નહિ જ ચુકે એવી આશા રાખીએ. નવયુગનાં પૃષ્ઠાં

પર જે ચિત્ર આપવામાં આવ્યું છે તે એ લેખનાં વસ્તુનો પરિચય આપવાના ઉદ્દેશથી આપવામાં આવ્યું છે. ઇફ્રેન્સ્ટાઇને પોતાનાં એ ચિત્રપટમાં જે 'મૃત્યુદિન'નું ધ્રુવપદ તૈયાર કર્યું હતું અને જે તે ફીલ્મની નેગેટીવ પરથી અપ્ટન સીંક્લેરે તૈયાર કરેલ "થન્ડર ઓવર મેક્સીકો" નામનાં ચિત્રપટમાં બતાવવામાં આવ્યું જ નથી તેનો એ ફોટોગ્રાફ છે. એ વિચિત્ર ફોટોગ્રાફની મહત્તા સમજવા માટે વાચકો ઉપર જણાવેલો લેખ અવશ્ય વાંચશે એવી આશા રાખીએ.

છેવટમાં મુખપૃષ્ટ પરનાં ચિત્ર વિષે થોડું કહેવાનું રહે છે. રાઇસેનના ફીલ્લાનું એ ચિત્ર ભોપાલના જાણીતા ચિત્રકાર મી૦ અબ્દુલ હલીમ અન્સારીની કલાકૃતિ છે. એ મૂળ ચિત્ર તો વિવિધ રંગોમાં છે એટલે તેની બધીએ ખુબી આ ચિત્રમાં નથીજ ઉતરી શકી. છતાં કાવ્ય ચિત્રોને રજુ કરવાની ખુબીનો પરિચય એના પરથી મળી રહે તેમ છે.

ભોપાલથી છવીસ માઇલ દૂર એ કીલ્લો આવેલો છે. કહેવાય છે કે આજથી લગભગ ત્રણેક હઝાર વર્ષ પર એ કીલ્લો રાજા રાઇસેને બંધાવેલો. દરીઆની સપાટીથી ૧૯૬૦ ફીટની ઉંચાઇએ આવેલ વિંધ્યાચળની એક ટેકરી પર એ કીલ્લો બંધાએલો છે. ત્રણ માઇલના ઘેરાવમાં એ પડ્યો છે. સુલ્તાન અલ્તમશે ૧૨૨ની સાલમાં એ કીલ્લો પ્રથમ જીત્યો. ૧૬૦૬ની સાલમાં આલમગીરે જ્યારે તેની મુલાકાત લીધી ત્યારે તેની અગત્ય સમજીને એમણે એ સમરાવવાનો હુકમ આપ્યો. ભોપાલના હાલના રાજકર્તાઓના પૂર્વજોમાંના ત્રીજા રાજા ફૈઝ મહોમદના વખતમાં બેગમ મામ્જી મમોલાએ એ કીલ્લો શહેનશાહ પાસેથી માગી લીધો અને તે તેમને આપવામાં આવ્યો ત્યારથી એ કીલ્લા પર ભોપાલના નવાબોની માલેકી છે. આજે એ કીલ્લો લગભગ ઉજ્જડ પડ્યો છે.

કોઇ વૃદ્ધ–જીર્ણ–તપસ્વીના જેવી એની કાયાએ મી૦ અન્સારીની કલાને ઉશ્કેરી. મી૦ અન્સારીએ તેનું ધ્યાન ધર્યું અને તેમાંથી આ કૃતિ સર્જાઇ છે. ચિત્ર પરથી એમ જરૂર જણાશે કે એ એકાંત અને નિર્જન કીલ્લાનાં વાતાવરણને કેદી બનાવવામાં મી૦ અન્સારી સફળ થએલ છે. કીલ્લાની બાજુમાં એક પાંદડાં વિનાનું ઝાડ બતાવીને કલાકારે કીલ્લાની ભાવનાનું પ્રતિક ખડું કર્યું છે. અને એજ ઝાડની બાજુમાં નાનાં ઝાડવાંઓ પાસેથી થઇને ચાલી જતી પગદંડી કીલ્લાની ગહનતાનો ખ્યાલ આપવાની ગરજ સારે છે.

મી૦ અન્સારીનાં દૃશ્યચિત્રોની એ વિશેષતા છે કે તેઓ તેને વ્યક્તિત્વ અર્પી શકે છે. એમના દૃશ્યચિત્રો દોષ રહિત અને સહજ હોય છે જેમ કુદરતી દૃશ્ય જોવાથી એક પ્રકારની ઉત્કંઠા માણસના દીલમાં જાગે છે એવીજ કંઇક ઉત્કંઠા શ્રી. અન્સારીનાં ચિત્રો જોતાં જાગે છે. કલાની એ મહત્તા મી૦ અન્સારીનાં એકેએક દૃશ્ય ચિત્રમાં પ્રત્યક્ષ થાય છે.

મી૦ અન્સારીનાં દૃશ્યચિત્રો માટે લોર્ડ વિલિંગ્ડન, સર માલ્કમ હેઇલી સર વીલીઅમ બર્ડવુડ વગેરે હિન્દી હાકેમો અને હિન્દી સરકારના પુરાતત્વ ખાતાના ડાયરેકટર સર જહોન માર્શલ, લંડન આર્ટ્સ સ્કુલવાળા મી૦ પી. વી. બેડરો, મુંબઇની સર જે. જે. સ્કુલ ઓફ આર્ટસવાળા પ્રીન્સીપાલ એમ. વી. ધુરંધર અને મી૦ ગ્લેડસ્ટને ઉંચા અભિપ્રાયો ઉચ્ચાર્યાં છે એમાં અમને જરાયે નવાઇ નથી લાગતી ઉપરાંત જ્યારે ભોપાલનાં બેગમ સાહેબે મી૦ અન્સારીનાં થોડાંક દૃશ્યચિત્ર ના૦ શહેનશાહ અને શહેનશાહબાનુને ભેટ કર્યાં ત્યારે તેમણે પણ એને વિષે સરસ અભિપ્રાય વ્યક્ત કર્યો હતો. મી૦ અન્સારીની કલાની પીછાણ આપણે ત્યાં પણ વધારે પ્રમાણમાં થવાની જરૂર છે.

એકંદરે નવયુગનો આ અંક વાંચકોને સંતોષકારક બને તેમ કરવાને બનતો પ્રયત્ન કરવામાં આવ્યો છે. આવતા અંકથી નવયુગનાં ચાલુ પાનાંઓ ઉપરાંત અંગ્રેજી વધારો આપવાની યોજના પણ અમે વિચારી રહ્યા છીએ

# મધ્યમ વર્ગનો સમાજવાદી

એક હળવો નિબંધ

—: લેખક :—
દયાશંકર ભ. કવિ

માનવ-સ્વભાવની બાબતમાં શું આપણે દિન પ્રતિદિન વધારે ને વધારે હલકા વિચારવાળા, દબાયેલી મનોવૃત્તિવાળા અને સદૈવ અસારતા અનુભવનારા બનતા જઇએ છીએ? આજકાલ આ પ્રશ્નનો ઉકેલ બહુ જ કૂટ બની રહ્યો છે; અને આપણ સર્વને—પૈસાપાત્રને, મધ્યમ વર્ગનાને, ગાંધીવાદીને, રસજ્ઞને, કળાકારને અને લેખક વિગેરેને અતિશય મુંઝવી રહ્યો છે. આજકાલ પ્રકટ થતી ગ્રામ્ય, જીવન આલેખતી નવલ—નવલિકાઓમાં ગરીબ કંગાળોની જીર્ણશીર્ણ ઝુંપડીઓનું આગ ઝરતું વર્ણન આપણા વાંચવામાં આવે છે. શહેરી જીવનના તાદ્દશ ચિતાર ખડા કરતી પુસ્તક—પુસ્તિકાઓમાં માળાઓ અને ચાલીઓમાં રહેનારાઓને ઘરખરચો ચલાવવામાં પડતી સખ્ત હાડમારીઓના હૃદયને હચમચાવી નાખે તેવાં ભીષણ બ્યાનો આપણને ક્રમાક્રમા ઉપજાવી રહ્યાં છે. આ સર્વ સારીયે જહાનને પોકાર કરીને જાહેર કરે છે કે સમાજ કોઇ મહા ભયંકર વ્યાધિથી ઘેરાઇ રહ્યો છે. એ સંસ્થાના અંગેઅંગમાં કારી જખમો પડ્યા છે. એ કારી જખમો આપણી સર્વ સારી ભાવનાઓનો નાશ કરી નાખે છે એટલું જ નહિ પણ આપણા ઉગતા અનેક આદર્શોને ય જડમૂળથી ડાંભી દે છે.

મધ્યમવર્ગમાંથી સમાજવાદી થનાર વ્યક્તિ ખરેખર એક અતિશય કંગનશીબ પ્રાણી છે, કારણ કે એના આદર્શો એની પોતાની આળી લાગણીઅને આર્થિક અવદશામાંથી ઉદ્દભવ્યા હોય છે. એટલે ખરા અંતઃકરણના હોતા નથી પણ અધુરાં મનથી અંગિકાર કરેલા—અશુધ્ધ હોય છે. આવા મધ્યમવર્ગના સમાજવાદીના પ્રચાર-કાર્યનું સાહિત્ય પણ ઢીલું હોય છે; અને એવું લાગણીપ્રધાન સાહિત્ય આજકાલના આપણા બુધ્ધિમાન—શિક્ષિત વર્ગના મગજમાં ઘુસી ગયું છે. અને તેથી જ તેમને રશિયાનું ભૂત વળગ્યું છે—તેથી જ તેઓ મોસ્કોથી પણ એક ડગલું આગળ જઇ બેઠા છે.

**સા**રીયે દુનિયામાં અને ખાસ કરીને આપણા હિન્દુસ્તાનમાં આરામ ખુરશી પર લાંબા ટાંટીયા નાખીને ગપ્પાં મારતા સમાજવાદીને, વેપારી મંડળના બની બેઠેલ મધ્યમવર્ગના મોવડીને, ઇબ્સના અને ગોર્કીએ સર્જેલ સાહિત્યમાં રસબોળ રહેતા સાક્ષરને કે કોલેજ સમાજવાદી સંઘના લાંબા ગુલ્ફાવાળા માનદમંત્રીને જરાયે સખ્ત કામ કરવાનું હોતું નથી. વ્યક્તિગત રીતે એ બધાયને મુડીવાદી બનવાનું બહુ જ ગમે છે. અને મુડીવાદી બનવાનું તે કોને ન ગમે? પણ જો પેઢી દર પેઢીથી ચાલ્યું આવતું મુડીવાદી માનસ જરા મોળુ પડી ગયેલું હોય છે અને કોઇ વાદની લત લાગી ગઈ હોય છે તો તે સમાજવાદ કે સામ્યવાદ જ હોય છે. આટલી હદ સુધી આગળ ધપવાપણું એ માનવીને સહજ એવી નિબંળતા છે કે નહિ તે એક પ્રશ્ન છે. મુડીવાદીઓ અને તેના ભાઈુતી (ઉપરથી સમાજવાદી) હાજી હા કરનારાઓની માફક એ ગરીબ બિચારા (મધ્યમ વર્ગના સમાજવાદી) માણીનાં છિદ્રો-દૂષણો જોવાં એ બેશાશક બહુ જ સહેલું છે. કેટલાક કમનશીબ ઔદ્યોગિક, રાજકીય અને સામાજીક સંજોગોનો શિકાર બનેલા મધ્યમવર્ગના સમાજવાદી અત્યારના અર્ધદગ્ધ બુદ્ધિમાનોમાં બહુ જવાબદાર છે. તેનું મગજ આર્ય વિરૂદ્ધ અનાર્ય, મુડી વિરૂદ્ધ મજુરી, પૂર્વ વિરૂદ્ધ પશ્ચિમ, વ્યક્તિ વિરૂદ્ધ માનવતા, બ્રાહ્મણ વિરૂધ્ધ અબ્રાહ્મણ, વર્ગ વિરૂધ્ધ વર્ગ, કાળા વિરૂધ્ધ ગોરા વિગેરે વિગેરે અનેક વિચારોનું મયદાને જંગ ઉન્માદભર્યા મરઘાવાડો છે, અને એના ઘરના ચારે ખુણાની આસપાસ અંધારી ઘોર, ભયંકર બદબો મારતી ન્હાની અને સાંકડી ઓરડીઓની હારોની હાર લાગેલી હોય છે કે જ્યાં ફરીથી રોગચ દર્દોથી હમેશાં અનેક માણસો ટપોટપ મરી જાય છે. આરોગ્ય સંબંધી દેખરેખ, પ્રાથમિક કેળવણી અને સંતતિ નિયમન માટે ઇશ્વરને જરાકે વાંધો નથી પણ ઉલ્ટો તે રશિયા જેવા નિરીશ્વરવાદી દેશને રાજીખુશીથી સહકાર આપે છે' એ હકિકતની પોતાના મેજ ઉપર પડેલ પુસ્તકો જો સમાજવાદીઓને સતત યાદ આપ્યા કરે છે તો તે વાતોના સપાટા મારવા—ગપ્પાં હાંકવા મંડી પડે છે. બેશાશક પછી તો એ વાતોના સપાટાનો આ રોજ આવતો નથી. તે સમીતિઓમાં, સભાઓમા, પંચાયતોમાં, ધારાસભાઓમાં, પ્રધાનમંડળોમાં મોટા સ અક્ષરવાળી 'સમાજોમાં, ઘરના છાપરે ચઢીને માઇક્રોફોન દ્વારા દૂર અતિ દૂર આવેલા મકાનોની બહુજ છુપી જગ્યાએ ગપાંઓ હાંકયે જ રાખે છે મજુરો અને ઉદારવાદીઓના વર્તમાનપત્રોમા એ ગપ્પાઓને મોટા અક્ષરોએ છપાવે છે. એ એટલાં બધાં ગપ્પાઓ હાંકયે રાખે છે કે મજદૂરોની ચળવળ પાછળનું એ અજબ ભેજું છે, અને ગરીબ અશિક્ષિત આમજનતા એની મારફત જ વિચાર પણ કરી શકે છે.

**પો**તાના જ બિરાદરોમાં કંગાલીયતના આબેહુબ ચિત્રો ચિતરતો કે ભાવનાવાહી કાવ્યો રચતો કંટાળો આપતો રસજ્ઞ આપણે ધારીએ છીએ તેવો ખરાબ માણસ તો નથી જ. તે પોતાની આવડત પ્રમાણે—પોતાની રીતે જ એ પ્રચારકાર્ય કરતો રહે છે. જો તે ચાલુ જમાનાની કોઇ ફેશન કે ભાપાસંપ્રદાયમા પડી જાય છે, જો તે રશિયાના જ રહીશ રશીયનને ય ટપી જાય છે, અગર તે ઘરનો જુવાન વદ્ય ખુબ-

સુરત આપાઓ સાથે જાતીયતો સબંધી વાતો કરે છે તેમ તે વાતો કરવા મંડી જાય છે, કે મકાનની અગાશી પર ફેલીગુલા કે નીરોની માફક વર્તન ચલાવે છે તો તે ગરીબ બિચારો કાંઇ ખોટું કરતો નથી. એ તો જમાનાને અનુલક્ષીને ચાલે છે. જો આ મધ્યમવર્ગના સમાજવાદીને સ્વાંગ સજવામાં મજુર અને મુડીવાદીના પ્રમાણ વિષે પ્રશ્ન કરવામાં આવે અગર તો તેની રહેણીકરણી વિષે પુછવામાં આવે તો પોતાના ધંધા અને ધ્યેયની બાબતમાં તેની સ્થિતિ પ્રમાણીક હોવાનું જણાતું નથી. પૃથ્વીના પેટાળમાં કાળી મહેનત મજુરી કરતા ખડતલ માણસોનાં ટોળાંને પોતાનાં ઝુંપડા જેવાં ઘરોએ અંધારી અને ગંધાતી ગલ્લીઓમાં થઇને જતા તે પોતાનાં આરામભર્યા ઓરડામાં બેઠા બેઠા ફલક પર ચિત્રે છે અગર તો વર્તમાનપત્રોમાં તેનું વર્ણન કરે છે. આ પ્રમાણે જરૂર તે કાંઇક ને કાંઇક સેવા તો કરે જ છે.

આ પણ દેશનો જે જુવાન સમાજવાદી પોતાની આરામ ખુરશી પર લાંબા ટાંટીઆ કરીને વાતોના સપાટા મારતો હોય છે તે જુના જમાનાના રાજદ્વારીઓનો પ્રખર વિરોધી પણ છે, કારણ કે આવા પ્રકારની વિચારશ્રેણીથી ઉત્તેજના પામેલા બનાવો બીજા દેશોમાં બને છે તેમ તે જાણતો હોય છે. તે સારી રીતે જાણે છે કે પોતે સો એ સો ટકા શ્રમજીવી નથી અને મુડીવાદીઓએ પોતાના મજદૂરો માટે રહેવાને બંધાવેલી ચાલીઓ જેવી ભયંકર ચાલીઓમાં પોતે રહી પણ શકે નહિ તે પણ તે બરોબર જાણે છે છતાંય તેનું મગજ જુદી જ રીતે કામ કર્યા કરે છે. મંબાપાની મીલોના કામદારો એના શબ્દ-પ્રયોગો સમજી શકતા નથી. આપણી અશિક્ષિત આમજનતાને ઇતિહાસની ભૌતિક મીમાંસા અટપટી લાગે છે. તે પોતે જુદું જ જાણે છે અને પોતાને પણ પરાયું લાગે છે છતાંય તે એક મધ્યમ વર્ગનો બુદ્ધિમાન છે. અને પોતામાં એ બધી યે ખોડખાંપણો હોવા છતાંયે તેનું આ સક્રાંતિ યુગમાં સ્થાન છે. એક ધંધો મેળવવાની ઇચ્છાથી યે જો તે મજુર મંડળમાં જોડાય છે તોય તે પોતાનું હીત સાધવાની સાથોસાથ પોતાના જાતભાઇઓનું હીત સાધવા માટે સારૂં કામ કરે છે. એ જે કાર્ય કરે છે તે ખરેખર બહુ જ દયાનું કાર્ય છે. ઉંચી ગર્દનવાળા મધ્યમવર્ગના મુડીવાદીઓ એના તરફ નસ્કોરાં ફુલાવે છે છતાંય તેઓ નિસ્વાર્થપણે કારકીર્દીવાંચ્છુઓ છે અને જીવનના ધોરી રાહપર લોહીથી ખરડાયા વગર પ્રયાણ કરી રહે છે.

રશિયામાં મધ્યમ વર્ગનો માનવી હાસ્યપાત્ર થાય છે, કારણ કે એવા માનવી કરતાં સોએ સો ટકા બુદ્ધિમાન મજદૂરને નેતા થવાનો હક્ક હોય છે, પણ અહિંયા આપણા દેશમાં તો જ્યાં આવી નેતાગીરીની જ ખામી છે ત્યાં બુધ્ધિમાન સમાજવાદીને માટે પ્રમાણીક સ્થાન છે. જો તેના અંતરમાં દાઝ હોય છે તો તેના માટે તે બહુ જ માનદાયક છે. તેના વાદો વાસ્તવિકતા વિહીન બનેલા છે એટલે તેની જીભ બહુ જ ફફડાટો મારે છે પણ જો તે મહાસભાના રાજકારણમાં અગત્યની વ્યક્તિ તરીકે આગળ આવે છે તો તે હિન્દને અને તેના લોકસમુદાયને બીજા દેશોના મહાન દુઃખી અને ભૂખ્યા કરોડો માનવીઓ સાથે એક કરી નાખે છે.

સમાજવાદી એ એક જગમશહુર વ્યકિત છે અને તેની વિચારસરણી સારીયે દુનિયાને બંધબેસતી થઈ પડે તેવી હોય છે મુંબાઈમાં પડેલ હડતાળના કારણો માનવ અધિકરણની રીતે કરાંચીથી કામાસ્કાટકા સુધી સમજી જવાય છે, અને મુંબાઈની મીલનો ગરીબ ભૂખે મરતો કામદાર, સ્તાલીગ્રીનો રશીયા અને પનવેલની પાનબાઈ સાથે મીડલેન્ડઝનો જોહન અને હેરી, સારે અને ડહરનો કાર્લ એલ્સા તથા હેન્સેલ તેમ જ યાગસીરી આગનો ટીન અને વું જોડાઈ જાય છે. અહિંસાના મહાન ઉપદેશકની સાધુતાભરી વાણીને નહિ સમજી શકનાર અત્યારનું ખળભળી ઉઠેલું જગત હડતાળનું તર્કશાસ્ત્ર જલ્દીથી સમજી જાય છે અને અત્યારસુધી તિરસ્કારી કાઢેલા ન સમજાય તેવા શબ્દપ્રયોગો સાથે જગતને એ અન્યાય જાહેર કરશે. મુંબાઈના કંગાલ લત્તામાં ફરનારને એક જ ભાષામાં બોલતાં સારાયે જગતના કંગાળ લત્તામા ફરતો હોય તેમ જણાશે. સારીયે દુનિયામાં સમાજવાદની ભાષા જ થોડા કે મોટા પ્રમાણમાં બોલાય છે ન સમજાય તેવા શબ્દપ્રયોગો દુનિયાને સાંકડી બનાવી મુકે છે અને ગરીબો માટે લડત ચલાવતી વખતે વાચાળ સમાજવાદી એ ન સમજાય તેવા શબ્દપ્રયોગોથી જ રમત રમે છે અને ત્યારે જ તેને આંતરરાષ્ટ્રીય અગત્ય મળે છે–દુનિયાનાં ચિત્રમાં તેનું ચિત્ર ત્યારે જ હોય છે આપણા મધ્યમ વર્ગમાં ઘણીયે ખોટખાપણો છે છતાંય તે દુનિયાને કંગાલીયતથી કચરાયેલી જોઇ શકે છે અને બધીયે બાબતનો નરમો વિચાર કરવા જ કરે છે પણ તેના ન સમજાય તે શબ્દપ્રયોગો જ તેની મજબૂત દલીલો છે–ને તેની નિર્બળતા નથી –

* ઉત્તમ વકીલના એક અંગ્રેજી નિબંધને આધારે

---

# મુંઝવતા સવાલો ..........નો.......... સરળ ઉકેલ

જર્મન નીનું પરદેશી કરજ

*

જર્મની આત્મપૂર્ણ બની શકે?

*

રૂઝવેલ્ટનો સમાજવાદ

*

ભાવિ યુધ્ધ શું સાધશે

*

પરસ્પર વિરોધી ફેસીસ્ટો

*

યુરોપનું લશ્કરી ખર્ચ કેટલું?

*

વેપારમંદીથી કુલ નુકશાન કેટલું?

*

રશીઆમાં કામદારોની સ્થિતિ

જર્મન વેપારીઓ પાસે હિંદીઓનું જે લેણું છે તે વસુલ થઇ શકશે કે કેમ તે વિષે કરાંચીના વેપારીઓ ચિંતામાં પડયા છે. એ વખતે જર્મનીની કુલ દેવાદારી કેટલી છે તે દર્શાવનારા આ સવાલ જવાબો રસદાયક થઇ પડશે.

સવાલઃ-જર્મનીનું પરદેશો પ્રત્યેનું ઋણ કેટલું?

જવાબઃ-જર્મનીના સરકારી આંકડાખાતાંના હિસાબે જર્મનીનું પરદેશો પ્રત્યેનું દેવું કુલ ૨૫,૦૦૦,૦૦૦,૦૦૦ ડોલર છે. આમાંનો મોટો ભાગ હાલ તુરતમાં જ ભરવો પડશે. પરંતુ જર્મનીમાં નાણાંની તંગાશ એવી જબરી છે કે હીટલરવાદ જગતને થોડા જ વખતમાં એમ બનાવી આપશે કે ફેસીઝમનો શોખ બહુ ભારે પડી જાય તેવો છે. આર્થિક અને રાજકીય પાયમાલીનું એ નિશાન છે. ફેસીઝમ એટલે પરદેશો સાથેની મિત્રાચારીનો અંત; સંસ્કૃતિનો સડો અને વિનાશનું ખુલ્લું દ્વાર. હીટલર આજે સત્તાને આસને સ્થિર થઇ શક્યો છે તે તેની કલ્યાણકારી નીતિને લીધે નહિ પણ તેના ત્રાસવાદને લીધે. જર્મન ઉદ્યોગોને જીવતા રાખવા માટે ફરી થોડા જ વખતમાં હીટલરને કામદારોની પાતળી આવક ઉપર આક્રમણ કરવું પડશે. પરંતુ એ રમત કેટલો વખત ચાલવાની છે? આજ સુધી રશીઆ પોતાની વિશાળ ઔદ્યોગિક યોજના માટે યંત્રો વગેરે બનાવવાના મોટા મોટા ઓર્ડરો જર્મનીને આપતું હતું તે બંધ પડયા છે અને જગતના બીજા દેશોએ જર્મન માલનો બહિષ્કાર જાહેર કર્યો છે. આ બેવડાં આક્રમણ સામે હીટલરની દાદાગીરી કેટલો વખત ઝપટ ઝીલવાની છે? જગતની નાણાં ધીરનારી બેંકો જાણે છે કે જર્મની પોતાનું પરદેશોનું કરજ ભરી શકે એવી સ્થિતિમાં નથી એટલે એમની પાસેથી એક પૈસો

પણ હીટલર મેળવી શકે તેમ નથી. હીટલર આજે પરેડો અને દેખાવોનાં સરકસો પર પ્રજાના ઉત્સાહને પણ ટકાવી રહ્યો છે. પણ પ્રજાને રોટી, કપડાં અને ઘરોની જરૂર છે. એ વસ્તુઓ હીટલર પુરી પાડી શકે તેમ નથી [એટલે તેના દમામના જલસા વધુ વખત નભી શકે એમ લાગતું નથી.

* * *

**પરંતુ** પોતાને માથે લદાએલાં એ બધાં દેવાંની પરવા કર્યા વિના જર્મની તો પોતાનું મકાન નવેસર ચણવા માગેછે તેને આત્મપૂર્ણ–Self–Sufficient–બનવાના કોડ જાગ્યા છે. પરંતુ તેની એ મુરાદ બર આવી શકે તેમ છે કે કેમ એ વિચારવા જેવું છે. એક જ દાખલો લઇએ.

સવાલ:–જર્મની પોતાની પ્રજાને માટે જરૂરી હોય એવો બધો ખોરાકીનો સામાન પોતે ઉપજાવી શકે તેમ છે?

જવાબ:–ના. પોતાને જોઇતા ખોરાકમાંથી વધુમાં વધુ ૭૦ ટકા ઉત્પન્ન કરવાની શકિત તેનામાં છે. આ વરસ પાક અમુક અંશે નિષ્ફળ ગયો છે એટલે ૩૦ ટકાથીએ વધારે ખોરાકીનો સામાન એને બહારના દેશોમાંથી મંગાવવો પડશે તેના ઉદ્યોગોને બહારના કાચા માલ પર સદાએ આધાર રાખવો પડયો છે. ફકત યુધ્ધના વખત દરમ્યાન એ માલને બદલે બીજા કોઇ ભળતા પદાર્થોથી ચલાવી લેવાયું હતું. આજે તો જર્મન ઉદ્યોગોમાં વપરાતા કાચા માલમાંથી પચાસ ટકા જેટલો એને બહારથીજ મગાવવો પડે છે. એની જગ્યાએ કંઇ બીજો માલ કાયમને માટે તૈયાર કરી લેવાનો વિચાર જરાએ વ્યવહારૂ નથી. દાખલા તરીકે ત્રાંબું, નીકલ, જસત, સીસું, અને બીજી જરૂરી ધાતુઓ એ કયાંથી કાઢવાનું હતું? અને તેની જગ્યાએ જે બીજા પદાર્થો વાપરવામાં આવે છે તે તો એ મૂળ ધાતુઓ કરતાં પણ વધારે મોંઘા હોય છે આ બે સમસ્યાઓ જર્મનીના અર્થશાસ્ત્રીઓનાં મગજ મુંઝવી રહી છે–જગત આજે તેનું વિરોધી બની ગયું છે અને રોકડા પૈસા ન મળે તો માલ આપવાને તૈયાર નથી; એ સ્થિતિમાં આવતા શીઆળામાં ખોરાક અને કાચો માલ લાવવાં કયાંથી? જર્મની પાસે નાણું નથી અને તેની આંટ લગભગ ખલાસ થઇ છે; એટલે હીટલરશાહિની નાદારી હવે બહુ દૂર નથી.

* * *

**અમેરિકામાં** પ્રમુખ રૂઝવેલ્ટનું તંત્ર જે કાંઇ કરી રહ્યું છે તે સમાજવાદ આણવાનો એક પ્રકાર છે એમ ઘણા માને છેઃ એવો એક માણસ પુછે છેઃ

સવાલ:–મેં છાપાંઓમાં એવું વાંચ્યું છે કે અમેરિકામાં જે લોકોને સરકારી મદદ મળે છે તેમને ગાદલાં વગેરે પુરાં પાડવા બેકાર માણસોને કામે રોકવામાં આવે છે–વિગેરે આ સમાજવાદ કહેવાય?

જવાબ:–ફીડરલ રીલીફ કોર્પોરેશને બજારમાંથી ગાદી, ગાદલાં વગેરે બનાવવા માટેનો ખુબ જ માલ ખરીદી લીધો છે. દરેક બેકાર કુટુંબને એક ગાદલું આપવામાં આવશે. એ ગાદલાં બેકારોએ સરકારી કારખાનાંઓમાં બનાવેલાં હશે અને એ મહેનત બદલ તેમને કાં તો રોજી મળશે અને કાં બીજાં સરકારી કારખાનાંઓમાં બનેલો માલ ખરીદવા માટેની ચીઠીઓ મળશે. સરકારનાં આ સાહસથી ૨૫૦૦૦૦૦

ગાંસડી રૂ વેચાશે અને આ રીતે અણ-વેચાયેલું રૂ અમુક અંશે ઠેકાણે પડશે. સરકારનાં આ પગલાં સામે ગાદલાં વગેરે બનાવનારા વેપારીઓએ પોતાનો વિરોધ જાહેર કર્યો છે પરંતુ સરકાર તેની સામે કંઈ ધ્યાન આપતી નથી. તે તો એટલો જ જવાબ વાળે છે કે સરકારના એ પગલાંથી એ વેપારીઓને કાંઇ વાંધો આવશે નહિ કેમકે જે લોકોને સરકાર તરફથી ગાદલાં પુરાં પાડવામાં આવે છે તે લોકો પાસે તે ખરીદવાના પૈસા તો છે જ નહિ.

આવી જ રીતે છેલ્લા દુકાળને અંગે કેટલાંક ઢોરો ઘાસચારા વિના મરી જાય તેમ હતાં એટલે સરકારે ૭,૦૦૦,૦૦૦ ઢોર ખરીદી લીધાં અને હવે તેમને કાપી ડબ્બાઓ ભરવામાં આવશે. એ કામ મારફતે પણ ઘણાએ બેકારોને કામ મળી શકશે. અને તે ઉપરાંત એ ખોરાક ૧૦,૦૦૦,૦૦૦ બેકાર કુટુંબોને ખોરાકી પણ પુરી પાડશે.

તે ઉપરાંત વોશીંગ્ટનના જીલ્લામાં જે બેકારો છે તેમાંથી ૮૦,૦૦૦ જેટલાને નજીકનાં ખેતરોમાં સરકાર કામે રોકવાની છે. એ ખેતરોમા જે દાણા, દુધ, માખણ, પનીર વગેરે તેઓ તૈયાર કરશે તે બેકાર કુટુંબોને ઉપયોગી થશે. બાકીના થોડાક માણસોને વોશીંગ્ટનમાં ગાદલાં, ખેરણે, બીસ્તરા, ઓછાડ વગેરે બનાવનારા કારખાનાંઓમાં રોકવામાં આવશે આ રોજના વપરાશની વસ્તુઓ ફીડરલ રીલીફ ખાતાંની શાખાઓ મારફતે વેંચવામાં આવશે, આ ખાનાંઓમાં પેલાં ચીઠીઓ લાવનાર માણસો માલ ખરીદી શકશે. આ રીતે ખેતરો અને કારખાનાંઓમા રોકાએલા બેકારો નફા, વ્યાજ કે ભેરાનાં ડીવીડન્ડોનો વિચાર કર્યા વિના એક બીજાને લાભ કરનારી પ્રવૃત્તિમાં જોડાશે.

આ બધી બાબતો આશ્ચર્ય ઉપજાવે તેવી લાગે છે, અને ખરેખર તે તેવી જ છે. આ યોજના સમાજવાદની દિશામાં જ જઇ રહી છે. એ દિશામાં એ ખરેખર ઉપયોગી પગલું છે. આ બધું એ જ બતાવી આપે છે કે સમાજવાદનાં અફર તત્વજ્ઞાનને લીધે તેનો વિરોધ કરનારાં માણસોને પણ તેની કાર્યપદ્ધતિ અખત્યાર કરવી પડે છે. એમ કર્યા સિવાય બીજો આરો જ નથી. મૂડીવાદ હોય કે ન હોય આટલી વાત ચોક્કસ છે કે લોકોને ખાવા, પહેરવા અને રહેવાની સગવડો જરૂર જોઇએ જ અને એ મેળવવા માટે સમાજવાદ જેવો સાચો, સારો અને વ્યવહારૂ માર્ગ બીજો એકેય નથી.

પરંતુ આ બધામાં જો કાંઇ નવાઇ ઉપજાવનારૂં હોય તો તે એ જ છે કે આ પગલાં જે લોકો સમાજવાદી હોવાની સાફ ના પાડે છે તેઓ જ લઇ રહ્યા છે. અને, અલબત્ત, તેઓ સમાજવાદીએ નથી જ. એ મદદ આપનારા અને કેટલાક લેનારાઓને જો એમ કહેવામાં આવે કે તેઓ માર્કસવાદથી હાથવેંત જ દૂર છે તો તેઓ ખરેખર ગુસ્સે થઇ જાય. પરંતુ વસ્તુસ્થિતિ તો એ સ્પષ્ટ રીતે બતાવી આપે છે.

એક દિવસ એવો જરૂર આવશે કે જ્યારે બધાએ બેકારોને બધી જાતનો માલ બનાવનારાં સરકારી કારખાનાંઓમાં રોકવામાં આવશે. અને જ્યારે એ અખતરો ભારી સફળતા પામ્યો છે એમ માલુમ પડશે ત્યારે તે પછીનું પગલું અનિવાર્ય રીતે લેવું જ પડશે. આજે જેઓ બેકારો નથી તેઓ પણ એવી

માગણી કરશે કે મુડીવાદીઓના નફા વધા-રવાની પ્રવૃત્તિ કરવા કરતાં કોઇ પણ જાતના નફા કે વ્યાજની પંચાત વિના અમારા પોતાના લાભ માટે અમને પણ બેકારોની માફક કામ કરવા દો.

* * *

જ્યારે એક તરફથી આવા અખ-તરાઓ થાય છે ત્યારે દિગંતમાં યુદ્ધની રણભેરી બજતી સંભળાય છે. એ યુદ્ધ માનવતાનો મહાસંહાર આણશે એવી આગાહિઓ અનેક માણસો કરી રહ્યા છે. આ પરથી એક માણસ પુછે છે :

**સવાલ:**–તમે એમ માનો છો કે હવે પછીનું યુદ્ધ સંસ્કૃતિનો વિનાશ કરી નાખશે ?

**જવાબ:**–ના. મારી આગાહિ ભૂલ-ભરેલી પણ નીવડે, પરંતુ મારી એવી સબળ માન્યતા છે કે, હવે પછીનું વિશ્વ-યુદ્ધ મુડીવાદનું છેલ્લું યુદ્ધ હશે અને તેને પરિણામે જગતના બધાએ દેશોમાં શ્રમ-જીવિઓની સત્તા સ્થપાશે. બીજા શબ્દોમાં કહીએ તો હવે પછીનું વિશ્વયુદ્ધ એટલે મુડીવાદી સંસ્કૃતિનો વિનાશ અને નવી સંસ્કૃતિનો ઉદય. હીટલરવાદ, ફેસીઝમ, મુડીવાદ, મર્યાદિત લોકશાસન, રાજશાહિ એ બધાં ખલાસ થઇ જશે અને તેની જગ્યાએ શ્રમજીવિઓનું સાચું લોકશાસન સ્થપાશે અને જગતનું તંત્ર એક સહકારી પ્રજા-સંઘ રૂપે ચાલશે. આગામી યુદ્ધમાં એ મુદ્દો મુખ્ય બની રહેશે. સંભવ છે કે જગતના શ્રમજીવિઓ એકત્ર થઇ જશે, સરેલ મુડીવાદ અને ફેસીઝમને બચાવવા માટે લડવાની સાફ ના સંભળાવશે અને એક વર્ગહિન અને યુધ્ધવિહોણી સમાજ-રચના કે જેમાં દરેક શ્રમજીવિ રોજીનો ગુલામ નહિ પણ સ્વતંત્ર શહેરી હશે તે સ્થાપવાને માટે લડશે. જ્યારે ક્ષિતીજની રેખા પર બીજા વિશ્વયુદ્ધનાં વાદળો ઘેરાય છે ત્યારે જો આ જાતની માન્યતા હું ન ધરાવતો હોઉં તો મારા જેવો નિરા-શાવાદી બીજો કોણ હોઇ શકે ? સમાજની માલીકીના ઉદ્યોગોમાં મારી જે શ્રદ્ધા છે તે મને માનવતા, સંસ્કૃતિ અને સભ્યતા વિષે ઉજળી આશા ધરાવવાને પ્રેરી રહે છે.

* * *

જ્યારે ભાવિ યુદ્ધને અંગે શ્રમજીવિ જનતા સબંધી આ જાતનો આશાવાદ આજે છાઇ રહ્યો છે ત્યારે ફેસીઝમના ઉપાસકોમાં કંઇક જુદી જ મનોદશા નજરે ચડે છે. તેઓ એક બીજાની સામે જ ઘુરકીઆં કરતાં દેખાય છે. આ સત્ય તરફ આંગળી ચીંધી એક વાંચક પુછે છે:

**સવાલ:**–યુરોપના ફેસીસ્ટો એક બીજાનાં ગળાં કાપવાને આટલા શા માટે તૈયાર છે ?

**જવાબ:**–જવાબ ઘણો સ્હેલો છે. ફેસી-ઝમનું મૂળ રાષ્ટ્રવાદમાં રહેલું છે. અને રાષ્ટ્રવાદ કુસંપ અને હીંસાને જાગૃત કર-નારું જબ્બર તત્વ છે. હીટલરના ફેસીસ્ટો મુસોલીનના ફેસીસ્ટોને ધીક્કારે છે. મુસો-લીની ફેસીસ્ટ ઓસ્ટ્રીઆને "ટેકો" આપે છે તેનું એ જ કારણ છે કે એ બીજા મોટાં ફેસીઝમ–જર્મની–ને ધીક્કારે છે. હીટલરના ફેસીસ્ટ ખૂનીઓ આસ્ટ્રીઆના શ્રમજીવિઓના ફેસીસ્ટ ખુની ડોલ્ફસનું ખૂન કરે છે. કારણ કે એ નાઝી રાષ્ટ્ર-વાદનો વિરોધી છે. ફેસીઝમનો ઝવલેણ દુર્ગુણ એ જ છે. એનો હડખાયો રાષ્ટ્ર-વાદ અને પોતાના દેશમાં સત્તા હાથ

કરવામાં સહાયભૂત થાય છે, પરંતુ એજ રાષ્ટ્રવાદનો ઉન્માદ એવી સ્થિતિ લાવી મુકે છે કે જેથી હીંસા, ખુનામરકી, કનડગત, પક્ષમાંથી ખરતરથી અને યુદ્ધનું સામ્રાજ્ય વ્યાપી રહે છે. ફેસીઝમ એટલે રાષ્ટ્રવાદનો રોગ, બીજું કંઇજ નહિ. એ કારણથીજ સમાજવાદીઓ રાષ્ટ્રવાદનો વિરોધ અને વિશ્વબંધુત્વનો પક્ષ કરે છે. રાષ્ટ્રવાદના વિરોધ અને આંતરરાષ્ટ્રીયવાદની હિમાયતમાં સંસ્કૃતિના ભાવિની ઉજળી આશા રહેલી છે.

* * *

જ્યારે યુરોપમાં હડખાયો રાષ્ટ્રવાદ આ રીતે ઉપદ્રવની માફક ફેલાઇ રહ્યો છે ત્યારે ત્યાં યુદ્ધ સામગ્રી પણ ઝપાટાબંધ વધી રહી હોય એ દેખીતું જ છે. આ કારણથી નીચેનો સવાલ પ્રાસંગિક બની રહે છે.

સવાલ:—લશ્કરી સામગ્રી પર યુરોપ દર વર્ષે કેટલું ખર્ચ કરે છે?

જવાબ:—૧૯૩૩ ની સાલમાં યુરોપે યુધ્ધ સામગ્રીપર ૩,૦૦૦,૦૦૦,૦૦૦ ડોલર ખર્ચ્યા હતા. ત્યાંની બધી સરકારોની કુલ આવ ના ૧૬ ટકા જેટલો એ ભાગ છે. ૧૯૩૩ મા જે નાણાં ખર્ચાયાં છે તેટલાં નાણાં શાંતિના વખતમાં પહેલાં કદી ખર્ચાયાં નથી. અને ૧૯૩૩ નું વર્ષ તો કારમી વેપારમંદીનું વર્ષ હતું એ ધ્યાનમાં રાખતાં આ સત્યની ભયંકરતા બરાબર ખ્યાલમા આવી શકે છે આ વર્ષ દરમ્યાન લશ્કર અને હથીઆરો પરનાં જર્મનીનાં બજેટમાં ૩૫૭,૦૦૦,૦૦૦ ડોલરના ખરચે જમીન, દરીઆઇ અને હવાઇ લશ્કર માટેની વ્યવસ્થા કરવામાં આવી છે. એટલે ૧૯૩૩ માં તેણે એ હેતુ માટે કરેલા ખર્ચમાં આ સાલ ૮૯,૦૦૦,૦૦૦ ડોલર જેટલો વધારો થશે છે. હીટલરનું માનસ કઇ દિશામાં વળી રહ્યું છે તેનો આ આબાદ પુરાવો છે. જ્યારે જર્મનીના ઉદ્યોગો કાચા માલને અભાવે મરવા પડયા છે ત્યારે હીટલર લશ્કરવાદના આ શોખ માણી રહ્યો છે. પોતાના ઉદ્યોગોને નિભાવવા કે ખીલવવા માટે જર્મની પાસે નથી સોનું કે નથી શાખ, પણ લશ્કરની પાછળ આવાં રાક્ષસી ખર્ચ કરવા પુરતા નાણાં તે ગમે તેમ ઉભા કરી લે છે.

* * *

સવાલ:—હમણાં હમણાં છાપાંઓમાં "લીટલ એન્ટેન્ટ"ની વાતો બહુ આવે છે તો તેમાં કયા કયા દેશોને સમાવેશ થાય છે?

જવાબ:—યુગોસ્લાવીઆ, ઝેકોસ્લોવાકીઆ અને રૂમાનીઆ.

* * *

વિનાશનાં સાધનો પર યુરોપ કેટલાં નાણાં ખર્ચે છે એ તો જણાઇ ચૂકયું. પરંતુ જે મુડીવાદની રક્ષા માટે એ મહાનાશની સામગ્રી ખડકાય છે તે મુડીવાદે ઉભી કરેલી અત્યારની આર્થિક મંદીથી માનવીને શું સહન કરવું પડયું છે તે ખરેખર જાણવા જેવું છે:

સવાલ:—વેપાર મંદીએ જગતને કેટલું નુકશાન કર્યું છે તેનો અંદાજ તમે આપી શકો છો?

જવાબ:—એક યુરોપીઅન નિષ્ણાતે એવી ગણત્રી કરી છે કે મંદીનાં પહેલાં પાંચ વર્ષમાં એ નુકશાન કુલ

# મા • ન • દે • શ માં.......

## ::એક ટુંકી વાર્તા::

: લેખક :

અ ફ્રુ લે શ

છેલા પહોરની સ્મસને જ્યારે સૂરજ હાંકી કહાડતો હતો ત્યારે ખાનદેશની જમીન ન છુટકે રાતની આરામની પળો યાદ કરતી દિવસના તીખતા અંગારા સમા તાપને જીરવવા વફાદાર હિન્દુ પત્નીની માફક ઉઠતી—એને અજાઝળીયાં આવી જતાં—એની નિશાની રૂપ કપાસના ખેતરમાં વચ્ચે વચ્ચે ઉભેલા લીલા છોડવા ઉપરથી ઝાકળનાં આંસુઓ સુકી ધરતી પર ખરી પડતાં, ત્યારે ધોન્ડુ ગોદડાની સેજમાં આળોટી રહ્યો હતો. એના પેટમાં સખ્ત આંકડી આવતી હતી. એની આંખ સ્હામે જમદૂત ઉભો રહેલો દેખાતો. તે ધ્રુજી ઉઠતો અને બડબડાટ શરૂ કરી દેતો.

આ જ વખતે છાણથી લીપેલી ઓસરીમાં બેસી સુપડામાં જુવાર સોતી પાર્વતી તાડુકી ઉઠી,

"આમ, પાડાની જેમ આળોટો છો—જાઓને સૂરજ તો બારણે આવ્યો અને તમે ઉઠયા જ નથી."

—પાસે જ એક ન્હાનકડું બાલક રડી રહ્યું હતું. એના મ્હોં ઉપર માંખીઓ ઉડી રહી હતી.

પણ હજીયે ધોન્ડુ ઉઠતો ન્હોતો એની સ્હામે તો નાથુ મારવાડી, જીમ્મો માલગુજાર અને જમીનદાર પાટીલની મૂર્તિઓ દેખાતી હતી

"ઓ!...મ્હને પેટમાં દુ:ખે છે! અરેરે!...ભવાની મા! મરી ગયો રે!..." ધોન્ડુએ પેટપર હાથ ફેરવ્યો અને ત્હેનું શરીર મેલાં ગોદડામાં આળોટવા લાગ્યું.

આ જ વખતે ચોરા પર થાળી પીટાઇ રહી હતી. એના સુર છેક ધોન્ડુનાં ઝુંપડાની ઓસરીમાં ચાલ્યા આવ્યા હતા.

"આ વળી બલા કેની?" ધોન્ડુ બબડયો. અને ત્હેનું મુખ બારણા તરફ ફેરવ્યું. પણ એને ઉઠવાની મરજી ન્હોતી. પાર્વતી જો જોઇ જાય તો એને હમણાં જ કામે મોકલે. એટલે ત્હેણે ફરીવાર બૂમ મારી, "ઓહ!...પેટમાં બહુ જ દુ:ખે છે—"

પણ એટલી વારમાં પાર્વતી હાથમાં સાવરણી લઇ ઘર વાળવા આવી—એણે બૂમ મારી. "ત્હમે તો એદીની માફક પડેલા રહો...અમારે ઘર સાફ કરવું કે નહિ?"

"પણ આ પેટમાં..." ધોન્ડુએ મ્હોં બગાડયું. અને તે જેમ તેમ મહામુશ્કેલીથી ઉઠયો; અને પોતાના ગોદડાંની પથારીની ઘડી કરી અને ત્હેણે બે ચાર બગાસાં ખાઇ લીધાં. પણ એટલી વારમાં તો ત્હેના કાને ફરી વાર પેલો થાળીનો અવાઝ અથડાયો. "શું છે?" તે બોલ્યો: અને કંઇક બબડતો ફફડતો તે બહાર નીકળ્યો.

[૨]

**ખા**નદેશની ધરતી આગના અંગારા જેવી છે. કાળી ધરતી ઉપર જ્યારે સૂરજ પોતાનો તાપ ફેંકે છે ત્યારે કોયલાની માફક, કપાસના ખેતરની લણણી પૂરી થયાં પછી ચાસમાં પડેલાં ઢેફાંઓ ધીખવા માંડે છે. આ ધરતી પર હજારો મજદુરો કામ કરતા હોય છે. ઢેફાંના અંગારામાં જેમ ચણા ભૂંજાઇ જાય એમ માણસો અને સ્ત્રીઓ આ ખેતરોમાં ભૂંજાઇ જાય છે–પણ તે તો રોજની વાત છે! બળદની જોડી લઇ ખાનદેશના ફીસાનો રોટલા મેળવવા મથે છે. ખાનદેશ કપાસનો મુલ્ક છે. કાળી ધરતીમાં ધોળા ફુલ જેવો કપાસ ઉગે છે. પણ એ કપાસની વાવણી પાછળ કાળી મજદૂરી કરતા શ્રમજીવીઓનાં લોહી રેડાયાં હોય છે. અને દર ઋતુએ સેંકડો ગાંસડીઓ પેદા થાય છે અને ત્હેનાં ગાડાંઓ ભરાઇ શહેર તરફ રવાના થાય છે.

—છતાંયે કપાસ વાવનારના ઉઘાડા શરીરને સૂરજ બાળીને કાળી જમીનના રંગ જેવું બનાવી નાખે છે.

ધોન્ડુ એવા એક ખેતરમાં કામ કરતો હતો. ખાનદેશનો એ જુનો વતની હતો. પણ એની પાસે પોતાની જમીન હવે રહી ન્હોતી. આજે કેટલાયે વર્ષ થયાં એ કર્જના ખાડામાં ઉંડો ને ઉંડો ઉતરી રહ્યો હતો. અને એ ગામના પોલીસ ઇન્સપેકટરને ત્હેણે એક વખત જુવારની પાટી નહિ આપવાથી ત્હેની સાથે કેટલીયે વાર ચકમક ઝરતી.

અને એ ખેતર પાસેથી રેલ્વે ગાડીના પાટાઓ વહ્યા જતા "ભખ! ભખ! ભખ! ભખ!!" કરતી ગાડીઓને ઘસડી જતાં ઇંજીનોએ રેલના પાટાને ચકચકતા કરી નાખ્યા હતા. ઘણીયે વાર તો એ પાટાપરથી પાસેના વગડામાંથી ભૂલી પડેલી કોઇ એક ગાય કે ઘેટું પસાર થતું ત્યારે અચાનક ગાડીનાં પૈડાં એ પાટાઓને લોહીના રંગે રંગી નાંખતાં.

**ધોન્ડુ** બટાંકીનો અવાઝ જે દીશાએથી આવતો હતો તે દીશા તરફ વળ્યો. એની નજર વાડામાં લાકડા ફાડતા **સોનોપંત** ઉપર પડી એટલે તેણે બુમ મારી.

"સોન્યા! આ થાળી શેની પીટાય છે?"
"કો'કનો કજીયો હશે."

"ના...ના..."

"ત્યારે?"

"ચાલ! તું આવે છે? આપણે ત્યાં જઇએ એટલે બધી ખબર પડશે."

"હું તો સાચું કહું છું કે કેં ટંટો થયો લાગે છે. પોલીસ ઇનીસપેકટર ઘોડે ચઢીને આવ્યા હતા એવા ખબર મેં સાંભળ્યા."

"હું?"

"હા–"

"પો...પો...લીસ ઇનીનીનીસ્પેક્ટર..." ઘોન્ડુ મૂંઝાતાં બોલ્યો. એ પોલીસ ઇન્સ્પેક્ટરથી ખુબ ભય પામ્યો હતો. એ એના જુનકાળના એક વિતકનું પરિણામ હતું.

એટલી વારમાં તો ત્યાં ત્રણ ચાર જુવાન છોકરાઓ આવી પહોંચ્યા હતા. હેમના પર શહેરની અસર જણાતી હતી. માથે ટોપી હતી અને શિરે હાફ્કોટ પહેર્યાં હતા. પગમાં મુંબાઇથી આણેલા ચંપલ હતા. મુંબાઇમાં સીવડાવેલા હાફ્કોટને તેઓએ શીગડાવતી જાળવી રાખવા પ્રયાસ કર્યા હતા આ ત્રણચાર જુવાન છોકરાને આવતા જોઈને જ સોનાપંતે કહ્યું,

"એલાઉ ! હમારી ઉપર તો પોલીસ પટેલની આંખ છે......"

હજી આટલું તેમણે સાંભળ્યું નહિ હોય એટલી વારમાં તો તેઓ હસી પડયા. આ છોકરા શહેરમાંથી "શીખી" આવ્યા હતા. 'હમે બધા ધરતી બેઠા છો. રાત ને દિવસ કાળી મજૂરી કરો છો. હમે દર વર્ષે મંદિરો ગાંસડીઓ કપાસની તૈયાર કરો છો...ને...હમને પહેરવાને વસ્ત્ર નથી–ખાવાને પુરૂં અન્ન નથી. તો...પછી... આમ કયાં સુધી ચલાવશો ? આ ગામ હમારી માલીકીનું હતું. અને આજે ?... આવી જાતની વાતો કરી તેઓએ ઘણુંએ ગામ ખાનદેશના ગામડાંના ખેતકરીઓને ઉશ્કેરી મુકયા હતા અને એમાંથી એકવાર પોલીસ પટેલ સાથે ખૂબ બોલાચાલી થઇ: ત્યારથી આ છોકરાઓ ઉપર પોલીસ પટેલની આંખ ફરવા લાગી

અને ઘોન્ડુએ પોતાની વાત આગળ ચલાવી, "શું કહે છે ?...તો તો આપણું બગાનું આવી બન્યું. પોલીસ ઇનીસ્પેક્ટર .. .."

અને હેની વાતને પેલા ત્રણચાર છોકરાઓએ આમા ઝોક આપ્યો, "દાદા ! હમને પકડવા જ એ આવે છે." પછી તેઓએ કહ્યું, "સાંભળો–આપણા ગામમાં 'મહારાજ' આવવાના છે."

સોનાપંતે એના મહારાજાને કોઇ દિવસ દીઠા ન્હોતા. એના દાદાનો દાદો છત્રપતિ શિવાજી મહારાજનો ખાસ વફાદાર હતો. પણ આજ સુધી હેણે 'મહારાજ'ને દીઠા નહોતા. એટલે તેણે કહ્યું, "શું મહારાજ આહેમ આપણા ગામમાં રાત રહેશે !"

"ઓહ ..કેવી બેહુદી વાત !"...શહેરી છોકરાએ હસીને જવાબ વાળ્યો:–તેનું નામ વિઠોબા હતું–તે બોલ્યો, 'ભાઇ ! મહારાજ કોઇ દિ' યે ગરીબોની ઝુંપડીમાં રહેતા જ નથી."

## [૩]

દૂરથી પટેલનાં પગલાં સંભળાયાં અને વર્તાલાપ બન્ધ પડયો. બધાયના મુખ પર ભયની છાપ હતી. વિઠોબા અને હેના જુવાન ઘેરતો આ બધાનું નિરીક્ષણ કરી રહ્યા હતા. દૂરથી આવતા પટેલ સાહેબની અસર આ ખેતકરી બન્ધુઓ પર કેવી થઇ હતી તે બધું હેમણે બરાબર જોયું.

પટેલને આવેલા જોઇ વિઠોબાએ કહ્યું, "પટેલ સાહેબ !...મ્હારો ઘોડો રાજાજીની

સવારી માટે ઠીક પડશે. આપું ?...એટલી મહેરબાની કરશો ?...દાવક્ષ ભાવે ત્હેણે એટલા શબ્દો કહ્યા અને શું જવાબ મળે છે એની રાહ જોઇ.

"હું ત્હારી સાથે વાત નથી કરતો-" પટેલે રૂવાબથી કહ્યું અને તે સોનાપંત તરફ ફર્યો: 'જૂઓ ! આપણા રાજાધિરાજ ના પ્રતિનિધી નામદાર વાઇસરોય સાહેબ આપણા આ ગામ પાસેથી નીકળવાના છે..."

"પણ...આપણે ત્યાં રાત નહિ રોકાય?"

"ના..." સખ્તાઇથી પટેલે કહ્યું, "તેઓની ગાડી આપણા ખેતર પાસેથી પસાર થશે. એટલે આપણે બધાયને . ત્હેમની પ્રજાનો ત્હેમના પ્રત્યે કેટલો પ્રેમ છે એ દાખવવાને માટે ત્યાં ઉભા રહેવું પડશે; રામ રામ કરવા !"

બધાયના મુખ ઉપર નિરાશા છવાઇ. બધાયને લાગતું હતું કે રાજા સાહેબ ત્હેમના ગામમાં આવશે.

"એટલે હવે બરાબર ધ્યાનથી સાંભળો..." પટેલે બોલવા માંડયું, "જેમની પાસે ઘોડા છે. તેઓએ ઘોડેસવાર બનીને. માથે સારી પાઘડી અને સારા કપડાં પહેરીને રેલના પાટા પાસેના તારના થાંભલા આગળ ઉભા રહેવું-જેમની પાસે ઘોડા નથી તેઓએ હાથમાં લાકડી લઇને ઉભા રહેવું-"

"અમારે 'રામ રામ' કરવા માટે હાથ જોડવા ખરૂં ને ?"

"એમ નહિ"

"ત્યારે ?"

"જ્યારે ગાડી પસાર થાય ત્યારે જરા પણ હાલવું કે ચાલવાનું નથી. ત્હમારે ગાડીને પીઠ દેખાડી, મ્હોં ફેરવી ઉભા રહેવું."

"શું ? ગાડીને પીઠ દેખાડી ઉભા રહેવું ?" સોનાપંત અને ધોન્ડુપંત અને બીજાઓને બહુ જ લાગી આવ્યું.

"શું અમારાથી એમનાં દર્શન પણ ન થાય ?"

"હા...ત્હમારે ગાડીને પીઠ દેખાડીને ઉભા રહેવું-ચુપચૂપ-હાલ્યાચાલ્યા વિના. ત્હમને ખબર છે કે કેટલાક તોફાની બદમાશ છોકરાઓએ આપણા પરમ કૃપાળુ વાયસરોય સાહેબની ગાડી હેઠળ બોમ્બ મૂકવાના હિચકારા પ્રયત્ન કર્યા હતા. પણ ધર્મેજય !"

"મ્હને બધુંય ખબર છે—" વડોદરા-શહેરમાંથી આવેલા જુવાન છોકરાએ જબાન ચલાવી, "એ તો હું ઠીક જાણું છું."

"ચુપ રહે...હવે. નહિતર જેલમાં મોકલી ઘાલીશ. તમે બધાય જ્યારથી પુનાથી અહિં આવ્યા છો ત્યારથી હું ત્હમારા પર બરાબર નજર નાખતો રહ્યો છું. ત્હમે તો બધા ભારી બળવાખોર છો...આજે છેલ્લીવાર ત્હમને હું ચેતવણી આપી દઉં છું નહિંતર...પરિણામ ઘણું ખરાબ આવશે..."

એટલી વારમાં તો ત્યાં પંદરેક માણસ ભેગા થઇ ગયા હતા.

એટલે પટેલે આગળ ચલાવ્યું, "જુઓ, તારના ચાર થાંભલે એક એક ઘોડેસ્વાર અને વચ્ચેના થાંભલાઓ આગળ એક એક માણસ પીઠ ફેરવી ઉભા રહે."

આ કાગળ ગુજરાતી સમાજને
શ્રીયુત ડાહ્યાભાઈ આણંદજી ચાવડા
તરફથી સવિનય સપ્રેમ ભેટ.

[૪]

ખાનદેશની ધરતી બપોરે અંગારા જેવી બની રહે છે. માણસો ચાલતા નથી. ઉતાવળે દોડે છે. એમનાં પગે જોડા હોય કે નહિ. તોપે તેઓ ચાલે તો છે જ. પંખીડાંઓ ધીખી રહેલા વાતાવરણમાં ઝડપથી ઉડે છે. ઘોડાં હાલતાં નથી પણ જમીન ત્હેમને હલાવે છે. ઝાડ તો જરૂર ઉગે છે. પણ તેઓ એકલવાયા ડોસાની માફક વધી ગએલી ભુખરી દાઢીનાં જેવાં લીલાં પાંદડાં વગરનાં ડાળીડાંખળાંવાળી સ્થિતિમાં ઉભાં હોય છે.

—અને ખાનદેશમાંથી રેલગાડી સડસડાટ પૂરજોશમાં દોડી જાય છે. ખટાટ ખટ! ખટાટ ખટ!! ખટાટ ખટ!! —ગામનાં ઢોરાં એથી બ્હીએ છે. નદીનાં સૂકાઇ જતાં પાણી સીંચવા માટે જતી સ્ત્રીઓ દૂરથી આવતા મૃત્યુના દૂત જેવા ઇંજીનને જોઇ–બતાવી રડતાં છોકરાને ચુપ કરાવી દે છે.

[૫]

ગામઆખા પરથી ખેતર પરથી— ખાનદેશ પરથી સૂરજે હંમેશ મુજબ ધુમ્મસને હાંકી કહાડી ત્હોપે ઘોન્ડુ હજી ઘોરતો હતો. પણ પાસેના સોન્યાએ એને જગાડયો એ ત્રણ ચલમું પીધાં એટલે જરાક લહેરમાં આવ્યો.

આજે રાજા સાહેબની ગાડી આવવાની હતી. બધાયને રેલ્વેની સડકપર પટેલની સૂચના મુજબ હાજર થવાનું હતું. એટલી વારમાં તો સૂરજ ઉપર ચઢી ગયો હતો. બધાય લોકો રેલ્વે સડક તરફ ચાલી નીકળ્યા.

"શું ધખે છે!"

"ધોમ ધોમ!"

"તાળવું ફાડી નાખે એવો સુરજ છે ને—"

"અરે!...ઇ તાળવું ફાડી નાખે એવા સુરજ તો ઓલા 'ભભખભખ! ભખ, ભભખ ભખભખ!! કરતા ઇંજીન આગળ કુછ વિસાતમાં નહિં."

તેઓ સડક પર પહોંચ્યા. વાતો થતી–પડકારા થતા. બપોરે ઘોન્ડુની સહુથી ન્હાના દીકરાની વહુ ભાથું લઇને આવી હતી. તે શરમાળ હતી. પણ જ્યારથી એ વિધવા બની–જ્યારથી ભયંકર કોગળીયાએ એના જુવાન ધણીને ભરખી લીધો હતો ત્યારથી તે વધુ ગમગીન, અને શરમીંદી બની હતી. તે હમેશ પીઠ ફેરવી ઉભી રહેતી. એને બધીય જાતની ઘરની કાળજી રાખવી પડતી. ઘેરે ત્રણ ચાર છોકરાઉંને પણું સંભાળવાનું કામ ત્હેને માથે હતું. એકને આજે મહિના થયાં બહુ તાવ આવતો હતો. એનું શરીર ધખધખતું મડ્યું તે અહિં આવી હતી.

બધાય ખાવા બેઠા હતા. એટલી વારમાં તો અચાનક આકાશ ઘેરાયું. કાળાં વાદળાંઓએ હાથમાં હાથ મીલાવવા માંડ્યો અને બપોરને બદલે જાણે કાળી મધરાત હોયને એવું વાતાવરણ થઇ ગયું. અને મેઘગર્જના થવા લાગી.

"ઘોન્ડુ, આ શું?"

—— ડીસેમ્બર ઋં

"વરસશે કાં નો!"

"લાગે છે એમ જ—"

અને એટલી વારમાં વાતાવરણ ભયંકર બની ગયું હતું-હછ સ્હામે પાર જવાનું હતું: ધોન્ડુ તો અત્યારે રોટલો અને છાશ ખાઈ રહ્યો હતો......અને ગાજવીજ શરૂ થઇ. કોઇ ભયંકર રાક્ષસ પોતાના દેશને માર્ગે જવાને બદલે ભૂલો પડી ગયો હોઇને એમ અત્યારે આકાશમાં કડાકા થતા હતા. ભયંકર તુફાન શરૂ થયું.

સુરર્રરરરરરર! સુરરરરરરરરર!! પવન વાતો ન્હોતો-ફૂંકાતો હતો-નબળાં ઝાડવાં ઉખડી જતાં હતાં. ભયંકર ઝંઝાવાતનાં પગલાં વધારે મજબૂત બનતાં જતાં હતાં. અને મેઘમાળામાંથી વરસાદ તૂટી પડ્યો બડા જોરથી!

[૬]

ધોન્ડુ સોનુ અને બાજાઓ એક ઝાડ નીચે ઉભા રહ્યા હતા, સ્હામે કીનારે કેમ જવું એની ચિન્તામાં હતા. હમણાં જ ગાડી આવશે તો?......રાજા...મહારાજા નામદાર વાયસરોય......સાહેબ...પોલીસ ઇન્સ્પેક્ટર......પટેલ......બધાને તેઓ શું જવાબ દેશે, તેમને કકડીને ભૂખ લાગી હતી, તે વાત તો ખરી.

પણ અચાનક સોન્યાએ અવાજ સાંભળ્યો; "ધોન્ડુ! આ શેનો અવાજ છે?

"ઘોડો...તુફાનમાં...હણહણતો લાગે છે-"ધોન્ડુએ જવાબ વાળ્યો-

"ના...ના... ગાડી આવતી લાગે છે!" સોન્યાએ જવાબ વાળ્યો.

પવનના ઝપાટા વધુ ને વધુ ઉગ્ર બનતા જતા હતા.

"નહિ...નહિ...એ તો વાદળ ગાજે છે-"

"દેવા શપત!...એ તો ગાડી જ લાગે છે—" અને વિજળી પડી, ભયંકર અવાજ થયો. વિજળીના ઝબકારામાં સોન્યાએ જોયું કે વરસાદથી વાતાવરણ વધુ ભયંકર બનતું જતું હતું-અને રેલના પાટાપર દૂરથી કૈંક ઇંજન જેવું આવી રહ્યું હતું.

અને ફરી વાર વીજળીનો કડાકો થયો—

"ધોન્ડુ! ખરેખર, આ તો ગાડી જ આવે છે..."અને સોન્યાએ પોતાની પાઘડીને ઉડી જતી અટકાવવા માથે હાથ ધર્યો-

અને દૂરથી આવતો અવાજ વધુ સ્પષ્ટ થતો લાગ્યો—ખટાટખટ ખટ!...ખટાટખટ ખટ! ખટાટ ખટખટ!!! ખટાટ ખટખટ!!!!

"ગાડી!...એલા ભાઇ ધોન્ડુ..."

"ગાડી!...વિઠોબા..."

"ગાડી!...સોન્યા..."

"ગાડી!...ગોવિન્દા..."

"ગાડી!...રામ્યા..."

"ગાડી!...શંકરીયા..."

અને વરસાદનાં ઝાપટાં પોતાનું કામ કરતાં હતાં...'ગાડી..." શબ્દ બોલીને સોનોપંત રેલના પાટાની સામે પાર પોતાના ઘોડાની પાસે જવા દોડ્યો.

ખટાટ ખટખટ!! ખટાટ ખટખટ!! "ગાડી...ગાડી... ..." ધોન્ડુના કપડાં ભીંજાઇ ગયાં હતાં. પાઘડી લોચો થઇ ગઇ હતી...હછ એને ખરીદે એક મહિનોય ન્હોતો થયો.

અને વરસાદના મારાના પડદા ચીરી એ આગળ દોડ્યા......ગાડી......પોલીસ

ઇન્સ્પેક્ટર ..પટેલ...બધા એને ધાકધમકી આપતા એને દેખાયા. .પણ ઉપરથી વરસાદની થપાટો પડતી હતી.

ગાડી આવી...ધોન્ડુ ગભરાતો હાંફળો ફાંફળો, સરી જતી પાઘડીને પકડી રાખતો પાટામાં થઇને પોતાની જગાએ જવા દોડી રહ્યો હતો.

"હા...પાર ફેરવીને ઉભા રહેવું. ..સારાં કપડાં. નવી પાઘડી ગજ્જ સાહેબ...' બધું એ ત્હેને યાદ આવવા લાગ્યું.

અને જો તે, પોતાની જગાએ જવાનું ચૂકે તો ? ..ના...?...પોલીસ ઇન્સ્પેક્ટર...જેલખાનું...એ બધાંય દ્રશ્યો એના નયનના પડદા પરથી વિપળના અંશમા પસાર થઇ ગયાં

જ્યારે ધોન્ડુ તૈયાર બન્યો ..તે આગળ વધ્યો પવનના સુસવાટા અને વરસાદની ઝાપટની જેને જરાએ અસર ન થતી હોય એવું એન્જીન આવ્યું...અને ધોન્ડુ. એના પરથી તે પસાર થઈ ગયું ..પવન વધુ જોરથી ફુંકાવા લાગ્યો !...

...તે ..'પાયલોટ ટ્રેઇન' હતી. ના વાયસરૉયની 'સ્પેશ્યલ' ગાડી પાછળ આવી રહી હતી.

અને ગાડીઓમાંથી તે પસાર થઇ ગઇ !

વરસાદ જોરથી હજી પડયે જતો હતો

[ ખતમ ]

---

ગજાગવી વાર્તાને આધારે....

# સમાજવાદના મૂળભૂત સિદ્ધાંતો

સમાજ શું, તે કેમ બંધાય છે, વર્ગવિરોધ શાને આભારી છે, તેનું સ્વરૂપ કેવું છે એ બધા પ્રશ્નોની સરળ સમજણ અહિ રજુ થાય છે.

## વર્ગો કેમ ઘડાય છે.

આધુનિક વ્યવસ્થા પ્રમાણે, જમીન, કારખાનાં, રેલ્વે વિગેરે જીવનનાં સાધનો ઉપર મૂડીવાદી વર્ગની માલીકીના પાયા ઉપર સમાજની રચના થએલી છે. પરિણામે જેની મહેનતથી દ્રવ્ય ઉત્પન્ન કરવામાં આવે છે તેવો કામદાર વર્ગ ગુલામીમાં પડ્યો છે.

જીવનની દૈનિક બાબતોમાં એક બીજા સાથે વ્યવહાર કે સંબંધ ધરાવતા અને એક જાતિ તરીકે એકઠા રહેતા માણસોનો સમુહ સમાજ કહેવાય છે.

આ બધાય સંબંધોને એકત્ર કરતાં તે એક પધ્ધતિનું રૂપ લે છે. તે પ્રમાણે લોકો રહે છે તેને સામાજીક પધ્ધતિ કહેવામાં આવે છે. આથી ચોખ્ખું જણાય છે કે આવા વ્યવહાર કે સંબંધોનો પ્રકાર, સામાજીક પદ્ધતિના સ્વરૂપનો નિર્ણય કરે છે. અને સમાજના 'એકમ' (Unit) જેવા ગણાતા મનુષ્યોનો સંબંધ જે બીનાઓને લીધે ઘડાય છે, તેજ બીનાઓ આખી સામાજીક પદ્ધતિનું ઘડતર કરે છે. કારણ કે સામાજીક પધ્ધતિ એ આવા સંબંધોનાં એકીકરણ સિવાય બીજું કાંઈજ નથી.

તમે કોઇ ફળના વેપારીની દુકાનમાં જાઓ અને એક ફળનો કબજો લ્યો તો તમે એ વેપારી સાથે અમુક ચોક્કસ રીતે સંબંધમાં આવો છો. તમે એ ફળ ખરીદ્યું હોય કે ભીખ માગીને લીધું હોય કે ઉછીનું લીધું હોય કે ચોરી લીધું હોય એ પ્રમાણે તમારા સંબંધમાં પણ ફેરફાર થશે. તમે ફળ ખરીદ્યું હોય તો વેપારી સાથનો તમારો સંબંધ વેચનાર અને ગ્રાહકનો છે; તમે તે ભીખ માગીને લીધું હોય તો તેની સાથેનો તમારો સંબંધ આપનાર અને લેનારનો છે, એ ઉછીનું લીધું હોય તો ધીરનાર અને ઉછીનું લેનારનો સંબંધ છે અને ચોરી લીધું હોય તો લુંટાએલા અને ચોર તરીકેનો સંબંધ છે.

ફળ લેવાના જુદા જુદા સંજોગો પ્રમાણે આ સંબંધ જુદો જુદો છે છતાંય એક વાત ચોક્કસ છે કે આ બધાય સંબંધો

—અંગ્રેજી પરથી—
ઉતારનાર
લક્ષ્મીપ્રસાદ બારોટ.

એક જ કારણમાંથી ઉત્પન્ન થાય છે. પેલું ફળ એ વેપારીની માલીકીની વસ્તુ છે. એ ફળ કોઇની માલીકીની વસ્તુ નહોત તો તે ખરીદી શકાત નહિં, વેચી શકાત નહિં, માગી શકાત નહિં આપી શકાત નહિં, ઉછીનું લઇ શકાત નહિં, કે ચોરી શકાત નહિં.

એકાદ મોટા જંગલમાં ઘણાં ફળો નજરે પડે છે. તેમના ઉપર કોઇની માલીકી નથી. તમે તે ફળો માગી શકો, કે ખરીદી શકો તેમ નથી કારણ કે ત્યાં કોઇ વેચનાર કે આપનાર નથી. તેમાંનું એકાદ ફળ તમે લ્યો તો તે કાર્ય 'ચોરી' કહેવાય નહિં. વેપારીનાં ફળોનો કબજો લેવાથી જે જાતના સંબંધો ઉત્પન્ન થાય તેવા કોઇ સંબંધો આ જંગલનાં ફળોની બાબત માટે અશક્ય છે. કાયદો પણ આ બાબતમાં કાંઇપણ કરી શકે તેમ નથી. કદાચ તમારા ઉપર ગેર-કાયદેસર કબજો રાખવાનો આક્ષેપ કરવામાં આવે. બીજાની માલીકીની વસ્તુ તમારી પાસે છે એવો આક્ષેપ નહીં મુકી શકાય પરંતુ તમારી પાસેની વસ્તુ તમારી પોતાની માલીકીની નથી એટલુંજ કહી શકાય તેમ છે.'

આ દાખલા ઉપરથી જણાય છે કે આવા સંબંધોમાં ફેરફાર કરનાર એક જ બાબત છે કે, વેપારીનાં ફળ એ તેની માલીકીની વસ્તુ છે, જ્યારે જંગલનાં ફળો ઉપર કોઇની માલીકી નથી.

સામાજીક રચનામાં સૌથી અગત્યનું સ્થાન ભોગવતા કયા સામાજીક સંબંધો છે તે શોધી કાઢવા પ્રયત્ન કરીએ તો જણાશે કે દ્રવ્યના ઉત્પાદન અને વહેંચણીમાંથી ઉત્પન્ન થતા સંબંધો સમાજમાં અગત્યનું સ્થાન ભોગવે છે. આ સંબંધોનું પ્રમાણ પણ મોટું છે.

આનું કારણ તદ્દન સ્પષ્ટ છે. દરેક માણસે જીવવું જોઇએ. જીવન ટકાવી રાખવાની મુખ્ય શરત એ છે કે, દરેક માણસે દ્રવ્યનો ઉપયોગ કરવો જોઇએ.

આ સંબંધો આખા સમાજમાં પ્રવર્તે છે–તેમાંથી મુક્ત રહી શકાય તેમ નથી–તો પછી આ સામાજીક સંબંધો કેવું રૂપ ધારણ કરે છે?

કુદરતે આપેલી ચીજો સાથે મનુષ્ય–શ્રમનો સંયોગ કરવાથી દ્રવ્ય ઉત્પાદન થઇ શકે છે–રાજકીય અર્થશાસ્ત્રમાં જેને 'દ્રવ્ય' કહેવામાં આવે છે તે ફક્ત આ જ રીતે ઉત્પન્ન કરી શકાય છે. બળદની શ્રમ–શક્તિ પણ આમાં અપવાદરૂપ નથી કારણ કે બળદ જાતે ઉછેરવામાં વપરાયેલા મનુષ્યશ્રમનું પરીણામ છે. તેથી તે પણ એક દ્રવ્ય છે. આથી દ્રવ્યના ઉત્પાદનમાં વરાળયંત્રની શક્તિનું જે સ્થાન છે તે જ સ્થાન એક બળદની શક્તિનું છે. દ્રવ્યના ઉત્પાદન માટે બે વસ્તુઓ મુખ્યત્વે કરીને ખાસ જરૂરી છે–કુદરતે આપેલી ચીજો અને મનુષ્યની શ્રમ–શક્તિ. આજે દ્રવ્યના ઉત્પાદનમાં થયેલી પ્રગતિથી, વધુ કામ આપતાં યંત્રો અને ઉત્પાદન તથા વહેંચણીનાં બીજાં સાધનોની જરૂર પડે છે કારણ કે આધુનીક પધ્ધતિ તળે, ઉત્પાદનનાં આવાં સાધનો મારફત જ કુદરતી ચીજો સાથે મનુષ્યની શક્તિનો સંયોગ થઇ શકે તેમ છે.

અમુક ઉમરનાં બધાં સાધારણ માણસોમાં દ્રવ્ય ઉત્પન્ન કરવાની જરૂરી શક્તિ એટલે કે શ્રમશક્તિ હોય છે. પરંતુ ઉત્પાદનનું કાર્ય શક્ય બને તે પહેલાં તેમની પાસે ઉત્પાદનનાં સાધનો અને કુદરતી માલ હોવાં જોઇએ.

દરેક જીવંત વ્યકિતની આ પહેલી જરૂરીયાત છે. કોઇ વ્યકિતએ સ્વાશ્રયી બનવું હોય તો કુદરતી માલ અને ઉત્પાદન માટેનાં યંત્રોનો ઉપયોગ કરવા તે સ્વતંત્ર હોવી જોઇએ.

**મા**ણસ જેને મેળવવા ઇચ્છે છે તેવી આ બધી વસ્તુઓને આપણે વેપારીનાં ફળો અને જંગલનાં ફળો જેવા જુદા જુદા સંજોગોમાં મુકીએ તો શું બને, તેમજ સામાજીક પધ્ધતિનુ બંધારણ ઘડનારા, માણસ અને માણસ વચ્ચેના અસંખ્ય સંબંધો ઉપર તેની કેવી અસર થાય તેનો વિચાર કરીએ.

પહેલા કીસ્સામાં, ઉત્પાદનનાં સાધનો ઉપર વ્યકિતઓની માલીકી હોય ત્યારે બે જાતના સંબંધ હોઇ શકે, આ સાધનોનો ઉપયોગ કરનાર તેની માલીકી ધરાવે છે કે તેનો ઉપયોગ નહિ કરનાર તેના માલીકો છે એ બે સંજોગો પ્રમાણે સંબંધ બંધાય. મૂડીવાદી જમાના પહેલાના મધ્યયુગમાં ઉત્પાદનનાં સાધનોનો ઉપયોગ કરનારાઓ જ તેના માલીક હતા. ખેતી માટે ઉપયોગી જમીન ઉપર બધાનો સર્વસામાન્ય હક્ક હતો. તે વખતે સમાજની વ્યકિતઓ વચ્ચેનો સંબંધ આધુનિક સંબંધ કરતાં જુદા પ્રકારનો હતો. જીવનનિર્વાહ મેળવવાનાં સાધનો માણસોના પોતાના હાથમાં હતાં. તેથી શ્રમ-શકિત વેચવા સિવાય જીવનનિર્વાહનું બીજું કોઇ પણ સાધન જેની પાસે નથી હોતું એવો શ્રમજીવી એ વખતે અપવાદરૂપ હતો

પરંતુ આજે દ્રવ્ય ઉત્પન્ન કરવા માટે જરૂરી એવાં ઓજારો, યંત્રો, જમીન વગેરે તેમનો ઉપયોગ કરનારના કબજામાં નથી. આ કારણથી ઉત્પાદન અને વહેંચણીનાં સાધનોની માલીકીમાં જેઓનો હીસ્સો નથી, તેવા લોકોએ એ સાધનો સાથે પોતાની શ્રમ-શકિતનો સંયોગ કરતાં પહેલાં તેના માલીકની પરવાનગી લેવી પડે છે.

આ સત્ય ઉપર આધુનિક સમાજનું આખુંય બંધારણ રચાયેલું છે. આપણે જોઇશું કે સમાજની વ્યકિતઓ વચ્ચેના બધા સંબંધો આ સંજોગો પ્રમાણે જ ઘડા છે.

ઉત્પાદનનાં સાધનોની માલીકીમાં જેમની ભાગીદારી ન હોય તેવા લોકોને જણાય છે કે તેમની અને તેમના જીવનની મુળભૂત જરૂરીયાતો વચ્ચે ત્રીજો પક્ષ ઉભો છે. પોતાનો નિર્વાહ ચલાવવા માટે તેમની શ્રમ-શકિતનું એ સાધનોના માલીકોને વેચાણ કરવું પડે છે.

આવી રીતે સામાજીક સંબંધ અને સામાજીક સંસ્થાઓનો મોટો અને અગત્યનો ભાગ રૂઢ થયેલો છે. પહેલાં સમાજ બે વર્ગમાં વિભક્ત થયો છે, કામ આપનાર અને કામ કરનાર, માલીકી ધરાવનાર અને માલીકી નહિં ધરાવનાર. આ દ્વિ-વર્ગી સમાજ, જીવનનિર્વાહનાં સાધનો ઉપર મૂડીવાદી વર્ગની માલીકીના પાયા ઉપર રચાયો છે-મીલ્કત એ સમાજના વર્ગો વચ્ચે તફાવત બતાવનારૂં અંગ છે.

બીજું જીવનનિર્વાહનાં સાધનો ઉપર એક વર્ગની માલીકીથી રોજીની પ્રથા (Wage system) અસ્તિત્વમાં આવી છે. મીલ્કત વગરના દરેક માણસે તેના નિર્વાહ પુરતું મેળવવા માટે આ મજુરીના બજારમાં તેની શ્રમશકિતનું વેચાણ કરવા જવું પડે છે. આ પરિસ્થિતિમાંથી કામે લગાડનાર અને કામ કરનાર, મુનીમ અને સાધારણ મજુર વિગેરેના સંબંધોની આખી પરંપરા ઉત્પન્ન થાય છે. આ

સ્થિતિમાંથી જ ઓછામાં ઓછી કીંમતે શ્રમશક્તિ મેળવવા માટે એક બીજા સાથે હરિફાઇ કરતા મુડીવાદીઓ વચ્ચેનો સંબંધ, તેમજ કામ મેળવવા માટે હરીફાઇ કરતા કામદારો વચ્ચેનો સંબંધ અસ્તિત્વમાં આવે છે.

આધુનિક સમાજપધ્ધતિનું એક ખાસ લક્ષણ મુડીની આ પરિસ્થિતિમાંથી ઉત્પન્ન થાય છે, પરંતુ આ લક્ષણથી આપણે એટલા બધા ટેવાઇ ગયા છીએ કે આધુનિક પ્રથાનું આ ખાસ પરિણામ છે એ જાણીને આપણને આશ્ચર્ય થાય છે. આ લક્ષણ એ છે કે સમાજનું બધું દ્રવ્ય, "Commoditis" એટલે કે ઉપયોગ કરવાને બદલે વેચવા માટેની ચીજોના રૂપમાં ઉત્પન્ન કરવામાં આવે છે.

આ ભેદ ઘણો અગત્યનો છે. માણસની ભૂખ મીટાવવા માટે રોટી ઉત્પન્ન કરવામાં આવતી નથી, પરંતુ તેના વેચાણમાંથી નફો મેળવવાના હેતુથી તે ઉત્પન્ન કરવામાં આવે છે. બધી જાતના માલ વિષે પણ આવું જ બને છે.

ફક્ત ઉપયોગ માટે જ માલ ઉત્પન્ન કરવામાં આવતો હોય તો જ્યાં સુધી મનુષ્યની જરૂરીયાતોને પહોંચી વળાય નહિં ત્યાં સુધી તે ઉત્પન્ન કરવામાં આવે છે. પરંતુ નફો મેળવવા માટે ઉત્પાદન કરવામાં આવે છે ત્યારે, નફાની આશા ન હોય તો તેનું ઉત્પાદન ઘટાડી દેવામાં આવે છે. ખોરાક, કપડાં વિગેરે ચીજોની લાખો માણસોને જરૂર હોય, છતાંય તેના ઉત્પાદનમાં નફો ન મળે તો તે ઘટાડી દેવામાં આવે છે.

જ્યારે ઉત્પાદનનાં સાધનોનો ઉપયોગ કરનાર તેના માલીકો હતા ત્યારે સમાજની જરૂરીયાત પ્રમાણે જ માલ ઉત્પન્ન કરવામાં આવતો. ઉત્પાદનનાં સાધનોનો ઉપયોગ નહિ કરનાર વ્યક્તિઓના હાથમાં તેની માલીકી આવ્યા પછી ઉત્પન્ન કરેલા દ્રવ્યના ઘણા જ વધારાથી બેકાર બનેલા માણસો માટે માલની અત્યંત જરૂરીયાત ઉભી થઇ છે.

શ્રમજીવીએ ઉત્પન્ન કરેલું દ્રવ્ય, તેના માલીકને સંતોષ આપવા ખાતર, તેની મજુરીની કીંમત કરતાં વધુ હોવું જોઇએ એટલે કે એ દ્રવ્ય તે શ્રમજીવી પાછું ખરીદીને ઉપયોગમાં લઈ શકે તે કરતાં વધુ હોવું જોઇએ. એ દ્રવ્યના માલીકોની જરૂરીયાતો કરતાં આ દ્રવ્યનો વધારો ઘણો જ વધુ પડતો હોય છે. માંગણી અને ઉત્પાદનના અનિશ્ચિત સંબંધને લીધે, જુદાં જુદાં દ્રવ્યો નફા સાથે વેચી શકાય તે કરતાં ઘણા વધુ પ્રમાણમાં તૈયાર પડયાં હોય છે. આ દ્રવ્યોથી બજારો ભરાઇ જાય છે. ત્યારે ઉત્પાદનનું કાર્ય ધીમું પડે છે અને આપણને કહેવામાં આવે છે કે બજારમાં "કટોકટીનો મામલો (Crisis)" ઉભો થયો છે! માલની માગણી ઘટતી જાય છે અને નવા ઉત્પન્ન કરેલા માલના વેચાણના સંજોગો ઘટતા જાય છે. આથી ઉત્પાદનનું કાર્ય પણ ઘટતું જાય છે. યંત્રો પાસેથી કામ લેવામાં આવતું નથી, કારખાનાંઓ સંપૂર્ણપણે કે અંશતઃ બંધ કરવામાં આવે છે, ખેતી કરવા યોગ્ય જમીનને પડતર રાખવામાં આવે છે, કામદારોને કામ મળતું બંધ થાય છે, અને દેશમાં પુષ્કળ દ્રવ્ય હોવા છતાં લોકો દુષ્કાળની સ્થિતિ અનુભવે છે.

ઉત્પાદનનાં સાધનો અને યંત્રો ઉપર થોડીક વ્યક્તિઓની માલીકી હોવાને બદલે, તેના ઉપર આખા સમાજનો

ક્યાંએ હોત તો શેઠની પ્રથા (system)નું અસ્તિત્વ રહેત નહીં. જીવન-નિર્વાહનાં સાધનોનો ઉપયોગ કરવાનો દરેક વ્યક્તિને સરખો અધિકાર હોત તો જીવન નિભાવવા માટે બીજા માણસને શ્રમશક્તિ વેચવાની કોઇને ફરજ પડત નહિ. વધુમાં કોઇપણ માણસને શ્રમશક્તિ ખરીદવાનો અવકાશ મળત નહિ તેથી શ્રમશક્તિ ખરીદી શકાત નહિ. કોઇ વ્યક્તિના કબજામાં ઉત્પાદનનાં સાધનો રહેત નહિ તેથી કોઇ પણ વ્યક્તિ શ્રમ-શક્તિનું શોષણ કરી શકત નહિ.

આ સ્થિતિમાં સમાજમાં બે અથવા તેથી વધુ વર્ગો જુદા પડી શકત નહિ-સમાજમાં વર્ગભેદનું નામનિશાન ન હોત. તેમાંથી માલીક અને નોકર, મુડીવાદીઓ અને શ્રમજીવીઓના ભેદ ટળી જાત-માનવ સમુદાયના એક વર્ગના શ્રમ ઉપર આખા સમાજનો પાયો રચાત નહિ. સમાજને ઉપયોગી સેવા કરવાનાં કાર્યમાંથી કોઈ પણ મજબુત શરીરના માણસને બાકી રાખી શકાત નહિ, આ કાર્યના બદલામાં સમાજે ઉત્પન્ન કરેલા દ્રવ્ય ઉપર તેનો અધિકાર રહેત-કારણ કે ખાનગી માલીકીની પ્રથા દૂર થતાં અમુક માણસોના ખાસ હક્ક આપોઆપ દૂર થઇ જાય.

જીવનનિર્વાહનાં સાધનોની સામાન્ય માલીકીના સિધ્ધાંત પર રચાયેલી સમાજ-વ્યવસ્થામાં વેચાણ માટે માલ ઉત્પન્ન કરી શકાય નહિ આધુનીક પ્રથા તળે ઉત્પન્ન કરેલા દ્રવ્ય ઉપર યંત્રો અને કારખાનાંઓના મુડીવાદી માલીકોનો અધિકાર છે તેવી જ રીતે સામાન્ય માલીકીવાળી સામાજીક પધ્ધતિમાં શ્રમશક્તિથી ઉત્પન્ન થએલા દ્રવ્ય ઉપર ઉત્પાદનના સાધનોના માલીક આખા સમાજનો અધિકાર રહે. આથી સમાજના ઉપયોગ માટે જ માલ ઉત્પન્ન કરી શકાય અને જ્યાં સુધી સમાજની જરૂરીયાતો પુરી પડે ત્યાં સુધી જ ઉત્પાદનનું કાર્ય ચાલુ રહે.

આટલા ઉપરથી જણાશે કે આધુનીક સમાજવ્યવસ્થા "જીવનનિર્વાહનાં સાધનો ઉપર મૂડીવાદી અથવા માલીક વર્ગની માલીકીના પાયા ઉપર રચાએલી" છે અને વર્ગમાલીકીની પ્રથાના પરીણામે કામદારો ગુલામીમાં રીબાય છે. તેમના જીવનમાં નિરસતા, અચોક્કસપણું અને જીવવા માટે જરૂરી હોય એવી વસ્તુઓની ઉણપ ભરેલી છે કારણ કે શ્રમ વેચવાના બજાર સિવાય જીવન નીભાવવાના બધા જ રસ્તાઓ તેમના માટે બંધ હોય છે.

આ કારણથી સમાજમાં જુદાં જુદા વર્ગોનાં હિત પરસ્પર વિરોધી છે. જેઓ સાધનોની માલીકી ધરાવે છે છતાં ઉત્પાદન કરતા નથી અને જેઓ ઉત્પાદન કરે છે છતાં સાધનો ઉપર તેમની માલીકી નથી તે બન્ને પ્રકારના લોકો વચ્ચેનો આ વિરોધ વર્ગવિગ્રહના રૂપમાં નજરે પડે છે.

આપણે જોઇ ગયા કે સમાજ બે વર્ગોમાં વિભક્ત થએલો છે. શ્રમશક્તિનું વેચાણ કરનાર વર્ગ અને શ્રમશક્તિ ખરીદ કરનાર વર્ગ. જીવનનિર્વાહનાં સાધનો ઉપર અમુક વર્ગની માલીકી હોવાથી બીજા લોકોને તેમની શ્રમશક્તિ વેચવાની ફરજ પડે છે એ કારણથી આ વર્ગભેદ ઉભો થયો છે તે પણ આપણે આગળ જોયું-આમ સમાજમાં બે વર્ગો છે-માલીકી ધરાવનાર પરંતુ ઉત્પાદન નહિ કરનાર વર્ગ અને ઉત્પાદન કરનાર પરંતુ માલીકી નહિ ધરાવનાર વર્ગ.

સમાજના આ બન્ને વર્ગો વચ્ચે પરસ્પર વિરોધી હિતોની અથડામણ થાય છે જેને આપણે વર્ગવિગ્રહ કહીએ છીએ.

વેચાણ અને ખરીદીનાં કાર્ય એવી જાતનાં છે કે તેમાં હિતોનો પરસ્પર વિરોધ હોય જ. વેચવા માટે બજારમાં મુકેલી ચીજો નિર્જીવ હોય છે. પોતાના માટે લડત ચલાવવાની ઇચ્છાશક્તિ તેમનામાં હોતી નથી. આથી ખરી રીતે તેમના માલીકો એક બીજાના વિરોધમાં સામસામા ઉભા રહે છે. તેમના વિરૂધ્ધમાં થતી હરિફાઇનાં બળને તેઓ અટકાવે છે, અને તે બળો તેમની તરફેણમાં હોય ત્યારે તેનો પુરેપુરો ઉપયોગ કરી લે છે.

બની શકે તેટલી સોંઘી કીંમતે ખરીદ કરવાની અને બની શકે તેટલી ઉંચી કીમ્મતે વેચવાની, ખરીદનારની તથા વેચનારની ખેંચતાણને લીધે માલની કીમ્મતમાં વધારો કે ઘટાડો થાય છે. આ ખેંચતાણ ન હોય તો, માગણી કરતાં વધુ માલ તૈયાર હોય ત્યારે તેની કીમ્મતમાં ઘટાડો થાય નહિ અને તેથી ઉલટી સ્થિતિ હોય ત્યારે કીમ્મતમાં વધારો થાય નહિ.

વેચાણ અને ખરીદીનાં કાર્યોમાં થતી ખેંચતાણ વિરોધી અને એકબીજા સાથે અથડામણમાં આવતાં હિતોમાંથી જ ઉદ્‌ભવે છે. જ્યાં ખરીદી અને વેચાણ નજરે પડે ત્યાં હિતોનો વિરોધ જરૂર હોવો જોઇએ:

સમાજ બે વર્ગોમાં વિભકત થએલો છે; એક વર્ગ પાસે બીજાને શ્રમશક્તિ વેચવા સીવાય જીવનનિર્વાહનાં બીજા કોઇ સાધનો નથી, એવું આપણે જણાવીએ છીએ ત્યારે આપણે એવા નિર્ણય ઉપર આવવું પડે છે કે એ બે વર્ગોમાં એક બીજાનાં હિતો પ્રત્યે પરસ્પર વિરોધ છે.

આ પ્રશ્ન તરફ બીજા દ્રષ્ટિબિંદુથી જોઇએ. જીવનનિર્વાહનાં સાધનો ઉપર ખાનગી માલીકીનાં પરિણામે, કામદારોના શ્રમથી થએલાં ઉત્પાદનના ભાગ પાડવામાં ખેંચતાણ થાય છે. આ ઉત્પાદનનો જથ્થો અને સ્વરૂપ ગમે તેવું હોય તો પણ આ બીના તો હંમેશ માટે સત્ય છે. ઉત્પાદનનો મોટો ભાગ કામદારને મળે તો મુડીવાદી માલીક માટે ઓછો ભાગ રહે, તેમજ મુડીવાદી માલીક મોટો ભાગ રાખી લે તો કામદાર માટે થોડો ભાગ બાકી રહે સામા પક્ષના હિતને નુકશાન કર્યા સીવાય, એક પણ પક્ષ પોતાનું હિત સાધી શકે નહિ. તેથી આપણે જોઇએ છીએ કે "સમાજમાં જેઓ માલીકી ધરાવે છે પરંતુ ઉત્પાદન કરતા નથી અને જેઓ ઉત્પાદન કરે છે પરન્તુ માલીકી ધરાવતા નથી તે બન્ને વર્ગોનાં હિતો પરસ્પર વિરોધી છે."

શ્રમથી ઉત્પન્ન કરવામાં આવેલી સાધારણ ચીજોના ખરીદનાર અને વેચનાર વચ્ચે હિતોનો પરસ્પર વિરોધ વર્ગવિગ્રહનું રૂપ લેતો નથી, કારણ કે ખરીદનાર અને વેચનાર વચ્ચે વર્ગભેદ નથી. જેઓ માલીકી ધરાવે છે પરંતુ ઉત્પાદન કરતા નથી. અને જેઓ ઉત્પાદન કરે છે પરંતુ માલીકી ધરાવતા નથી, એ બે વર્ગમાં એક ઉત્પાદન કરતો નથી અને બીજો કરે છે, અથવા એક શ્રમશક્તિ ખરીદે છે અને બીજો વેચે છે એજ કારણથી તેમની વચ્ચે તફાવત નથી. બન્ને વર્ગ વચ્ચેના ભેદનું કારણ એ છે કે એક વર્ગ જીવનનાં સાધનો ઉપર માલીકી ધરાવે છે જ્યારે બીજો વર્ગ તેવી માલીકી ધરાવતો નથી

ખરી રીતે સામાન્ય ચીજોના બજારમાં ખરીદનાર અને વેચનારના વર્ગ પાડી

આનાં ઘણાં કારણો છે. દ્રવ્યનું ઉત્પાદન કરવાનાં સાધનો અને યંત્રોના વિકાસના પ્રમાણ ઉપર આ કારણોનો આધાર રહે છે. તે વખતે કામદારો આ સાધનોના માલીક થઇ શકે નહિ અને ઉપલા વર્ગમાં તેમનું સ્થાન મેળવી શકે નહિ એટલાં બધાં ભારે અને કીંમતી આ સાધનો નહોતાં. મુડીવાદની શરૂઆતના દિવસોમાં વ્યક્તિગત કામદારો ઉચ્ચ કક્ષા ઉપર પહોંચે એ એટલી બધી સામાન્ય બીના હતી કે તેને લીધે વર્ગવિગ્રહનો ખ્યાલ પુરેપુરો પ્રચલીત થયો નહોતો. કામદારવર્ગના માણસો સાધારણ રીતે જે વર્ગમાં જઇ શકતાં હોય તે વર્ગને તેઓ એક જુદા વર્ગ તરીકે ગણી શકે નહિ. આ બન્ને વર્ગો વચ્ચેનો ખાસ ભેદ તેમને સ્હેલાઇથી જણાતો નહિ.

ઉત્પાદનનાં સાધનોનો માલીક ઉત્પાદનના કાર્યમાંથી અલિપ્ત રહી શકે તે કક્ષા સુધી આ પ્રથાની પ્રગતિ થઇ નહોતી. જોઇન્ટ સ્ટોક કંપની અને બીજી મુડી રોકનારી કંપનીઓની સ્થાપના અને તેમના વિકાસથી ઉત્પાદનનાં સાધનોના માલીકો ઉત્પાનના ક્ષેત્રમાંથી દૂર રહે છે. ઉત્પાદન કરનાર દ્રવ્ય ઉપર તેમના અંગત આદેશને બદલે તેમના સ્ટોક અને શેર ઉપર તેઓ અંગત દેખરેખ રાખવા લાગ્યા. ઉત્પાદનના કાર્યમાંથી તેઓ એટલા બધા દૂર રહ્યા છે કે ઉત્પાદનમાં તેમનો હાથ હશે તેમ માની શકાય નહિ પરંતુ પહેલાંના મુડીવાદીઓ ઉત્પાદનના કાર્ય સાથે નિકટનો સંબંધ રાખતા, તેથી તેઓ એક વધુ પડના વર્ગ તરીકેનું સ્થાન ભોગવતા હોય તેમ લાગતું નહોતું. ઉત્પાદનનાં કાર્યમાં તેમનો સહકાર એક જરૂરી અંગ ગણાતું તેથી ઉત્પાદનમાંથી તેઓએ લીધેલો હીસ્સો, કામદારો પાસેથી મેળવેલ્લા વિશેષ મૂલ્ય (Surplus value) તરીકે ગણાતો નહિ; પરંતુ જેના ઉત્પાદનમાં માલીકોએ મદદ કરી હોય તેવું દ્રવ્ય ગણાતું.

કામદારવર્ગજ બધી મીલ્કતનો ઉત્પાદક છે. મૂડીવાદીવર્ગ તેમનો શોષક છે અને કામદારોની "કાયદેસર લુંટ" ઉપર તેનો નીભાવ થાય છે, તેમજ એ બંને વર્ગો વચ્ચે શાંત પડી શકે નહિ. તેવો હિતોનો વિરોધ છે અને તેથી વર્ગવિગ્રહ ચાલી રહ્યો છે એ બધી બાબતોનો કામદારવર્ગને તે વખતે ખ્યાલ નહોતો. તેથી યોગ્ય માર્ગદર્શન વિના જ એ અથડામણ ચાલી રહી હતી.

પરંતુ ઉત્પાદનનાં સાધનો અને તેની રીતોમાં થએલા વિકાસથી મૂડીવાદી પ્રથાનો ભેદ ખૂલી ગયો છે. ઉત્પાદન કરવાની શક્તિમાં વિકાસ અને વધારો થાય તેની સાથે ઉત્પાદન કરનારાઓ અત્યંત ગરીબીમાં ધકેલાતા જાય એવી પ્રથા સામે માણસો પોકાર ઉઠાવ્યા સિવાય રહી શકે જ નહિ. સમાજના નિર્વાહનાં સાધનોના માલીકો નિરૂપયોગી અને આળસુ બનતા જાય, તેમનાં મીલ્કત અને મોજશોખ વધતાં જાય, અને તેઓ ઉદ્યોગનાં ક્ષેત્રથી દૂર રહે તે સ્થિતિ માણસોના લક્ષમાં આવ્યા વીના રહે નહિ.

મોજશોખ, છુટી અને આરામનાં ક્ષેત્રોમાંથી કામદારવર્ગને દૂર રાખનાર બંધ મજબુત થતો જોઇને તેઓને વર્ગભેદનો ખ્યાલ થયા વિના રહે નહિ. મૂડીવાદીઓને મંડળોમાં અને કામદારોને ટ્રેડયુનીયનોમાં એકઠા કરનાર હરિફાઇનાં બળો જોતાં તેમને વર્ગવિગ્રહનો, વર્ગભાવના મજબુત કરવાનો અને વર્ગવિગ્રહની દોરવણી માટે નવા સિધ્ધાંતો અને સમજુતીઓનો ખ્યાલ આવે છે. બીજા શબ્દોમાં કહીએ

તો મૂડીવાદી પ્રથાના વિકાસથી જ, છુટા પડેલાં અને નિષ્ક્રીય બળોનું એકીકરણ થયું અને સ્પષ્ટ તથા ચોક્કસ ધ્યેય માટે લડત ચલાવના મજબુત સંઘના રૂપમાં તેનું સંગઠન થયું છે. ટુંકમાં ઔદ્યોગિક વિકાસ માણસોને સમાજવાદી બનાવીને સમાજવાદી ચળવળને અસ્તિત્વમાં લાવે છે.

આવી રીતે વખતના વહેવા સાથે, મૂડીવાદના બદલાતા સ્વરૂપ સાથે વર્ગ-વિગ્રહ પણ જુદું જ સ્વરૂપ ધારણ કરે છે. મૂડીવાદી પ્રથાના આરંભ કાળમાં જ્યારે મૂડીવાદી વર્ગ બળવાખોર તરીકે બહાર પડ્યો, ત્યારે વધુ પ્રગતિ માટે તેઓએ વિજય મેળવવો જરૂરી હતો. તે જમાનાની પ્રત્યાઘાતિ પ્રથા તેઓએ ઉથલાવી પાડી અને નવી પધ્ધતિની સ્થાપના કરી ત્યારે તે નવી પ્રથા તેમજ તેની નીચે રહીને સત્તા ભોગવતા મૂડીવાદીઓ પણ પ્રત્યાઘાતિ બન્યા.

આ પ્રત્યાઘાતિપણું વધુ પ્રકાશમાં આવ્યું છે, અને મૂડીવાદી પ્રથા તેમજ મૂડીવાદી વર્ગ પ્રગતિમાં અંતરાયરૂપ અને સમાજને વધુ નુકશાનકર્તા બન્યા છે, તેથી વર્ગવિગ્રહે ક્રાન્તિકારી સ્વરૂપ ધારણ કર્યું છે. એ પ્રથા નીચે ઉત્પન્ન કરવામાં આવેલાં દ્રવ્યની માલીકી માટેની સખ્ત લડત ચાલી રહી છે તે સમયે વર્ગવિગ્રહે સમાજની મૂડીવાદી પ્રથા ઉથલાવી પાડવાની અને આર્થિક હિતોનું સમાનપણું જળવાય એવી નવી પ્રથાની સ્થાપના કરવાની ચળવળનું સ્વરૂપ લીધું છે.

સમાજમાં વર્ગવિગ્રહ ચાલી રહ્યો છે તેનો ખરો અર્થ આ પ્રમાણે છે. સામાજીક પ્રથાને એક બાજુથી સંરક્ષણ આપીને બીજી બાજુએથી તેનો નાશ કરવાની આ લડત છે.



ફીલ્મના પ્રેરક વિચારરૂપ મેક્સીકોના અસલ વતની મય લોકો અને અનન્ત સમય-દેવની મુખાકૃતિની એકતા દાખવતું દ્રશ્ય.

# :: મે ક્સિ કો ઝિ ન્દા બા દ ::

સીનેમાકલા તરફ સામાન્ય રીતે ઉદાસીનતા દાખવતાં ગુજરાતમાં પણ પ્રખ્યાત રશીઅન સીનેમા ડાયરેક્ટર સર્ગી' ઇઝેન્સ્ટાઇનનું નામ તો ઘણાએ સાંભળ્યું હશે જગતની સીનેમાકલાનો એ સામ્રાટ છે. જો કલાકાર ન હોય તો ભયંકર પાગલ જ લાગે એવો એ માણસ સર્વ કલાઓનો સમન્વય સાધતી સીનેમાની સૃષ્ટિને સર્વ બાજુથી સ્પર્શ કરીને દશ આંગળ ઉભો છે. એવો એનો મહિમા છે. આંખ અને બુદ્ધિને ચકિત કરી નાંખે એવી ફીલ્મો સર્જનાર વિખ્યાત અમેરિકન ડાયરેક્ટરોને જેને ચરણે બેસીને શીખવાનું મન થાય એવી પ્રજ્ઞાનો એ અવતાર છે સીનેમાકલાના વિકાસમાં અસામાન્ય પ્રતિભા સાધી શકે એટલા પુરતો જ

કરી બહાર પહેલા "મેક્સીકોનાં સૌંદર્યનો એ ઉત્કર્ષ" ચૌદ મહિનાં શેકાઇ ગયો. રશીઅન સરકાર સાથે અમુક વખતમાં અમુક ચિત્રપટો તૈયાર કરી આપવાના કરેલા કરારને એ વિસરી ગયો. ૭૫૦૦૦' ફીટ ફીલ્મ વાપરીને ચિત્ર પુરું કરી લેવાનો નિર્ધાર ૨૩૨૦૦૦ ફીટનાં શુટીંગમાં સરી ગયો. ઇઝેન્સ્ટાઇનની આંખ સમાન બની રહેલ જગતનો અજોડ ફોટોગ્રાફર ટીસે, પ્રખ્યાત રશીઅન ડાયરેક્ટર અલેક્ઝાન્ડ્રોવ, એટલો જ સુવિખ્યાત મેકસીકન ડાયરેક્ટર ઓગસ્ટીન એરેગોન લીવા અને સીનેમાકલાના અનેક ઉપાસકો અને અભ્યાસીઓના સાથમાં ચૌદ માસ સુધી અનેક સંકટો વેઠી એણે મેક્સીકોના એકેએક સૌન્દર્યભંડાર પર ધાડો પાડ્યા કર્યા; એના ભૂતકાળના થરો ઉખેડ્યા અને ભાવિના પડદા ખસેડ્યા પરિણામ? પરિણામ વિષે હું કંઈ કહું એના કરતા કર્ક ઓન્ડ જેવો અમેરિકાનો સુવિખ્યાત કલાવિવેચક બોલે એ જ વધારે ઠીક થઈ પડશે:

"ક્વે વિવા મેકસીકો"—મેક્સીકો ઝિન્દાબાદ—નું મૂળ નિર્માણ વિચારી જોતા મને એમ લાગે છે કે જેમ વોલ્સુંગ સાગા, ઇલિઅડ અને મહાભારત તે તે સંસ્કૃતિઓ અને સમાજવ્યવસ્થાઓનો સરવાળો માંડનાં મહાકાવ્યો છે તેમ સોવિએટ સંસ્કૃતિના મહાકવિએ ગાયેલ મેક્સીકન સંસ્કૃતિનું એ મહાકાવ્ય છે. અને એ દૃષ્ટિએ જે ભૂતપૂર્વ મહાન સંસ્કૃતિના દિવસો એ ગાય છે તેના વિનાશ પછી આટલાંટીક સમુદ્રની આ બાજુએ બનેલો એ મહાનમાં મહાન બનાવ છે."



પરંતુ આ અજોડ કલાકૃતિનાં દર્શન કરવાનો લાભ આપણને મળશે ખરો? જો મળે તેમ હોત તો આ લખવાની જરૂર ન રહેત. "મેમન આર્ટ"ના લેખક અપ્ટન સીંક્લેરનો આર્ટ–કલા–કરનાં મેમન–નાણાં–નો પ્રેમ વધુ બળવાન નિકળ્યો અને તેથી આલમની એ અજોડ કલાકૃતિનું ખૂન થયું અને તેનાં અવસાનમાંથી "થન્ડર ઓવર મેક્સીકો" નામનાં એક વર્ણસંકર ચિત્રપટનો અવતાર થયો આમ શા માટે બનવા પામ્યુ તેનો સવિસ્તર ઇતિહાસમાં ઉતરવાનું અહિં શક્ય નથી. ફક્ત આટલું જ બસ થશે કે ઇઝેન્સ્ટાઇનને એકદમ રશીઆ જવું પડ્યું અને જે માણસ ફીલ્મનાં–Mounting–તેને સંકલિત સ્વરૂપ આપવામાં–દુનીઆમાં અજોડ ગણાય છે તેને પોતાની વહાલામાં વહાલી અને તેના જીવનનાં સાર્થક્ય સમી ફીલ્મ તૈયાર કરવા માટે નેગેટીવ મોકલવાનો અપ્ટન સીંક્લેરનો જીવ ન ચાલ્યો. હોલીવુડના કેટલાક અણઘડોએ એ કાપીને તૈયાર કરી પરિણામે દૃષ્ટિને માટે સુશ્રાવ્ય સંગીત ઉભું થવાને બદલે કોઇ ઓકરું મોટા અવાજના પીઆનો પર આમતેમ હાથ પછાડીને મધુરો ઘોંઘાટ ઉભો કરે એવી ફીલ્મ ઉભી થઇ છે.

ઇઝેન્સ્ટાઇનની મૂળ કૃતિ જોવાનું સદ્ભાગ્ય ગુજરાતના કલાશોખીનોને પ્રાપ્ત થશે નહિ અને "ક્વે વિવા મેક્સીકો" માત્ર એક સીનેમા ફીલ્મની વાર્તા જ નથી પણ સમાજશાસ્ત્રનો એક મનનીય ગ્રંથ છે એમ હું માનું છું તેથી, ટાઇપથી છાપેલાં લગભગ એક હજાર પાનાં પર પથરાએલ એ સીનારીઓનો ટુંકો ખ્યાલ વાંચકોને આપવાનું ઉચિત ધારું છું. અમુક સંસ્કૃતિનું પ્રતિબિંબ કલાના

મેકસીકોના મય લોકોના મૃત્યુ સંસ્કારની ક્રીયાનું એક દૃશ્ય. ઇન્ઝેન્સ્ટાઇને એ આખીએ ક્રીયા યુકેટાના રણમાં ફરીથી કરાવી હતી. એ આખુંએ દૃશ્ય અપ્ટન સીંકલેરે તૈયાર કરાવેલ ચિત્રપટમાંથી કાઢી નાખવામાં આવ્યું છે.

હથેલી જેવડા આરસામાં કેવી રીતે આબાદ ઝડપી શકાય છે તેનો પણ વાંચકોને એનાથી ખ્યાલ આવી જશે.



"કુવે વિવા મેકસીકો"ના કુલ ૭ ભાગ છે: એક પૂર્વરંગ, ચાર નવલો અને ઉપસંહાર. એ ૭એ ભાગોના વિષય જૂદા જૂદા છે. તેમના પ્રદેશ પણ જૂદા છે. લોકો, રિવાજો, કુદરતી દૃશ્યો એ બધાં ભિન્નભિન્ન જ છે. તેમનાં તાલ અને સ્વરૂપ વિરોધાત્મક છે. છતાં તે બધાંને સંયોજીત કરતી ભાવનાની એકતાનતા અજબ છે અને તેથી જ તેમાંથી વૈવિધ્યભર્યું અને અનરંગી રીધમ-સંગીત ઉભું થાય છે.



પુર્વરંગના અંતમાં આ અર્થપૂર્ણ વાક્ય આવે છે. "આ રીતે પૂર્વરંગ પુરો થાય છે. જે સીનેમાસંગીત હવે શરૂ થાય છે તેનું એ સ્વરવિધાન છે અને તેનું ભાવગૌરવ બાકીના ભાગો અને ઉપસંહારમાં વ્યકત થશે." કઇ જાતનો



મેકસીકોના ધરાર ધણી થઈ પડેલા સ્પેનીશ લોકોની એક રાજરમણીનું શણગારેલું આ હાડપીંજર ઇઝેન્સ્ટાઇનની મુળ ફીલ્મ "કવે વિવા મેકસીકો" માં ફુવપદની સામગ્રીરૂપે તૈયાર થયું હતું. "થન્ડર ઓવર મેકસીકો"માંથી તે ઉડાવી દેવામાં આવ્યું છે.

છે એ પૂર્વરંગ ! એમાં ઇઝેન્સ્ટાઇને પ્રાચીન મેક્સીકોને પ્રતિકના રૂપમાં રજુ કરવાનો આશય રાખ્યો હતો. કોઇ ટેકરી પર ઉભા રહીને મનોહારી સૃષ્ટિસૌંદર્ય નિહાળતા હોઇએ એના જેવું એણે કરવા ધારેલું. પ્રાચીન મેક્સીકોની મય, એઝટેક અને ટોલ્ટેક સંસ્કૃતિઓનું પ્રતિક–Symbol–એમાં એણે રચ્યું હતું. એ સાધવા માટે યુકેટાના રણમાં મોટા પીરામીડની તળેટીમાં મય લોકો જે ભવ્ય મૃત્યુસંસ્કાર ઉજવતા તે આખીએ ક્રીયા તેનાં અસલ સ્વરૂપમાં તેણે રજુ કરી છે. આખાએ પૂર્વરંગની એ મધ્યસ્થ ઘટના છે. તેનું પુનઃસર્જન કરવામાં ટીસેએ કેમેરાની કલાનો જે ચમત્કાર બતાવ્યો છે તેણે હોલીવુડના અગ્રમન્ય કેમેરામેનોને મુગ્ધ બનાવી દીધા છે.

પરંતુ ઉત્તરક્રીયાના એ ભવ્ય પ્રસંગને શીંકલેર-લેસરની વર્ણસંકર ફીલમમાં–થન્ડર ઓવર મેક્સીકોમાં–જરાએ સ્થાન

નથી મળ્યું. બાકીના જે ભાગો હતા તેને કઇ રીતે જોડવા તે સીંકલેર નીમેલા બાહુતી એડીટરોને સૂઝ્યું નથી. એટલે રૂપાળા જણાતા ભાગોનો ખીચડો રજુ કરવામાં આવ્યો છે.



**એ** પૂર્વરંગ પાછી ઇઝેન્સ્ટાઇનની મૂળ યોજના પ્રમાણે પહેલું મુખ્ય નવલ શરૂ થાય છે. એ નવલનું નામ છે–તેહૉન્તેપેક–નન્દનવન. મેક્સીકોની આદી સામ્યવાદી–Primitive Communistic–સમાજવ્યવસ્થાનો એમાં એ પરિચય કરાવે છે. પરંતુ તેનું અર્થગૌરવ સમજાવવા માટે ઝુંપડાંઓની તડમાંથી લોકોનાં ખાનગી જીવન પર એ નજર નથી નાંખતો. એક લાક્ષણિક દૃશ્યચિત્ર –Landscape–માં તે એ પ્રદેશનાં લોકના આર્થિક વ્યવહાર અને સંસ્કૃતિનાં દર્શન કરાવી દે છે. પ્રભાતનાં આછાં અજવાળામાં પવનની આછી લહરીઓની આજ્ઞા પ્રમાણે લીલાશનાં સળ પાડતાં ખડનાં ખીડ, તેની વચ્ચે વચ્ચે ઘરમાંથી નાસી છુટેલી છોકરીઓનાં સમુહનૃત્યનો ખ્યાલ આપતાં વિવિધરંગી પુલોનાં જાળાં, તેમના ઉપર આંધણીની ચુંદડીનો ખ્યાલ આપતું પતંગીઆંઓનું વાદળ: એ બધાં પર સૌન્દર્યના ચોર ટીસેના કેમેરાની આંખ ફરતી ફરતી ફળોના ભારથી ભાંગી પડતાં ઝાડો પર ઘડીક ઠરે છે. અને સૌન્દર્યનો એ જામ હજુ તો તમે હોઠે માંડો ત્યાં બાળકોના કોલ્લોલ તમને સંભળાય અને તરતજ હાથમાં હાથ ભરાવી નાચતાં નાગાં નાનાં બાળકો અને ધાવણનાં ભરાવાથી જેનાં સ્તનો પર નસો ચડી આવી હોય એવી માતાઓ બાળકોને ઉત્તેજન આપવા તાલીઓ પાડતી તમને નજરે ચડે. એ દૃશ્યથી તમે ટેવાવ ત્યાં તો યુવતીઓના ખડખડાટ હસવાના અવાજો સંભળાય અને તમારા કાનને પગલેપગલે તમારી આંખ અનુસરે એટલે ઉંચા ઢોળાવ પરથી નદીનાં પ્રવાહ સાથે ધુનામાં ઢોળાઇ જતી જુવાન છોકરીઓ તમારી નજરે પડે.. આ બધાં એક પછી એક રજુ થયે જતાં દૃશ્યોનું સિંહાવલોકન કરી લેવાને પણ અહિં અવકાશ નથી. એટલું જ કહેવું બસ થશે કે સવાર અને સાંજને વખતે એક એક હજાર ફીટનો પ્રવાસ કરીને ઇઝેન્સ્ટાઇનનો કેમેરા આદી સામ્યવાદીકાળનાં એ મેક્સીકન નંદનવનનો તમને જાણે પરાપૂર્વનો પરિચય હોય એવું કરાવી દે છે.

રશીઅન કલાકારોનાં દ્રષ્ટિનાં ધ્વનિકાવ્ય–visual lyric–ના શોખનો આથી વધારે શો પુરાવો જોઇએ? વિવેચકો કહેતા આવ્યા છે કે ઇઝેન્સ્ટાઇન દૃષ્ટિસૌભાગ્યનો દરવેશ છે. 'કવે વિવા મેક્સીકો"નો એક જ ભાગ એ દાવ ને સદાનો માટે સાર્થક બનાવી દે છે.



**અ**ને જેમ એ પ્રથમ ભાગ શરૂ થત તેનું મથાળું–તેહૉન્તેપેક–આશોપાલવનાં પાન પર લખાએલું હોય છે તેવી રીતે તેના પછીનો ભાગ–બીજું નવલ–શરૂ થતાં તેનું મથાળું મેગ્વેઝાડનાં પાંદડાં પર લખાય છે. એ ભાગનું નામ જ મેગ્વે છે. અને તે અર્થસુચક છે. મેગ્વે એક એવું ઝાડ છે કે જેના ઉપરના ભાગમાં જ થોડી ડાળો અને આછાં પાંદડાં પુરે છે. એ ઝાડની યાદ લાવો એટલે તમને થડનો જ ખ્યાલ આવે. એ નવલનું પ્રથમ દૃશ્ય નાની નાની કુંડીઓ અને મોટા સાંઠાવાળા મોલનાં ઉજ્જડ જેવાં ખેતર પર ઉઘડે છે. એ આખાએ ભાગમાં

-રોતું' ને'ધત્વ સચવવી માટે 'ઇઝેન્સ્ટા-ઈ'ટીંગની સંજ્ઞાનો જ ઉપયોગ કર્યો છે. મગ્વેનાં થડ, ઠુંડાં વિનાના ઝાડા .સાંઠા, ઉજ્જડ ટેકરીઓ; ત્યાંના રહેવાસીઓએ ઓઢેલા ધાબળાઓ પરના સીધા પટ્ટાઓ બધું "નદાગીરી સૂચક, મર્દાનગીભર્યું", ઉધ્ધતાઇભર્યું" અને સખ્તાઈભર્યું" જ હોય છે." કુદરત કે માનવીની સામે બાથ'બાથાં કરીને જ પોષણ અને રક્ષણ મેળવવાનું હોય છે એવો ખ્યાલ માણસને એ જોતાં જ આવી જાય છે. એ આખીએ ઉપકથા—Episode—છેક જ નિરસ છે.પહેલા ભાગનું એ સીધું વિરોધી—Antithetical—દશ્ય છે. જમીનદારશાહિનો એ જમાનો છે સ્પેનીશ સાધુઓના સફેદ ઓળા પણ ઉતર્યા છે. દુર્ગમ્ય કીલ્લાઓ જેવાં એમનાં દેવળો માઇલો સુધી વિસ્તરતી કાંટાળા થેરોની વાડો વચ્ચે ઉભાં છે. મેકસીકનો મેગ્વેનો સફેદ રસ પીતાં શીખ્યા છે. ધર્મગુરૂઓએ તેમને શીખવ્યું છે કે દેવોની એ પ્રસાદી છે. "શોકને તાણી જાય, આવેગોને ધગાવે. અને મ્યાનમાંથી તલવારો ખેંચાવે" એવો એ રસ છે. અને એ ઉપકથાનું છેવટ જમીનદારો અને તેમના ગુલામ—Serfs—બનવાની ના પાડતા ખેડુતો વચ્ચે ઝઘડામાં અને લડાઇને અંતે સ્વતંત્ર ખેડૂતોની કતલમાં આવે છે. મેગ્વેના થડો પાસે ઉભા રાખી એ લોકોને વિંધી નાખવામાં આવે છે. મેગ્વે જેવાં નિષ્ઠુર ઝાડમાં આવિષ્કાર પામેલી કુદરત એ ઝાડના સફેદ રસ રૂપી આંસુ એ ભૂમિપુત્રોનાં શબો પર સારી રહે છે.



તે પછીનાં નવલનું નામ "ફીએસ્ટા"—ઉજાણી—છે. સ્પેનીશ લોકોએ મેક્સીકોમાં સત્તા જમાવી દીધી છે, એ નગરજનો' વેપારીઓના શોખ પર કટાક્ષ કરવા માટે સ્ત્રીઓને માતેલા સાંઢ સાથે એ વખતે કેવી રીતે લડાવવામાં આવતી તે બતાવવામાં આવ્યું છે. કાપી નાખે એવા કટાક્ષ કરવાની ઇઝેન્સ્ટાઇનની કલાનો એમાં પરિચય થાય છે. અને તે સાથે મેકસીકોના અસલી વતનીઓ "વર્જીન ઓફ ગ્વાડાલેપ"નો ઉત્સવ ઉજવે છે તેનાં દશ્યો આપ્યાં છે. ઇઝેન્સ્ટાઇન જ્યારે મેકસીકોમાં હતો ત્યારે એ પ્રસંગની બીજી શતાબ્દી ઉજવાતી હતી એટલે ટીસેના જાદુઇ કેમેરાએ એ અણઘડ વતનીઓનાં અપૂર્વ ઉત્સવનાં એ દશ્યો અનોખાં સૌન્દર્યથી મઢી લીધાં.



**સમાજના** આમ બે ચોકખા ભાગો બતાવી દીધા પછી કુદરતી રીતે જ ૧૯૧૦ ની ક્રાંતિ ઉપર એ આવી જાય છે. એ ભાગનું નામ છે "સોલ્ડેડેરા"—"સૈનિકની ધરવાળી ૧૯૧૦ ની સાલમાં મેકસીકોમા"વાલીસ્તા" અને "ગેયાતિસ્તા" નામની બે ક્રાંતિકારી ચળવળો ઉપડેલી. તે ચળવળો અને તેના વિજયને ઇઝેન્સ્ટાઇન એ ભાગમાં સજીવન કરે છે. ઉપકથાનાં મુખ્ય પાત્રો છે ક્રાન્તિકારી સૈનિકોની સ્ત્રીઓ અને માશુકો. એ સ્ત્રીઓ પોતાના મર્દોની સાથે રણમેદાનમાં જાય છે, તેમને પાનો ચડાવે છે અને જ્યારે તેઓ ઘાયલ થાય છે ત્યારે તેમની સારવાર કરે છે. જેમ "તેહોન્તેપેક"માં સ્ત્રી તત્વને મુખ્યત્વે દેખાડવામાં આવ્યું હતું તેમ આ ભાગમાં પણ રાખવામાં આવ્યું છે. પ્રસન્ન સ્ત્રી તત્વ સામાજીક વિકાસનું લાક્ષણિક ચિન્હ છે એમ ઇઝેન્સ્ટાઇન માનતો જણાય છે. અને આ ભાગનું મુખ્ય દશ્ય ઇઝેન્સ્ટાઇનની સંકેતો ઉભા કરવાની કલાનું

અનોખું ઉદાહરણ છે. સોલ્જરો જીવન મરણના ખેલ ખેલતા હોય ત્યારે તેમની સ્ત્રીઓની અંદર અંદરની વાતોમાં ઇઝેન્સ્ટાઇન આખું સમાજદર્શન કરાવી લે છે. પરંતુ સ્ત્રીઓની ભાવનાનો પ્રસંગ તો એથીયે અનેરો છે. એક તરફથી વિજયવંત બનેલા સૈનિકોને લઇને રેલ્વેગાડી થોરનાં રણોમાંથી પસાર થતી હોય છે. બીજી તરફ ખડનો ભાર ભરેલાં એક રગશીઆં ગાડામાં એક સોલ્જરની પત્ની બાળકને જન્મ આપે છે. દેવ અને દેવીઓના જુઠાણાભર્યા વહેમો ઉભા કર્યા વિના સૃષ્ટિનાં સ્ત્રૈણ તત્વનું જગદ્‌ંભત્વ ઇઝેન્સ્ટાઇન આ રીતે સ્થાપે છે. રશીઆના નાસ્તિકવાદ પર રાતાપીળા થઇ જતા ગુજરાતીઓ તેના કલાકારોની આ પ્રવૃતિની નોંધ લે.



**અને** તે પછી આવે છે ઉપસંહાર: ઇઝેન્સ્ટાઇનના ઉપસંહારને બે મુદ્દા સાધવાના હતા. (૧) મેક્સીકોના ઇતિહાસમાં જણાઈ આવતા સામુદાયિક પ્રવૃત્તિપ્રવાહોનું વિશેષાત્મક સ્વરૂપ બતાવી આપી તેની સીનેમાને અનુરૂપ સમવાયિતા સ્પષ્ટ કરવી અને (૨) આખાંએ ચિત્રપટની વ્યાપક–મધ્યસ્થ–ભાવનાને ફરી સંક્ષેપમાં રજુ કરવી. એ ભાવના એવી છે કે પુરૅટન જાતીઓથી માંડીને અત્યારના મેક્સીકન ઇન્ડીઅનો છે તે બધાએ ભૂમિપુત્રોની અનંત સનાતનના સિધ્ધ કરવી:–સૃષ્ટિક્રમે અર્પેલા એમના અવિનાશી હક્કોની સ્થિરતા સિધ્ધ કરનારાં બળોને બહાર લાવવાં. આ સાધવાને માટે હાલના મેક્સીકન લોકોનાં જીવનનાં એકાએક પ્રદેશનાં ઉત્થાનનાં–શાન્તિનાં–જે બળો દ્રષ્ટિગોચર થાય છે તેનું દિગ્દર્શન એણે કરાવ્યું છે.



**પૂર્ણ** આટલેથી જ બસ નથી સીનેમાની ફીલ્મને સંગીત સાથે સરખાવનાર એ કલાકારને ધ્રુવપદ વિના કેમ જ ચાલે? વાંચકો જોઈ શક્યા હશે તેમ મૂળ ફીલ્મના એ છએ ભાગો નિરનિરાળા છે. એ સુન્દર મોતીઓની માળા બનાવવા માટે કડીઓ પણ જોઇએને? એ કડીઓ માટે ઇઝેન્સ્ટાઇને એકઠી કરેલી સામગ્રીની જોડ સારાં જગતના કલાભંડારમાંથીએ મળવી કઠણ મુશ્કેલ છે. એ ધ્રુવપદની ભાવના એક જ હતી. પ્રાચીન કાળથી માંડીને છેક અર્વાચિન કાળ સુધીમાં મેક્સીકન લોકોના ઉત્ક્રાન્તિના ઇતિહાસનું દિગ્દર્શન કરાવવું. એને માટે ઇઝેન્સ્ટાઇને એકઠી કરેલ સામગ્રી ભાવનાની દ્રષ્ટિએ અપૂર્વ ધૃષ્ટતાભરેલી અને ચિત્રની દ્રષ્ટિએ આંજી નાખનારી હતી. ઇઝેન્સ્ટાઇન સિવાય કોઇની કલ્પનામાંયે એ ઉતરે તેવો સંભવ નથી. રૌદ્ર, ભયાનક, કમકમાં ઉપજાવે એવાં કુદરત અને કલ્પનાનાં સ્વરૂપોને કલાત્મક હાથે સ્પર્શ કરવાના ઇઝેન્સ્ટાઇનનાં શોખ અને શક્તિનો એ પુરાવારૂપ છે. અપાર્થિવ ભાવોને મૂર્તસ્વરૂપ આપવાનો શરૂઆતના સોવિએટ સીનેમાના શોખનો એ સુન્દર વારસો છે. એણે એ માટે પસંદ કરેલાં દૃશ્યોનાં વર્ણન અહિ સ્થળસંકોચને લીધે નહિ કરું પણ આટલાં સાહિત્યની શક્યતાનો વિચાર કરી લઇએ: ટેકરીઓની હારમાળા; ઉંચામાં ઉંચી ટેકરી પર ક્રોસની નિશાની: એ બધાંની પાછળ સફેદ વાદળીઓના ઓઘ ઉડયે જતા હોય: નીચે ટેકરીઓની કોરે આવેલી એક પગથાર પર કાગી ઝભ્ભાવાળા મેક્સીકન ધર્મગુરૂઓની પુતળાં જેવી હારની હારો ઉભી હોય. અને એ બધું તો કેમે·

રાની છેક દૂરની પશ્ચાદ્ભૂમિમાં. આગળના ભાગમાં માનવ ખોપરીઓના પીરામીડ; તેના પર મૃત્યુદેવનું અપૂર્વ દર્શન અને એ પીરામીડને ઘેરતો અકળાતો માનવ સમુદાય ઝાંખો અને ઉજળો થયા જ કરે. પડદાના બન્ને છેડાપર બે મોટાં કાળચક્રો—આખાં માનવખોપરીઓથી જ શણગારેલાં—ફર્યાં જ કરે. એક કેમેરા તરફ આવે, બીજું તેનાથી દૂર જતું જાય. એક બીજું દૃશ્ય: એક મેક્સીકન શહેર—કેમેરાની આંખ નીચે ચમકતું. એની લાંબી લાંબી ઉંઘતી શેરીઓ પર માઇલો લાંબી વાળાની જાળીઓ પથરાએલી: એ જાળીમાંથી ધર્મગુરૂઓ, લશ્કરી અમલદારો, વેશ્યાઓ, વારાંગનાઓ, દેવદાસીઓનાં તે તે જમાનાઓના સુંદરમાં સુંદર પોશાકમાં સજ્જ થએલાં આખાં હાડપીંજરો લટકતાં હોય; એ હાડપીંજરોનાં સરઘસની બંને બાજુએ પેલાં કાળચક્રો ફરતાં હોય અને પશ્ચાદ્ભૂમિમાં ખોપરીઓના મીનારા ઉભા હોય.

આથી વધારે વર્ણનને માટે અહિં અવકાશ ન હોઇ શકે.

પૂર્વરંગ અને દરેક નવલના અંત ભાગમાં આ ધ્રુવપદની સામગ્રીમાંથી અમુક દૃશ્યો ગોઠવવાનો ઇઝેન્સ્ટાઇનનો આશય હતો. જેમનામાં કલ્પના હશે તેઓ તો આ બધા સંભારમાંથી કેવી કલાકૃતિ ઉભી થઇ શકે તેની કલ્પના કરી લેશે.

ઇઝેન્સ્ટાઇને આ પ્રકારે પોતાનાં જીવનની અજોડ કલાકૃતિ સરજી લીધી. કલાપ્રવિણો કહે છે કે માત્ર ઇઝેન્સ્ટાઇનની નહિ પણ જગતનીયે એ એક અપૂર્વ કલાકૃતિ છે.

૮

વિશ્વની એ અજોડ કલાકૃતિનું સીંક્લેર-લેસરની ટોળકીએ કેવી રીતે ખૂન કર્યું છે તે બતાવીને આ લેખ લાંબો નહિ કરૂં. પરંતુ "મેઝને," "ફીએસ્ટા" અને સેન્ડુડેરા એ ત્રણેય ભાગોને ઉંધાચત્તા કરી નાખી તેમાંથી એક રમતીઆળ ચિત્ર તેઓએ ઉભું કર્યું છે. અને ઉપસંહારમાં બતાવેલાં ક્રાન્તિનાં ફીણાતાં બળોનું તો તેઓએ નામ કે નિશાન પણ રહેવા દીધું નથી. પરિણામ શું આવ્યું છે? ફરીને એક વિખ્યાત અમેરિકન કલાવિવેચકનો અભિપ્રાય જ રજુ કરૂં. અપ્ટન સીંક્લેર પર એક કાગળ લખતાં આર્નેસ્ટ જી. ગ્રેવરમેન કહે છે

"ક્વે વિવા મેક્સીકો પર તમે કરેલો બળાત્કાર"......તમારી બેભાન કલાઘાતકતા......એક સુકુમાર શીલ્પ ભાવનાને અનાડી હાથે રંજાડી નાખવાનો તમારો અક્ષમ્ય અપરાધ...ભવિષ્યના સીનેમા કલાના ઇતિહાસમાં, "ક્વે વિવા મેક્સીકો"ને ભ્રષ્ટ કરવાનાં આ તમારાં કૃત્યને અજોડ અપરાધ તરીકે ઓળખાવશે એમ કહેવામાં અતિશયોક્તિ થવાનો જરાએ સંભવ નથી."

આ વાક્યો રોષપૂર્ણ છે, પણ એ રોષ સકારણ છે. આ ચિત્રપટ તૈયાર કરવા પાછળ સીંક્લેરને પચાસ હજાર ડોલરનું ખર્ચ થયું. પોતાના અદ્વિતીય કલાકારની એ મહામુલી કૃતિ જાળવી રાખવાની ખાતર ઇઝેન્સ્ટાઇને "શુટ" કરેલી બધીએ નેગેટીવ પાછી સોંપવામાં આવે તો સાઠ હજાર ડોલર રોકડા આપી દેવાની તત્પરતા સોવિએટ સરકારે દાખવી. ઉપરાંત એ ચિત્રપટ માટે જરૂરી સંગીત પ્રખ્યાત રશીઅન

સંગીતકાર શોસ્ટાકોવિશ કરી આપશે અને ચિત્ર દેખાડવામાંથી જે કમાણી થશે તેના અમુક ટકા પણ સીંકલેરને આપવામાં આવશે એમ કહેવામાં આવ્યું. પણ સીંકલેર ન જ પીગળ્યો. તેને તો રોકડા એક લાખ ડોલર જોઇતા હતા એટલે એ વાટાઘાટો તુટી પડી અને સીંકલેર અને હોલીવુડના એક ધનકુબેર સોલ લેસરે સાથે મળીને "થંડર ઓવર મેક્સીકો" નામની વર્ણસંકર ફીલ્મ તૈયાર કરી બહાર પાડી દીધી છે.

છતાં ઇઝેન્સ્ટાઇનની મૂળ નેગેટીવ તેને મળવી જ જોઇએ એવો આગ્રહ જગતના સીનેમાકલાના શોખીનો ધરાવે છે. એ સબંધી પ્રચારકાર્ય કરવા અને ઘટતાં પગલાં લેવા "ઇન્ટરનેશનલ કમીટી ફોર ઇઝેન્સ્ટાઇન્સ મેક્સીકન ફીલ્મ" નામની એક આંતરરાષ્ટ્રીય સમિતિ ન્યુયોર્કમાં સ્થપાઇ છે. એ કમીટીએ એક એવી વિજ્ઞપ્તિ બહાર પાડી છે કે દુનીઆભરમાં જે જે કલારસિકોને એમ લાગતું હોય કે ઉપર જણાવવામાં આવી છે તેવી મહત્તાવાળી ઇઝેન્સ્ટાઇનની એ મૂળ કલાકૃતિ નાશ ન પામવી જોઇએ તેમણે વધુ કંઇ નહિ તો અપ્ટન સીંકલેર પર એ મતલબનો એક પત્ર તો લખી જ નાખવો અને તેની એક નકલ એ કમીટી પર બીડવી. આ માગણી અનુસાર આજ સુધીમાં લાખો પત્રો અપ્ટન સીંકલેર પર લખાઇ ચૂક્યા છે."

---

# કાયરતા છાંડો

(પીકચર પેજનું ચાલુ)

અને આજે એમના હાથ હેઠા પડ્યા છે ત્યારે પણ મહાસભા સમાજવાદી જુવાનો પ્રત્યેનો તેમનો અણગમો ક્યાં છુપો છે? આજે પણ તેમને પાંખમાં લઇને દેશમાં નવજીવનની ઉષ્મા ફરી ફેલાવવાનું તેમને ક્યાં સુઝે છે?

આ સ્થિતિમાં કેટલાક અદમ્ય યુવાનો અવ્યવહારૂ આદર્શઘેલા બની જીવન વેડફી નાખે એમાં નવાઇ છે? અને એટલી કાવર જીવનશક્તિ ન ધરાવના બાકીના દબાઇ જાય, વિફરે, રૂંસણું લે કે બેદરકાર બની જાય તો દોષ કોનો?...

છતાં પ્રગતિની કૂચ કદિ અટકી સાંભળી છે? માર્ગમાં પડેલો ખડક ઓળંગવા જેટલો નીચો નહિ હોય તો ફાડી ન શકાય તેટલો અભેદ્ય તો નહિ જ હોય એમ ઇતિહાસ સાક્ષી પુરે છે.

યુવાનોના માર્ગમાં ખાડા, ટેકરા અને ગહનોનો સુમાર નથી. પણ આદર્શના ધ્રુવતારા પર તેમની નજર હશે તો તેઓ માર્ગ ભૂલવાના નથી.

એકલા દોડવાના શોખીન વડીલો આજે હાર્યા છે–થાક્યા છે; તેની પરવા નથી. પરંતુ એ થાકમાંથી ઉપજતી કાયરતા આજે ઉપદ્રવની માફક ફેલાઇ રહી છે. જો તરૂણ પેઢીને એનો ચેપ લાગશે તો તે મહાભયંકર નિવડશે. એટલા માટે જ આદર્શઘેલા યુવાનો પ્રવૃત્તિની ગરમી જાળવી રાખે અને મરવું અથવા અજાણ્યાં ભાવિ તરફ આગળ વધવું એ બે વિકલ્પો પર તોળાઇ રહેલી જનતાને હાકલ કરે–કાયરતા છાંડો, ઉઠો અને લક્ષ્યસિદ્ધિ ન થાય ત્યાં સુધી અટકો નહિ!

# ક લા ની વે દી પ ર.....................



: લેખક :

**શ્રી. સીતારામ જે. શર્મા**

કપીલ કુડકો જાગ્યો ત્યારે નાટકશાળાની આસપાસ મૃત્યુ સમી શાંતિનું સામ્રાજ્ય વ્યાપી ગયું હતું. માત્ર પવનના સુસવાટા બારીઓના કાચ સાથે પોતાનો નિરાકાર દેહ પટકીને એ શાંતિનો ભંગ કરી રહ્યા હતા.

કપીલ અઠ્ઠાવન વર્ષનો, જુવાનીમાં તે બહુ મજબૂત હશે એવો ખ્યાલ આપતા બાંધાવાળો, રંગભૂમિ પર કુશળ વિદુષક તરીકેની ખ્યાતિ પામેલો એક્ટર હતો.

આંખો ચોળતો તે જાગ્યો અને મુંઝવી નાખનારા આશ્ચર્યથી તે એ ખંડમાં પહેલ વહેલો આવ્યો હોય, તેમ ધારી ધારીને આસપાસ જોવા લાગ્યો.

તેની સામેના ટેબલ પર પાઉડર અને બીજા રંગોના છાંટાઓથી ઢંકાયલો મોટો અરીસો પડયો હતો. તેની સામે મોંઢાપર ચોપડવાના રંગો અને જુદી જુદી જાતની બે ત્રણ નકલી મૂછો પડી હતી. બાજુમાં અર્ધી સળગી ગએલી, કો તપસ્વી સમી દેહ ગાળતી, નાનકડી, ડ્રેસીંગરૂમને પોતાના ઝાંખા તેજથી અજવાળતી મીણબતી ખડી હતી.

આખા ખંડમાં તંબાકુના ધુમાડાની અને બે ત્રણ જાતના દારૂની ગુંગળાવી નાખે તેવી બદબો ઉભરાતી હતી.

જમીન પર સળગેલી બીડીઓનાં અને સીગરેટોનાં ઠુંઠાં જ્યાં ત્યાં પડયાં હતાં. બે ત્રણ ખુરશીઓ પર જુદી જુદી જાતના પોષાકો વેરવીખેર પડયા હતા સામી દીવાલ પર તલવારો, પદા, ઝભ્ભા, વગેરે નાટકી પોષાકો લટકી રહ્યા હતા.

કપીલ જે ખુરશીમાં ઉંઘી ગયો હતો તેની બાજુમાં તાજાં પુષ્પના બે ત્રણ હાર અને કલગીનો ઢગલો જણાતો હતો,, તેણે છેલ્લા પ્રવેશમાં જે પોષાક સજ્યો હતો, તે પણ હજુ ઉતાર્યો નહોતો. તેના મોંઢાપરનાં રંગ અને પાઉડર પણ હજી કાયમ હતાં

આથી ડ્રેસીંગ રૂમે બીષણ રૂપ ધારણ કર્યું હતું, તેમાં મીણબતીના ઝાંખા પ્રકાશમાં દૂર સુધી લંબાતો કપીલનો પડછાયો, ભૂતાવળનો ખ્યાલ ખડો કરતો હતો.

'ઓહો, હજી હું અહિં જ છું!' ખુરશીમાં બેઠે બેઠે આળસ ખાતાં તે બોલ્યો. 'આજે બહુ પીવાયો...'

તેણે આમતેમ દ્રષ્ટિ નાખી. ચારે તરફ સ્મશાન શી ગંભીર અને બિહામણી શાંતિ હતી.

તેની દૃષ્ટિ બાજુમાં પડેલા પુષ્પહારો તરફ પડી. તેથી તેને સ્મરણ થયું કે આજે તેની બેનીફીટ નાઇટ હતી. તેમાં પ્રેક્ષકોએ તેને ખૂબ માન આપ્યું હતુ. એ ખેલમાંથી તેને ઠીક ઠીક રકમ પણ મળવાની હતી. એ બધા આનંદમાં તેણે પોતાના મિત્રો સાથે વધારે પડતો દારૂ પીધો હતો.

'ઓ બુઢ્ઢા બેવકૂફ! આટલું યે ભાન ન રહ્યું? તું તો ગધેડો છે ગધેડો! સાનભાન ભૂલીને દારૂના ઘેનમાં અહિં જ ગબડી ગયો, જગ તો સુધર.'

પોતાને ઠપકો આપતાં આપતાં તે ખડખડાટ હસી પડયો. રાત્રિની એકાંતમાં એ હાસ્યે ભયંકર પ્રતિધ્વનિ પાડયો; એ પ્રતિધ્વનિની કર્કશ ભીષણતાથી કપીલ કંપી ઉઠયો.

તેણે સળગતી મીણબત્તીને હાથમાં લીધી, અને ડ્રેસીંગરૂમ તેને ડરાવતી હોય તેમ ત્યાંથી તે બહાર નીકળ્યો.

એ ખંડનું બારણું લાંબી ગલીમાં પડતું હતું. તેની લગોલગ બીજી ડ્રેસીંગરૂમોનાં બારણાં પડતાં હતાં. મીણબત્તીના પ્રકાશમાં એ ગલીમાં કપીલનો અતિ લાંબો થતો પડછાયો પથરાયો હતો. તે જોઇને તે વધુ ગભરાયો. અને ઝડપથી નાનકડો દાદર ચડી તે રંગભૂમિ પર ગયો.

નિર્જન રંગભૂમિની ભીષણતા તેથી યે વધુ હતી. હવામાં લટકતા પડદાઓ, વીંગો, એક બાજુ પડેલો સીન સીનરીના સામાનનો ઢગલો. રંગભૂમિની એ ભીષણ એકાંતમાં બહાર સુસવતા પવનના સુસવાટા વધુ ભયાનક લાગતા હતા. જાણે ભૂતાવળોનું તાંડવનૃત્ય થતું હોય તેમ પવનનો અવાજ સ્વચ્છંદે ગર્જતો, પવનના જોરે કેટલાક પર્દા અને ઝાલરો ધ્રુજતાં પરસ્પર અથડાતાં, મીણબત્તીની જ્યોત પણ તેના તાલ ઝીલતી હોય તેમ કંપતી હતી. એ કંપમાં વિવિધ વસ્તુઓના પડછાયાનાં લાંબાં ટૂંકાં શ્યામ ચિત્રો ઉગતાં હતાં.

કપીલ ત્યાંથી યે ભય પામતો આગળ આવ્યો. એ સ્થાનનો તેને લાંબા સમયનો પરિચય હતો. ત્યાં ઉભા રહીને તેણે લાખ્ખો પ્રેક્ષકોને અત્યાર સુધીમાં હસાવ્યા હતા, અને બદલામાં તાળીઓના ગડગડાટો, પ્રશંસાના શબ્દો તેમજ પુષ્પમાળાઓ મેળવ્યા હતાં, છતાં અત્યારે માનવવિહોણી એ રંગભૂમિ તેને ખાવા ધાતી હતી.

તેણે ત્યાંથી જણાતા પ્રેક્ષકગૃહ તરફ જોયું. સેંકડો ખાલી ખુરશીઓથી ભરેલું, આકાશના ઉંડાણ સમું એ માનવવિહોણું સ્થાન વિશેષ ભયંકર દેખાતું હતું.

કપીલે ભયથી તે તરફથી દૃષ્ટિ ફેરવી લીધી. સામેની દિવાલ પર 'આગ'ના મોટા સફેદ અક્ષરોવાળી રક્તરંગી બકેરો ત્યાં લટકી રહી હતી કે ભયાનક રાક્ષસ ડોળા કકડાવી રહ્યો હોય તેમ કપીલને લાગ્યું અને ગભરાટથી તેણે એક બે એક્ટરોના નામનો પોકાર કર્યો.

જવાબમાં માત્ર 'આ—આ—આ—'નો ભીષણ પ્રતિધ્વનિ ગર્જ્યો. બાજુમાં પડેલી એક ત્રિપાઇ પર કપીલે મીણબત્તી ગોઠવી. દારૂના ઘેનથી હજી તેનું માથું ફરતું હતું. તેના શ્વાસમાંથી હજી કડક દુર્ગંધ નીકળી રહી હતી. ખુરશીની અંદર બેસી રહેવાથી તેના વૃદ્ધ શરીરનાં જીર્ણ અંગો કળતાં હતાં.

'કેટલી દુર્ગંધ?' પોતાના શ્વાસથી તે મુંગળાતો બોલ્યો. અને બાજુમાં જ તે થુંક્યો.

'ઓ ઘરડા, ગધેડા, તારે દારૂ પીવો નહોતો. કેટલી ખરાબ અને નુકસાનકારક એ ચીજ છે?...આખો વાંસો ચિરાઇ જાય છે, પગ તૂટે છે, શરીરમાં તાવ ભરાયો લાગે છે...આ બધાં વૃદ્ધાવસ્થાનાં ચિહ્ન છે.'

તેણે ફરીથી સામે દૃષ્ટિ નાખી. ફલેશ લાઇટનાં મોટાં પાંજરાં, તેની પાછળ હાર્મોનીયમ અને તબલાં, બન્ને બાજુએ બોક્ષ-સની હારો, અને તે પછી બીહામણું અંધકાર. મૃત્યુ સમું વાતાવરણ, હિંસક પ્રાણીઓના કારમી ચીચીયારીઓ સમી ગુસમતા વાય-રાની ચીસો, કેવું કરુણ કઠોર, બીહામણું, કારમું દૃશ્ય!

એ દુર્ભેદ્ય અંધકારની પેલે પાર જોવા મથતો હોય તેમ એ વિદુષકે સામે જોયું, પછી ધીમે ધીમે સળગતી-ઓગળતી જતી મીણબત્તી તરફ દૃષ્ટિ નાખી. 'અંધકાર અને પ્રકાશ' તે બડબડવા લાગ્યો.

'જીવનમાંયે પ્રકાશ અને અંધકાર છે. તેજ અને છાયા છે. વૃદ્ધાવસ્થા, યૌવન ગઇ કાલની સ્થિતિ બની ગયું. શરીર આજે આ સળગી રહેલી મીણબત્તીની માફક ઓગળી રહ્યું છે, જીવનદીપ ઝાંખો પડતો જાય છે, શરીરમાંથી ચેતન અને શક્તિ ઓસરતાં જાય છે, છતાં!...છતાં ફરીથી તે શું કયો અને બોલવા લાગ્યો: 'છતાં રંગ-ભૂમિ પર હું પડદાના જેવો જણાવા માગું છું. એટલી જ હિંમત અને નિશ્ચયથી હું પ્રેક્ષકો સામે રજુ થાઉં છું. મારો વિદૂ-ષકવેડાથી પ્રેક્ષકોને હું પેટ પકડીને હસાવું છું. અને જીવનને આરે ઉભો રહીને ભૂતકાળ તરફ જરા મીટ માંડું છું ત્યારે તો અઠ્ઠાવન વર્ષો પાણીના રેલાની માફક વહી ગયેલાં લાગે છે! હા, હા! ઓ કપીલ કડકા! આ જ રંગભૂમિ પર તેં કેટલાં બધાં વર્ષ કામ કર્યું? જીવ-નનાં પાંત્રીસ વર્ષ તેં આ ધંધાને, આ કલાને આપ્યાં...છતાં એકાંત રાત્રિએ નિર્જન રંગભૂમિનાં દર્શન તો તેં જીવ-નમાં આજે પહેલી જ વેળાએ કર્યાં. શું એ વિચિત્ર નથી? માનવી જે સ્થાનમાં રહે છે તેને ય બરાબર ઓળખવાનો તે પ્રયાસ કરતો નથી. જીવન પણ આવું જ છે. આ નિર્જન, ભયંકર, પોલી નાટક-શાળા સમું તે છે. એની આસપાસ પણ કર્કશ ગર્જના કરતા પવનની માફક અનેક આફતો ઘુમતી રહી હોય છે, પણ માનવી આશાનો સુંદરતમનો શોખીન છે, તેને ભયંકર કર્કશ એવું કશું ગમતું નથી. છતા તેથી તે ઓછું તેને છોડે છે? આવી બીહામણું, નિર્જન, એકાંત?......તે કંપી ઉઠયો.

એ ભયને દૂર કરવા તેણે પોતાના એકાદ સાથીના નામનો પોકાર કર્યો. એ સાથી તે રાત્રે એના સાથે મિજબાની ઉડાવતો હતો. પણ અત્યારે તે પણ નહોતો.

પ્રેક્ષકગૃહના પોલાણમાંથી માત્ર પ્રતિ-ધ્વનિ સંભળાયો. 'આ...આ...આ!...'

તે વખતે દૂર દૂરના ઉંડાણમાંથી ક્યાંક શરાબખાનામાંથી નીકળતા પ્રવાસીઓનાં તૂટક શબ્દો તેના કાને પડયા.

'બધા દૂષ્ટો મારો ત્યાગ કરી ગયા! એ તો મોજમજાહના જ શોખીન! બદ-માસ! સ્વાર્થી!...અરે. પણ મારે તેમને આવાં સંબોધન શા માટે આપવાં? એમ કરીને મારે મારી જાતને હલકી શા માટે પાડવી?...ઓ ઘરડા ગધેડા! હવે તો સમજ; હવે તો તું થોડા દિવસનો મહે-માન છે, જીવનના છેક છેલ્લે આરે પહોંચ્યો છે,-દારૂ છોડીદે-ભલો થા, ભગવદ્

ભજન કર, અઠ્ઠાવન વર્ષની વયે તો માણસને સાધુ બનવાનું હોય, તેને મૃત્યુ માટે તૈયારી કરવાની હોય, ત્યારે તો તું ?... ઓ ભગવાન! પ્રભો, પ્રભો! મને ક્ષમા કર!' તેને લેંથડીઉં આવી ગયું, તેનો બડબડાટ તો ચાલુ જ હતોઃ 'આમ આવા સ્થાનમાં મોડી રાત સુધી બેસીને જે મરવાનો છે તે બીજા કશાથી શા માટે ભય પામે? આ નિર્જન એકાંત અને અંધકાર ભૂતાવળને યથેચ્છ વિહરવાને યોગ્ય છે, પણ ભલેને..."

છતાં ભૂતના નામના સ્મરણથી જ તેના દિલમાં ગભરાટ પેસી ગયો. અનંત સમા લાગતા અંધકારમાં ઝાંખો પ્રકાશ એ ભયને વધારી રહ્યો હતો. કપીલે તે ભયમાંથી છૂટવા બાજુ પર મૂકેલી મીણબત્તી લઇને ત્યાંથી ખસવાનો વિચાર કર્યો. એટલામાં તેની નજર સામે કોઇક આકાર દેખાયો. એથી તે ધ્રુજી ગયો હતો ત્યાંથી છલાંગ મારીને કુદયો. અને ફરીથી સામેના અનંત અંધકાર તરફ તે ધારીધારીને જોવા લાગ્યો.

* * *

એનું અંગ ભયથી કંપી રહ્યું હતું. માથું ફરતું હતું. પગ ધ્રૂજતા હતા. એ દશામાં તેણે ફાટી ગયેલા સાદે ત્રાડ પાડીઃ 'કોણ છે તું?'

સામેના ખોક્ષમાં તે વખતે એક માનવ આકાર ઉભેલો જણાતો હતો. મણબત્તીના ઝાંખા પ્રકાશમાં તે માનવીનું માથું અને હાથ જણાતા હતા.

'અરે, કોણ છે?' કપીલ એવે સાદે બોલતો હતો કે જે સાદ તેનો હોય તેમ લાગતું નહોતું.

તે વખતે પેલો માનવીનો આકાર કુદ્યો ખોક્ષની કિનાર પર તે ઉભો રહ્યો. ત્યાંથી વાજીંત્રોના ખાના તરફ તે આવ્યો અને ત્યાંથી તે ફુટલાઇટ તરફ આવતો દેખાયો.

જરાયે અવાજ ન થાય તેમ, માનવીનો પડછાયો ચાલતો હોય તે રીતે તે આગળ આવ્યો. અને સ્ટેજ પર પગ મુકતાં જ તે બોલ્યોઃ 'એ તો હું,'

'હું કોણ?' ભયથી કેટલાંક ડગલાં પાછાં હઠતો કપીલ રાડ પાડી ઉઠયો.

'એ તો હું...હું,-રામજી...પ્રોમ્પ્ટર... કપીલભાઇ ગભરાશો નહિં.'

છતાં કપીલના ભય અને ગભરાટની સીમા નહોતી. તે કેટલાંક વધુ ડગલાં પાછળ હઠી ગયો. અને બાજુમાં પડેલી એક ખુરશીમાં પડી ગયો.

અરે કપીલભાઈ એ તો હું છું.' રામજી કપીલની વધુ નજીક જતાં જતાં બોલ્યો. ઉઘાડું માથું, એક સફેદ પહેરણ અને પંચીઉં પહેરેલો ટાલીઆં માથાવાળો રામજી, કપીલને હજુ ભૂત જેવો જ લાગતો હતો.

'એ તો હું, રામજી પ્રોમ્પ્ટર છું,-જુઓ છો?

'ઓહ! ભલા ભગવાન!' ધ્રૂજતા કપીલે છેવટે બોલવાની હિંમત કરી. 'રામજી?'

કપીલ જેમ તેમ કરતો ઉભો થયો. તેણે કપાળે વળેલા પરસેવાને લૂછવા માંડયો. હજી એની છાતી ધમણની માફક ઉછળી રહી હતી. 'રામજી,-પ્રોમ્પ્ટર! કેમ અરે ભાઇ તું અત્યારે અહિં!'

'કપીલભાઇ, ટુંકા પગારમાં ઓરડી શી રીતે રાખી શકાય? એટલે હું અહિંજ સુઇ જાઉં છું. ભઇસાબ શેઠને કહેતા બહેતા નહિં.

'એમ કે,–ત્યારે તો તું રામજી જ કે ?' કપીલ હોઠમાંથી બડબડતો હતો.

'ભલા ભગવાન ..આજે મોળ વખત હું આ રંગભૂમિ પર મારો પાર્ટ ભજવી ગયો. અહિં જ મારી ઉપર પ્રેક્ષકોમાંથી ત્રણ પુષ્પહારો ફેંકવામાં આવ્યા હતા. કેટલાકોએ મને તાળીઓથી વધાવ્યો હતો. પણ મારા જેવા ઘરડા માણસને ઉંઘમાંથી ઉઠાડી ઘેર લઇ જવા માટે એ બધાઓમાંથી કોઇને પણ દરકાર નહોતી. રામજી! હું તો બુઢ્ઢો થયો છું. અઠ્ઠાવન વર્ષ મને થયાં શરીર પણ ચાલતું નથી. તબિયત ઠીક નથી. અને હવે તો થાક પણ એવો લાગે છે......'

ધ્રૂજતા કપીલે રામજીનો હાથ પકડયો. અને અર્ધ દિવાનાની માફક તે બડબડવા લાગ્યો: 'જઇશ નહિ, રામજી મને મૂકીને જઇશ નહિં. હું બુઢ્ઢો થઇ ગયો છું–મારી શકિત ચાલી ગઇ છે... હવે તો મોતનાં પગલાં સાંભળી રહ્યો છું–ભાઇ, કેવો વખત !'

'કપીલભાઇ!' રામજીએ મૃદુ હૃદયથી માતા જેવી મિઠાશથી કહ્યું: 'હજી સુધી તમે ઘેર ગયા નથી ?'

'હું નથી જવાનો! મારે ઘર જ નથી...મારે ઘર નથી! હા, હા, મારે ઘર નથી જ!'

'કપીલભાઇ! આમ શું કરો છો? તમારે ઘર છે, શું એ વાત પણ ભૂલી ગયા ?'

'મારે ત્યાં નથી જવું–ના, ના, હું હવે ત્યાં જવા માગતો નથી!' વરસો સુધી દુનિયાને પેટ પકડીને હસાવનાર વિદુષક અતિ કરૂણ સ્વરે બોલતો હતો. 'બાપુ! ઘેર પણ હું એકલો જ છું...મારૂં ત્યાં પણ કોણ છે? રામજી, નથી સગું કે વહાલું, નથી બાયડી કે છોકરાં...આવડા વિશાળ વિશ્વમાં, કરોડો માનવીઓથી ઉભરાતી દુનિયામાં મારૂં કોઇ નથી, હું એકલો છું...મને મારો કહીને ચાંગળું પાણી પાય તેવું યે કોઇ નથી...ખેતરોમાં સુસવતા વાયરા સમો એકાકી, એકલવાયો હું છું...હું મરીશ ત્યારે મને યાદ કરનાર પણ કોઇ નહિં હોય.'

કપીલ રડતો હતો. એના રંગ અને પાઉડરવાળા ચહેરામાં એ આંસુ ચીતરામણ દોરી તેને વધુ કરૂણ, વિકાળ બનાવતાં હતાં. હજુ ને રામજીનો હાથ પકડી રહ્યો હતો.

એ દૃશ્યથી રામજી પણ પીગળી ગયો. ઉઘાડા શરીરે તે બિચારો ઠંડીથી ધ્રુજતો હતો તેના શરીરમાં વેદના થતી હતી. તે પણ જીવનનું મધ્યાન્હ ક્યારનો યે વટાવી ચૂકયો હતો. છતાં એને કપીલની આ દશા જોઇને ઘણું લાગી આવતું હતું.

'જ્યારે હું એકલો પડું છું ત્યારે હું ભયભીત બની જાઉં છું.' કપીલ ભયથી કંપતો ધીમે સાદે તૂટક તૂટક શબ્દો બડબડતો હતો. 'આ દુનિયામાં મમતાભર્યો એક મીઠો શબ્દ પણ કહેનાર મારે માટે કોઇ નથી. તો પછી અત્યારની અવસ્થાએ મારી સગવડ કોણ સાચવે?–બાપુ, આ સ્થિતિને લીધે જ મને દારૂની લત લાગી છે. એ લતને દોષ દેનારાઓ મારી એકાકી હાલતનો વિચાર કરે. પણ બાપુ! મારૂં તો કોઇ નથી. કોને મારી પડી છે? મને કોણ ચહાય છે?'

'કપીલભાઇ એમ કેમ કહો છો? જનતા તમને ચાહે છે, પ્રેક્ષકો તમારા પર ફીદા છે!'

'એ પ્રેક્ષકો તો પોતપોતાને ઘેર જઇને ક્યારના યે ઉંઘી ગયાં...તેઓ મારી કલાને ચાહે છે, મને નહિં. મારું તો આ દુનિયામાં કોઇ જ નથી. ન મળે બૈરી, ન મળે છોકરાં!—લોકો કલાની વાતો કરે છે, કલાને કલાની ખાતર ચાહે છે, પણ કલાકારોનું શું?—અરે, ભાઇ! મેં ય દુનિયા જોઇ છે. મને અઠ્ઠાવન વર્ષ થયાં. પાંત્રીસ વર્ષથી હું અભિનય કલા બતાવી રહ્યો છું. પણ કલાની વાતો તો ઠીક જ છે—આ નાટક કંપનીનો માલિક શું કલાનો પૂજક છે? શું તે કલાને ચાહે છે?—ના, ના, બાપુ! એવી ભૂલ રખે કરતા! એ તો ચાહે છે પૈસાને. પૈસાની ખાતર તે નાટક કંપની ચલાવે છે. એને તે કલાને શું છે? બહુબહુ તો એ કલાને નામે વ્યાપાર કરે છે. કલાને તે જનતા પાસેથી પૈસા મેળવવાનું સાધન, રમકડું, દાસી ગણે છે!—તે મને કલાકાર તરીકે ગણીને પગાર નથી આપતો, પણ એની કમાણીના એક સગવડભર્યા સાધન તરીકે તે મારા કામમાંથી નફો મેળવવા માટે મને પગાર આપે છે.—જો એમ ન ન હોત તો મારા જેવો કલાકાર આટલો ઘરડો થયો, તેની પાંત્રીસ વર્ષ સુધી સેવા કરી, તેની એ દરકાર શું કામ ન કરે? કલાની ખાતર કળા એ બધા ઢોંગ છે, ઢોંગ!...'

'કપીલભાઇ, તમે હવે શાંત થાઓ. જુઓ, તમારું શરીર કેટલું ધ્રૂજે છે?—તમને આ બધી હૃદયવેદના આજે ક્યાંથી ઉપડી?'

'હૃદયવેદના કેમ ન થાય?—એ તો કાંટાની માફક મારા હૈયાને ગ્રારે છે... બાપુ! હું ય માણસ તો છું ને?—જીવતું માનવપ્રાણી તો છું જ ને!...બીજાં ઘણાંએ કરતાં હું વધુ સારો છું. રામજી હું પણ ખાનદાન કુટુંબમાં જન્મ્યો હતો. આ સ્થાનમાં હું ઘસડાઇ આવ્યો તે પહેલાં હું સમાજને ઉપયોગી કામ કરતો—એ વખતે હું કેટલો જુવાન, સુંદર, મર્દ અને ભલો નિર્વ્યસની હતો!—તે પછી, હું એક્ટર તરીકે ય કેટલો પંકાતો?...એ સમય હવે તો ભૂતકાળ બની ગયો!

કપીલની આંખોમાંથી અશ્રુ વહેવા લાગ્યાં. તે રામજીનો હાથ પકડીને ઉભો થયો.

'એ વખત કેવો હતો?' કપીલ અર્ધ દિવાનાની માફક બબડતો હતો 'આ રંગભૂમિ પર હું નજર ફેરવું છું ને એ ભૂતકાળની પોથીનાં પ્રત્યેક પાનાં સ્પષ્ટ રીતે હું વાંચી શકું છું. મને બધું જ યાદ આવે છે-હા, બધું જ! ભાઇ! આ નાનકડી ડ્રેસીંગ રૂમ મારા જીવનનાં પાંત્રીસ વર્ષો ભરખી ગઇ. આજે મને મારા ભૂતકાળની એકેએક ઘટનાનું સ્મરણ થાય છે.—બાપુ! ત્યારે તો હું નાટકીઆ જીવનનો આરંભ જ કરી રહ્યો હતો. નૌજવાન અને ખુબસુરત હતો. મારા અભિનયથી સહુ છક્ક થતા. તે વખતે-હા, બરાબર તે જ વખતે એક મનોહર યુવતિ સાથે મારો પરિચય થયો. શી એની લાવણ્યતા, શું એનું સૌન્દર્ય? વસંતની જાણે ઉપકુમારી! નરી નિર્દોષતા એના અંગે અંગમાંથી નીતરતી હતી. તે મારી અભિનય કલાથી મુગ્ધ બની હતી. એનાં મિલને મારા જીવનની યે ઉષા ઉગી. મેં ધાર્યું કે મારા જીવનની રાત્રિ પુરી થઇ અને હવે થોડા વખતમાં સૂર્યોદય થશે.'

* *

કોપીલમાં આ વખતે નવી જ સ્ફૂર્તિ દેખાતી હતી. નિર્જન રંગભૂમિપર ઉભેલા આ બે માણસોના કાળા પડછાયા મીણબત્તીના ઝાંખા પ્રકાશમાં જણાતા હતા. બન્ને દુઃખી હતા. વિચિત્ર પોશાકમાં તેમનું આ વિચિત્ર મિલન રંગભૂમિપર નવીન જ દૃશ્ય ખડું કરી ગયું હતું. જે દૃશ્ય નાટકો નિહાળીને નાચી ઘનારાઓએ કદી જોયું નથી. રંગભૂમિના પર્દા પાછળ, નટજીવનનાં ભજવાતાં આવાં વાસ્તવિક નાટકો જોવાની એ વર્ગે કદી પરવા પણ કરી નથી. આવાં સાચા નાટકો તો જગતની નજરે હમેશાં અદ્રશ્ય જ રહ્યાં છે, અને કદાચ સદાય અંધારામાં જ રહેશે.

કોપીલ જરા વધુ ટટાર થઈને બોલ્યા-
'એ મનોહર મહિલા મને ખરા દિલથી ચહાતી હતી, પણ મારી બધીએ ધારણાઓ એકાએક ઉંધી વળી ગઈ, મારી સુંદર સ્વપ્નસૃષ્ટિ એકાએક ભુક્કો થઈ ગઈ. તેનું શું કારણ?'

કોપીલથી દીર્ઘ નિશ્વાસ નખી દેવાયો. તેનો અવાજ મંદ પડી ગયો.

'મારા માર્ગમાં આ રંગભૂમિ જ આવીને ઉભી રહી. મેં જ્યારે તેની પાસે લગ્નની માગણી કરી ત્યારે તેણે મને કહ્યું:'નાટકનો ધંધો છોડી દે તો.' એ પ્રસંગ અત્યારે પણ મારી નજર સામે હુબહુ ખડો થાય છે. તે વખતે ય મને તો એ પહેલાંના જેટલો જ ચહાતી હતી, અમારી એ વાતચીત વખતનો તેનો દેખાવ એટલો મનોહર, એટલો આકર્ષક હતો કે હું તે જીવનભર ભૂલી નહિં શકું. રામજી! આનું કારણ જાણે છે? તે મારા જેવા એક્ટરને ચાહી શકે પણ તે મારી પત્ની બની ન શકે!–આ તમારા કલાકારોની પ્રતિષ્ઠા, આ તમારા કલાકારોની દશા... મને બરાબર યાદ છે. તેજ રાત્રે મારે નવા ખેલમાં વિદૂષકની ભૂમિકા ભજવવાની હતી......કેવી કરૂણ ઘટના? જે દિવસે મારા હૃદયને કાતિલ આઘાત થયો હતો, તે જ રાત્રે મારે મારા દિલનાં દર્દ દબાવીને પ્રેક્ષકોને હસાવવાનાં હતાં...મેં મારો ભાગ ભજવ્યો,–પણ તે વખતે મારા હૈયામાં તો વાઘ અને આપની લડાઈઓ ચાલી રહી હતી...બાપુ! મેં અભીનયકલાને બદલે પ્રેયસીને છોડવાનું પસંદ કર્યું પણ, મારી આંખો પરના પડળ તો તે દિવસે દૂર થઈ ગયાં!...હું સમજી શક્યો કે, હું બીજાઓના મિથ્યા આનંદનું રમકડું છું, હું સંજોગોનો ગુલામ છું. 'કલાની ખાતર કલા, કે 'કલાની પવિત્ર ભકિત' એ બધી વાતો કેવળ ભ્રમ છે, મારા જેવા અનેકોનું ભાન ભૂલાવવા માટે જ એ વાતોનું ઘડતર થયું છે. મેં પ્રેક્ષકોની દૃષ્ટિએ આ બધી બાબતો નીહાળી છે, ત્યારથી તેમની તાળીઓની કે પુષ્પમાળાઓની મારે મન કશી જ કીંમત રહી નથી'

આટલું બધું બોલવાથી કોપીલ થાકી ગયો હતો. એટલે જરાક વિસામો ખાઈને તે બોલવા લાગ્યોઃ

'બાપુ! હું જાણું છું કે પ્રેક્ષકો મને પુષ્કળ તાળીઓથી વધાવે છે, મોંઘી કીંમતે મારી છબિઓ ખરીદે છે–પણ મારાથી તેઓ સદાય દૂરના દૂર ભાગે છે. હું તેમને પિછાનતો નથી, કેમકે તેઓ મને પોતાની મૈત્રીને યોગ્ય માનતા નથી. તેમની નજરે 'કોપીલ કડકો' કેવળ નાટકીઓ વિદુષક છે, સમાજની ગટરનો ગંદો કચરો છે.–બહુ બહુ તો પોતાનો શોખ પુરો કરવા, અથવા મારા જેવા નામચીન અભિનયપટુ સાથેની ઓળખાણથી પોતાની મિથ્યા મોટાઈ બતાવવા, તેઓમાંના કોઈક મારી સાથે ઓળખાણ પાડે છે–પણ એમના

કુટુંબમાં લેઇ જવા, કે મારી કલાશક્તિને લીધે મને પોતાના કુટુંબ સાથેના સામાજિક સંબંધમાં જોડવા તેઓ તૈયાર નથી. કેમકે તેથી તેઓ હલકા પડી જશે એવો તેમને ભય છે.–આથી જ હું તેમનામાંના કોઇનો યે વિશ્વાસ કરતો નથી–પણ તેમને તિરસ્કારું છું.–જનતાની પ્રશંસા પોકળ છે, મારે મન તેની કશીયે કીંમત નથી!'

'કપીલભાઇ! હવે બહુ મોડું થઇ ગયું છે. હવે તમે ઘેર જાઓ, હું તમને મુકવા આવું......' રામજીએ આગ્રહપૂર્વક કહ્યું.

પણ કપીલ તેની વાત માનવા તૈયાર નહોતો.

* * *

'રામજી!' તેણે પોતાનું બોલવું ચાલુજ રાખ્યું. 'જનતાની પ્રશંસાનાં કે તેમના તિરસ્કારનાં મૂલ્ય હું બરાબર સમજું છું. બહુજ જુવાન ઉમ્મરથી હું એ સમજી શકયો છું. તે સમજવાનાં જ્ઞાનચક્ષુ પેલી મનોહર રમણીએ મને બક્ષ્યાં છે...બાપુ, એ જ્ઞાન મને ભારે પડી ગયું છે પણ કંઇ નહિં... અમારા છેલ્લા મિલન પછીથી કોઇ પણ જાતના આદર્શ વિના સાગરજળ સાથે પછડાતા, તરતા લાકડાની માફક હું હેતુ વીનાનું જીવન જીવી રહ્યો છું–ભાવિનો કંઇ પણ વિચાર કર્યા વિના મેં માત્ર વિદૂષકની ભૂમિકા ભજવી છે, બીજાઓને ખુશ કરવા અને માલિકની કમાણીમાં વૃદ્ધિ કરવા!

—બાપુ એ કામમાં હું મને વીસરી ગયો, મારી જાતને ગમે તેટલી હલકી પડવા દીધી, હું માત્ર મશ્કરો બન્યો–તેમાં છેક બીભત્સરસની કોટી સુધી હું ગબડી ગયો, મેં મારી વાણીપર પણ કાબુ ન રાખ્યો. બીજાઓને મેં પડી હસાવવા અને ખુશ કરવા!...આહહહ! ભાઇ! તેણે ઉંડા નિશ્વાસ સાથે કહ્યું: આ અંધારી કોટડી, જગતથી ત્યજાયલું આ સ્થાન મને ભરખી ગયું! તે મારે મને આવી લાગણી અગાઉ કદી થઇ નથી, પણ આજે જ, મારી બેનીફીટ નાઇટ ને ટાંકણે જ, મારી આંખ ઉઘડી ગઇ છે ...અહિં ઉભો રહીને ઉઘાડી આંખે, સામેના અનંત અંધકારમાં અને નિર્જન પ્રેક્ષકગૃહમાં જોવાનો પ્રયત્ન કરતાં, મારી નજર સામે જીવનનાં અઠ્ઠાવન વર્ષનો ઇતિહાસ તરવરતો જણાયો! અને ત્યારે જ હું સમજી શકયો કે બુઢાપો અત્યારે જ આવ્યો છે! મારૂં જીવન-સંગીત પુરૂં થઇ ગયું છે!'

કપીલે આ વખતે રામજીનો હાથ જોરથી પકડયો, છતાં તેના પગ કે તેનું શરીર સ્થિર રહી શકયાં નહીં. તેની આંખે અંધારાં આવી ગયાં, અને તે પટકાઇ પડયો. તે વખતે મીણબત્તી પણ બુઝાઇ ગઇ.

* * *

રામજી જેમ તેમ કરીને થોડીક ક્ષણો પછી કપીલને ઉઠાડી તેની ડ્રેસીંગ રૂમમાં લઇ ગયો, અને તેના શરીર પરથી નાટકનાં કપડાં ઉતારવા લાગ્યો, ત્યારે કપીલ એકાએક ડુસકાઇ પડયો.

રામજીથી એ દ્રશ્ય જોઇ શકાયું નહિ. તેણે બીજી તરફ જોઇને કહ્યું. 'કેવું કરૂણ જીવન? જીવનભર જગતને હસાવનારનો કેવો કરૂણ અંત?'

તેણે ફરીથી કપીલ તરફ દષ્ટિ ફેંકી, તે વખતે એના પાઉડરવાળા ગાલો પર અશ્રુનાં છેલ્લાં બિંદુઓ જણાતાં હતાં. કપીલના છેલ્લા ડુસકાંનો પ્રતિઘોષ એ નિર્જન, અંધારા, વાતાવરણમાં સંભળાતો હતો. *

Anton Chekhov ની વાર્તા પરથી.

લેખક:-પ્રો. કે. ટી. શાહ

પ્રમનો સ્વ. પત્નિશ્રીના સ્મરણાર્થે
શ્રી ફાર્બસ ગુજરાતી સભાને
શ્રીયુત ડાહ્યાભાઇ આણંદજી ચાવડા
તરફથી સવિનય સપ્રેમ ભેટ.

# મહાસભામાં

## ઉદ્દામવાદી કાર્યક્રમનો વિકાસ

હીન્દમાં લોકોનું સહુથી વધારે પ્રતિનીધિત્વ ધરાવતી અને પ્રગતિશાળી રાજકીય સંસ્થા રાષ્ટ્રીય મહાસભા જ છે, પરંતુ ૧૯૩૦ના સાલ સુધી એ સંસ્થા પાસે એવો કોઇ કાર્યક્રમ નહોતો કે જેને ખરેખર ઉદ્દામ ગણી શકાય. ૧૮૮૫ની સાલમાં મહાસભાનો જન્મ થયો ત્યારથી તેનું ધ્યાન મુખ્યત્વે નીચેની બાબતોમાં જ રોકાઇ રહ્યું હતું.

(૧) લોકશાસનવાળાં સમાજતંત્ર સાથે અને લોકપ્રતિનીધિત્વ ધરાવતી સંસ્થાઓ સાથે સંકળાએલા હોય તેવાં પ્રગતિશીલ સરકારતંત્રના સિદ્ધાંતો સ્પષ્ટ કરવા;

(૨) આખરે સરકારતંત્રની ઉંચામાં ઉંચી સત્તાને આસને હિન્દીઓ આવી શકે એ હેતુપૂર્વક દેશની સરકારી નોકરીઓમાં લાયકાત ધરાવતા હિન્દીઓ માટે વધુ અને વધુ સ્થાનો મેળવવા માટે મથવું.

(૩) બ્રીટીશ નોકરશાહિના હાથમાં જે સાચાં સત્તા અને અધિકાર રહેલાં છે તે ક્રમેક્રમે હિન્દીઓના પ્રતિનીધિઓના હાથમાં આવી જાય કે જેને પરિણામે તેઓ દેશની નીતિ પ્રજાનાં હિતો લક્ષ્યમાં રાખીને ઘડી શકે તેને માટે મથવું.

આ વ્યવસાયમા, તેનો એ કાર્યક્રમ સહેલાસર પાર પાડવામાં સાધનભૂત થાય એવાં સઘળાંએ વાચાળ અને વગદાર હિન્દી અને બ્રીટીશ તત્વોનો સહકાર સાધવાની મહાસભાને અનિવાર્ય રીતે ફરજ પડી હતી.

આ કાર્યક્રમ તત્વત: મધ્યમ વર્ગનો જ કાર્યક્રમ હતો કમકે તે બધાંએ સ્થાપિત હિતોને તેમની ચાલુ સ્થીતિમાં નિભાવી રાખવાની હિમાયત કરતો હતો એટલું જ નહિ પણ તેને સ્થિર બનાવવા અને તેની સ્થીતિ સુધારવાની ખાહિશ પણ રાખતો હતો સામાજીક પુનર્ઘટનાના વિચારો સાથે જોડી શકાય એવું મહાસભાની તે વખતની નીતિમાં કંઇજ હતું નહિ. પરંતુ આ કેવળ રાજકીય હકોની સતત માગણીએ આગળ જતાં એ પણ બનાવી આપ્યું કે હિન્દ જો સ્વતંત્ર થાય તો આર્થિક વિકાસની કેવી શકયતાઓ તેની

સામે પડી છે: આ ઉપરથી બ્રીટીશ શાહિવાદ કેવા કેવા વિવિધ માર્ગોએ હિન્દનું શોષણ કરી રહેલ છે તે પણ લોકોને સમજાવા લાગ્યું; અને દેશને વધુ અને વધુ દરિદ્ર બનતો જતો અટકાવવા માટે શા ઉપાયો અખત્યાર કરવા જોઈએ તેનો પણ લોકોને ખ્યાલ આવવા માંડયો.

**આ ભાન થવાની** સાથે હિન્દની રાષ્ટ્રીય નીતિમાં નવો યુગ શરૂ થયો. હિન્દના આધુનિક આર્થિક રાષ્ટ્રવાદના પિતા સદ્દગત મી૦ જસ્ટીસ રાનડેનાં લખાણોને લીધે મહાસભાની પ્રવૃત્તિમાં લગભગ શરૂઆતથી જ અમુક આર્થિક તત્ત્વ તો દાખલ થઇ ચૂકયું હતું. આ સદીની શરૂઆતમાંજ જાપાને રશીઆ પર અત્યંત ધ્યાન ખેંચનારો વિજય મેળવ્યો અને પોતાના દેશમાં ઉદ્યોગોને તેણે ચીલઝડપે આગળ વધારવા માંડયા હતા; રશીઆ અને આયર્લેન્ડના દાખલા લોકોની નજર સામે પડયા હતા; અને ખુદ હિન્દમાં પણ દુકાળ અને પ્લેગે ભારી હાહાકાર વર્તાવી દીધો એ બધાંને પરિણામે હિન્દની રાષ્ટ્રવાદી ચળવળે બ્રીટીશ શાહિવાદ અને મુડીવાદી શોષણની સામે લડતનાં નવાં સાધનોનો આશ્રય લેવા માંડયો. હિન્દનું શોષણ કરી રહેલ શાહિ સરકારને હિન્દી રાષ્ટ્રવાદ સાથે સમાધાન કરવાની ફરજ પડે એ ઉદ્દેશથી એક તરફથી હિન્દમાં બનેલો માલ જ ખરીદવો અને સરકારની નાણાંનીતિની મદદથી દેશના યાંત્રીક ઉદ્યોગોને બની શકે તેટલું ઉત્તેજન આપવું એવી નીતિવાળાં સ્વદેશીવાદનો અને બીજી તરફથી પરદેશી માલના બહિષ્કારનાં શસ્ત્રોનો ઉપયોગ થવા લાગ્યો. એક બ્રીટીશ સંસ્થાનમાં હિન્દીઓના હક્કો મેળવવા માટે તૈયાર કરવામાં આવેલ ગાંધીજીનાં સત્યાગ્રહરૂપી શસ્ત્રને પણ અમુક આર્થિક બાજુ તો હતી જ પરંતુ તે થોડા વખતને માટે તેની દર્શનીય રાજકીય બાજુ નીચે ઢંકાઇ ગઇ હતી. પરંતુ જ્યારે આધુનિક સમાજના ઉદ્યોગવાદે પ્રેરેલ અસંતોષ સાથે સંકળાએલ સમસ્યાઓની બાબતમાં એ શસ્ત્રનો ઉપયોગ થવા લાગે ત્યારે તેનું આર્થિક સ્વરૂપ વધુ વખતને માટે છુપું રહી શકે તેમ હતું જ નહિ.

**આ પ્રવૃત્તિઓની** અસર બ્રીટીશ નોકરશાહિ પર એ થઇ કે તેમણે હિંદીઓની અંદર જે વધારે મક્કમ તત્વો હતાં તેને દાબી દેવાના પ્રયત્નો આદર્યા. "બંગાલ ટેનન્સી એકટ" અને "પંજાબ લેન્ડ એલીએનેશન એકટ" જેવા કાયદાઓ સફળ થઇ શકે તેમ હતું જ નહિ કેમકે તેમનો ઉપયોગ જે લોકો તે વખત લોકમાન્ય હતા તેમની સામે કરવાનો હતો. અને ઉપરાંત જે અમલદારોના હાથમાં એ કાયદાઓનો વહિવટ કરવાનું સોંપાયું હતું તેઓને જે વર્ગનાં રક્ષણને માટે એ કાયદાઓ ઘડાયા હતા તેના પ્રત્યે સાચી સહાનુભૂતિ જરાએ નહોતી. બીજી તરફથી મોર્લી-મીન્ટો સુધારાઓ આપવામાં આવ્યા ત્યાં સુધીમાં (૧૯૦૯) નવું હિંદ એટલું મહત્વાકાંક્ષી બની ચૂકયું હતું કે એ સુધારાઓથી કોઇનેયે સંતોષ થાય તેમ નહોતું. એ બધાએ કાયદાઓનું એક જ પરિણામ આવ્યું અને તે એ કે હિંદી રાષ્ટ્રવાદીઓના દળમાં તકરારો ઉભી થવા લાગી (૧૯૦૭). એટલે એ બધાંનું સામટે સરવાળે પરિણામ એ આવ્યું કે હિંદના શોષકવર્ગો વિરૂદ્ધ હિંદની આમજનતા અને તેમના પરદેશી શાસકો વચ્ચે ભેદાણ

ન થયું પણ બ્રીટીશ શાહિવાદ અને મુડીવાદી શોષણનાં સાચાં સ્વરૂપ અને ખરા હેતુ વિષે લોકોમાં અનોખી સમજણ આવવા લાગી.

મહાસભાને ઘડીભર બાજુએ રાખતાં, બંગાલના ભાગલા સામેની લડત દરમ્યાન જે ત્રાસવાદી ચળવળ પ્રથમ લોકનજરમાં આવી તે હિંદના સહુથી આગળ વધેલા અને લાગણીપ્રધાન પ્રાંતના રાજકીય ભાન ધરાવતા બુધ્ધિશાળી વર્ગોમાં ભયપૂર્ણ નિરાશાની જે લાગણી ઘર કરવા લાગી હતી તેના પડઘારૂપ હતી. સાથો સાથ દ્રષ્ટિએ વિચારતાં એમ જણાયા વિના રહે તેમ નથી કે પહેલા ત્રાસવાદીઓ હિંદના મીલ્કતદાર વર્ગોમાંથી ઉભા થયા હતા કેમકે તેઓને એમ લાગવા માંડ્યું હતું કે હિંદની વિપુલ સાધન સંપત્તિનું શોષણ કરવાનો ઇજારો એકલા બ્રીટીશરો જ રાખી બેઠા છે અને તેથી શોષણ માટેની પોતાની વધારાની તકોનું બારું બંધ થાય છે. પરંતુ રશીઆના ત્રાસવાદીઓની માફક હીંદના ત્રાસવાદીઓ હિંદની આમજનતામાં સળવળાટ ઉપજાવી ન શક્યા તેનું પહેલું કારણ એ હતું કે ત્રાસવાદ નકારાત્મક નીતિની પરાકાષ્ટારૂપ જણાતો હતો, બીજું એ કે હિંદીઓ વધુ પ્રમાણમાં પોતાની મર્દાનગી ગુમાવી બેઠા હતા અને ત્રીજું કારણ એ કે સ્વભાવથી અને તેમને મળેલાં તત્વ વિષયક શિક્ષણથી હિંદી પ્રજાનું માનસ ત્રાસવાદના છોડને ન્હારવા માટેની યોગ્ય ભૂમિ નથી. સખત અમલ અને શોષણના ઇજારા સામે બ્રીટીશ સરકારને ચેતવવાની ગરજ એણે સારી હોય તો ભલે બાકી જે ત્રાસવાદને વર્ગવિગ્રહનાં ચિન્હ તરીકે અને શોષિત લોકોનાં ભાનનાં પ્રગટીકરણ રૂપે લેખવામાં આવતો હોય તો તેણે હિન્દમાં કંઇ જ નક્કર પરિણામ નથી બતાવ્યું એમ કબુલ કરવું જ જોઇએ

આ રીતે ૧૯૧૪ સુધીમાં હિન્દમાં જે રાષ્ટ્રીય ચળવળ ચાલી રહી હતી તેમાં વર્ગવિગ્રહનું ભાન, સામાજીક પુનર્ઘટનાની જરૂરીઆત કે સામાજીક દ્રવ્યની વ્હેંચણીની પ્રથામાં ફેરફાર કરવાની જરૂરીઆત દેખા દેતાં નથી. બરાબર એ તકે યુરોપમાં મહાયુધ્ધ જાગ્યું. એમાં જો બ્રીટીશ રાજ હારે તો તેનાં પરિણામોનો વિચાર કરીને હિન્દના મીલ્કતદાર વર્ગો ભયથી ભડકી ઉઠ્યા, અને તેથી તેઓ વર્તમાન વ્યવસ્થાના સંરક્ષકોની કુમકે ધાયા–એમ કરવામાં કદાચ તેમની એવી આશા પણ હોય કે યુધ્ધના સમયમાં તેમની વફાદારી જોઇને બ્રીટનની શાહિ સરકારને પોતાને માટે જ અનામત રાખેલાં શોષણની નીતિ મોળી પાડવાનું મન થશે. યુધ્ધ ચાલતું હોય ત્યાં સુધી કંઇ પણ જાતના સુધારા આપવાની સરકારની સતત નાખુશીએ ગાંધીજીની નવી ચળવળને જન્મ આપ્યો; પરંતુ સ્વરાજ મેળવવા માટે સત્યાગ્રહનો ઉપયોગ લોકોના એ વર્ગોને જ આકર્ષક લાગતો હતો કે જેમને મનમાં એવી ધાસ્તી હતી કે જો બ્રીટીશ રાજ જશે તો તો તેઓ પોતાનું બધું જ ગુમાવી બેસશે. હિન્દને પ્રગતિકારક રીતે સ્વ-વહિવટ સોંપી જવાની જાહેરાત કરતું ચેંબરલેઇન જાહેરનામું ૧૯૧૭ માં પ્રગટ થયું અને તેને પરિણામે એ વર્ગોનો પક્ષ મજબૂત થયો અને તેઓને એમ લાગવા માંડ્યું કે એ જાહેરાતનો સિધ્ધાંત જ્યારે અમલમાં મુકાશે (ભલે ગમે તેટલાં મર્યાદિત સ્વરૂપમાં) ત્યારે દેશનાં શોષણમાં પોતાનો ભાગ વધારવાની તેમની તકો પણ વિશાળ થશે.

એક તરફ બ્રીટીશ નોકરશાહિ અને બીજી તરફ હિન્દી મીલ્કતદારો, સત્તાધારીઓ અને સ્થાપિત હિતોના આડત્યાઓ સમા લીબરલો તેમજ ઉદારમતવાદીઓ વચ્ચે થનારાં એ જોડાણનો માર્ગ સરળ તો ન જ હતો. તેમજ એ લીબરલોમાંના જેઓ દીર્ઘદર્શી હતા તેઓ હિન્દી રાષ્ટ્રવાદ અને મુઠીમંડીત બ્રીટીશ શાહિવાદનાં હિતોની વચ્ચે જે અંતર્ગત વિરોધ રહેલો છે તેનાથી છેક જ અજ્ઞાન ન હતા. એટલે લીબરલોનો એ નવો આશાવાદ મોટે ભાગે તો તકવાદી મનોદશાને જ આભારી હતો, કેટલાકોએ તો બ્રીટનના મધ્યમ વર્ગે ત્યાંના જમીનદારો સામે જે બળવો જગાડયો હતો તેના અનુકરણ રૂપે એ વલણ ધારણ કરી હતી; જ્યારે બાકીના થોડાક ભણેલા ગાંધીજીનાં નામ સાથે અને ચરખાનાં પ્રતિક સાથે સંકળાએલ આધુનિક સમયમાં પુરાતન હિન્દને ફરી સજીવન કરવાની તરંગી ભાવના અને રાજકીય લડતનાં એક અનોખી જાતનાં તત્વજ્ઞાનને લીધે પણ એ વલણ ધારણ કરવા તરફ દોરવાઇ ગયા હતા

યુદ્ધ પુરૂં થતાં હિન્દી ઉદારમતવાદીઓની એ ભ્રમણાનો અંત બહુ કરૂણાજનક રીતે આવ્યો. પોતે યુદ્ધમાં એકલે હાથે વિજયી થયા છે એવી ભાવનાથી ઉત્તેજીત થએલા બ્રીટીશરોને પોતાના બાહુબળમાં એવો વિશ્વાસ હતો કે હિન્દમાં જાગેલા ગમેતેવા બળવાને તેઓ દબાવી શકશે; અને તેમાંય મીલ્કતદાર વર્ગોએ જગાવેલા બળવાને દાબી દેવામાં તો તેમને કંઇ જ મુશ્કેલી જણાતી નહોતી. એટલે જગત ઉપર મેળવેલાં નવા પ્રભુત્વની એમની ભાવનાનો પરિચય એમણે જંલીઅનવાલા બાગના બનાવથી આપ્યો (૧૯૧૯) અને પોતાની લડતમાં કંઇ નવો પરો લઇ શકે તેમ હોય તે બતાવી આપવાને હિન્દી રાજકીય આગેવાનોને પડકાર આપ્યો. ૧૯૨૦ માં જે બંધારણીય સુધારાઓ આવ્યા તેમણે દ્વીમુખી સતા–Diarchy–ને નામે ભાગીદારીની નવી પધ્ધતિ અમલમાં ઉભી કરી. એ પધ્ધતિમાં "બ્રીટીશ સામ્રાજ્ય અનલીમીટેડ"ની પેઢીમાં હિન્દીઓને નાના ભાગીદારો તરીકે દાખલ કરવામાં આવ્યા. હિન્દીઓને સત્તા આપવામાં આવી હતી માત્ર લોકોને અજ્ઞાન રાખવાની અને મોટા ભાગીદાર અને સાચા માલિકને માટે શોષણનું ક્ષેત્ર નિષ્કંટક રાખવાની. હિન્દી લશ્કરને લગતો બહાર પાડેલો "ઇશર" અહેવાલ (૧૯૨૦), "પાંચ વર્ષનું રેલ્વે અંદાજ પત્ર" (૧૯૨૧) 'મુંબઇની ખીલવણીની યોજના'–જે બધાંનો ઉદ્દેશ બ્રીટીશ ઉદ્યોગોને નફાકારક રીતે કામ પુરૂં પાડવાનો હતો એ બધાં નવી વ્યવસ્થાનાં સાચાં સ્વરૂપ અને હેતુનાં પ્રથમ અને અફર ચિન્હો હતાં. રાષ્ટ્રીય મહાસભાને ખ્યાલ આવી ગયો કે પથ્થરમાંથી દુધ મેળવવાની આશા વ્યર્થ છે અને તેથી આ જાતના "સુધારાઓ" સાથે સહકાર કરવાની તેણે ના સંભળાવી. તેણે ક્ષેત્રસન્યાસની નીતિ ધારણ કરી અને એ રીતે ઉદ્દામ રાષ્ટ્રવાદીઓને રાજકીય વગડામાં ભટકતા કરી મુકયા. વિનીતો અને ઉદારમતવાદીઓ–શાહિ સરકારના નવા શાગીર્દો–એવી આશાથી સરકાર સાથે જોડાઇ ગયા કે એમ કરવાથી પોતાના દેશબંધુઓનું શોષણ કરવાની તેમની પોતાની તકો તેઓ વધારી શકશે. અને હિન્દી રાષ્ટ્રવાદની મનોદશાનાં પ્રતિક રૂપ મીસીસ બેસન્ટનો "સ્વરાજસંઘ" પણ મોળા પડીને સત્તા, સ્થાપિત હિતો અને ચાલુ વ્યવસ્થાને ટેકો આપવાની વલણ

ધરાવવા લાગ્યા હિન્દી રાષ્ટ્રવાદથી ખીલાફ થઇ પોતાના પક્ષમાં ભળેલા એ લોકોને રાજી રાખવા માટે સરકારે હિન્દી ઉદ્યોગોને રક્ષણ આપવાના ઉદ્દેશથી ભેદભાવ ભરી–discriminating–જકાતની નીતી ધારણ કરી પણ એ એટલી ભેદભાવભરી નીવડી કે તેનાથી હિન્દી ઉદ્યોગોનું રક્ષણ તો ભાગ્યેજ થતું. હિન્દી કારખાનાંઓના માલ બ્રીટીશ માલ સાથે હરીફાઇ કરવામા ઓછા ફાવે એટલા પુરતું જ હિન્દી કામદારોના હિતો પર લક્ષ્ય આપવામા આવતું હતું. જાણે કે નવી ભાગીદારીમા હિન્દીઓને આ બહુ જ મોટી છુટછાટ અપાઇ ગઇ હોય તેમ તેની જાણે વટક વાળી લેવા રૂપે હિન્દના જાહેર નોકરો કે જેઓ દુનીઆના બધાએ જાહેર નોકરોમાં સહુથી વધારે પગાર મેળવનારા, સહુથી વધારે હકકો ધરાવનારા અને ઓછામા ઓછા કામવાળા છે તેમના પગારોમા વધારા માટેની "લી છુટછાટો" તેઓએ ઉપજાવી કાઢી. ચલણને હળવું બનાવવામાં આવ્યું (૧૯૨૬–૨૭) અને એ રીતે હિન્દની નાણાં અને આટની પધ્ધતિ પર વધુ કાબુ મેળવવામા આવ્યો અને કોમવાદીતત્વને વધારે ઉત્તેજન અપાયું. આ બધાનો ઉદ્દેશ દ્વીમુખી તંત્રને મસ્કરીરૂપ અને જવાબદાર તંત્રને ફારસરૂપ બનાવી દેવાનો જ હતો.

**આ બધી** ઘટનાઓથી મહાસભા તો અસંતુષ્ટજ રહી હતી બ્રીટીશ સરકારની નવી નીતિએ જે માર્ગ ગ્રહણ કર્યો હતો તેનું સાચું સ્વરૂપ સમજ્યા વિના મહાસભાએ ધારાસભાઓનો બહિષ્કાર કરવાનો નિશ્ચય કર્યો અને (૧) મદ્યપાનનું પાપ કે જેની મારફત સરકારના આબકારીખાતાને સારી આવક થતી હતી, તે દૂર કરવું (૨), કોમી એકતા સાધવી કેમકે મુસલમાનો કુલ વસ્તીના ચોથા ભાગથી પણ ઓછા હતા તો પણ તેમના હિન્દની બહારના સબંધોને લઇને સરકારને માટે જોખમ કારક હતા, (૩) અસ્પૃશ્યતા નાબુદ કરવી. કેમકે એ વસ્તુ હિન્દુત્વના શાપરૂપ છે, પરંતુ તેના સામાજીક સ્વરૂપ પર ભાર મૂકીને તેના આર્થિક સ્વરૂપને છુપાવવામાં આવતું હતુ, (૪) ખાદીનો પ્રચાર કરવો કેમકે એ હિન્દનાં તેમજ લેંકેશાયરના ચરખા બનેલા કાપડને માટે ભય રૂપ થઇ પડશે એમ માનવામાં આવતું હતુ, એ ચાર મુખ્ય બાબતો પર સઘળું લક્ષ્ય કેન્દ્રિત કરવાનો તેણે ઠરાવ કર્યો.

**એ** સુધારાઓ ચાલુ હતા તે દશકા (૧૯૨૦–૩૦) દરમ્યાન હિન્દની સ્વતંત્રતાની લડતનું આર્થિક સ્વરૂપ વધારે અને વધારે બહાર આવવા લાગ્યુ જગતના આર્થિકતંત્રના એક ઉપયોગી ભાગ તરીકે અને જગતના એક રાષ્ટ્ર તરીકે હિન્દના લોકોનાં સાચાં આર્થિક હિતો સમજવાની દ્રષ્ટિ ખીલવવાની હજુ બાકી હતી, અને હિન્દના બીનકુતરહીત, શોષિત, ભૂખે મરતા અને દરિદ્રનો ભોગ બનેલા વિશાળ આમવર્ગના હિતોનો વિચાર તો ત્યારે ભાગ્યેજ થતો આર્થિક હિતોનો જે વિચાર થતો તે બે મીલ્કતદાર લોકો–બ્રીટીશ શોષકો અને હિન્દી વિનીતો, ઉદારમતવાદીઓ સ્વરાજવાદીઓ વગેરેનાં હિતોની જ વચ્ચે હિન્દની મુખ્ય લઘુમતિ કોમ–મુસલમાનો–ની સાથે મૈત્રિ સાધવાનો જે પ્રયાસ થતો હતો તે પણ વસ્તુતઃથી ખોટા–ઐતિહાસિક દ્રષ્ટિએ નિરર્થક નીવડી ચુકેલા–અને અવ્યવહારૂ ધોરણ પર થતો હતો. એ પ્રયાસોની

શરૂઆત ખીલાફ્તે ચળવળ–કે જેમાં ખુદ ખલીફાના પ્રદેશમાં વસતા મુસ્લીમોના વર્તનથી હિન્દના મુસ્લીમોનું વર્તન તદ્દન જુદી જ દિશામાં જતું હતું–માં મહાસભાની સહાનુભૂતિ થઇ અને પછી એ પ્રયાસનું સ્વરૂપ હિન્દુ અને મુસલમાનોને હિન્દના શ્રમજીવી સમુદાયનું શોષણ કરનારાઓનો હિન્દુ–મુસલમાનોનો એક રાષ્ટ્રીય ધન–block–રચવાનાં ધોરણ પર ઘડાવા લાગ્યું. તફાવત માત્ર એટલો જ હતો કે એ પ્રયાસમાં એ શોષણના હક્કને લઘુમતિના હક્કોનું સુંવાળું નામ આપવામાં આવતું હતું. પરંતુ મહાસભા તો એ વખતે રાજકીય વગડામાં ભટકતી હતી એટલે સરકાર મુસલમાનોને જે કંઇ આપી શકે તેના પ્રમાણમાં મહાસભા કંઇ જ આપી શકે તેમ નહોતી. એટલે હિંદુ–મુસ્લીમ એકતાના એ પ્રયાસો નિષ્ફળ નિવડ્યા, અને બ્રીટીશ શાહીવાદ લઘુમતિઓ સાથે નવું જોડાણ સાધવામાં સફળ થયો એમ જણાય છે.

ગાંધીજીએ ચરખાનું રહસ્ય સમજાવવા માંડ્યું હતું; અને હિંદુ ઉદ્યોગવાદીઓ, શરાફો અને વેપારીઓની પોતાની સાચી સ્થિતિ શી છે તે વાતનો ખ્યાલ શહેરમાં વસતા કારીગરો, મજુરો (હિંદુ મુસલમાન બંને) અસ્પૃશ્યો અને ગામ ગામમાં ખેતીની મજુરી કરનારાઓને આવવા લાગ્યો હતો, તે છતાં હિંદી મીલ્કતદારોમાંનાં વધારે મહત્વાકાંક્ષી તત્વો અને બુધ્ધિજીવીઓમાંનાં વધારે લાગણીપ્રધાન તત્વો મહાસભા સાથે હાથ મીલાવીને કામ કરવા લાગ્યાં હતાં. અને પોતાનાં પશુબળમાં ખુબ વિશ્વાસ ધરાવી સરકાર જેમ જેમ, હિંદનો ફીનાંશે હિંદી વહાણવટાં માટે અનામત રાખવાની અને હિંદી ઉત્પાદકોને લાભ થાય એવી રીતે રૂપીઆનો ભાવ પાઉંડની અપેક્ષાએ મુકરર કરવાની અને એવા પ્રકારની માગણીઓ તરફ બેદરકાર રહેતી ગઇ તેમ તેમ મીલ્કતદાર વર્ગો મહાસભામાં વધારે પ્રમાણમાં જોડાતા ગયા. એટલે જ્યારે ૧૯૧૭ ની જાહેરાત અનુસાર બંધારણીય સુધારાઓમાં એક ડગલું આગળ ભરવા માટેની પળ નજીક આવી ત્યારે રાષ્ટ્રીય મહાસભા "સંપૂર્ણ સ્વતંત્રતા" માટે વધારે આગ્રહી બની. અલબત, એ માગણી પાછળથી સાંસ્થાનિક દરજ્જાનાં સ્વરૂપમાં મોળી બનાવી દેવામાં આવી અને તે પછી પણ ગાંધીજીએ જ્યારે ૧૯૩૦ માં લડત શરૂ કરી ત્યારે તે તેમના નામચીન અગીઆર મુદ્દાઓ પર આવી રહી. એ માગણીનો જવાબ સરકારે પ્રાંતિક સ્વાધીનતાનો વધુ હપ્તો આપીને અને અચોક્કસ ભાવિમાં રાષ્ટ્રીય સરકારતંત્રમાં ક્રમેક્રમે વધુ જવાબદારી આપવાનું વચન આપીને વાળ્યો છે. એનાથી મહાસભાને સંતોષ થઇ શકે તેમ હતું જ નહિ.

આ રીતે ૧૯૩૦ માં શરૂ થએલી લડત હજુએ હિંદી સંપત્તિવાનો અને બ્રીટીશ શોષકો વચ્ચે જ હતી. ૧૯૨૯ ની મહાસભા વખતે તેના પ્રમુખ પંડિત જવાહરલાલ નહેરૂનાં ભાષણમાં સામાજીક પુનર્ઘટનાનાં ઉદ્દામ સુચનો પુષ્કળ હતાં તો પણ તે પછીની લડતનું સ્વરૂપ તો ઉપર જણાવ્યું તે જ હતું એ ચોક્કસ છે. લડતનો પ્રથમ હપ્તો જ્યારે ચાલતો હતો ત્યારે કેટલાક ધ્યાન ખેંચનારા બનાવો બન્યા. એક સ્ત્રી સામ્યવાદીની સરદારી નીચે પહેલું જ સરઘસ નીકળ્યું તેમાં વાવટાઓ પર ક્રાન્તિનાં ચિન્હરૂપ દાતરડું અને હથોડો બતાવવામાં આવ્યાં હતાં અને સંગ્રામનું સૂત્ર હતું "ઇન્કીલાબ ઝીન્દાબાદ"–એટલે કે ક્રાન્તિ અમર રહો.

છતાં જે સફત હતી તે સામાજીક ક્રાન્તિની તો નહોતી જ કેમકે જ્યારે ૨૬ જાન્યુઆરી ૧૯૩૦ ના રોજ "સ્વાતંત્ર્ય દિન" ઉજવવામાં આવ્યો ત્યારે રાષ્ટ્રીય ઝંડો રોપવાની ક્રીયા વખતે કેટલાક અતિ ઉત્સાહી શ્રમજીવી પલકારોએ રાષ્ટ્રીય ઝંડાની પાસે લાલ ઝંડો મુકવાને પ્રયત્ન કરતાં પંડીત જવાહરલાલે જે શબ્દો ઉચ્ચાર્યા તેના પરથી એ સ્પષ્ટ સમજાઇ જાય તેમ હતું. પંડીત જવાહરે કહ્યું હતુ, "લાલ ઝંડા પ્રત્યે મને પુરતું માન છે કેમકે એ લોકોનાં લોહીનો પ્રતિક છે પણ રાષ્ટ્રીય ઝંડાની જગ્યાએ બીજા કોઇ ઝંડાને મુકવા પણ નહિ દઉં અથવા તેના પર સરસાઈ પણ નહિ ભોગવવા દઉં"

મહાસભાવાદી આગેવાનોની વલણ આ પ્રકારની હોવા છતાં મહાસભાની માગણીનું અર્થગૌરવ પ્રતિદિન વધારે અને વધારે ઉદ્દામ બનતું ચાલ્યું આ વલણનું પ્રથમ ઉદાહરણ હિન્દના જાહેર દેવાંની તપાસ માટેની માગણીમાં સ્પષ્ટ થયું. એ માગણીની પાછળ આશય એવો હતો કે એવી તપાસને અંગે રાષ્ટ્રીય દેવાંનો જે ભાગ હિન્દના હિતમાં અથવા કાયદેસર કરવામાં આવ્યો નથી એમ જણાય તે ભરવાની જવાબદારી હિન્દ ન સ્વીકારે. જો એવી તપાસ થાય તો તેની પાછળ એવી આશા જરૂર રહેલી હતી કે ખાનગી દેવાઓની બાબતમાં પણ આગળ ઉપર એ જ રીતે કામ લેવામાં આવે. ખાનગી મીલ્કત અને અધિકારના કીલ્લા ઉપર આ પ્રથમ હુમલો હતો.

જ્યારે ૧૯૩૧ની ૫ મી માર્ચે ગાંધી–અરવીન કરારો અનુસાર સરકાર અને મહાસભા વચ્ચે લડતની તહેકુબી જાહેર થઇ ત્યારે અખિલ હિન્દ સમવાય તંત્રના પાયો પર. સંક્રાન્તિના વખત દરમ્યાન હિન્દનાં હિતમાં હોય તેવી સલામતિઓ સહિત જવાબદાર રાજ્યતંત્રનો કાર્યક્રમ સામાન્ય રીતે મંજુર રહ્યો હતો. પરંતુ ૧૯૩૧ ના માર્ચ માસના અંતમાં કરાંચી ખાતે મળેલી મહાસભાએ જે ઠરાવો પસાર કર્યા તે એમ સાફ બતાવી આપતા હતા કે મહાસભામાં ઉદ્દામવાદ હવે ઘર કરી ગયો છે. આ દ્રષ્ટિબિન્દુથી અગત્યના ઠરાવોમાં (૧) હિન્દના પરદેશી પ્રત્યેનાં ઋણની યાગ્યાયોગ્યતા તપાસવા માટે અને (૨) હિન્દની જાહેર નોકરીઓમાં કામ કરતા માણસોના પગારમાં ધરખમ ઘટાડો કરવાની શકયતા વિચારવા માટે એક ખાસ સીલેક્ટ કમીટી નીમવાના ઠરાવો મુખ્ય હતા. આ બે વસ્તુઓ જ પસંદ કરવામાં આવી હતી તેમાં કદાચ અંતર્ગત રીતે એવો આશય હોય કે એ બન્ને શોષણનાં અંતિમ સ્વરૂપનાં પ્રતિક છે. એટલે જો એ ઠરાવની પાછળ જે આશય રહેલો છે તેના પાયા પર હિન્દનાં સમાજતંત્રની પુનર્ઘટના કરવામાં આવે તો તો યુકત પ્રાંતોમાં કીસાનોની સ્થીતિ સુધારવાના આશયથી સામાજીક પુનર્ઘટનાની જે ચળવળ ચાલુ થઇ હતી તે આગળ ધપવાની પુરતી શકયતા હતી. તે ઉપરાંત શહેરીપણાંના હકકો નિર્ણીત કરતો એક ઓરો ઠરાવ પણ એ મહાસભાએ પસાર કર્યો હતો. એ ઠરાવ પસાર કરવાનો આશય એ હતો કે મહાસભા જે સ્વરાજ માગી રહી હતી તે જો તે હાંસલ કરી શકે તો તેનાથી સામાન્ય શહેરીને નકકર લાભ શો થાય તે બતાવી આપવું. ઠરાવ આવો હતો:–

> આ મહાસભા એવો અભિપ્રાય ધરાવે છે કે મહાસભા જે વસ્તુને સ્વરાજ તરીકે ઓળખાવે છે તેનાથી

સામાન્ય શહેરીને પોતાના નિત્યનાં જીવનમાં શો લાભ થશે તે તે સમજી શકે તેવી ભાષામાં બતાવી આપવું જોઈએ. આમવર્ગનું જે શોષણ થઈ રહ્યું છે તે અટકાવવું હોય તો રાજકીય સ્વતંત્રતાની અંદર આમજનતાની આર્થિક સ્વતંત્રતાનો સમાવેશ પણ થઈ જવો જોઈએ. એટલા માટે મહાસભા જાહેર કરે છે કે મહાસભા જે બંધારણ મંજુર રાખે તે બંધારણે અથવા એ બંધારણથી મળતી સત્તાએ નીચેની બાબતો પુરી પાડવી જ જોઈએ.

(૧) લોકોના મૌલિક હકો કે જેમાં નીચેની બાબતોનો સમાવેશ થાય:–

(અ) મંડળો અને સંઘો રચવાની સ્વતંત્રતા.

(બ) વાણી અને વર્તમાનપત્રોનું સ્વાતંત્ર્ય.

(ક) ધાર્મિક સ્વતંત્રતા અને જાહેર સલામતિ અથવા નીતિની વિરૂધ્ધ ન હોય તેવી ધાર્મિક ક્રીયાઓની સ્વતંત્રતા.

(ખ) લઘુમતિ કોમોની સંસ્કૃતિ, ભાષા અને લીપીઓનું રક્ષણ.

(ગ) જાતિ (સ્ત્રીપુરૂષ)ના ભેદ વિના બધાંએ શહેરીઓના હકો અને ફરજો સમાન જ રહે.

(ઘ) ધર્મ, જ્ઞાતિ, સંપ્રદાય, જાતિ કે એવાં કારણોસર કોઈ પણ જાહેર નોકરી કે સત્તા કે માનની જગ્યા કે કોઈ પણ ધંધો મેળવવા કે ચલાવવાની બાબતમાં વાંધો લેવામાં ન આવે.

(ચ) જાહેર રસ્તાઓ, કુવાઓ, નિશાળો, અને જાહેર ઉપયોગની બીજી જગ્યાઓનો લાભ લેવાનો સર્વને સરખો જ અધિકાર.

(છ) ચોક્કસ નિયમો અનુસાર હથીઆરો રાખવાનો અને ધારણ કરવાનો અધિકાર.

(જ) કાયદાનો આશ્રય લીધા સિવાય કોઈ માણસને ગીરફતાર કરવામાં ન આવે અને તેનાં મકાન મીલ્કતની જપ્તી ન લેવાય, કે અટકાયતમાં ન રખાય કે જપ્ત ન કરી શકાય.

(૨) રાજ્ય ધર્મની બાબતમાં તટસ્થ રહે.

(૩) પુખ્ત વયનો મતાધિકાર.

(૪) મફત પ્રાથમીક શિક્ષણ.

(૫) ઔદ્યોગિક કામદારો માટે જીવનની જરૂરીઆતો પુરી પાડી શકે તેટલી રોજી, શ્રમના નિયત કલાકો, કામ કરવાની તન્દુરસ્તીભરી સગવડ અને વૃધ્ધાવસ્થા, માંદગી કે બેકારીની સામે સામાજીક વિમો.

(૬) અર્ધ ગુલામી અથવા ગુલામી જેવી સ્થિતિમાંથી શ્રમજીવીઓની મુક્તિ.

(૭) સ્ત્રી કામદારોનું રક્ષણ અને પ્રસુતિના વખત દરમ્યાન રજા વગેરેની ખાસ સગવડ.

(૮) નિશાળે જવા ઉમરલાયક હોય એવાં છોકરાંઓને કારખાનાંઓમાં કામે રાખવાની મના.

(૯) પોતાના હકોનું રક્ષણ કરવા માટે મજુરોને સંઘો સ્થાપવાનો અધિકાર અને ઔદ્યોગિક તકરારોનો નિવેડો લાવવા માટે લવાદીની યોગ્ય વ્યવસ્થા.

(૧૦) ખેડુતો જે મહેસુલ કે જમીન ભાડું ભરતા હોય તેમાં માતબર ઘટાડો, અને જે ખેતરો એટલાં નાનાં હોય કે તેની નિપજમાંથી તેના પર કામ કરતાં માણસોનું માંડમાંડ પોષણ થઇ શકે તેમને માટે જરૂરી જણાય ત્યાં સુધી ભાડાં કે કરમાંથી મુક્તિ. આવી જાતનાં ભાડાંના ઘટાડાથી નાના જમીનદારોને થનાર નુકશાની બદલ જરૂરી રાહત આપવી.

(૧૧) ખેતીમાંથી થનાર પેદાશમાં ચોક્કસ પ્રમાણથી વધારાની પેદાશ પર ક્રમશઃ વધતો કર.

(૧૨) વારસા પર પ્રમાણસરનો કર.

(૧૩) લશ્કરી ખર્ચ અત્યારે છે તેમાથી ઓછામાં ઓછું અર્ધું કરીનાખવું

(૧૪) સરકારની મુલકી નોકરીઓમાં પગારોનું ધોરણ ખુબ ઘટાડી નાખવું ખાસ નિષ્ણાતો કે એવી જાતના માણસો સિવાય રાજ્યના કોઇ પણ નોકરનો પગાર માસિક ૫૦૦ રૂપીઆથી વધારે ન હોવો જોઇએ.

(૧૫) પરદેશોનાં સુતર અને કાપડને દેશમાં આવતું અટકાવી દેશી કાપડનું રક્ષણ કરવું.

(૧૬) માદક પીણાંઓ અને ચીજોનો સંપૂર્ણ નિષેધ.

(૧૭) મીઠાની બનાવટ પર કોઇ જાતનો કર નહિં.

(૧૮) ચલણ અને હુંડીઆમણનું એવીરીતે નિયમન કરવું કે જેથી દેશી ઉદ્યોગો અને આમજનતાને રાહત મળે.

(૧૯) મુખ્ય ઉદ્યોગોનું નિયમન રાજ્યના હાથમાં અને ખનીજ દ્રવ્યો પર રાજ્યની માલીકી.

(૨૦) આંધી કે આડકતરી વ્યાજખોરી પર અંકુશ.

**આ**માંથી ૫ થી ૧૪ સુધીના અને ૧૯ અને ૨૦ મા મુદ્દાઓ મહાસભાની આર્થિક નીતિ ટુંકામાં રજુ કરે છે. સરકારના હૃદયપલટાની નિશાની મેળવવારૂપે જે અગીઆર મુદ્દાઓ ગાંધીજીએ વાઇસરોય સમક્ષ રજુ કર્યા હતા તેમાં આમાંના ઘણા મુદ્દાઓનો સમાવેશ થએલો હતો. આમાંથી કેટલાક મુદ્દાઓ વ્યવહારમાં ઉતારાવવા માટે તે વખતની વડી ધારાસભાએ પ્રયત્ન કરેલો. પરંતુ એ મુદ્દાઓ જે સ્વરૂપે મહાસભાના ઉપલા ઠરાવમાં રજુ થયા અને જે સ્વરૂપે ૧૯૩૧ ની બીજી ગોળમેજી પરિષદ વખતે મહાસભાના એકલ પ્રતિનીધિ ગાંધીજીએ હિન્દની રાષ્ટ્રીય માંગણીરૂપે રજુ કર્યા તે એમ બતાવી આપે છે કે, આ કાર્યક્રમમાં સિધ્ધાંત અને વિગતોનો શંભુમેળો, માત્ર વહિવટી ફેરફારો અને નાણાંવિષયક કરામતના અને સામાજીક સંબંધોની તદ્દન જતોખી પુનર્ઘટના એ બધાંનો ખીચડો કરી નાંખવામાં આવ્યો છે. આ ઉપરથી જે ઉતાવળપૂર્વક એ ઠરાવ ઘડી કાઢવામાં આવ્યો હતો તે અને જે વિરોધી વલણોના અથડામણોને પરિણામે જુદા જુદા મુદ્દાઓનું આખરી સ્વરૂપ નિર્ણીત થયું હતું તે બન્ને સાફ દેખાઇ આવે છે. દાખલા તરીકે બધાએ પગારો ઘટાડીને માસિક રૂ. ૫૦૦ કે એથી નીચે લઇ આવવાની માંગણી સમાજની એક એવી સ્થિતી કલ્પી લે છે કે જેમાં માણસોની કમાણી લગભગ સરખી થઇ ગયેલી હોય અને ખાનગી મીલ્કતની સંસ્થા કદાચ નાબુદ થઇ ગઇ હોય; પરંતુ ઠરાવના બીજા ભાગોમાં વધતા પ્રમાણની આવક પર વધતા પ્રમા-

ગુના, કરવેરા અને વારસા પરના કરની વાતો કરવામાં આવે છે. એટલે લક્ષ્યની અસ્પષ્ટતા તેમાંથી સાફ ઉપર તરી આવે છે. ખરું જોતાં જે લોકોએ આ ઠરાવને ટેકો આપ્યો તેઓ એક જ સાથે એક બાજુએ પગારો આવી સખત રીતે ઘટાડી નાંખવાની વાતો કરતા હતા અને બીજી તરફથી જે મોટી આવકવાળા ધંધાદારી લોકોમાંથી મહાસભાના અનુયાયીઓનો મોટો ભાગ આવે છે તેમની આવક જેમની તેમ રાખવાની વાતો કરતા હતા. જો દેશનાં સરકારતંત્રનો વડો મહિને ૫૦૦ રૂપીઆ જ મેળવવાનો હોય અને એક સામાન્ય વકીલ કે ડાક્ટર માસિક દસ હજાર રૂપીઆ મેળવતો હોય તો તો તેમાંથી ઉપજનારો સામાજીક ગુંચવાડો, રૂશ્વતખોરી અને વિચિત્રતાઓ વર્ણવવા કરતાં કલ્પી લેવાતું જ વધારે સહેલું થઇ પડે તેમ છે.

ઔદ્યોગિક કામદારને જીવનની જરૂરીઆત પુરી પાડી શકે એવી રોજી આપવાની છે (તે ઓછામાં ઓછી કેટલી હોવી જોઇએ તે નક્કી કરવામાં આવ્યું કે ન આવ્યું હોય) કે જેનાથી તેની ખરીદશક્તિ ચોક્કસ પ્રમાણમાં જળવાઇ રહે; પરંતુ દેશના માત્ર મુખ્ય ઉદ્યોગો ઉપર જ સરકારનો અંકુશ રહે અને માત્ર ખનીજ દ્રવ્યો જ સરકારની માલીકીનાં રહે આવી અસંબદ્ધ વ્યવસ્થા એમાં કલ્પવામાં આવી છે. એની અંદર ઉત્પાદનનાં બધાંએ સાધનો—જમીન કે બીજી જાતનાં ઉત્પાદનમાં જોઇતી જરૂરી મૂડી—ઉપર રાષ્ટ્રની માલીકી સ્થાપવાની નથી. એટલું જ નહિ પણ રાષ્ટ્રનો અંકુશ પણ ન રહે; અને દેશમાં ઉત્પન્ન થએલાં દ્રવ્યની વહેંચણી તો, અલબત, સમાજવાદી ધોરણ પર થવાની નહિ જ. એ જ રીતે દેશી ઉદ્યોગોને રક્ષણ અને વ્યાજખોરી પર અંકુશના મુદ્દાઓ પણ વિચારના એ જ ગુંચમેળાનો ખ્યાલ આપે છે. એટલે એ બધાંની પાછળ ઉત્પાદન, વહેંચણી અને વિનિમયને સમાજવાદનાં ધોરણે નિયમિત બનાવવાનો પ્રશ્ન તો ઉભો નથી જ રહેતો.

પરંતુ આવા અધુરા અને અસ્પષ્ટ કાર્યક્રમને પણ અમલમાં મૂકવાની શક્યતા તો ઓછી જ હતી. એને માટેની ભૂમિકા હજુ તૈયાર થઇ નહોતી; અને ઉપરાંત જે લોકોના પર તેને અમલમાં મુકવાની જવાબદારી હતી તેઓ, હિન્દી રાજકારણની ખાસ વિશેષતાને લીધે, એવી જાતના માણસો હતા કે જેઓ જન્મ, સંસ્કાર અને સહવાસને લીધે એવા સામાજીક સબંધો, પૂર્વગ્રહો અને ભાવનાઓ ધરાવતારા હતા કે આ બધું અમલમાં મુકવાનો વખત આવતાં પાછા પગ કર્યા વિના ન જ રહી શકે. લંડનની ગોળમેજી પરિષદ વખતે હિન્દને સંસ્થાનીક દરજ્જા જેવી સ્થીતિમાં મૂકી દેવાની મહાસભાની જે મુખ્ય માગણી હતી તે નિષ્ફળ ગઇ તેનું કારણ મુખ્યત્વે કોમી મતભેદ હતો પરંતુ આ મતભેદ તો મહાત્મા ગાંધીની નિષ્ફળતાનું બાહ્ય ચિન્હ—તાત્કાલિક કારણ જ હતું. બન્ને કોમોના મોટા ભાગના માણસોને તો એ કહેવાતા કોમી વિખવાદની નહોતી સમજણ કે નહોતો તેમાં રસ. ખરો મતભેદ જો કોઇની વચ્ચે હોય તો બન્ને કોમોના સંપત્તિવાન વર્ગોની વચ્ચે હતો કેમકે એ લોકોને એમ લાગતું હતું કે નીચલા લોકોનાં શોષણની પોતાની સગવડોનું જોઇએ તેવું રક્ષણ થતું નહોતું (મુસલમાનો) અથવા તો શોષણ માટેની જે

સગવડો આજે તેમની પાસે રહેલી છે તે ભયમાં આવી પડે છે; અને આ કારણથી તેઓએ સાથે મળીને રાષ્ટ્રીય માગણીને નિષ્ફળ બનાવી દીધી. જ્યારે મહાસભાના પ્રતિનિધિ પાછા ફર્યા ત્યારે તો એ આખોએ પક્ષ અહિંસક અસહકાર અને સવિનયભંગની નીતિને અમલમાં મૂકવા ફૂર્નનિશ્ચય થઇ ચૂકયો હતો અને તેથી બધુંએ ધ્યાન લક્ષ્ય પરથી ચલિત થઇને તેના પર જ રોકાઈ ગયું. પરિણામ એ આવ્યું કે રાષ્ટ્રવાદીઓની હરોલ દિવસે દિવસે ક્ષીણ થતી ચાલી, કોમી મતભેદો તિમ બનતા ચાલ્યા અને આર્થિક વિરોધો વધવા લાગ્યા. પરંતુ એ વિરોધ વ્યકત થઇ શક્યા નહિ કેમકે મહાસભાની ચાલબાજીને પહોંચીવળવા સરકારે જે સખત દમનનીતિ ધારણ કરી હતી તેણે એ જાતના વિચારોને પ્રગટ થવાનું અશકય બનાવી મુકયું હતું. ૧૯૩૨ ની શરૂઆતથી ૧૯૩૩ ના મધ્યભાગ સુધીમાં અત્યંજોના રાજકીય હકકો અને મહાસભાના અનુયાયિઓની શુદ્ધિને અર્થે ગાંધીજીએ આપેલી ઉપવાસની ધમકીઓમાં દેશનું ચિત્ત પરોવાઈ રહ્યું હતું. પરંતુ મહાસભાની લડતમાં ભાગ લેવા માટે ઓછાં અને ઓછાં જ માણસો બહાર પડતાં રહ્યાં અને જેલમાંથી જેઓ પાછા ફરતા હતા તેઓ એક યા બીજે બહાને લડતથી હાથ ધોઇ બેસતા હતા એ શોકજનક દૃશ્યે લોકોમાં બહુ જ હૈયાદુખળાંપણું પ્રેર્યું. અને એ નિરાશાનું પરિણામ ૧૯૩૩ ના જુલાઇ માસમાં ભરાએલી પુના પરિષદ વખતે લડતને બંધ પાડવાની માગણીમાં આવ્યું. પરંતુ એક તરફથી વાઇસરોયે ગાંધીજીને મુલાકાત આપવાની સાફ ના સંભળાવી અને બીજી તરફથી વ્યકિતગત સવિનયભંગની સુચના થઇ તેને લીધે એ માગણી અધુસંતોષાએલી રહી ગઇ પરંતુ આ બધાનું પરિણામ એ આવ્યું છે કે ૧૯૩૦-૩૨ દરમ્યાન જે પ્રકારનો સવિનયભંગ અમલમાં મુકાયો હતો તે સ્વરાજ મેળવવામાં કારગત નીવડે તેમ નથી એમ તો બહુ કોઇ અપ્રગટ રીતે સ્વીકારતા થઇ ગયા છે.

તે પછીના મહીનાઓ દરમ્યાન સામાજીક ક્રાંતિની વલણો વધારે બહાર આવવા લાગી. જો કે તે હજુ સુધી નહોતી વ્યવસ્થિત બની કે નહોતી સ્પષ્ટ રૂપે રજુ થતી ઓગસ્ટ અને છેલ્લા ફેબ્રુઆરી માસ વચ્ચેની પોતાની ટુંકી મુકિત દરમ્યાન પંડીત જવાહરલાલ નહેરૂએ ગાંધીજી અને તેમની વચ્ચેના પત્રવ્યવહારમાં અને "હિંદ કયે માગે" એ નામનાં પોતાનાં પુસ્તકમાં હિંદની ચાલુ વસ્તુસ્થિતિનું પૃથક્કરણ કર્યું. પરંતુ બીજા ઘણા માણસોની માફક પંડીત જવાહરલાલને પણ મહાત્મા ગાંધીને માટે હદ ઉપરાંતના માનનો રોગ લાગુ પડયો છે અને તેને પરિણામે એમની પારદર્શક બુધ્ધિ પણ દેશની સાચી વસ્તુસ્થિતિનો પાર પામી શકતી નથી. ગાંધીજી પરના પોતાના પત્રોમાં પંડીત જવાહરલાલે દેશની રાજકીય લડતમાં આર્થિક સ્વરૂપને વધારે મહત્વ આપવાની માગણી કરી અને ગાંધીજીએ પંડીત જવાહર સાથે મળતા થઇને એ કબુલ કર્યું કે દેશની સમક્ષ જે મુખ્ય પ્રશ્ન પડયો છે તે "સ્થાપિત હિતોનાં ઉત્થાપનનો" છે. પરંતુ પંડીત નેહરૂને પોતાને એ બરાબર ખ્યાલ છે કે "હજુ એશીઆમાં તો રાષ્ટ્રવાદ જ મજબુતમાં મજબુત બળ છે" અને આ સ્થિતિ એક પરદેશી સત્તા નીચે રહેલા દેશને માટે કુદરતી છે એમ તેઓ માને છે.

તેમને આ વાતનો બરાબર ખ્યાલ છે કે હિન્દમાં સ્થાપિત હિતો જેટલાં હિન્દીઓનાં છે તેટલાંજ બ્રીટીશરોનાં પણ છે અને તેથી તેમનું ઉત્થાપન કરવા માટે ફક્ત રાજકીય સત્તા મેળવવા માટે જરૂરી લડત (કે જેણે પણ હિન્દી બળોની નેતાગીરીની તો બરાબર ખબર લઇ લીધી છે) ના કરતાં પણ ઘણી વધારે સખત લડત આપવાની જરૂર રહેશે. તેઓ કહે છે, "હિન્દને સ્વતંત્રતા એટલા જ માટે જોઇએ છીએ કે તેના આમવર્ગ પર જે ભાર છે તે સહન ન થઈ શકે તેવો છે અને તે કાં તો ઓછો થવો જોઇએ અને કાં સાવ ઉડાવી મુકવો જોઇએ." પરંતુ મહાસભાની આજની નેતાગીરી પર નજર નાખતાં મહાસભાનો કોઇ પક્ષ "સ્થાપિત હિતોનું ઉત્થાપન" કરવાનાં કામને સાચા દીલથી ઉપાડી લેવાને તૈયાર થાય એવી આશાને ઓછો જ અવકાશ છે.

**૧૯૩૪ ના એપ્રીલ** માસમાં મહાસભાની જે ધારાસભા સમિતિ—પાર્લામેન્ટરી બોર્ડ—હસ્તીમાં આવી તેના કાર્યક્રમમાં મહાસભાના ઉદ્દામ પક્ષના કાર્યક્રમને બહુ જ ઓછું સ્થાન હતું અને પહેલી દ્રષ્ટિએ તો એમ જ લાગે કે દેશના ઉદ્દામ રાજકીય કાર્યકરોએ આજ સુધીમાં જે સાધ્યું છે તે બધું વ્યર્થ ગયું છે. મહાસભાનો ધારાસભા પક્ષ હવે પંડીત મોતીલાલ નહેરૂ અને સી. આર. દાસની સરદારી હેઠળના જૂના સ્વરાજ પક્ષની માફક મહાસભામતવાદીઓનું એક સ્વતંત્ર મંડળ નથી તેમ જ મહાસભાની અંદરની એક જૂદી સંસ્થા પણ નથી તે હવે મહાસભાનો અંતર્ગત ભાગ છે અને તેથી મહાસભાથી જૂદું તેનું અસ્તિત્વ છે જ નહિ, એટલું જ નહિ પણ, હિન્દી રાષ્ટ્રવાદની બ્રીટીશ શાહિવાદ સામેની લડતના પ્રતિક રૂપ બની ચુકેલા મહાત્મા ગાંધીની નિવૃત્તિને લીધે એ સંસ્થા સ્પષ્ટ રીતે પક્ષાઘાત જેવી જણાઇ આવે છે. આ ઉપરાંત મહાસભાના કેટલાક સુકાનધારીઓ છેલ્લે છેલ્લે જે શબ્દો ઉચ્ચારતા રહ્યા છે તેનાથી મહાસભાના ઉદ્દામ પક્ષના મનમાં જે આશંકાઓ ઉપજવા લાગી છે તેનું નિવારણ થઇ શકે તેમ નથી જ. મહાસભાના રાજકારણની નવી દિશારૂપ આ ધારાસભા સમિતિએ અત્યારનાં શોષણની સગવડ આપતાં બંધારણ નીચે સ્થપાએલી ધારાસભાઓમાં પ્રવેશ કરવાનો નિશ્ચય કરી લીધો છે એટલું જ નહિ પણ બંધારણ ચલાવાનો નિર્ધાર પણ તેમણે કર્યો હોય એમ માનવામાં આવે છે; આ રીતે તેઓ હિન્દમાં શાહિવાદની ઇચ્છાને અમલમાં મુકનારાં યંત્રો બનશે. છેલ્લા બે મહિનામાં રાંચી ખાતે મળેલી તેમની પરિષદમાં તેમણે જે સત્તાવાર કાર્યક્રમ ઘડી કાઢ્યો છે તે ૧૯૩૧ ની મહાસભાના ઠરાવને શાબ્દિક નમન કરે છે પરંતુ જો ધારાસભા સમિતિના નવા આગેવાનો અને મુખીઓનાં સંસ્કાર અને સંબંધો પરથી તેમની ધારાસભાઓની અંદરની અને બહારની પણ ભાવિ કાર્યપદ્ધતિની આગાહિ કરવાનું સલામત હોય, તો સરદાર વલ્લભભાઇ પટેલ જેવા આગેવાનોના શબ્દો પરથી મહાસભાના હાલના આગેવાનોની મહાસભા સમાજવાદી પક્ષ તરફની વલણ માપવાનું વ્યાજબી હોય તો જેઓ દેશના જાણીતા ઉદ્દામ કાર્યકરો છે તેમણે પોતાના અત્યાર સુધીના સહકાર્યકરો તરફથી હેરાનગતી અને દબાણ, મશ્કરી અને બહિષ્કાર; નડતર અને આંડખીલીના એવડા ઘા સહન કરવાને તૈયાર થઈ રહેવું જોઇશે.

તે દરમ્યાન મહાસભાનો સમાજવાદી પક્ષ સત્તાવાર રીતે સ્થપાઇ ચુકયો છે, તેણે પોતાની પ્રથમ સામાન્ય પરિષદ ભરી લીધી છે અને પોતાનો સ્પષ્ટ રાજકીય કાર્યક્રમ પણ ઘડી કાઢયો છે. ઉકલા ઓકટોબર માસમાં મળેલી એ પક્ષની પરિષદમાં જે ઠરાવો પસાર થયા છે તેને ધ્યાનમાં લેતાં એમ જણાય છે કે એ નવો પક્ષ સામાજીક પુનર્ઘટનાની સામ્યવાદી પધ્ધતિને સંપુર્ણ રીતે સ્વીકારતો નથી. કદાચ એમ પણ હોય કે અત્યારના કાયદાઓ નીચે એવી પદ્ધતિની ખુલ્લી હિમાયત કરવાનું તેમને ડહાપણભર્યું પણ ન લાગ્યું હોય. પરતુ તેઓ મહાસભા સાથે જોડાએલા રહ્યા છે અને મહાસભાના અહિંસામય લડતનાં સિદ્ધાંતને તેમણે અપનાવ્યો છે એ તેમને વર્ગવિગ્રહના સિધ્ધાંતને મક્કમપણે વળગી રહનાર જુના સમાજવાદીઓથી નોખા તારવી દે છે. જો મહાસભાસમાજવાદીઓની પરિષદમાં જે ભાષણો અને ઠરાવો થયા હતા તેના પરથી તેમના આશયોની અટકળ કરવાની વ્યાજબી હોય તો એ નવી સંસ્થા સમાજવાદી આદર્શને હજુ બરાબર સમજેલ નથી એમ માન્યા સિવાય ચાલે તેમ નથી. કામદારો અને ખેડુતોનાં સંગઠન જમાવવાનું તેમનું લક્ષ્ય. રાષ્ટ્રનાં માલેકી, અંકુશ અને રાહબરી નીચે દેશના ઉદ્યોગોને ઝપાટાબંધ ખીલવવાનાં અને સમાજવાદી પાયાપર સમાજની પુનર્ઘટનાને અંગે માણસોની આવક લગભગ સરખી અને ન્યાયી પાયા પર મુકવાનાં તેમનાં લક્ષ્યની જે પ્રગતિની દિશા છે તેના માર્ગમાં અવરોધ રૂપ નીવડવાનો સંભવ રહે છે. પોતાની સામાજીક પુનર્ઘટના સાધતી દરેક પ્રજા એક જ નમુનાનું અનુકરણ કરે, એક જ ધાટ—સોવિએટ રશીઆની યોજના—સાધવા પ્રયત્ન કરે એ અનિવાર્ય રીતે આવશ્યક નથી. પરંતુ આટલી વાત તો ચોકકસ છે કે જ્યાં સુધી સમાજમાં લોકોના ઉપર નીચેના વિભાગો હસ્તી ધરાવતા હોય ત્યાં સુધી સમાજવાદ સિધ્ધ થયો ન જ ગણાય. ઉપરાંત જેઓ સામાજીક પુનર્ઘટના સાધવાની તમન્ના ધરાવે છે તેઓ હાલ પશ્ચિમના મુડીવાદી દેશોમાં પ્રચલિત તેવા લોકશાસન—કે જેમાં રાજકારણમાં માથું સહુ કોઇ મારે પણ રાજકારણનો વૈજ્ઞાનિક રીતે અભ્યાસ કર્યો હોય તેવા કોઇ જ ન હોય—ને પોતાનાં ધ્યેય તરીકે ન જ સ્વીકારી શકે. કેમકે સમાજવાદી વ્યવસ્થામાં તો માનવસંઘો તેઓ જે પ્રકારનું કાર્ય કરતા હોય તે અનુસાર નિયત થએલા હોય એટલે એવા સમાજમાં દરેક સામાજીક પ્રવૃતિનું નિયમન અભ્યાસ અને અનુભવથી નિષ્ણાત બનેલા એવા માણસોના હાથમાં જ હોય કે જેઓને અમુક સંઘમાં રાજકીય મહત્તા પ્રાપ્ત થવાને અંગે શોષણ કે સ્વાર્થીપણાની વૃત્તિને સગવડ ન જ હોય.

માલનાં ઉત્પાદન અને વહેંચણી, માણસોના આશયો અને પ્રવૃત્તિઓ, સરકારતંત્ર અને નિત્યનાં જીવનનું નિયમન એ બધામાં સમાજવાદી દ્રષ્ટિએ બંધાએલી વ્યવસ્થાને સમજતાં અને સમજીને અપનાવતાં હજુ હિન્દના ઉદ્દામોને વાર લાગશે એમ જણાય છે; કારણ કે આ પેઢીના સમાજવાદી ભાવના ધરાવતા આગેવાનો પણ એવા સંયોગો અને વાતાવરણમાં ઉછર્યા છે કે તેઓ જ્યાર સમાજવાદને અપનાવે છે ત્યારે જાણે તેઓ કંઇક ઉદારતા દાખવતા હોય—કંઇ ઉપકાર કરતા હોય—એવું લાગી આવે છે તે સાથે એક શોષક, પરદેશી શાહિવાદ

સાથે લડતમાં રોકાએલ પ્રજા માટે રાષ્ટ્રવાદની મર્યાદાઓનો પુરો ખ્યાલ આણવાનું મહામુશ્કેલ છે. આધુનિક યુરોપોના આંતરિક ઇતિહાસે એમ સાફ બતાવી આપ્યું છે કે સ્વદેશભક્તિને તેનાં આત્યંતિક સ્વરૂપ પર લઇ જતાં તે માનવતાનો મહાદ્રોહ બની રહે છે; રાષ્ટ્રવાદ જ્યારે હઠખાયો બને છે ત્યારે ફેસીઝમ કે નાઝીઝમમાં પરિણામ પામે છે, અને તેને લીધે વ્યક્તિની સ્વતંત્રતા હરાઇ જાય છે અને બદલામાં કંઇજ મળતું નથી, અને ભારોભાર ભરેલા દ્રવ્ય ભંડારોની વચ્ચે ભૂખમરો અને દારિદ્ર ઉભાં થાય છે કેમકે આંતરિક અને આંતરરાષ્ટ્રીય વિનિમયની સામે અનેક મનસ્વી અવરોધો ઉભા કરવામાં આવ્યા હોય છે; રાષ્ટ્રવાદ ઘણી વખત તો તે તે દેશોના સંપત્તિવાન વર્ગોનાં હિતો સાધવાનો-ઘણી વખત તો પરદેશી શોષકોની મદદ વડે પણ-એક બુરખો માત્ર હોય છે; આ બધાં ઐતિહાસિક સત્યો છે પરંતુ તે બધાં અળખામણાં સત્યો સંપુર્ણ રીતે સમજી લેવાની શક્તિ આપણા યુવાનોના ઉછેર અને શિક્ષણે તેમને હજુ નથી અર્પી. આપણા નેતાઓ અને મોવડીઓ હજુ મોટે ભાગે સંપત્તિવાન વર્ગોમાંથી આવે છે એટલે તેમને દલીત હોવાની, અકિંચન હોવાની, વેદનાનો એટલો સજીવ અનુભવ નથી હોઇ શકતો કે જેટલો ખુદ શ્રમજીવિ વર્ગમાંથી ઉત્પન્ન થએલા આગેવાનોને હોય. વર્ગવિગ્રહ અનિવાર્ય ત્યારે જ બની રહે છે કે જ્યારે એવો સજીવ ખ્યાલ ધરાવતા ખુદ કામદાર વર્ગના આગેવાનો મેદાને પડે છે. ૧૯૩૧ ની બીજી ગોળમેજી પરિષદ વખતે ડૉ. આંબેડકરે મહાત્મા ગાંધી સામે જે અનહદ વિરોધ દાખવ્યો તેના જેવું દુખદાયક દૃશ્ય બીજું ભાગ્યેજ હોઇ શકે; અને છતાં એ વિરોધની પાછળ જે ઐતિહાસિક ન્યાય રહેલો છે તેનો જોટો કયાં જડે તેમ છે? પરંતુ હિન્દુઓએ કરેલો અંત્યજોનો એ સામાજીક બહિષ્કાર કામદારોની આર્થિક અવદશા જેટલો ભયંકર તો નથીજ. પરંતુ કામદારોને એ ભાન હજુ બરાબર નથી થયું કે તેમની એ આર્થિક અવદશા માટે ખરેખર કોણ જવાબદાર છે અને તેથી તેની સામેની લડતમાં અંગત અનુભવને લીધે જે ઝનૂન આવવું જોઇએ તે અત્યારે દ્રષ્ટિગોચર નથી થતું. એનો અર્થ એ તો નજ થઇ શકે કે હિન્દમાં સામાજીક પુનર્ઘટનાનાં મંડાણ કદિ નહિંજ થાય. એનો અર્થ એટલો જ થાય છે કે દેશનાં પરદેશીઓને હાથે થતાં શોષણની લડત પહેલી આવશે અને પછી જ એ કામ હાથ ધરાશે. અને જો એ લડત દરમ્યાન હિન્દના સંપત્તિવાન વર્ગો પરદેશી શાહિવાદ સાથે હાથ મીલાવશે અને પરિણામે વર્ગભાન જાગૃત થશે તો એ લડત બહુજ જટિલ અને ગુંચવણ ભરી બનશે. પરંતુ એ સમસ્યાનો સામનો કર્યે જ છુટકો છે. એ જાતની લડત અટકાવી શકે એવાં ડહાપણનો ઉદય હિન્દના સંપત્તિવાન વર્ગમાં થયો છે એવું માનવાને કોઇ સમકાલિન ઇતિહાસના અભ્યાસીને કારણ આપે એવા સંયોગો હજુ તો નથી દેખાતા. એટલે તે દરમ્યાન જે રાજકીય સાહસિકોએ આજ સુધીની સ્વરાજની લડતને નેતૃત્વ આપ્યું છે તેઓ તેમને નાણાં આપનાર માલિકોના વર્ચસનધારીઓ અને તેમની ઇચ્છાઓના પડઘા પાડનારા બની રહેશે. જ્યાં સુધી એ લોકોમાંથી કોઇ એવા મહાપુરૂષ ન જાગે કે જે પોતાનાં વર્ગનાં બંધનોથી પર થઇ આ પુરાણી પ્રજા પાસેથી આશા રાખી શકાય તેવી રીતે માનવવિકાસ અને પ્રગતિમાં પોતાનો ફાળો પુરો પાડવા માટે પુનરૂત્થાન અને પુનર્ઘટના પામેલ હિન્દનું દૃશ્ય જોઇ શકે ત્યાં સુધી તો એમ જ બનતું રહેવાનું.

# તરંગી સમાજવાદ

**સમાજને સંપૂર્ણ બનાવવા માટેની તરંગી યોજના-ઓનો આછો પરિચય**

**મા**ણસની અપૂર્ણતા અને નબળાઇમાંથી જેમ ઇશ્વરવાદનો ઉદય થયો છે તેમ. સમાજની અપૂર્ણતામાંથી સર્વથા સુખી એવા સમાજની ભાવનાનો ઉદય થયો છે. જ્યારથી સમાજમાં વર્ગ-વ્યવસ્થા ઉભી થઇ છે ત્યારથી સામાજીક અન્યાયથી પીડાતા વર્ગના કલ્પનાશીલ માણસોએ અથવા તો રાજ્ય કરનાર વર્ગના હોવા છતાં સ્વભાવ, સંસ્કાર કે સમજણથી એ વર્ગની સાથે સજીવ સહાનુભૂતિ કેળવી શકનાર લોકોએ સર્વથા સંપૂર્ણ એવી સમાજવ્યવસ્થાનાં સ્વપ્નાં સેવ્યાં છે. અને આજે જગતમાં શાસ્ત્રીય અને વ્યવહારૂ સમાજવાદની વિચારસરણીનો ઉદય થઇ ચૂકયો છે છતાં એવા સમાજવાદના તરંગોમાં રાચનારા માણસો અનેક પડ્યા છે. આ સ્થિતિમાં આધુનિક સમાજવાદી તરંગો કેવું સ્વરૂપ લે છે તે જાણવું રસપ્રદ થઇ પડે તેમ છે.

**તરંગવાદને લગતા** સાહિત્યની શરૂઆત આજથી ૨૫૦૦ વર્ષ પૂર્વે થઇ હતી એમ કહી શકાય. તે વખતે પ્લેટોએ "રીપબ્લીક" લખ્યું હતું. પ્લેટોનો તરંગવાદ ગુલામગીરીની પ્રથા ઉપર રચાયલો હતો. આર્થિક સુવ્યવસ્થા સ્થાપવાનો એ વિચિત્ર માર્ગ હતો. ઇટાલીયન કારાગારમાં ૨૫ વર્ષ ગાળનાર કામ્પાનેલાએ "ધી સીટી ઓફ ધી સન" લખ્યું. તરંગવાદ ઉપર સોથી જાણીતું પુસ્તક તો સર થોમસ મુરનું "યુટોપીઆ" છે. એ સિવાય હેરીંગટનનું "ઓશન," કેબેટનું "વોયેજ એન ઇકારી" લોર્ડ બેકનનું "ન્યુ બ્યુ" અને એડવર્ડ બેલામીનું "લુકીંગ બેકવર્ડ" એ પુસ્તકોએ તરંગવાદના સાહીત્યમાં ઉપયોગી ઉમેરો કર્યો છે. પરંતુ આ બધાંય પુસ્તકોમાં એક ખામી છે. તેમાં શાસ્ત્રીય ભૂમિકાનો અભાવ ચોખ્ખો જણાઇ આવે છે. આદર્શ સમાજ માટે ફકત લાગણીવશ ઉલ્કેરાટ જ પુરતી નથી. માનવસમાજને સર્વાંગ સંપૂર્ણ બનાવવાની કોઇપણ યોજનાનો પાયો ઉદ્યોગ, અર્થશાસ્ત્ર, રાજકારણ, કારોબારની આંટીઘુંટીઓ, જનસમાજના માનસનો પરિચય, સામાજીક ક્રાન્તિની કુટનીતિ તેમજ ઇતિહાસે શીખવેલા બોધપાઠોની સત્ય ભીતાઓ ઉપર રચાયેલો હોવો જોઇએ. કાર્લ માર્કસ જેવા અર્થશાસ્ત્રીઓ તરંગવાદને હંમેશ વખોડતા આવ્યા છે. માર્કસનું "દાસ કેપીટલ" મુડીવાદ ઉપર પ્રહાર કરે છે; અને તરંગવાદની કાવ્યમયતા કે રહસ્યમયતાને બદલે તર્કશાસ્ત્રની નક્કર દલીલો મારફત સહકારી પ્રજાતંત્રની ભાવના રજુ કરે છે. હૃદયસ્પર્શી શબ્દો કે મીઠાં ચિત્રોને બદલે નવા જમાનાના જ્યોતિર્ધરો બુધ્ધિગમ્ય દલીલોને વધુ મહત્વ આપે છે. લાગણીઓ ઉશ્કેરી મુકનાર કલ્પનાચિત્રોને બદલે સત્ય વસ્તુસ્થિતિની રજુઆત કરવાનું તેઓ પસંદ કરે છે. લાગણીનું પ્રાધાન્ય હોય તેવી યોજના સફળ

થઇ, શકે નહિ તેથી જ, સમાજની સત્ય સ્થિતિ રજુ કરીને નક્કર અને શાસ્ત્રીય દલીલોથી બુદ્ધિ કબુલે રાખે એવી યોજનાને તેઓ અમલમાં મુકવા માગે છે.

## અમેરિકાની તરંગવાદી સંસ્થા

આ જે કેલીફોર્નીઆની "યુટોપીઅન સોસાયટી" આશ્ચર્યજનક પ્રગતિ કરી રહી રહે છે. લોસ એન્જેલીસમાં તેનું મથક છે. તેના સભ્યો વધતા જ જાય છે. આ સંસ્થાની આજુબાજુ ગુપ્ત અને ભેદી વાતાવરણ પ્રસરી રહ્યું છે. છતાંય તેના વિષે જેટલું જાણી શકાયું છે તે ઉપરથી કહી શકાય કે તેનો ઉદ્દેશ સામુદાયીક હેતુની સાધનાનો છે. એટલે કંઇક અંશે તેને સમાજવાદી કાર્યક્રમ કહી શકાય. દક્ષિણ કેલીફોર્નીઆમાં તરંગવાદીઓએ જબરી હલનચલન મચાવી દીધી છે, અને તેમની લડત વ્યવસ્થીત બને તે પહેલાં તેમના વિરૂધ્ધની ચળવળ આખા રાજ્યમાં ફેલાઇ જશે એવું ચોક્કસ જણાય છે.

આ નૂતન ગુપ્ત સંસ્થા લોસ એન્જેલીસના વ્યાપારી હિતો ધરાવનારાઓને ચિંતારૂપ થઇ પડી છે. પરંતુ આજસુધી તેનો વિકાસ અટકાવવા માટે તેઓ કાંઇ અસરકારક પગલાં લઇ શકયા નથી. કેટલીક મોટી સંસ્થાઓ, અને કારખાનાવાળાઓએ તરંગવાદીઓને દાબી દેવાના પ્રયત્નો કર્યા હતા. તેમને નોકરીમાંથી છુટા કરવાની ધમકીઓ પણ આપવામાં આવી હતી છતાંય, આ સંસ્થાના સભ્યોનું સંખ્યાબળ વધતુંજ ગયું. આ સંસ્થાની કાર્યશકિત વધતી જતી જોઇને વિરોધીઓએ તેમની ધમકીઓ પાછી ખેંચી લીધી, અને તરંગવાદી સંસ્થાનો વિરોધ કરવાના કાર્યમાં માનહાની સાથે નિષ્ફળ ગયા.

એવું કહેવાય છે કે, આ સંસ્થાના સભ્ય થવા માટે દાખલફી ત્રણ ડોલરની છે, અને તેનું વાર્ષિક લવાજમ એક ડોલર છે. બેકારોને વિના લવાજમે સભ્યો તરીકે નોંધવામાં આવે છે આ ગુપ્ત સંસ્થા જાહેર થઇ જાય નહિ એટલા માટે તેના સંચાલકોનું માસિક ૨૫ ડોલરનું વેતન નક્કી કરવામાં આવ્યું છે. આર્થિક સ્વાતંત્ર્યની લડતમાં એક હથીયાર તરીકે આ સંસ્થા કેટલી અસરકારક નીવડશે તેની આગાહી કરવી મુશ્કેલ છે, છતાંય, તેના પ્રયાસો બહુ જ ધ્યાન આપવા યોગ્ય છે.

## અપ્ટન સીંકલેરની ચળવળ

આ જગ્યાએ સીંકલેરની 'ઇ. પી. આઇ. સી.' ચળવળનો ઉલ્લેખ અસ્થાને નહિ ગણાય. કેલીફોર્નીઆમાંથી ગરીબાઇ દૂર કરવાની આ ચળવળમાં, અપ્ટન સીંકલેરને ગવર્નર તરીકે ચુંટીને, રાજ્યની મદદવાળાં સંસ્થાનોની સ્થાપના કરવાની તેમજ એ સંસ્થાનોમાં બેકારોને કામે લગાડવાની યોજનાનો સમાવેશ થાય છે. તે ઉપરાંત આ યોજના પ્રમાણે બંધ પડેલાં બધાં કારખાનાંઓ રાજ્યના હસ્તક લઇ તેમાં બેકારોને કામે લગાડવામાં આવશે, આવી રીતે ઉત્પન્ન કરવામાં આવેલો માલ, તેમાંથી નફો મેળવવાને બદલે સમાજના ઉપયોગમાં લેવામાં આવશે આ યોજનામાં કેટલેક અંશે સમાજવાદી નીતિ જણાઇ આવે છે, પરંતુ મુડીવાદી પ્રધાને ભય રૂપ થઇ શકે તેમ નથી. રાજ્યની દેખરેખ તળે ચાલતાં કારખાનાંઓમાંથી

રાજ્યના ખેતરોમાં કામ કરતાં સ્ત્રી પુરૂષોના ઉપયોગ માટે માલ ઉત્પન્ન કરવો, તેના બદલામાં ખેડુતો કામદારોને ખોરાક પુરો પાડે એવો આ યોજનાનો હેતુ છે. આ કાર્યમાં જોઇતાં નાણાં એકઠાં કરવા માટે રાજ્ય તરફથી બોન્ડ કાઢવામાં આવશે. સીંકલેર પણ જણાવે છે કે આ બોન્ડ મધ્યસ્થ સરકારને વેચીને નાણાં મેળવવામાં આવશે.

આ ચળવળ દરમ્યાન એક રોજ-દારી પુરૂષ તરીકે અને આમવર્ગનું સંગઠન કરનાર પુરૂષ તરીકે સીંકલેરે તેની શક્તિઓનો સુંદર પરચો બતાવ્યો છે આ જગતમાં અજાયબીઓનો તોટો નથી આમવર્ગના નેતા તરીકે અપ્ટન સીંક-લેર અચાનક આગળ આવ્યો એ પણ એક મહાન અજાયબી ભર્યું કાર્ય છે.

## તરંગવાદના આર્થિક સિધ્ધાંતો

કુલીફોર્નીઆની તરંગવાદી સંસ્થાનો કાર્યક્રમ સમાજવાદી સમાજપધ્ધતિ સૂચવે છે. એ સંસ્થાના સાહિત્યમાંથી નીચેની બાબતો જણાઇ આવે છે.

"તરંગવાદી સંસ્થાનું અસ્તિત્વ ફક્ત એક જ હેતુની સાધના અર્થે છે—નીચે જણાવેલી જરૂરીયાતો પુરી પાડવા માટે નાણાંને લગતી એક યોજના અમલમાં મુકવામાં આવશે."

"મળી શકે એટલાં બધાં યંત્રો, કાર-ખાનાં, પેદાશ આપતી જમીન, વ્યવહારની સરળતા અને દ્રવ્યનું ઉત્પાદન કરવાની બીજી બધી શક્તિઓનો પુરેપુરો અને સતત ઉપયોગ કરવામાં આવશે."

"આ ઉત્પાદન કાર્યમાં સહકાર આપવા માટે, દેખરેખ રાખવા માટે, મદદ કરવા માટે તેમજ તેને લગતાં બીજાં કાર્યો માટે જરૂર પડે તેટલાં મજબુત શરીરવાળા માણસોને કામે લગાડવામાં આવશે.

"એ કાર્ય પુરૂં પાડવા માટે જરૂર પડે તેટલા શ્રમના કલાકો, કામે લગાડેલાં માણસો વચ્ચે સરખી રીતે વહેંચી દેવામાં આવશે."

આ યોજના પ્રમાણે વસ્તીના નીચે પ્રમાણે વિભાગ પાડવામાં આવશે.

(૧) ૧૫ વર્ષ નીચેની ઉમ્મરના માણ-સોને કેળવણીના ક્ષેત્રમાં રોકવામાં આવશે. (૨) ૨૫ થી ૪૫ સુધીના બધા માણ-સોને દ્રવ્યોત્પાદનના કાર્યમાં, તેમની લાયકી મુજબના હોદ્દા ઉપર રોકવામાં આવશે. (૩) ૪૫ વર્ષ પછી જે માણસ વધુ કામ કરવાની ઇચ્છા રાખતા ન હોય તેમને નિવૃત્તિવેતન આપવું.

જુદા જુદા વર્ગોના માણસો વચ્ચે "શ્રમના નાણાં" વહેંચી આપવાનો ઇરાદો આ તરંગવાદીઓ રાખે છે. દરેક વસ્તુઓ તથા સેવાઓ ખરીદવા માટે આ નાણાં ચાલી શકશે પરંતુ તેનો બદલો થઇ શકે તેમ ન હોવાથી, આ નાણાંનો સંગ્રહ કરી શકાય તેમ નથી આ સંસ્થાના પ્રચારકો જણાવે છે કે કામના કલાકો ટુંકા રાખ-વામાં આવશે અને વૃધ્ધાવસ્થાનું નિવૃત્તિ-વેતન વિગેરે યોજનાથી વૃદ્ધ તથા અશક્ત માણસોને ભારે રાહત મળશે.

આ સંસ્થામાં આજે બે લાખ પચીસ હજાર સભ્યો છે અને દરરોજ પાંચ હજાર નવા સભ્યો નોંધાય છે એવો દાવો કરવામાં આવે છે. આનો અર્થ એવો થાય છે કે

માગણી પણ આમવર્ગની પ્રગતિ માટે તાત્કાળીક જરૂરી રાષ્ટ્રીય સ્વતંત્રતા માટે પુરતી નથી. સત્યાગ્રહ મારફત આ ધ્યેય પ્રાપ્ત કરી શકાય તેમ નથી. એ ધ્યેયની પ્રાપ્તિ માટે પાર્લામેન્ટરી વિરોધ સત્યાગ્રહ કરતાં પણ ઓછો અસરકારક નિવડશે. સ્વાતંત્ર્ય મેળવવાની રાષ્ટ્રીય લડત માટે સત્તા હાથ કરવાની હિમાયત કરવાના નિશ્ચય સાથેજ આપણે ત્યાં જઇએ છીએ.

એ લડતની શરૂઆતના તબક્કે, સામ્રાજ્યવાદના વિરોધ તરીકે તેનો વ્યવસ્થિત અને બને તેટલો વિસ્તૃત સામનો કરવો જોઇએ. સામ્રાજ્યવાદી આપખૂદીનો વધતે ઓછે અંશે વિરોધ કરનારાં બધાં તત્વોને એકઠાં કરીને, ઓછામાં ઓછી રાષ્ટ્રીય માગણી માટે સંયુક્ત લડત ચલાવવી જોઇએ. ચુંટણીના પરિણામથી ઉભી થએલી પરિસ્થિતિથી સામ્રાજ્યવાદ વિરોધી મજબુત સંગઠન કરવાની તક મળે છે. નકારાત્મક અફળ નીતિ મંજુર કરવા ઉપરાંત બીજું કાંઇપણ પગલું મહાસભા નહિ લે, તો આવી શક્યતાઓવાળા સંજોગો નકામા વહી જશે. સાંપડેલી તકનો પુરેપુરો ઉપયોગ કરવામાં રાજકીય નેતાગીરીની કસોટી છે. આવી તકોની શક્યતાનો વાસ્તવિક રીતે નિર્ણય કરવાની તેઓમાં શકિત હોવી જોઇએ.

અસ્વિકારની નીતિને ટેકો આપનાર બહુમતિ ધારાસભામાં નહિ હોય એ જણાવવાની જરૂર નથી. કટ્ટર પ્રત્યાઘાતિઓ અને ઓદ્દા ખોળનારાઓ સિવાય બીજા બધાને આ સુધારાઓથી થોડો ઘણો અસંતોષ થશે. છતાંય મહાસભાવાદીઓ સિવાય બધાએ સાફ જણાવી દીધું છે કે છેવટે તેઓ જેવું હોય તેવું બંધારણ અમલમાં મુકશે. લીબરલો અને બીજાં રાષ્ટ્રીય મંડળો, જેઓ ધારાસભામાં વિરોધી પક્ષ સ્થાપે તેવું જણાય છે, તેઓ પણ મહાસભાની કોઇ બીનશરતી વિરોધી નીતિને ટેકો આપશે નહિ. વળી પ્રાંતિક સ્વરાજ્ય દાખલ કરવામાં આવશે એટલે નવી વડીધારાસભા અપ્રાસંગિક થઇ પડશે એ વિચાર વ્યવહારૂ રાજકીય પુરૂષોને દેખાવ પુરતો અભિનય કરવા માટે ઉત્સાહિત કરે. તેથી આવી પરિસ્થિતિમાં સંપૂર્ણ રાષ્ટ્રીય સ્વાતંત્ર્યના સિધ્ધાંતથી અળગી ન હોય, છતાંય સાથે સાથે મવાળ રાષ્ટ્રીય તત્વોનો ટેકો મેળવે એવી ઓછામાં ઓછી નક્કર માગણીઓના કાર્યક્રમ ઉપર બને તેટલું વિસ્તૃત સામ્રાજ્યવાદ વિરોધી સંગઠન કરી શકાય તેમ છે. આવી માગણીઓના ટેકામાં થનારી આમવર્ગની ચળવળની શરૂઆત તરીકે આ રૂપરેખા પ્રમાણેની પર્લામેન્ટરી કૂટનીતિ અમલમાં મુકવામાં આવે તો તે ઘણી અગત્યની થઇ પડશે. આમ, રાષ્ટ્રીય સ્વાતંત્ર્યની લડતનો વિકાસ કરવા માટે ચુંટણીથી ઉત્પન્ન થએલી પરિસ્થિતિનો ઉપયોગ થઇ શકશે.

મુસ્લિમ સભ્યોનો ટેકો મળે નહિ તો ધારાસભામાં વિરોધી પક્ષ બહુમતિ મેળવી શકશે નહિ. વિરોધપક્ષનું પ્રતિનીધિત્વ સબળ બનાવવા માટે મુસ્લિમ સભ્યોનો સહકાર જરૂરી છે. સામ્રાજ્યવાદ વિરોધી સંયુક્ત સામનામાં મુસ્લિમોના બને તેટલા મોટા ભાગને ભેળવવા માટે વિભકત મતાધિકારનો સ્વિકાર કરવો જોઇએ. આ ગુંચવાડાભર્યા પ્રશ્ન પરત્વે મહાસભાની હાલની અસ્પષ્ટ વલણ ઠીક નથી.

આથી કોઇને સંતોષ થતો નથી, અને આ પ્રશ્ન અણઉકેલ્યો જ રહે છે. તે દરમ્યાન સામ્રાજ્યવાદની ભાગલા પાડીને શાસન કરવાની નીતિ ચાલુ જ છે. આ નીતિનાં નુકશાનકારક પરિણામો અટકાવવાનું કાર્ય જરૂરી અને તાત્કાળીક છે. આવી કરોકટીની પરિસ્થિતિમાં હિંમતભર્યું કાર્ય તુરતજ શરૂ કરવાની જરૂર છે. સરકારને મુસ્લિમ પક્ષનો ટેકો હશે ત્યાં સુધી તે સહેલાઇથી બહુમતિ મેળવી શકશે. વિરોધપક્ષે બહુમતિ મેળવવી હોય તો મુસ્લિમોને સરકારી પક્ષમાંથી ખેંચી લેવા જોઇએ. આ હેતુથી વિભક્ત મતાધિકારનો સ્વિકાર કરવો આવશ્યક છે. મહાસભાના ઝંડા તળે એકઠા થયેલા રાષ્ટ્રવાદીએ ઉપરાંત, મુસ્લીમોમાં બીજા પ્રમાણિક રાષ્ટ્રવાદીઓ પણ મોટી સંખ્યામાં છે. ઘણા મુસ્લીમો, મહાસભાવાદીઓના જેવી જ મક્કમતાથી નવા બંધારણને વખોડે છે. વિભક્ત મતાધિકારનો સ્વિકાર થાય તો આ મુસ્લીમો વિરોધ પક્ષમાં ખુશીથી સામેલ થશે. સરકારે ખંતપૂર્વક ઉત્તેજીત કરેલો મુસ્લિમોનો હીંદુઓ પ્રત્યેનો અવિશ્વાસ અને બન્ને પક્ષના પ્રત્યાઘાતિઓએ સજીવન રાખેલો એ કોમોનો એક બીજા પ્રત્યેનો વિરોધ, શુભનિષ્ઠાની ખાત્રીઓથી નહિ. પરંતુ ચોક્કસ કાર્યોથી દૂર કરવો જોઇએ. હિંદુ કોમના મોટા ભાગનું પ્રતિનીધિત્વ ધરાવતા રાષ્ટ્રવાદીઓએ આગળ જઇને મુસ્લિમોને મળવું જોઇએ. સ્પષ્ટ રીતે દોરવણી કરવાની મહાસભામાં હિમ્મત હોવી જોઇએ. વિભક્ત મતાધિકારના સ્વિકારથી હીંદુ મહાસભાના થોડાક સભ્યો છુટા પડી જશે, પરંતુ તેના સ્વિકારથી વધુ મુસ્લિમ સભ્યો મહાસભામાં જોડાશે. બધા સુધારાઓ અયોગ્ય મુક્ત સુધી મુલતવી રાખવામાં આવે નહિ ત્યાં સુધી નવા બંધારણનો સાદો રીતે અસ્વિકાર કરવાથી તેને હીંદ ઉપર ઠોકી બેસાડાતું અટકાવી શકાય તેમ નથી તેવી જ રીતે કોમી મતાધિકાર પણ હિંદ ઉપર ઠોકી બેસાડવામાં આવશે તો પછી, બળ જબરીથી દાખલ કરવામાં આવેલા વિભક્ત મતાધિકારનો સ્વિકાર કરવો પડે તેને બદલે મુસ્લીમો તરફ શુભ લાગણી દર્શાવવાની ઉદારતા શા માટે નહિ દાખવવી? આવી તક જતી કરવાના પરિણામે એકહથ્થુ સત્તા મેળવવાની હિંદુ રાષ્ટ્રવાદીઓની બાજીમાંથી લઘુમતિ કોમોને બચાવી લેનાર રક્ષક હોવાનો દંભ કરવાનું કાર્ય સામ્રાજ્યવાદ માટે સરળ થશે.

વિભક્ત મતાધિકારની પ્રથાનો સ્વિકાર કરવાના કાર્યને કોમી ચુકાદાના સ્વિકાર તરીકે ગણી લેવું જોઇએ નહિ. એ પરસ્પર સમજુતિનું પગલું, ઐચ્છિક ઇમારત ગણાશે. એને સામ્રાજ્યવાદના આદેશ નીચે ઝુકી પડવાના ચિન્હ તરીકે ગણી શકાય નહિ. વિભક્ત મતાધિકારનો ઐચ્છિક સ્વિકાર, એ પક્ષપાતનો નાશ કરવાનો સૌથી ખાત્રીલાયક માર્ગ છે. લોકશાસનવાળાં સરકારતંત્રના સિધ્ધાંતમાં લઘુમતિઓના રક્ષણનાં ખાસ પગલાંનો અભાવ હોતો નથી.

વિરોધ પક્ષ માટે મુસ્લિમોના મજબુત ટેકો મેળવ્યા પછી, સામાન્ય કાર્યક્રમ તરફ ધ્યાન આપવું જોઇએ. વિરોધ પક્ષનું બંધારણ, આત્મ અસ્વિકારની નીતિને આજુએ મુકે છે. પરંતુ સાદો અસ્વિકાર કે બીનશરતી સ્વિકાર એ બે જ રસ્તાઓ ખુલ્લા નથી મહાસભાવાદીઓને લાગેવળગે છે ત્યાંસુધી શરતી કે બીનશરતી અસ્વિકારનો પ્રશ્ન

રહેલાં નથી; બીજી બાજુએ અસ્વિકારનું કાંઇ ખાસ પરીણામ આવશે નહિ. આથી વચલો રસ્તો શોધી કાઢવો જોઇએ. આ માર્ગ સમાધાનનો નથી, પરંતુ આત્મ-નિર્ણયના હક્કનું વ્યવહાર પ્રતિપાદન કરવાના રસ્તે લઇ જનાર છે. નવા બંધારણમાં સંખ્યાબંધ નક્કર સુધારાઓ રજુ કરવાનું પાર્લામેન્ટરી કાર્ય કરીને, રાષ્ટ્રીય વિરોધપક્ષ આ માર્ગ ખુલ્લો કરી શકે છે. આવા સુધારાઓની માગણી કરવા માટે બીજા રાષ્ટ્રીયપક્ષોની આગેવાની લેવાનો મહાસભાવાદીઓને અધિકાર છે એ છેલ્લી ચુંટણીના પરીણામથી જણાઇ આવ્યું છે. ગોળમેજી પરિષદમાં આમંત્રિત હિંદીઓ હિંદના સાચા પ્રતિનીધિઓ નહોતા એવું મહાસભાએ જાહેર કર્યું હતું. આમાંના કેટલાક પ્રતિનીધિઓ ચુંટણીમાં પરાજય પામ્યા છે, તેથી મહાસભાના પડકારને વધુ બળ મળ્યું છે—આથી દાખલ કરવા ધારેલા બંધારણમાં પ્રજાએ ચુંટેલા પ્રતિનીધિઓની દરખાસ્તો પ્રમાણે સુધારા કરવા જોઇએ એવી માગણી તદ્દન વ્યાજબી છે.

**નવું** બંધારણ હિંદી પ્રજાની માગણીઓ સંતોષતું નથી એ મુદ્દા ઉપર મહાસભાએ ચુંટણી માટે લડત ચલાવી હતી. ચુંટણીના પરિણામથી મહાસભાની માન્યતાઓને ટેકો મળે છે. નવું બંધારણ ઘડવામાં સહકાર આપનારા હિંદીઓ હિંદના આમવર્ગની તો નહિ, પરંતુ મતાધિકાર ભોગવતા હિંદીઓની થોડી સંખ્યાના પણ પ્રતિનીધિઓ નહોતા એવું ચુંટણીના પરિણામોથી પુરવાર થયું છે. એ મુદ્દા ઉપર બીજા રાષ્ટ્રીય પક્ષોના ટેકાથી મહાસભા સુધારા રજુ કરશે, હિંદી પ્રજાએ ચુંટેલા પ્રતિનીધિઓની બહુમતિની ઓછામાં ઓછી માગણીઓ તરીકે આ સુધારાઓ આગળ ધરવામાં આવશે. રાજકીય સિધ્ધાંતો અને હક્કોના મુખ્ય સવાલ સાથે આ સુધારાનો સંબંધ હોવો જોઇએ. નવી ધારાસભામાં પ્રજાના પ્રતિનીધિઓ નવા બંધારણમાં નીચેના સુધારાઓ રજુ કરાવવા મથશે એવી જાહેરાત મહાસભાએ તુરત જ કરવી જોઇએ, એ ઓછામાં ઓછી માગણીઓના ટેકામાં એકત્ર થવા માટે બીજા રાષ્ટ્રવાદી-પક્ષો, મંડળો કે સમ્પોને આમંત્રણ આપવું જોઇએ. એ સુધારાઓ નીચેના મુદ્દાઓ ઉપર હોવા જોઇએ: (૧) મધ્યસ્થ તથા પ્રાંતિક ધારાસભાઓમાં સર્વત્ર પુખ્ત મતાધિકાર: (૨) કેન્દ્રમાં તેમજ પ્રાંતોમાં એક ચેમ્બરવાળી ધારાસભાઓ, (૩) પ્રાંતિક સ્વરાજ્ય દાખલ કર્યા પછી નક્કી કરેલી મુદત દરમ્યાન મધ્યસ્થ તંત્રમાં સંપૂર્ણ જવાબદારી દાખલ કરવી. (વધુમાં વધુ એક વર્ષની મુદતમાં) (૪) દેશી રાજ્યની પ્રજા માટે શહેરીપણાના સરખા હક્કો, પુખ્ત મતાધિકારની યોજનાથી મધ્યસ્થ ધારાસભામાં તેમના પ્રતિનીધિઓ સ્વતંત્ર રીતે ચુંટી મોકલવા (૫) દેશી રાજ્યોની પ્રજાને મતાધિકાર આપવાની શરતથી રાજાઓ સમવાયતંત્રમાં દાખલ થવાનો ઇન્કાર કરે તો પણ કેંદ્રમાં જવાબદારી દાખલ કરવામાં વિલંબ કરવો નહિ (૬) ગવર્નરો કે ગવર્નર જનરલને (દમનના કાયદાઓ અને છુટા ઓર્ડીનન્સો પસાર કરવાની) ખાસ સત્તા મળવી જોઇએ નહિ. (૭) વર્તમાનપત્રો, વાણી અને સંમેલન માટે બંધારણપૂર્વકનું સ્વાતંત્ર્ય-(૮) બંધારણમાં સુધારો કરવાનો અને તેને વિશાળ કરવાનો હક્ક હિંદી ધારાસભાઓને આપવો.

આવી રીતે ઘડેલા સુધારાંઓના સામાન્ય કાર્યક્રમ માટે સઘળા રાષ્ટ્રવાદીઓનું સંગઠન કરવાની લાકફલં કર્યા પછી એ સુધારાઓ માટે પ્રજાનો ટેકો મેળવવા માટે મહાસભાએ દેશભરમાં ચળવળ શરૂ કરવી જોઇએ. હિંદની પ્રજાના થોડા ભાગે તો અભિપ્રાય ચુંટણીના પરિણામે રજુ કર્યો છે. હવે બીજું કાર્ય મતાધિકાર નહીં ધરાવનાર આમવર્ગના મોટા ભાગને તેની લાગણીઓ દર્શાવવાની તક આપવાનું છે.

બંધારણ ઉપરના સુધારાની દરખાસ્તોને જાહેર સભાઓ સમક્ષ રજુ કરવી જોઇએ. આ સુધારાઓના અર્થ, તેમજ નવા બંધારણમાં આ સુધારાઓ શા માટે દાખલ કરવા પડે છે તેના વિવેચનથી આમવર્ગની રાષ્ટ્રીય જાગૃતિમા ઝડપ આવશે અને તેથી તેમના રાજકીય શિક્ષણમાં સારો ફાળો મળશે. સ્વાતંત્ર્યની લડતને ઉંચી કક્ષાએ લઇ જવા માટે આ બન્ને વસ્તુઓ ઘણી અગત્યની છે.

છેવટે મહાસભાએ લોકપ્રતિનીધિ સભાનો પ્રશ્ન રજુ કર્યો છે. હજુ પણ લોકપ્રતિનીધિ સભાની ઘોષણા સ્પષ્ટ નથી. એનો ખરો અર્થ ઘણા થોડા માણસો જાણે છે; તે વિચારને કેવી રીતે અમલમાં મુકવો તેની એ વિષે ખ્યાલ ધરાવનારાઓને સમજ પડતી નથી. ચુંટણીના પરિણામથી યોગ્ય ગણાતાં પાર્લામેન્ટરી કાર્યથી આમવર્ગની ચળવળની શરૂઆત થશે. આ કાર્ય દરમ્યાન લોકપ્રતિનીધિ સભાની માગણી વધુ મજબુત બનીને, વ્યવહારૂ રાજકીય બાબતનું રૂપ ધારણ કરશે. ગોળમેજી પરિષદના પ્રતિનીધિત્વનો દંભ ખુલ્લો પાડવાના પરિણામે લોકપ્રતિનીધિ સભાની માગણીનો ઉદ્ભવ થયો છે. આત્મનિર્ણયના મુદ્દા ઉપર ચાલતી આમવર્ગની ચળવળ દરમ્યાન એ માગણી નક્કર બનશે અને તે મેળવવાની દીશામાં પ્રગતિ થશે.

વિરોધ પક્ષ જરૂરી બહુમતિ મેળવે અને પરિણામે પ્રજાની ઓછામાં ઓછી માગણીઓ પ્રમાણે નવું બંધારણ સુધારવાના પ્રશ્ન ઉપર સરકારને હાર મળે તો નવી પરિસ્થિતિ ઉભી થશે. આ ચળવળ શરૂઆતથી જ વિસ્તૃત અને બળવાન નહિ હોય તો સરકાર રાષ્ટ્રીય માગણીઓ પ્રત્યે બેદરકાર રહીને તેની યોજના આગળ ધપાવે રાખશે એ લગભગ નક્કી છે. આવી પરિસ્થિતિમાં ફકત પાર્લામેન્ટરી વિરોધ નિષ્ફળ નિવડશે. શરૂઆતમાંજ ધારાસભાની બહાર આમવર્ગની ચળવળ ચાલે તો આવો પ્રસંગ અટકાવી શકાય. એ પ્રસંગે, (પુખ્ત મતાધિકારની પ્રથા પ્રમાણે) શરૂઆતની લોકપ્રતિનીધિ સભાની ચુંટણી કરવા માટે રાષ્ટ્રવાદી વિરોધ પક્ષ માગણી કરી શકશે. ધારાસભાના ચુંટાયેલા સભ્યોની બહુમતિની સંપૂર્ણપણે બંધારણપૂર્વકની આ માગણીનો સરકાર અસ્વિકાર કરશે તો આત્મનિર્ણયનો પ્રશ્ન તાત્કાળીક રાજકારણમાં અગત્યનું સ્થાન લેશે. એક બે પક્ષના નહિ પરંતુ હિંદી પ્રજાના વિશાળ સમુહના દેખાવોદ્વારા, નવા બંધારણને લગતી ચર્ચાના અગત્યના મુદ્દા ઉપર ધ્યાન ખેંચાશે. ત્યાં સુધી આત્મનિર્ણયના હક્કનું પ્રતિપાદન કરવાની દિશામાં હિંદીઓએ ઠીકઠીક પ્રગતિ કરી હશે. શાસન ટકાવી રાખવા માટેની જાળ જેવા બંધારણનો અસ્વિકાર કરવાની આ સૌથી અસરકારક રીત છે. એવા સંજોગોમાં લોકપ્રતિનીધી

સભાની ધારાસભાની સીધી અસર તે સમયની પરિસ્થિતિ ઉપર થશે. લોકપ્રતિનીધિ સભા વ્યવહારૂ રાજકારણની બાબત બની જશે, અને સામુદાયિક ચળવળમાંથી એ ઘોષણા પ્રજાકીય માગણીનું સ્વરૂપ ધારણ કરશે. તે સમયે નવાં બંધારણમાં ફેરફાર કરીને; વિભક્ત મતાધિકારવાળી અથવા મુસ્લિમ કે, શીખ (અને માગણી કરવામાં આવે તો અસ્પૃશ્યો) માટે અનામત બેઠકો સાથેની અને હિંદની રાજકીય પ્રગતિની રૂપરેખા નક્કી કરવાની સત્તા ધરાવનાર લોકપ્રતિનીધિ સભાની પુખ્ત મતાધિકારની પ્રથા પ્રમાણે ચુંટણી કરવાની માગણી કરવાનો પ્રસંગ આવ્યો હશે.

થોડા છુટછાટો આપવા માટે સરકાર ઇચ્છા બતાવશે, એવી આશા રાખી શકાય એટલી હદ સુધી આ યોજના અમલમાં મુકી શકાશે કે કેમ તે શંકાસ્પદ છે. આથી એ ચળવળમાં કટોકટીની પરિસ્થિતિ ઉભી થશે. કારણ કે સરકાર થોડીક છુટછાટ મુકશે એટલે મવાલ રાષ્ટ્રવાદીઓ શાંત પડી જશે. આથી સામ્રાજ્યવાદ વિરોધી સંયુક્ત સામનામાં ભંગાણ પડશે. તેથી આ લડતને અંતિમ ધ્યેય સુધી આગળ ધપાવવાના કાર્યનો બોજો રાજ્યદ્વારી કૃતગૃતિવાળા અને આત્મનિર્ણયનાં હક્કનું પ્રતિપાદન કરવા માટે નિશ્ચય કરી બેઠેલા આમવર્ગના ટેકાવાળા સાચા રાષ્ટ્રવાદીઓ ઉપર આવી પડશે. આ કટોકટીનો આમલો જલ્દી ઉત્પન્ન થશે. સામુદાયિક ચળવળનો ક્ષણિક દેખાવો કરતાં વધુ વિકાસ થાય તેનો મવાળો (અને વીનિત વિચારના મહાસભાવાદી નેતાઓ) વિરોધ કરશે. એ ચળવળ અટકાવવામાં નિષ્ફળ જતાં, તેઓ તેમાંથી છુટા થઇ જશે.

છતાંય; આ યોજના થોડાઘણા અંશે પણ અમલમાં મુકવામાં આવે તો પ્રજાની મરજીની અસરકારક જાહેરાત થશે; અને રાષ્ટ્રીય સ્વાતંત્ર્યની લડતના સત્તા મેળવવાની દીશામાં થનારા વિકાસમાં સામુદાયિક શકિત એક અગત્યનું અંગ થઇ પડશે. તેથી તેના ચોક્કસ અને ફાયદાકારક પરિણામની અસર વધુ વખત સુધી ટકી રહેશે.

પાર્લામેન્ટરી અને સામુદાયિક ચળવળવાળી સંયુક્ત લડત,—થોડે ઘણે અંશે પણ ચાલે તો અવિચારની સહેલી અને સાદી નીતિ અને તેની સાથે સંકળાએલી બહિષ્કારની ઘોષણાઓવાળી અફળ ચળવળ કરતાં વધુ ગંભીર અસર ઉપજાવી શકશે. આ ચળવળ ગોળમેજી પરિષદના પ્રતિનીધિત્વ ઉપરાંત, હિંદી પ્રજાનું ભવિષ્ય નક્કી કરવાની બ્રીટીશ પાર્લામેન્ટની સ્વયંસ્થાપિત સત્તાને પડકારરૂપ થઇ પડશે. આથી આ પ્રશ્નના મૂળ ઉપર જ ઘા થશે. બંધારામાં અથડાવાની જરૂર નહિ રહે. બંધારણમાં રજુ કરવા ધારેલા સુધારાઓ કે એ મૂળ બંધારણ આ લડતના મુખ્ય મુદ્દાઓ નથી. આત્મનિર્ણયનો હક્ક એ આ લડતનો મુખ્ય મુદ્દો છે. ધારાસભામાં રજુ કરવા ધારેલા રાષ્ટ્રીય સુધારાઓ પરિસ્થિતિનું માપ કાઢવાનાં ઉપયોગમાં આવશે, તેથી રફતે રફતે સામુદાયિક ચળવળનો વિકાસ કરી શકાશે. ઓછામાં ઓછી ચોક્કસ માગણીઓથી શરૂઆત કરીને નિશ્ચિત ધ્યેય તરફ સતત પ્રગતિ કરી શકાશે.

રાષ્ટ્રના સ્વાતંત્ર્યની લડતનો મુખ્ય મુદ્દો અસરકારક રીતે નક્કી કરવામાં આવે નહિ અને તેને ચોક્કસ સ્વરૂપ આપવામાં આવે નહિ ત્યાં સુધી

અસહકાર અને સત્યાગ્રહની નીતિની નિષ્ફળતાથી ઉભી થયેલી હાલની પરિસ્થિતિમાં સ્વાતંત્ર્યની લડત વિકાસ પામી શકે તેમ નથી. બીજી બાજુએ, આ લડતમાં સંડોવાયેલા આમવર્ગને લડતના મુખ્ય મુદ્દા વિષે જાગ્રત કરવો જોઈએ અને વધુ લડત ચલાવવાની તેમની ઈચ્છા ગતિન જેમ આપવું જોઈએ. ચુંટણીમાં મળેલો વિજય તે આ બન્ને ધ્યેયના વિકાસ સાધનારી લડતની શરૂઆત ભૂમિકાની ગરજ સારી શકે તેમ છે. એ જ તેનો ખરો રાજદ્વારી ઉપયોગ છે. તેથી આવી લડત કે સામુદાયિક ચળવળની મહાસભાને ખાસ જરૂર છે. સામાન્ય જનતામાં સતત રાષ્ટ્રીય ચળવળના અભાવે, લડાયક તરીકેનું મહાસભાનું બળ ઘટી જશે. ધારાસભામાં પાર્લામેન્ટરી કાર્યક્રમ તરફ બધું ધ્યાન દોરવામાં આવશે તો બીજા કાર્યના અભાવે સભ્યો અને આમવર્ગ તદ્દન એકાકાર બની જશે.

**સૂચવવામાં** આવેલી યોજના સર્વપક્ષીય પરિષદ મારફત અમલમાં મુકી શકાય તેમ નથી એ બીના ઉપર ખાસ ભાર મુકવાની જરૂર છે. બીજા રાષ્ટ્રવાદી પક્ષોનો સહકાર મળે નહિ તો પણ આગળ ધપવાનો પહેલેથી જ નિરધાર કરીને મહાસભાએ પોતાનું કાર્ય શરૂ કરવું જોઈએ. રાજકારણમાં નેતાઓની સંકુચિત મનોભાવનો નાશ થવો જોઈએ, અને રાજકારણને આમવર્ગ સાથે સીધો સંબંધ ધરાવતી બાબત ગણવી જોઈએ. થોડીક રાજદ્વારી સંસ્થાઓ જ બંધારણનો વિરોધ કરે તેથી કાર્ય સરે નહિ, પરંતુ એ વિરોધને અસરકારક બનાવવા માટે તેમાં આમજનતાના મોટા ભાગનો પણ હિસ્સો હોવો જોઈએ. આ પરિસ્થિતિ ઉપર આમવર્ગના અવાજની અસર પહોંચાડવી એ જ ખરી નેતાગીરીનું કાર્ય છે. નક્કી કરવામાં આવેલું પગલું સામુદાયિક પગલું ન હોય ત્યાં સુધી જુદા જુદા પક્ષોના નેતાઓ વચ્ચે થયેલ સમાધાન કે તેમનું સંયુક્ત કાર્ય પણ અસર ઉપજાવી શકશે નહિ. બીજા પક્ષો સાથે આવી પાર્લામેન્ટરી પદ્ધતિની સમજુતિઓ મહાસભાને તેની ધ્યેય-પ્રાપ્તિ સમીપ લઈ જશે નહિ.

**મવાળ** રાષ્ટ્રવાદીઓ સંયુક્ત સમિતિના અહેવાલને સખ્ત રીતે વખોડી કાઢે છે, તો પણ નવા બંધારણમાં સુધારાઓ રજુ કરવાના સંયુક્ત આવેદનમાં, ઘણા ખરા મવાળો જોડાય એમ તે ચોક્કસ નથી. અસહકારની નીતિને તો તેઓમાંનો કોઈ પણ ટેકો આપશે નહિ. સંયુક્ત વિરોધપત્ર બનાવવાનો પ્રયત્ન નિષ્ફળ જાય તો, મહાસભાવાદીઓ માટે બે રસ્તા ખુલ્લા રહેશે, કાં તો એ યોજના તેમણે સ્વતંત્ર રીતે આગળ ધપાવવી, અથવા મવાળોનો ટેકો મેળવવાને રાષ્ટ્રવાદીઓની માગણી નરમ પાડવી. સર્વપક્ષ પરિષદમાં 'નેતાઓનું' ઇનકાર ગરમ માર્ગ ગ્રહણ કરવાનું પગલું આ દિશામાં જશે. પાર્લામેન્ટરી એક રણના લીસા માર્ગ ઉપર ચડયા પછી, સંમતિ અને સ્પષ્ટ નીતિ વિનાનો એક રાષ્ટ્રવાદી પક્ષ, તેનો માર્ગ ભૂલીને સમાધાન કરવાના સંપ્રદાય જેવો સંભવ રહે છે. સ્વરાજ્ય પક્ષના અનુભવ ઉપરથી આપણે શીખવાનું છે. આવો માર્ગ ગ્રહણ કરવાથી મહાસભા સહકાર તરફ વળશે. તેને 'પ્રતિસહકાર'નું નામ આપવામાં આવે તેથી કાંઇ ફેરફાર પડતો નથી. સરકાર શાંતિના અભિનયથી મહાસભાને લલચાવવાનો પ્રયત્ન પણ કરશે.

સામુદાયિક ચળવળ મોકુફ રાખવાની નવી નીતિ મહાસભા ચાલુ રાખશે તો સરકાર પણ તેના કાર્યશીલ કર્મચારીઓને શાંત કરશે; બીન–હાનીકારક દુશ્મન સાથે નફાકારક રીતે સંધી કરી શકાય. સરકાર આવું પગલું લેવાનો વિચાર ચલાવે છે એવી અફવાઓ તાજેતરમાં ચાલે છે. ધારાસભામાં મહાસભાવાદીઓ તરીકે ચુંટાયેલા સભ્યો રાષ્ટ્રીય હિતોના રક્ષક તરીકે બહાર પડવા માગતા હોય તો તેમણે વ્યવહારૂ રાજ્યનીતિનો–સમાધાનીનો–માર્ગ મુકી દેવો જોઇએ. બને તેટલો મજબુત ટેકો મેળવી શકે અને પરિસ્થિતિ ઉપર સીધી અસર પહોંચાડી શકે તેવી ચોક્કસ માગણીઓ વડે તેમણે આત્મનિર્ણયના હક્કનો મુદ્દો ઉપાડી લેવો જોઇએ.

**પાર્લામેન્ટરી** માગણીઓના ટેકામા, ધારાસભાની બહાર સામુદાયિક ચળવળની યોજના કરીને, ચુંટણીના વિજયનું ખરૂં રાજ્યદ્વારી મૂલ્ય આંકી શકાય. મહાસભાવાદી સભ્યોને તેમના મતદારોએ આત્મનિર્ણયના હક્ક માટે લડત ચલાવવાનો આદેશ કર્યો છે–બીન–મતાધિકારી આમવર્ગ પાસેથી પણ મહાસભાએ આ જાતનો આદેશ મેળવવો જોઇએ. એ કાર્ય કર્યા પછી, આત્મનિર્ણયનો હક્ક મેળવવાની લડતમાં મહાસભાએ આખી પ્રજાને દોરવી જોઇએ.

પ્રજાને તેની ઇચ્છા પ્રદર્શીત કરવા દો. અને પ્રજાની ઇચ્છાને પ્રાધાન્ય આપો. ઓછામાં ઓછો વિરોધ કરવાના સહેલા રસ્તે જઇને, આવી ક્રાન્તિકારી ચળવળની નેતાગીરીની જવાબદારીમાંથી છટકી જશો નહિ. સાદા અસ્વિકારથી આ ચળવળમાંથી તમે ખસી જાઓ છો, તેનો સ્વિકાર કરવો એ ચળવળનો દ્રોહ કરવા બરાબર છે. ફક્ત એક જ માનવંતો માર્ગ છે;–એ માર્ગ લડત ચલાવવાનો છે. પરંતુ, પરિસ્થિતિની વાસ્તવિકતા અને બળ ઉપરથી જ એ લડતના વિસ્તારનું માપ નક્કી કરવું જોઇએ. પ્રગતિમાન સફળતા મેળવવા માટે સામુદાયિક લડતની જરૂર છે–રાષ્ટ્રીય સ્વાતંત્ર્યની લડત એ આમવર્ગના આર્થીક; અને રાજકીય છુટાંપણાની લડત છે એટલો ખ્યાલ રાખશો તો તમે સાચા માર્ગે જઇ શકશો; રાષ્ટ્રીય સ્વાતંત્ર્યની લડત એ સત્તા મેળવવાની લડત પણ છે.

---

# સાહિત્ય સમાલોચના



**કચ્છનું અર્થશાસ્ત્રઃ ચલણ અને હુંડીયામણ**—લેખક અને પ્રકાશકઃ જયરામદાસ જેઠાભાઇ નયગાંધી. અંજાર—કચ્છ.

૫૬ પાનાની આ પુસ્તિકામાં કચ્છના હુન્નરઉદ્યોગો, ખેતીવાડી, વહાણવટું, વાણિજ્ય વિગેરેના વિકાસની આર્થિક દ્રષ્ટિએ સમાલોચના કરવામા આવી છે કોરીના ચલણને લીધે હુંડીયામણમા કચ્છને ઘણું નુકસાન સહન કરવું પડે છે. આ અસ્થિર હુંડીયામણની અસરથી કચ્છનાં આર્થિક ક્ષેત્રો કેવી રીતે નબળાં પડયા છે તેની વિગતવાર રજુઆત કરવામા આવી છે. કચ્છના પ્રશ્નોમાં રસ લેનારાઓને આ માહીતિ ઉપયોગી થઇ પડશે

**ઉન્નતિનો માર્ગ યાને ગૌસંવર્ધન**—લેખક અને પ્રકાશકઃ ચંદ્રશંકર ગૌરીશંકર જોષી. પાંચતલાવડા—વાયા દામનગર.

હીંદ ખેતીપ્રધાન દેશ છે એ દ્રષ્ટિએ, હીંદી જીવનમાં ગાય અગત્યનું સ્થાન ભોગવે છે. હીન્દુ ધર્મમાં ગાયની પવિત્રતા ઉપર ભાર મુકવામા આવ્યો છે; તે પ્રશ્ન શ્રધ્ધાળુ લોકો માટે રહેવા દઇને, ગાયની આર્થિક અને સામાજીક ઉપયોગીતા બતાવવાનો પ્રયત્ન કરવામાં આવ્યો છે. અને ગોપાલન વિષે કેટલીક જરૂરી સુચનાઓ કરવામા આવી છે. આ પ્રશ્નની બધી બાજુઓ રજુ કરતું આ પુસ્તક છીવરાયાના કીમાયતીઓને જરૂર ઉપયોગી થઇ પડશે.

**ધર્મનું આદી મૂળ વેદ**—મૂળ લેખકઃ શ્રી. ગંગાપ્રસાદજીઃ ભાષાંતરકર્તા અને પ્રકાશકઃ કનૈયાલાલ ગીરધરલાલ કોઠારી બી. એ. અમદાવાદ.

આ પુસ્તકમાં આર્યસમાજની દ્રષ્ટિથી વેદનું સર્વોપરીપણું બતાવવાનો પ્રયત્ન કરવામા આવ્યો છે. વેદમાથી જરથુસ્તી અને બૌદ્ધ ધર્મો નિકળ્યા. અને આ બન્ને ધર્મોમાથી યાહુદી, ખ્રીસ્તી તેમજ ઇસ્લામનો આવિર્ભાવ થયો એવુ બતાવીને વેદ એ સર્વ ધર્મોનું મૂળ છે એવું પુરવાર કરવાનો પ્રયત્ન કરવામા આવ્યો છે. વેદની મહત્તા વિષે એ મત છે જ નહિં પરંતુ તેથી વેદ એ સર્વ વૈદીક ધર્મ, એ સર્વ ધર્મ શીરોમણી અને બીજા ધર્મોનો

ઉત્પાદક છે એવું કહેવું એ ધર્મઘેલછા ગણી શકાય. આ પુસ્તકમાં રજુ થએલી વિચારસરણી કેટલે અંશે તૌપરહીત છે તેની તુલના કરવાનો અવકાશ નથી. છતાં પ એટલું કહેવું પડે છે કે ધાર્મિક પૂર્વગ્રહ (bias) ન રાખતાં, આ વિષય તટસ્થપણે ચર્ચવામાં આવ્યો હોત તો ઠીક થાત. ધર્મોની ઉત્પત્તિના ઇતિહાસમાં રસ લેનાર અભ્યાસીઓને આ પુસ્તકમાંની માહીતિ કેટલેક અંશે ઉપયોગી થઇ પડશે.

**ભોગીન્દ્રરાવ દીવેટીયા—જીવન, સમય અને સાહીત્યઃ**— લેખકઃ શાન્તિલાલ તોલાટઃ પ્રકાશકઃ દીવેટીયા એન્ડ સન્સ અમદાવાદ.

આ પુસ્તકના પ્રથમ ખંડમાં સ્વ. ભોગીન્દ્રરાવની જીવનકથા રજુ કરવામાં આવી છે. બીજા ખંડમાં ગુજરાતી નવલકથા સાહીત્યનો વિકાસ અને સ્વ. ભોગીન્દ્રરાવની કૃતિઓની વિસ્તૃત સમાલોચના કરવામાં આવેલી હોઇ એ ભાગ વધુ ઉપયોગી જણાય છે. સ્વ. ભોગીન્દ્રરાવની કૃતિઓ ગોવર્ધનયુગ અને મુન્શીયુગની વચ્ચેની કડી સમાન હોવાથી તેની સમાલોચના આવકારદાયક છે. આ પુસ્તકના લેખક સ્વ. દીવેટીયાના પ્રસંશક છે એટલે તેમની સમાલોચનામાં કંઇક અંશે પક્ષપાત જણાય તો તે ક્ષમ્ય છે. એકંદરે આ પુસ્તક સાહીત્યપ્રેમીઓમાં આવકાર પામશે એવું અમારૂં માનવું છે.

**વેદીનાં ફુલો**—લેખકઃ નાગરદાસ પંડયાઃ પ્રકાશકઃ ભારતી કાર્યાલય—વઢવાણ સીટી.

આ ત્રણ એકાંકી કરૂણાન્ત નાટકોમાં,—પ્રસ્તાવનાના શબ્દોમાં કહું તો "વાર્તાના અંશો વધારે છે." વસ્તુનો ઉઠાવ સાધારણ કોટીનો છે. છેલ્લાં નાટક "વચલો વર્ગ"માં સમાજના મધ્યમ વર્ગની સ્થીતિનું તેમજ કહેવાતા સમાજસુધારકોનાં આંતરીક જીવનનું આબેહુબ ચિત્ર રજુ કરવામાં આવ્યું છે. સામાન્ય જીવનના પ્રસંગોને ગુંથી લેતાં આ નાટકો સાધારણ કોટીના વાંચકોને પસંદ પડશે.

**પહેલી ભેટ** : લેખક અને પ્રકાશક : પ્રિયવદન બક્ષી.

આ ભેટમાં બાળકો હોંસે હોંસે વાંચી જાય એવી વાર્તાઓ આપવામાં આવી છે. કુદરતના અટપટા બનાવો તે કલ્પનાનો રંગ ચઢાવીને ઘણીજ સરળ રીતે રજૂ કરવામાં આવી છે. બધીય વાર્તાઓમાં આનંદ અને ઉલ્લાસ નજરે પડે છે—બાળકોને આ વાર્તાઓ જરૂર પસંદ આવશે.

**ભારતભૂમિ** : સંપાદક : કેશવલાલ શાહ. પ્રકાશક : સરસ્વતી પ્રકાશન મંદીર. ભાવનગર.

બાળકો માટે ભૂગોળનાં પાઠ્ય પુસ્તકો કેવાં હોવાં જોઇએ તેનો સુંદર નમુનો પુરો પાડતાં પુસ્તકનો બાલસાહીત્યમાં ઉમેરો કરવા માટે લેખકને અભિનંદન ઘટે છે. ઘણીજ સરળ અને રસમય ભાષામાં હીંદ વિષે ભૌગોલીક માહીતી આપવામાં આવી છે. આવાં પુસ્તકો બાળકોના હાથમાં મુકાય તો ભૂગોળ વિષે તેમનો અણગમો દૂર થઇ જાય.

**વિજ્ઞાનની વાતો** : લેખક : નવલકાંત ભાવસાર, બી.એસ.સી. પ્રકાશકઃ સરસ્વતી પ્રકાશન મંદિર ભાવનગર.

બાળકોને મુશ્કેલ લાગતા વિજ્ઞાનના કેટલાક પ્રશ્નોને સરળ રીતે સમજાવવાનો

સમાજવાદથી લગભગ અણજાણ હતું. હિંદના બીજા પ્રાંતોના પ્રમાણમાં ગુજરાત પૈસાદાર, મુડીવાદી ગણાય અને તેથી જ તેને ગાંધીવાદી ફિલસુફી જલ્દી ગળે ઉતરી. પણ મુડીવાદના વિકાસમાં સમાજવાદ અનિવાર્ય રીતે આવે જ છે.

સાહિત્યમાં પણ આનું પ્રતિબિંબ પડ્યા વિના રહેતું નથી. સમાજવાદનો વિકાસ ગુજરાતમાં જલદી થતો જાય છે તેના પડઘારૂપ ઉંચી જાતનું સમાજવાદી સાહિત્ય પણ ગુજરાતમાં પેદા થવા માંડ્યું છે.

"નવી દુનિયા" કાર્યાલય, અમદાવાદ, તરફથી "નવી દુનિયા" ગ્રંથમાળામાં બહાર પડેલાં ઉપરનાં ત્રણ પુસ્તકો રશિયા અને સમાજવાદ વિષે પ્રમાણભૂત ગણી શકાય.

માર્ક્સ તથા એંગલ્સે રજુ કરેલા વૈજ્ઞાનિક સમાજવાદના સિદ્ધાંતો અનુસાર લેનિનની આગેવાની હેઠળ રશિયાના મજુર, ખેડૂત, સૈનિકોએ સામાજીક, આર્થિક, રાજકીય ક્રાંતિ કર્યા પછી રશિયાનો જે વિકાસ થયો છે તે મોરિસ હિન્ડસનના "હ્યુમેનિટી અપરૂટેડ" પુસ્તકમાં સરસ રીતે રજુ કરવામાં આવ્યો છે. "નવયુગ"ના છેલ્લા અંકના "નવી દુનિયા" નામના લેખમાં જે થોડી માહિતી છે તે વિગતવાર આ પુસ્તકમાંથી જાણવા મળે છે. ધર્મ, મિલ્કત, સ્ત્રી પુરૂષ સંબંધ, મજુર, ખેડૂત વગેરેમાં થયેલાં અને હજી થતાં પરિવર્તનનો સ્પષ્ટ ખ્યાલ આપણને મળે છે અને મુડીદારી સમાજમાં તથા મુડીવાદી મનોદશામાં જે અશક્ય જેવું લાગે છે તે શક્ય અને સ્ફળ થયેલું આપણે અંહી જોઇ શકીએ છીએ. ધર્મ અને મિલ્કત વિષેના ખ્યાલો પણ કેટલા જલદીથી ફેરવાય છે, મિલ્કતના ખ્યાલો ફેરવાતાં સ્ત્રી પુરૂષ સંબંધમાં કેટલી સ્વતંત્રતા અને સમાનતા સ્વાભાવિક રીતે જ આવે છે તે આપણને મોરિસ હિન્ડસ બતાવે છે. આજની પરિસ્થિતિના ચિત્રની સાથે તેનો ઇતિહાસ તથા કમ્યુનિઝમના સિધ્ધાંતોનો પરિચય પણ કંઇક અંશે આપણને મળે છે. એચ. જી. વેલ્સના અભિપ્રાય પ્રમાણે અંગ્રેજીમાં "રશિયા વિષેનું એ સારામાં સારૂં પુસ્તક છે." ગુજરાતીમાં પણ એ વિષય પર આથી સારૂં પુસ્તક એકકે નથી. શ્રી. દિનકર મહેતાએ એને સરળ ગુજરાતીમાં ઉતાર્યું છે તે ઉપરાંત પ્રસ્તાવનામાં માર્ક્સ, એંગલ્સ, લેનિનનાં જીવનચરિત્ર, કમ્યુનિઝમના સિદ્ધાંતોનો સાર, રશિયન ક્રાંતિનો સળંગ ઇતિહાસ તથા તેનું રહસ્ય પણ આપ્યાં છે. પુસ્તકને છેડે આપેલી નોંધમાં અનેક મહાન ક્રાંતિકારીઓનો પરિચય, પદાર્થવાદ, ફેસિઝમ વગેરેની સમજણ તથા બીજી જરૂરી માહિતી આપી પુસ્તકને વધુ ઉપયોગી બનાવ્યું છે.

૨. ૧૮૪૮માં એક નાનકડા મજુર મંડળ માટે માર્ક્સ તથા એંગલ્સે કમ્યુનિસ્ટ જાહેરનામું તૈયાર કર્યું હતું. "દુનિયાના ઇતિહાસ પર બીજા કોઇ પણ પુસ્તક કરતાં આની વધારે અસર થઇ હશે." એ પુસ્તકમાં સમાજવાદને ચોકકસ સ્વરૂપ મળ્યું, સમાજવાદ એટલે નવા ઉદ્દય પામતા મજુરવર્ગની લડતની અને જીવનની ફીલસુફી. એ વાત પહેલવહેલી એમાં રજુ થઇ. આ પુસ્તકમાં રજુ થયેલા સિદ્ધાંતો પ્રમાણે આખી દુનિયાની લડાયક મજુર પ્રવૃત્તિ ચાલે છે.

"આખી માણસજાતનો ઇતિહાસ તે વર્ગો વચ્ચેના ઝગડાઓનો એટલે ચૂસાયેલા અને ચૂસનાર, રાજ ચલાવનારે અને રાજ નીચે દબાયેલા વર્ગો વચ્ચેના વિગ-

વર્ગવિહીન સમાજરચના આવે. સમાજવાદ એ કાંઈ ચોકઠું નથી પણ માણસ જાતના વિકાસનો ક્રમ છે, કોઇ પયગંબરનો ખુદાઇ પેગામ નથી પણ દુનિયાની વાસ્તવિક પરિસ્થિતિમાંથા ઉભું થતું ભાવિ વિકાસનું બીજું પગલું માત્ર છે. દૂરનું સ્વપ્ન નથી પણ આજનો કાર્યક્રમ છે.

સમાજવાદના અભ્યાસ માટે આ પુસ્તક કઠિન હોવા છતાં અનિવાર્ય છે. સામુદાયિક ઉત્પાદન અને સાધનો તથા પેદાશની વ્યક્તિગત માલિકી, બેકારોની વિશાળ સેનાઓ, ઉત્પન્ન કરનારાઓને જ ઉત્પાદનનો ઉપભોગ ન મળે, વારંવાર આવતી આર્થિક આફતો—ક્રાઇસિસ—મુડીવાદના આ બધા વિસંવાદો એંગલ્સ સ્પષ્ટ રીતે વ્યકત કર્યા છે અને તેમાંથી અનિવાર્ય રીતે સમાજવાદ જ આવે એ પણ બતાવ્યું છે.

પ્રસ્તાવના-અને નોંધ આ ગ્રંથમાળાની ખાસિયત છે.

"નવી દુનિયા" કાર્યાલય તરફથી "મજૂર સાહિત્ય" ગ્રંથમાળામાં.

**ખાનગી મિલ્કત અને સમાજવાદ** (૦–૦–૬) નામની નાની ચોપડી પ્રસિદ્ધ થઇ છે તે બહુ સરલ રીતે એ વિષય સમજાવે છે. શરૂઆતના પરિચય માટે એ પુસ્તિકા ઉપયોગી છે. મજૂરો, ખેડૂતો, અને શાળાના વિદ્યાર્થીઓ તથા વિશેષ અભ્યાસ ન કર્યો હોય કે કરવાની સ્થીતિમાં ન હોય તેનાં માટે આવી પુસ્તિકા બહુ મદદરૂપ છે.

**હીંદ કયે રસ્તે?** લેખક: જવાહરલાલ નેહરૂ: ૦—૨—૦ પ્રકાશક: કમળાશંકર પંડયા, દાહોદ.

જવાહરલાલ નેહરૂએ જેલમાંથી આવ્યા પછી "વિધર ઇન્ડિયા" નામના લેખો અંગ્રેજીમાં લખ્યા હતા તેનો આ અનુવાદ છે. હિંદની સ્થીતિ ખાસ જુદી જાતની, હિંદ આધ્યાત્મિક દેશ છે એ વહેમો જવાહરે તોડયા છે અને હિંદે પણ સમાજવાદનોજ રસ્તો લેવાનો છે એ બતાવ્યું છે. જે બધા ઝઘડા છે તે આર્થિક પરિસ્થીતિને લીધે જ છે. રાષ્ટ્રવાદની ઓથે મુડીવાદ જ છુપાઇ બેઠો છે. આ ચોપડીએ મહાસભામાં સમાજવાદ દાખલ કર્યો.

આ બધાં પુસ્તકોને આવકાર આપીએ છીએ અને એનું વિશાળ વંચન થાય એમ ઇચ્છીએ છીએ. આ કાર્યાલય પાસેથી આવાં અનેક પુસ્તકોની આશા રાખીએ.

## સ્વીકાર.

**ગ્રામજીવન** ડીસેંબર અંક, **વિચારક** ડીસેંબર અંક, **ગુણસુન્દરી** ડીસેંબર અંક, **નવચેતન** ડીસેંબર અંક, **સમાજજીવન** નવેંબર અંક, **યુવક** ડીસેંબર અંક, **પ્રસ્થાન** કારતક અંક, **કુમાર** કારતક અંક, શારદા ડીસેંબર અંક, **પુસ્તકાલય** ડીસેંબર અંક, (પુસ્તકાલય કાર્યાલયનું કેલેન્ડર) **અનાવીલ પોકાર** ડીસેંબર અંક: એ પત્રનું કેલેન્ડર પણ મળ્યું છે.

**રોશની** તા૦ ૧, ૮, ૧૫, ૨૨–૧૨–૩૪ અંકો, **બેઘડી મોજ** તા૦ ૨૯, ૨૫–૧૧–૩૪ અને ૨, ૯–૧૨–૩૪ અંકો, **પ્રતાપ** ૨૪–૧૧–૩૪ અને ૧, ૮, ૧૫–૧૨–૩૪ અંકો, **લોકવાણી** ૧૮, ૨૫–૧૧–૩૪ અને ૨, ૯, ૧૬–૧૨–૩૪ અંકો, **યુગચીત્ર** ૨–૧૨–૩૪ અંક, **મજુર સન્દેશ** ૨૯–૧૧–૩૪ અંક **સાધન** ૨૪–૧૧–૩૪ અને ૧, ૧૬–૧૨–૩૪ અંકો, **પ્રજાબંધુ** ૨૦–૧૧–૩૪ અને ૧૫–૧૨–૩૪ અંકો, **ગુજરાત મીત્ર** ૧૮, ૨૫–૧૧–૩૪ અંકો અને ૯, ૧૬–૧૨–૩૪ અંકો, **રણજીત બુલેટીન** ૮–૧૨–૩૪ અંક.

# નવયુગ

જાન્યુઆરી ૧૯૩૫.
વર્ષ ૬ ઠું :: અંક ૧૦ મો.
કીંમત ૮ આના

તંત્રી—ર. વિ. મહેતા.

## રાજકીય

પસાર થએલા માસનું રાજકારણ ... સીતારામ શર્મા ... ૮
યુધ્ધનાં મૌલિક કારણો... ... આદીક ... ... ૪૭
યુધ્ધ નિવારણ... ... ... દયાશંકર કવિ ... ૫૭

## વિચાર–ભાવના-પધ્ધતિ

મુંઝવતા સવાલોનો સરળ ઉકેલ ... ... ... , ... ૧૭
સમાજવાદના મળભૂત સિદ્ધાંતો ... લક્ષ્મીપ્રસાદ થારોટ ... ૨૫

## સામાજીક

લગ્નઃ એક અનીતિમાન નૈતિકબંધન નવિનચંદ્ર ... ... ૨૩
હિંદી સ્ત્રીઓના કાયદેસર હક્કો ... રમણિક વિ. મહેતા ... ૬૨

## હળવું સાહિત્ય

જીવન સંધ્યા (વાર્તા) ... ... સીતારામ શર્મા ... ૧૨
દુબારી (વાર્તા) ... ... ડો. પી. જે. ભટ ... ૪૧
ક્રાંતિ (વાર્તા) ... ... શ્રીમતિ કમલાદેવી ચૌધરી ૬૭
એકાર (વાર્તા) ... ... ચંદ્રશંકર પંડ્યા ... ૭૭
આપણો પત્રકાર (હળવું શબ્દચિત્ર)... દયાશંકર ભ. કવિ... ૮૯

## કાવ્યો

મીલનાં ભુંગળાં ... ... ... સોમાભાઇ ભાવસાર... ૪
જગતનો તાત? ... ... ... ધૈર્યચંદ્ર બુદ્ધ ... ૬
સાગરની ગોદે... ... ... મગન દેસાઇ ... ૭

## વિશેષતાઓ

સંપાદકની સાથે... ... ... લક્ષ્મીપ્રસાદ થારોટ ... ૧
ઇબ્ન સાઉદ ... ... ... અઝીઝબેગ ... ૭૨
સંચય ... ... ... ... ... ... ૮૭
કટાક્ષ ચિત્રો ... ... ... ... ... ... ૯૪
સાહિત્ય સમાલોચના ... ... ... ... ... ૯૮

# કોને માટે?

—:•:—

**આપણે** રાષ્ટ્રની સંપૂર્ણ સ્વતંત્રતા માટે ઝૂઝતા હોઇએ તો પહેલાં આપણે એ નક્કી કરી લેવું પડશે કે એ સ્વતંત્રતા કોને માટે હોવી જોઇએ?

શું એ સ્વતંત્રતા આઠ કરોડ જનતાની માનવતાનો યે સ્વીકાર કરવાની ના પાડનાર અને બ્રિટિશહિંદના વતનીઓના પ્રગતિના પંથમાં આડખિલ્લી તરીકે ઉભા રહેનાર હિંદના છસેં રાજા–મહારાજાઓ માટે જોઇએ છે?

શું એ સ્વતંત્રતા હિંદના કરોડો કિસાનોનું અર્થશોષણ કરી શાહીવાદના અદના સેવક બનનારા ઝમીનદારો માટે જોઇએ છે?

શું એ સ્વતંત્રતા આમસમુદાયને જળોની માફક ચૂસતા શાહુકારો માટે જોઇએ છે?

શું એ સ્વતંત્રતા કામદારોનાં શોષણ પર તાગડધિન્ના કરી રહેલા ઉદ્યોગવાદીઓ માટે જોઇએ છે?

જો આપણે હિંદનાં સાત લાખ ગામડાંને સુખી કરવા માગતા હોઇએ, કિસાનોની કામદારોની અને આમસમુદાયની સ્વતંત્રતા ઇચ્છતા હોઇએ, તો તે માટે આજથી જ નિર્ણય કરી લેવો જોઇએ.

અંગ્રેજોના હાથમાંથી તમામ સત્તા હિંદીઓના હાથમાં આવે તો પણ હિંદના ક્ષુધાર્તોની કંગાલિયત દૂર થવાની નથી. તેથી તો માત્ર સમાજના ઉપલા થરને જ લાભ થશે.

આમસમુદાયની સ્વતંત્રતા સમાજવાદદ્વારા જ સિદ્ધ કરી શકાશે. તેથી આપણે જો જનસમાજ માટે સ્વતંત્રતા માગતા હોઇએ તો સમાજવાદથી અળગા રહીને નહિં પણ તે અપનાવીને જ તેમ કરી શકાશે.



વર્ષ : ૭ મું. | અંક : ૧૦ મો.

# સંપાદકની સાથે—

નવયુગના તંત્રી શ્રી. ર. વિ. મહેતાની માંદગીને લીધે તેમની ગેરહાજરીમાં નીકળેલો આ અંક નવયુગે પ્રાપ્ત કરેલું ધોરણ સાચવી રાખવામાં કેટલે અંશે સફળ થયો છે તે વાંચકોએ નક્કી કરવાનું છે. એમાં રહી ગએલી ત્રુટીઓ માટે મ્હારી જવાબદારી સ્વીકારી લઉં છું.

કુદરતના સમૃધ્ધ સૌંદર્ય વચ્ચે નાનકડી હોડીઓ ઉપર અકિંચન જેવાં જણાતાં માણસોવાળો શ્રી. અખ્તર સૈયદનો ફોટોગ્રાફ કવર ઉપર નજરે પડે છે. આકર્ષક પશ્ચાદ્‌ભૂ (Back ground) અને અલ્પતા અનુભવતા મનુષ્યોનો વિરોધાભાસ સ્પષ્ટ જણાય છે. આટલી આટલી સમૃધ્ધિ વચ્ચે પણ આ માણસો એકલતા અનુભવે છે એ દૃશ્ય ખરેખર ખૂંચે તેવું છે. ફોટોગ્રાફીકળાની દ્રષ્ટિએ પણ આ દૃશ્ય અત્યંત સુંદર રીતે રજૂ કરવામાં આવ્યું છે.

મુખપૃષ્ટ ઉપર સૂર્યના પ્રચંડ તાપમાં નળીયાં બનાવતા કુંભારનો ફોટો ગ્રાફ આપવામાં આવ્યો છે—ધોમધખતા તડકામાં અવિરત શ્રમ કરીને ગૃહપતિઓને વરસાદ, ટાઢ, અને તડકાથી બચાવવા માટે નળીયાંના ઢગ બનાવનાર કુંભાર પાસે પોતાની જાતને તડકાથી બચાવવાનું સાધન નથી. આટલી આટલી મજૂરી કરવા છતાંય અંગ ઢાંકવા પુરતાં વસ્ત્રો તેને મળતાં નથી! ગૃહપતિઓની કોમળ કાયાના રક્ષણ માટે ઘર ઉપર આચ્છાદન કરવા જોઇતાં નળીયાં પુરાં પાડનાર કુંભકાર—શ્રમજીવી—પાસે પોતે જ બનાવેલાં નળીયાં ગોઠવવા માટે છાપરૂં નથી. અહિં જ પરિસ્થિતિની વાસ્તવિક કરૂણતા જણાય છે. આધુનિક સમાજવ્યંવસ્થાનાં અનિષ્ટો બતાવતું કંગાલીયતભર્યું વાતાવરણ અમદાવાદના કલાકાર શ્રી. રામપ્રસાદ વ્યાસના કેમેરાએ આબાદ ઝડપી લીધું છે.

આ અંકમાં ત્રણ રાજકીય લેખો છે—પસાર થએલા માસના રાજકારણમાં હમેશ મુજબ છેલ્લા માસની રાજકીય પ્રવૃત્તિનું ટુંકું વિહંગાવલોકન કરવામાં આવ્યું છે. "યુધ્ધનાં મૌલિક કારણો" વિષેના લેખમાં શ્રી. સાદીક આર્થિક સામ્રાજ્યવાદના વિકાસની સમાલોચના કરીને તેને જ યુધ્ધના મૂળ કારણું તરીકે આગળ ધરે છે; અને યુધ્ધ મુખ્ય-

ત્વે કરીને રાજકીય નહિ પરંતુ આર્થિક લાભ માટે જ લડવામાં આવે છે એ સિધ્ધાંતનું પ્રતિપાદન કરે છે. મૂડી અને રાજ્યસત્તા કેવી રીતે એકત્ર થઇ ગયાં તેની સરળ રૂપરેખા રજૂ કરતો આખોય લેખ માહીતિપૂર્ણ છે. યુધ્ધનાં કારણો જાણ્યા પછી તે અટકાવવાના ઉપાયો શોધી કાઢવાનું કાર્ય સહેલું બને છે. પરંતુ બધી બાબતોને સ્વાર્થી દ્રષ્ટિબિંદુથી નિહાળતાં રાષ્ટ્રો એવા ઉપાયો લેવા તૈયાર નથી. તેઓ તો શસ્ત્રબંધી પરિષદો જેવા દેખાવો કરીને જગતને તેમ જ પોતાની જાતને છેતરવાનો પ્રયત્ન કરી રહ્યાં છે. યુધ્ધ અટકાવવાનો ખરો ઉપાય તો મિલ્કતની આધુનિક પ્રથામાં ફેરફાર કરવાનો છે. તે માટે આંતરરાષ્ટ્રીય સંસ્થાની જરૂર છે. આ બધુંય વિવેચન શ્રી. કવિ "યુદ્ધ-નિવારણ"ના લેખમાં કરે છેઃ

**'મુંઝવતા સવાલોનો સરળ ઉકેલ'** એ નવયુગનું કાયમી તત્વ છે. આ વખતે તેમાં રાજકારણ પ્રત્યે કામદારોની વલણ, સામ્યવાદ અને સમાજવાદ વચ્ચેનો ભેદ, વર્ગરહિત સમાજ, સ્ટેલીન અને ટ્રોટસ્કી વચ્ચે મતભેદ વિગેરે અગત્યના પ્રશ્નોના જવાબો આપવામાં આવ્યા છે. સમાજવાદના મૂળભૂત સિધ્ધાંતોવાળો લેખ ગયા અંકથી ચાલુ છે. આ લેખાંકમાં મૂડીવાદના વિકાસની રૂપરેખા રજૂ કરીને, વર્ગવિરોધ કેવી રીતે નાબુદ થઇ શકે તેનો નિર્દેશ કરવામાં આવ્યો છે.

**શાંત રહેલી** વિચારશકિતને સચેત કરીને ઉશ્કેરી મુકે એવો "લગ્નઃ એક અનીતિમાન નૈતિક બંધન" નામનો શ્રી. નવિનચંદ્રનો લેખ, લગ્નસંસ્થાની બીજી બાજુ ઉપરથી પડદો ઉઠાવે છે. પવિત્રતા અને સાધુપણાનો દંભ રાખીને સમાજની નીતિમત્તા ટકાવી રાખવાનો દાવો કરનાર નીતિ અને પવિત્રતાના ચોખલીયા ઇજારદારોને એ લેખમાંથી ઘણી દલીલો કડવી લાગશે. પરંતુ એ દલીલો માનસશાસ્ત્રના સિધ્ધાંતો ઉપર રચાયેલી હોઇ, વિચાર કરવા યોગ્ય છે. તેનો સ્વીકાર કરવો કે નહિ તે જુદી જ વાત છે—સમાજની રૂઢીઓમાં પરિવર્તન કરવા પુરતું મનોબળ કે શકિત ન હોય, માટે એ રૂઢીઓને નીતિમાન ગણીને તેને લગતી માન્યતાઓને સાચી ઠરાવવા પ્રયત્ન કરવો એ મૂર્ખાઇ અને આત્મવંચના છે. નીતિમાન કહેવામાં આવતી લગ્નસંસ્થા કેટલી અનીતિમાન છે તે શ્રી. નવિનચંદ્ર સ્પષ્ટપણે બતાવી આપે છે.

**આ અંકમાં** ચાર ટુંકી વાર્તાઓ આપવામાં આવી છે. એ ચારેય જાણીતા લેખકોની કલમથી લખાએલી છે એટલે વાંચકોને જરૂર પસંદ આવશે.

આ અંકની કાવ્યસામગ્રી આગલા અંકોના પ્રમાણમાં કદાચ મોળી જણાય તો, ઘણી ઉતાવળથી તૈયાર થએલા અંકની એટલી ત્રુટી ક્ષમ્ય ગણી શકાય તેવી છે.

**રાજકારણને** લગતા તેમજ બીજા ગંભીર લેખો સાથે ધ્યેયલક્ષી હળવાં સાહિત્યનો સુમેળ જમાવીને વિષયોનું સમતોલપણું જાળવવાના પ્રયત્નને અંગે જ નવયુગમાં આટલી વાર્તાઓ અને કાવ્ય સામગ્રી ઉપરાંત એક હળવો નિબંધ પણ આપવામાં આવ્યો છે. એ બધાયની નીચે સમાજવાદી વિચારોનો એકધારો પ્રવાહ ચાલ્યો જાય છે. એટલે ગયા અંકમાં જણાવ્યા મુજબ નવયુગને મુખ્યત્વે કરીને સમાજવાદી વિચારોનો પડઘો પાડતું બનાવવાનો આશય સફળ થતો જાય છે.

'ઇબ્ન સાઉદ" ના લેખમાં શ્રી. અગ્રીઝબેગ, બીદુઇન જાતિની રખડતી ટોળીઓમાં એકતા સ્થાપીને એક સામ્રાજ્ય ઉભું કરનાર ઇબ્ન સાઉદના રોમાંચક જીવનવિષે સરસ માહીતિ પુરી પાડે છે.

"સંચય"માં રશિયાની આંતરિક પરિસ્થિતિનો ઉલ્લેખ કરવામાં આવ્યો છે. સોવિયેટમાં પણ કેવી ફાટફુટો પડી છે તેનો નિર્દેશ, રાષ્ટ્ર સંઘમાં રશિયાના પ્રવેશ પાછળ રહેલી વસ્તુસ્થિતિનું સ્પષ્ટીકરણ કરે છે. રાષ્ટ્ર સંઘમાં રશિયાના પ્રવેશથી આશ્ચર્ય પામેલા વાંચકોને આ ઘણા જ ટુંકા લેખમાંથી જોઇતો ખુલાસો મળી રહેશે.

સાહિત્યસમાલોચકનું સ્થાન અત્યંત વિટંબણાભર્યું" છે, છતાંય તટસ્થપણે કરવામાં આવેલી સમાલોચના વાંચકો તેમજ લેખકોને ઉપયોગી થઇ પડે છે એ વિષે બે મત હોઈ શકે નહિ. નવયુગની સાહિત્યસમાલોચના એ દ્રષ્ટિથીજ લખવામાં આવે છે.

આ અંકમાં, કટાક્ષ ચિત્રો આપવામાં આવ્યાં છે એ વિશેષતા છે. આ નવો વિભાગ હવે પછી 'નવયુગ'માં ચાલુ રહેશે તે વાંચકોમાં આવકાર પામશે એવી આશા છે.

લક્ષ્મીપ્રસાદ બારોટ.

# મીલનાં ભુંગળાં

[ ઉપજાતિ—વંશસ્થ ]

એ મીલનાં ભુંગળ દૂર વાગે
મને સુણી અંતર દુઃખ જાગે
બિરાદરોને નવયંત્ર ખેડવા
બોલાવતાં અંતર રક્ત રેડવા.

ગુલાબી નિંદે જન સૌ પડયા હશે
સ્વપ્નોતણી સેવત લાલીમાં હશે
ત્યાં ભૂંકતાં ભુંગળ આવી વાગશે
મજૂરને નિંદરથી જગાડશે.

'ઉઠો! તમે સત્વર નિંદ તોડીને
પ્રિયા અને બાળક સર્વ છોડીને
ચલો! ઉઠો! સત્વર કચ ત્યાં કરો
ને મીલની અંદર પાય જૈ ધરો.

પછી પળો યંત્ર વિષે તમે તહીં
જઇ વણો વસ્ત્ર સૌ યંત્રની મહીં
સંભાળજો તાર ન તૂટતો કહીં,
તૂટે જરી સાબુદ દેહ, એ નહીં.

ભલે ફરો નગ્ન ન વસ્ત્ર ઓઢવા
ભલે મળે તેલ તને ન ચોળવા
ઠંડી ચકી દેહ સુકાઇ છો ગળે
ભલે તને પ્રાણ–પરાગ ના મળે.

એ પ્રશ્નને અંતરમાં ન લાવજે
તું યંત્રમાં તેલ પુરે જ રાખજે
નવાં નવાં વસ્ત્ર વણ્યેજ રાખજે
ભલે ઢગોનાં ઢગ વસ્ત્ર થાય જો.

ભલે તને મોટરગાડી ના મળે
ભલે તમારે ઢસડે જવું પડે
ભલે પગે કંટક રોજ વાગે
અને ભલે ડુંગર દૂર લાગે

એ પ્રશ્નને અંતરથી ન શોચજે
તું મીલમાં યંત્રની પાસ પહોંચજે
ન હાશનો શ્વાસ ઉરેથી કાઢજે
વણી વણી વસ્ત્ર અથાગ આપજે

ભલે બધા બાળક "રોટી રોટી દે"
વદે, છતાં તું ટુકડો ન રોટી દે
ને દેહની સાંકળી એમની તુટે
મૃત્યુ તણા દૂત પછી વછૂટે;

એથી ન તું ભાઇ ! જરીય કંપજે
યંત્રે વણી કાર્ય કરી જ ઝંપજે
વણી વણી અંતર ખૂબ પીસજે
ભલે બીજા સો પકવાનથી રિઝે.

ભલે તને ઝુલ સુવાય ના મળે
ધરા ધખંતી પર ત્યાં સુવું પડે
ને દુઃખ કેરી કિકિઆરી ઉપડે
તારાં અહા ! બાળક બાળિકા રડે.

ન શોક એનો હૃદયે ધરીશ
ન યાદ એની પણ હા કરીશ
મશગુલ થૈને બસ કાર્યના મિશે
પરોવજે અંતર યંત્રને વિષે.

વણી વણી કાય પીસી પીસી અને
જવું ભલે મૃત્યુ અતિ ધસી ધસી
તું રાખજે જીવનમંત્ર એમને
ખડો રહે ! કમ્મરને કસી કસી.

એ મીલના ભુંગળ દૂર બોલતાં
મજૂરની નિંદર સેર તોડતા.

સોમાભાઇ ભાવસાર.

# નિષ્ક્રિયતાનું કાવતરું

: લેખક :
સીતારામ જે. શર્મા

મહાસભાના મોવડીઓએ ગયા મહિના દરમિયાન જનતાની સમક્ષ કોઇ પણ જાતનો રાજકીય કે આર્થિક કાર્યક્રમ રજુ કર્યો નથી, એમણે જાણે નિષ્ક્રિયતાનું કાવતરૂં જ રચ્યું હોય તેમ એ બાબતમાં મૌન રાખ્યું છે, આથી જનતામાં નિરાશાવાદ વધુ ફેલાતો જાય છે. તેમ છતાં સરદાર વલ્લભભાઇએ ગુજરાતનાં પોતાનાં ભાષણોમાં, જનતા આપભોગ આપતાં થાકી ગઇ, માટે કોંગ્રેસે સીધી લડત છોડી દીધી એવા ઉપાલંભનાં જ વચનો સંભળાવીને રેંટીઆ, ઘંટીના કાર્યક્રમથી સંતોષ માનવાની વાતો કરી છે!

પરંતુ સરદાર અને ગાંધીજી જે વાત છૂપાવે છે તેને જાહેર કરી દેતાં ડા. અન્સારીએ કહી નાખ્યું છે કે: સર હેરી હેગે વડી ધારાસભામાં સૂચવેલી શરતોનું પુરેપુરૂં પાલન કરવા માટે જ કોંગ્રેસે નામની પણ સીધી લડત પાછી ખેંચી લીધી છે! અને ધારાસભા સમિતિમાં અગત્યનું સ્થાન ધરાવતા ડા. બીધનચંદ્ર રાયે ડા. અન્સારીના અભિપ્રાયને ટેકો આપ્યો છે. એ બન્ને નેતાઓ આટલુંજ કહીને અટકયા નથી, પરંતુ લોર્ડ વીલીંગ્ડન સાથે કોંગ્રેસની વતીથી સહકાર કરવાની તૈયારી પણ બતાવે છે. આશ્ચર્ય જેવું એ છે કે સંયુકત પ્રાંતના કોંગ્રેસવાદીઓ અને શ્રી. ટી. પ્રકાશમ સિવાય, સહકાર તરફ સરકતા જવાની મહાસભાના મોવડીઓની આ ઢીલી અને મોળી વલણનો કોઇ પણ જવાબદાર નેતાએ વિરોધ કર્યો નથી.

દરમિયાન ગાંધીજીના પરમ મિત્ર અને શાહીવાદી સાધુ એન્ડ્રુસ, હિંદીઓના કટ્ટા વિરોધી અને બ્રિટિશ સામ્રાજ્યના વિશ્વાસુ સાથી જનરલ સ્મટસનો ખાનગી પત્ર લઇને હિંદી વઝીરની કચેરીના આશીર્વાદ સાથે, ગાંધીજીને મળવા વિલાયતથી આવી ગયા છે. આ દોડાદોડીનો ઉદ્દેશ સંયુકત

સમિતિની પ્રત્યાઘાતી યોજનામાં નામ માત્રના થોડાક સુધારા સ્વીકારી ગાંધીજી કોંગ્રેસને નવા બંધારણનો સ્વીકાર કરવા સમજાવે તે છે. આ સંબંધમાં સત્યના પૂજક ગાંધીજીએ અર્ધા મનનો ટૂંક ખુલાસો પ્રસિદ્ધ કરીને સંતોષ માન્યો છે. છતાં બની શકે તો લૉર્ડ વીલીંગ્ડનને મળવાની તક ઝડપી લેવા, તેમણે દિલ્હીમાં ડેરા ઠોકયા છે !

બીજી તરફ સંયુક્ત સમિતિની ભલામણો તરફનો વિરોધ તિવ્ર સ્વરૂપ પકડતો રહ્યો છે. નાતાલના દિવસોમાં પૂણા મુકામે મળેલા વિનિતોના વાર્ષિક સંમેલનમાં પં. હૃદયનાથ કુંજરૂએ પ્રમુખસ્થાનેથી સં. સમિતિની ભલામણોમાંનાં તમામ પ્રત્યાઘાતી તત્વોનું મામિંક પૃથક્કરણ કરી, નવું બંધારણ મોન્ટ-ફર્ડ સુધારા કરતાં પણ વિશેષ ભયંકર અને પ્રત્યાઘાતી હોઇ, અનુકુળ સમય ન આવે ત્યાંસુધી હાલના બંધારણથી સંતોષ માનવાની જાહેરાત કરી છે. એ પરિષદમાં સં. સમિતિની ભલામણોના પાયા પર ઘડાયલા તંત્રનો સ્વીકાર નહિ કરવાનો ઠરાવ રજુ કરતાં શ્રીનિવાસ શાસ્ત્રીએ કડક ભાષણ કરી બ્રિટન પર વિશ્વાસભંગનો આરોપ મૂકી બંધારણમાં 'સાંસ્થાનિક સ્વરાજ્ય' શબ્દ દાખલ કરવાની માંગણી કરી છે. અને હિંદના મુસલમાનો સરકાર પક્ષની સામે ન જાય તેની સગવડ માટે ખાસ હિંદ આવેલા ના૦ આગાખાને પણ શાસ્ત્રીજીની એ માંગણીને અનુમોદન આપેલું હોવાથી, એ દિશામાં સીધી નહિ તો આડકતરી ખાત્રી મવાળોને આપવાની બ્રિટનમાં તજવીજ થાય તેવા સંભવ છે.

ગયે મહિને અમે લખી ગયા હતા કે, 'નવા બંધારણનો વિરોધ કરવા માટે સર્વપક્ષ પરિષદ ભરવાની બધી વાતો હવે પડી ભાંગી છે;' પરંતુ શાસ્ત્રીજીએ પોતાના પક્ષને મજબૂત બનાવવા પુરતો કોન્ગ્રેસનો સાથ મેળવવાની ચાલબાજી ચાલાકીથી ખેલી છે, અને મહાસભાના પ્રમુખ શ્રી રાજેન્દ્રબાબુ તેમને મળ્યા છે. એટલે વળી ફરીથી એક વધુ વખત સર્વપક્ષ પરિષદની ચર્ચા શરૂ થઇ છે. આવી પરિષદ ૧૯૩૩ ના અંતમાં ભરવાની મુંબાઇમાં સર ચીમનલાલ સેતલવડે ખટપટ શરૂ કરી હતી, ત્યારે એવા પ્રયાસોનું કંઇ પણ ફળ આવે તેમ નથી એ જોઇને પં. જવાહર નહેરૂએ તેનો વિરોધ કર્યો હતો, અને સુભાષ બાબુએ વિએના જતી વખતે મુંબઇમાં મ્હોં ખોલવાની તેમને મળેલી છૂટની તક લઇ એવો જ મત પ્રગટ કર્યો છે. એમના તે મત સાથે અમે મળતા થઇએ છીએ. કેમકે વિનિતોને સાંસ્થાનિક સ્વરાજ શબ્દની ખાત્રીથી જ સંતોષ છે, તેમને હજુ બ્રિટિશ મુત્સદ્દીઓની નિષ્ઠામાં વિશ્વાસ છે, એટલું જ નહિં પણ સંપૂર્ણ સ્વતંત્રતાના મહાસભાના ધ્યેયનો તેઓ વિરોધ કરે છે, નવા બંધારણના ત્યાગના મહાસભાના નિર્ણય સાથે તેઓ મળતા થતા નથી, માત્ર સંસ્થાનો સમા સ્વરાજથી સંતોષ મેળવીને સરકાર સાથે સહકાર કરવા તેઓ તૈયાર થશે. એ જ જો સર્વ પક્ષ પરિષદનું ધ્યેય હોય-અને તે જ છે-તો પછી તે માટે કોન્ગ્રેસે વિનિતોને શા માટે સાથ આપવો ? એ પ્રયાસ તો હિટલરને જર્મનીના સામ્યવાદીઓએ આપેલા સાથનીમાફક, મહાસભાવાદીઓને પોતાનેજ નુકશાન કરનાર નિવડશે. પરંતુ મહાસભાના મોવડીઓ હવે બંધારણવાદ

તરફ ઢળી વિનિતો કરતાં કોઇ પણ રીતે વધુ ઉદ્દામ રહ્યા નથી. એટલે અમને ડર છે કે, થોડાક વખતમાં દિલ્હીના તાબેદારીના તહનામાની નવી આવૃત્તિ જો આપણને જોવા મળે તો નવાઇ નહિ!

**સરકાર પક્ષ** કોન્ગ્રેસની વર્તમાન નેતાગીરીની નબળાઇ બરાબર સમજે છે. એટલે પોતાની બેવડી નીતિ ચાલુ રાખી પોતાના પક્ષકારોની મદદથી નવા બંધારણને હિંદને માથે ઠોકી બેસાડવામાં તે મક્કમ છે. મહાસભાવાદીઓ લોકપ્રતિનિધી સભાને નામે જનતાને મધલાળ વળગાડીને જ રાજી રાખવા માગે છે. કોન્ગ્રેસના મોવડીઓએ સત્યાગ્રહની સીધી લડત એ'થી લીધા પછી તેને સ્થાને બીજો કોઇ કાર્યક્રમ મૂક્યો નથી, એટલે અત્યારની નિષ્ક્રિય અને નિરાશામય સ્થિતિમાં બ્રીટીશ સત્તાવાળાઓએ હિંદને દબાવી શકાય તેટલું દબાવવાના મકક્મ નિરધારથી, કેવળ બ્રીટનના ઉદ્યોગવાદીઓના જ લાભ માટે કહેવાતા હિંદ–બ્રિટન વ્યાપારી કરારો કરી નાખ્યા છે. આ કરારોની સામે હિંદમાં પ્રખર વિરોધનો વંટોળ ચડયો છે, પરંતુ એ વિરોધ પાછળ વેડફાતી શકિતઓને સંગઠિત કરી, તેને સક્રિય સ્વરૂપ આપનાર કોઇ નેતા નથી, એટલે એ બધો શાબ્દિક વિરોધ બ્રિટન પર કોઇપણ જાતની અસર કરી શકે તેમ નથી.

**કામદાર વર્ગની** સામે મૂડીવાદીઓનાં આક્રમણ શરૂ થયાં છે. આ વખતે તેની પહેલ ગાંધી બાપુના મિત્રો સમા અમદાવાદી મિલમાલિકોએ કરી છે. એ અન્યાયની સામે છેવટ સુધી લઢી લેવાની સલાહ કામદારોને આપ્યા પછી, ગાંધીજીએ મૂડી–મજુરી વચ્ચે 'કહેવાતું' સમાધાન કરાવ્યું છે, તેમાં ખરી રીતે તો મૂડીવાદીઓનો જ લાભ સાચવવામાં આવ્યો છે.

હિંદનાં બીજાં શહેરોનાં મજુર મંડળોમાં પણ નેતાઓની અંદર અંદરની અથડામણો કામદારોના સંગીન સંગઠનના માર્ગમાં વિઘ્નો નાખી રહેલ છે.

મી૦ જમનાદાસ મહેતા જીનીવા ઉપરી ગયા છે. ત્યાંથી બ્રિટનમાં જઇ, હિંદી કામદારોના લાભ માટે સંયુકત સમિતિની ભલામણોમાં ફેરફાર કરાવવાની તે નિષ્ફળ મુરાદ સેવે છે.

**પંડિત માલવીયાજીનો** કોન્ગ્રેસ રાષ્ટ્રીય પક્ષ વડી ધારાસભાની વરણી પછી સુષુપ્તિ સેવે છે. પરંતુ કોમી ફેંસલા [?] ની સામે તેઓ થોડા દિવસોમાં વ્યવસ્થિત વિરોધ કરવાની આશા રાખે છે. એથી હિંદી રાજકારણમાં ફરીથી કોમી કંકાસનો કાલ ' ઉભો થાય તેવા સંજોગ ઉભા થાય તેમ છે.

**આ લેખ લખાય** છે તે વખતે દિલ્હીમાં કંઇ કંઇ નવા જૂનીઓ બનવાનો અવસર ઉભો થયો છે. મહાસભાની કારોબારી સભા મળે છે. ધારાસભામાં કેવી રીતે કામ લેવું તેની વિચારણાઓ ચાલી રહી છે, અને કોન્ગ્રેસવાદીઓના આક્રમણને નિષ્ફળ બનાવવા માટે સરકાર પક્ષ પુરતી તૈયારીઓ કરે છે.

હરિજન ઉધ્ધારના કામમાં ખાસ જાગૃતી જણાતી નથી. આત્મઉધ્ધારની ગાંધીજીની યોજનામાં બળવાનાં બીજ છુપાયલાં છે, એવી ચળવળ સરકાર પક્ષે

શરૂ કરી છે, અને હિંદી સરકારના સ્વદેશ ખાતા તરફથી તે માટે પ્રાંતિક સરકારો પર હુકમો છૂટી ગયા છે.

બીજી તરફ ગાંધીજીએ કોન્ગ્રેસવાદીઓને ચેતવણી આપી છે કે, તેમણે ગ્રામ્ય-ઉધ્ધાર સંઘના કામમાં જરા પણ માથું મારવું નહિ.

જાન્યુઆરીની ૧૩ મી તારીખથી હિંદમાં સખ્ત ઠંડીનું આક્રમણ શરૂ થયું છે. તેથી પડેલા સખ્ત હિમને લીધે ગુજરાતની ખેતિવાડી ફના થઇ ગઇ છે, અને ખેડુતો પર તેથી નવી આફત તુટી પડી છે. આ સ્થિતિમાં મહેસુલ માફ કરી, ખેડુતોને રાહત અપાવવાની ચળવળ શરૂ કરવાની તાત્કાલિક જરૂર ઉભી થઇ છે.

આમ ગયો મહિનો હિંદને માટે કેવળ નિષ્ક્રિયતાનો અને નિરાશાનો જ ગયો છે. અને હવે પછી તેમાં કોઇ પણ જાતનું ચેતન પુરાય તેવા સંભવ જણાતા નથી. ગાંધીવાદી નેતાઓ મહાસભાને મવાળોના માર્ગ તરફ ધસડી રહ્યા છે, એ જોતાં હિંદનું ભાવી નિરાશામય લાગે છે.

કોન્ગ્રેસ સમાજવાદીઓ પણ કોઇ પણ જાતનો વ્યવહારૂ કાર્યક્રમ જનતા સમક્ષ રજુ કરી શકયા નથી એ ઓછું અફસોસ-કારક નથી.

**ફુલવાડીના ૬–૭ અંકમાં જાહેર કર્યા પ્રમાણે જાન્યુઆરી માસથી ફુલવાડી બંધ થાય છે અને નવયુગ સાથે એને ભેળવી દેવામાં આવે છે.**

**નવયુગ** માસિક પણ સમાજવાદી વિચાર–સરણી રજુ કરે છે. એટલે આ જોડાણને ફુલવાડીના વાંચકો અયોગ્ય નહી માને. આ ઉપરાંત ફુલવાડીના લેખકોના લખાણો પણ નવયુગ–ફુલવાડીમા નિયમિત રીતે આવતા રહેશે. ફુલવાડીનું વાર્ષીક લવાજમ વિદ્યાર્થીઓ, મજુરો માટે એક રૂપીયો કે એથી પણ ઓછું હતું. એટલા લવાજમમાં નવયુગ-ફુલવાડી જેટલું મોટું માસિક તો નજ પુરૂં પાડી શકાય. પરંતુ એવા ગ્રાહકોને પણ તેમના લવાજમના પ્રમાણમાં સમાજવાદી સાહિત્ય પુરૂં પાડવામાં આવશે. બાકીના ગ્રાહકો, જે ફુલવાડીનું પુરૂં લવાજમ ભરે છે તેમને બાકી રહેલા લવાજમના પ્રમાણમાં નવયુગ તેટલો વખત મળશે. ફુલવાડીની અનેક મુશ્કેલીઓને લીધે આ વ્યવસ્થા કરવામાં આવી છે. તે વાંચકોને આવકારદાયક થશે એવી આશા રાખીએ છીએ.

ચંદ્રવદન શુકલ.

તંત્રીઃ—ફુલવાડી.




: લેખક :
સીતારામ જે. શર્મા

ઢળતા બપોરનાં સૂર્યકિરણો પશ્ચિમ તરફની બારીમાંથી ઓરડામાં આવી, અંદર બેઠેલાં માણસોનાં શરીર સાથે ગેલ કરી રહ્યાં હતાં.

ઓરડાની બરાબર વચ્ચે બેઠેલી જમનાના ખોળા આગળ એક બાલિકા માથું ગુંથાવી રહી હતી.

એ ઓરડો દિવસે દીવાનખાનું અને રાત્રે શયનખંડ બનતો. પાણીઆરૂં અને સ્નાનગ્રહ, વાચનખંડ અને બાળકોનો અભ્યાસ ખંડ એમ બહુરૂપીની જેમ વિવિધ વેશ ભજવતો હતો.

એક બાજુએ નાનકડું ટેબલ અને બે ખુરશીઓ, તેની બાજુના સ્ટેન્ડ પર થોડીક ચોપડીઓ, ટેબલ પર છોકરાંઓનાં દફતર, બાજુમાં પેટીઓ પર સફાઈથી ખડકી રાખેલાં ગાદલાં, તેની સામે થોડીક ટ્રંકો, અને પરચુરણ સામાન, ખંડમાંની બારી પાસે સાદા કંતાનથી મઢેલી એક જૂની ડેકચેર, અને દીવાલ પર એકાદ બે છબિઓ એટલો આ ખંડનો શણગાર હતો.

માતાની પાસે વાળ ગુંથાવતી નાનકડી બાલિકા નવ-દસ વર્ષની ઉમ્મરની હશે. એનું નામ હતું સુહાસ. ઘાટીલી, ગોરી, તંદુરસ્ત અને સદાય હસતી.

સુહાસે ડેકચેર પર પડે પડે, ચશ્માં ચડાવીને છાપું વાંચતા દિનકરને લાડઘેલા શબ્દે કહ્યું: 'બાપુજી, આજ તો તમારે અમને રાણીના બગિચામાં લઇ જવાં પડશે. અને વળી પેલું તે દિવસે કબુલ કર્યું હતું. તે ચાવીનું રમકડું અપાવવું પડશે.'

'વારૂ બહેન.' દિનુએ રૂજુતાભર્યા સ્વરે કહ્યું. અને વળી છાપું વાંચવાનું શરૂ કર્યું.

'તમે તો જ્યારે કહીએ ત્યારે એમ જ કહો છો, પણ લઇ જવાના અખાડા. બા, આજ તો તારે બાપુજીને કહેવું પડશે.'

'ઠીક. પણ હમણાં તો સીધી સમી બેશ.' જમનાએ કેશ ગુંથવા ચાલુ રાખીને કહ્યું.

દિનુનું મોંઢું તે વખતે વર્તમાનપત્રની પાછળ ઢંકાયલું ન હોત તો સુહાસના આ શબ્દોની તેના દિલપર કેવી અસર થાય છે, તે જમના જોઇ શકત.

બાજુમાં નાની ઉર્મિલા રમકડાં સાથે ગેલ કરી રહી હતી. તેની પાસે સહુથી નાનો બાબુ ઉંઘતો હતો. બીજી તરફ સુહાસથી નાનો વિશ્વેશ અને નાના બાબુથી મોટો દિનેશ બેઠા હતા. વિશ્વેશ કોરા કાગળ પર લીંટા દોરતો હતો અને દિનેશ એક જૂના છાપામાંનું સાયકલનું ચિત્ર જોઇ રહ્યો હતો.

'બાપુજી, આ છાઇકલ કેવી મજાની છે. મારે એવી છાઇકલ જોઇએ છે.' ધારી ધારીને સાયકલ જોઇ રહ્યા પછી દિનેશે બાપુજીને પોતાની કાલી ભાષામાં અપીલ કરી.

'નહિ બાપુજી, એની સાઇકલ પછી, પહેલાં તો તમારે મને ડગલો, ટોપી ને બુટ અપાવવાનાં છે.'

દિનેશને બાપુ જવાબ આપે તે પહેલાં વિશ્વેશ બોલી ઉઠયો.

'વારૂ ભાઇ, તને પહેલાં અપાવીશ.'

'અને હું નહિં?' દિનેશ ઉં–ઉં–ઉં કરતો પગ ઘસવા લાગ્યો.

'તું પણ ખરો.' દિનકરે તેને ય આશ્વાસન આપ્યું. તે વખતે જ સહુથી મોટી હસમુખ નીચેથી ઉપર આવી.

'ક્યાં જઇ આવી હસુ?' જમનાએ સુહાસના કેશગુંફનની ક્રિયા પુરી કરીને પૂછ્યું.

'ચંદનને ત્યાં ગઇ હતી.... બાપુજી! અમારી શાળાની છોકરીઓને નાતાલની રજાઓમાં પાવાગઢ લઇ જવાની છે' હસમુખે માતાને જવાબ આપી, પિતાને સંબોધીને વાત ચાલુ રાખી.

'એમ કે?' છાપામાં દ્રષ્ટિ સ્થાપેલી રાખીને દિનકરે કહ્યું.

'હા. અને મારે પણ તે વખતે જવાનું છે.'

'હા.'

'અમારાં મોટાં બહેને તે માટે ત્રણ ત્રણ રૂપીઆ દરેક છોકરી પાસે મંગાવ્યા છે.'

'ત્રણ રૂપીઆ?' છાપું અળગું કરીને દિનકરે પૂછયું!–એનાથી પૂછી દેવાયું.

'હા.'

'આપણાથી જવાય એમ નથી, એ તું નથી જાણતી હસુ?' જમનાએ સચિંત ભાવે કહ્યું.

હસમુખ તે સાંભળી સ્હેજ ગ.ઇ. ક્ષણ અભ્રખંડની આડ આવતાં ચંદ્રનું તેજ ઝંખવાય તેમ તેનું વદન ઝંખવાણું પડી ગયું.

'તું એને એમ ન કહે.' દિનકરે પત્નીને સમજાવી, અને હસમુખને કહ્યું: 'હસુ, તમારે ક્યારે જવાનું છે બહેન?'

'નાતાલની રજાઓમાં.' પિતાની આર્થિક સ્થિતિની જાણકાર હસુએ પોચે સાદે જવાબ આપ્યો.

'હજુ આજ તો પંદરમી ડિસેમ્બર થઇ ને?'

'હા.'

'ત્યારે તો દસ દિવસની વાર.'

'હા, પણ...' હસુની જીભ આગળ ન ચાલી શકી.

'શું? બોલ બેટા, એમ ગભરાય છે શા માટે?'

'અમારી બહેને તો કહ્યું છે કે, એક બે દિવસમાં પૈસા લાવવા.'

'એટલું જ ને?'

'હા.'

'પણ તમે...'

જમના કંઇક બોલવા જતી હતી એટલામાં દિનકરે તેને વચ્ચેથીજ અટકાવીને કહ્યું:

'જમના! હસુ મોટી તો યે બચ્ચું જ, છે. એની શાળાની બીજી છોકરીઓ જાય, અને એ ઘેર રહે?'

'પણ ઘરની દશા કેવી છે? આ બિચારો બાબુ ટાઢે ઠીંગરાઇ જાય છે, છતાં એને સારૂ મોજાં લાવતાં યે હું કેટલો વિચાર કરૂં છું?'

'એ બધો વિચાર તો તારે ને મારે કરી લેવાનો છે, પણ આ બિચારાં કુમળાં બાળકો...'

એટલામાં માતાની પાસે માથું ગુંથાવી છૂટી થયેલી સુહાસનો મીઠો હલક સંભળાયો :

'દહીં લેવું છે દહીં'

'દહીં લેવું છે દ...હીં'...?'

દિનકરે જમના સાથેની વાત વચ્ચેથી જ અટકાવી સુહાસ તરફ જોયું.

સુહાસ વિવિધ અને આકર્ષક અંગમરોડ સાથે ગાતી હતી અને નાનકડી ઉર્મિલા તેનું અનુકરણ કરી રહી હતી.

ચોદિશથી સળગાવી નાખતા રણ સમા પોતાના મુંઝવણભર્યા સંસારમાં એ મીઠી વીરડી સમું દ્રશ્ય દિનકર જોઈ રહ્યો. ઘડીભર તે તમામ મનોવેદના વીસરી ગયો.

આખા ઓરડામાં શાંતિ પથરાઇ ગઇ. ક્ષણ પહેલાંની અતિ મુંઝવણરૂપ થઇ પડેલી કુટુંબના અર્થશાસ્ત્રની ચર્ચા પર એકાએક પર્દો પડી ગયો. નાનકડી સુહાસે એક વિપળમાં ગમગીનીભર્યા વાતાવરણને પલટાવી દીધું.

આખું કુટુંબ તેના સાદા સીધા છતાં મીઠા અને અભિનયભર્યા સંગીત નૃત્ય તરફ જોઇ રહ્યું

એ શાંત વાતાવરણમાં ત્યારે માત્ર તેના જ શબ્દો સંભળાતા હતા:

દહીં લેવું છે દહીં ?

દહીં લેવું છે દ...હીં'...?

## [૨]

દિનકરના ખીસામાં દસ રૂપીઆની છેલ્લી નોટ હતી.

છતાં પોતાનાં બાળકોને નારાજ કરવા જેટલી હિંમત તેનામાં નહોતી.

એટલે સાંજે તે સુહાસ અને વિશ્વેશને આંગળીએ વળગાડીને બજારમાં તેડી ગયો. અને થોડાક પૈસા ખર્ચી તેમને રાજી કર્યાં.

છેલ્લી મૂડી આમ ખર્ચાઇ રહી હતી. નોકરીનું ઠેકાણું નહોતું. આવડું મોટું કુટુંબ, એનો નિર્વાહ કરવાનો, મકાનનું ભાડું નિયમિત ન અપાય તો તેનો લક્ષાધિપતિ માલિક એક મહિનાની યે શરમ રાખે તેમ નહોતો. એ બધી ચિંતાઓ દિનુને મુંઝવી રહી હતી.

રાત્રે બાળકોના ઉંઘી ગયા પછી, જમનાએ તેને કહ્યું: 'આજે કેટલા બધા પૈસા ખર્ચ્યાં ?'

'ગાંડી, છોકરાં કરતાં પૈસા વધારે છે?'

'પણ ઘરમાં પૈસા કેટલા ઉભરાય છે તે ?'

'જમના, જો ભૂખે મરી જવાના હોઇશું તો આજે ખર્ચ્યાં તેટલા પૈસાથી ઓછા જ જીવી જવાના હતા ?'

જમનાએ નિશ્વાસ નાખ્યો.

દિનકરે તે નિશ્વાસ અંધારામાંએ ઓળખી પાડયો. તે પત્નીની ચિંતાનું કારણ જાણતો હતો. તેણે કહ્યું: 'જમના, ગાંડી, આમ મુંઝાય છે શું કામ ?'

'મુંઝાઉં નહિ તો શું કરું ? આ જુઓને આખું ઘર ભરાય તેટલો વિસ્તાર...'

'પણ હું બેઠો છું ત્યાં સુધી ?...'

'નહિ તો હું બીજું તો શું કરવાની છું ? અમે તો ગમે તે દશામાં તમારી સામે જ જોઈ રહેવાનાં...'

'તું એમ હિંમત ન હાર. બધાં સારાં વાનાં થશે. હું એકાદ બે વર્તમાનપત્રોની ઓફિસમાંથી છૂટક કામ મેળવવાનો પ્રયાસ કરું છું. અને એકાદ નોકરી શોધી કાઢીશ, કે પુસ્તક લખીશ.'

'પુસ્તકો તો માથે પડે છે. અને છાપાવાળાઓનો શો વિશ્વાસ? કેટલાં વર્ષ તમે એ ધંધામાં પડીને જાત ઘસી નાખી? અને હવે આટલી ઉમ્મરે તમારે નોકરી માટે ફાંફાં મારવાનાં...'

'જમના, અત્યારની દુનિયાં જ એવી છે. નહિ તો મારા જેવા ૩૦ વર્ષ પહેલાંના ગ્રેજ્યુએટને આજે બાવન ત્રેપન વરસે આવી દશા ભોગવવી પડે ખરી?'

'તમારી સાથેના...'

'ખરૂં છે. મારી સાથે પાસ થનારાઓમાંથી જેઓ રજવાડાની કે સરકારી નોકરીઓમાં દાખલ થઇ ગયા તેઓ અત્યારે મોટાં મોટાં પેન્શન ખાય છે. પણ મારે અમલદાર બની લોકો પર દોર ગજવવો નહોતો. લાંચ લેવી, વેઠ કરાવવી એ મારાથી બને તેમ નહોતું. પહેલેથી મારી વૃત્તિ દેશસેવા તરફ હતી. એ સેવા પત્રકાર થઇને કરી શકાશે એમ મેં માન્યું. જીવનભર પ્રામાણિકપણું સાચવ્યું. પણ મારૂં સ્વતંત્ર વર્તન વર્તમાનપત્રોના માલદાર માલિકોને કેમ રૂચે?'

'ગમે તેમ પણ અત્યારે તો આપણી સ્થિતિ બચ્ચાંને રમકડું તો શું પણ જરૂરી કપડા અપાવવા જેવી યે નથી ને?'

'સહુ સારાં વાનાં થશે. જમના હવે તું ચિંતા છોડીને ઉંઘી જા. આખો દહાડો કામ કરી કરીને જાત ઘસી નાખે છે, અને આમ ઉજાગરા કરીશ તો માંદી પડીશ!'

જમનાને ક્યારે ઉંઘ આવી તે તો ન કહી શકાય, પણ દિનુની ખાતર તેણે બોલવાનું બંધ કરીને આંખો મીંચી.

## [૩]

દિનકર છાતીગડો, આપત્તિઓ સામે મર્દની માફક ઉભો રહી શકે તેવો હતો. જીવનભર નાના મોટા સંસારસંગ્રામો ખેડીને તે રીઢો બન્યો હતો. પરંતુ જ્યારે પત્ની અને બાળકોને ટૂકડા રોટલાના સાંસા પડે તેવી સ્થિતિ ડોળા કકડાવી સામે ધસી આવતી હોય, તે વખતે જગતના નરવીરો યે રડી ગયા છે, ડગી ગયા છે.

એની આંખ આગળ ટુકડા રોટલા માટે રડતાં રાણા પ્રતાપના બાળકો દેખાયાં-પોતાનો ટેક મુકી અકબરની સાથે સમાધાન કરવાનો પત્ર લખાવતો પ્રતાપ દેખાયો. તેની આંખ આગળ નિર્ધન દશામાં પોતાનાં બાળકનાં શબ પર રડતાં કાર્લમાર્ક્સ અને તેની પત્ની દેખાયાં.

'દિનુ! દિનુ! આમની આગળ તું કોણ?' તે મનમાં ને મનમાં બોલ્યો. 'તું આજસુધી જીવનસંગ્રામ ખેલ્યો, મૂડીવાદીઓના દંભો તેં ખુલ્લા પાડવા માટે કલમનો કુચો કર્યો, સમાજવાદને નજીક લાવવા માટે તે અનેક રાતોના ઉજાગરા કર્યા, લેખો લખ્યા, ભાષણો કર્યાં, પણ આજે તારી કેવી દશા છે?'

થાકેલી જમનાનાં નસકોરાં વાગતાં હતાં. આસપાસ તેનું બાલ લશ્કર નિદ્રાને ખોળે સૂતું હતું. સમસ્ત વિશ્વમાં જાણે ભીષણ શાંતિ વ્યાપી ગઈ હતી. માત્ર દિનકર જ આજે જાગતો હતો. તેને ઉંઘ આવે તેમ ન હતું.

તેણે વારંવાર આંખો મીંચી, છતાં બળવો જાગતાં ચોદિશથી બંડખોરનાં ધાડાં સંગ્રામભૂમિ તરફ ધસ્યાં જતાં હોય, તેમ વિચારોનાં ધાડેધાડાં તેના મગજમાં ધસી આવતાં હતાં. તેણે એ આક્રમણ અટકાવવા માટે માથાને દાબી રાખ્યું;

**સવાલઃ**—સામ્યવાદ અને સમાજવાદનું અંતિમ ધ્યેય શું છે ?

**જવાબઃ**—મૂડીવાદી મિલ્કત ઉપર સમાજની માલિકી સ્થાપવી એ બંને પક્ષોનું ધ્યેય છે. અમેરિકન લેખક ડી'લીઓંની માન્યતા પ્રમાણે એવો શાંત. સંધીકાળ આવશે, જેમાં શ્રમજીવીઓ સરમુખત્યારી સ્થાપવા માટે પ્રયત્ન કરશે. પરંતુ વાણી, વર્તમાનપત્રો વિગેરેની સ્વતંત્રતા તેમજ કોઇના શહેરીપણાના હકકોનો ઇન્કાર કર્યા વિના મૂડીવાદીઓને ઔદ્યોગિક અને આર્થિક ક્ષેત્રોમાંથી દૂર કરવા પુરતી જ આ સરમુખત્યારીની જરૂર છે. શ્રમજીવીઓની સરમુખત્યારીને બદલે રાજદ્વારી પક્ષ—સામ્યવાદી પક્ષની સરમુખત્યારી પ્રમાણે ઘડાએલાં રશિયાના સામાજીક અર્થશાસ્ત્ર વિષે, ડી'લીઓં જીવતો હોત તો તેના વિચારો જાણવાનો લાભ મળત. અમેરિકામાં સમાજવાદી કામદાર પક્ષના સ્થાપનાર અને નેતા તરીકે તેણે શ્રમ-જીવીઓને સત્તા મળે એવી જાતની ઔદ્યોગિક સરમુખત્યારીના સિદ્ધાંતનો પ્રચાર કરવા માંડ્યો. સામ્યવાદીઓ ગમે તેવી મજબુત દલીલો કરે, પરંતુ આજે રશિયામાં આ સ્થિતિ નથી. સોવીયેટ તંત્ર અને ઉદ્યોગો વિષે ફરીયાદ કરવાનાં રશિયાના કામદાર વર્ગ પાસે કેટલાંક કારણો છે. ઔદ્યોગિક સમાજ એટલે મનસ્વી ભૌગોલિક વિભાગો પર રચાયલા રાજ્યતંત્રને બદલે જુદા જુદા ઉદ્યોગોના પ્રતિનિધિઓની બનેલી સરકારવાળી સમાજવ્યવસ્થા. એવી ડી'લીઓંની માન્યતા હતી. આ પ્રમાણે સમાજવાદી ઔદ્યોગિક સરકાર જુદા જુદા પ્રાન્તોના પ્રતિનિધિઓની નહિ પરંતુ, ખેતી, ખાણોના ઉદ્યોગ, બાંધકામ, આવજાનાં સાધનો, ભારે યંત્રો, કાપડનો ઉદ્યોગ, વિગેરે જુદા જુદા ઉદ્યોગોના પ્રતિનિધિઓની બનેલી હોવી જોઇએ. સમાજવાદી સરકારની આ યોજનાનો લેનીનને ખ્યાલ હતો, તો પણ તેણે એ યોજના દાખલ કરી નથી. સોવીયેટ સરકાર ઔદ્યોગિક પદ્ધતિ પર રચાયલી સરકાર નથી, પરંતુ તેમાં વીસ લાખ સામ્યવાદીઓની સરમુખત્યારીથી સોળ કરોડ કામદારો, ખેડુતો અને બીજા ધંધાદારીઓ ઉપર અમલ ચલાવવામાં આવે છે. આવી રીતે સમાજવાદ અને સામ્યવાદનું અંતિમ ધ્યેય એક જ પ્રકારનું છે, પરંતુ સોવિયેટ તંત્ર તરફ નજર કરતાં જણાય છે કે રશિયામાં શ્રમજીવીઓની સત્તા નથી પરંતુ એક રાજદ્વારી પક્ષ—સામ્યવાદીઓ—ની સરમુખત્યારી છે. એટલે અંશે રશિયા સમાજવાદના અંતિમ ધ્યેયથી દૂર છે.

* * *

**ઉપરના** જવાબમાં પ્રખ્યાત લેખક ડી'લીઓંની માન્યતાઓ પ્રમાણે શ્રમજીવીઓની લડતનું ધ્યેય રજુ કરવામાં આવ્યું છે. એ લેખકની પિછાન કરાવવામાં આવે છે.

**સવાલઃ**—ડેનીઅલ ડી'લીઓં કોણ હતો ? તેના સીદ્ધાંતો કેવા હતા ?

**જવાબઃ**—તમારો સવાલ બહુ વિશાળ છે. તેનો ટુંકમાં જવાબ આપું છું. ડી'લીઓં એક બુધ્ધિમાન અભ્યાસી અને શકિતશાળી લેખક હતો. તેની વિદ્વતાથી તે પ્રખ્યાત થયો. અમેરિકામાં સમાજવાદી પક્ષ સ્થાપનાર નેતાઓ સાથે તે શરૂઆતમાં કાર્ય કરતો હતો. પરંતુ તેમણે ડી'લીઓંનો ઔદ્યોગિક એકતાવાદનો સિદ્ધાંત સ્વિકાર્યો નહિ ત્યારે તેઓ છુટા પડયા. એ નેતાઓએ અમેરિકન સમાજવાદીપક્ષની સ્થાપના કરી અને ડી'લીઓં તેના સમાજવાદી કામદાર પક્ષ સાથે તેમનાથી છુટો પડયો..

અમેરિકન કામદાર સંઘ જુદાં જુદાં ઉદ્યોગોનાં યુનીયનો ઉભાં કરવાની નીતિ પ્રમાણે કાર્ય કરતો હતો. ડી'લીઓં ભારપૂર્વક માનતો હતો કે આ નીતિના વિરોધ ખાતર કામદાર સંઘ સામે ઝુંબેશ ઉપાડવી જોઇએ. જુદા જુદા ઉદ્યોગોના વાડાઓ બાંધવાને બદલે, સામાન્ય ઔદ્યોગિક એકતાના સિધ્ધાંત પ્રમાણે જુદા જુદા ઉદ્યોગોમાં પડેલા કામદારોનું સંગઠન કરવું જોઇએ એવું ડી'લીઓં માનતો હતો. અમેરિકન સમાજવાદીઓ આ દલીલના જવાબમાં જણાવતા હતા કે ડી'લીઓંના સિધ્ધાંતમાં સત્ય હતું, પરંતુ અમેરિકન કામદાર સંઘ યુનીઅનો સ્થાપતો હતો, તેથી આ સિધ્ધાંત પ્રમાણે જુદાં યુનીઅનો સ્થાપવાથી કામદારોમાં ભાગલા પડી જશે અને કામદાર ચળવળમાં અવ્યવસ્થા ફેલાશે. વળી સમાજવાદીઓની માન્યતા પ્રમાણે જુદા જુદા ઉદ્યોગમંડળો મારફત જ સામાન્ય ઔદ્યોગિક સંગઠન કરવાનો પ્રયત્ન થવો જોઇએ. પરંતુ જલદ મગજના અધીરા ડી'લીઓંને આ દલીલ મંજુર નહોતી. આથી તેમની વચ્ચે મતભેદ પડયો અને પરિણામે તેઓ છુટા પડયા. સામાન્ય ઔદ્યોગિક યુનીયન બરાબર સ્થાપવામાં આવે અને વ્યવસ્થિત રીતે કાર્ય કરે તો, જુદા જુદા ઉદ્યોગોનાં યુનીયનો કરતાં તે વધુ ઉપયોગી થઇ પડે તેમાં શક નથી. પણ ઔદ્યોગિક યુનીયનની ચળવળથી જુની પધ્ધતિનાં યુનીયનો તૂટી જાય તો જુનાં કે નવાં યુનીયનોના અભાવે કામદારોનું રક્ષણ થઇ શકે નહિ. આ કારણથી જ સમાજવાદી નેતાઓ તેમની માન્યતા મુજબ કાર્ય કરવા લાગ્યા. ડેબ્સની નેતાગીરી નીચે સમાજવાદી પક્ષે રાજકીય લડતો શરૂ કરી. તેમનો પક્ષ સ્થિર ગતિથી મજબુત થવા લાગ્યો, અને મૂડીવાદી દ્રષ્ટિબિંદુથી તેનો વિકાસ ભયજનક હતો.

જુદા જુદા ઉદ્યોગોનાં સ્વતંત્ર મંડળોથી કામદારોને ભૂતકાળમાં ફાયદો થયો છે. પરંતુ આજે કામદાર સંઘો સામાન્ય ઔદ્યોગિક સંગઠનની મહત્તા સમજતા થયા છે એવાં ચિન્હો સ્પષ્ટ જણાય છે. તેથી નજીકના ભવિષ્યમાં સંગઠનની વધુ વિસ્તૃત યોજનાનો સ્વીકાર કરવામાં આવે તો નવાઇ નથી. પરંતુ અમેરિકન કામદાર સંઘને હરીફ મંડળો સ્થાપીને ફાટફુટ પાડવાની ધમકીથી આ યોજના અમલમાં મુકવાની ફરજ પાડી શકાય તેમ નથી. એ નક્કી કરેલું ધ્યેય પ્રાપ્ત કરવું હોય તો કામદારોને કેળવીને તેમનામાં સામાન્ય ઔદ્યોગિક સંગઠનની ભાવના ફેલાવે તેવો અસરકારક કાર્યક્રમ ઉપાડી લેવો જોઇએ.

લેનીને ડી' લીઓંની મહત્તા સ્વીકારી હતી. લેનીને જણાવ્યું હતું કે "અમેરિકાના ડેનીઅલ ડી'લીઓંએ સૌથી પહેલાં સોવિયેટ સરકારની રૂપરેખા ઘડી હતી. ભવિષ્યનો સમાજ પણ સોવિયેટની રૂપરેખા પ્રમાણે જ ઘડાશે. દરેક રાષ્ટ્રમાં ભૌગોલિક વિભાગોને બદલે સોવિયેટ-વિભાગો હશે. ઔદ્યોગિક યુનીયનનો સિદ્ધાંત તેના પાયારૂપ છે. અમે આવો સમાજ ઘડી રહ્યા છીએ." આ ઉપરથી જણાય છે કે ડી' લીઓંની યોજનાને લેનીને સ્વીકારીને અમલમાં મુકી હતી.

તે ઉપરાંત લેનીને કહ્યું હતું કે "ડી' લીઓં યુરોપના વિચારોને અમલમાં મુકનાર પહેલો જ અમેરિકન સમાજવાદી છે." આ શબ્દોના સાચાપણા વિષે શંકા કરી શકાય તેમ નથી. ઔદ્યોગિક સરકાર' વિષે ડી' લીઓંના વિચારો મૌલિક હતા.

પરંતુ લેનીન કે સ્ટેલીને એ વિચારોને અમલમાં મુક્યા છે તેનો ચોકક્સ પુરાવો નથી. સોવિયેટતંત્રમાં સામ્યવાદી પક્ષ રશિયા ઉપર હકુમત ચલાવે છે; અને આગળ જણાવવા પ્રમાણે એ પક્ષના ફક્ત વીસ લાખ સભ્યો છે, રશિયામાં સામાન્ય ઔદ્યોગિક યુનીયન હોત અને ડી'લીઓની રૂપરેખાવાળી ઔદ્યોગિક સરકાર હોત તો સોવિયેટ યુનીયનમાં વીસ લાખ સામ્યવાદીઓને બદલે લગભગ ૧૬ કરોડ માણસોનો અવાજ હોત. એટલે ડી'લીઓની ઘડેલી સોવિયેટ સરકારની યોજના લેનીને અમલમાં મુકી નથી. તેમ છતાંય લેનીનના નિવેદનનું પૂર્વાર્ધ ખોટું ઠરતું નથી—એટલે કે, સમાજવાદી સિધ્ધાંતોમાં ડી'લીઓએ અગત્યનો ફાળો આપ્યો છે એ લેનીનનું કથન સત્ય છે. ડી'લીઓ મહાન નૈયાયિક અને નિર્ભય લડવૈયો હતો. સમાજવાદી નેતાગીરીના ઇતિહાસમાં, શક્તિશાળી, નિશ્ચયી તીક્ષ્ણ બુદ્ધિવાળા, વસ્તુસ્થિતિનું અદ્ભૂત પૃથક્કરણ કરવાની શક્તિ ધરાવનાર અને સમાજવાદી વિચારોમાં અગત્યનો મૌલિક ફાળો આપનાર મહાન માર્કસવાદી ડેનીઅલ ડી'લીઓનાં નામને નવયુગના જ્યોતિર્ધર તરીકે ઇતિહાસકારો અંજલી આપશે.

* * *

**આ** પ્રમાણે લેનીને સોવિયટ તંત્રની યોજના સ્વીકારી, અને રશિયામાં તે દાખલ પણ કરી. તે વખતના તેના આગેવાન સાથીદારો સ્ટેલીન અને ટ્રોટ્સ્કી હતા. પરંતુ આજે તે બન્ને વચ્ચે ગંભીર મતભેદ પડયો છે, અને ટ્રોટ્સ્કીને રશીયામાંથી હદપાર કરવામાં આવ્યો છે. સોવિયેટતંત્રની સ્થાપનામાં આગેવાનીભર્યો ભાગ લેનાર ટ્રોટ્સ્કી આજે હદપાર કયા [illegible] નાર સ્ટેલીન અને ટ્રોટ્સ્કી વચ્ચે એવો કયો મતભેદ પડયો છે ? એ જાણવા માટે નીચેનો સવાલ પૂછવામાં આવ્યો છે.

**સવાલ:**—સ્ટેલીન અને ટ્રોટ્સ્કી વચ્ચેના મતભેદનું કારણ શું છે ?

**જવાબ:**—તેમની વચ્ચે અંગત તેમજ કાર્યક્રમને લગતો મતભેદ છે. લેનીનની મહત્તામાં ભાગ પડાવનાર આ બંને આગેવાનો એકબીજાના કટ્ટા દુશ્મનો છે અને એકબીજાને અત્યંત ધિક્કારે છે. તે ઉપરાંત સોવિયેટની નીતિની બાબતમાં પણ તેમની વચ્ચે મતભેદ પડયો હતો. મૂડીવાદી જગત સાથે સમાધાન કરીને રશિયામાં ઉદ્યોગવાદ ફેલાવવાનું મહાન કાર્ય ઉપાડી લેવાની સ્ટેલીનની ઇચ્છા હતી. જગતના મૂડીવાદને તોડી પાડીને દરેક મહાન મૂડીવાદી રાષ્ટ્રમાં સામ્યવાદીઓની સત્તા સ્થાપવા ક્રાન્તિના સિદ્ધાંતને રશિયામાં પુરેપુરી રીતે અમલમાં મુકવાની ટ્રોટ્સ્કીની મહેચ્છા હતી. ટ્રોટ્સ્કીની યોજના વિસ્તૃત અને મુશ્કેલીભરી હતી. સ્ટેલીનની યોજના સામાન્ય રીતે સહેલી અને વ્યવહારૂ હતી. બન્ને નેતાઓ વચ્ચેનો મહાન ભેદ આ જગાએ નજરે પડે છે. તેમાંનો એક—ટ્રોટ્સ્કી—મહાન નાટકી પુરૂષ અને રાજકારણમાં પડેલા એકાદ કવિ જેવો છે. તેનામાં ઉર્મિ, આવેશ અને રસિકતા છે. તેના કાર્યોમાં એકાદ કવિનો કલ્પનાવિહાર જણાઇ આવે છે. તેનું બુદ્ધિબળ અમાપ છે, અને એક મહાન વકતા જેવું અસરકારક અને લાગણીથી ભરપૂર પ્રવચન કરવાની તેમનામાં અદ્ભુત શક્તિ છે. જ્યારે બીજો—સ્ટેલીન—ધીમો, શાંત, ઠરેલ, એકાંત પ્રિય-અને જાહેરાતને ધિક્કારનારો આત્મત્યાગી કાર્યકર્તા છે. પડદા પાછળ રહીને કાર્ય કરી શકે તેના પુરૂષમાં કેટલી કેટલી મહાન શક્તિઓ હોઇ શકે તેનો

તેને પુરેપુરો ખ્યાલ છે. એક દુકાનદારના સ્વભાવવાળો એ ક્રાન્તિકારી છે. સાદા, મક્કમ અને અત્યંત ધીરજવાળા સ્ટેલીનમાં પાણીમાં તરતા, એકાદ બરફના પહાડ (Iceberg) જેટલી ઝડપ અને શકિત છે. આ મતભેદના અંતે સ્ટેલીનનો વિજય થયો. બરફનો પહાડ, તેના રસ્તામાં આવનાર જે વસ્તુ સાથે અથડાય છે તેનો ભુક્કો કરી નાખે છે. ટ્રોટ્સ્કી સ્ટેલીનના માર્ગમાં આડે આવ્યો; પરિણામે તેને દેશનિકાલ કરવામાં આવ્યો. સ્ટેલીને આરોપ મુકયો કે ટ્રોટ્સ્કી ક્રાન્તિ–વિરોધી અને સોવિયેટ યુનીયનનો દુશ્મન છે. આ આક્ષેપથી સ્ટેલીનના ચારિત્ર્ય ઉપરનો બાહ્યપટ દૂર થાય છે; તેના સ્વભાવની નીચતા જણાઇ આવે છે. અંગત વિરોધને અંગે સ્ટેલીન કેટલી હદ સુધી મૂર્ખાઇ કરી શકે છે તેનો આ જવલંત દાખલો છે. જગતમાં ક્રાન્તિની અનંત અને અવિનાશી જ્વાલાઓ પ્રકટાવવાનો ટ્રોટ્સ્કીનો સિધ્ધાંત કાવ્યમય અને કોઇ કવિની કલ્પનાના તરંગ જેવો હશે, પરંતુ તે ઉપરથી, ટ્રોટ્સ્કી ક્રાન્તિવાદી ફીલસુફીનો વિરોધી છે એમ કહી શકાય નહિ. ટ્રોટ્સ્કી પણ સ્ટેલીન જેટલો જ ઉદ્દામ સામ્યવાદી છે; ટ્રોટ્સ્કીની કલ્પના અને કવિતાનો નાજુક અને તીક્ષ્ણ ભાલો કાળમીંઢ પત્થરની એ મજબુત દીવાલને ભેદી શકયો નહિ; પરિણામે આજે ટ્રોટ્સ્કી દેશનિકાલ થઇને આશ્રય માટે ભટકે છે.

* * *

આજે સારીય આલમના રાજ્યદ્વારીઓ જર્મની તરફ મીટ માંડીને જોઇ રહ્યા છે. જર્મની જે જે પગલાં લે છે તે વિષે જુદી જુદી અટકળો થાય છે. રાજદ્વારી પુરૂષો માને છે કે આગામી યુધ્ધ માટે જર્મની જંગી તૈયારીઓ કરી રહ્યું છે. થોડા સમય પહેલાં જર્મનીમાં યુવાન સ્ત્રી પુરૂષોનાં લગ્ન કરી નાખવાની ચળવળ ચાલી હતી. એવાં યુવાન યુગલોને રાજ્ય તરફથી મદદ આપવાની જાહેરાતનું રહસ્ય જાણવા નીચેનો સવાલ પુછવામાં આવ્યો છે.

**સવાલ:**–હીટલર પોતે પરણેલો નથી, છતાંય જર્મન યુવતિઓનાં લગ્ન કરાવીને બાળકોની સંખ્યામાં વધારો કરવા માટે તે કયા કારણથી આટલો આતુર છે?

**જવાબ:**–વીસ લાખ જર્મન સ્ત્રીઓને લગ્ન વખતે રાજ્ય તરફથી ૧૯૩૪ ની સાલ દરમ્યાન મદદ તરીકે આપવા માટે હીટલરે લગભગ ૧૬ કરોડ રૂપીયા મંજુર કર્યાં છે. આ પરણેલી યુવાન સ્ત્રીઓ, કુદરતી રીતે શકય હોય તેટલી ઝડપથી બાળકોને જન્મ આપશે એવું ધારવામાં આવે છે આનું કારણ તદ્દન સાદું છે. ભવિષ્યમાં થનાર યુધ્ધો માટે હીટલરને વધુ સૈનિકો જોઇએ છે. પશ્ચિમ રશિયાને જર્મની સાથે ભેળવવાની તેની ઇચ્છા છે. તેથી તેને યોગ્ય લાગશે તે સમયે પશ્ચિમ રશિયા તરફ આગળ ધપવાનો તેનો ઇરાદો સ્પષ્ટ અને જાહેર છે. પરંતુ રશિયનો તે આક્રમણ શાંત રીતે સહન કરી લેશે નહિ. આથી યુદ્ધ થવાનો પુરેપુરો સંભવ છે. ત્યાં સુધીમાં તેના અમલ દરમ્યાન જેટલા માણસો કોઇપણ કારણથી ઓછાં થાય તેટલા પ્રમાણમાં નવો ઉમેરો કરીને એ ખોટ પુરી દેવાની હીટલરની ઇચ્છા છે. એટલે તેના સૈનિકો કોઇપણ હિસાબે ઘટે નહિં પરંતુ વધતા જ રહે તે માટે હીટલર આતુર છે. આ સૈનિકો ઉત્પન્ન કરવા માટે બે લાખ સ્ત્રીઓને પરણાવી દેવી એ સૌથી સારો અને ચોક્કસ ઉપાય છે, અને હીટલર તેનો અમલ કરી રહ્યો છે. આમ, આ સામાજીક જેવા જણાતા કાર્ય પાછળ રાજકીય હેતુ છુપાયેલો છે.

# "નવી દુનિયાં" ગ્રંથમાળાનાં

## નવાં પુસ્તકો :—

- પલટાતું રશીયા — ૦–૧૪–૦
  લેખક : મોરીસ હીન્ડસ
- કમ્યુનીસ્ટ જાહેરનામું — ૦– ૬–૦
  લેખક : કાર્લ માર્ક્સ અને ફ્રેડ્રીક એંગ્લ્સ
- સમાજવાદ : તરંગમાંથી વિજ્ઞાન — ૦– ૬–૦
  લેખક: ફ્રેડ્રીક એંગ્લ્સ
- હિન્દ કયે રસ્તે ? — ૦– ૨–૦
  લેખક : જવાહરલાલ નેહરૂ

**નવયુગ :**
વાર્ષિક લવાજમ :
હિન્દ : રૂ. ૫–૦–૦
પરદેશ : રૂ. ૮–૦–૦

**પ્રજામિત્ર અને કેસરી**
[ અઠવાડીક ]
વાર્ષિક લવાજમ : હિન્દ રૂ. ૭–૦–૦
પરદેશ રૂ. ૧૫–૦–૦
અથવા ૨૩ શીલીંગ.

**ફુલવાડી :**
વાર્ષિક લવાજમ :
હિન્દ રૂ. ૩–૦–૦
પરદેશ રૂ. ૪–૦–૦
શીક્ષણ સંસ્થાઓ તથા પુસ્તકાલયો } રૂ. ૨–૮–૦

**નવયુગ અને ફુલવાડી,** બન્ને માસિકોના એકી સાથે ગ્રાહક થવા ઇચ્છતા હશે તેઓ વાર્ષિક રૂ. ૬ ના લવાજમમાં બન્ને પત્રોના ગ્રાહક થઇ શકશે.

**નવયુગ અને પ્રજામીત્ર–કેસરી** બન્નેના એકી સાથે ગ્રાહક થવા ઇચ્છતા હશે તેઓ વાર્ષિક રૂ. ૧૦ ના લવાજમમાં બન્ને પત્રોના ગ્રાહક થઈ શકશે.

આજેજ લખો :—

| | |
|---|---|
| **ફુલવાડી કાર્યાલય,** | **હિંદુસ્તાન ન્યુસપેપર્સ લી.,** |
| સારંગપુર–દોલતખાના, | ૯, બેન્કહાઉસ લેન, કોટ, |
| અમદાવાદ. | મુંબાઇ. |

જકડી રાખેલા વર્ગના વિરોધીઓનું સ્થાન તેઓ પ્રાપ્ત કરે છે—તેથી, એટલું તો સ્પષ્ટ થાય છે કે આજે સમાજમાં નજરે પડતો હિતોનો પરસ્પર વિરોધ અને વર્ગ-વિગ્રહ દૂર કરવો હોય તો, તેનાં મૂળ કારણોનો નાશ કરવો જોઇએ. અસમાન અને વિરોધી હિતોને સમાન અને સામાન્ય હિતના રૂપમાં ફેરવી નાખવાં જોઇએ. કામદારોનાં અને માલિકવર્ગનાં હિતો સમાન બનાવવાથી આ વિગ્રહ દૂર થઇ શકે તેમ નથી; કારણ કે માલિકવર્ગનું હિત કામદારોના શોષણમાં રહેલું છે, તેથી બન્ને વર્ગનાં હિતો સમાન થવાથી શોષણ કરવા યોગ્ય પાત્ર મળી શકે નહિં. બીજા શબ્દોમાં કહીએ તો સમાજના બધા માણસો માલિકો બની શકે નહિ. એવી જ રીતે આપણે બધા જ નોકરો બની શકીએ નહિ. આથી વર્ગ-વિગ્રહ અટકાવવાનો એક જ રસ્તો એ છે કે બન્ને વર્ગો માટે કોઇ નવિન સંબંધ શોધી કાઢવો જોઇએ. ઉત્પાદન અને વહેંચણીનાં સાધનોને સમાજની સામાન્ય માલિકીની વસ્તુઓ બનાવી દેવાથી આ મુશ્કેલીમાંથી બહાર નિકળી શકાય તેમ છે.

જીવનનિર્વાહનાં સાધનો સમાજની માલિકીનાં બનવાથી મૂડીવાદી વર્ગના બધા ખાસ હક્કો નષ્ટ થશે અને તે સાથે કામદારોને ગુલામીમાં જકડનારી બેડીઓ પણ તૂટી જશે. સામાજીક દ્રવ્ય અને સેવાઓના ભોગવટાની બાબતમાં સમાજનું પ્રત્યેક અંગ સમાન હક્ક ધરાવશે.

આજે જીવનનિર્વાહ ચલાવવાનો બીજો કોઇ ઉપાય નહિ હોવાથી લોકોનો મોટો ભાગ રોજી કે પગારથી કામ કરે છે. આજે તેઓ પરવાનગી વગર ખેતરોમાં ખોદકામ કરવા માટે જાય, કે કારખાનાંઓમાં કાંતવા અથવા વણવા માટે જાય તો તેમના ઉપર "ગેરકાયદે પ્રવેશ" અથવા એથી ય ખરાબ ગુન્હાનો આરોપ મુકવામાં આવે. પરંતુ કબજો ધરાવનાર વર્ગના હાથમાંથી ઉત્પાદન અને વહેંચણીનાં સાધનો અને યંત્રોની માલિકી ખુંચવી લઇને એ સાધનોને આખા સમાજની સામાન્ય મિલ્કત બનાવવામાં આવે તો આખો સમાજ તેનો છુટથી ઉપયોગ કરી શકે. તે વખતે જીવનના માર્ગો દરેક માટે ફરીથી ખુલ્લા થશે

આ સાધનો સમાજની સામાન્ય મિલ્કત બનાવવાનાં કાર્યની સમાજ પર બીજી અસર પણ થાય છે. શ્રમશક્તિ વેચવાની કામદારોને જરૂર પડતી નથી, તે સાથે શ્રમ કર્યા વિના જીવન ગાળવાની મૂડીવાદીઓની તકનો સદંતર નાશ થાય છે. સમાજના એક વિભાગ—મોટા ભાગ—સામે તેઓ જગતનાં દ્વાર બંધ કરી શકશે નહિ. તેઓ શ્રમશક્તિ ખરીદી શકે તેમ નહિ હોવાથી અને તેઓ ખરીદી શકે તો પણ ઉત્પાદનનાં સાધનોના અભાવે તેનું શોષણ કરવા અશક્ત હોવાથી, સમાજના બાકીના ભાગ માટે જીવનનિર્વાહનાં જે સાધનો ખુલ્લાં હોય, તે જ સાધનોનો તેઓ ઉપયોગ કરી શકે.

મૂડીવાદી વર્ગ પાસેથી ખાનગી મિલ્કતનો કબજો લેવો એટલે તેમની અને કામદારવર્ગની વચ્ચેના ભેદનું નામનિશાન ભૂંસી નાખવું, એ ભૂલવું જોઇએ નહિ.

આ વર્ગ-ભેદ મનુષ્યપ્રાણી તરીકેનો કુદરતી ભેદ નથી, પરંતુ મુડીવાદીઓ મિલ્કતની માલિકી ધરાવે છે

વર્ગ અંકુશ ધરાવતો આવ્યો છે. ગુલામગીરીના જમાનામાં ગુલામો, અને જમીનદારીની પ્રથા દરમ્યાન જમીન એ ઉત્પાદનનાં મુખ્ય અંગો હતાં.

પરંતુ આવી સ્થિતિમાં પણ, જીવનનિર્વાહનાં સાધનો ઉપર કોઇની માલિકી નહોતી, તે સાધનો સાર્વજનીક ઉપયોગ માટે ખુલ્લાં હતાં. તે વખતે વર્ગવાળા સમાજનાં બીજાં લક્ષણો સાથે, પ્રજાકીય તંત્રવાળા સમાજની આ વિશેષતા પણ હાજર હતી.

ખાનગી મિલ્કતની માલિકી અને જીવનનિર્વાહનાં સાધનોને લગતા ખાસ હક્કોના અભાવે સમાજમાં વર્ગભેદ, કે એક વર્ગની મહત્તા સંભવતી નથી.

ઉત્પાદન અને વહેંચણીનાં સાધનો સમાજની સામાન્ય માલિકીનાં હોય તો જ કામદાર વર્ગને મુકિત મળી શકે. આવી રીતે થએલી કામદારોની મુકિતથી, કોઇ પણ વર્ગનું ઉપરીપણું નિભાવનાર સ્થિતિનો અંત આવે છે. આથી કામદાર વર્ગની મુકિતથી વર્ગ–ભેદ નાબુદ થવો જ જોઇએ અને તેમની મુકિતમાં સારીય માનવજાતની રંગભેદ કે જાતિ (sex) ભેદ વિનાની મુકિતનો સમાવેશ થાય છે એવું પુરવાર થાય છે.

## મુડીવાદનો વિકાસ

**કા**મદાર વર્ગે, જાતે લડત ચલાવીને પોતાની મુકિત મેળવવી જોઇએ.

આધુનિક સમાજ પદ્ધતિ અસ્તિત્વમાં આવી તે પહેલાં ઇંગ્લેંડમાં જમીનદાર–ઉમરાવોનો શાસકવર્ગ હતો. પરંતુ એક નવા વર્ગને સત્તા ઉપર આવતાં તેઓ અટકાવી શક્યા નહિ. આ બધું શહેરોમાં બન્યું, કારણ કે વધુ પડતો માલ ઉત્પન્ન કરવામાં આવતો હતો. આ માલ એક વર્ગના હાથમાં આવવા લાગ્યો. અને આ વર્ગે વ્યાપારને પોતાના ધંધા તરીકે સ્વિકારી લીધો.

વ્યાપારીઓનાં દ્રવ્ય મેળવવાનાં ક્ષેત્રો, ઉમરાવોના ક્ષેત્રો કરતાં વધુ વિસ્તૃત થઇ શકે તેમ હતાં. કારણ કે ગામડાંમાં બનેલો માલ જલદી ખરાબ થઇ જાય તેવો હોવાથી, આંતરરાષ્ટ્રીય વ્યાપારમાં તેનો બહોળો ઉપયોગ થઇ શકે તેમ નહોતું; વળી અર્ધ–ગુલામ જેવો ખાતેદાર (Serf) જમીનમાં હક્ક ધરાવતો હોવાથી મુખ્યત્વે પોતાના ઉપયોગ માટે જ ચીજો ઉત્પન્ન કરતો, અને તેના જમીનદાર માલિક માટે ચોક્કસ નક્કી કરેલા સમય પુરતું જ કામ કરતો. આ બાજુએ શહેરનો ગૃહઉદ્યોગી માણસ વેચાણ માટેની વસ્તુઓ ઉત્પન્ન કરતો હતો.

**શ્ર**મની ઉત્પાદક શક્તિ વધવા સાથે વેચાણ માટેના માલના રોજંદી મજુરીથી થએલા ઉત્પાદનમાં મૂડીવાદીપણાનાં તત્વો પણ વધતાં ગયાં છે. કેટલીક ભૌગોલિક શોધખોળ (અમેરિકાની શોધ, પૂર્વ તરફ જવાના રસ્તાની શોધ વિગેરે) ને લીધે આ જાતના ઔદ્યોગિક વિકાસને પૂષ્કળ ઉત્તેજન મળ્યું. વ્યાપાર અને ઉત્પાદન ઉપર મુકેલા જમીનદારી અને વ્યાપારી અંકુશોથી આ વિકાસ પામતા વર્ગ ઉપર દબાણ આવતું હતું. આ કારણથી, તેમની પાસે દ્રવ્ય અને સત્તા વધતાંજ, સામાજીક સર્વોપરીપણું મેળવવા માટે તેઓ પ્રયત્ન કરે એ સ્વાભાવિક છે.

**ન**વો વર્ગ આગળ આવતો ગયો તે પ્રમાણે અર્ધગુલામ ખાતેદારો પણ ગુલામીમાંથી છુટવા માટે માથું ઉચકવા લાગ્યા. વર્તમાન મૂડીવાદી વર્ગના પ્રેરણામીઓ શાસન સત્તા મેળવે તે પહેલાં

ઇંગ્લેંડમાંથી ખાતેદારોની ગુલામી નાબુદ થઇ ગઇ હતી. તેમણે જમીનદારીની ધણી-ખરી જંજીરો તોડી નાખી હતી, અને તેઓ પોતાની જમીનના સ્વતંત્ર ખેડુત–માલિકો બન્યા હતા–ગુલામીમાંથી મુક્તિ મેળવવા માટેની તેમની લડત લાંબા સમય સુધી ચાલી હતી–યુધ્ધ પ્રસંગે તેમના માલિકોને નાણાં આપીને તેઓમાંના ઘણા ખરાએ અર્ધ–ગુલામીમાંથી છુટકારો મેળવ્યો હતો. વ્યાપારના વિકાસથી માલના ઉત્પાદકો, વધુ પૈસા મેળવવા માટે તેમનો માલ મોટાં બજારોમાં વેચતા. આથી જમીનદારોને લાભકર્તા એવાં ગામડાંનાં બજારો તૂટી ગયાં. વસ્તુઓના બદલાના સ્થાને તેની કીંમત અંકાવા માંડી. એક વસ્તુના બદલામાં બીજી વસ્તુ નહિ લેતાં, નાણાં લેવામાં આવતાં આમ દરેક વસ્તુની ગણત્રી નાણાના હીસાબથી થવા લાગી. આ નવી રીત વધુ સરળ હતી, તેમ જ દેશમાં વ્યાપાર વધવાથી ઉભી થએલી નવીન પરિસ્થિતિને એટલી અનુકુળ આવી ગઇ કે, જમીનદારોને મજુરી અને માલને બદલે નાણાં આપવાની ધીમે ધીમે શરૂઆત થઇ. આથી જમીનદારને નક્કી કરેલાં નાણાં ભરપાઇ ક્યાં પછી, ખેડુત તેનું ખેતર તેમજ ખેતી સુધારીને મરજી પ્રમાણે માલ ઉત્પન્ન કરવા સ્વતંત્ર બન્યો હતો.

સ્વતંત્ર ખેડુતોની પીઠ પર પગ મૂકીને તેમને દાબી દીધા પછીજ, મજબુત થતો જતો મૂડીવાદી વર્ગ ઉન્નત થઇ શકે. પોતાના ઉદ્યોગોના વિકાસ માટે ખેડુત વર્ગમાંથી મોટી સંખ્યામાં સોંઘા મજુરો મેળવવાની નવા મૂડીવાદી વર્ગની ઇચ્છા હતી. જમીનદારોની પડતી થવાથી તેમના સકંજામાંથી સંખ્યાબંધ કામદારો છુટા થયા હતા, અને ધાર્મિક મઠો વિખેરી નાખવાથી એ સંખ્યામાં વધારો થયે હતો. છતાંય કારખાનાઓમાં વધુ કામદારોની જરૂર હતી. એ વધતી જતી માંગણીને પહોંચી વળવા માટે ખેડુતોમાંથી જ કામદારો મળી આવે તેમ હતું.

તે સમયની પરિસ્થિતિ પણ મુડીવાદીઓની જરૂરીયાતને લાભકર્તા થાય તેવી હતી. ઉનની માગણી પુષ્કળ વધી ગઇ હતી. જમીનના માલિકોએ આ તકનો લાભ લેવા માંડયો. ઉન પેદા કરવા માટે ઘેટાં ઉછેરવાનું કાર્ય શરૂ થયું. પરંતુ જમીનના માલિક ખેડુતો આ કાર્યમાં નડતરરૂપ હતા. તેઓ જુદી જુદી જાતનાં અનાજ પેદા કરતા હતા જ્યારે ઘેટાંઓ ઉછેરવા માટે ઘાસચારાની જરૂર હતી, એટલે ખેડુતોની જમીન કોઇપણ રીતે મેળવવાની આવશ્યકતા હતી. આ બાબતમાં મૂડીવાદી કારખાનાવાળાઓ અને જમીનદારો એકત્ર થઇ ગયા; કારણ કે જમીનદારોને ખેડુતોને હાંકી કાઢીને તેમની જમીન પચાવી પાડવાનો લોભ હતો, અને હાંકી કાઢેલા ખેડુતોને સોંઘી રોજીથી કારખાનાઓમાં કામે લગાડવામાં મૂડીવાદીઓને લાભ હતો. એટલે બન્ને વર્ગને ફાયદો થાય તેવી બાબતમાં તેઓ સહમત બન્યા.

આથી એ બન્ને વર્ગોએ ખેડુતોને તેમની જમીનમાંથી હાંકી કાઢવાનો એક પ્રયત્ન શરૂ કર્યો શરૂઆતમાં કાયદાના કાઇ પણ આધાર વગર, ખેડુતોનાં ખેતરો પડાવી લેવામાં આવ્યાં આગળ જતાં, એ વર્ગોએ જુદાં જુદાં બહાનાં તળે ખેડુતોન હિતના વિરોધી કાયદાઓ પસાર કરાવ્યા આ કાયદાઓ પસાર થયા પછી તેમનું કાર્ય ઘણીજ સરળતાથી અને ઝડપથી ચાલવા લાગ્યું. લશ્કરી મદદથી ખેડુતોને તેમની જમીનમાંથી હાંકી કાઢવામાં

આવ્યા, તેમનાં ઘરબાર બાળી નાખવામાં આવ્યાં, અને તેમની જમીન મૂડીવાદી જમીનદારોના કબજામાં આવી ગઇ. આ જમીનમાં ઘેટાંનાં ટોળાં ઉછેરવામાં આવતાં.

મિલ્કત વગરના ખેડુતો માટે પસાર કરવામાં આવેલા કાયદા ઘણા ભયંકર હતા તેમને એટલી ઝડપથી, અને એટલા મોટા પ્રમાણમાં મિલ્કત વગરના બનાવવામાં આવ્યા કે તેમની સંખ્યા ઘણી જ વધી પડી અને એ બધા બેકારોને ઝડપથી વિકાસ પામતા મૂડીવાદી ઉદ્યોગો પણ કામે લગાડી શક્યા નહિ. પરિણામે સંખ્યાબંધ માણસો કામ વિના રખડવા માંડયા. આવા ધંધા વગર રખડતા માણસોને લગતા કાયદાઓ પસાર કરવામાં આવ્યા. (જુઓ કાર્લ માર્ક્સનું "કૅપીટલ" પ્રકરણ ૨૮.) હેનરી આઠમાના સમયમાં, આ "મજબુત રખડુ" લોકોને ગાડાની ધુંસરી સાથે બાંધીને, તેમના શરીરમાંથી લોહી વહેવા માંડે ત્યાં સુધી ફટકાવવામાં આવતા. એક વખત આવી સજા થયા પછી, એ માણસ ફરીથી રખડતો જણાય તો તે ગુન્હા માટે ફટકા મારવા ઉપરાંત તેનો અડધો કાન કાપી નાખવામાં આવતો, ત્રીજી વખત એ માણસ રખડતો જણાય તો તેને રીઢો અને પાકો ગુન્હેગાર ગણીને દેહાંત દંડની સજા ફરમાવવામાં આવતી. એડવર્ડ ૬ ઠ્ઠા ના વખતમાં એવો કાયદો કરવામાં આવ્યો કે કામ કરવાનો ઇન્કાર કરનાર માણસને ગુલામ બનાવવામાં આવતો; અને તેને આળસુ તરીકે જાહેર કરનાર શખસના હવાલે કરવામાં આવતો. આવો માણસ પંદર દીવસ કામ ઉપરથી ગેરહાજર રહે તો તેના લલાટ ઉપર કે પીઠ ઉપર ડામ દઇને જીવનપર્યંત ગુલામ રાખવામાં આવતો. આવી રીતે ત્રણ વખત કામ ઉપરથી નાસી જનાર ગુલામનો શિરચ્છેદ કરવામાં આવતો. રાણી ઇલીઝાબેથના રાજ્યમાં પણ આવા કાયદાઓ પસાર કરવામાં આવ્યા હતા. કામ વગર રખડતા માણસને કોઈ બે વર્ષ સુધી નોકરીમાં રાખે નહિં, તો પહેલી વખતના રખડવાના ગુન્હા માટે ફટકા, બીજી વખત તેને કોઇ નોકરીમાં રાખે નહિં તો શિરચ્છેદ, અને ત્રીજી વખત તો કોઇ પણ સંજોગોમાં શિરચ્છેદ કરવામાં આવતો. પહેલા જેમ્સના અમલ દરમ્યાન પણ મિલ્કત ગુમાવી બેઠેલા અને કામ વગર રખડતા ખેડુતો માટે આવી જ જાતના કાયદાઓ પસાર કરવામાં આવ્યા હતા. પ્રખ્યાત અંગ્રેજ ઇતિહાસકાર હોલીંગશેડ કહે છે કે આઠમા હેનરીના રાજ્યઅમલ દરમ્યાન આવા ૭૨૦૦ માણસોની કતલ કરવામાં આવી હતી. સ્ટ્રાઇપ જણાવે છે કે ઇલીઝાબેથના વખતમાં "આ બદમાશોને (જેમાંના ઘણાખરાની જમીન આંચકી લેવામાં આવી હતી) એકદમ પકડીને બાંધી લેવામાં આવતા, એવા ત્રણસો કે ચારસોનો વધસ્થાનમાં ભોગ અપાયો ન હોય એવું એક પણ વર્ષ નહોતું પસાર થયું" એ જ ગ્રહસ્થ જણાવે છે કે એકલા સમરસેટ પરગણામાં એક વર્ષમાં આવા ચાલીસ માણસોને દેહાંત દંડ દેવામાં આવ્યો હતો.

આ કાયદાઓ ૧૮ મા સૈકાની શરૂઆતનાં વર્ષો સુધી અમલમાં રહ્યા હતા. ફ્રાન્સમાં તો તે પછી પણ લગભગ પોણોસો વર્ષ સુધી કામદારો સામે આવા કાયદાઓનો ઉપયોગ કરવામાં આવતો હતો.

ઇતિહાસ લખાવા માંડયો ત્યારથી, શાસકવર્ગ, શાસિત વર્ગને આવી ઘાતકી રીતે કચડતો હતો એવા દાખલાઓ જુદા જુદા સમયે મળી આવે છે. આ ઉપરથી

એટલું તો ચોક્કસપણે જાણી શકાય છે કે એક વર્ગનાં હિતોનો આધાર તેના આર્થિક હિતો ઉપર રહેલો છે કોઇ કોઇ વ્યકિતગત કિસ્સાએ કદાચ અપવાદરૂપ નિવડે, તો પણ આ નિયમમાં ફેરફાર થતો નથી. આ સત્યની ખાત્રી થવાથી, તેને માર્ગદર્શક સિદ્ધાંત તરીકે સ્વીકારીને, તેમજ મૂડીવાદી વર્ગનું હિત અને કામદારોનું હિત પરસ્પર કહ્ના વિરોધી છે એ જાણ્યા પછી, આપણે એક જ નિર્ણય ઉપર આવી શકીએ કે કામદારોએ જાતે લડત ચલાવીને, પોતાના વર્ગની મુકિત મેળવવી જોઇએ.

પરંતુ, મડીવાદી વાતાવરણ અને હિતોવાળા એ વર્ગના કેટલાક માણસો કામદારોની લડતને સારી રીતે મદદ કરી શકે તેમ છે. કામદારોની માફક મડીવાદીઓમાં મનુષ્યત્વ છે, એ કારણ થી જ એક વર્ગ તરીકે તેઓ પોતાના વર્ગનાં હિતો સાચવવાની કાળજી રાખે છે. પરંતુ એ જ કારણથી કેટલાક વ્યકિતગત મડીવાદીઓમાં કામદારો પ્રત્યે લાગણી પ્રકટે, ,અને એ લાગણી વધુ બળવાન બનતાં તેઓ કચડાયેલા વર્ગો માટે લડત ઉપાડી લે તે અસંભવિત નથી.

પરંતુ મડીવાદી વર્ગના એક માણસે કામદારોની લડતમાં ઝંપલાવતાં પહેલાં અસંખ્ય મુશ્કેલીઓનો સામનો કરવો પડે તેમ છે. જીંદગી માટેનો તેનો ખ્યાલ અને જીવનનું દ્રષ્ટિબિંદુ, કામદારો કરતાં તદ્દન ભિન્ન પ્રકારનાં હોય છે—આધુનીક સમાજ-પદ્ધતિ જેટલી ભ્રમજનક વ્યવસ્થા કોઇ પણ સમાજમાં નહોતી. બીજા કોઇ પણ સમાજમાં, વર્તમાન સમાજમાં બને છે તેટલી અસરકારક રીતે ગુલામોની જંજીરોને સીફતથી છુપાવવામાં આવતી નહોતી, તેમજ ગુલામોની આજુબાજુ આટલી કૃત્રિમ રીતે સ્વાતંત્ર્યનું વાતાવરણ રચવામાં આવ્યું નહોતું. જુના જમાનામાં ગુલામોની સ્થિતિ સ્પષ્ટ હતી. તેની મજુરીના બદલામાં તેને કાંઇ મળતું નહોતું એવું જણાતું હતું, પરંતુ કોઇ પણ સંજોગોમાં એ ગુલામ ભૂખે મરતો નહોતો. બીજી બાજુએ, આજનો રોજીનો ગુલામ સ્વાતંત્ર્ય ભોગવતો જણાય છે તેનો કોઇ માલિક નથી. સમાજમાં પણ તેનું સ્થાન છે. કાયદેસર રીતે તે મિલ્કતનો માલિક બની શકે છે; થોડાં નાણાં બચાવીને પોસ્ટઓફીસમાં કે બીજે ઠેકાણે જમા પણ કરાવી શકે છે. તે મત આપી શકે છે. આવી સ્થિતિમાં જણાય છે કે આ કામદારનું કાંઇ પણ લુટાઇ જતું નથી, અને મજુરીના બદલામા તેને પગાર આપવામાં આવે છે. આ કામદારે ઉત્પન્ન કરેલો માલ ખપાવવા માટે, પરદેશી બજારો ખુલ્લાં રાખવા માટે, અને તેનું રક્ષણ કરવા માટે સરકારી બળો જરૂરી જણાય છે, અને તેનો ઉપયોગ પણ થાય છે.

આ બધી માયાવી જાળ ચીરીને સત્ય-વસ્તુનું દર્શન કરવામાં વર્ગ-હિતની ભાવનાવાળા કામદારને પણ મુશ્કેલી નડે છે. મડીવાદી વાતાવરણમાં જન્મેલા અને તેમાં જ પોષાયેલા કામદારોના હિતેચ્છુઓ આ ભ્રમમાંથી બહાર નિકળી શકતા નથી. ખરી વસ્તુસ્થિતિનો થોડોઘણો ભાસ થાય તો પણ તેમાંના ઘણાખરા, એ વર્ગના અભિમાન અને પૂર્વગ્રહને લીધે સાચા લોકશાસનથી દૂર જ રહે છે. સામાન્ય રીતે તેઓ ઉચ્ચ વર્ગના ગણાય છે; પોતાની જાતને કામદારોથી ઉચ્ચ માને છે, એટલે તેઓ ફક્ત નેતાગીરી જ સ્વીકારી શકે. નેતાગીરી સ્વીકારવી જોઇએ એવી તેમની માન્યતા હોય છે.

આ પરિસ્થિતિને લીધે આપણે રજુ કરેલો સિદ્ધાંતનું સત્ય પુરવાર થાય છે. કામદારોના સિધ્ધાંતોને માન્ય રાખીને તે પ્રમાણે વર્તન કરનાર કોઇપણ માણસ માટે પોતાનાં દ્વાર ખુલ્લા રાખીને, કામદાર વર્ગે પોતાની મુકિત માટે કામદાર વર્ગ ઉપર જ આધાર રાખવો જોઇએ. કેટલીક વ્યકિતઓ ઉપયોગી કાર્ય કરી શકે, આ કાર્યથી તેઓ જરૂર આગળ આવી શકે, પરંતુ શ્રમજીવીઓએ કામદાર વર્ગની કે મૂડીવાદી વર્ગની આ વ્યકિતઓ ઉપર તેમનું કાર્ય છોડી દેવાનું નથી. સ્વાતંત્ર્યની લડત એ આખા કામદાર વર્ગની લડત હોવી જોઇએ. એક વર્ગ તરીકેની કામદાર વર્ગની સ્થિતિના સાચા ખ્યાલના પાયા ઉપર આ લડતનું મંડાણ થવું જોઇએ. કામદાર વર્ગની શકિત, અને બુદ્ધિ ઉપર આ લડતનો આધાર હોવો જોઇએ. કામદાર વર્ગનું જ્ઞાન અને અનુભવ ક્રાન્તિના કાર્ય માટે પુરતાં ન હોય ત્યાં સુધી તેમની મુકિત થઇ શકે નહિ. તેથી તેમના પક્ષની ગમે તે વર્ગની વ્યકિતઓ ઉપર તેમણે અંકુશ રાખીને, એ વ્યકિતઓને વર્ગવિગ્રહના સિધ્ધાંતથી તેમની લડતમાં દોરવી જોઇએ. દુનિયાનો ઇતિહાસ એ વર્ગવિગ્રહનો ઇતિહાસ છે, અને વર્ગવિગ્રહના પરિણામે જ કામદાર વર્ગની મુકિત થઇ શકે એ અફર અને અબાધિત સત્ય ઉપર જ વર્ગવિગ્રહનો સિધ્ધાંત અવલંબે છે. આ કારણથી કામદાર વર્ગની મુકિત એ કામદાર વર્ગના પોતાના જ પ્રયત્નોના પરિણામરૂપ હોવી જોઇએ.

પમના સ્વ. પત્નિશ્રીના સ્મરણાર્થે
શ્રી ફાર્બસ ગુજરાતી સભાને
શ્રીયુત દાહ્યાભાઇ આણંદજી ચાવડા
તરફથી સવિનય સપ્રેમ ભેટ.

# લગ્ન એક અનીતિમાન નૈતિક બંધન

:લેખક:
નવિનચંદ્ર

જેમ જેમ એક સંસ્થા પુરાણી બનતી જાય છે, તેમ તેમ તેની આજુબાજુ રૂઢીનો મજબુત કીલ્લો બંધાતો જાય છે. આ કીલ્લેબંદી આગળ સખ્તમાં સખ્ત ટીકાઓ રૂપી શસ્ત્રો પણ પાછાં પડે છે; અને એ સંસ્થા સુધારવાનું કાર્ય વધુ ગંભીર અને મુશ્કેલ બનતું જાય છે. કેટલાય સૈકાઓથી લગ્નનો જાતિય જીવન (Sex life) ના નૈતિક સ્વરૂપ તરીકે સ્વીકાર કરવામાં આવ્યો છે. પરંતુ પરિસ્થિતિમાં અણધાર્યા અને ઝડપી ફેરફારો થયા છે એટલે લગ્નની નીતિમત્તાનો દાવો ઝીણવટથી તપાસવો જોઇએ.

પરિણિત જીવનમાં કેટલાંય યુગલો કડવાશ અને દુઃખ અનુભવે છે તે સત્યનો અસ્વીકાર થાય,તેમ નથી. પતિ–પત્નિમાંથી એકાદ આપઘાત કરે કે એકાદનું ખૂન થાય તેને લગતા સમાચારો વર્તમાનપત્રોમાં વારંવાર જણાય છે. આ કિસ્સાઓ તો કોઇ આકસ્મિક કારણથી જાહેરમાં આવી જાય છે. પરંતુ આવાં કેટલાંય છુપાં ખૂનો કે ખૂની કાર્યો થતાં હશે તેની તો આપણે કલ્પના જ કરી લેવાની. આવા બનાવો લગ્નજીવનનાં દુઃખોનું માપ કાઢવામાં સહાયભૂત થઇ શકે. દુઃખી યુગલોનાં પરિણિત જીવનનું વર્ણન કરતાં, ટોલસ્ટોય "ક્રુઝર સોનેટા"માં લખે છે કે "આ ચોકાને બીજાં બધાં યુગલોનું જીવન ગમે છે, અને પોતાની જાતને પૃથ્વી પર વસતાં સૌથી દુઃખી દંપતિ તરીકે ગણે છે." બીજે ઠેકાણે, "શયનગૃહના કરૂણાજનક બનાવો" ને, ટોલસ્ટોય જીવનનાં સૌથી ભયંકર દુઃખો તરીકે વર્ણવે છે. તાજેતરમાંજ એક ફ્રેંચ વિદ્વાને હજારો પરિણિત માણસોને પ્રશ્નમાળા મોકલી હતી. આ વિદ્વાન જણાવે છે કે તેની પાસે આવેલા લગભગ ૫૦૦૦ જવાબોમાંથી, ફક્ત દસ જ વ્યક્તિઓએ તેમનું જીવન સંપૂર્ણ સુખી છે એવું જણાવ્યું હતું!

આજે સમાજ એ વાતનો કદાચ સ્વીકાર નહિ કરે, પરંતુ એટલું તો ચોક્કસ છે કે લગ્ન એ અસંતોષકારક બંધન છે. આથી લગ્નના નૈતિક આવરણ પ્રત્યે શંકા થવાનું કારણ મળે છે. કુદરતના કાનુનો પ્રમાણે વર્તવાથી જ સુખી જીવન ગાળી શકાય છે એ સત્યનો વૈદ-

કશાસ્ત્ર, નીતિશાસ્ત્ર અને ધર્મશાસ્ત્રોમાં પણ સ્વીકાર કરવામાં આવ્યો છે. આ બાજુએ રૂઢી અનુસારનાં લગ્નોમાંથી પરિણમતાં દુઃખોની પરંપરા જોઇએ છીએ ત્યારે આપણને ખાત્રી થાય છે કે લગ્નસંસ્થા પરંપરાગત રીતે દાવો કરવામાં આવે છે એટલી બધી નીતિમાન સંસ્થા નથી.

સમાજશાસ્ત્રના અભ્યાસીઓ જાણે છે કે જુદી જુદી પ્રજામાં, જુદા જુદા સમયે જાતિય સંબંધના જુદા જુદા પ્રકારોને નૈતિક ગણવામાં આવતા હતા, અને હજુય ગણવામાં આવે છે. જુના જમાનાના રાજાઓની હજારો રાણીઓ વિષે આપણે વાંચીએ છીએ. આજે પણ કેટલાક ઠેકાણે અનેક પત્નિવ્રતની પ્રથા ચાલુ છે. કેટલાક પ્રદેશોમાં એક કરતાં વધુ પતિ કરવાનો રીવાજ પણ જણાય છે. આવી જાતના બધાય સંબંધોને એ પ્રદેશોમાં તેમજ એ સમય દરમ્યાન રૂઢીના જોરે યોગ્ય અને નીતિમાન ગણવામાં આવતા હતા અને આવે છે. એટલે હાલના જમાનાના રૂઢીએ નક્કી કરેલા કહેવાતા એક પત્નિવ્રત માટે નીતિમત્તાનો દાવો કરવો એ ભૂલ ભરેલું છે.

મનુષ્ય એક વિશિષ્ટ પ્રકારનું પ્રાણી છે. એટલે તેનામાં સામાન્ય પ્રાણીઓનાં જેવી લાગણીઓ છે. સામાન્ય પ્રાણીની માફક તેની જરૂરીયાતો, લાગણીઓનો આવેગ વિગેરે તેના હૃદય ઉપર રાજ્ય ચલાવે છે. તેની માનવતાના એક ખૂણે આ સામાન્ય પ્રકારની પશુતા પણ છુપાયેલી છે. પરંતુ સામાન્ય પશુ પાસે નથી એવી ઇચ્છાશક્તિ, વિચારશક્તિ, તેમજ સૌંદર્ય અને કુરૂપતા, સારાનરસા વચ્ચેનો ભેદ પારખવાની શક્તિ માણસમાં છે. આ વધારાની શક્તિ મનુષ્યના દુઃખનું કારણ છે. મનુષ્યસ્વભાવના આ દ્વૈવિધ્યને લીધે જ તેના જીવનમાં દુઃખ અને મુશ્કેલીઓ આવી પડે છે. તેના સ્વભાવમાં રહેલી પશુવૃત્તિ અને વિચારવૃત્તિ વારંવાર અથડામણમાં આવે છે. મનુષ્ય સ્વભાવનાં આ બે પરસ્પર વિરોધી તત્વોનું યુધ્ધ જાતિય (sex) બાબતોમાં અત્યંત ઉગ્ર સ્વરૂપ લે છે. શ્વાસોચ્છ્વાસ જેવી કેટલીક શારીરિક ક્રિયાઓ ઐચ્છિક રીતે, અને ખાવું, સુવું, વિગેરે ક્રિયાઓ ટેવ પ્રમાણે, હમેશ ચાલ્યા જ કરે છે. તેથી એ ક્રિયાઓમાં આપણને કાંઇ નવિનતા કે ખાસ આકર્ષણ જણાતાં નથી. પરંતુ જાતિય આવેગ અથવા જાતિય ભૂખ અમુક સંજોગોમાં જ જાગે છે. તેથી જ માણસ ઉપર તેની અસર વધુ થાય છે. આવી રીતે કોઇ કોઇ વાર પ્રબળ થઇ આવતી જાતિય લાગણી પ્રત્યે માણસ વધુ ધ્યાન આપે એ સ્વાભાવિક છે. આ લાગણીની પ્રબળતાથી જ, મનુષ્યને તેનામાં રહેલી પશુતાનું ભાન થાય છે. એ પશુવૃતિની મનુષ્ય સ્વભાવ ઉપર કેટલી અસર થાય છે, અને એ પારાવતા, માણસાઇને દાબી દઇને મનુષ્ય હૃદય ઉપર કેવું આધિપત્ય જમાવે છે તેનો ખ્યાલ જાતિય આવેગ પરાકાષ્ટાએ પહોંચે છે ત્યારે થાય છે. તે વખતે મનુષ્ય તેના ખરા સ્વરૂપમાં પ્રગટ થાય છે. આ જાતિય આવેગ વિરૂદ્ધ જાતિની વ્યક્તિ સાથે સંબંધ માગી લે છે. આ સંયોગને લીધે એ લાગણીની પ્રબળતા ટકી રહે ત્યાંસુધી સુખ મળે છે. પછીથી બન્ને વ્યક્તિઓ પોતાના મૂળ સ્વભાવ ઉપર આવી જાય છે. એટલે તેમનું જીવન સુખમય બનાવવા માટે તેમના સ્વભાવમાં સુમેળ અને સામ્ય હોવાં જોઇએ. પરંતુ બે મનુષ્ય વ્યક્તિઓના સ્વભાવ સરખા હોય એ ક્વચિત જ બની શકે. આ કારણથી પરિ-

ણિત જીવનમાં દુઃખ અને મુશ્કેલીઓ આવી પડે છે; અને આ કારણથી જ જાતિય પ્રશ્ન (Sex problem) અણઉકલ્યો રહીને કેટલાંય યુગલોનાં જીવનમાં ઝેર રેડી રહ્યો છે.

બે વ્યક્તિઓ એક બીજા પ્રત્યે ખેંચાય છે, ત્યારે જાતિય આકર્ષણ તેમને અંધ અને જ્ઞાન-શૂન્ય બનાવે છે. આથી પ્રેમમાં પડનાર વ્યક્તિઓ એક બીજાનો ખરેખરો સ્વભાવ જાણી શકતી નથી અને દરેક વ્યક્તિ તેના પ્રેમપાત્રનું આદર્શ ચિત્ર કલ્પનામાં રાખે છે. એ ચિત્રને મળતી આવે તેવી કોઇ વ્યક્તિ તેમને મળી જાય છે, ત્યારે તેઓ પ્રેમને અનુરૂપ કલ્પનાના આવરણમાં વિટાયેલાં હોવાથી તે વ્યક્તિને પોતાની આદર્શ પ્રેમમૂર્તિ તરીકે સ્વીકારી લે છે.

**જાતિય** જીવનનો હેતુ બે પ્રકારનો છે. તેમાં પડેલી વ્યક્તિની જાતિય ભૂખ સંતોષવાનો અને બાળકો ઉત્પન્ન કરવાનો. સંતતિનિયમન નૈતિક દ્રષ્ટિએ યોગ્ય છે કે નહિ તે પ્રશ્ન બાજુએ મુકીને, આપણે જાતિય ભૂખ સંતોષવાના કાર્યને માનવ જાતનો પ્રશ્ન ગણીને તેના વિષે વિચાર કરીએ.

જાતિય આકર્ષણને સામાન્ય રીતે લોહચુંબકના આકર્ષણ સાથે સરખાવવામાં આવે છે. આ બન્ને પ્રકારના આકર્ષણોના નિયમો પણ સરખી જ જાતના છે.

પુરૂષને લોહચુંબકના positive-pole અને સ્ત્રીને negative pole સાથે સરખાવીએ તો તેમનું એક બીજા પ્રત્યેનું જાતિય આકર્ષણ બરાબર સમજી શકાશે. સ્ત્રી પુરૂષ વચ્ચે રહેલી શારીરિક અને માનસિક અસમાનતાઓને લીધે તેમની વચ્ચે જાતિય આકર્ષણ ઉદ્દભવે છે, અને એક બીજા પ્રત્યે એ આકર્ષણનો પ્રવાહ વહેવા માંડે છે. આશ્લેષ, ચુંબન વિગેરે કાર્યો એ પ્રવાહના વહન-માર્ગોની ગરજ સારે છે. આ કાર્યો દ્વારા સ્ત્રી પુરૂષનું એક બીજા પ્રત્યેનું આકર્ષણ પુરેપુરું વહી જાય છે, એટલે કે આવો પ્રેમોપભોગ માણી લીધા પછી, જાતિય ભૂખ સંતોષાય છે. શારીરિક સંભોગથી જ જાતિય ભૂખ સંતોષાય છે એવી સામાન્ય માન્યતા કંઇક અંશે ભૂલ ભરેલી છે, કારણ કે એ કાર્યની ગેરહાજરીમાં પણ પ્રેમપાત્રના સાનિધ્યથી, આશ્લેષથી, અને ચુંબન વિગેરેથી પણ જાતિય ભૂખ સંતોષી શકાય છે.

**પરંતુ** આ આકર્ષણથી જ આગળ જતાં લગ્ન-જીવનમાં બેદીલી, મુશ્કેલીઓ અને દુઃખ ઉત્પન્ન થાય છે. એક નવલકથાકારે લખ્યું છે કે પરિણિત જીવન ૧૦ થી ૧૫ વર્ષ સુધી સુખી રહી શકે છે તે મુદત પછી જાતિય આકર્ષણનો પ્રવાહ મંદ પડીને ધીમે ધીમે નષ્ટ થઇ જાય છે. આકર્ષણને બદલે પરસ્પર બેદરકારીની ભાવના ઉત્પન્ન થઇને કેટલાક કીસ્સાઓમાં તો પરસ્પર તિરસ્કારની લાગણી જન્મે છે. બંને વ્યક્તિઓની આકર્ષણ શક્તિ ચોક્કસ કક્ષાએ પહોંચ્યા પછી તેનો પ્રવાહ અટકે છે.

**હંમેશ** સાથે રહેવાથી જાતિય આકર્ષણ નાબુદ થાય છે એવું માનસશાસ્ત્ર વિશારદો જાહેર કરે છે. આપણે જોઇએ છીએ કે ભાઇ-બ્હેનને એકબીજા પ્રત્યે જાતિય આકર્ષણ થતું નથી. ભાઇ કે બહેન બીજી વ્યક્તિઓ પ્રત્યે ગમે તેટલું આકર્ષણ ધરાવતાં હોય તો પણ

એક બીજા પ્રત્યે એવી જરા પણ લાગણી ધરાવતાં નથી. કારણ કે હમેશ સાથે રહેવાથી તેમની વચ્ચે એ આકર્ષણ સંભવતું નથી. માતા-પુત્ર કે પિતા-પુત્રીની બાબતમાં પણ આવું જ બને છે. આ ઉપરથી એટલું ચોક્કસ થાય છે કે હંમેશ સાથે રહેવાથી જાતિય-આકર્ષણ તદન નાબુદ થાય છે. લગ્નજીવનમાં પતિ-પત્નિ લગભગ હંમેશ સાથે જ રહે છે. એટલે તેમની વચ્ચે પરિણિત જીવનની શરૂઆતમાં જેટલું આકર્ષણ હોય તેટલું જ આકર્ષણ હંમેશ ટકી રહેતું નથી. આથી જ લગ્નજીવનમાં મુશ્કેલીઓ ઉભી થાય છે. મનુષ્યનો સ્વભાવ વિવિધતા પ્રિય છે. તેને નૂતન વસ્તુઓ કે પરિસ્થિતિ પ્રત્યે ખેંચાણ થાય છે, પતિ પત્નિ સાથે રહેવાથી એક બીજાને પુરેપુરાં પિછાની લે છે, એટલે પ્રથમ દ્રષ્ટિએ તેમનામાં જે નૂતનતા જણાતી હોય છે તે ધીમે ધીમે અદ્રસ્ય થાય છે. આમ જાતિય આકર્ષણનું કારણ નષ્ટ થવાથી તે આકર્ષણનો પ્રવાહ આપોઆપ બંધ પડે છે. એટલે લગ્નજીવન છેવટે દંપતિને દુઃખી બનાવી મુકે છે.

આપણા સમાજમાં પ્રેમ-લગ્નોનું પ્રમાણ ઘણુંજ ઓછું છે–કોઇ અજાણી છોકરી અને અજાણ્યા છોકરાને એક બીજા સાથે ગોઠવી દેવામાં આવે છે. એટલે આપણા લગ્નજીવનની શરૂઆતમાં પણ જરાય પરસ્પર આકર્ષણ હોતું નથી. તેથી જ આપણો લગ્નસંસાર વધુ દુઃખમય બને છે. લગ્નજીવનને શરૂઆતના થોડા સમય સુધી સુખી રાખનાર જાતિય આકર્ષણનો જ્યાં સદંતર અભાવ હોય, ત્યાં પરિણિત જીવનમાં સંપૂર્ણ વ્યથા અને અસંતોષ સિવાય બીજું શું હોઇ શકે! આવા સંજોગોમાં સ્ત્રી અને પુરૂષ ફક્ત જાતિય ભૂખ; સંતોષવાન કાયદેસર સાધનો બની રહે છે.

સ્નેહલગ્નના ગણ્યાગાંઠ્યા કીસ્સાઓમાં પણ જાતિય આકર્ષણ મુખ્ય ભાગ ભજવે છે. એ આકર્ષણ સર્વ સામાન્ય હોવાથી તેને "પ્રેમ" નું સુંદર નામ આપવામાં આવ્યું છે. ખરી રીતે એ પ્રેમ નહિ પરંતુ મોહ–બીજા શબ્દોમાં કહીએ તો અમુક જાતની ઘેલછા જ છે. બન્ને વ્યક્તિઓ જુદા જુદા વિચારો ધરાવતી, અને જુદી જુદી જાતની ટેવોવાળી હોય છે. તેમના સ્વભાવ પણ સમાન હોય એ સંભવી શકતું નથી. આવા પ્રકારની બે વ્યક્તિઓ ઉપર જાતિય આકર્ષણ-પેલી ઘેલછાનું સામ્રાજ્ય સ્થપાઇ જાય છે ત્યારે તેઓ ભાન ભૂલે છે. તેમની વિચારશક્તિ નાશ પામે છે. તેઓની આજુબાજુ એક એવા પ્રકારનું વાતાવરણ ખડું થઇ જાય છે કે તેમાંથી તેમના પ્રેમપાત્ર વિના બીજી કોઇ પણ વ્યક્તિ કે વિચાર તરફ તેઓનું ધ્યાન ખેંચાતું નથી. એકબીજાથી અજાણ હોવાના કારણે તેમને એકબીજામાં વિવિધતા અને નવિનતા જણાય છે. જાતિય આકર્ષણની શક્તિમાં આ ખ્યાલનો ઉમેરો થવાથી એક બીજાના સ્વભાવમાં રહેલું વિરોધીપણું કે અસમાનતા તેમના ધ્યાન ઉપર આવી શકતી નથી. તેઓ એકબીજાને જુદી જ દ્રષ્ટિથી નિહાળે છે–આવી રીતે સંબંધમાં આવેલી વ્યક્તિઓ રાત દીન સાથે જ રહે, અને તેમનું જીવન એક બીજાની દ્રષ્ટિ તળે જ ગુજારે તો તેમનું આકર્ષણ, વિવિધતાનો ખ્યાલ, અને તેમને વિંટળાઇ વળેલું મોહમય વાતાવરણ ક્યાં સુધી ટકી શકે ?. પરિણામે પ્રેમનો દંભ ખૂલી જાય છે; અને પાછળી જીંદ-

ગીમાં કંટાળો અને મુશ્કેલીઓ જ ભોગવવાની રહે છે. લગ્ન પછી, શરૂઆતનો સંમોહન કાળ વિત્યા બાદ કેટલાંક વર્ષો પછી દંપતિને ખ્યાલ આવે છે કે તેમની વચ્ચે આકર્ષણનો પ્રવાહ વહેતો બંધ થયો છે. તે દરમ્યાન તેઓ બીજી વ્યક્તિઓના સમાગમમાં આવે છે. તેમના સમાગમથી, તેઓને પોતાની પરિણિત જીંદગીની નિષ્ફળતાનું પુરેપુરૂં ભાન થાય છે. જીવનમાંથી રસ ઉડી ગયો હોવા છતાં, રૂઢીનાં બંધનોને લીધે તેમના લગ્નજીવનના સાથી પ્રત્યે વફાદાર રહેવું પડે છે તેનું પણ તેઓને ભાન થાય છે. મોહનો પડદો ચીરાઇ જવાથી, તેમનું જીવન વધુ ને વધુ કડવું બનતું જાય છે—એક બીજાનાં વર્તન પ્રત્યેનો કંટાળો અને અણગમો વધતો જાય છે—આવા સંજોગોમાં તેમની સાથે સમાગમમાં આવનાર વ્યક્તિઓમાં તેમને નવિનતા જણાય છે. જાતિય આકર્ષણનો બંધ પડેલો પ્રવાહ અહિં ચાલુ થાય છે. આનું પરિણામ ખરાબ આવે છે. છુટાછેડાનો કાયદો હોય તો જુના સાથીદારથી—જેનો વિયોગ ઘડી પણ સહન થઇ શકે નહિં એવું શરૂઆતમાં લાગતું હતું તે જ સાથીદારથી—કાયદેસર છુટાછેડા લઇને, નવા પરિચયવાળી વ્યક્તિ સાથે સંબંધ બાંધવામાં આવે છે. જ્યાં છુટાછેડાનો રીવાજ નથી, ત્યાં એથીય વિષમ પરિસ્થિતિ ઉભી થાય તે સમજી શકાય તેમ છે. આમ સ્નેહલગ્નને અંતે પણ એની એ જ મુશ્કેલી હોય છે.

આપણે આગળ જોઇ ગયા તેમ જાતિય ભૂખ મિટાવવા માટે જુદા જુદા માર્ગો છે. અત્યંત જાતિય આવેગમાં આવેલી વ્યક્તિઓ શારીરિક સંભોગનો છેલ્લા ઉપાય તરીકે ઉપયોગ કરીને, તેમની જાતિય ભૂખ સંતોષીને એ આવેગના પ્રવાહને વહેવડાવી દે છે. શારીરિક સંબંધ વખતે બન્ને વ્યક્તિઓ ભાન ભૂલી જાય છે, તેમની આજુબાજુ મોહમય વાતાવરણ પથરાયેલું હોય છે અને તેમની જાતિય ભૂખ સંતોષવાની તાલાવેલી લાગી હોય છે. આવા સંજોગોમાં તેઓ એ કાર્યની વાસ્તવિકતાનો ખ્યાલ કરી શકતાં નથી, અને પરિણામે શારીરિક સંબંધનું ખરેખરૂં ગંદુ સ્વરૂપ તેમને જણાતું નથી. પરંતુ લગ્ન પછી, વર્ષો વિત્યા બાદ, એ મોહકતા દૂર થઇ જાય છે, તેના ઉપરથી પડદો ઉપડી જાય છે, અને શારીરિક સંબંધ કંટાળાભરેલો તેમજ યંત્રકાર્યવત્ લાગે છે. એક બીજા પ્રત્યેનાં આકર્ષણ અને ઉમળકાના અભાવે શારીરિક સંબંધથી જાતિય ભૂખ સંતોષી શકાતી નથી. એટલે લગ્નજીવનમાંથી રસ ઉડી જવાથી વ્યક્તિઓ એક બીજાની જાતિય ભૂખ સંતોષવાના સાધન તરીકે પણ પરસ્પર સંતોષ આપી શકતી નથી. આમ મનુષ્ય સ્વભાવની પશુપણાની ભૂમિકા ખુલ્લી પડી ગયા પછી લગ્નજીવન તદ્દન નિષ્ફળ અને દુઃખી થાય છે, અને લગ્નબંધન દંપતિને અકારૂં અને કડવું થઇ પડે છે.

**લગ્નજીવનમાં** મનુષ્યના માનસિક વિકાસની આટલી રૂપરેખા આપ્યા પછી આપણે લગ્નની નીતિમત્તાનો હવે તપાસીએ. તે પહેલાં "નીતિમાન" એટલે શું? તે આપણે જાણવું જોઇએ. બીજી વ્યક્તિને કોઇપણ જાતનું નુકશાન કર્યા વિના જે વર્તણુકથી એક વ્યક્તિ સુખ અને તંદુરસ્તી પ્રાપ્ત કરી શકે તેને 'નીતિમાન' વર્તણુક કહી શકાય. નીતિમત્તાના આ સામાન્ય તત્વોનો પરિણિત જીવનમાં નાશ

કુદુંબોના વિનાશનું કારણ થઇ પડી છે. લગ્નસંસ્થાએ નક્કી કરેલી રૂઢી અને કાનુનોના અંકુશ તળે દબાયેલી વ્યક્તિઓના જીવનમાંથી રસ ઉડી જાય છે. તેમનો સંસાર વિષમય થઇ જાય છે, તે આપણે ઉપર જોયું. માનસશાસ્ત્રના નિયમો પણ જાહેર કરે છે કે સતત સાનિધ્યમાં રહેવાથી પરસ્પર આકર્ષણ ઘટી જાય છે. જીવનમાં જે આકર્ષણ મુખ્ય ભાગ ભજવે છે, તેજ આકર્ષણનો પ્રવાહ લગ્નજીવનમાં ધીમે ધીમે મંદ પડીને કેટલાંક વર્ષો બાદ સદંતર બંધ પડી જાય છે. એટલે જીવનને સુખી બનાવનાર તત્વ ઉપરજ લગ્નસંસ્થા કુઠારાઘાત કરે છે. પરિણામે સંસારમાં દુઃખ નજરે પડે છે, અને પતિપત્નિના ઝગડા, છુટાછેડા, અને છેવટે ખૂનો પણ સમાજની આ રૂઢીનાંજ પરિણામ છે. જે લગ્નસંસ્થા આટલાં દુઃખો ઉત્પન્ન કરે, જે લગ્નસંસ્થા સ્ત્રી પુરૂષનાં હૃદયની ભાવનાને કચરી નાખે, જે લગ્નસંસ્થા પ્રેમપાત્રોને સાનિધ્યમાં જકડી રાખીને તેમની વચ્ચેનો પ્રેમ ઘટાડીને તિરસ્કારને સ્થાન આપે, જે લગ્નસંસ્થા પરિણિત વ્યક્તિઓને સંતોષ આપી શકે નહિ, જેના પરિણામે છુપા અનાચારો સેવાય, જે સંસ્થામાં પરિણિત વ્યક્તિઓ ફક્ત જાતિય ભૂખ સંતોષવાનાં સાધનો બની જાય છે, અને જે સંસ્થા મનુષ્યની પશુભાવનાના બળવાન આવેગ ઉપર રચાઇ હોય તે સંસ્થાને નીતિમાન કહી શકાય?

લગ્નની પરંપરાગત નીતિમત્તાનો ખ્યાલ જંગલી જમાનાની "માલિકી"ની ભાવના ઉપર રચાયેલો છે. આધુનિક જમાનામાં પણ પાશવિક જાતિય ગુલામી અસ્તિત્વ ધરાવે છે તે સત્યનો ઇન્કાર થઇ શકે તેમ નથી.

કુદરતના કાનુનો અને જાતિય આકર્ષણને વધુ સારી રીતે સમજીને, દંભ અને બાહ્યાડંબર દૂર કરવામાં આવશે ત્યારે જ આધુનિક લગ્નપ્રથાનાં અનીતિમાન તત્વો દૂર કરી શકાશે.

# ડુબ્બારી

એક નવલિકા

સંધ્યાનાં ઓસરતાં અજવાળામાં મેં એને પહેલાં જોયેલો. રસ્તાની એક બાજુ તે પડયો હતો. એકલો અને અટુલો. રસ્તા પર વસ્તી ઘટતી જતી હતી. આવજાવ ઓછી થઈ હતી. તેનું નામ તો મ્હને અત્યારે યાદ નથી પણ રસ્તામાં ફરી મળી જાય તો ઓળખું જરૂર. છતાં તેના જીવનની જે આપવીતી તેણે વર્ણવેલી તે તો મ્હને હજુય યાદ છે સાચું કહું તો એ દુઃખદ ઘટનાને ભૂલી જવા હું જેમ જેમ વધુ પ્રયત્નો કરતો ગયો તેમ તેમ મ્હારા સ્મરણપ્રદેશમા તે વધુ સ્થીર બનતી ગઇ.

*

સુરત જીલ્લાના કોઇ ગામને તે પોતાના મૂળ ગામ તરીકે ઓળખાવતો હતો. તેના બાપદાદાએ દરીયો ખેડેલો. પણ પાણીમાં ઉંડા ઉતરવાની કરામત તો તેના મામાએ શીખવેલી. મામા મુંબાઇ બંદરમાં નોકરી કરતા. અને સ્ટીમર રીપેરને અંગે અનેક વાર તેમને પાણીમાં નીચે ઉતરવું પડતું આ કામ પહેલાં તો બહુ જોખમકારક મનાતું પણ હાલમાં તો રબ્બરના કપડાં અને ઉપર લોખંડી ટોપ અને તેના ઉપર તાજી હવા આપવાની રબ્બરની ટયુબ, એ સર્વે સાધનો હોવાથી, ડુબારીનું કામ સાવ સામાન્ય થઇ પડયું છે.

પાણીના અ-થાગ ઉંડાણને પી જવાની સરળી કરામત મામા પાસેથી જાણ્યા પછી તેણે પણ આ જ ધંધો લીધો મુંબાઇ-મા સ્ટીમર રીપેર કરનારી કંપનીમા ડુબારીની જગ્યા તેને મળી ગઇ.

અને જ્યારે તે પાણીમા ઉત-રતો ત્યાર લગ-ભગ સો ફીટ સુધી જવું તો તેને માટે સાવ સરળ મનાતુ. કંપનીના કા-રખાનામાં પણ વાત ચાલતી કે



તેના જેવો હુશીઆર દુખારી હજુ સુધી કોઇએ જોયો ન હતો.

* * *

સંધ્યા શરૂ થવાને માત્ર ક્ષણો ગણાઇ રહી હતી. શીયાળાની ઠંડીએ હજુ માઝા નહોતી મુકી. દિવસનો ઉકળાટ હજૂય લાગતો અને એની ચટાઇની બનાવેલી ઝુંપડીનાં બારણાં કોઇએ ઠોક્યાં બહારથી અવાજ આવ્યો "સાહેબ બોલાવે."

થોડી ક્ષણોમાં તે તૈયાર થઇ ગયો. સાહેબે કહ્યું "સ્ટીમરનો નીચલો બોલ્ટ ઢીલો પડી ગયો છે. તેને ટાઇટ કરવાની જરૂર છે. જઇને બરાબર ટાઇટ કરી આવ."

'કંઇ ફીકર નહીં!' તેના જવાબમાં બાહોશીમાંથી જન્મેલી બેફીકરાઇ હતી. જળની અગાધતા અને અનન્તતા તેને ડારી શકતાં ન હતાં, અને ઉંડાણ સાથે તો તેણે દોસ્તી બાંધી હતી.

નીચે ને નીચે...દશ ફીટ, પંદર ફીટ, પચાસ ફીટ...લાઇનમેન સાંકળના ઉપર વાળેલી ગાંઠો ગણવા માંડયો. માત્ર પાંચ જ મીનીટના ટુંકા કાળમાં દુખારી લગભગ ૬૦ ફીટના ઉંડાણે પહોંચી ગયો.

'કેટલી ઝડપથી ઉતરે છે!' લાઇનમેને પ્રશંસા કરતાં કહ્યું.

"કોઇક દિવસ ભારે પડશે" હવાનો પંપ ચલાવનાર કામદારે ટાણો માર્યો.

"જો ૮૦ ફીટ!" લાઇનમેનના અવાજમાં વિજયનો ધ્વની હતો.

બીજો કામદાર મુંગો રહ્યો, હવાનો પંપ જોરથી ચાલતો હતો. તે દ્વારા દુખારીને હવા પહોંચાડવામાં આવતી.

"એ ઉપર આવે છે! લાગે છે કે જળની ઉંડાઇએ જરૂરી કામ પુરૂં થયું" લાઇનમેને ખબર આપી.

અને દશેક મીનીટમાં તો તે બહાર આવ્યો બોલ્ટ ટાઇટ થઇ ગયો. સાહેબે કહ્યું 'શાબાશ'

* * *

"આજે કોણ જાણે કમરમાં મ્હને કેમ દુઃખે છે" દુખારીએ પથારીમાં આળોટતાં પોકાર કર્યો.

"લાવો, જરા શેક કરૂં?" પત્નિએ પુછયું.

"ના. ના. ચાલશે. એની મેળે મટી જશે!"

"કદાચ વધી જશે તો?"

"અરે, એમાં તે શું વધવાનું છે?"

"કેમ, આજે પાણી નીચે ઉતર્યા હતા?

"તે તો ધંધો લીધો છે. એમાં તે કંઇ ડરવાનું હોય!"

"પણ કદાચ શરીર અકડાઇ જશે તો?'

"ના. ના. તેમ કંઇ થવાનું નથી."

"વારૂ, જરા લાઇનમેનને બોલાવ તો.'

કહ્યાગરી પાત્ન જરા વારમાં બહાર ચાલી ગઇ. થોડી વાર પછી લાઇનમેન આવ્યો.

"ખીમા, આરે પેલી શું વાત કરતો હતો?"

"કઇ?"

"અંદરમાં ગોદીના કામદારોએ હડતાળ પાડી છે તે!"

"ઓહો! એ તો એમ છે કે કલકત્તાની ગોદીમાં કામદારોએ હડતાલ પાડી છે!'

"ક્યાં ?'

'પગારકાપનો સામનો કરવા !'

'ત્યારે તો તેનો પવન મુંબાઇ પણ આવશે.'

'જરૂર'

'ત્હમોને લાગે છે ?'

'કાલે સભા મળવાની છે'

'શેની ?'

'એને વાસ્તે જ સ્તો'

'અરે, પણ મ્હને દર્દ વધતું જ જાય છે.'

'દર્દ ?'

'હા, આજે પાણીમાં ઉતર્યા પછી મ્હને વધુ ને વધુ દર્દ થાય છે !'

'ત્યારે તો 'હવા' પકડી લીધી હશે.'

'કદાચ એમ પણ હોય !'

'ત્યારે, ઉભા રહો હું કંપનીના ડાકટરને બોલાવી લાવું !'

'ના. ના. જરૂર નથી. શેક કરવાથી મટી જશે.'

'ડોકટર સારા છે, જરૂર આવશે. હું તો બોલાવી લાવું છું:'

'સારૂં ત્યારે !'

લાઇનમેન ગયો. પત્નિએ કમરના ભાગ ઉપર તેલ માલીશ કરવા માંડ્યું થોડીવાર પછી લાઇનમેનની સાથે કંપનીનો મદદનીશ ડોકટર આવી પહોંચ્યો.

'શું થયું ?'

'મ્હને લાગે છે કે મ્હને હવાપકડી છે'

'હવા પકડી છે? અને તે પણ ત્હને !'

'સાહેબ, મ્હારૂં આખું અંગ ભીડાય છે. હવે તો સ્હેવાતું પણ નથી.'

'એવા ટેંગબોંગ ના કર. ત્હને કંઇ થયું નથી !' શરીરને આમતેમ સ્પર્શ કરીને તેમણે અભિપ્રાય ઉચ્ચારી દીધો.

'મ્હને કંઇ થયું નથી ?'

'મ્હને તો નથી લાગતું. ડોકટર તો શહેરમાં ગયા છે એટલે સવારે આવશે ત્યારે મોકલી આપીશ.'

* * *

**કંપનીના** ડોકટરને બીજે દિવસે આ દુખારીને જોવા જવાની ફુરસદ જાણે ન જ મળી અને જ્યારે આ દર્દી તરફ જોવાની ન્વરાશ તેમને મળી ત્યારે દુખારીના બન્ને પગને લકવો લાગી ચૂક્યો હતો.

સ્ટ્રેચર ઉપર સુવાડીને દુખારીને તેઓ કંપનીના દવાખાને લઇ આવ્યા. ડોકટરે તેને આમતેમ તપાસી જોયો. કંઇક ઉપચાર શરૂ કર્યા. ઇંજેકશનો આપ્યાં–અને લાંબો રીપોર્ટ લખ્યો. ઉપર સહી કરી પાકીટમાં નાખ્યો. એના ઉપર સરનામું કર્યું. એક વારાફરીથી સરનામું મનમાં જ વાંચી જોયું, અને પાકીટને ટેબલ ઉપર મુક્યું, નોકર તરફ નજર ફેરવી તેમણે સંભળાવી દીધું કે 'દુખારીકુ ઘરકું લે જાવ !' ડોકટરને લાગ્યું કે તેની ફરજ પુરી થઇ.

* * *

હિંદમાં, માત્ર બ્રિટીશહિંદમાં જ, એવો કાયદો છે કે કામદારોને કામ કરતાં, તેમના અંગોને કંઇક કાયમી

---

* Caisson Sickness–ને ગુજરાતીમાં 'હવા પકડી' એમ કહે છે.

# યુદ્ધનાં મૌલિક કારણો

આપણે સારી રીતે જાણીએ છીએ કે માનવપ્રકૃતિ પરિવર્તનશીલ છે. દરેક યુગમાં તેમાં આશ્ચર્યજનક ફેરફારો થયા કરે છે. સમાજવ્યવસ્થા, આચારવિચાર, સંસ્કૃતિ, શાસનપદ્ધતિ, કાયદા, આંતરરાષ્ટ્રીય સંબંધ વગેરેએ દરેક યુગના માનવોની પ્રકૃતિમાં ઘણાં પરિવર્તનો કર્યાં છે. આજે આપણે જે આચારવિચારને અને સંસ્કૃતિને ઉત્તમ માનીએ છીએ તે સંભવ છે કે એક શતાબ્દિ પછી જંગલીપણાની નીશાની લેખાય. સમયના પ્રવાહે કાર્ય અને કારણમાં, માનવોના હેતુ અને ઉદ્દેશમાં અવનવા ફેરફારો કર્યા છે. રણભૂમિમાં માનવોનો સંહાર કરનારા માણસોને જરાયે લશ્કરી તાલિમ આપવામાં નહીં આવે તો શું તેઓ અત્યારે જે ભીષણ માનવ સંહાર કરવાની પ્રકૃતિ ધરાવે છે તે ધરાવી શકશે કે? આજની મીલીટરી ટ્રેનિંગ ઇન્સ્ટીટ્યુટો (લશ્કરી તાલીમ આપનારી સંસ્થાઓ)એ માનવીની સ્વાભાવિક પ્રકૃતિમાં અજબ પરિવર્તન કર્યું છે.

પ્રાચીનકાળમાં રાજાઓની લશ્કરીશકિતનું પ્રદર્શન કરવા માટે, મધ્ય યુગમાં બીજી પ્રજાઓ ઉપર વર્ચસ્વ સ્થાપવા માટે અને આધુનિક યુગમાં આર્થિક લાભો મેળવવા માટે યુદ્ધો લડવામાં આવ્યાં હતાં.

લેખક અંતમાં કહે છે કે આર્થિક સામ્રાજ્યવાદનું અસ્તિત્વ રહેશે ત્યાંસુધી જગતમાં શાંતિ સ્થાપવાના બધા પ્રયત્નો નિષ્ફળ જશે.

સંયોજક

શ્રી. સાદીક

પ્રાચીનયુગમાં શારીરિક શકિતનાં પ્રદર્શન માટે યુધ્ધો થતાં હતાં, જે મનુષ્યો ઉપર અથવા રાજ્યો પર કોઇ રાજાને પોતાનું બળ દેખાડવાનું રહેતું; તેઓની સાથે પોતાની શક્તિનાં પ્રદર્શન માટે યુદ્ધ કરવામાં આવતું. નેપોલીયન, સીકંદર, વગેરે વિજેતાઓએ જગત ઉપર પોતાની સૈનિક શકિત દેખાડવા માટે યુધ્ધો કર્યાં હતાં.

## સામ્રાજ્યવાદનો આરંભ

પરંતુ રાજ્યસંસ્થાના વિકાસની સાથે યુધ્ધના ઉદ્દેશમાં પણ પરિવર્તન થવા લાગ્યું. રાજવિસ્તારની આકાંક્ષાથી પ્રેરિત થઇને રાજાઓ પોતાની સેનાઓને હથિઆરબંધ કરીને બીજાં રાજ્યો પર આક્રમણો કરવા લાગ્યા. જે દેશો જીત્યા તેની ઉપર પોતાનું શાસન રાખ્યું. એ પ્રકારે સામ્રાજ્યવાદે જન્મ લીધો.

એમ તો યુધ્ધનાં અનેક મૂખ્ય અને ગૌણ કારણો છે. તેમાંનાં કોઇ એક ખાસ કારણને આગળ ધરવાની જરૂર નથી. પરંતુ વર્તમાન યુગમાં જ્યારે આખાયે જગતનાં રાષ્ટ્રોનાં શાસનનો આધાર આર્થિક છે–રાજકીય નહીં–ત્યારે યુદ્ધનું મૂખ્ય કારણ પણ આર્થિક છે. રાષ્ટ્રોની એવી ધારણા છે કે અર્થની વધુમાં વધુ પ્રાપ્તિ યુધ્ધ દ્વારા જ સંભવી શકે છે. જો શાંતિ સ્થપાએલી રહેશે, તો સંપત્તિ પ્રાપ્ત કરવામાં અડચણ પડશે. એ વાત ખરી છે કે આવી લડાયક મનોવૃત્તિનાં રાષ્ટ્રો પોતાના આ મૂળ હેતુને પોતાની પ્રજા સામે જાહેર કરતા નથી. તેઓને એમ કહેવામાં આવે છે કે રાષ્ટ્રના સ્વાતંત્ર્ય, રાષ્ટ્રીય લાભોનું સંરક્ષણ, રાષ્ટ્ર સન્માન, અથવા નિર્બળ રાષ્ટ્રોની રાજકીય સ્વતંત્રતા તેમજ હિતોની રક્ષા માટે યુધ્ધો લડવામાં આવે છે. પણ જ્યારે શાંતિ અને સંધિના કરારો ઉપર વિચાર કરવામાં આવે છે ત્યારે યુધ્ધનું મૂળ આર્થિક કારણ જણાઇ આવે છે.

## ઔદ્યોગિક ક્રાંતિ

આજથી શતાબ્દિઓ પૂર્વે આપણું જીવન કેવું હતું અને આજે કેવું છે? એનો વિચાર કરતાં એ બંને જીવનમાં વિશાળ અંતર થએલું જણાશે. પ્રાચીનયુગમાં મનુષ્ય પોતાના જીવન-નિર્વાહ માટે સામગ્રીઓ ભેગી કરવામાં એટલો બધો પરોવાએલો રહેતો કે તેને ભોજન અને વસ્ત્રના પ્રશ્નો સિવાય બીજી કોઇ પણ વાતનો વિચાર કરવાનો બહુજ ઓછો સમય મળતો હતો. પરંતુ પ્રકૃતિનો નિયમ પરિવર્તનશીલ છે. માનવ મસ્તિષ્ક ઉત્કર્ષશીલ વિચારોનું મનન કરવામાં મગ્ન થયું: જ્ઞાન વિજ્ઞાનનો સૂર્યોદય થવા લાગ્યો, અને યૂરોપમાં વૈજ્ઞાનિક ઉન્નતિ માટે વિદ્યાપીઠો સ્થપાવા લાગી. જ્યાં અગાઉ ચરખાથી સુતર કાંતી શાળમાં કપડાં વણી યૂરોપનિવાસીઓ પોતાના શરિરની શોભા વધારતા હતા, હવે ત્યાંનાં નગરોમાં મશીનોનો ઉપયોગ થવા લાગ્યો છે. વરાળશકિત મારફતે મશીનો ચલાવીને ઉદ્યોગમાં એક વિચિત્ર ક્રાંતિ કરવામાં આવી. એનું પરિણામ એ આવ્યું કે થોડા મજદૂરો મારફતે વધુ પ્રમાણમાં સસ્તો માલ તૈઆર થવા લાગ્યો. ખેતીમાં પણ ઉન્નતિ થઇ અને ખાદ્ય વસ્તુઓની ઉપજ પણ વધી ગઇ. ગામડાંના લોકો ગામડાંઓ છોડી શહેરમાં વસવા લાગ્યા. એવી રીતે યૂરોપમાં મોટાં મોટાં ઔદ્યોગિક શહેરોનો વિકાસ થવા લાગ્યો. જ્યારે આવજાવનાં વાહનોમાં પણ વરાળશકિતનો વિકાસ થવા લાગ્યો, ત્યારે વધારે પરિવર્તનથતું દેખાયું. નૌકાશકિતનો યે સાથોસાથ વિકાસ થવા લાગ્યો. સને ૧૮૧૯ માં સૌથી પહેલાં હોડીમાં વરાળયંત્ર લગાડીને યાત્રા કરવામાં આવી, ૧૮૩૮ માં બ્રિસ્ટલ અને અમેરિકા વચ્ચે સ્ટીમરનો વહેવાર શરૂ થયો. ૧૮૪૦ માં રેલ્વેની શોધ થઇ, અને નવી રેલ્વેલાઇનો બાંધ-

ધામાં આવી. ૧૮૫૦ માં સારાયે જગતમાં માત્ર ૨૩૦૦૦ માઇલ્સ રેલ્વેલાઇન હતી. આરંભમાં લાકડાનાં વહાણો બનાવવામાં આવતાં અને તેમાં વરાળયંત્ર ગોઠવવામાં આવતાં પણ થોડાજ વખત પછી લોખંડી અને પોલાદી સ્ટીમરો બનાવવાની શરૂઆત થઇ. વિદ્યુતની–વિજળીની શોધે તો આશ્ચર્યજનક ભૌતિક ઉત્કર્ષ કરી દેખાડયો. આજના ભૌતિક જીવનમાં વિદ્યુતનું રાજ્ય છે.

## ઉદ્યોગવાદનો આરંભ

સોળમી સદીના આરંભમાં યૂરોપનિવાસીઓએ નવી દુનિઆ અમેરિકાની શોધ કરી. એ જ સમયે એશિઆમાં પ્રવેશ કરવા માટે જળમાર્ગની શોધ થઇ. આ શોધોને કારણે વરાળથી ચાલતી સ્ટીમરો બનાવવામાં વધુ મદદ મળી. નવી દુનિઆમાંથી ઘણી કીંમતિ સંપત્તિ અને ખનીજ પદાર્થો યુરોપમાં લાવવામાં આવ્યાં તેથી યૂરોપના વેપાર ઉદ્યોગની ઉન્નતિ કરવામાં મદદ મળી. એ બધી શોધો અને સર્જનોને કારણે યૂરોપમાં ઉદ્યોગવાદનો જન્મ થયો. સૌથી પહેલાં એનો પ્રવેશ ઇંગ્લાંડમાં થયો. તે પછી ફ્રાંસ, જર્મની, મધ્યયુરોપ અને રશિઆમાં ઉદ્યોગવાદનો પ્રવેશ થયો.

## મૂડીનું મહત્વ ક્યારે વધ્યું ?

જ્યારે યુરોપમાં ઉદ્યોગવાદની વૃધ્ધી થવા લાગી ત્યારે મૂડીનું મહત્વ ઓર વધી ગયું. જી. ડી. એચ. કોલના કથન અનુસાર "મૂડીવાદનો અર્થ એ થાય છે કે લાભના માટે માલ તૈયાર કરવાની તે વિકાસ પામેલી ઉન્નત પ્રણાલી જેમાં માલ તૈયાર કરવાનાં સાધનો ઉપર (સરકારનો નહિ) અમુક વ્યક્તિનો માલિકી હક્ક સ્થપાઇ જાય છે. આ પ્રણાલીથી દુકાળ થાય છે, સુકાળ નહીં; જો કે મૂડીવાદીએ ઘણી વેળા એવા પ્રયત્નો કરે છે કે ખાસ ખાસ માલ સસ્તો પડે. મૂડીવાદ માટે માલ તૈયાર કરવાનો મુખ્ય ઉદ્દેશ લાભ લેવાનો છે. તે ઇચ્છે છે કે મજૂરીનો ખર્ચ વધી ન જાય, જેથી સાધારણ જનતાની ક્રયશક્તિમાં નડતર થાય છે. ×

મજૂર, મૂડીદારો માટે ધનોત્પત્તિનું એક મુખ્ય સાધન છે. એના પરિશ્રમે મૂડીદારોની મૂડીમાં વૃધ્ધિ થાય છે. મજૂરોને મીલો અને કારખાનાઓમાં એટલા માટે કામ પર લગાડવામાં આવે છે કે તેઓ મૂડીદારો માટે વધુમાં વધુ સંપત્તિ ઉત્પન્ન કરવામાં સહાયક થાય. તેથી જ જ્યારે મજૂરો મારફતે મૂડીમાં વૃધ્ધિ થતી અટકી જાય છે, ત્યારે તેમને કામ આપવામાં આવતું નથી. આવી રીતે તેઓ બેકાર બનીને જગતમાં અશાન્તનું કારણ બને છે; મજૂરો મૂડીમાં વધારો કરવામાં ક્યારે નિષ્ફળ નિવડે છે, એ પ્રશ્ન વિચિત્રતાભર્યો છે, છતાંયે એ વિચારવા જેવો છે. એ સંબંધમાં આગળ જતાં આપણે વિચાર કરીશું.

જ્યારે યુરોપનાં રાષ્ટ્રોમાં ઔદ્યોગિક ઉન્નતિ સાથે મૂડીવાદનું જોર ઓર વધી ગયું, ત્યારે એક નવિન પ્રશ્ન ઉભો થયો. માલની ઉત્પત્તિ એટલી વધારે થઇ ગઇ કે પોતાના રાષ્ટ્ર માટે માલ પુરો થવા ઉપરાંત વધારાનો માલ તૈયાર થવા

---

× "મુડીવાદની પરિભાષા" લેખકઃ શ્રી. જવાહરલાલ નેહરૂ 'આજ' બનારસ ૨૩ મી નવેમ્બર ૧૯૩૩.

લાગ્યો. એ વધારાના તૈયાર થએલા માલનાં નિકાસ માટે ઉપાયો વિચારવામાં આવ્યા. ત્યારે જ યુરોપમાં વેપારી પ્રતિસ્પર્ધા જાગ્રત થઇ. હવે દરેક યુરોપીય દેશો પોતાના માલના નિકાશ માટે યૂરોપ બહારના દેશોની શોધ કરવા લાગ્યા. જ્યાં સુધી સમાન સ્થિતિના રાષ્ટ્રોની ઉન્નતિ માટે યુરોપના રાષ્ટ્રો પોતાની મૂડી રોકતા રહ્યા, ત્યાં સુધી તેમને ખાસ લાભ થયો નહીં. ઉદાહરણ તરીકે, જ્યારે અંગ્રેજોએ અમેરિકામાં અમેરિકાની રેલ્વે બનાવવામાં પોતાની મૂડી બગાડી ત્યારે તેમને એથી કશો ખાસ લાભ થયો નહીં. એને તો પ્રોફેસર હેરોલ્ડ જે. લાસ્કીના શબ્દોમાં "લાભોનો પારસ્પરિક વિનિમય" (Reciprocal interchange of benefits) જ કહી શકાય.

નેપોલીયનનાં યુધ્ધો પછી જ વર્તમાન ઉદ્યોગવાદનો આરંભ થાય છે. પોતાના જન્મકાળની અર્ધશતાબ્દિ સુધી એ ખૂબ ઉન્નતિ પામતું ગયું. વિજ્ઞાનના આશ્ચર્યજનક વિકાસે મશીનની શક્તિને ઓર વધારી દીધી અને જ્યારે વધુ ઉત્પાદન થવા લાગ્યું, ત્યારે નવાં બજારોની શોધ થવા લાગી. નવાં દેશો પોતાના દેશની વેપારી ઉન્નતિ માટે પ્રયત્નો કરવા લાગ્યા. તેઓએ પોતાનાં બજારોમાં બીજા પ્રતિદ્વન્દ્વી રાષ્ટ્રોના માલનો બહિષ્કાર કરવા માંડયો. એમ કરવામાં તેમને ઠીક ઠીક સફળતા મળી. પરંતુ યુરોપનાં રાષ્ટ્રો એથી નિરાશ થયાં નહીં. તેઓ નવાં બજારોની શોધ વધારે ખંતથી કરવા લાગ્યાં. એ પ્રકારના ખંતીલા પ્રયાસો ઉપરાંત નજદીકનું પૂર્વ, આફ્રિકા, ચીન અને હિંદનો માર્ગ ખુલ્લો થઈ ગયો. એથી તેમની મનોકામના પુરી થઇ. તેમના હાથમાં એવાં બજારો આવ્યાં, જે તેમને ભરપુર ધનસંપત્તિ આપવા ઉપરાંત તેમની રાજશક્તિ પણ વધારી શકતા હતા. મૂડીવાદે યુરોપીય દેશોની સરકારોને એશિઆ ઉપર પોતાનું પ્રભુત્વ સ્થાપવા માટે સાધનો આપ્યાં.

## આર્થિક સામ્રાજ્યવાદ

"વેપાર હંમેશ ઝંડા (રાજ્ય) ની પાછળ પાછળ આવ્યો, પરંતુ હવે વેપાર મૂડીની પાછળ ચાલવા લાગ્યો. રાજ્ય (ઝંડો) અને મૂડી એક થયા, કુટનીતિજ્ઞતા અને વ્યવસાયે મળીને કામ કર્યું !"×

આ પ્રણાલીના અનુસરણથી મૂડીપતિની શક્તિ વધી ગઇ અને એશિઆ, આફ્રિકા વગેરે સ્થળોએ લૂંટ કરવાની સારી તક મળી આવી. મૂડીધરોએ પોતાનાં હિતોની રક્ષા કરવા માટે પોતપોતાની રાષ્ટ્રીય સરકારો પાસેથી સુસજ્જિત સેનાઓ એ પ્રદેશોમાં મંગાવી જ્યાં તેઓ પોતાના બજારોની શોધમાં પ્રવેશ કરતા હતા. એ પ્રકારે પૂર્વનાં બજારો ઉપર પૂર્ણ અધિકાર સ્થાપવા માટે સૈનિક બળનો આશ્રય લેવામાં આવ્યો. એ જ સમયથી મૂડીવાદે એક નવીન સ્વરૂપ ધારણ કર્યું. આ નવીન સ્વરૂપ "આર્થિક સામ્રાજ્યવાદ"નાં નામે જાણીતું છે.

'આર્થિક સામ્રાજ્યવાદ' એ નવીન શબ્દ છે. જે આપણને વીસમી સદી અગાઉના શબ્દકોષમાં જડશે નહીં. એનો ખરો વિકાસ એના વર્તમાન સ્વરૂપમાં આ શતાબ્દિના આરંભમાં Boaer War (બોર યુદ્ધ) ની પછી થયો છે.

---

× The world crisis & the Problem of peace pp. 26.

ઓગણીસમી શતાબ્દિના ઉત્તર ભાગમાં ઉદ્યોગવાદ અને રાજકારણીય ક્રાંતિ પોતાની સીમાએ પહોંચી ચૂકી હતી અને હવે એ સામ્રાજ્યવાદનો નવો આત્મા ગ્રહણ કરી ઉન્નતિ કરવા ચાહતી હતી. ઇંગ્લાંડ જ હુન્નરઉદ્યોગ અને વેપારમાં આગળ પડતું હતું. એથી એને જ સૌથી પહેલાં પોતાને માટે બજાર શોધવા માટે સંસ્થાનોની જરૂર પડી. સને ૧૮૭૫ માં ઇંગ્લાંડમાં ડિઝરેલીએ સૌથી પહેલાં ૧૭૬,૬૦૨ સો ડોલરનો, અંગ્રેજી સરકાર માટે સ્વેઝ નહેરમાં ભાગ ખરીદીને અને મહારાણી વિક્ટોરીયાને 'હિંદની સામ્રાજ્ઞી' જાહેર કરીને આર્થિક સામ્રાજ્યવાદનો પાયો નાખ્યો. ૧૮૮૦-૯૦ માં મલાયા, બર્મા અને બલુચીસ્તાન પણ અંગ્રેજી સામ્રાજ્યમાં ભેળવી દેવાયાં. એ પછી જોસેફ ચેમ્બરલેઇન ડિઝરેલીની નીતિનું સમર્થન કરતા એક પક્ષનો પોતાને નેતા બનાવી બ્રિટિશ સામ્રાજ્યનો પાયો મજબૂત કરવા માટે પ્રયત્નો કરવા લાગ્યો. એ વચ્ચે ફ્રાંસના ત્રીજા પ્રજાતંત્ર-શાસને, અલ્સેસ લોરેનના હાથમાંથી નીકળી જતાં ઘણાં ઉમંગ અને ઉત્સાહની સાથે રાજ્યવિસ્તાર માટે પ્રયત્નો કર્યા. માત્ર ૩૦ વર્ષોમાં ૩૬ લાખ ચોરસ માઇલ પ્રદેશને, જેમાં ૨૬૦ લાખ મનુષ્યો રહેતાં હતાં, તેમને ફ્રાંસના સામ્રાજ્યમાં શામીલ કરી દીધા. સામ્રાજ્યવાદી મનોવૃત્તિ ધરાવનાર વર્ગના વેપારીઓએ બિસમાર્કને પોતાના વિચારોનો અનુયાયી બનાવી લીધો, અને જર્મન સામ્રાજ્યે બહુ જ થોડા સમયમાં આફ્રિકામાં ૧૦ લાખ ચોરસ માઇલ પ્રદેશ પર પોતાનો અધિકાર જમાવી લીધો. રશિઆ, જાપાન, સ્પેન, પોર્ટુગલ અને સંયુક્ત રાષ્ટ્ર અમેરિકા આ પ્રતિસ્પર્ધામાં પાછળ રહ્યા નહીં. અરે બેલ્જીયમ જેવા નાનકડા રાષ્ટ્રે પણ પોતાની માતૃભૂમિ કરતાં એંશીગણી વધારે જમીન ઉપર પોતાનું સંસ્થાન સ્થાપી નાખ્યું. ઓગણીસમી સદીના અંતમાં અને વીસમી સદીના આરંભમાં યૂરોપના બધા રાષ્ટ્રોએ આખા જગતની અરસ્પરસ વહેંચણી કરી નાંખી. જ્યારે શરૂ શરૂમાં સંસ્થાનો કબજે કરવામાં આવ્યાં ત્યારે સહકાર અને સમજુતિ સાથે કામ કરવામાં આવ્યું. જ્યારે ફ્રાંસ ઇન્ડોચાઇના પર પોતાનો અધિકાર જમાવતું, ત્યારે ઇંગ્લાંડ આંખ આડા કાન કરતું, અને જ્યારે ઇંગ્લાંડ સીંગાપોર ઉપર કબજો મેળવતું ત્યારે ફ્રાંસ ચુપકીદી ધારણ કરતું. પણ જ્યારે બધા દેશો આધિનતામાં આવી ચૂકયા અને વધુ વહેંચણી કરવા માટે વધારે પ્રદેશો રહ્યા નહીં, ત્યારે સંસ્થાનો માટે યૂરોપના રાષ્ટ્રોમાં સંઘર્ષણ થવા લાગ્યું.

## સ્પર્ધાનો ઉદ્દેશ

જેમ ઉપર કહેવામાં આવ્યું છે તેમ મૂડીવાદને પોતાની સફળતા માટે બજારની જરૂર હતી. પોતાના દેશનાં જ બજારો તેમને માટે વધારે લાભપ્રદ સિદ્ધ થયાં નહીં તેથી તેમને પોતાના દેશની બહાર બજારો શોધવાની જરૂર પડી. એવી રીતે સંસ્થાનોની સ્થાપના થઇ. એ કહેવાની જરૂર નથી કે સંસ્થાનો ઉપર અધિકાર જમાવવાનો ઉદ્દેશ આર્થિક હતો અને હજીયે છે. એ સંસ્થાનોમાં યૂરોપમાં ઉત્પન્ન થતી વસ્તુઓ વધારે કીંમતે વેચી શકાય છે અને આ સંસ્થાનોમાંથી ખાદ્ય સામગ્રી તેમજ કાચો માલ વધારે સસ્તો મળી શકે છે.

-"સંસ્થાનો ઉપર અધિકાર જમાવ્યાથી જ કોઈ પણ દેશ કાચા માલની હરિફાઇમાં પોતાના હરિફ દેશને હરાવી શકે છે. સંસ્થાનો જો સ્વતંત્ર રહે તો યે તેઓ કાચામાલ પર પોતાનો એકલો અધિકાર કરીને પોતાના દેશને માટે વધુમાં વધુ આર્થિક લાભ મેળવવાના યત્નો કરી શકે છે. જેમ જેમ મૂડીવાદ વધતો જાય છે, તેમ તેમ કાચા માલની માગણી પણ વધતી જાય છે. કાચો માલ મેળવવાની જેમ હરિફાઇ વધતી જાય છે, તેમ તેમ સંસ્થાનો ઉપર અધિકાર જમાવવા માટે ઝઘડો પણ વધતો જાય છે. યુરોપના દરેક દેશની ઇચ્છા છે કે વધુમાં વધુ સંસ્થાનો એના પોતાના અધિકારમાં રહે. કારણ કે એવી સ્થિતિમાં જ તેઓ પોતાના હરિફનો પરાજય કરવામાં અને ઓછી કીંમતે કાચો માલ મેળવવામાં સમર્થ થઈ શકે છે.

## મૂડીદારની પાછળ સેનાબળ

જ્યારે વેપારી હરિફાઇ વિરાટ રૂપ ધારણ કરી લે છે અને મૂડીદારને પોતાનો માલ ખપાવવામાં નિષ્ફળતા મળે છે, ત્યારે જુદા જુદા દેશોના મૂડીદારોમાં સંઘર્ષણ થવા લાગે છે. તેમને મદદ કરવા માટે તેમના રાષ્ટ્રોની શસ્ત્રથી સુસજ્જિત સેનાઓ રણભૂમિમાં આવી જાય છે. એ વાતનો કોઈ પણ ઇન્કાર કરી નહીં શકે કે ઇંગ્લાંડે મીસર ઉપર અધિકાર એટલા માટે જમાવ્યો કે અંગ્રેજ મૂડીદારો ત્યાં પોતાની મૂડી સરળતા સાથે રોકી-લગાવી શકે. દક્ષિણ આફ્રિકાનું યુધ્ધ માત્ર સુવર્ણ ખાણો ઉપર સ્વામિત્વ જમાવવા માટે લડવામાં આવ્યું હતું. ફ્રાંસે મેક્સિકો ઉપર, નેપોલીયન ત્રીજાની આધિનતામાં એટલા માટે આક્રમણ કર્યું હતું કે મેક્સિકોમાં મૂડી રોકનારા ફ્રેંચ મૂડીદારોની રક્ષા થઇ શકે. અમેરિકાએ મૂડીદારોના લાભ માટે નિકારાગુઆ, હેટી, સેન ડોમિંગોને અમેરિકાના પ્રાંતની જેમ બનાવી નાખ્યા. રશિઆ જાપાનનું યુદ્ધ મંચુરીયામાં લાકડાના લાભોની રક્ષા માટે થયું હતું. કોંગોના જંગલી ગુલ્માટભર્યા અત્યાચારો, મેક્સિકોના તેલ માટે બ્રિટિશ અને અમેરિકાના મૂડીવાદીઓની લડાઇ, ટ્યૂનિસને ફ્રેન્ચનું પરાધિન રાજ્ય બનાવવું, જાપાન મારફતે કોરીયાની રાષ્ટ્રીયતાનો વિનાશ, એ બધાં યુધ્ધોનો ઉદ્દેશ-હેતુ-ધ્યેય એક જ હતું. જો કે યુધ્ધની જાહેરાત કરતી વેળાયે દરેક રાષ્ટ્રોએ પોતપોતાના હેતુઓ તો ભળતા જ બતાવ્યા હતા. મૂડીદારોએ ઘણી સફળતા સાથે પોતપોતાનાં હિતોની રક્ષા માટે પોતપોતાની સરકારોને આગ્રહ કર્યો કે તેઓ રાષ્ટ્રીય હિતો માટે લડાઇ કરે. આમ એક પ્રકારે સરકાર અને મૂડીદારમાં અભિન્ન સંબંધ બંધાઇ ગયો. એટલે સુધી કે મૂડીદારોનાં હિતો ઉપર આક્રમણ કરવું રાષ્ટ્રીય અપમાન મનાવા લાગ્યું. એવી સ્થિતિમાં રાજ્યની પાસે સૈન્ય સિવાય રક્ષાનું બીજું કયું સાધન હોઈ શકે ? રાજ્યોએ પોતાના મૂડીપતિઓની રક્ષા માટે સશસ્ત્ર સેનાઓ મોકલીને રાષ્ટ્રરક્ષાના નામે યુધ્ધો કર્યાં.

મૂડીવાદના આ વિકાસ ક્રમને સારી રીતે સમજી લેવો એ ઘણું જરૂરી છે. જ્યારે આર્થિક સામ્રાજ્યવાદે એવું સ્વરૂપ ધારણ કર્યું અને રાજ્યની ઉપર મૂડીદારોએ

'એશિઆની ક્રાંતિ' લેખકઃ ડૉ૦ સત્યનારાયણ શાસ્ત્રી, પી. એચ. ડી. પૃ. ૯.

પરદેશોમા રોકેલી મૂડીનું વ્યાજ ભેગું કરવાનો ભાર મૂકવામાં આવ્યો ત્યારે વેપારી સંબંધોમાં ક્રાંતિકારી પરિવર્તન થયું. એટલા માટે શક્તિશાળી રાજની જરૂર હતી. અને એનો સ્પષ્ટ અર્થ એ થાય છે કે રાજ્યની ભૌતિકશક્તિ યથાયોગ્ય હોવી જોઇએ. બહારના દેશોમાં રોકેલી એ મૂડીની રક્ષાને માટે ભૂમિસેના અને નૌકાસેનામાં ઘણી વધારે વૃદ્ધિ કરવામાં આવી, પરંતુ સૈનિકો માટેના ખર્ચના વધારાનો અર્થ એવો થાય છે કે મૂડીપતિઓ માનવસંહાર કરી શકે એવા અસ્ત્રશસ્ત્રો ઉત્પન્ન કરવા માટે પોતાની મૂડી રોકે. આવી રીતે શસ્ત્ર તૈયાર કરનાર કારખાનાઓ અને કંપનીઓએ રાજ્યમાં એક મહત્વપૂર્ણ સ્થાન મેળવી લીધું છે. તેમનો રાજ્યની પરદેશ વિભાગની નીતિ ઉપર પ્રભાવ પડે તે સ્વાભાવિક જ છે.

આ પ્રકારે અસ્ત્રશસ્ત્ર ઉત્પન્ન કરનારી કંપનીઓની રક્ષાને માટે સાવધ રહેવું એ રાજ્યનું પરમ કર્તવ્ય થઇ પડયું છે.

"જ્યારે મૂડીવાદીઓની સહાય માટે રાજ્યો અસ્ત્રશસ્ત્રથી સજ્જ થએલી સેનાઓ તૈયાર રાખવા લાગ્યા, ત્યારે સ્વાભાવિક રીતે કોઇ પણ સંઘર્ષણની સામે પોતાના રાજ્યને શક્તિસમ્પન્ન બનાવવા માટે મૈત્રિના કોલકરારો કરવા લાગ્યા. ફ્રાંસની સાથેના પોતાના મતભેદોનો નિવેડો લાવવા માટે અંગ્રેજોને ૧૯૦૭માં રશિઆ સાથે કરારો કરવા પડયા +

## આર્થિક સામ્રાજ્યવાદના પક્ષમાં

શું ખરેખર, આર્થિક સામ્રાજ્યવાદ રાષ્ટ્રીય અને આંતરરાષ્ટ્રીય સંબંધોને શાંતિમય રાખવા માટે જરૂરી છે? એ પ્રશ્ન ઉપર વિચાર કરવા અગાઉ આપણે આર્થિક સામ્રાજ્યવાદના સમર્થકોના તર્કો ઉપર ધ્યાન આપવું જોઇએ.

આર્થિક સામ્રાજ્યવાદનું કથન એવું છે કે આપણે આપણો માલ અને મૂડી વિદેશોમાં મોકલીને જ આપણી આજીવિકા મેળવીએ એટલા માટે જો આપણે જીવન ધારણ કરવું હોય તો આપણને પરદેશના બજારોની અનિવાર્ય જરૂર છે. વૈજ્ઞાનિક શોધોને કારણે ઉદ્યોગના ક્ષેત્રમાં આશ્ચર્યજનક ઉન્નતિ થઇ છે. માલ એટલો તૈયાર થવા લાગ્યો છે કે એ બહાર વેચવા માટે નિકળવું પડે છે. જો આપણે આપણો માલ ન વેચીએ તો એનો એવો અર્થ થશે કે આપણા રાષ્ટ્રના માણસો પોતાનું આજનું જીવનનું ધોરણ ટકાવી રાખી શકશે નહીં. બીજો તર્ક એવો છે કે બધાં આધુનિક રાજ્યો એ જ કાર્યમાં ગુંથાએલાં છે. જો આપણે એ સ્પર્ધામાં બીજાઓ કરતાં પાછળ રહી જઇશું તો આપણે આપણી મૂડી અને માલના ખપના સુઅવસરો ગુમાવીશું. આ પ્રતિસ્પર્ધામાં આગળ વધતાં આપણે 'આપણી રાષ્ટ્રીય સંપત્તિને વધારીએ છીએ અને આપણી રહેણી-જીવનનું ધોરણ પણ એથી ઉંચું બને છે.

એમાં જરાયે શક નથી કે આ તર્કોમાં સત્યનો અંશ છે. સામ્રાજ્યવાદે જંગલના પ્રદેશો અને પાછળ રહેલા પ્રદેશોની સ્થિતિ સુધારવામાં ઘણી મદદ કરી છે. એ બની શકે છે કે મૂડીવાદીઓએ પોતાના સ્વાર્થને માટે એ કામ કર્યું અને એથી પાછળ રહેલા દેશોને એ થોડો ઘણો લાભ થયો. વર્તમાન આર્થિક સંગઠનમાં દરેક સામ્રા-

+ *The Economic Foundation of Peace*. by Prof. H. J. Laski pp. 509

જયવાદી રાષ્ટ્રની સામે આ થંક સામ્રાજ્યવાદનો એક મોટો કોયડો છે. એ ઉકેલવાનું કાર્ય તેમને માટે ઘણું મુશ્કેલીભર્યું છે. રાજકારણીઓ આ કોયડાને ઉકેલવા માટે અસમર્થ છે. કારણ કે તેમની ઉપર મૂડીવાદીઓનો પ્રભાવ છે. મૂડીદારો તેમને કહે છે કે અમારાં હિતોની રક્ષા નહીં કરવાનો એવો અર્થ થશે કે તમે તમારા દેશને સમૃધ્ધિશાળી બનાવવા ઇચ્છતા નથી, તમે એની આર્થિક ઉન્નતિમાં વિઘ્ન નાખો છો.

## અમેરિકા સામ્રાજ્યવાદી છે ?

આર્થિક સામ્રાજ્યવાદનો હવે એટલો બધો વિકાસ થઇ ગયો છે કે તે સરળતાથી ઓળખી શકાતો નથી. આ વિકાસ પામેલા આર્થિક સામ્રાજ્યવાદનાં સ્વરૂપને શાંતિમય સામ્રાજ્યવાદ એવું નામ આપવામાં આવ્યું છે. આ સામ્રાજ્યવાદને આધિન જે દેશો હોય છે; તેમનું ધનશોષણ કરીને પોતાના મૂડીદારોની મૂડીમાં વૃધ્ધિ કર્યા કરવી એ એનું ધ્યેય છે. આ સામ્રાજ્યવાદના સમર્થક શાંતિમય ઉપાયોવડે, કલહને અટકાવીને, વિજિત રાષ્ટ્રની સંપત્તિ લૂંટી લે છે. એ વિજિત રાષ્ટ્રોને એનુંયે જ્ઞાન થતું નથી કે તેમનું ધન લૂંટવામાં આવે છે. એવા શાંતિમય આર્થિક સામ્રાજ્યવાદીઓનું શિરોમણી અમેરિકા છે.

સને ૧૮૯૭ થી સંયુક્ત રાષ્ટ્ર અમેરિકામાં ઉદ્યોગવાદ ઉન્નતિ કરી રહ્યો છે. એ વચ્ચે અમેરિકાની નિકાસ ૩૩ કરોડ ૯૦ લાખ ડોલરની થઇ ચૂકી છે. એ જ સમયે ત્યાં Steel Trust અને Shipping Trust બનાવવામાં આવ્યાં છે. તેમના ઉદ્યોગધંધામાં એથી થએલી આશ્ચર્યજનક ઉન્નતિથી તેમજ તૈયાર માલની અભિવૃદ્ધિથી યુરોપ ચકિત થઇ રહ્યું છે. એના હૃદયમાં સ્પર્ધા જાગ્રત થઇ રહી છે. અમેરિકા પોતાનો માલ યુરોપમાં મોકલવા લાગ્યું છે. ૧૮૯૮ માં અમેરિકન બેંકર એસોસીએશનના પ્રમુખે પોતાના પ્રારંભિક ભાષણમાં વિજયોન્મત્ત ભાવનાથી પ્રેરાઇને કહ્યું હતું:

"વ્યાપારી મહત્તાની રમતમાં, આપણને વિજય અપાવે એવાં ત્રણ પાનાં-લોઢું, પોલાદ અને કોલસો-આપણા હાથમાં છે. આપણે દુનિયાને લાંબા સમય સુધી અનાજ પુરૂં પાડ્યું છે; આજે આપણે દુનિયાનું ઉદ્યોગમંદિર બહું કરવા માગીએ છીએ. પછી એ માલ ખપાવવાનાં બજારોની આપણને જરૂર છે."

ચીન અને ઇંડોનેશિઆ એશિયાના વેપારના બે મોટાં ક્ષેત્રો છે. ચીન એક વિશાળ રાજ્ય છે, જેની સરકાર અત્યંત હીન સ્થિતિમાં છે. અશક્ત રાજ્ય હોવાને કારણે, તેમજ ગૃહકલહને કારણે તેમજ ઉપજાવ ભૂમિ હોવાને કારણે સામ્રાજ્યવાદી નીતિનું શિકાર ચીન બન્યું છે. જાપાન એશિયા ઉપર પોતાના અધિકારની વાતો કરીને એશિઆ બહારની શક્તિઓને ચીનમાં હસ્તાક્ષેપ કરતી અટકાવવા ચાહે છે. એનો સિધ્ધાંત છે કે 'એશિયા એશિઆટીક રાષ્ટ્રો માટે છે,' તેથી અમેરિકા, બ્રીટન, રશિઆ વગેરે શક્તિઓને જાપાનનો ઘણો ભય છે. આ પરિસ્થિતિમાં જ્યાંસુધી ચીન પૂર્ણરૂપે જાગ્રત થતું નથી, સામ્રાજ્યવાદી રાષ્ટ્ર ચીન અને ઇંડોનેશિઆમાં શાંતિપૂર્વક

* World Crisis and the Problem of Peace. by. S. D. chilale. pp. 50.

પોતાની લૂંટ કાયમ રાખવા ચાહે છે. અમેરિકા એ લૂંટમાં સૌથી મોખરે છે. ઇંડોનેશિઆમાં ભરપુર સંપત્તિ છે. હજી સુધી બધાં રાષ્ટ્રોમાં ઇંડોનેશિઆ માટે પ્રતિસ્પર્ધાનું ચક્ર ચાલી રહ્યું છે. ઇંડોનેશિઆના ધનનું અનુમાન એટલા ઉપરથી કરી શકાય છે કે સને ૧૯૨૪માં ડચ-ઇસ્ટ-ઇન્ડીઝનો નિકાશ વેપાર ચીનના ⅔ જેટલો અને હિંદના ⅔ જેટલો હતો. હજી ત્યાં વેપારી ઉન્નતિ માટે બહોળું ક્ષેત્ર પડ્યું છે. ત્યાં ખાણોનું પ્રમાણ ઘણું વધારે છે. એશિઆમાં માત્ર તેલની ખાણો અહીંજ છે. લોખંડની ઉત્પત્તિ જાપાન કરતાં દસગણી વધારે થાય છે. જગતમાં જેટલું ટીન ઉત્પન્ન થાય છે, તેનો ચોથો ભાગ એ જ દેશમાં ઉત્પન્ન થાય છે. અમેરિકાએ ઇન્ડોનેશિઆમાં આખા જગતની મૂડીના ૧૫ ટકા રોકયા છે અને હજી એ દીશાએ અમેરિકા ઉન્નતિ કરી રહ્યું છે. એ જ કારણથી ઇન્ડોનેશિયા ઉપર પોતાના આર્થિક સામ્રાજ્યનું ચક્ર ચલાવવા માટે તે ફિલીપાઇન દ્વિપોને સ્વાતંત્ર્ય આપવા ઇચ્છતું નથી. આ દ્વિપ સમુહ શાંત મહાસાગરમાં ઇન્ડોનેશિઆની નજદીકમાં જ છે.

એવી રીતે અમેરિકા એશિઆથી બ્રિટન અને જાપાનની શકિતઓને દૂર કરી પોતાની લાગવગ વધારવાના કામમાં ગુંથાએલું છે, તેથી જ એ યુધ્ધ કરવા ચાહતું નથી. એક અમેરિકન લેખકે લખ્યું છે કે "પ્રાચીન સમયનો સામ્રાજ્યવાદ વિજિત રાષ્ટ્રોની પ્રજાને ગુલામ બનાવીને સંતોષ માનતો હતો. તે પછી સામ્રાજ્યવાદ પ્રજાને છોડીને જમીન ઉપર અધિકાર જમાવતો હતો. પરંતુ આ યુગનો સામ્રાજ્યવાદ પ્રજા અને જમીનને છોડી માત્ર સંપત્તિનાં સાધનો ઉપર અધિકાર જમાવીને સંતોષ મેળવે છે." સામ્રાજ્યવાદનું આ અંતિમ સ્વરૂપ જ શાંતિમય આર્થિક સામ્રાજ્યવાદના નામે પ્રસિધ્ધ છે અને અમેરિકા એનું મુખ્ય પોષક છે

## રાષ્ટ્રસંઘની અશકિત

એમાં જરાયે શંકા કરવાને સ્થાન નથી કે રાષ્ટ્રસંઘ યુદ્ધ પ્રત્યે યુદ્ધ કરવાનું સર્વોત્તમ સાધન છે. રાષ્ટ્રસંઘનો આદર્શ માનવીય છે અને તેની સ્થાપના શાંતિ સ્થાપવા માટે થઇ છે. એનો હેતુ આવો સારો હોવા છતાંયે તેનો પ્રભાવ કેમ ખરાબ પડે છે અને શા માટે રાષ્ટ્રસંઘ શાંતિનું સાધન નથી એવો મત કેળવાતો જાય છે? દરેક દીશાએથી League is an organized hypocricy રાષ્ટ્રસંઘ એક વ્યવસ્થિત દંભ છે એવા અવાજો શા માટે સંભળાય છે? એનું મુખ્ય કારણ એ છે કે રાષ્ટ્રસંઘ વિશ્વમાં શાંતિ સ્થાપવાને નિષ્ફળ જ નિવડયો છે. એનું શાસન સુત્ર એવા રાષ્ટ્રોના હાથમાં છે જેઓ જગતની સૌથી મહાન સામ્રાજ્યવાદી શકિતઓ મનાય છે. જ્યારે પણ કોઇ એવો પ્રશ્ન ઉભો થાય છે, જેમાં એક રાષ્ટ્રના આર્થિક હિતનું સામ્રાજ્યવાદનાં હિતો સાથે સંઘર્ષણ થાય છે, ત્યારે એ રાષ્ટ્રો પોતાના સામ્રાજ્યની રક્ષા માટે એ પ્રશ્નને ઉડાવી દે છે. જેઓએ ઓટાવાની વિશ્વ આર્થિક પરિષદ અને જીનીવાની નિઃશસ્ત્રીકરણ પરિષદની કાર્યપધ્ધતિનો અને તેમાં જગતનાં રાષ્ટ્રોની કુટનીતિનો ગંભીરતાથી વિચાર કર્યો છે, તેઓ આ વાત સત્ય હોવાનું માને છે. પ્રો. હેરોલ્ડ જે. લાસ્કીનું કથન આ બાબતમાં સાચું જ છે કે, "જ્યાં સુધી રાષ્ટ્રોનો આર્થિક અભ્યુદય, વધારાની

મૂડી અને તૈયાર માલ માટે યોગ્ય બજારોની શોધ ઉપર નિર્ભર હોવાનું મનાય છે, ત્યાંસુધી તેઓ એ બજારો સુધી પહોંચવા માટે પ્રયત્ન કરશે. અને એ બધું જાપાનની પ્રવૃત્તિઓ ઉપરથી સ્પષ્ટ થાય છે કે, જો રાષ્ટ્રો શાંતિપૂર્વક બજારો મેળવી શકશે નહીં તો તેઓ યુદ્ધ મારફતે તેમ કરવાને તૈયાર થશે."

જ્યાં સુધી જગતનું આર્થિક સંગઠન સામ્રાજ્યવાદી નીતિ ઉપર અવલંબેલું રહેશે, ત્યાંસુધી જગતમાં 'ચીન-જાપાન-યુદ્ધ' ના નવા બનાવો બન્યા કરશે. રાષ્ટ્રસંઘના સિધ્ધાંતો અને આર્થિક સામ્રાજ્યવાદના મનોવિજ્ઞાનમાં પૂર્વ અને પશ્ચિમ જેટલી વિપરિતતા છે. પરંતુ રાષ્ટ્રસંઘની યોજના એવા પ્રકારે થઇ છે કે એ બંનેનો મેળ સધાએલો જણાય છે. તેથી રાષ્ટ્રસંઘના સિદ્ધાંતોની જગતમાં વિજયપતાકા ઉરાડવી હોય તો આર્થિક સામ્રાજ્યનો વિકાસ થતો અટકાવવો જોઇએ, એટલુંજ નહીં પણ આર્થિક સામ્રાજવાદને જગતમાંથી સંપૂર્ણ તિલાંજલિ આપવી જોઇએ. જ્યાંસુધી આર્થિક સામ્રાજ્યવાદનું અસ્તિત્વ હશે ત્યાં સુધી જગતશાંતિની સંભાવના શક્ય નથી.

* Economic Foundations of Peace pp. 515 by H. J. Laski.



# યુદ્ધનિવારણ—

## એક ગુંચવાયલું કોકડું.

**:લેખક:**

**શ્રી. દયાશંકર કવિ.**

સારી યે આલમને માલુમ છે કે છેલ્લું મહાન યુધ્ધ ભવિષ્યમાં કદી યે યુદ્ધ કરવાની જરૂરત ન રહે એવા મહાન અને ઉચ્ચ આશયથી લડાયું હતું. આજે એ મહાન યુદ્ધ જાગ્યાને વીસ વીસ વર્ષના વહાણાં વહી ગયાં છે છતાંય જગતમાં કયાંયે શાંતિ નજરે પડતી નથી. આજે દુનિયાભરનાં રાષ્ટ્રો નખથી તે શિખ સુધી શસ્ત્રાસ્ત્રથી સુસજ્જ થઇને સર્વનાશની ભયંકર નોબતો જબરા જોરશોરથી ગગડાવી રહ્યાં છે—આજે તેઓ પ્રલયના ભયંકર પુરમાં ઉંડી ને વધુ ઉંડી ડુબકીઓ મારી રહ્યાં છે. આજે સારી યે દુનિયાનું વાતાવરણ યુધ્ધના ભયકારી ભણકારાથી ગુંજી રહ્યું છે. આવા ભયભર્યા સમયે સેરાજીવોના તણખાએ સારી યે પૃથ્વી પર પથરાઇ રહેલા દારૂગોળાને ધડાકાબંધ સળગાવી દીધો હતો. તે પછીના છેલ્લા બે દસકામાં બનેલ બનાવોનું વિહંગાવલોકન કરવાની તેમજ આંતરરાષ્ટ્રીય શાંતિને સુરક્ષીત રાખવા માટે કેવા કેવા ભોગો આપવા પડશે. કેવાં કેવાં મૂલ્યો ચુકવવાં પડશે તેનો વિચાર કરવાની ખાસ આવશ્યકતા છે.

એ જગતવ્યાપિ મહાયુદ્ધ જગવવમાં કોણ કારણભૂત અગર તો જવાબદાર હતું તે નિશ્ચિત કરવામાં હમણાં ડહાપણ દાખવવાની શરૂઆત થઇ ચુકી છે એટલું જ નહિં પણ એ ભયંકર ખુનરેજી માટે જર્મની જવાબદાર અગર તો કારણભૂત નથી એમ સર્વત્ર મુક્તકંઠે સ્વીકાર કરાયો છે યુદ્ધના સમયમાં તો દુશ્મન રાજ્યો એક બીજાંને હડખાયાં કુતરાં ગણે છે અને તેનો પ્રતિકાર પણ હથિયારો વડે જ કરે છે, પણ હવે તો આપણે બહુ સારી રીતે જાણીએ છીએ કે મિત્રરાજ્યોના લાખો અને કરોડો શહેરીઓ બહુ જ ઝનુનપૂર્વક માનતા હતા કે જુઠાણા, કલ્પિત અફવાઓ અને પ્રપંચો પર સદૈવ વિશેષ વિશ્વાસ રાખતા પ્રુશીયન યુદ્ધદેવોની પોટસ્ડેમની ટોળકીએ અને તેના સરદાર કૈસરે જ એ યુધ્ધ જગવ્યું હતું. અત્યારે હવે અલૌકિક રીતે એકમત થઇને દરેક રાષ્ટ્રના ઇતિહાસકારો કહી રહ્યા છે કે એ જગતવ્યાપિ મહાયુધ્ધને કોઇ એક વ્યક્તિએ કે રાષ્ટ્રે જગવ્યું ન હતું પણ આર્થિક અને રાજકીય બળોની અથડા-

મણના ભયંકર ધડાકાથી સળગ્યું હતું અને એ આર્થિક અને રાજકિય બળોની ભયંકર અથડામણ માટે ખાસ કરીને મહારાજ્યોજ એકસરખી રીતે જોખમદાર હતાં. બૃહત્ જગતમાં સ્થાન પ્રાપ્ત કરવા માટે જર્મની જે મરણપછાડા મારી રહ્યું હતું, તે મરણપછાડા અને ઇંગ્લાંડ, ફ્રાંસ તથા રશિયાના મરણપછાડા વચ્ચે કોઇ જાતનોય ફેર ન હતો. જર્મનીના ફાંફાં કે પ્રચંડ પ્રયાસો ઇંગ્લાંડ, ફ્રાંસ અને રશિયાના ફાંફાં કે પ્રચંડ પ્રયાસો જેવા જ હતા. તેમાં કોઇ પણ જાતનું અનોખાપણું ન હતું કે પ્રમાણમાં પણ કાંઇ કમી જાસ્તીપણું ન હતું. કોઇ પણ સમયે જર્મની પાસે મોટું લશ્કર, વિશાળ નૌકાસૈન્ય કે ખાસ ઉપયોગ માટે જુદો રાખી મુકેલ ભારે લશ્કરી સરંજામ ન હતો. હડખાયાં કુતરાંની ઉપમા આપવાની રીત યુધ્ધ સમયના પ્રચારકાર્ય તરીકે બહુ જ દુષ્ટ રીતે અકસીર હતી પણ એ ઉપમાનો બચાવ કરવા માટે ઐતિહાસીક સત્યનો જરા જેટલો ય ટેકો ન હતો.

દુનિયાની ૧૯૩૪ ની સાલ પર દષ્ટિપાત કરી જોતાં સ્પષ્ટ જણાય છે કે સુલેહ શાંતિ, સહિસલામતી માટે લશ્કરી સરંજામ પર આધાર રાખવો એ નરી મૂર્ખતા છે, સાવ બિનઉપયોગી છે. કોઇ આક્રમણ કરે નહિ તે માટે હથિયાર સજવાથી યુધ્ધથી દૂર રહી શકાય છે, એવી ભૂલભરી માન્યતાની બેવકુફી જાણવા માટે સંગત સત્ય પર નિર્નિમેષ દષ્ટિપાત કરવાની ખાસ આવશ્યકતા છે. અમુક જ પ્રદેશમાં અને અમુક જ રાષ્ટ્ર માટે એ પધ્ધતિ કદાચ ઉપયોગી થઈ પડે પણ જો કોઇ દેશ આટલી હદ સુધી હથિયારોથી સુસજ્જ થાય તો બીજી પ્રજા તો એને એક જબરજસ્ત ભય જ સમજે તેમાં કાંઇ નવાઇ નથી. એક સાદા પ્રશ્નનો ઉત્તર કોઇપણ આક્રમણ કરવાની હિંમત ન કરી શકે એવી માન્યતાના પુરચેપુરચા ઉડાવી દે તેમ છે. ૧૯૧૪ ની સાલમાં યુરપની કઇ પ્રજાઓ વધારે હથિયારથી સજ્જ હતી? લશ્કરી સરંજામથી પુરેપુરી રીતે સુસજ્જિત રહેવાનો પ્રયાસ કરવાથી દૂર સરહદની પેલી પાર પણ હથિયારોના સુસજ્જાવટ શરૂ થાય એ નિર્વિવાદ છે અને એ પ્રમાણે હથિયારોથી સજ્જ થવાની હરિફાઈ યુધ્ધની શકયતાને વધારે ઉત્તેજીત કરે છે. સ્વીટઝરલૅન્ડ લશ્કરી સરંજામથી સુસજ્જિત હતું તેથી તે જગતવ્યાપિ યુધ્ધથી દૂર રહ્યું હતું એમ વારંવાર જાહેર કરવામાં આવ્યું હતું. આ સંબંધે ફકત એટલો જ પ્રશ્ન કરી શકાય કે સ્વીટઝરલેન્ડની તટસ્થતા તેના લશ્કરી સરંજામને આભારી હતી કે ત્યાંની સત્તાવાર જાહેર થયેલી ત્રણ ભાષાઓ—ફ્રેંચ, જર્મન અને ઈટાલીયન—ને હતી? હોલાંડે તટસ્થતા જાળવી રાખી હતી તેનું કારણ શું તેની પાસે મોટું લશ્કર અને જબરજસ્ત નૌકા સૈન્ય હતું?

અજ્ઞાત સૈનિકોના સમાધિસ્થળ પાસે

છેલ્લા સુલેહ દિને યુધ્ધમંત્રી ડર્ને એક સત્ય બહુ જ તડ ને ફડ રીતે કહી નાખ્યું હતું કે "છેલ્લાં મહાયુધ્ધમાં કોણે વિજય પ્રાપ્ત કર્યો એ હજુ વિવાદગ્રસ્ત વિષય છે. નગ્નસત્ય તો એ છે કે કોઈએ વિજય મેળવ્યો નથી. દરેક માણસે એ યુધ્ધમાં ગુમાવ્યું છે, કોઇને પણ લાભ થયો નથી. આ સત્યને પુષ્ટિ આપતું પ્રમાણ જેટલું જોઇએ તેટલું

મજબુત છે. વર્તમાન સમયના યુધ્ધની સંહારકતા એટલી બધી તો વિશાળ છે તેમજ લોક સમુદાયનાં આંતર પરતંત્રતા એટલી બધી તો ભયંકર છે કે મોટા પ્રમાણમાં લાંબો સમય ચાલુ રાખેલી દુશ્મનાવટ વ્યવસ્થિત સમાજના અસ્તિત્વને પણ ભયમાં મુકી દે છે. લાભની ભાવના અને સલામતીની આકાંક્ષા યુધ્ધથી આકાશકુસુમ જેવી બની જાય છે. યુધ્ધ કરવામાં સહન કરવી પડતી આર્થિક નુકશાની આર્થિક લાભ કરતાં અતિશય વિશેષ છે એમ દરેક ડાહ્યો માણસ સમજે છે અને લશ્કરી સરંજામથી–હથીયારોથી–સુસજ્જિત રહેવાથી શાશ્વત સુલેહ શાંતિ–સ્થાપવાની ધારણા મૃગજળ–ઝાંઝવાના પાણી–જેવી છે એમાં કોઇથી ના પાડી શકાય તેમ નથી.

**આ** પ્રમાણે આપણી સંસ્કૃતિનો દિનપ્રતિદિન લોપ થતો જાય છે અને જો આવી પરિસ્થિતિ થોડો લાંબો સમય એમ ને એમ ચાલુ રહેશે તો આપણે તેનાથી સર્વથા વંચિત થઇ જઇશુ એમ ભય રહે છે. લુપ્તપ્રાય થઇ રહેલી સંસ્કૃતિને નાશની છેવટની સ્થિતિમાંથી બચાવી લેવા માટે ત્યારે આપણે શું કરવું જોઇએ? આ બાબત પર ગંભીર વિચારણા ચલાવવાની આપણી દરેકની ખાસ ફરજ છે અને તેના માટે એક સર્વમાન્ય કાર્યક્રમ યોજી કાઢવાની ખરેખર અતિશય આવશ્યકતા છે.

**આ** દિશામાં કોઇ પણ પ્રકારના પ્રયાસ કરવાનો પ્રારંભ કરવા પહેલાં પ્રથમ તો આપણે ઉત્પાદન અને વહેંચણીનાં મૂખ્ય સાધનોને ખાનગી મિલ્કત ગણવાની જે પ્રથા પ્રચલિત છે તેને નાબુદ કરી દેવી જોઇએ. સંપત્તિનાં પ્રાથમિક સાધનોની માલિકીપણામાં કુદરતી રીતે રહેલી સત્તા આમદની, વધુ પડતી બચત, થોડું ખર્ચ, વધુ ઉત્પાદન અને થોડી વપરાશની અતિશય અસમાનતા તેમ જ પરદેશનાં બજારો હસ્તગત કરવા માટે, નાણાં રોકવાની જગ્યાઓ શોધવા માટેની મારામારી તથા જકાત માટેની તકરારો, હથિયારો સજ્જવાની હોડ, શંકા, ધિક્કાર, ભય અને યુધ્ધ વિગેરે ઉભાં કરે છે. ઉદ્યોગપતિઓની વિપુલ ધન સંપત્તિથી શરૂ થયેલું પ્રચારકાર્ય ભૂતકાર્યનું ભજન કરતા અને તેમાં પરિવર્તન થવાનો ભય સેવતા રાષ્ટ્રવાદને શાશ્વત તેમ જ પ્રચંડ બનાવે છે. મહાન સ્વદેશભક્તો આંતરરાષ્ટ્રીયવાદીઓ વિરૂદ્ધ ભયની રણભેરી ફુંકે છે એ કાંઈ ખાસ દૈવી ઘટના નથી કારણ કે આંતરરાષ્ટ્રવાદીઓ રાષ્ટ્રની આબરૂને ધક્કો પહોંચાડશે તેમ જ રાષ્ટ્રની સર્વોપરિ સત્તાનો ગુપ્ત રીતે નાશ કરશે એવો તેમને હંમેશાં ભય રહે છે, અને તેથી જ તેઓ વિપુલ સંપત્તિની સહિસલામતી અને બંધારણના મહાન ભયસમાન સામ્યવાદીઓ (Reds) સામે જબરી અગારોળ કરી મુકે છે–જબરી ચિચિયારીઓ પાડી ઉઠે છે. રાષ્ટ્રવાદનું મૂળ કારણ મૂડીવાદ છે એમ કહેવું વાસ્તવિક નથી. સૈનિકવાદ અને દાદાગીરીના અગ્નિને અહોનિશ ધીખતો રાખવા માટે મિલ્કતપણાએ ઉશ્કેરણી કરી છે તે સત્ય પર દુર્લક્ષ સેવવું એ નરી અંધતા જ છે.

**પ્ર**ચલિત મિલ્કતના પ્રથામાં ફેરફાર કરવા માટે લાંબા વખતની જરૂર છે અને જો આપણે મૂડીવાદને મીટાવી દેવાની જરૂરીઆત પર વજન મુકીએ તો સમા-

એક સર્વોપરી રાજ્ય થઇને રાષ્ટ્રીય હક્કો અને હિતોમાં ડખલગીરી કરશે તેમજ તોફાની સત્તા સાથે કામ પાડવામાં નિર્બળતા દાખવશે તેવો ભય પણ રાખવામાં આવે છે. તોફાની સત્તા સાથે કામ પાડવામાં પ્રજાસંઘ નિર્બળતા દાખવશે એવા ભયને નિવારવા માટે આંતરરાષ્ટ્રિય પોલીસ ફોજ કે લશ્કર ઉભાં કરીને પ્રજાસંઘના કાબુ નીચે મુકવાની દરખાસ્ત પણ વારંવાર કરવામાં આવે છે. એ ભયને અસરકારક રીતે નિવારવા માટે આવું લશ્કર તોફાની રાષ્ટ્રના લશ્કર કરતાં વધારે મોટું અને બળવાન હોવું જોઇએ. પણ જો પ્રજાસંઘને આવું મોટું લશ્કર સુપ્રત કરવામાં આવે તો રાષ્ટ્રની સત્તા જોખમાઈ જવાનો ભય ઉભો થશે અને રાષ્ટ્રો એ મંજુર રાખશે એવો સંભવ નથી. જો રાષ્ટ્રો લશ્કરી હવાઇ બળો નાબુદ કરવાને તેમજ હવાઇ વ્યવહારને આંતરરાષ્ટ્રીય ઉપયોગ માટે વાપરવાને રાજી થાય તો પ્રજાસંઘ આંતરરાષ્ટ્રીય હવાઇ પોલીસનો ઉપયોગ ખરેખર બહુજ અસરકારક રીતે કરી શકે. પણ જો રાષ્ટ્રો પ્રજાસંઘને આટલું બધું મજબૂત બનાવવાને ખુશી થાય તો કોઇ પણ જાતના લશ્કરી બળની જરાકે જરૂરીઆત જ રહેશે નહિ. જ્યાંસુધી રાષ્ટ્રીય સત્તા અને લશ્કરી સજાવટ રહે ત્યાં સુધી પ્રજાસંઘ કાયદા કાનુનો અમલમાં લાવવાના ઉપાય તરીકે લશ્કરનો ઉપયોગ કરી શકે નહિ અને જ્યારે રાષ્ટ્રીય યુદ્ધસામગ્રીમાં મોટા ઘટાડો કરવામાં આવશે અને રાષ્ટ્રીય સત્તા કમી કરી નાખવામાં આવશે ત્યારે પ્રજાસંઘને લશ્કરના બળથી કાયદા કાનુનો અમલમાં મુકવા પણ નહિ પડે. જ્યાં પ્રજાસંઘના હથિયારબંધ પોલીસોની જરૂર પડશે ત્યાં તેમનો ઉપયોગ કરવામાં આવશે નહિ તેમજ જ્યાં તેમનો ઉપયોગ કરવામાં આવશે ત્યાં તેમની જરૂર પણ રહેશે નહિ. જ્યાં હથિયારબંધ પોલીસોની જરૂર પડશે ત્યાં તેમનો ઉપયોગ કરવામાં આવશે નહિ એવો વખત આવશે ત્યારે પ્રજાસંઘ અનિવાર્ય નૈતિક દબાણ, રાજકીય વ્યવહારની અટકાયત અને આર્થિક નિષેધનો ઉપયોગ કરશે. અને તેથી જ આંતરરાષ્ટ્રીય પોલીસની રચના એ કાંઇ આવશ્યક પ્રશ્ન નથી પણ પ્રજાસંઘને વ્યાપક ન્યાયની સત્તા આપી શકાય તેવી રીતે રાષ્ટ્રીય નીતિઓમાં ફેરફાર કરવા માટે એ આવશ્યક છે. આ હેતુની સિદ્ધિ પ્રજાસંઘનો દરેક સભ્ય મિલકતની પ્રથામાં પ્રખર પરિવર્તન કરે તો જ થઇ શકે તેમ છે.

## ભવિષ્યમાં યુદ્ધ થતું કેમ અટકાવી શકાય

તે પ્રશ્ન ખરેખર વિચારવા જેવો છે. જુદા જુદા રાષ્ટ્રોના દરેક શહેરીએ ભવિષ્યના કોઈ પણ યુધ્ધ માટે સંમતિ ન આપવાનો તેમજ તેમાં ભાગ ન લેવાનો દૃઢ નિશ્ચય કરી લેવો જોઇએ. એ પ્રમાણે નિશ્ચય કર્યા પછી તેમણે યુદ્ધને અટકાવવા સંગઠીત–વ્યવસ્થિત થવું જોઇએ. જો યુધ્ધવિરોધીઓની મજબૂત લઘુમતિને મજુરસંઘો, દેવળો, શિક્ષણસંસ્થાઓ, સ્ત્રીઓના મંડળો અને એવાં બીજાં સ્થળોએ વ્યવસ્થિત કરવામાં આવે તો કટોકટીના સમયે તેમની લાગવગ યુધ્ધ વિરૂધ્ધ પ્રચંડ લાગણી ફેલાવે તેમ છે. જે સ્ત્રી અને પુરૂષોએ ભવિષ્યના યુધ્ધને સંમતિ ન આપવાનો તેમ જ તેમા ભાગ ન લેવાનો દૃઢ નિશ્ચય કર્યો હોય તેમણે બીજા શાંતિ ચાહનારાઓ સાથે એકતા સાધી લેવી, અને જો શાંતિ ચાહનારાએ કટોકટીના સમયે શાંતિ માટે મોટા પ્રમાણમાં દબાણ ચલાવવા ઇચ્છતા હોય તો તેમણે ત્વરીત યુધ્ધવિરોધી ચળવળમાં સંગઠીત થવાની જરૂર છે.

# હિન્દી સ્ત્રીઓના કાયદેસર હક્કો

લેખકઃ
રમણિક વિ. મહેતા.
બી. એસસી. એલ., એલ. બી.

## લેખાંક ૧૩ મો.

### પ્રકરણ ૧૬ મું.

મીલ્કત સંબંધી હકકોનો બીજો અને છેલ્લો પરંતુ સૌથી વધારે મહત્વનો હક્ક તે પિતા અને પતિની મીલ્કત ઉપરનો હીંદી સ્ત્રીઓનો વારસાહક્ક છે. સ્ત્રીઓના સામાજીક દરજ્જાનું માપ આવા અતિ અગત્યના હકકોથી ખાસ કરીને મપાય છે અને તેથી કરીને પણ વારસાહક્કની મહત્તા જણાય છે. આર્થિક દ્રષ્ટિએ પરતંત્ર જીવન ગુજારતો સ્ત્રી-સમાજ જુદા જુદા કોમી કાયદાઓ હેઠળ કેટલે દરજ્જે આ મહત્વનો હક્ક ભોગવે છે તેની સમાલોચના જુદી જુદી ધારા-પદ્ધતિઓ (Legal systems) કયાં કયાં અને કેટલે દરજ્જે સુધારો માગે છે તેનું પણ દિશાસુચન આપણને કરે છે. અને જ્યારે સમસ્ત વિશ્વમાં આજે નારીયુગનાં પ્રબળ આંદોલનો અબળાઓની યુગયુગની આધીનતા મિટાડવા ઘુમી રહ્યાં છે ત્યારે હિંદ પણ એ આંદોલનોને અપનાવશે અને પુરૂષોની બરાબરીમાં સ્ત્રીઓની સમાનતા સર કરવા પાછળ પડી નહિ જાય એવી આશા આપણે સેવીએ તો વધારે પડતી નહિ ગણાય. વડોદરાના શ્રીમંત સયાજીરાવ ગાયકવાડે હીંદુ કાયદામાં સુધારો કરવા માટે એક કમિટિની નીમણુંક કરી હતી તે કમિટિના એક સંભાવીત સભ્ય શ્રી. વી. વી. જોશીના શબ્દોમાં કહીએ તો "એક પુરૂષ અગર સ્ત્રીના વિશેષગુણની ઉત્ક્રાંતિના ક્ષેત્રનું માપ તે પુરૂષ અગર સ્ત્રી જેટલા કાયદેસર હકકો ભોગવે છે તે ઉપરથી કાઢી શકાય છે અને તેને અગર તેણીને ગમે તેટલું ઉંચું જ્ઞાન આપવામાં આવે પરંતુ જ્યાં સુધી વ્યકિતસ્વાતંત્ર્ય અને આર્થિકસ્વાતંત્ર્ય ન મળતું હોય ત્યાં સુધી તે જ્ઞાન ભાગ્યેજ તેનો અગર તેણીનો ઉત્કર્ષ સાધી શકે છે."

હિંદુ સ્ત્રીઓનો સવાલ આપણે પ્રથમ હાથ ધરીયે. આ કમનસીબ નારીઓની સ્થીતિ ઘણી જ ભયંકર અને ખરાબ છે સ્ત્રીઓનું સ્થાન મોટે ભાગે ઘરમાં જ. સમાયલું મનાતું હોવાથી તેમજ એ ઘરમાં પણ તેની દશા પરાધીન અને પરતંત્ર હોવાથી તેણી તેણીનું વ્યકિતસ્વાતંત્ર્ય અને વિકાસ કેળવી શકતી નથી. તે ઉપરાંત તેણીનું આર્થિક જીવન પણ પુરૂષો ઉપરજ અવલંબેલું હોવાથી તેણી એક ગુલામ અગર નોકરડી જેવુંજ જીવન વ્યતીત કરે છે. હિંદુ નારીઓના સંબંધમાં હિંદુ કાયદાના વારસાહક્કના નિયમો પણ ઘણા જ અન્યાયી અને અસંતોષ ઉપજાવે તેવા છે, કારણ. કે બીજી કોમની તેમની બ્હેનો જે હક્ક ભોગવે છે તેની સરખામણીમાં

આ કાયદાના નિયમો તેમનો હક્ક સ્વીકારતા નથી. જેમ બીજી કોમની તેમની બ્હેનો પતિ અગર પિતાના મરણ બાદ તરતજ મરનારની મીલ્કતના અમુક ભાગે વારસદાર બને છે તેવી રીતે હિંદુ અબળાઓ બની શકતી નથી. હિંદુ કાયદાનો આથમીક નિયમ એવો છે કે પુરૂષ વારસોની હયાતીમાં સ્ત્રી વારસોની પસંદગી થઇ શકતી નથી. આ નિયમના આધારે જ્યાંસુધી મરનારના પુત્ર, પૌત્ર અગર પ્રપૌત્ર એ ત્રણેમાંથી એક પણ હયાત હોય ત્યાંસુધી મરનારની દીકરી અગર તેની વિધવા સ્ત્રી પણ વારસદાર બની શકતી નથી. આ પુત્ર, પૌત્ર અને પ્રપૌત્રમાંથી કોઇપણ એક ન હોય ત્યારે પ્રથમ તેની વિધવા સ્ત્રી અને તેણીના પછી તેની દીકરી વારસદાર બને છે. આ પ્રમાણેનો વારસાહક્ક તેણીને તેણીના ભરણપોષણના હક્કને બદલે જ આપવામાં આવેલો છે અને તેથી તેણી મરનારની મીલ્કતની મર્યાદીત વારસદાર બને છે.

ઘણા જુના સમયમાં વારસાનો આવો મર્યાદીત હક્ક પણ સ્ત્રીઓને આપવામાં આવેલો નહીં હતો એમ જણાય છે. તે સમયે તેણીનો હક્ક ફક્ત મરનારની મીલ્કત ઉપર ભરણપોષણ જેટલો જ રહેતો હતો. પરંતુ કેટલીક વખત ઘણા દૂરના વારસદારોના હાથમાં મરનારની મીલ્કત જતાં મરનારની વિધવાને તેમજ તેની દીકરીઓને ભરણપોષણ માટે ઘણી અડચણ અને મુશ્કેલી વેઠવી પડતી હતી. કારણ કે આ સ્ત્રીઓને વારસાહક્ક નહીં મળવાથી, તેમને તેમના ભરણપોષણ માટે નજીકના અગર દૂરના વારસદારો પાસે ગયેલી મરનારની મીલ્કત ઉપરજ આધાર રાખવો પડતો હતો. આવા પ્રસંગો બનવા પામે નહીં તે કારણે આ સ્ત્રીઓને વારસાનો મર્યાદીત હક્ક આપવામાં આવેલો હતો. તે વખતના ધારાશાસ્ત્રીઓને મરનારની મીલ્કત આ અબળાઓના ભરણપોષણ માટે મરનારના કુટુંબમાં જ રહે અને દૂરના વારસદારોના હાથમાં આ અબળાઓ હયાત હોય ત્યાં સુધી ન જાય એમ ઠીક લાગતાં તે પ્રમાણેનો કાયદામાં સુધારો કરવામાં આવેલો. હિંદુ મહીલાઓનો ભરણપોષણનો હક્ક આમ વધીને વારસાના મર્યાદીત હક્ક સુધી આવી પહોંચ્યો છે. વળી આ મીલ્કત કોઇ પણ સંજોગોમાં મરનારના કુટુંબના વંશમાં નહિં એવા બીજા કુટુંબમાં જાય તે પણ ઇચ્છવાજોગ નથી એમ માની વિધવા તથા પુત્રીનો વારસાહક્ક મર્યાદીત બનાવ્યો—એટલે કે તેમના મરણ બાદ તેમને વારસામાં મળેલી મીલ્કતના વારસદાર તેમના વારસો ન થાય પરંતુ મુળ મરનાર—પતિ અગર પિતાના વારસ વારસદાર બને છે. આ મહીલાઓ તેથી કરીને મરનારની સ્થાવર મીલ્કત ફક્ત કાયદેસરની જરૂરીયાત સીવાય તબદીલ કરી શકે નહીં. તેમનો હક્ક ફક્ત એ મિલ્કતની આવકમાંથી તેમનું ગુજરાન ચલાવવામાં છે. આમ તેઓ બીજા પુરૂષ વારસદારોની માફક મરનારની મીલ્કત ઉપર સ્વતંત્ર નહીં એવા મર્યાદીત હક્કનો ઉપભોગ કરે છે.

હિંદુ મહીલાઓના વારસાહક્ક સંબંધી આ પ્રમાણેના કાયદામાં નિયમો છે અને એ નિયમો પણ હિંદના દરેક ભાગમાં એક સરખા છે સિવાય કે મુંબઇ ઇલાકામાં દિકરીઓને વધુ વિસ્તૃત હક્ક આપવામાં આવેલો છે. તેઓ વિધવાઓની માફક મર્યાદીત નહીં પણ સંપૂર્ણ (Absolute) હક્ક ભોગવે છે. વિધવાઓની સ્થિતિ તો દરેક ઠેકાણે એક જ સરખી છે. ફક્ત મુંબઇ ઇલાકામાંજ અને તે પણ દિકરીઓને જ આ પ્રમાણે જ્યારે તેઓ વારસ-

દાર બને છે ત્યારે મર્યાદીત નહીં પણ સ્વતંત્ર હક્ક આપવામાં આવેલો છે. એ સિવાયના બીજા બધા જ પ્રાંતોમાં દિકરીઓનો હક્ક વિધવાઓની માફક મર્યાદીત જ છે. હિંદુ ધર્મશાસ્ત્રની બીજી શાળાઓ કરતાં મુંબઇની શાળા દિકરીઓની લાયકાત માટે વધુ ઉદાર મત ધરાવે છે. મુંબઇની શાળા વિરૂદ્ધ બીજી શાળાઓ હેઠળ દિકરીઓના વારસાહક્કનું વિવેચન વિસ્તૃતપણે આપણે હવે પછી કરીશું.

આપણે ઉપર જોયું તેમ એક હિંદુ દુહીતા, તેના પિતાની જુદી અને સ્વતંત્ર મિલ્કત ઉપર એક હિંદુ વિધવાની માફક અનિશ્ચીત અને મર્યાદીત હક્ક ધરાવે છે. પ્રથમ તેણી તેણીના મરનાર પિતાના અવસાન પછી ચોક્કસ વારસદાર બને એવો હિંદુ કાયદાનો નિયમ નથી. તેણીનો હક્ક તો ત્યારે જ અસ્તિત્વમાં આવે છે કે જ્યારે મરનારના વારસદારોની શ્રેણી પૈકીના પ્રથમ ચાર જાતના વારસદારો પૈકી એક પણ હયાત ન હોય. આ ચાર જાતના વારસદારો તે પુત્ર, પૌત્ર, પ્રપૌત્ર અને વિધવા. જ્યાં સુધી આ વારસદારો પૈકી એક પણ હયાત હોય ત્યાં સુધી તેણી વારસદાર બની શકતી નથી સિવાય કે હયાત વારસદાર કાયદેસર રીતે વારસદાર થવાને નાલાયક હોય. આમ જ્યારે આપણે હિંદુ કાયદામાં પુરૂષના વારસદારોની અનુક્રમણીકા જોઇએ છીએ ત્યારે તેણીનું નામ પાંચમા નંબરે દેખાય છે. પહેલા ચાર વારસદારોને તેણીના કરતાં પ્રથમ પસંદગી કાયદાએ આપેલી છે. હિંદુ કાયદાની દરેક શાળામાં તેણીના મરનાર પિતાના વારસદાર તરીકે એક સરખી રીતે પાંચમો નંબર તેણીનો રાખવામાં આવેલો છે.

હવે જ્યારે તેણીના મરનાર પિતા મરણ સમયે સંયુક્ત હિંદુ કુટુંબના અંગભુત તરીકે ચાલુ રહેલા હોય ત્યારે તેણી કોઇ પણ સંજોગોમાં મરનારની સંયુક્ત કુટુંબની મીલ્કતના ભાગની વારસદાર બનતી નથી. આ પ્રમાણેનો નિયમ બંગાળા સિવાય હિંદના બીજા ભાગોમાં જ્યાં મિતાક્ષરાનો પ્રભાવ છે ત્યાં પ્રવર્તે છે. સંયુક્ત કુટુંબના એક અંગભૂતના અવસાનથી, બીજા અંગભૂતો મરનારના વારસદાર બની જાય છે એટલે કે મરનારની સંયુક્ત મીલ્કત પૈકીનો ભાગ તેના મરણથી જુદો નહીં પડતાં સંયુક્ત કુટુંબની મીલ્કત તરીકે જ ચાલુ રહે છે એ પ્રમાણેનો નિયમ મિતાક્ષરા શાળા સ્વીકારતી હોવાથી હિંદુ દુહીતા સંયુક્ત કુટુંબની મીલ્કતમાં કોઇપણ સંજોગોમાં વારસદાર બનતી નથી. આ નિયમને અંગ્રેજીમાં "The Rule of Survivorship" ના નામે ઓળખાય છે. હિંદુ સંયુક્ત કુટુંબનો એવો નિયમ છે કે સંયુક્ત કુટુંબની મીલ્કતમાં ફક્ત અમુક પુરૂષ અંગભુતો જ તેમના કુટુંબમાં થયેલા જન્મના કારણે હીત ધરાવે છે. આ પુરૂષ અંગભુતો (Members) મઝીયારા કુટુંબના ભાગદારો (Co-Parceners) કહેવાય છે. ઉપર કહ્યું તેમ આવા એક ભાગદારના મરણથી તેનો ભાગ બીજા ભાગદારોને ભાગે જાય છે. "દાયભાગ શાળા"—જે બંગાળમાં પ્રવર્તે છે તે–આવો –Survivorship–નો નિયમ સ્વીકારતી નથી. આથી આ શાળાથી શાસિત થતી એક હિંદુ દુહીતા તેણીના નંબર પહેલાના વારસદારોની ગેરહાજરીમાં તેણીનો મરનાર પિતા સંયુક્ત કે વિભક્ત હોય છતાં વારસદાર બને છે. આમ મિતાક્ષરા પ્રમાણે જ્યારે તેણી તેણીના મરનાર પિતાની સંયુક્ત કુટુંબની મીલ્કત પૈકીના ભાગની વારસદર કોઇપણ સંજોગોમાં બની શકતી નથી ત્યારે દાયભાગ પ્રમાણે તેણી તે પ્રમાણે પહેલા ચાર નંબરોના વારસદારોની ગેરહાજરીમાં બની શકે છે.

અપૂર્ણ

# કી......તિ

"સરૂ.

સાસરે જઇને કશું એવું ન કરતી જેથી તારા કાકાની કીર્તિને કલંક લાગે, એમને નીચું જોવું પડે.

ડુસકાં ભરતી સરલાને છાતીએ લગાડી વૃધ્ધ રામદાસે કહ્યું. સરલા એ શબ્દો સાંભળી વધુ રડવા લાગી. રામદાસની આંખમાં પણ આંસુ ભરાઇ આવ્યાં, એ પોતાનાં અને સરલાનાં અશ્રુ લુંછતો બોલ્યા, "બેટા! સાસુ બે વેણ કહે, તે સાંભળી સાંખી લેવું, ઘરનું કામ જીવ પરોવીને કરવું. બંને કુળોની લાજ રાખવી. જોજે, કશું એવું નહીં થાય જેથી તારા કાકાની કીર્તિને ઝાંખપ લાગે.

અતિ કઠિનતા સાથે ડુસકાં ખાતાં સરલાએ માત્ર એટલુંજ કહ્યું, "વારૂ."

રડતી સરલાને લોકોએ પકડીને ગાડીમાં બેસાડી દીધી. નિષ્ઠુર ગાડીવાળાએ એનાં કલ્પાંતની ચિંતા નહીં કરતાં બળદોને ફટકારી ગાડી હાંકવા માંડી.

કામ કરવાનું છે. એ કામ કરતા માટે ગભરાતી નથી, કરી લેશે. પણ એ મોટા પ્રમાણમાં દળણું કેમ દળશે? ચક્કી એક સરખી કેવી રીતે ફેરવ્યા કરશે? એનામાં એટલી શક્તિ નહોતી, અને ટેવાએલા મજૂરો પણ ન કરી શકે એટલું દળવાનું કામ એ કેમ કરી શકશે એની એને ચિંતા હતી. એ કામ નહીં થતાં સાસુના ઝુલ્માટનો કોરડો ફરવા લાગશે. કાકા એના પ્રત્યે જે વહાલ અને મમતા દાખવે છે એટલો વહાલ અને પ્રેમ સાસુને એના પ્રત્યે કેમ હોઇ શકે? બધી સાસુઓ ઝુલ્માટ કરનારી હોય છે, એવું એણે નાનપણથી જાણ્યું અને શિખ્યું હતું. એટલું જ નહીં પણ સાસુ એના વાંકે એના કાકાને પણ મેણાંટોણાં મારશે, ગાળો દેશે એ બધું એને સાંભળી વિવશપણે સાંખી લેવું પડશે. અને જો સામો જવાબ આપ્યો તો પછી થઇ રહ્યું પછી તો સાસુ એની સાત પેઢીઓની ખબર લઇ નાખશે, અને સરલાની પીઠ પર ઝાડુ અજમાવશે. એ પછી આખા ગામમાં ડંકા પીટાવશે કે વહુ વઢકણી છે. ગામનાં માણસો હસશે અને સરલાની માના કુળને દોષ દેશે. એના કાકાની કીર્તિને આઘાત થશે. એટલા કારણ સર જ

## સરલાના માથે કુળની પ્રતિષ્ઠા જાળવવાનો ભાર શા માટે?

લેખિકા

**શ્રીમતી કમળાદેવી ચૌધરી**

વિવશ પરાધીન સરલા કાકાની છાતીએ વળગી રડવાને બદલે ગાડીને વળગી જીવભરીને રડી. એ સાસરે જઇ રહી છે. જ્યાં તેને દળવાનું, કુટવા ખાંડવાનું, વાસીદું વાળવાનું અને રસોડામાં સવારથી સાંજ સુધી

કાકાએ સરલાને જતી વેળા ચેતવણી આપી દીધી હતી.

કાકાએ સરલાને આ અગ્નિપરિક્ષા માટે શામાટે તૈયાર કરી હશે? સરલાનાં માતા-પિતા એને ત્રણ વર્ષની મુકીને પરલોક સિધાવી ચુક્યાં હતાં. કાકાએ જ એનું વ્હાલ અને પ્રેમ સાથે પોષણ કર્યું છે. અને હવે એ સરલાને પોતાની પાસે નહીં રાખતાં સાસરે શામાટે મોકલી રહ્યા છે, તે સરલાનું નાનકડું હૃદય સમજી વિચારી શકતું નથી. તે છતાંયે સરલાએ તો નિશ્ચય કરી લીધો છે કે વ્હાલા કાકાની કીર્તિ માટે તેમના માન મોભા માટે એ ગમે તે સહન કરશે.

સાસરે આવીને સરલાએ પોતાનું એક માત્ર ધ્યેય બનાવી લીધું છે કે કાકાની કીર્તિ ન જાય. પ્રાતઃકાળથી સંધ્યા સુધી એ યંત્રની જેમ કામ કરવા માંડે છે અને સાસુના સંકેત ઉપર જીવ પછાડે છે. ગામની બધી સ્ત્રીઓ આ બધું જોઇને આશ્ચર્ય ચકિત થઇ જાય છે કે સરલા જેવી નાની બાલિકા આટલું બધું કામ કેવી રીતે કરી શકે છે.

કામના-મજુરીના બળે સરલાએ સાસુ સસરાના હૃદય ઉપર વિજય મેળવી લીધો છે. તે પોતાના સામર્થ્યની બહાર કામ કરે છે. એની સાસુ એને દંડાનો માર દેતી નથી, અને એના કાકાને નામે ગાળો પણ આપતી નથી, પરંતુ સરલાનો આદર કરે છે. એના પ્રત્યે પ્રેમ દાખવે છે. ગામના દરેક ઘરમાં સરલાની સુકીર્તિ છે. બધા તેની પ્રશંસા કરે છે.

સરલાના હૃદયનો વેગ એટલો બધો પ્રબળ છે કે એની સામે બધાં સંકટો અને કષ્ટો તુચ્છ બને છે. એ જ રીતે એના દિવસો વીતી રહ્યા છે. એનો કાકો પણ એની પ્રશંસા સાંભળીને સંતોષ માને છે. એને શું ખબર પડે કે કાકાની કીર્તિ સાચવવા માટે એને શું શું સહન કરવું પડે છે. દળણું દળતાં એના હાથ પગ કંપી જાય છે, દળીને ઉઠતાં એના માથામાં ચક્કર આવે છે. છતાંયે દળે છે, દરરોજ દળે છે. એ ઘરનું બધું કામ કરે છે. સાસુને નિરાંતે બેસી રહેવા ઉપરાંત એકે કામ કરવું પડતું નથી. સરલા રાત્રે ઉંઘવા જાય છે ત્યારે એને ખબર પડે છે કે એના હાડકે હાડકામાં દુઃખની તીવ્ર વેદના થાય છે. કમર તુટે છે, પણ કોઇને કહેતી નથી. એ માંદી હોય છે છતાંયે કામ કરવાનું ચાલુ રાખે છે. કોઇ જાણી યે શકતું નથી કે એને શું થાય છે?

જગતમાં સરલા માટે કાકા સિવાય બીજું કોણ છે? એણે પિતાનું મોઢું જોયું નથી. માતા પણ ત્રણ વર્ષની હતી ત્યારે પરલોક સિધાવી ગઇ. અનેક કષ્ટો સહન કરીને કાકાએ એનું પાલણપોષણ કર્યું. સરલાને માની યાદ આવતી ત્યારે કાકા એને ચંદ્ર દેખાડીને ભૂલાવીનાખતો. એ પોતે ભલે ભૂખ્યો રહેતો પરંતુ સરલાના દુધમાં કદી ઉણપ આવવા ન દેતો.

સરલા શું એ બધું ભૂલી શકે છે? ગામના માણસો કહેતા રામદાસ લગ્ન કેમ કરી લેતો નથી? એણે તો એ છોડી પાછળ જીવ આપવા માંડયો છે. જો ઘરમાં પત્નિ આવશે તો આ છોકરીની તો એને સંભાળ રાખવી નહીં પડે!

કાકો સ્મિત કરીને કહેતો, એ જો મારી સરલાને દુઃખ દેશે તો? હું સરલાને દુઃખ દેનારી નહીં લાવું.

એ વાતનું મૂલ્ય આજે સરલાનું હૃદય આંકી રહ્યું છે. એ વિચારે છે, કાકાના ત્યાગની સામે મારૂં દુઃખ કંઇ વિસાતમાં નથી.

સરલા હવે ઘરના કામમાં પૂરેપૂરી નિપૂણ થઇ ગઇ છે. સાસુએ પણ એને નિપૂણ ગૃહિણી હોવાનું સરટીફીકેટ આપી દીધું છે.

આજે ઘરમાં એની ગુણવતી વહુ આવી છે; તો પછી સાસુ શા માટે ઘર બહાર ન નિકળે? એ ગંગાસ્નાને હવે જવા લાગી છે. હસતી રૂકમણિએ (સાસુ) પતિને કહ્યું "હવે પુત્ર અને પુત્રવધુ બંને સમર્થ થઇ ગયાં છે. હવે સોમવારી અમાસે ગંગા નાહી આવીશું. વહુ બધું કામ સંભાળી લેશે."

યશવંતે કહ્યું, "જરૂર, આપણે ગામની ટોળી સાથે જઇશું."

* * *

યશવંત અને તેના નાનાભાઇ હનુમંતમાં પિતાની સંપત્તિની વહેંચણી સંબંધમાં કંઈ ઝઘડો થયો હતો. જો કે એ વાતને વર્ષો થઇ ગયાં. પરંતુ આજ દિવસ સુધી એ ઝઘડાનો નિકાલ આવ્યો નથી. જાહેર રીતે એ બંને ભાઇઓ પરસ્પર હવે મળે છે, એક બીજાના સુખદુઃખમાં ભાગ પણ લે છે; પણ તેમના હૃદય સાફ નથી. એના ઝઘડાએ એમના પુત્રો વચ્ચે ભારે વૈમનસ્યનું સ્વરૂપ લીધું છે.

સરલાનો પતિ જયપ્રકાશ અને હનુમંતનો પુત્ર ભગવાન એક બીજાના જીવના શત્રુઓ છે. હરહંમેશ ઝઘડા અને એક બીજાને નુકશાન કરવાનો પ્રસંગ શોધ્યા કરે છે. એ જ કારણે તેમની દુશ્મનાવટ દિનપ્રતિદિન વધતી જાય છે.

આજે સુઅવસર છે. અમાસની રાત્રી છે; અને જયપ્રકાશ ઘરમાં એકલો છે. અત્યારે ભગવાન પોતાનું બધું વેર વાળી લેશે, જગતમાંથી તે પોતાનો એક મહા શત્રુ ઓછો કરી નાખશે. એને કાકા પ્રત્યે એટલી ઇર્ષા નથી, જેટલી ભાઇ પ્રત્યે છે. ભાઇનાં કારણે તો એને એક પળ શાંતિ મળતી નથી. હૃદયમાં પ્રચંડ દ્વેષાગ્નિ બળ્યા કરે છે. આજે એ પોતાના હૃદયના પ્રજ્વલિત અગ્નિને શાંત કરી નાખશે. એને પરિણામની ચિંતા નથી, અને નૈતિક સારા અને નરસાની એના હૃદયમાં પ્રતિસ્પર્ધા છે જે પોકારી પોકારીને કહે છે! વેર! બદલો!!

* * *

એક કરૂણ ચિત્કાર સાંભળીને સરલાની આંખ ઉઘડી. એણે જોયું, એક માણસ હાથમાં ખંજર લઈ નાસી જાય છે, અને તેના પતિના બીછાના પર કાળાશ ફેલાઇ છે. ગભરાઇને સરલા પતિના શરીરને વળગી પડી, આ શું? લોહીના ફુવારા ઉડતા હતા. સરલા કશું સમજી ન શકી. એ એક ભયાનક ચિત્કાર કરીને બેશુધ્ધ થઇ પડી.

હનુમંત સરલાના બાજુના જ મકાનમાં રહેતો હતો. ચિત્કાર સાંભળીને એની આંખ ઉઘડી. ઉઠીને જોયું; લોહીથી ખરડાએલું ખંજર હાથમાં લઇને ભગવાન બહાર ઉભો છે. હનુમંત કંપી ઉઠયો. ધીમા અવાજે પુછયુ; "આ શું?"

"આજે મેં પૂરેપૂરો બદલો લઈ લીધો છે. હવે કશાની ચિંતા નથી. ફાંસીના માંચડે ચઢું કે કાળા પાણીએ જાઉં..."

પુત્રે કરેલું ભયાનક કૃત્ય હનુમંત તરત જ સમજી ગયો. એ દીર્ઘદર્શી હતો તરત જ બોલ્યો, "ચૂપ! ચૂપ! જે થયું, તે થયું. ખંજર મને આપી દે અને તું

ન્હાઇ ધોઇને ચુપચૂપ સૂઇ જા! હું બધું સુધારી લઇશ."

ચારે તરફ શાંતી હતી; આડોશીપાડોશીઓ સહુ ગંગાસ્નાને ગયાં હતાં. અને જેઓ હતાં તેમના કાને સરલાનો અવાજ પહોંચ્યો નહોતો. હનુમંત દબાતા પગલે ઘરમાં ઘુસ્યો અને ખંજર ખાટલા પર મુકીને સરલાને જાગ્રત કરી. સ્તબ્ધ બનેલી સરલા કંપી રહી હતી. હનુમંતને જોઇને ફરી એક વેળા બૂમ મારવા એ તૈયાર થઇ એટલામાં હનુમંતે એનું મોઢું બંધ કર્યું "ચૂપ! ચૂપ! શું બધાને જેલમાં નંખાવવાં છે? જો બધાને કહી દેજે કે, રાત્રે અમારા બંને વચ્ચે તકરાર થઇ હતી, જયપ્રકાશે મને મારી હતી, જ્યારે એ સૂઇ ગયો ત્યારે મેં એના શરીરમાં ખંજર ભોંકી દીધું. ક્રોધને કારણે મને કશાનું ભાન રહ્યું નહીં. ક્રોધની સ્થિતિમાં મારવાથી સજા થતી નથી; ક્રોધનું નામ લેશે એટલે તું તો બચી જશે, પણ તારા લીધે બીજાઓ પણ બચશે. પોલીસ તને પકડશે કારણ કે ઘરમાં તું જ છે. કોણ જાણે કોણે માર્યું? મારૂં શીખવેલું કહેશે તો અમો તને છોડવી લાવીશું, નહીં તો તારે જેલમાં જવું પડશે."

ભોળી સરલાને ખોટું બોલવાનો પાઠ ભણાવીને હનુમંત બહાર ગયો અને આખા ગામનાં માણસોને ભેગાં કરી તેમના કાનમાં કહેવા લાગ્યો "રાત્રે બંને વચ્ચે ઝઘડો થતો મેં સાંભળ્યો હતો, પછી શું થયું તે હું જાણતો નથી. મોડી રાત્રે મેં અવાજ સાંભળ્યો, અને ત્યાં જઇને જયપ્રકાશનું ખુન થએલું દીઠું."

પોલીસ આવી. લોહીથી ખરડાએલી સરલાને પકડી ગઈ. રડતો હનુમંત તેની પાછળ ગયો.

ગામના માણસો કહેતા હતા સ્ત્રી પણ વીષ ભરેલી હોય છે. ભાઇ ભાઈ વચ્ચે ગમે એવો અણબનાવ હોય પણ લોહીનો કૈં પ્રભાવ ઘટે છે? જુઓ ભત્રિજા માટે કેટલો રડી રહ્યો છે!

* * *

જેલમાં જઇને સરલા બેશુદ્ધ પડી રહી. દિવસો સુધી એને શુધ્ધિ જ ન આવી. એ સમજી જ નહોતી શકતી કે શું થયું છે અને શું થઇ રહ્યું છે. એ જ્યારે શુધ્ધિમાં આવી ત્યારે રડવા લાગી. રડી રડીને જેલની સંગાથિની સ્ત્રીઓને પોતાની સત્ય કથા કહેવા લાગી. તેઓએ કહ્યું 'મૂર્ખિ તેં તારા જ પગ પર કુહાડી મારી. હવે જો છુટી જશે તોએ જેલની અપકીર્તિનું કલંક ભૂંસી નહીં શકે.

સરલા વિચારવા લાગી, "કાકાએ કહ્યું હતું કે કોઇ પણ એવું કામ કરતી નહીં જેથી કીર્તિને કલંક લાગે. આજે કાકાની કીર્તિને કલંક લાગ્યું છે; હું જેલની અપકીર્તિ કાકાના માથે લગાડનારી બની છું."

એના મસ્તિષ્કમાં એના કાકાની છબી હતી. એનો કાકો જાણે કહી રહ્યો હતો, "ભૂખ્યો રહીને તને દુધ પાયું તે આટલા માટે? મારી કીર્તિને કલંક લગાડવા માટે?"

જેલમાં કાકો મળવા આવ્યો. ત્યારે પણ સરલાએ વાસ્તવિક ઘટનાનો ઉલ્લેખ કર્યો નહીં. તે કશું બોલી જ ન શકી.

રડતી રહી. પણ વકીલે કોણ જાણે કેવી રીત જાણી લીધું કે એ કોર્ટમાં સરલા પાસે ખરૂંજ કહેવરાવવું જોઈએ. સત્ય હકીકતની કલ્પના વકીલે કરી. કાકાએ પણ કરી. અને સત્ય જ કોર્ટમાં કહેવા માટે કહ્યું. સરલાએ તેનો હા કે નામાં જવાબ આપ્યો નહીં, માત્ર રડતી રહી.

સરલાએ પોલીસમાં જે જુબાની આપી હતી, તેજ કોર્ટમાં આપી. વકીલ બીચારો જોઈજ રહ્યો. કાકાએ માથું કુટી લીધું.

*

કાલે સરલાને ફાંસી દેવાશે. કાકો દીવાનાની જેમ અહીંતહીં ઘૂમી રહ્યો છે; એ સરલાને બચાવવા માટે પોતાથી બનતું કરી ચૂક્યો હતો, હવે શું થાય? વકીલ કહેતો હતો કે, મેં કહ્યું તેમ જો કોર્ટમાં કહ્યું હોત તો સરલા જરૂર છુટી જાત. હવે કંઈ પણ થઇ શકશે નહીં.

કાકાની વેદનાની કલ્પનાજ કોણ કરી શકે? વ્હાલ અને પ્રેમ સાથે ઉછેરેલી સરલા કાલે વિદાય લેશે. એની દારૂણ વિદાય કાકા નજરે જોશે. અને પોતેજ એના શબને સ્મશાનમાં લઇ જઇ ફુંકી આવશે.

આજે કાકો સરલાને જેલમાં મળવા માટે જઇ રહ્યો છે, હંમેશ માટે મળી આવશે, છેલ્લી છેલ્લી મુલાકાત છે.

અઢાર વર્ષ થયાં સરલાને જોતાં જોતાં જે આંખ તૃપ્ત થઇ નથી, તેને આજે થોડીજ મીનીટો જોઇને તૃપ્ત થઇ જવું પડશે. બધા સ્નેહ અને પ્રેમની આજે અંતિમ સીમા છે. એ થોડા સમયમાં કાકા શું કરશે? જીવભરીને મન ઠરે ત્યાં સુધી પણ એ સરલાને હૃદય સરસી ચાંપી પણ નહીં શકે!

એ શું કરે? હૃદય વેદનાના કારણે તુટી રહ્યું હતું; પણ શું થાય? સરલાની સાથે એના જીવનનો અંત કેમ નથી આવતો?

સરલાને મળવા માટે આવનારાઓનાં નામો પોકારવામાં આવ્યાં. કાકાને લોકોએ ટેકો આપી ઉભો કર્યો. સાસુ સસરા પણ ચાલ્યા. સાસુ રૂકમણિ જે વહુને સુશિલ સમજતી હતી, એજ કાળી નાગિનને એ પૂછવા લાગી, "તેં મારા જીવનના પ્રકાશનો કેમ અંત આણ્યો?"

સરલા સામે આવી અને કાકાની છાતીએ વળગી પડી, આજે પણ પહેલાની જેમ ડુસ્કાં ખાતી હતી, જેમ સાસરે જતાં. તે દિવસે કાકા એને સાંત્વના આપવાનો યત્ન કરતા હતા, તેમ આજે સરલા કાકાને સાંત્વના આપવા ઇચ્છતી હતી. કાકા મને વિસરી જજો! રડતા નહીં! મારી આટલી વાત યાદ રાખજો!!

હૃદયના તોફાન ઉપર અંકુશ રાખતા કાકાએ કહ્યું "સરૂ, મેં શિખવ્યું તે પ્રમાણે કોર્ટમાં જુબાની કેમ ન આપી?"

સાસુએ કહ્યું, "રે' અભાગણી, ખરૂં કહે મારા પુત્રે તારૂં શું બગાડયું હતું?"

સરલા વળ ખાઇને સાસુના પગે વળગી પડી. "કાકાના સોગન છે મા! હું નિર્દોષ છું. તે સમયે મારી બુદ્ધિ મારા વશમાં નહોતી. હનુમંત કાકાએ મને કહ્યું કે બધાના હાથમાં બેડીઓ પડતી અટકાવવા માટે હું કહું તેમજ તારે ,કોર્ટમાં કહેવું, અને તેમણે વચન આપ્યું હતું કે મને તમો બધા છોડવશો હું બરોબર જોઇ ન શકી, કદાચ ભગવાન મારા પાનના પ્રાણ લઇ ન્હાસી જતો હતો.

સાસુ સસરાના મોઢામાંથી વિષાદના તીવ્ર સાદો બહાર નિકળી પડયા. કાકા તરફડી રહ્યા. "સરલા! અત્યાર સુધી તેં આ બધું અમને કેમ નહીં કહ્યું? હાય! હવે હું શું કરૂં?" કાકાએ કલ્પાત કીધું.

કાકાએ સરલાને છાતીએ વળગાડી, જાણે એ હવે કદી એને નહીં છોડે ડુસ્કાં ખાતી અર્ધ બેશુધ્ધ બનેલી સરલાએ કહ્યું.

"કાકા, હું જીવીને શું કરતે, મેં તમારી કીર્તિને કલંક લગાડયું."

સંપૂર્ણ.

# ઇબ્ન સાઉદ

## શાહે અરબસ્તાનના રોમાંચક જીવનની કહાણી

કહેનારઃ
અઝીઝબેગ

અરબસ્તાનના અધિષ્ઠાતા તરીકે મશહુર બનેલો, આલમનાં વર્તમાનપત્રોના ખબરોની અંદર 'યમનના ઝઘડા' વખતે ખાસ સ્થાન રોકતો એ અરબ્બી જવાંમર્દ છેઃ પોતાની સત્તા અને સીયાસી (રાજદ્વારી કુનેહ)ને માટે એને સારી યે અરબ આલમ માન આપે છે.

અરબસ્તાનનો આ જવાંમર્દ કોણ છે? અખબારોની આલમમાં જાણીતો થએલો એ આરબ કોણ છે?... એને આલમ ઇબ્ન સૌદને નામે ઓળખે છે. હવે, ત્હમે ત્હેને ઓળખ્યો હશે.

એ જવાંમર્દનું આખું નામ ત્હમને જાણવાની ખ્વાહીશ છે?...તો લ્યો, સાંભળો અબ્દુલ અઝીઝ ઇબ્ન અબ્દુર રહેમાન ઇબ્ન ફૈઝલ-અસ સૌદ...

કેવું લાંબું નામ?...ત્હમને એ સહેલાઈથી યાદ રહી જાય તેવું નથી એટલે જ અખબારનવેશો એને ટુંકાવીને ઇબ્ન સૌદ તરીકે પીછાને છે. અને ઇબ્ન સૌદને તો સારી યે આલમ પીછાને છે.

જીંદગીનો રંગ.

અરબસ્તાનનો એ સત્તાધીશ આજે વનમાં પ્રવેશી ચૂકયો છે. ગયે વર્ષેજ તેણે પોતાની એકાવનમી વર્ષગાંઠ ઉજવી. આજના અરબસ્તાનના ઘડતરમાં ત્હેણે સારો જેવો હિસ્સો આપ્યો છેઃ આ જવાંમર્દની જીંદગીની તવારીખ કહાણીકિસ્સા જેટલી જોરદાર અને રસભરી છે. એમાં ત્હમારાં રોમાંચ ખડાં કરી દે તેવાં સાહસો પણ આવે છે; ત્હમારા જીગરમાં એ જવાંમર્દની હિંમતને માન પયદા કરાવી દે તેવા પ્રસંગો પણ આવે છે. જાણે અરેબીઅન નાઇટસની-અલીફ લયલા-વાર્તાઓની અંદરની એક સાહસભરી કહાણી હોયને એમ સાંભળનારને જરૂર લાગી આવશે.

આ જવાંમર્દની જીંદગીની વાતો અજબ છે. ગરમ બાલુના વયરાન વિષેના કહાણી કિસ્સાઓ કહેવાનો ધંધો કરનારાઓ ઇબ્ન સૌદના જીવનની વાતોમાંથી સારો ખોરાક મેળવી શકે તેમ છે. કારણ કે એનાં સાહસોની વાતો વધુ ને વધુ લોકપ્રિય બનતી જાય છે.

ખોફનાક ખતરા અને ભયંકર આફ્તોનો સ્હામનો કરીને આગળ વધનાર ઇબ્ન સૌદનો જન્મ ૧૮૮૦ ની સાલમાં માદર વતનથી બરતરફ થએલા ચીંથરેહાલ, બદનશીબ, ઘરબાર વિહોણા કંગાલ માબાપને ત્યાં થયો હતો. આવી કંગાલિયતમાંથી આગળ વધીને તે શહેરનો માલિક થવા પામ્યો ત્યારે ય કોઇ પણ આરબ ત્હેનો એક 'માલિક' તરીકે ગંભીરપણે સ્વીકાર કરવા તૈયાર ન્હોતો. પાછળથી તેણે 'નજદના સુલતાન'નો ખિતાબ ધારણ કર્યો પણ કેટલાક રાજકારણના અભ્યાસીઓ એમ કહેતા હતા કે તે હવે વધુ આગળ વધી શકે તેમ નથી. પણ તે સઘળાબી અને ત્હેના દુશ્મનોની એ ધારણા તદ્દન ખોટી અને વજુદ વગરની હતી. આજે ઇબ્ન સૌદ સંયુક્ત અરબસ્તાનના ૫,૦૦૦,૦૦૦ લોકો ઉપર–ફ્રાન્સ, જર્મની, બેલ્જીઅમ, સ્વીટ્ઝરલેન્ડ અને લક્ઝમ્બર્ગને એકત્ર કરો તેટલા જંગી પટ ઉપર હુકુમત ભોગવે છે.

ઇબ્ન સૌદ પોતાની તાકાત અને જવાંમર્દીથી આટલી હદ સુધી આગળ વધવા પામ્યો છે. એની ઉસ્તાદીથી અને અજબ કુનેહથી વહાબી પક્ષ હુકુમતમાં આવવા પામ્યો છે. ઇસ્લામી આલમમાં એની સત્તાના સિક્કા પડે છે. વહાબી પંથ એ શાહ સૌદનો પંથ છે. આ પંથ મઝહબની પાક ફરમાઇશમાં શ્રધ્ધા રાખે છે. ઇમાનના નામ પર તેઓ કોઇ પણ જાતની કુરબાની કરવામાં પાછળ પડતા નથી.

બિદ્દઇન લોકોની જાત બહુ જ જોરદાર, વફાદાર અને લાપરવાહ જાત છે. ઇબ્ન સૌદ એ જવાંમર્દ જાત પર હુકુમત ચલાવી શકે છે.

સૌદના વંશજો અને વહાબી પંથ વચ્ચે સંબંધ કંઇ નવો નથી. એની શુરૂઆત તો અઢારમી સદીના મધ્યકાળમાં થઇ. જ્યારે વહાબી પંથનો સંસ્થાપક મહંમદ ઇબ્ન અબ્દુલ વહાબે ઉત્તર અરબસ્તાનના વધરાનના વડા અમીર મહંમદ ઇબ્ન સૌદની પનાહ માગી અને પોતાના પાક પંથને જાળવી રાખવા માટે દુઆ ગુજારી ત્યારે સૌદે ત્હેને પનાહ આપી એટલુંજ નહિ પણ પાસેની જાતિઓને પણ વહાબી પંથના સ્વીકાર માટે દબાણ કરવા માંડ્યું. ૧૭૬૫ માં સૌદના મરણ બાદ ત્હેનો વારીસ બેટો અબ્દુલ અઝીઝ (પહેલો) મયદાનેજંગમાં ઉતર્યો અને મધ્ય અરબસ્તાનના વિસ્તાર પર પોતાની આણ વર્તાવી. ખાસ કરીને શમર અને નજદનાં રાજ્યો કબજે કર્યાં.

## જંગના જમાનામાં જન્મ

ઓગણીશમી સદીની શરૂઆત થતાંની સાથેજ સૌદની હુકુમત કીર્તિના શીખરે વીરાજવા લાગી. એની સત્તા એટલે સુધી વધી જવા પામી હતી કે તુર્કીના સુલતાને આટલી બધી જબરી હુકુમતને ભય તરીકે ગણીને દબાવી દેવાને રાજરમતની શુરૂઆત પણ કરી. અને એ રાજશેત્રંજમાં ત્હેણે મીસર (ઇજીપ્ત)ના વડા હાકેમ (વાયસરોય) મહંમદઅલીની વધતી જતી વહાબી સત્તાને દાબી દેવા માટે એક પ્યાદા તરિકેનો ઉપયોગ કર્યો. સુલતાન તો મહંમદઅલી અને વહાબીઓ બંનેને ધિક્કારતો હતો. પણ બેમાંથી કોને જલ્દી ખતમ કરી નાખવો એ એનાથી નક્કી થયું નહિ.

આખરે જંગ જામ્યો. મીસરના હાકેમોની ફત્તેહ થઇ. ખૂનની નદીઓ વહી—અને યોધ્ધાઓની શહાદત પર મીસરવાસીઓએ વિજયનો વાવટો ફરકાવ્યો. સૌદ સત્તાનો આફતાબ તે સમયે આથમી ગયો. અબ્દુલઅઝીઝનો બેટો અબ્દુલ્લા જે તખ્ત પર વીરાજતો હતો ત્હેને હાર ખાવી પડી અને તે તાબે થયો. ત્હેને જંજીરોમાં જકડીને કોન્સ્ટાન્ટીનોપલ મોકલી દેવામાં આવ્યો. બાકીના દસ બેટાઓ પોતાના કુટુમ્બસહિત ન્હાસી છુટયા. પણ તેમાંથી કેટલાક પકડાયા ત્હેમને જંજીરોમાં જકડીને મીસર મોકલી દેવામાં આવ્યા. એ સમયે એક વખત જેની હુકુમતની હાક વાગતી હતી તે સૌદી જવાંમર્દી અને વહાબી પંથનો આફતાબ અરબસ્તાનમાં આથમી ગયો.

આમ ૧૮૧૮ થી માંડીને ઓગણીશમી શતાબ્દિના અંતપર્યંત વહાબી અને સૌદ સત્તા ગાયબ થઇ ગયેલાં ગણાયાં.

દર્મિયાન નવીન પંથો ઝળકવા લાગ્યા. નવા નવા અગ્રેસરોએ સત્તા હાથ કરવાની નવી નવી તરકીબો રચવા માંડી હતી પણ તેમાંના કોઇ પણ એકે હજી વિજયનો વાવટો ફરકાવી નામના કહાડી નહોતી. આમાં શમરસુલ્કના રશિદોએ પોતાનું પાણી બતાવ્યું. ત્હેણે તુર્કીશ હુકુમતનો સ્વીકાર નહિ કરતાં તે સત્તાની સ્હામે માથું ઉંચકયું—પરિણામે ઘણી યે વાર ઝપાઝપી થતી—ખૂનો થતાં.

આવા ભૌફનાક સંજોગોમાં આજના સુલતાન અબ્દુલ અઝીઝનો જન્મ થયો હતો. આ સમયે ત્હેનો વાલીદ ખોવીતના હાકેમ શેખમુબારકની પાસે રહીને દેશવટો ભોગવી રહ્યો હતો. વીસ વર્ષ સુધી જુવાન ઇબ્દ સૌદે ત્યાં જ પોતાની જીંદગી પસાર કરી તો પણ એનાં સાહસો છૂપાં રહેતાં ન્હોતાં. ત્હેણે તુર્ક હુકુમત પર વિચાર ચલાવવા માંડયો. આ લોકો ત્હેની નઝરમાં ખૂંચવા લાગ્યા. પણ પહેલી આફત તો રશિદની સત્તાની ન હતી. ઇબ્ન સૌદે ત્હેનો નીકાલ કરવા પેરવી કરી.

એકવીશ વર્ષની વયે ત્હેણે વયરાનમાં પોતાની વગ જમાવવા માંડી હતી. ત્હેણે ચાલીશ જેટલા જવાંમર્દ અરબ જુવાનોની એક ટોળકી સાધી હતી. રશિદના લોકોને તેઓ હયરાન કરતા. વયરાનમાં ત્હેમને ઘણી યે વાર લૂંટી લેતા. એક વખત તો પુરાણા પાયતખ્ત રીયાધ પર ત્હેણે હલ્લો કર્યો. શહેરની બ્હારનાં ખજૂરીનાં ઝાડોની પાછળ નવ આદમીઓને છૂપાવી રાખી ત્હેણે મામલો સાધ્યો હતો. અબ્દુલ અઝીઝ અને ત્હેના નવ માણસો શહેરના વયરાન ભાગમાં છૂપી રીતે દાખલ થઇ ગયા અને રાત્રિએ જે કિલ્લામાં સલામતી ખાતર રશિદનો સુબો રાત પસાર કરવા રહેતો હતો તે કિલ્લાની સ્હામેના ઘરમાં છૂપાઇ બેઠા. આ દશ મ્હણસોએ ત્યાં કોફી પીતાં પીતાં અને અલ્લાહના નામની માળા જપતાં જપતાં રાત્રિ વીતાવી. અને જ્યારે સવાર થયું અને સુબો પોતાના પહારેગીરની સાથે એ પહાડી કિલ્લાના દરવાજામાંથી બહાર નીકળ્યો ત્યારે આ દશ જવાંમર્દો બહાર ધસી આવ્યા. સુબાને ખતમ કરી નાખ્યો. અને કિલ્લા પર પોતાની હુકુમતનો વાવટો ફરકાવ્યો. અને શહેરના ૨૦,૦૦૦ શહેરીઓને જાહેર કર્યું કે તે આજથી ત્હેમનો હુકુમતગાર હતો.

આવી રીતે પોતાની તાકાતથી શહેરનો કબજો લીધાં છતાંયે ત્હેને ખાત્રી ન્હોતી કે તેની હાલત હજી સહિસલામત છે. તુર્કી છુપી રીતે રશીદોને મદદ કરતું હતું અને ઘણી યે વાર શંકા ઉદ્દભવતી કે સૌદ

પોતાની સત્તા ટકાવી શકશે કે કેમ ? ગમે તેમ સોદ પોતાની તરકીબ એવી રીતે લડાવવા માંડી કે તુર્કીએ એ મામલામાંથી પોતાનો હાથ પાછો ખેંચી લીધો. દમિઆન રશિદોની અંદર અંદર સત્તા માટે મારામારી થવા લાગી. સૌદે આ તકનો લાભ લેવાનો નિશ્ચય કર્યો. બિદુઇન ટોળકીઓ સાથે તેણે દોસ્તી કરવા માંડી. ખૂબ ખૂબ પ્રયાસો પછી એક દિવસ ૧૯૦૬ માં તે અરબસ્તાનમાં ચર્ચાનો વિષય થઈ પડયો અને નજદના સર્વ સત્તાધીશ હાકેમ તરીકે સર્વમાન્ય બન્યો.

આને સમય જતાં સૌદે પોતાની સત્તા વધારવા માંડી. સૌદ કુટુંબ નજદ આવીને રહેવા લાગ્યું. ૧૯૧૨ માં તેની સ્હામે એક કાવત્રું રચાયું. પણ સૌદે તે પકડી પાડયું. એ કાવત્રાબાજ તેનો પિત્રાઇ હતો 'દેશવટો કે ત્હેની નોકરી ?' એ પ્રશ્ન તેણે પિત્રાઈ સમક્ષ મૂકયો. પિત્રાઇએ વફાદારીથી સૌદની નોકરી કરવાના કસમ લીધા. અને ત્યારથી સૌદની સત્તા પણ વધતી ચાલી.

આવી જાતના સંજોગોમાંથી અરબ સલ્તનત કેવી રીતે ઉભી કરવી એ વિષે સોદ વિચારવા લાગ્યો બિદુઇન લોકો મુળ સ્વભાવથી જ લાપરવાહ દીમાગના હોય છે, ઘડી ઘડીમાં ખંજર અને તમંચા પર આવીને ઉભા થઇ જાય છે. એ વાત સૌદ બરાબર જાણતો હતો. પણ તે બરાબર જાણતો હતો કે તે લોકો પૂરેપૂરા વફાદાર હતા. એ લોકોને એકત્ર કરીને એક જંગી લશ્કરી ફોજ ઉભી કરી શકાય. સાથે ભુંસાઇ ગયેલા વહાબી પંથને તે અસ્તિત્વમાં આણવા માગતો હતો. તેણે પોતાનો આ હેતુ પાર પાડવા "ઇખવાન" પ્રવૃત્તિ ચલાવવા માંડી. 'ઇખવાન' એટલે બિરાદર. "નોમેડ" ભટકતું જીવન છોડીને બધાય બિરાદરોએ એકતાની સાંકળે બંધાઇને જબરજસ્ત સલ્તનતની સ્થાપના કરવા કસમ ખાધા. અને આમ દરેક વચરાનમાં 'ઇખવાન' સંઘની સ્થાપના થઇ. તંબુઓમાં સભાઓ ભરાવા લાગી. દમિયાન ઇબ્ન સૌદે પોતાના ખર્ચે એક જંગી મસ્જીદ બંધાવી તેમાં આવનારાઓને મફત દારૂગોળો અને બન્દુક વિગેરે આપવાની જાહેરાત થઇ. તે સાથે દાખલ થનારાઓ સૌદની ફોજમાં પણ નામ નોંધાવી દેતા. આ રીતે મઝહબ અને પોતાની સત્તાને માટે ઇબ્ન સૌદ ખંતપૂર્વક ફતેહ તરફ આગેકુચ કરી રહ્યો હતો. 'ઇખવાન' મંડળો દ્વારા ખૂબ જ પ્રવૃત્તિ ચાલતી હતી. આજે એ 'ઇખવાન' 'વસાહતો'ની સંખ્યા ૭૦ છે.

જ્યારે ૧૯૧૪–૧૮ માં આલમના ભયંકર અને ખૈફનાક જંગની શરૂઆત થઇ, ત્યારે ઇબ્ન સોદ નજદનો સુલ્તાન બની ગયો હતો. તેણે આ પ્રસંગનો લાભ લેવા વિચાર કર્યો. ત્હેણે આંતરરાષ્ટ્રીય રાજકારણનો અભ્યાસ કરવા માંડયો. અને પોતાના વઝીરોની સલાહ લઇને એક 'પરદેશનીતિ'નું ઘડતર પણ તૈયાર કર્યું.

આ વખતે ત્હેના જુના દુશ્મનો રશિદો તો હવે છડેચોક તુર્કીને ટેકો આપી રહ્યા હતા. આથી સૌદ ગ્રેટ બ્રિટન સાથે કરારમાં ઉતર્યો. જરૂર વખતે ઇબ્ન સૌદે ૬૦,૦૦૦ પાઉન્ડ દર વર્ષે આપવા માંડયા. હિજાઝના રાજા હુસેનને પણ ગ્રેટ બ્રિટને પોતાના પાશમાં લીધો હતો.

આથી ઇબ્ન સૌદની સત્તાના પાયા વધુ મજબુત બન્યા. હુસેનનો બેટો અબ્દુલ્લા ૧૯૨૧માં ગાદીએ આવ્યો. આ વખતે ખુર્માના મુલ્ક પર પોતાના કબજાની

મહોર મારી. હુસેન આથી ખીજવાયો. સૌદે બીજી પાસે ફેંક્યો. આ વખતે હેણે રાજકીય કરામતથી હુસેનને કેદ કરી લીધો. અને અંતે સારાય મુલ્ક પર પોતાની આણ વર્તાવી. આમ રશિદોનું તંત્ર હંમેશ માટે ખત્મ થઈ ગયું. અને આમ કેટલાય વર્ષો પછી અરબસ્તાનની તવારીખમાં પહેલી જ વાર એક જ શાસકના હાથ હેઠળ મધ્ય અરબસ્તાનનું વિશાળ રાજ્ય આવવા પામ્યું.

આ વખતે સીત્તેર વર્ષનો હુસેન બ્રિટીશરોને ખૂબ તકલીફ આપી રહ્યો હતો. મક્કાના લોકો હેનાથી વિરૂધ્ધ થઈ ગયા. એટલે તેઓ ઇબ્ન સૈદ પાસે ઇન્સાફનો પૂકાર કરવા લાગ્યા.

પણ ૧૯૨૪ માં મુસ્તફા કમાલ અને હેના સલાહકારોએ ખીલાફત અને નવીન તુર્કી પ્રજાસત્તાક સરકાર વચ્ચેના તમામ સંબંધો હંમેશ માટે ખત્મ કરવા નિર્ણય કર્યો. હુસેને જાહેર કર્યું કે તે ખીલાફતનો સ્વીકાર કરવા તૈયાર હતો. આથી ઇસ્લામી આલમમાં ભારે ચકચાર પ્રકટી રહી. વહાબીઓ આથી ખીજવાયા. હુસેન અને ઇબ્ન સૈદ વચ્ચે જંગની શક્યતા ઉભી થઇ. ઓગસ્ટ માસમાં સૈદે જંગની તૈયારી કરી. હુસેને પોતાના તખ્તને બચાવવા માટે ભારે પ્રયાસો કર્યા. પણ તેમાં હેને સફળતા ન સાંપડી. ઓક્ટોબરમાં હેનો બેટો અલી ગાદી પર આવ્યો. એક વર્ષ પછી ઇબ્ન સૈદની તરફાબને લીધે અલીને જંગમાં હાર ખાવી પડી. હેને વતન છોડી જાનની સલામતી ખાતર ન્હાસી જવું પડ્યું. ઇબ્ન સૈદે જીદ્દા જીતી લીધું. અને ચોતરફ સત્તાનો વાવટો ફરકાવ્યો. ૧૯૨૬માં તેણે હિજાઝના ખાલી પડેલા તખ્તને શોભાવ્યું એક વર્ષ બાદ નજદની કેટલીક બિદુઇન ટોળીવાળાઓના વડાની વિનંતીને લીધે હેણે તે મુલ્કના સુલ્તાનનો ખીતાબ બદલાવીને 'શાહ' યાને 'રાજા'નો ખીતાબ ધારણ કર્યો. પાછળથી હેણે પોતાના તમામ છુટા છુટા મુલ્કોને એકત્ર કરીને એક મહારાજ્યની સ્થાપના કરી.

અને ૧૯૨૫ ના વર્ષ પછી ઇબ્ન સૈદે પોતાના મુલ્કને પ્રગતિને પંથે કુચ કરાવવા માંડી. નવિન જાતના સુધારાઓ કરીને તેણે પોતાની રીઆયાને સુખી અને વધારે પ્રગતિશીલ બનાવવા માંડી. રીઆયાને માટે તેણે અનેક જાતની સગવડો કરી આપવા માંડી. દરેક ટોળીની અંદરનાં વેરઝેરનો અંત આણવા સખ્ત કાયદાઓ કર્યા અને હમેશ શાંતિ જળવાઇ રહે એવો બંદોબસ્ત કર્યો.

તાજેતરમાં યમનના ઝઘડાએ નવીન ઇતિહાસ રચ્યો છે. યમનના ઇમામ અને ઇબ્ન સૈદ વચ્ચે ઝઘડો જાગ્યો હતો અને તેમાં પણ ઇબ્ન સૈદને વિજય મળ્યો હતો.

આમ ૧૯૩૪માં ઇબ્ન સૈદ એક જબરજસ્ત મુલ્ક પર પોતાની આણ વર્તાવી શક્યો છે. એક વખતનો ઘરબહાર વિહોણો ભટકતો આદમી પોતાની બાજુએ કાતિલના જોરથી આગળ વધીને અરબસ્તાનના વિશાળ માનવસમુદાય પર રાજ્ય ચલાવી રહ્યો છે. ગમે તેટલા રાજકીય ઝંઝાવત તો આવે હોયે તે ડરતો નથી. પોતાની રીઆયાને તે શાન્તિ અને સુખ આપવામાં માને છે. એ અરબ રાષ્ટ્રવાદમાં માન્યતા ધરાવે છે. એની વિશાળ યોજનામાં હેને પુરી ફત્તેહ મળશે કે કેમ એ તો કાળ જ કહી શકે. ભૂતકાળની તવારીખ તો હેના ફત્તેહની વાણી પુકારી રહી છે.

એ જવાંમર્દના તખ્ત વારસની સંખ્યા પર નજર નાખો. એને સત્તર બેટા છે. દરેકે લશ્કરી તાલીમ લીધી છે. દરેકે પોતાના મુલ્કના માજાજનો બરાબર અભ્યાસ કર્યો છે. એટલે ઇબ્ન સૈદ પોતાની આબાદી માટે નિર્ભય જ છે.

——:૦:——

# બે કા ર

(૧)

લેખકઃ—

## ચંદ્રશંકર ગ. પંડયા.

અનિલ, વિભાકર શેઠ તરફથી પ્રગટ થતા "ગૂર્જરયુગ" પત્રનો તંત્રી હતો. ત્હેનાં બુદ્ધિનૈપુણ્યથી, અભંગ કાર્ય શક્તિથી તથા દાક્ષિણ્યથી "ગૂર્જરયુગ" જનતાને ઘણું જ પ્રિય થઇ પડયું હતું. જનસમાજની અભિરૂચી પિછાનવાની અનિલની અગાધ શક્તિનું જ એ પરિણામ હતું. પ્રત્યેક અંકના પ્રથમ પૃષ્ટ પર પરમ ભાવનાવાહી કાવ્ય અનિલની અમાપ કાવ્યકળાના નમુનારૂપ શોભતું.

"ગૂર્જરયુગ" પત્ર પ્રજાજીવનના પ્રતિબિમ્બ રૂપ હતું. તે પ્રજાના પોકારને ઝીલતું.

"ગૂર્જરયુગ' ને સર્વાંગસુંદર બનાવનાર અનિલની સર્વ મહેનતના પુરસ્કાર તરીકે વિભાકર શેઠે એકપક્ષીય ન્યાયે ત્હેને નોકરીમાંથી છૂટો કર્યો. ત્હેના પર શેઠની પુત્રી પલ્લવી પાસે સુંવાળા સહચારની માગણી કર્યાનો ખોટો આરોપ મૂકવામાં આવ્યો હતો.

ગુન્હેગાર કોણ ? પલ્લવી ? કે અનિલ ?

ખરા ગુન્હેગારને કેં શિક્ષા ન થાય એ ન્યાય ક્યાંનો ? ગરીબોને અને હાથ નીચેના નોકરોને ન્યાય આપતી વખતે ન્યાયતુલા સરખી રહેતી નહિ હોય શું ?

અનિલ ઑફીસ છોડી બહાર નિકળ્યો. ઘડીભર તો ત્હેને કંઇજ ન સુઝયું. શું કરવું ? ક્યાં જવું ?

આત્મસ્વસ્થતા કેળવવા ત્હેણે પ્રયત્ન કર્યો, પણ પોતાના કુટુંબના પોષણનો વિચાર ત્હેને સતાવવા લાગ્યો. તે એક થાભલાને માથું ટેકવી ઉભો રહ્યો. કેંક ક્ષણ વિચાર કર્યા પછી તે એક પત્રકારની ઑફીસમાં ગયો. ત્યાંથી નકારભર્યો જવાબ મળ્યો. બીજે સ્થળે ગયો. સર્વત્ર નિરાશા. હતાશ હૈયે તે ઘેર આવ્યો.

અનિલે આરામખુરસી પર દેહ લંબાવ્યો. સ્હેજ આંખ મીંચી, પણ......પણ આંખ મીંચતા જ ત્હેની નજર સમક્ષ બેકાર જીવનનું કરૂણ દશ્ય તાદશ્ય થયું. શતાવધિ ભાવિ સંકટોની પરંપરા ત્હેના સ્હામે તરવરવા લાગી. તે ગભરાયો. આંખ ઉઘાડી નાંખી. સીગારેટ ચેતાવી, છતાંય........બેકાર જીવનના પ્રશ્નો જ ત્હેના મગજમાં ઉભરાવા લાગ્યા. આજે ન સ્ફુરી કાવ્યની કલ્પના કે નવલિકાની વસ્તુ ! કેવળ બેકારીની ભીષણ તાંડવતા ત્હેના માનસને મુંઝવી રહી.

મુંઝાતો આત્મા, અન્યાય પામેલ આત્મા, અને દર્દ અનુભવતો આત્મા કોઇક સમય જોરથી પોકારી ઉઠે છે.

"કેવો અન્યાય! શું હું ગુન્હેગાર છું? ના. તો પછી શેઠે મ્હને નોકરી-માંથી શા માટે છૂટા કર્યો? પલ્લવી પાસે મેં પ્રણયયાચના કરી હતી? પલ્લવી જ મ્હારો સહચાર શોધતી આવીને? તો પછી આ ન્યાય ક્યાંનો? પલ્લવી!..." પલ્લવીનાં સ્મરણ સાથેજ અનિલના નયન સમક્ષ ત્હેની આછી છાયા હાસ્ય વેરતી દૂર ઉભેલી દેખાઇ, "આસુરી લાલસા-મયી! ત્હારા હાસ્યમાં વાસનાના પૂર વહે છે. કેવા અધમ કૃત્યની આશા રાખતી હતી?'......પણ હાં, હું ત્હારી ઇચ્છાને આધિન થયો હોત તો?" પલ્લવીની છાયા જાણે કહેતી ન હોય. "તો બેકાર બનવું ન પડત." અનિલ બોલી ઉઠ્યો, "ભલે બેકાર બન્યો'......અધમતાના આરે... .. ઉગર્યો......" અને પલ્લવીની છાયા સાડીનો છેડો હવામાં રમાડતી ધીમે ધીમે અદૃશ્ય થઇ.

અનિલ અભાનતામાંથી ઝબકીને જાગ્યો. ત્હેની નજર એકાએક પોતાના કાવ્યોની નોટ પર પડી. એને જોતાંજ ત્હેની આંખમાં લાલિમા છવાઇ. મ્હોંઢા પર ઉગ્ર તેજ ઝબક્યું. આવેગવશાત: ત્હેણે નોટ હાથમાં લીધી.

"આ કાવ્યો શા અર્થનાં? શા ઉપયોગનાં? સાહિત્યની સેવા કરવાથી શો ફાયદો? તન્ત્રીઓને ખુશ કરવા માટે સાહિત્યસર્જન? એમાંથી પેટપૂર અન્ન મળી શકે? અનિલના મુખ પર સાહિત્ય પ્રત્યે વિરક્તિ સૂચક આવિર્ભાવ પ્રગટ્યા: "સાહિત્યકારની શી કિંમત? આજે કોઇ પાઇ પણ પરખાવે છે? તો પછી એવાં સાહિત્ય માટે જીવન ફના શા માટે કરવું? "સરિત-વ્હેણની જેમ ત્હેના મગજમાં વિચારવ્હેણનો વેગ વધ્યો.

ત્હેણે નોટને હવામાં તોળી. પછી તે વિચિત્ર હાસ્યે હસ્યો, અને નોટના ટુકડેટુકડા કરી નાખ્યા.

મનુષ્યને વિષમ પરિસ્થિતિમાં પોતાની પ્રિય વસ્તુ પણ અળખામણી લાગતી હશે શું?

......છતાંય અનિલ જેવા સાહિત્ય પ્રેમીને સ્વયંરચિત પ્રિય કાવ્યો પ્રત્યે એકાએક કયા તત્વે ધૃણા ઉપજાવી હશે?

વિદ્યાર્થીજીવનમાં એક વખત વર્ગ-શિક્ષકે પોતાના કાવ્ય લખેલા કાગળને ટુકડા કરી ફેંકી દીધો હતો ત્યારે ત્હેનો આત્મા કેટલો હણાયો હતો! કાવ્યની ઉડી જતી ચબરખીઓને જોઇ ત્હેનાં નયનયુગલ કેવાં અશ્રુજલે ઉભરાયાં હતાં!

......છતાંય આજે આમ કેમ? પોતાના કાવ્યોને પોતાના જ હાથે ફાડી નાખવામાં કયું તત્વ જવાબદાર હશે?

પેલી ભયંકરતાની મૂર્તિ સમોવડી બેકારીનુંજ પ્રાબલ્યને?

બેકારી શું જીવનના આનંદને હણી લેતી હશે? રસાત્માઓની રસિકતાની શું શોષક હશે?

અનિલની ઘેલછા જોઇ સુવાસ પ્રથમ તો ગભરાઇ. જે નયનોમાં નિત્ય નિર્મળ સ્નેહવારિ છલકાતાં, જે મુખપર પ્રેમલ ભાવો ખેલતા ત્યાં આજે ઉગ્રતા નિહાળી સુવાસ આશ્ચર્યમાં ડુબી. અનિલને આટલો ક્રોધારક્ત નિહાળવા ત્હેની આંખ ટેવાયેલી ન હતી.

ધીમે પગલે સુવાસ અનિલની નિકટ આવી.

"અનિલ! ત્હમને આજે શું થાય છે?"

"સુવાસ! નોકરી ગુમાવી......"

"નોકરી ગઇ તેમાં આટલી બધી ચિન્તા ! આમ ઘેલાં શાને કાઢો છો ? કાલે મ્હવારે નોકરી તો મળશે." અનિલના ખભે હાથ મૂકી સુવાસ બોલી

અનિલ પ્રત્યુત્તરમાં કેવળ સુવાસ સ્હામે તાકી રહ્યો.

"ત્હમારે માટે ચાહ બનાવી લાવું ? ત્હમે ચાહના તો બહુ શોખીન છો કહો, ચાહ પીશો ? બોલોને ?" સુવાસે અનિલને ચિન્તા વિમુક્ત કરવા પ્રયત્ન કર્યો.

અનિલ હજુ પણ અવાક જ રહ્યો.

"બોલતા કેમ નથી ? શું જોયા કરો છો ? જુઓ ત્હમે નહિ બોલો તો મ્હારાથી રડી દેવાશે." અનિલની અવાકતાએ સુવાસના સ્વરમાં દર્દ ફેલાવ્યું, કંઠને રૂધ્ધ બનાવ્યો.

"સુવાસ !" સુવાસની આંખોના ખૂણે આંસુ તરતાં નિહાળી અનિલે મૌન તોડ્યું : "એમ નોકરી રસ્તામાં પડી છે ? આજે સર્વત્ર બે...કા...રી..."

"મ્હારે કંઇ સાંભળવું નથી. ચાલો ચૂપ થઇ જાવ. આજે ત્હમારે મ્હારો હુકમ ઉઠાવવો પડશે. જુઓ, હું ચાહ બનાવું ત્યાં સુધીમાં એક સુંદર કાવ્ય બનાવો જોઉં; "ચાહ બનાવતી પ્રિયાને." આછું આછું સ્મિત મ્હોઢા પર ફરકાવી સુવાસ બોલી. એ સ્મિતતેજમાં આંખના ખૂણેથી ગાલ પર સરકી ગયેલ અશ્રુબિન્દુઓ અલૌકિક ઝળકી ઉઠયાં.

સુવાસ ઝટપટ સ્ટવ ચેતાવવા લાગી. પાણી મૂક્યું.

"હ્પો, ત્હમે કવિઓ બહુ નબળા હૃદયના ! આ નોકરી ગઇ એટલે બેઠા માથે હાથ દઇ ! ચાલો, મ્હારા સ્હામે જુઓ; એમ નીચે શું જોઇ રહ્યા છો ?"

સમસ્ત સ્ત્રીજાતિ પતિજીવનમાં પોતાનું મહત્ત્વ ઘણું માને છે. પોતાના સાન્નિધ્યમાં પતિએ વિષાદ, આપત્તિ અને ચિન્તા સર્વ વિસરી જવાં જોઇએ એવું ત્હેમનું મન્તવ્ય છે.

"હવે ચાહ પીઓ." સુવાસે ચાહનો પ્યાલો અનિલના હાથમાં આપ્યો.

"સુવાસ ! તું કેટલી સ્નેહાળ છે. ત્હારી હસતી આંખોમાં પ્રણયવારિ વહે છે. ત્હારી શબ્દબંસરીના સુરમાં હું તન્મયતા અનુભવું છું. બેકાર બનેલા પતિને આટલા પ્રેમથી......"

"ચૂપ ! છાનામાના ચાહ પીવા માંડો. ઠંડી થાય છે."

અનિલે ચૂપચાપ ચાહ પી લીધી.

"સીગારેટરસીયા ! ફૂંકવી છે ને હવે ?"

અનિલે નેત્રસંકેતથી સંમતિ દર્શાવી. સુવાસે કોટના ખીસ્સામાંથી સીગારેટ લાવી આપી. અનિલે સીગારેટ ચેતાવી અને ધૂમાડાના ગોટા કાઢવા માંડ્યા.

સુવાસ અનિલના વાળમાં પોતાની આંગળીઓ રમાડતી ત્હેની નજીક બેઠી.

"અનિલ ! કાવ્યોની નોટ ફાડી નાખી કેટલા બધા દિવસની મહેનત પાણીમાં મેળવી."

ગાંડી રે ગાંડી ! તું સ્વયં કાવ્યદેવી મ્હારી નિકટ છે, પછી એ કાવ્યોની મ્હને શી પરવાહ ? એવા તો હું સહસ્ત્રાવધિ કાવ્યો સર્જી શકીશ !"

......અને અનિલનો હાથ સુવાસની સુકુમાર દેહલતાને આવેષ્ટિત કરી રહ્યો.

બેકાર પતિને પણ પરમ પ્રેમથી રસાબ્ધિમાં નવરાવવાનું સામર્થ્ય આર્ય રમણી શિવાય જગતભરની કયી સ્ત્રીજાતિએ કેળવ્યું છે ?

કેટલોક સમય વ્યતીત થઇ ગયો છતાં અનિલને કયાંય નોકરી ન મળી ત્હેની સઘળી આશાઓના મિનારા ત્હેને તુટતા દેખાયા. કૈંક કૈંક કલ્પેલ સુખદ્ કલ્પનાઓ ચૂર્ણવિચૂર્ણ થતી જણાઈ.

કામ કરવા ઇચ્છનારને કામ ન મળે એ સમાજરચના કયા પ્રકારની?! આધુનિક બેકારીનું મૂળ કારણ કયું ?

સાંપ્રત મુડીમંડિત સમાજરચના જ બેકારી માટે સીધી જવાબદાર છે. એના નાશમાંજ બેકાર માનવસમુહના શાંતિ અને સુખ સમાયેલાં છે.

ખરેખર, મુડીવાદીઓના સત્તાના સિંહાસન ભૂગર્ભમાં સમાવી દેવાની સાથે જ શ્રમજીવી અને બેકારોની હાલની કરૂણ દર્દમંદ સ્થિતિ સુધરશે.

પ્રથમની નોકરી દરમ્યાન બચાવેલા સઘળાં નાણાં બેકાર અવસ્થામાં ખરચાઈ ગયાં હોવાથી છેલ્લા બે દિવસ અનિલ અને સુવાસે અપવાસ કર્યા હતા.

સ્હવારનો સમય હતો. આફતાબ આકાશના આરેથી આલમ પર રોશનીના ચમકાર ફેલાવતો હતો.

અનિલ પ્રાતઃવિધિ પરવારી ઐન્દ્રજાલિક આશાના આકર્ષણે ખેંચાઇ કોઇ પણ પ્રકારનું કામ શોધવા બહાર જવા લાગ્યો, એટલામાં સુવાસ ત્હેનો માર્ગ અવરોધી ઉભી રહી.

"કેમ સુવાસ?!"

"અનિલ......!"

"શું થાય છે ત્હને, સુવાસ!"

"અનિલ! ત્હમે આજે કયાંય જશો નહિ. આજે મ્હને ઠીક નથી. મ્હારૂં હૃદય ત્હમને જવા દેવા ના પાડે છે."

"પણ સુવાસ! ત્હારી સ્થિતિ જો મ્હારી ચિન્તામાં તું કેવી સુકાઇ ગઇ છે મ્હારા દુઃખે ત્હારા મ્હોઢા પરનું નૂર હરી લીધું છે. સુવાસ! ત્હારો અભાગી પતિ ત્હને કૈં સુખ........" અનિલ અપાર દુઃખદર્દથી પિડાતા આત્માને રડતો અટકાવી શકયો નહિ. ત્હેની આંખોમાંથી આંસુઓની અસ્ખલિત ધારા વહી રહી.

સુવાસ સાડીના છેડા વડે પતિનાં આંસુ લૂંછવા લાગી.

"આમ હતાશ શાને થાવ છો......"

"સુવાસ! અનિલને હવે આશ્વાસનની જરૂર નથી. બબ્બે દિવસથી ત્હારા પેટમાં અન્નનો દાણો સરખોયે ગયો નથી એ શું અનિલના આત્માને કચડી નાંખવા પૂરતું નથી?"

"ત્હમે પણ મ્હારી માફક અપવાસ..."

"મ્હારી મ્હને પરવાહ નથી. સુવાસ: તેં મ્હારા માટે ઓછું સહન કર્યું છે! મ્હારા દુઃખે તેં ત્હારા દેહને નિચોવી નાંખ્યો. મ્હારા માટે..."

સુવાસે અનિલને આગળ બોલતો અટકાવવા ત્હેના મ્હોઢા પર પોતાનો હાથ ચાંપ્યો.

"મ્હારે કૈં સાંભળવું નથી. જુઓ, હું કહું તે સાંભળો. ત્હમે આજે બહાર ન જાવ તો કેવું સારૂં!"

"સુવાસ! આજે તો કૈં પણ કામ શોધી કાઢવા મેં વિચાર કર્યો છે."

"પણ આજે મ્હારૂં અંતર અકલ્પ-નિય કંપારો અનુભવે છે. જીવ ઉંડો ઉંડો ઉતરતો લાગે છે. માથું દુઃખે છે."

"સુવાસ! આજે તો ત્હેને ભૂખી નહિ સુવા દઉં. જલ્દી પાછો આવીશ, બસ?"

પોતાના ખભે સુવાસે મુકેલ હાથને છાતી સરસા ચાંપી અનિલ ઘર બહાર નિકળી પડયો.

દ્રષ્ટિમર્યાદામાંથી અદશ્ય થતાં સુધી અનિલને સુવાસ અમીભરી આંખે નિહાળી રહી; પછી...કોણ જાણે એને આજે શું ય થતું હશે? કોઇ માનસશાસ્ત્રનો અભ્યાસી જ ત્હેના જીગરના દર્દને પિછાની શકે.

[૩]

અનિલ નોકરી શોધવા બહાર નિકળી પડયો. ત્હેની ઇચ્છા એવી હતી કે કોઈ પણ સ્થળે નોકરી મળી જાય તો શેઠને પોતાની સ્થિતિથી વાકેફ કરી અગાઉ થોડા પૈસા આપવા વિનંતી કરવી.

......પણ હાલની વિષમ પરિસ્થિતિમાં નોકરી મેળવવી એ જ આસ્માનને ચુમવા પાતાળ ઉંચે ચઢે એટલું અશકય છે ત્યાં અગાઉ પૈસાની આશા શી?

અનિલ આશાની મદાર પર કુદતો આગળ વધ્યો. એક પત્રકારની ઓફીસમા હોંશભેર પ્રવેશ્યો. લક્ષ્મીના મદે ઉન્મત્ત બનેલ શ્રીમાન શેઠનો મિજાજ આકાશમાં વિહરતો હતો. શેઠે ઉંચું જોયા વિના જ પ્રશ્ન પૂછયો:

"કેમ આવ્યો છે?" શેઠ વ્યાકરણમાં બહુવચન ભણ્યા ન હતા, છતાંય સ્હામી વ્યકિતએ પોતાના માટે માનાર્થે બહુવચન વાપરવુંજ જોઇએ એવું તે માનતા. પોતાની પ્રતિભાના પ્રભાવમાં ત્હેમને અડગ શ્રદ્ધા હતી.

"શેઠ સાહેબ! આપની ઓફીસમાં નોકરીની આશાએ આવ્યો છું. કોઇ પણ કામ કરવા તૈયાર છું."

"પણ જગ્યા જ કયાં છે? આજના આર્થિકમંદીના જમાનામાં અમે પેપરને નિભાવી રહ્યા છીએ એ જ અમારૂં મન જાણે છે. કાલે જ અમારા પેપરના તન્ત્રીના હાથ નીચેના બે માણસને રજા આપી અને તેમના કાર્યનો ભાર તન્ત્રીના માથે મુકવામાં આવ્યો છે. બે માણસોને અમારી ઓફીસમાંથી રજા મળ્યાના સમાચાર ફેલાતા જ સ્હવારથી અત્યાર સુધીમાં કેટલાય ગ્રેજ્યુએટ ધક્કા ખાઇ ગયા." શેઠ ગ્રેજ્યુએટ ન હતા તેથી ગ્રેજ્યુએટને હલકા પાડવામાં તે અકથ્ય આનંદ અનુભવતા.

"વારૂ, ત્યારે શેઠ! સાહેબજી!"

શેઠે સાહેબજી ઉચ્ચારવાની તસ્દી ન લીધી.

અનિલ ભારે હૈયે ઓફીસમાંથી નિકળી સરિયામ રસ્તા પર આવી ઉભો. વિચારોના અગાધ અબ્ધિમાં ત્હેનો આત્મા તરતો હતો; એટલામાં......

એક કોલેજીયન પોતાની સાથે અભ્યાસ કરતી યુવતી–પોતે માની લીધેલ પ્રેયસી–સાથે વાતોમાં મશગુલ હતો. ઘડીકમાં સાયકલ નચાવતો, ઘડીકમાં યુવતી તરફ મંદ મંદ હસતો, ઘડીકમાં અજબ છટાથી વાળ પર હાથ ફેરવતો એ કોલેજીયનનો આત્મા રસઝુલે ઝુલતો હતો. રસ્તા પર ઉભેલા અનિલ સાથે એ કોલેજીયનની સાયકલ અથડાઈ. એકનો આત્મા બેકારીની સમસ્યા ઉકેલવામાં તણાતો હતો, જ્યારે બીજાનો આત્મા પ્રણયિનીના રસછાંટણાં

ઝીલતો હતો; પછી અનિલના દેહ સાથે સાયેકલ અથડાય એમાં શી નવાઇ ?

બ'ને ભાનમાં આવ્યાં.

" Sorry " કોલેજીયને વિનિતભાવ પ્રગટ કર્યો.

" Doesn't matter !" અનિલે કહ્યું.

" Thak you !"

કોલેજીયન અને પેલી યુવતી આગળ વધ્યાં. અનિલ એમના તરફ નિર્નિમિલિત નયને નિહાળી રહ્યો. તે આત્મગત્ બોલ્યોઃ

" મ્હારૂં કોલેજ જીવન પણુ આટલું જ આનંદી હતું ને ? ઓહ......એ દિવસો ભૂતકાળની ભેખડોમાં સરી પડયા," અનિલે ભૂતપૂર્વ જીવનનાં પાનાં ઉથલાવવા માંડયાં "રસમસ્તી અને આનંદની પાંખે રાચતો, કલ્પનાના શિખરે ચઢી સૌંદર્ય, સુમન અને કુદરતના પ્રિય વિષયો પર કાવ્યો રચતો કોલેજનો અનિલ કયાં, અને આજે બેકારીના ભીષણુ સાણુસા વચ્ચે છૂંદાતો અનિલ કયાં ? ખરેખર ! કલ્પના અને જીવન વચ્ચે ઘુઘવતા સાત સાત સમુદ્રોનું અંતર છે. હવે તો નશીબ કરે તે ખરૂં."

કિસ્મતને કારમા અભિશાપ આપતો અનિલ અન્ય સ્થળે નોકરીની તપાસ માટે ઉપડયો.

નિરાશા ! બેકારી ! ભૂખમરો ! આર્થિક મંદી ! મુડીમંડિત સમાજરચના ! જ્યાં આ સર્વનું અસ્તિત્વ હોય, જ્યાં હજારો કામદારો, હજારો ગરીબો પેટમાં પગ પૂરી દિવસ વ્યતીત કરતા હોય ત્યાં અનિલને નોકરી કયાંથી મળે ?

અનિલ આખો દિવસ રખડયો છતાં ત્હેની સાથે જ ખેલવામાં આનંદ માનતી નિરાશા નિરાળી ન થઇ. તે અનિલને પોતાના પાશમાં વધુ ને વધુ જકડવા લાગી. અનિલના હૃદયમાં ખૂણે ખૂણે નિરાશા વ્યાપી ગઇ.

અનિલ હતાશ હૈયે ઘેર આવ્યો ઘરમાં પ્રવેશતાં જ હૃદયને હચમચાવી નાંખે તેવું કરૂણ દૃશ્ય ત્હેણે નિહાળ્યું. સુવાસ બેભાન અવસ્થામાં પથારીમાં પડી હતી. બાલક કેતન રડી રહ્યો હતો.

અનિલ સુવાસના બિછાના નજીક બેઠો. પ્રબળ તાવના પંઝામાં સપડાયેલ પત્નીના માથાને ખોળામાં લઈ ચોધાર આંસુએ રોઈ પડયો.

[૪]

**પરિવર્તન** જગતનો સર્જનજૂનો અટલ નિયમ છે. પ્રત્યેક વસ્તુમાં પરિવર્તન થતુંજ આવ્યું છે. આજનો મુડીમંડિત લક્ષ્મીધર કાલનો રસ્તા પરનો ભિક્ષુક છે. આજનો રંક ગરીબ શ્રમજીવી કાલનો મહાપુરૂષ છે. માનવજીવન કયારે પલટો ખાશે એ કોયડારૂપ છે.

સરોવરમાં રહેલા પંક અને પંકજની માફક જગતમાં સુખ અને દુઃખનું જોડકુ છે. અનિલના જીવનનો સુખદ્કાળ ધીમે ધીમે ક્ષિતિજે ઉતરતો હતો. મુડીમંડિત માલિકની મહાંધતાથી ત્હેણે નોકરી તો ગુમાવી જ હતી, અને લાંબા સમયથી બેકારીનું દર્દ સહન કરતો હતો એ જાણે ઓછું હોય તેમ પત્નીની તબીયત બગડી. કુદરતે પણ ત્હેના જીવનમાં રહેલો થોડો ઘણો આનંદ ઝૂંટવી લીધો. ત્હેની રસેશ્વરી, ત્હેના જીવનમાં રસ રેડતી રસમૂર્તિ, ત્હેના જીવનની ઉચ્છ્વાસદેવી સુવાસ આજે મૃત્યુના બિછાને પડી હતી.

બિચારો અનિલ ! સાહિત્યનો બંદી ! શું કરે ? જે સાહિત્ય પાછળ ત્હેણે જીવ,

...ચાલુ———

નની સર્વ શક્તિઓ વેડફી નાખી તે સાહિત્યમાંથી ત્હેને કંઇ મળ્યું ન હતું. ત્હેની હૃદયચુંબિત પરમ ભાવનાભરી સિદ્ધ નવલિકાઓએ ત્હેને પૈસા મેળવી આપ્યા ન હતા. તન્ત્રીઓએ ત્હેની નવલિકાઓનાં શબ્દદ્વારા સુંદર વખાણ ઘણીયે વખત કર્યાં હતાં, કિન્તુ પાઈ સરખીયે પરખાવી ન હતી.

સુવાસ પર અસાધારણ જ્વરે પોતાનો પ્રબળ પ્રભાવ પાથર્યો હતો. ત્હેનું આખુંય શરીર ગરમીથી ધગધગી રહ્યું હતું. જો યોગ્ય સમયમાં તાત્કાલિક ઉપાય અને ડૉક્ટરની સલાહ ન લેવામાં આવે તો ત્હેના જીવન માટે પણ શંકા હતી.

...કિન્તુ અનિલ !...સાહિત્યનો શહિદ ! શું કરે ? કાળના કરાળ જડબામાં ધસડાતી પત્નીની દવા માટે ત્હેની પાસે પાઇ સરખીયે ન હતી. ડૉક્ટરને બોલાવવા પૈસા ન હતા. કોની પાસે માંગે ? બે દિવસ તો ત્હેણે અને ત્હેની પત્નીએ અનાજના અભાવે અપવાસ કર્યા હતા, અને એ વેદનાથી સુવાસની તબીયત લથડી હતી. સાધારણ બગડેલી તબીયત પર તાવે એકાએક પ્રબળ આક્રમણ કર્યું હતું.

એક ખૂણામાં બિછાના પર સુવાસ સુતી હતી. ત્હેનું માથું ખોળામાં લઇ અનિલ અગાધ વિચારોના અનન્ત પ્રવાહમાં તણાતો હતો. આખરે ત્હેના હૃદયને વ્યથિત કરતા વિચારો વાણી વાટે સરી પડયા.

"સુવાસ ! મ્હારા જીવનની આશાવેલ ! શું તું વિલાઇ જશે ? કરમાઈ જશે ? મ્હારી જીવન દિવડી ! તું બુઝાઇ જશે ? ...અને હાય ! પછી મ્હારા જીવનમાં અંધકાર વ્યાપશે ? ઓહ ! એ કલ્પના... દૂર થા !..." ઘડીભર તે બોલતાં અટકયો કૈંક વિચારમાં ડૂબ્યો.

"હા ! દવા કરૂં તો ? ત્હેની તબીયત સુધરે. પણ...હા...મ્હારી પાસે પૈસા કયાં છે ? મ્હારી ગગનગામી કલ્પનાઓ આજે શા કામની ? એ કલ્પનાના પાન પી સુવાસ મૃત્યુના બિછાનેથી ઉભી થવાની હતી ? જે સાહિત્ય માટે જીવનના તત્વો મેં નીચોવી નાંખ્યા તે સાહિત્ય આજે મ્હારા શા ઉપયોગનું ?" અનિલના મગજમાં વિચારોનો વંટોળીયો ચઢયો.

......અને વિચારમાં ને વિચારમાં પોતાના જીવનની જ્યોત સમી સુવાસના તાવથી ધીકતા માથા પર માથું ટેકવી નિદ્રાદેવીના ખોળે તે ઝૂલવા લાગ્યો.

## [ ૫ ]

આફતાબ આલમ પર છેલ્લું કિરણ ફેંકી લાલઘુમ ચહેરે પશ્ચિમની છાતીમાં સરકી ગયો.

આખો દિવસ રખડવા છતાં નોકરી માટે નિરાશા મળવાથી અનિલના પગ ઘર તરફ વળ્યા.

"અનિલ ! ઓ અનિલ !!" પાછળથી ધીમો અવાજ આવ્યો.

અનિલ થોભ્યો: "કોણ ઇન્દુ !"

અનિલ અને ઇન્દુ પરમ સ્નેહાળ મિત્રો હતા.

"હા ! અનિલ ! તું ? આ સ્થિતિમાં ? અને આટલા દિવસ કયાં હતો ?" ઇન્દુએ જવાબ આપી પ્રશ્ન પૂછયો.

અનિલ શું જવાબ આપે ? એની આંખના ખૂણે આંસુ તરવા લાગ્યાં. એનું હૈયું વેદનાથી તરફડવા લાગ્યું. પોતાની વ્યથા શું વર્ણવે ?

"અનિલ! ત્હારી આંખમાં આંસુ! નાઇ! શોકશ મા! જે બન્યું હોય તે ત્હને કહે. હું મદદ કરીશ."

અનિલ ગળગળો થઇ ગયો. ત્હેના કંઠમાં અંતરના ઉદ્દગાર બહાર પાડવાની શક્તિ ન હતી. કૉલેજ જીવનમાં તખ્તા પર ચઢી અનિલ Debating Society માં પોતાનું મન્તવ્ય સચોટ રીતે રજુ કરતો ત્યારે ત્હેની વાચાની વીરતાથી વાતાવરણ સ્તબ્ધ થઇ જતું. આજે ત્હેની વાકશક્તિ ક્યાં વિરમી ગઇ હશે? કરાળ કાળ સમા જીવનના કોયડા ઉકેલવામાં કે બેકારીના ભયંકર દર્દમાં?

"ચાલ! ચાલ! અનિલ! સ્હેજ આપણે બહુ દિવસે સાથે બેસી ચાહ લઇએ." ઇન્દુએ અનિલના હૈયાને વાંચી વાતને પલટો ખવડાવતાં કહ્યું,

અનિલ મૌન રહ્યો. ઇન્દુએ ત્હેનો હાથ પકડી ત્હેને હોટેલ તરફ ખેંચ્યો.

હોટેલમાં તેઓએ ચાહ નાસ્તો લીધો ત્યાં સુધી મૌન રહ્યા.

"અનિલ! ચાલ જરા બાગમાં ઘુમીએ ત્હારા મગજને શાન્તિ મળશે."

અનિલ અનુત્તર રહી કેવળ ઇન્દુની પાછળ ખેંચાયો. તેઓ બાગમાં જઇ બેઠા.

થોડી વારે આત્મસ્વસ્થતા કેળવી અનિલ બોલ્યો.

"ઇન્દુ? હાલ તું શું કરે છે?"

"પ્રથમ તો તું કહે કે હાલ ત્હારી શી પરિસ્થિતિ છે?"

"ઇન્દુ! એ જાણવાથી શો ફાયદો! મ્હારા જીવનનાં દર્દ મ્હારે જ ભોગવવાં પડશે"

"ના! પણ ત્હારે મ્હને કહેવું જ પડશે:"

"તો સાંભળ! મ્હારી નોકરી છૂટી ગઇ છે. સુવાસ તાવથી તરફડે છે. હાલમાં ખાવાના ફાંફાં છે, ત્યાં સુવાસની દવા કેવી રીતે કરવી? ભાઇ? મ્હારી હા...લ...ત..." બોલતાં બોલતાં ત્હેનો કંઠ રૂંધાયો.

"અનિલ! ત્હારા એકલાની નહિ, મ્હારી પણ એ જ હાલત છે. ફેર એટલો જ છે કે ત્હારી અનિચ્છાએ નોકરી છૂટી ગઇ ને મ્હેં સ્વેચ્છાએ નોકરી છોડી બેકારી સાથે બિરાદરી બાંધી. મ્હારો ચિત્રકારનો ધંધો પણ બરાબર ચાલતો નથી. તંત્રીઓ પણ ચિત્રો મફત લેવા ઇચ્છે છે. એટલું સારૂં છે કે ઘેરથી બાપુ પૈસા મોકલે છે એટલે મ્હને ખાવાના ફાંફાં પડતાં નથી:"

"તેં નોકરી છોડી દીધી? શા માટે?

"મૂર્ખ બનવા!"

"એમ શાને બોલે છે?"

"ખરૂં કહું છું, અનિલ! હિન્દને "સ્વરાજ્ય" અપાવી દેવાની ધૂનમાં કેટલાય યુવાનો ઘર છોડી, નોકરી છોડી ગાંધીના ઝંડા નીચે એકત્ર થયા. એમાંનો એક હું. હવે સ્પષ્ટ સ્હમજાય છે કે "સત્યાગ્રહ" સમાન શસ્ત્રથી "બહિષ્કાર" થી અને "સ્વદેશી"ના નિરર્થક પ્રયત્નોથી સ્વાધિનતા સંપાદન કરવાની ગાંધીની ઘેલછા જ છે. આવા શસ્ત્રોથી સ્વતંત્રતા સાંપડવી શક્ય નથી." ઇન્દુએ હૃદયની વરાળ કાઢી.

"ઇન્દુ! એ ત્હારી રાજ્યપ્રકરણની અને ગાંધીજીને સુધરેલી ગાળો દેવાની વાત મ્હારે સાંભળવી નથી." અનિલને ગાંધીવાદની ઘેલછાએ ઘેરી લીધો હતો.

"વાહ! ભાઇ! આ ત્યારે પડતું મૂક્યું. ત્હારો ગાંધી ઘણું જીવો. ચાલ, ત્હારા સાહિત્યની વાત શરૂ કર."

"સાહિત્યનું તો કશું જ કહેવાનું રહ્યું નથી. એ વાતાવરણમાં પણ મુડીવાદી તત્ત્વો પૂર્ણપણે પથરાઇ ચૂક્યાં છે."

"કેમ આમ બોલે છે? જરા સ્પષ્ટ સ્હમજાવને?"

"શું કહું ઇન્દુ! મ્હારી પથારીવશ પત્નીની દવા માટે પૈસાની મ્હને અતિ આવશ્યકતા છે. હું "કુમુદ"ના તન્ત્રી વિમળરાય પાસે ગયો હતો. તે પુસ્તક પ્રકાશક પણ છે. એમના માસિકમાં મ્હારા કેટલાય લેખ, કેટલીયે નાટિકાઓ, અને કેટલીયે નવલિકાઓ અત્યાર સુધીમાં કંઈ પણ વેતન લીધા વિના પ્રગટ થઈ છે. તન્ત્રીએ મ્હારાં લખાણોનાં ઘણી વખત સુંદર વખાણ કર્યાં છે. મ્હને એમ થયું કે તે મ્હારો પ્રસંશક છે અવશ્ય મ્હને મદદ કરશે હું " અંતરના આકર્ષણ" નામક મ્હારી નવલકથા લઇને ગયો. તે પ્રગટ કરવા બદલ મ્હને અગાઉ કંઇક મદદ કરવા વિનંતી કરી. ત્હેમણે કહ્યું : "વાંચ્યા પછી વિચાર કરીશ. સ્હાંજે આવજો " હું સાંજે ગયો. "કેમ નવલકથા ત્હમને પસંદ પડી?" ત્હેમણે ગંભીર મુખ કરી ચશ્મામાં ચમકતી ઝીણી આંખોએ મ્હારા તરફ તાકી કહ્યું :

"જુઓને, અનિલરાય! નવલકથા તો ઠીક છે, પણ નવલકથા લખવાનો ત્હમારો આ પ્રથમ પ્રયાસ હોવાથી પાત્રા લેખનની નિર્બળતા પકડાઇ જાય છે. વળી કેટલેક સ્થળે Language નું Standard પણ Natural રહ્યું નથી; એટલે એ પ્રગટ કરી શકાય ત્હમે નથી. ત્હેમ હજુ તેમાં યોગ્ય ફેરફાર કરો." "ઇન્દુ! તન્ત્રીરાજના આ શબ્દો સાંભળી હું તો સ્તબ્ધ જ થઇ ગયો. કહે, સાહિત્યકારોની આ સ્થિતિ છે!"

"અનિલ! વળી આજકાલ અળમીયાની માફક અઠવાડિકો અને માસિકો પણ ઘણાં ફાટી નિકળ્યાં છે."

"પણ એ સર્વમાં કેવળ આંગળી પર આંકી લઇએ તેટલાં જ માસિકો શિષ્ટ અને પ્રેરણાત્મક સાહિત્ય જનતાને પિરસે છે."

"એ અળશીયાની જેમ ઉભરાતાં અઠવાડિકોને લેખો કેવી રીતે મળી આવે છે?"

"ત્હારો પ્રશ્ન સુંદર છે, ઇન્દુ? જેમ અઠવાડિકોનો રાફડો ફાટતો જાય છે તેમ લેખકોનો પણ જુવાળ ચઢયો છે. કલમ પકડતાં આવડી કે લેખક, જોડકણાં જોડે તે કવિ; અને છઠાં સુધી ભણેલા તંત્રી. આ સાહિત્યના મહાન સર્જકો!"

"અમારા કલાના ક્ષેત્રની પણ એવી જ દર્દનાક કથા છે. ચિત્રકારો ચિત્રો લઇ શેઠીયાઓને ત્યાં રખડે છે, પણ કોણ ભાવ પૂછે છે. એ દિવસ પર હું પરમ કલાપૂર્ણ સર્વાંગસુંદર ભાવનાવાહિ ત્રિરંગી ચિત્ર, જેમાં મેં મ્હારો આત્મા સિંચ્યો છે તે લઈ એક શેઠને ત્યાં ગયો. ચિત્ર ખરીદવા શેઠને વિનંતી કરી. "ત્હારા જેવા તો કેટલાયે એવું ચિતરામણ ચિતરી અહિં આવે છે. છાનોમાનો ચાલ્યો જા." આમ કહી એ લક્ષ્મીના મદે છકેલ શેઠે મ્હારૂં અપમાન કર્યું. મ્હારી કલાને વખોડી. ભારે હૈયે હું પાછો ફર્યો. કહે, આવા મુડીવાદીઓના મદ કયારે ઉતરશે?" ઇન્દુનું હૃદય દર્દભરી ભાવનાથી ઉભરવા લાગ્યું.

"ખરેખર, મુડીવાદીઓની મદાંધતા પરાકાષ્ટાએ પહોંચી છે. આજે સમસ્ત શ્રમજીવી સમુદાય ત્હેમની જાલીમ એડી નીચે કચડાય છે. એમની સ્થિતિ આ વાતાવરણમાં સુધરવી શકય નથી. ઇન્દુ! મુડીવાદીઓ શું એમ જ માનતા હશે કે તેઓ ગરીબોને છૂંદવા જ સર્જાયા છે?"

"અનિલ! ત્હારી આંખમાં આંસુ! નાહીં રોઇશ મા! જે બન્યું હોય તે મ્હને કહે. હું મદદ કરીશ."

અનિલ ગળગળો થઇ ગયો. ત્હેના કંઠમાં અંતરના ઉદ્દ્ગાર બહાર પાડવાની શક્તિ ન હતી. કોલેજ જીવનમાં તખ્તા પર ચઢી અનિલ Debating Society માં પોતાનું મન્તવ્ય સચોટ રીતે રજુ કરતો ત્યારે ત્હેની વાચાની વીરતાથી વાતાવરણ સ્તબ્ધ થઇ જતું. આજે ત્હેની વાકશક્તિ ક્યાં વિરમી ગઇ હશે? કરાળ કાળ સમા જીવનના કોયડા ઉકેલવામાં કે બેકારીના ભયંકર દર્દમાં?

"ચાલ! ચાલ! અનિલ! સ્હેજ આપણે બહુ દિવસે સાથે બેસી ચાહ લઇએ." ઇન્દુએ અનિલના હૈયાને વાંચી વાતને પલટો ખવડાવતાં કહ્યું.

અનિલ મૌન રહ્યો. ઇન્દુએ ત્હેનો હાથ પકડી ત્હેને હોટેલ તરફ ખેંચ્યો.

હોટેલમાં તેઓએ ચાહ નાસ્તો લીધો ત્યાં સુધી મૌન રહ્યા.

"અનિલ! ચાલ જરા બાગમાં ઘુમીએ ત્હારા મગજને શાન્તિ મળશે."

અનિલ અનુત્તર રહી કેવળ ઇન્દુની પાછળ ખેંચાયો. તેઓ બાગમાં જઇ બેઠા.

થોડી વારે આત્મસ્વસ્થતા કેળવી અનિલ બોલ્યો.

"ઇન્દુ? હાલ તું શું કરે છે?"

"પ્રથમ તો તું કહે કે હાલ ત્હારી શી પરિસ્થિતિ છે?"

"ઇન્દુ! એ જાણવાથી શો ફાયદો! મ્હારા જીવનનાં દર્દ મ્હારે જ ભોગવવાં જોઇએ."

"ના! પણ ત્હારે મ્હને કહેવું જ પડશે."

"તો સાંભળ! મ્હારી નોકરી છૂટી ગઇ છે. સુવાસ તાવથી તરફડે છે. હાલમાં ખાવાના ફાંફાં છે, ત્યાં સુવાસની દવા કેવી રીતે કરવી? ભાઇ? મ્હારી હા...લ...ત..." બોલતાં બોલતાં ત્હેનો કંઠ રૂંધાયો.

"અનિલ! ત્હારા એકલાની નહિ, મ્હારી પણ એજ હાલત છે. ફેર એટલો જ છે કે ત્હારી અનિચ્છાએ નોકરી છૂટી ગઇ ને મ્હેં સ્વેચ્છાએ નોકરી છોડી બેકારી સાથે બિરાદરી બાંધી. મ્હારો ચિત્રકારનો ધંધો પણ બરાબર ચાલતો નથી. તંત્રીઓ પણ ચિત્રો મફત લેવા ઇચ્છે છે. એટલું સારૂં છે કે ઘેરથી બાપુ પૈસા મોકલે છે એટલે મ્હને ખાવાના ફાંફાં પડતાં નથી."

"તેં નોકરી છોડી દીધી? શા માટે?"

"મૂર્ખ બનવા!"

"એમ શાને બોલે છે?"

"ખરૂં કહું છું, અનિલ! હિન્દને "સ્વરાજ્ય" અપાવી દેવાની ધૂનમાં કેટલાય યુવાનો ઘર છોડી, નોકરી છોડી ગાંધીના ઝંડા નીચે એકત્ર થયા. એમાંનો એક હું. હવે સ્પષ્ટ સમજાય છે કે "સત્યાગ્રહ" સમાન શસ્ત્રથી "બહિષ્કાર" થી અને "સ્વદેશી"ના નિરર્થક પ્રયત્નોથી સ્વાધિનતા સંપાદન કરવાની ગાંધીની ઘેલછા જ છે. આવા શસ્ત્રોથી સ્વતંત્રતા સાંપડવી શક્ય નથી." ઇન્દુએ હૃદયની વરાળ કાઢી.

"ઇન્દુ! એ ત્હારી રાજ્યપ્રકરણની અને ગાંધીજીને સુધરેલી ગાળો દેવાની વાત મ્હારે સાંભળવી નથી." અનિલને ગાંધીવાદની ઘેલછાએ ઘેરી લીધો હતો.

"વાહ! ભાઇ! આ ત્યારે પડતું મૂક્યું. ત્હારો ગાંધી ઘણું જીવો. ચાલ, ત્હારા સાહિત્યની વાત શરૂ કર."

"સાહિત્યનું તો કશું જ કહેવાનું રહ્યું નથી. એ વાતાવરણમાં પણ મુડીવાદી તત્ત્વો પૂર્ણપણે પથરાઇ ચૂક્યાં છે."

"કેમ આમ બોલે છે? જરા સ્પષ્ટ સ્હમજાવને?"

"શું કહું ઇન્દુ! મ્હારી પથારીવશ પત્નીની દવા માટે પૈસાની મ્હને અતિ આવશ્યકતા છે. હું "કુમુદ"ના તન્ત્રી વિમળરાય પાસે ગયો હતો. તે પુસ્તક પ્રકાશક પણ છે. એમના માસિકમાં મ્હારા કેટલાય લેખ, કેટલીયે નાટિકાઓ, અને કેટલીયે નવલિકાઓ અત્યાર સુધીમાં કંઈ પણ વેતન લીધા વિના પ્રગટ થઈ છે. તન્ત્રીએ મ્હારાં લખાણોનાં ઘણી વખત સુંદર વખાણ કર્યાં છે. મ્હને એમ થયું કે તે મ્હારો પ્રસંશક છે અવશ્ય મ્હને મદદ કરશે હું "અંતરના આકર્ષણ" નામક મ્હારી નવલકથા લઇને ગયો. તે પ્રગટ કરવા બદલ મ્હને અગાઉ કંઈક મદદ કરવા વિનંતી કરી. ત્હેમણે કહ્યું: "વાંચ્યા પછી વિચાર કરીશ. સ્હાંજે આવજો." હું સાંજે ગયો. "કેમ નવલકથા ત્હમને પસંદ પડી?" ત્હેમણે ગંભીર મુખ કરી ચશ્માંમાં ચમકતી ઝીણી આંખોએ મ્હારા તરફ તાકી કહ્યું:

"જુઓને, અનિલરાય! નવલકથા તો ઠીક છે, પણ નવલકથા લખવાનો ત્હમારો આ પ્રથમ પ્રયાસ હોવાથી પાત્ર લેખનની નિર્બળતા પકડાઈ જાય છે. વળી કેટલેક સ્થળે Language નું Standard પણ Natural રહ્યું નથી; એટલે એ પ્રગટ કરી શકાય ત્હમે નથી. ત્હેમ હજુ તેમાં યોગ્ય ફેરફાર કરો." "ઇન્દુ! તન્ત્રીરાજના આ શબ્દો સાંભળી હું તો સ્તબ્ધ જ થઇ ગયો. કહે, સાહિત્યકારોની આ સ્થિતિ છે!"

"અનિલ! વળી આજકાલ અળસી-યાની માફક અઠવાડિકો અને માસિકો પણ ઘણાં ફાટી નિકળ્યાં છે."

"પણ એ સર્વમાં કેવળ આંગળી પર આંકી લઇએ તેટલાં જ માસિકો શિષ્ટ અને પ્રેરણાત્મક સાહિત્ય જનતાને પિરસે છે."

"એ અળસીયાની જેમ ઉભરાતાં અઠવાડિકોને લેખો કેવી રીતે મળી આવે છે?"

"ત્હારો પ્રશ્ન સુંદર છે, ઇન્દુ! જેમ અઠવાડિકોનો રાફડો ફાટતો જાય છે તેમ લેખકોનો પણ જુવાળ ચઢયો છે. કલમ પકડતાં આવડી કે લેખક, જોડકણાં જોડે તે કવિ; અને છઠ્ઠાં સુધી ભણેલા તંત્રી. આ સાહિત્યના મહાન સર્જકો!"

"અમારા કલાના ક્ષેત્રની પણ એવી જ દર્દનાક કથા છે. ચિત્રકારો ચિત્રો લઇ શેઠીયાઓને ત્યાં રખડે છે, પણ કોણ ભાવ પૂછે છે. એ દિવસ પર હું પરમ કલાપૂર્ણ સર્વાંગસુંદર ભાવનાવાહિ ત્રિરંગી ચિત્ર, જેમાં મેં મ્હારો આત્મા સિંચ્યો છે તે લઈ એક શેઠને ત્યાં ગયો. ચિત્ર ખરીદવા શેઠને વિનંતી કરી. "ત્હારા જેવા તો કેટલાયે એવું ચિતરામણ ચિતરી અહિં આવે છે. છાનોમાનો ચાલ્યો જા." આમ કહી એ લક્ષ્મીના મદે છકેલ શેઠે મ્હારૂં અપમાન કર્યું. મ્હારી કલાને વખોડી. ભારે હૈયે હું પાછો ફર્યો. કહે, આવા મુડીવાદીઓના મદ ક્યારે ઉતરશે?" ઇન્દુનું હૃદય દર્દભરી ભાવનાથી ઉભરવા લાગ્યું.

"ખરેખર, મુડીવાદીઓની મદાંધતા પરાકાષ્ટાએ પહોંચી છે. આજે સમસ્ત શ્રમજીવી સમુદાય ત્હેમની જાલીમ એડી નીચે કચડાય છે. એમની સ્થિતિ આ વાતાવરણમાં સુધરવી શક્ય નથી. ઇન્દુ! મુડીવાદીઓ શું એમ જ માનતા હશે કે તેઓ ગરીબોને છૂંદવા જ સર્જાયા છે?"

"બેશક !" ઇન્દુના સ્વરમાં સઘનતા હતી.

"તો પછી એ સમાજવ્યવસ્થા ઉથલાવી નાંખવામાં જ શ્રેય સમાયેલું છે."

"ખરેખર ! જગતનો કોઇ પણ માનવ કામ મેળવવાનો હક્ક લઇને જ જન્મ્યો છે, કિન્તુ સુદીમંડિત સમાજરચનાના પરિણામે બેકારી ફાટી નિકળી છે.

"કેવું સમાજબંધારણ સર્વ રીતે સુલભ થઇ પડે, ઇન્દુ ?"

"આર્થિક બાબતોમાં સર્વ વ્યક્તિઓને સરખી સગવડ, સજ્જડ મૂળ નાંખી પ્રભાવ જમાવી બેઠેલ કેટલાક જૂના અયોગ્ય રીતરિવાજોનો સદંતર વિધ્વંશ કરી આધુનિક નવીન નિતિની આયોજના પર સમાજવ્યવસ્થા સર્જાવી જોઇએ."

"એ દિવસ ક્યારેય આવશે ! ઇન્દુ ! લે ચાલ હવે તો છૂટા પડીએ, બહુ મોડું થયું."

"ઉભો રહે. છૂટા પડતાં પહેલાં મ્હારે ત્હને કંઇક આપવું છે." ઇન્દુએ ખીસ્સામાંથી પાંચ રૂપીયાની નોટ કાઢી, "લે અનિલ ! સુવાસની દવા કરવા માટે મ્હારાથી બનતી મદદ કરૂં છું."

સ્હેજ આનાકાનીને અન્તે અનિલે ત્હેનો સ્વિકાર કર્યો અને તેઓ છુટા પડ્યા.

અન્તેએ પોતાના ઘર તરફની દિશાએ પગલાં માંડયા. અનિલને ઇન્દુ તરફથી પોતાની વિષમ પરિસ્થિતિમાં પાંચ રૂપીયાની મદદ મળવાથી ત્હેનું ભાવનાશાળી હૈયું ઉમંગના આવેશભર્યા આંદોલનોમાં રાચવા લાગ્યું. ત્હેણે બજારમાંથી સુવાસ માટે કેટલાંક સંતરાં, નારંગી વિગેરે ફળમેવો લીધો. પોતાના માટે પણ નાસ્તો લીધો.

પછી ત્હેના પગમાં તિવ્રતા આવી રમવા લાગી. ચાલવાની ગતિ અતિ વેગવાન બની. તે ઝડપભેર ઘેર પહોંચ્યો.

ઘરમાં પ્રવેશતાં જ હૃદયસ્પર્શી દૃશ્ય ત્હેની નજરે પડ્યું.

દવા, સારવાર અને સાત્વિક ખોરાકના અભાવે તેના દુબળા દેહમાંથી પ્રાણ ઉડી ગયો હતો.

સુવાસની પથારી પાસે તે બેઠો પથારીમાં આત્મા વિનાનો દેહ પડયો હતો. બાલક કેતન સુવાસ પાસેથી દૂધની આશા નિષ્ફળ જવાથી રડી રહ્યો હતો તેનું રૂદન વાતાવરણને કરૂણ બનાવતું હતું.

"ઓ, સુવાસ !" અનિલ હાય નાંખી જમીન પર પટકાઈ પડયો.

(સંપૂર્ણ.)

# સંચય

# સોવિયેટમાં મતભેદ

"રાષ્ટ્રસંઘમાં સોવિયેટ યુનીયનના પ્રવેશથી ખોલ્શેવીઝમનો અંત આવ્યો છે." આંતરરાષ્ટ્રીય રાજકારણમાં રશિયાના સહકારને ટેકો આપનારાઓ, કંઇક અંશે છુપી રીતે આ માન્યતા ધરાવે છે. રશિયાને આંતરરાષ્ટ્રીય રાજકારણમાં આવકાર આપનારા મૂડીવાદી રાજ્યનીતિજ્ઞો પણ રશિયા સાથેની તેમની મૈત્રિના રેકામાં આ માન્યતા આગળ ધરે છે—આગામી જગદ્‌વ્યાપી ક્રાન્તિમા શ્રધ્ધા ધરાવનાર, અને લીટવીનોફની પરદેશખાતાની કચેરીની રાજકાર્ય કુશળતા કરતાં મડીવાદી દેશોમાં કોમીન્ટર્નની વિઘાતક ચળવળમાં વધુ શ્રદ્ધા રાખનાર સામ્યવાદી મંડળો પણ રાષ્ટ્રસંઘમાં રશિયાના પ્રવેશ સંબંધી આવી જ માન્યતા ધરાવે છે.

મોસ્કોના સામાન્ય સામ્યવાદીઓ સોવિયેટની પરદેશનીતિની છેલ્લી સફળતાને, આંતરરાષ્ટ્રીય મડીવાદની તાબેદારીના સ્વીકારનાં સ્વરૂપમાં જુએ છે. મેન્યુલસ્કી અને લીટવીનોફ વચ્ચેની ખેંચતાણ–કોમીન્ટર્ન અને પરદેશખાતાની કચેરી વચ્ચેની લડત–નું પરિણામ દેખીતી રીતે કોમ્યુનીસ્ટ ઇન્ટરનેશનલના સંપૂર્ણ પરાજયમાં આવ્યું છે. લીટવીનોફની તરફેણમાં સ્ટેલીને નિર્ણય આપ્યો. લીટવીનોફની ઇચ્છા અને સ્ટેલીનના હુકમથી કોમીન્ટર્ન કોંગ્રેસ અચોક્કસ મુદત' સુધી મુલતવી રાખવામાં આવી છે. વળી સ્ટેલીને એવા સૂચના આપી છે કે કોમીન્ટર્ન પરદેશખાતાની કચેરીની સહાયકારક સંસ્થા તરીકે કેટલાક સમય સુધી રહેશે; અને તેની ચળવળ અને કાર્યક્રમ રશિયાની સરકારી પરદેશનીતિને આધીન રહેશે.

આથી આવતા વર્ષ માટે કોમીન્ટર્નનો કાર્યક્રમ પરદેશખાતાની કચેરીએ ઘડી કાઢ્યો છે, એ કાર્યક્રમ રશિયાની પરદેશનીતિ સાથે અસંગત ન હોય તે ખાસ ધ્યાનમાં રાખવામાં આવ્યું છે. આંતરરાષ્ટ્રીય યુદ્ધ વખતે રશિયાની તરફેણ ન કરે એવાં રાજ્યો તરફ ખાસ ધ્યાન આપવામા આવ્યું છે. આ રાજ્યોમાં જર્મની, જાપાન, પોલેંડ અને દક્ષિણ તથા મધ્ય અમેરિકાનાં રાજ્યો મૂખ્ય છે. ગ્રેટબ્રિટન પ્રત્યે રશિયાની નીતિ હજુ અચોક્કસ રાખવામાં આવી છે. રશિયા અને ગ્રેટબ્રીટન વચ્ચે સમાધાન કરાવવામાં ફ્રેંચ રાજકારણપટુઓને સફળતા મળે તે અસંભવિત જણાતું નથી, પરંતુ અંતમાં ગ્રેટબ્રીટન સોવિયેટના દુશ્મનોની જ તરફેણ કરશે એ પણ સાથે સાથે ભૂલવું જોઇએ નહિ.

ભવિષ્યમાં કોમીન્ટર્નનો કાર્યક્રમ અને તેનો સમય પણ પરદેશખાતાની કચેરી તરફથી નક્કી કરવામાં આવશે એ બીનાથી

કોમીન્ટર્નની કાર્યવાહી સમીતિમાં ખળભળાટ પેદા થયો છે. જર્મની અને જાપાન વિષેના કોમીન્ટર્નના કાર્યક્રમને રાજ્યદ્વારી કચેરીએ રદ કર્યો છે એવું કહેવાય છે. જર્મન અને જાપાનીસ સામ્યવાદીઓએ લાલ લશ્કર અથવા સોવિયેટનીતિને ઉપયોગી થઇ પડે એવા કોઇ પણ કાર્ય માટે તૈયાર રહેવા સિવાય બીજું કાંઇ કરવાનું નથી. હવેથી પરદેશી સામ્યવાદી પક્ષોને સોવિયેટ રશિયાના દુશ્મનોનો સામનો કરવામાં સોવિયેટ યુનીયનને મદદ કરનાર છુપી સંસ્થાઓ તરીકે ગણવામાં આવશે.

આંતરરાષ્ટ્રીય પરિસ્થિતિ સંબંધી કોમીન્ટર્નનો ખ્યાલ, પરદેશી કચેરીના ખ્યાલથી ઘણાખરા મુદ્દાઓમાં જુદો પડે છે એ બીના કોમીન્ટર્નના નેતાઓ હવે છુપાવતા નથી. અમેરિકા ને ફ્રાન્સની વર્તમાન પરિસ્થિતિ જોતાં, દેશોનાં સ્થાનિક સામ્યવાદી દળોએ ક્રાન્તિકારી ચળવળ વધારવાની જરૂરીયાત વિષે કોમીન્ટર્નની કાર્યવાહી સમીતિએ, રશિયાની રાજકીય કચેરીને ખાત્રી કરાવવાનો પ્રયત્ન કર્યો હતો. 'પરંતુ એ કચેરીએ ઠરાવ્યું કે અમેરિકન અને ફ્રેન્ચ સામ્યવાદીઓએ સ્થાનીક બનાવો પુરતી જ તેમની ચળવળને ચાલુ રાખીને સોવિયેટ યુનીયનની પરદેશનીતિ સાથે અથડામણમાં આવે તેવું કોઇપણ કાર્ય કરવું નહિ. એ બન્ને દેશોના—ખાસ કરીને અમેરિકાનાં—સામ્યવાદી દળોએ, અમેરિકા તથા ફ્રાન્સ સાથેના રશિયાના સંબંધ ઉપર અસર કરે તેવાં કાર્યો સ્વતંત્ર રીતે શરૂ કર્યાં ત્યારે એ દળો ઉપર સખ્ત દબાણ કરવામાં આવ્યું હતું. આ ઉપરથી રશિયામાં ચાલી રહેલા આંતરિક વિરોધનો ખ્યાલ આવી શકશે.

આજે દેશો સોવિયેટ રશિયાની રાજકીય ચાલબાજી તરફ ખાસ ધ્યાન આપી રહ્યા છે, તે વખતે સામ્યવાદી દળમાં પ્રસરી રહેલો આંતરિક વિરોધ તેથી ય વધુ ધ્યાન ખેંચે છે. જાણકાર મંડળોમાં માનવામાં આવે છે કે, કોમીન્ટર્નને છુટછાટો આપીને સ્ટેલીન તેના તકવાદીપણાનો પુરાવો આપશે. લીટવીનોફની ઇચ્છા પ્રમાણે કોમીન્ટર્ન કોંગ્રેસ મુલતવી રાખવામાં આવી છે, તો પણ ફ્રાન્સ, અમેરિકા અને "લીટલ એન્ટેન્ટ" (યુગોસ્લેવીયા, ઝેકોસ્લોવાકીયા અને રૂમાનીયા) રાજ્યોથી કોમીન્ટર્નની ચળવળ અજાણ રહી શકશે નહિ એવું ધારવામાં આવે છે.

આમ આજે તો રશિયામાં આંતરિક અથડામણો ચાલી રહી છે; પરંતુ તેનાં પરિણામ માટે રાહ જોવી પડશે.

# આપણો પત્રકાર

## ઢાલની બીજી બાજુ

**પત્રકારના સ્થુળદેહ અને અક્ષરદેહ વચ્ચેના કલ્પનાના રંગ પુરેલો તફાવત દર્શાવીને સફળ પત્રકાર બનવાના નુસ્ખાઓ બતાવતું એક હળવું શબ્દચિત્ર–**

લેખક:
**શ્રી. દયાશંકર ભ. કવિ**

**પ**ત્રકારનો વ્યવસાય પરમ પુનિત મનાય છે, તેથી જ આજકાલ આલમભરમાં વ્યાપી રહેલી વેપારમંદી અને ભયંકર બેકારીથી વિવશ બની ગયેલા હજારો નવજુવાનો એમાં યાહોમ કરીને ઝંપલાવે છે પણ નિસગીરી ફક્ત એટલી જ છે કે તેઓ બીનઅનુભવી હોવાથી એ વ્યવસાયમાં સફળતા પ્રાપ્ત કરી શકતા નથી. આવા નવજુવાનો અને ખાસ કરીને ઉગતા પત્રકારો પ્રત્યે મ્હને હંમેશાં બહુ જ સહાનુભૂતિ રહ્યા કરે છે અને તેથી જ એ સહાનુભૂતિને મૂર્તિમંત સ્વરૂપે જગત સમક્ષ રજુ કરવાને આજે હું મ્હારી અનુભવ-કથા કહેવાને તૈયાર થયો છું. મ્હારા અનુભવો ઉગતા પત્રકારોને ખરેખર માર્ગદર્શક થઇ પડશે કે નહિ તે અનુભવ જ પુરવાર કરશે. છતાંય હું તેનો નિર્દેશ કરવાની તીવ્ર ઇચ્છાને આજે રોકી શકવાને સમર્થ નથી એ તો જાણે ચોક્સ છે.

**પ**ત્રકારના પુનિત એ ગણાતા વ્યવસાયમાં પડ્યા પછી થયેલ અનેક અનુભવોથી મ્હને પુરી ખાત્રી થઇ છે કે સફળ પત્રકાર બનવા માટે ખાસ ત્રણ વસ્તુઓ:– (૧) બાપદાદાની વારસામાં મળેલી માલમિલ્કત, (૨) અસિમ સહનશક્તિ અને (૩) અનંત સાધના અતિશય આવશ્યક છે. જો આમાં કોઇ પણ વસ્તુનો અભાવ હોય તો પત્રકાર બનવા પહેલાં આઠ આનાનું અફીણ ખાઇ સુઇ જવા-

એ મહાશયે શરણુ લઇ લીધું, અને ચાર દાદરા ચઢવાથી ચઢેલ શ્રમને નિવારવા લાગ્યા.

"જુઓ! પત્રકારજી, આપ આ છોકરાને તો જુઓ છો ને? તે બહુ જ કાચી ઉંમરનો છે. હજી હમણાં જ દેવદિવાળીએ તેણે આઠમા વર્ષમાં પ્રવેશ કર્યો છે, (આ સાંભળીને મ્હારી અવલોકન શક્તિને આઘાત પહોંચ્યો). છતાંય તે કવિતાઓ રચે છે, નવલીકાઓ લખે છે અને ગદ્ય, પદ્ય, દ્રષ્ય, સર્વ તરેહની કાવ્યરચનામાં કુશળતા ધરાવે છે." આરામ ખુરશીમાં થોડી વાર પડી રહ્યા પછી પાછા મુછો પેસ વતી સાફ કરતાં કરતાં એ મહાશયે કહેવા માંડ્યું.

"ત્યારે તો આપને એ માટે અભિમાન થવું જોઇએ?"

"હા. પણ જ્યાં સુધી એને પત્રકાર બનાવવાની વિધિવત્ દીક્ષા ન દેવામાં આવે ત્યાં સુધી એ સર્વ મ્હને નકામું લાગે છે. હું ઠેઠ ગીરગામથી આપની પાસે એકજ વિનંતી કરવા માટે આવ્યો છું કે આપ એને પત્રકાર બનવાની શિક્ષા-દિક્ષા આપો અને એને આપના શરણમાં લ્યો."

"આ છોકરાના ઉપનયન સંસ્કાર કરવામાં મ્હને કાંઇ વાંધો નથી." લાંબા સમયથી ગુમાવેલી ચીજ-વસ્તુને પ્રાપ્ત કરતાં જેટલી ખુશી ઉપજે છે તેવી ખુશી અનુભવતા હું બોલ્યો.

"તો શું આપ આને શરણમાં લેશો?"

"હા. પણ શરણમાં લેવા પહેલાં અમુક શર્તોનો અમલ થવો ઘટે છે."

"કઇ શર્તો?"

"જુઓ! મ્હારે ડાબી આંખ નથી."

"હા. બરોબર છે."

"જ્યાં સુધી આપના આ પુત્રને બે આંખો છે ત્યાં સુધી તે સારો પત્રકાર થઇ શકશે નહિ. સારીયે દુનિઆમાં તપાસ કરશો તો ય તમને એક પણ અચ્છો પત્રકાર બે આંખોવાળો નહિ મળશે. આમાં જ ખરી ખૂબી રહેલી છે. એક આંખવાળા પત્રકારને બે આંખવાળા પત્રકાર કરતાં અડધો પ્રકાશ જોઇએ છે. આ ઉપરાંત એક બીજું પણ મહત્વનું કારણ છે. પત્રકારને સારી દુનિયા એક જ આંખથી જોવી પડે છે. અને ત્યારે તે સર્વને એકી સાથે ન્યાય કરી શકે છે!" મેં પત્રકારની એકાકી-કાક-દ્રષ્ટિ પર વિવેચન કરતાં કહ્યું.

"આ સિવાય બીજી શર્ત કઇ છે?"

"આપ જુઓ છો કે મ્હારા માથા પર બાલ નથી. આપ એમ ન ધારી લેતા કે કોઇ કેશરોગ અગર તો ચર્મરોગથી એ બાલો ખરી પડ્યા છે. સત્ય વાત એ છે કે દરેક અસલ પત્રકારને જ્યારે કોઈ વાતની સુજ પડતી નથી ત્યારે તે માથું ખજવાળે છે. માથું ખજવાળે છે એટલે તમે એમ ન માની લેતા કે એ બાલ ઉખેડે છે. તે તો માથામાં ખોદાણ કરે છે. આમ કરવાથી માથુ ખંજવાળવાથી કલ્પનાની પ્રતિમા જાગૃત થાય છે. હાથની આંગળીઓ અને માથાનો અવ્યાહત સંબંધ ચાલુ રાખવા માટે માથાના મધ્યસ્થ કેશોનો લોચ કરાવી લેવો એ જ સારું છે."

"હવે?" એ નવઆગંતુકે વિસ્ફારીત નેત્રે પાછો પ્રશ્ન કર્યો.

"આપ જુઓ છો કે મ્હારો એક પગ બીજા પગથી કંઇક ન્હાનો છે. આનું કારણ આપ એ ન સમજી લેશો કે દૂમના

કે રેલ્વેના પાટા નીચે આવી જવાથી એ વિષમતા આવી ગઈ છે. આનું કારણ તો એ છે કે પત્રકારો ઘણા ભાગે મકાનોની છતો પર રહે છે, એટલે એમને હંમેશાં ત્રણ ચાર મજલાની લાંબી સીઢીઓ ચઢવી ઉતરવી પડે છે. આ પ્રમાણે ચઢઉતર કરવાથી પત્રકારનો એક પગ કે જેના પર વધારે જોર પડે છે તેની પેની ત્રણ ચાર ઇંચ ઘસાઇ જાય છે; તેમજ પત્રોની ઓફીસોના દાદર ચઢવાથી પણ એવી જ અસર તેમના પગ પર થાય છે. ત્હમારા આ છોકરાને તેના પગની મરામત કરાવવી પડશે. કોઇ ચતુર ડાક્ટર એના પગની જ્હોને ખોલી આવશ્યકતાનુસાર એની લંબાઇ પહોળાઇ કમી જાસ્તી કરી આપશે."

"આ સિવાય આપની બીજી શરત છે?"

"હા. ભાઇ, હવે ફક્ત એક જ શરત છે. આપ જુઓ છો કે મ્હારા આગલા બે દાંતો સ્થાનભ્રષ્ટ થઇ ગયા છે આપ એમ ન સમજશો કે મ્હારી વૃધ્ધાવસ્થાથી એ દાંતો ઉખડી ગયા હશે અગર તો બોકસીંગ કરતાં તુટી ગયા હશે. પણ ખરૂં કહું તો એને જાણીબુઝીને સાણસીથી ઉખેડી દેવામાં આવ્યા છે. આમ કરવાથી હું કમમાં કમ દસ ફીટ દૂર થુંકી શકું છું. ૧૯૨૩ થી એવો નિયમ થઇ રહ્યો છે કે જે પત્રકાર થુંકને દસ ફીટ લાંબુ ઉરાડી ન શકે તે એસેમ્બ્લીમાં સ્થાન નહિં મેળવે. એસેમ્બ્લીમાં પ્રત્યેક પત્રકારને માટે પીકદાનીઓ દઇ શકાય નહિ એવો કાયદો ઘડવામાં આવ્યો છે."

મ્હારૂં આ સંભાષણ સાંભળીને એ ભાઇ સાહેબની મુખમુદ્રા બહુ જ ગંભીર થઇ ગઈ. તે મને કાંઇ કહ્યાકારવ્યા વગર જ જે જે કરીને બ્હાર ચાલી નિકળ્યો.

હિંદી ઉદ્યોગો ખીલ-
વવાનો અખતરો !

નવાં બંધારણને આશ્રય આપવા
ઇચ્છતા દેશી રાજાઓ રાષ્ટ્રીય
જાગ્રતિનાં પુર રોકવાનો મીથ્યા
પ્રયત્ન કરી રહ્યા છે.



એમની સ્વ. પત્નિશ્રીના સ્મરણાર્થે
શ્રી ફાર્બસ ગુજરાતી સભાને
શ્રીયુત ડાહ્યાભાઇ આણંદજી ચાવડા
તરફથી સવિનય સપ્રેમ ભેટ.




નવા બંધારણની ગાડી આટલી બધી ઝડપ અને સરળતાથી ચાલશે!—



# સાહિત્ય સમાલોચના

ગુજરાતી સાહિત્યક્ષેત્રમાં એક સંસ્થા તરીકે લાંબા સમયથી પોતાની વિવિધ સેવાઓ અર્પનાર ગુજરાત વર્નાક્યુલર સોસાઇટીએ પ્રગટ કરેલાં થોડાંક નવાં પુસ્તકો અવલોકનાર્થે મળ્યાં છે. એ પુસ્તકો જૂદા જૂદા કારણોસર ટ્રસ્ટ કરનારાઓના ફંડના વ્યાજાદિમાંથી તૈયાર થએલાં હોવાથી–પુસ્તકોના વિષયો પણ ટ્રસ્ટ કરનારની ઇચ્છા મૂજબના છે. તેથી પુસ્તકોના વિષય પરત્વે સોસાઇટીના માથે બધી જવાબદારી નાખી શકાય તેમ નથી; તેમજ વિષયની પસંદગીના ગુણ-દોષ બદલ સોસાયટીને લક્ષીને ટીકા પણ કરી શકાય નહીં. ૨૫ કે પચાસ વર્ષ ઉપર ટ્રસ્ટ કરનાર સાહિત્યક્ષેત્રમાં કોઇ એકાદ વિષયની પસંદગી કરીને તેને લગતાંજ પુસ્તકો પ્રગટ કરવાનું ઠરાવે અને તે વિષયનાં પુસ્તકો વર્તમાન જરૂરીઆત સાથે સદા સર્વદા મેળ ખાતાં રહે એ બનવું ઘણું મુશ્કેલ છે. સોસાયટીએ પ્રગટ કરેલાં પુસ્તકોમાંનાં કેટલાંક વર્તમાન આવશ્યકતાઓની ઉપેક્ષા કરે છે, અને કેટલાંક વિશેષતા વિનાનાં પણ સંગ્રહવા જેવાં છે.

**ગુજરાત વર્નાક્યુલર સોસાઇટીનો ઇતિહાસ–વિભાગ ત્રીજો, ૧૯૦૯ થી ૧૯૩૩) સંયોજક શ્રી. હીરાલાલ ત્રિભુવનદાસ પારેખ બી. એ.**

સોસાયટીના વાર્ષિક અહેવાલો ઉપરાંત સોસાયટીની પ્રવૃત્તિનો સળંગ ઇતિહાસ લખવાની યોજના ગુજરાતી સમાજજીવનનો વિકાસક્રમ દેખાડવાના હેતુ પૂરતી પ્રશંસનીય છે. ગુજરાતી જીવનમાં સોસાઇટીએ પોતાનો પ્રભાવ હંમેશ નાખ્યા કર્યો છે; ગુજરાતની સામાજીક પ્રવૃત્તિઓ ઉપર પોતાની છાપ મારવા સાથે પરોક્ષ રીતે દોરવણી પણ કરી છે; એ સત્યનો સ્વીકાર કરતાં સંકોચ થતો જ નથી એની પ્રવૃત્તિઓ અને અસરો ગુજરાતનું કેટલે દરજ્જે હીત સાધી શકી છે; ગુજરાતના સામાજીક જીવનમાં કેટલી ઉપયોગી નિવડી છે તેનું માપ કાઢવું અત્યારે અસ્થાને છે. પણ એ વાતની નોંધ લેવી જોઇશે કે સોસાઇટી પોતાના સંચાલકોની સંસાર-સુધારાની પ્રવૃત્તિનું ઘણા સમય સુધી સતત અનુસરણ કરતી રહી હતી, અને તેથી સંસારસુધારકોની પ્રવૃત્તિઓને પણ સોસા-

ઇડી દ્વારા પ્રોત્સાહન મળ્યું હતું. ગુજરાતના ધંધાથી પુસ્તકપ્રકાશકો જે પુસ્તકોને અસ્તીત્વમાં જ આવવા નહીં દે, તે પુસ્તકો પ્રગટ ર્ક્યા કરવાની વૃત્તિ સોસાયટી ધરાવતે નહી તો આજે ગુજરાતી સાહિત્યમાં ઘણી વધારે ખોટ જણાતે, એટલું જ નહીં પણ ગુજરાતને ઘણાં ઉપયોગી પુસ્તકો વીના ધંધાથી પ્રકાશકોની દયા ઉપર નિર્ભર રહેવું પડતે. સોસાઇટીએ છેલ્લાં પચ્ચીસ વર્ષમાં ૧૫૮ પુસ્તકો પ્રગટ ર્ક્યા અને આજે એની પાસે ૧૬૫ ટ્રસ્ટ ફંડો છે. અને કુલ્લે રૂ. ૬૭૪૭૩૨ જેવડી ગંજાવર રકમ છે. લેડી વિદ્યાબેન નિલકંઠ અને શ્રી. હિરાલાલ ત્રિભુવન પારેખ આજે એ સોસાયટીના પ્રાણસમા ખડતલ કાર્યકર્તાઓ છે; અને તેઓ સોસાયટીની પ્રવૃત્તિને વધુ વિશાળ કરશે એવી આશા રાખવી અસ્થાને નથી.

એક વાત ઉપર અત્યારે સોસાયટીનું લક્ષ ખેંચવાની હું રજા લઉં છું. રાજકીય ક્ષેત્રને સોસાયટીએ અસ્પૃશ્ય ગણીને જે અલાહેદગી જાળવી છે તે જોતાં ભવિષ્યમાં પણ સોસાયટી પોતાની એ જ નીતિએ આગળ વધશે, પણ ગુજરાતી સાહિત્યનાં પ્રકાશનોનો જ્યાં સુધી પ્રશ્ન છે ત્યાંસુધી ગુજરાતનો આજનો યુવાન વર્ગ સોસાયટી પાસેથી રાજકારણી સાહિત્ય મેળવવાની આશા રાખે છે. ખાસ કરીને અત્યારના વૈજ્ઞાનિક અને શાસ્ત્રીય દષ્ટિએ લખાએલા રાજકારણને લગતા ગ્રંથોની પરમાવશ્યકતા છે. સમાજવાદ સંબંધમાં સોસાઇટી થોડાંક સારાં અભ્યાસપૂર્ણ અને સપ્રમાણ લખાએલાં પુસ્તકો નહિ આપે કે? સોસાયટી જે નીચલા, મધ્યમ અને ઉપલા વર્ગનું સમર્થન ર્ક્યા કરે છે તેણે હવે નીચલા, દબાએલા અને કચડાએલા વર્ગની રાજકીય અને આર્થિક અધોગતિના કારણોનું નિરૂપણ કરતા ગ્રંથો આપવા જોઇએ.

* * *

**સંસ્કૃત નાટક ભાગ ૨. મુળ લેખક ડો૦ એ. બેરિડેલ કીથ. અનુવાદક શ્રી. નર્મદાશંકર ભોગીલાલ પુરોહિત મુલ્ય રૂ. ૧.**

ઓક્ષફર્ડ યુનિવરસીટી પ્રેસે પ્રગટ કરેલ મુળ અંગ્રેજી પુસ્તકનું આ ભાષાંતર નાટ્યશાસ્ત્રના અભ્યાસીઓને ઉપયોગી માહિતી આપશે. પ્રાચીન સંસ્કૃત નાટકોના ગુણદોષોનું અવલોકન નહીં કરતાં સંસ્કૃત નાટ્યશાસ્ત્રના વિકાસક્રમનો પરિચય કરાવવાનો લેખકનો મૂળ હેતુ જણાય છે.

ગુજરાતની રંગભૂમિએ આજે જે અપકીર્તિ મેળવી છે, તેમાંથી એ છૂટે તેવા સંભવો જ અસંભવિત થતા જાય છે; તે વેળાએ આ અનુવાદ વાંચી જતાં એમ લાગે છે કે ગુજરાતના દુર્ભાગ્યે એવા વર્ગના હાથમાં ગુજરાતની રંગભૂમિ સોંપાઇ છે જેઓ નાટકનું સહેજ પણ શાસ્ત્રીય જ્ઞાન ધરાવતા નથી. તેઓએ પોતાનું એક નવું ધંધાથી શાસ્ત્ર ઉત્પન કર્યું છે જે તેમના ઉદરનિર્વાહ માટે તેમને અશ્લીલતા તરફ ઘણીજ ખરાબ રીતે ઘસડી જાય છે. વર્તમાન રંગભૂમિના એ લક્ષણને જેઓ અપનાવી શકયા નથી તેઓ સંસ્કૃત નાટકશાસ્ત્રનો અભ્યાસ કરવાની કાળજી રાખી શકશે એ માન્યામાં આવતું નથી. ડો. કીથ જેવા એક પરદેશી જ્યારે સંસ્કૃત નાટકશાસ્ત્રની માહિતી યુરોપને આપે છે; ત્યારે આપણે તેના

અનુવાદ પ્રત્યે પણ દુર્લક્ષ કરીશું તો એ આપણી રંગભૂમિની અધોગતિની પરાકાષ્ટા સૂચવશે.

* * *

**પદાર્થવિજ્ઞાન ભાગ ૧ લેખકઃ શ્રી ધનજીભાઇ ફકીરભાઇ, બી. એસ સી. મુલ્ય રૂ. ૧.**

પદાર્થવિજ્ઞાન એ બધા હુન્નર ઉદ્યોગ યંત્રકલા અને વૈજ્ઞાનિક વિષયોના પાયારૂપ છે. પદાર્થવિજ્ઞાનના મૂળ સિધ્ધાંત અને નિયમ જાણ્યા વિના અતિ વેગથી થતી નવી શોધખોળે, પ્રગતિ અને નવા તત્વવાદો સમજી શકાય એમ નથી. તેથી વિદ્યાની ગમે તે શાળાના અભ્યાસી થવા ઇચ્છનારે અથવા આધુનિક પ્રગતિમાન જમાનાની સાથે ચાલવા ઇચ્છનારે નિત્ય પ્રસંગોમાં આવતી વસ્તુઓ અને વિષયો વિષે માહિતી મેળવવી જોઇએ; અને તેનું રહસ્ય અને તેટલું સમજવા મહેનત કરવી જોઇએ. નવી શોધખોળો વીષે આશ્ચર્ય કે અજ્ઞાનતામાં રહેવું યોગ્ય નથી. નિશાળમાં શિખવાતું હોય એટલું જ શિખી શકાય એવું કંઈ નથી. વ્યવહારની ઘણી બાબતો શાળામાં ભણ્યા વગર શિખવી પડે છે અને શિખી લઇએ છીએ.

શ્રી. ધનજીભાઇનું આ પુસ્તક વિજ્ઞાનની આંટીઘુંટીઓ અત્યંત સરળ રીતે સમજાવી શકે છે. અને આ વિજ્ઞાનયુગમાં વિજ્ઞાનના સામાન્ય સિધ્ધાંત જેટલું જ્ઞાન તો દરેકે મેળવી લેવું ઘટે છે. શ્રી. ધનજીભાઇને એમના આ સફળ પ્રયત્ન બદલ અભિનંદન ઘટે છે. અને આવું ઉપયોગી પુસ્તક પ્રગટ કરવા બદલ સોસાઇટી ધન્યવાદને પાત્ર છે.

**હાલના જમાનામાં સ્ત્રીઓની ફરજ** લેખિકાઃ શ્રીમતિ નિર્મળાબ્હેન કલ્યાણરાય જોશી. મુલ્ય ચાર આના.

આ નાનકડી ચોપડી જો પ્રગટ થઇ નહિ હોત તો સ્ત્રીઓનાં સદ્‌ભાગ્ય માની શકાત. સંકુચિત વિચારસરણી, ગંદી મનોદશા, અને ઉતરતા પ્રકારની સૂચનાઓથી ભરપુર આ ચોપડી હાલની સ્ત્રીઓને ઘરકુકડી થવાનું શિક્ષણ આપે છે. સ્ત્રીઓ માનવ નહિ પરંતુ ઘરનાં રાચરચીલાં છે એવી બેહુંદી મનોદશાએ આ ચોપડીમાં પોતાનું ઝેર ઓકયું છે. અને વિશેષ ખેદ એટલા માટે થાય છે કે સ્ત્રીઓને પારાવાર હાની કરનાર ઉપદેશ આપતી આ ચોપડી એક સ્ત્રીએ લખી છે. જમાનાની સાથે આગળ વધતી સ્ત્રીઓ આવા કંગાલ પ્રયત્ન પ્રત્યે પોતાની હાર્દિક ઘૃણા દેખાડયા વીના નહીં રહે. ગુજરાત વર્નાકયુલર સોસાયટીએ આ ચીથરૂં પ્રગટ નહીં કર્યું હોત તો સારૂં થાત.

* * *

**ગુજરાતી લગ્નવ્યવસ્થા અને કુટુંબ સંસ્થા**—લેખકઃ સરોજિની મહેતા એમ. એ.

લેખિકાએ આ પુસ્તક માટે ખૂબ પરિશ્રમ ઉઠાવી ગુજરાતી લગ્નવ્યવસ્થાના ઇતિહાસનો સુયોગ્ય રીતે ઉલ્લેખ કર્યો છે, અને સાથે સાથે તેમાં થયેલ અવનવા ફેરફારોનું યથાર્થ વર્ણન કર્યું છે. વેદ વખતમાં ચાલતી લગ્નપ્રણાલિકા અને હાલની પ્રણાલિકામાં ફક્ત આડંબરી દેખાવ પૂરતો ફરક હોવાનું લેખિકા જણાવે છે. લગ્ન જેવા સંબંધમાં પણ સ્ત્રીઓ ગુલામી ભોગવે છે, એવું સરસ ચિત્ર દોરવામાં આવ્યું છે.

હાલમાં જેમ માતપિતાની વાંચ્છના સંતો-ષવા માટે પુત્રીઓની આપ લે થાય છે તેવી જ રીતે અગાઉના વખતમાં લગ્નની વેદી પર બીજાના દોષ ખાતર યુવાન કન્યા-ઓનાં બલીદાન અપાતાં. વે: સમયમાં પણ પુરૂષોનું વર્ચસ્વ લખેલા દલીલથી પુરવાર કરવામાં આવેલ છે. આથી આ પુસ્તક રૂઢીચુસ્તોને માફક આવે તો નવાઇ નહિ–પણ સાથે સાથે વિધવાવિવાહ આંતરજ્ઞાતિય લગ્ન અને સ્ત્રીસ્વાતંત્ર્ય-તાના સિદ્ધાંતોને અપનાવવા માટે લેખિકાએ યુવાનોને દર્દભરી અપીલ કરી છે. વિધવાવિવાહ વેદના વખતમાં પણ પાપ તરીકે નહિ ગણાતાં છુટથી થતા તે સમયમાં ચારે જ્ઞાતિઓ અસ્તિત્વ ધરાવતી હતી. આંતરજ્ઞાતિય લગ્ન પર કોઇ પ્રકારનો અંકુશ ન હતો અને એવાં લગ્નોથી થતી સંતતિને કોઇ જાતની હેરાનગતી વેઠવી પડતી નહિ, પરંતુ આધુનિક સમયના પ્રાચીન મતવાદીઓની માન્યતા ઓને અનુકુળ કરવા માટે રામાયણ અને બીજા ગ્રંથોમાં ફેરફાર કર્યા હોવાનું જણાવી નવા સુધારાની હિમાયતી કરેલ છે ગુજ-રાતના સામાજીક પ્રશ્નોમાં રસ લેતી દરેક વ્યકિતએ આ પુસ્તક અવશ્ય વાંચવું જોઇએ એવી અમારી ભલામણ અસ્થાને નહિ ગણાય. **સા.**

**મિરાતે અહમદી** (વો. ૨: ખંડ૨) અનુવાદક દી. બા. કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી કીં. એક રૂપીઓ.

આ ઐતિહાસિક પુસ્તકનો દી. બા. કૃષ્ણલાલભાઇ જેવા પ્રખર અભ્યાસીને હાથે અનુવાદ થવાથી, સાધારણ ગુજરાતી વાંચકને મુસ્લિમ રાજ્યકાળની માહીતિ મેળવવી સુલભ થઇ પડશે. આ અનુવાદ ઇતિહાસના અભ્યાસીઓમાં પણ જરૂર આવકાર પામશે.

* * *

**સમાજ સુધારાનું રેખા-દર્શન:**–લેખક: નવલશંકર જગન્નાથ ત્રિવેદી એમ. એ. કિમ્મત આઠ આના.

આ પુસ્તકમાં સમાજસુધારા પ્રવૃતિનો સળંગ ઇતિહાસ આપવાનો આવકાર-દાયક પ્રયત્ન કરવામાં આવ્યો છે. ગુજરાતમાં સમાજસુધારા પ્રવૃત્તિનો જુવાળ ધીમે ધીમે સ્થિર ગતિએ વધતો જ જાય છે. એવા સમયે, ભૂતકાળમાં એ દીશામાં થઇ ગએલા પ્રયત્નોની સમા-લોચના કરતું પુસ્તક જરૂર ઉપયોગી થઈ પડશે. ભૂતકાળની પ્રવૃત્તિનો ઇતિહાસ જાણ્યા પછી તેમાં રહેલી ઉણપો અને ખામીઓ સુધારવાનો પ્રયત્ન કરવાનું સરળ થઇ પડે છે, એ દ્રષ્ટિએ આ પુસ્તક વધુ ઉપયોગી થઇ પડશે.

**રસગંગા:** લેખક વ્રજલાલ કાળી-દાસ શાસ્ત્રી, સંપાદક: શંકરલાલ ગંગાશંકર શાસ્ત્રી, સંસ્કૃતના પ્રોફેસર, બહાઉદ્દીન કોલેજ જુનાગઢ.

કાવ્યશાસ્ત્ર અને નાટ્યશાસ્ત્રમાં વર્ણવ-વામાં આવેલા નવરસની પિછાન આપતું આ નાનું પુસ્તક સાહિત્યના અભ્યાસિઓ અને કલારસિકોમાં આદર પામશે એવું લાગે છે. સંસ્કૃત લેખકોની શૈલિને અનુસરીને આ પુસ્તક લખવામાં આવ્યું છે. ઉદાહરણાર્થે યોગ્ય ગુજરાતિ શ્લોકો પણ આપવામાં આવ્યા છે. એથી વિષય વધુ સરળ બન્યો છે–શાસ્ત્રીજીના ક્ષર અને

અક્ષરે જીવનનો પરિચય આપવાનો પ્રયાસ સ્તુત્ય છે.

* * *

**સગાળશા આખ્યાન:** સંપાદક: વ્રજરાય મુકુન્દરાય દેસાઇ એમ. એ. અંગ્રેજીના અધ્યાપક, એમ. ટી. બી. કોલેજ સુરત—કિંમત એક રૂપીઓ.

આ આખ્યાન ગુજરાતી જનતા સમક્ષ મૂકતાં સંપાદકે ભારે જહેમત ઉઠાવી છે એ સ્પષ્ટ જણાય છે. સગાળશા આખ્યાન સાથે, તેને અનુરૂપ જુદાં જુદાં આખ્યાનો આપીને એ આખ્યાનની તુલના કરવાનો તેમનો પ્રયત્ન પ્રાચીન સાહિત્યના અભ્યાસીઓને અત્યંત ઉપયોગી થઇ પડશે.

લ. આ.

* *

## Under Marxian Searchligt.

"Gandhi as I know him," by Indulal K. Yajnik, Re. 1-8-0. Publishers: *The Hindustan and Prajamitra*, 9, Bake House Lane, Fort, Bombay.

Gandhism has proved to be a great disorganising force in the national struggle for freedom. Objectively it has played, all along, a most reactionary role in India. It has, by an overpowering appeal to religion, superstition and blind faith—the predominant traits of the ill-educated Indian mass-mind—submerged the political awakening of the nation into the morass of spiritualism. Many stalwart workers who would have led the people in a real political fight against the domination of British Capital have been converted by that cult into so many hawkers of Khaddar and seekers of jail-life on minor issues. It has blinded reason, tabooed critical faculty and waged a veritable war on intellect. Mahatma Gandhi has a rare genius in localising all movements that promise to be country-wide and directing the collective energy of the people into channels that flow counter to the broader aspects of the national struggle for freedom. He can lift, by the clever play of his politico-religious dialectics, side-issues to the height of paramount importance, concentrate the minds of the masses on them and climb down at a moment when his own political 'Frankenstein' threatens to break the barriers disingenuously set by him. He can interpret defeat in terms of victory and conveniently shelve off the responsibility of his failures and surrenders to the shoulders of the nation. He may have the purest of motives at heart in starting this movement or that, but the consequences of his actions have always invariably entrenched the position of those whom he seeks to dislodge, and inflicted untold hardships on the people without the gain of a single point of vantage. His opposition to machinery, his advocacy of Khaddar, his exhortations to the people to pray to God that Britain's heart be changed, his backing out from the widening political mass-movement on grounds of personal idiosyncracy, his peculiar way of publicly maligning his own followers under cover of religious principles, his predilection to beat retreats in

the thick of battle, his confirmed habit of putting the nation into the wrong box and giving opportunities to his British friends to damn Indians on his own authority, have only helped the Imperialists to consolidate their position And in all this he has taken advantage of the simple credulity and religious faith of the people

Now Gandhism has reached a stage when it becomes necessary to analyse its contents and unflinchingly indicate to the public all the immediate and remote implications of its undue spell on the mass mind The present book is an able attempt at such an analysis Coming as it does from the pen of Mr I K Yajnik, once a national worker in the foremost rank of Mr Gandhi's followers, it assumes special importance as a first hand and authoritative record of the great Mahatma's thinking and doing Mr. Yajnik subjects, without the slightest tinge of bias, to a searching examination event after event that followed in the wake of the abortive Satyagraha Movement of 1921 organised by Mahatma Gandhi Beginning from the arrival of M Gandhi in India in 1914 fresh from his African Satyagraha and his active help to Britain in the world-war, down to his temporary retirement from politics on the failure of his civil resistance experiment, Mr Yajnik surveys the vast field of Gandhi s political activities with the unerring eye of a scientific observer and lays his finger on all the unhealthy repercussions of Gandhism with admirable exactitude. To put it in a nutshell, the author has subjected Gandhism to Marxian searchlight and masterfully brought to light its reactionary role To the mass of readers who are mostly under the blighting and anti progressive influence of Gandhism, the book will perhaps come as a shock But its real worth will go home to the public a decade or two hence, when the disintegrating anti-social force of Gandhism will have, by its egregious effects, disillusioned the masses

To the politically-minded section of the reading public and to those who have not wilfully, or otherwise, renounced their claims to reason, this book should have a powerful appeal The thinking class will, it is hoped, anxiously await Mr Yajnik's additional efforts to compass, in his studied survey, the entire field of Gandhi's activities up-to-date The most important and, therefore, the most reactionary part of the Mahatma's leadership is the one which took the nation in its grip from 1928 and onwards, after his coming out from retirement to side track the surging energies of the people. Readers should feel satisfied that Mr Yajnik has also written a second volume (to the present book) covering all the events till 1932 in the political life of India under Gandhi's leadership and can be obtained from the same publishers.

R.

# સ્વીકાર

**પ્રસ્થાન**, માગશર અંક; **બુદ્ધિપ્રકાશ**, ઓકટોબર-ડીસેંબર અંક; **નવચેતન**, જાન્યુઆરી અંક; **ગુણસુંદરી**, જાન્યુઆરી અંક, **સમાજજીવન**, ડીસેંબર અંક; **મનોરમા**. કારતક-માગશર અંક; **કૌમુદી**, જાન્યુઆરી અંક; **યુવક**, જાન્યુઆરી અંક: **કુમાર**, માગશર અંક, **શારદા**, જાન્યુઆરી, તંત્રીઅંક; **પુસ્તકાલય**, જાન્યુઆરી અંક ખેડુત પંચાંગ સાથે; **ગ્રામજીવન** જાન્યુઆરી અંક, પંચાંગ સાથે.

દક્ષીણામૂર્તિભવન, અહેવાલ; ૧૯૩૩-૩૪ નાણાં પ્રકરણ. કચ્છ લોહાણા કેળવણી ફંડનો અહેવાલ.

**બેંઘડી મોજ**, ૨૩, ૧૨-૩૪ અંક અને ૯૯ અંક; **પ્રતાપ** ૨૨-૧૨-૩૪ અને ૫, ૧૨-૧-૩૫ અંકો; **ગુજરાતમિત્ર** ૨૩-૧૨-૩૪ અને ૬, ૧૯-૧-૩૫ અંકો; **લોકવાણી** ૨૩, ૩૦-૧૨-૩૪ અને ૬, ૧૩-૧-૩૫ અંકો; **યુગચિત્ર** ૨૩-૧૨-૩૪ અંક; **મહાગુજરાત** ૨૨, ૨૯-૧૨-૩૪ અને ૫-૧-૩૫ અંકો; **સાધન** ૨૩-૧૨-૩૪ અને ૬-૧-૩૫ અંકો; **રોશની** ૨૯-૧૨-૩૪, અને ૫, ૧૨, ૧૯-૧-૩૫ અંકો; **પ્રજામંડળ** ૨૫-૧-૩૫ અંક.





જગી જથ્થો જાળવી જુનો કરેલો શાસ્ત્રીય

# ઝંડુ દ્રાક્ષાસવ

જોર, જોસ ને જોમ જમાવવામાં અજોડ છે



ઢીલા વ્હીલા ચેતન વગરના
કાં રહોછો ?

તમારા માટે

ઝંડુ દ્રાક્ષાસવ

ના
દરેક 'ડોઝ'માં
શકિત અને સ્ફૂર્તિ ભરીછે.

ઝંડુ ફાર્માસ્યુટીકલ વર્કસ લી-મુંબઇ



— એજ વાપરવાનો આગ્રહ રાખો —

# નવયુગ

ફેબ્રુ. અને માર્ચ ૧૯૩૫.
વર્ષ ૬ ઠું :: અંક ૧૧-૧૨ મો.
કીંમત ૮ આના

તંત્રી—ર. વિ. મહેતા.

## રાજકીય

પસાર થએલા માસનું રાજકારણ ... તંત્રીસ્થાનેથી ... ૭
મૂડીવાદનો વિકાસ અને હિંદ ... નરહરી ભટ્ટ ... ૬૫
અમદાવાદની મીલ હડતાળ ... દીનકર મહેતા ... ૯૭

## વિચાર–ભાવના–પદ્ધતિ

અનીતિનું મૂળ ... ... ચંદ્રભાઈ કાલીદાસ ભટ્ટ ૨૭
સમાજવાદના મૂળભૂત સિદ્ધાંતો ... લક્ષ્મીપ્રસાદ બારોટ ... ૩૯
મુંઝવતા સવાલોનો સરળ ઉકેલ ... ... ... ... ૫૫
અવળી ગણત્રી ... ... ... ઉપવાસી ... ... ૭૮
શ્રમજીવી વિરૂદ્ધ બુદ્ધિજીવી... ... કુમારી પુષ્પા ... ૯૩

## સામાજીક

સામ્યવાદી સોવિએટમાં અસમાનતા ... ... ... ૧૦
હિંદી સ્ત્રીઓના કાયદેસર હક્કો ... રમણિક વિ. મહેતા ... ૪૮

## હળવું સાહિત્ય

અવિભક્ત આત્મા (વાર્તા)... ... રવિશંકર વિ. મહેતા ૧૭
રાતના તારાઓ (વાર્તા)... ... નરહરી ભટ્ટ ... ૩૫
પ્રો. લવલવીઆ (હળવો નિબંધ) ... દયાશંકર ભ. કવિ ... ૭૨
"હું" (વાર્તા)... ... સાદીક ... ... ૮૨

## કાવ્યો

ત્રીયોકીનાથ ... ... ... હિંમતલાલ મથ... ૩
હડતાળ અમ મજદુરોની વસંતની મિજબાની ઉપવાસી ... ૪-૫
યંત્રની કાળ ચક્કીમાં ... ... રમણલાલ સોની ... ૬

## વિશેષતાઓ

સંપાદકની સાથે... ... ... લક્ષ્મીપ્રસાદ બારોટ ... ૧
કટાક્ષ ચિત્રો ... ... ... ... ... ... ૧૦૫




● આબુ પર્વત પર આવેલાં નખ્ખી તળાવનું
એક ધુમ્મસવાળાં પ્રભાતે દૃશ્ય.

ફોટો: એ. એલ. સૈયદ.

# વર્ગવિગ્રહનો બાઉ

“વર્ગવિગ્રહ”: એ શબ્દ અપ્રિય લાગતો હશે; એ સત્ય જેમનાં વર્ગીય હિતો જોખમમાં મૂકે છે તેમને માટે ભયંકર પણ હશે: પરંતુ તેથી એ કંઈ નિવારી શકાય એવી વસ્તુ થોડી જ બની જાય છે?

વર્ગવિગ્રહ એ થોડાંક ભેજાગેપ માણસોની કલ્પના માત્ર નથી. માર્કસવાદને છંદે ચડેલા થોડાક ઉખડેલ મગજના જુવાનીઆઓની એ સરજત નથી. આજનાં સમાજજીવનનું એ સગી આંખે જોઈ શકાય એવું સત્ય છે.

હિંદુસ્તાનમાં કયું અઠવાડીયું એવું જાય છે કે જ્યારે કોઈ અને કોઈ જગ્યાએ હડતાળ ન પડી હોય: થોડા વખત પહેલાં મુંબઈના સવા લાખ કામદારોએ મીલમાલેકો સામે હડતાળરૂપી લડત આદરી હતી, થોડા જ દિવસ પહેલાં અમદાવાદના ત્રીસ હજાર કામદારોએ દશ દિવસ હડતાળ પાડી અને આવું તો રેલ્વેઓમાં, ગોદીઓમાં, ખાણોમાં, દીવાસળીઓનાં કારખાનામાં સતત બનતું જ રહે છે ને!

અને એવો કયો દિવસ છે કે જ્યારે છાપાંઓમાં કોઈ જમીનદાર કે તેના માણસ કે નાણાં ધીરનાર કે તેનાં માણસનું ખેડુતોને હાથે ખૂન થવાના અથવા મારામારી થવાના સમાચારો ન આવતા હોય?

અને દેશી રાજ્યોમાં ગામડાંની રૈયત પર એક યા બીજા બહાનાંસર ગોળીબાર થવાના કીસ્સા પણ ક્યાં શોધવા જવા પડે તેમ છે!

અને આ બધી નક્કર હકીકતોની સામે ઇરાદાપૂર્વક આંખો મીંચીને કહીએ કે હિંદમાં વર્ગવિગ્રહને સ્થાન નથી એમાં કયું ડહાપણ છે? શું આપણે અંધારામાં ઘેરાવાનું પસંદ કરીએ છીએ? આપણે સુતા હોઈએ ત્યારે ઘરને આગ લાગે એ આપણે પસંદ કરીએ છીએ?

એ વર્ગવિગ્રહ તો આપણી વચ્ચે હસ્તી ધરાવીજ રહ્યો છે: પ્રશ્ન એટલો જ છે કે તેને હાલ તુરત હડકાયો બનવા દેવો છે કે કેમ?

હિંદના સંપત્તિવાનો સમજી લે કે શહેરો અને ગામડાંઓમાં વસતા કરોડોના સંખ્યામાં ગણાતા આમવર્ગની સર્વદેશી પાયમાલી આજે એવી કક્ષાએ પહોંચી છે કે તેમાં કંઈ માતબર સુધારો નહિ થઈ શકે તો તેમના અસંતોષનો જ્વાળામુખી નજીકનાં ભવિષ્યમાં ફાટ્યા વિના રહેશે નહિ.

એ લોકોની સ્થિતિ સુધારવાનો એક જ માર્ગ એ છે કે હિંદ પરની શાહિવાદની આર્થિક નાગચૂડ અદૃશ્ય થાય;

આમવર્ગ એ સાધવાને તત્પર છે: હિંદના સંપત્તિવાન વર્ગો તેમાં તેમને સાથ આપે એ બંનેના હિતની વાત છે.

જો એમ નહિ કરવામાં આવે, જો સંપત્તિવાનો શાહિવાદનું ભ્રામક શરણ શોધશે તો મહા ઉલ્કાપાતમાંથી બચવાનો કોઈ આરો તેમને માટે નથી.

કોની સોબત સાધવી: શાહિસત્તાની કે પોતાના આમવર્ગની: આ નિર્ણય આજે હિંદી સંપત્તિવાનોએ કરી લેવાનો છે.

જો આમવર્ગની સાથે પોતાનું ભાવિ જોડવા તેઓ તૈયાર હોય તો વર્ગવિગ્રહના બાઉથી ડરી મરવાની આજે તેમને જરૂર નથી.

અને એ નહિ કરે તો ઇતિહાસ પોતાની લોહિયાળી કારમી કલમ લઈ

આ પાઠ સ્મ ગુજરાતી સમાજને
શ્રીયુત દાદાભાઈ આણંદજી ચાવડા
તરફથી સવિનય સપ્રેમ ભેટ



વર્ષ : ૭ મું. | અંક: ૧૧-૧૨ મો

# સંપાદકની સાથે—

'નવયુગ' નો આ ફેબ્રુઆરી અને માર્ચ માસનો અંક એક સાથે નીકળે છે. છેલ્લા થોડા વખતથી અમદાવાદથી પ્રગટ થતાં "ફુલવાડી" ને 'નવયુગ' સાથે જોડી દેવાની વાટાઘાટો ચાલી હતી. પરિણામે 'નવયુગ' અનિયમિત બની ગયું હતું. ''નવયુગ' તેના ગ્રાહકોને દર માસે પહેલી તારીખે જ મળતું રહે એમ કરવાના અમારા પ્રયાસ છે. એ પ્રયાસને સફળ બનાવવામાં જે મુશ્કેલીઓ નડતી હતી તે આમ બે માસનો અંક એક સામટો કાઢી નાખવાથી દૂર થશે એમ જણાવાથી આ બે માસનો અંક એક સાથે બહાર પડે છે. બે માસનો અંક સાથે કાઢવાને અંગે, વાંચકોને જે વાચન સામગ્રી 'નવયુગ' તરફથી સાધારણ રીતે પીરસાય છે તેમાં ઉણપ ન આવે એવાં આશયથી આ વખતે 'નવયુગ'માં વધારે પાનાંઓ આપવામાં આવ્યાં છે.

'ફુલવાડી' અને 'નવયુગ' બન્ને એક જ પ્રકારની વિચારસરણીથી પ્રેરાએલાં હતાં. એક જ ઉદ્દેશથી બન્ને પ્રગટ કરવામાં આવતાં હતાં. એટલે તે બન્ને જુદાં જુદાં ચાલતાં હતાં. ત્યારે પરિણામ એ આવતું હતું કે શાસ્ત્રીય સમાજવાદી વિચારસરણી ધરાવતા ઉગતા લેખકોનો જે નાનો વર્ગ ગુજરાતમાં અત્યારે ઉભો થયો છે તેની શક્તિ વહેંચાઇ જતી હતી. આમ થવાથી પ્રચારકાર્યની દ્રષ્ટિએધાર્યું પરિણામ નથી આવતું એમ અમને લાગ્યું એટલે એ બન્ને પત્રોને જોડી દેવામાં આવ્યાં છે. હવે એ બધા ઉત્સાહી લેખકોની શક્તિસરિતા એક વ્હેણે વહેશે અને પરિણામે ગુજરાતની વાંચક જનતામાં શાસ્ત્રીય સમાજવાદના વિચારોનો ફેલાવો વધારે બહોળાં અને વધારે અસરકારક પ્રમાણમાં થઇ શકશે એવી આશા રહે છે. એ દિશામાં જે ફેરફાર થવાની આશા અમે સેવીએ છીએ તેનો થોડોક પુરાવો તો વાંચકોને આ અંકથી જ મળી રહેશે.

'નવયુગ'નો મુખ્ય આશય તો નવા જમાનાનાં સહુથી પ્રબળ વિચારવહેણોથી ગુજરાતની જનતાને પરિચિત કરવાનો છે. એ આશય હવેથી વધારે સારી રીતે સિધ્ધ થશે એવી ખાત્રી વાંચકોને આ અંક જોવાથી થશે આ અંકમાં ભાવનાઓ અને વિચારપદ્ધતિઓને લગતા પાંચ ૭ લેખો આપવામાં આવ્યા છે. 'અનીતિનું મૂળ' એ લેખમાં લેખકે આધુનિક સમાજમાં પ્રવૃતિ

રહેલી અનીતિમાન પ્રવૃત્તિઓને જીવનના આર્થિક તત્વો અને વર્ગવ્યવસ્થા સાથે કેવો સીધો સંબંધ છે તે બતાવ્યું છે. "મૂડીવાદનો વિકાસ અને હિંદ" એ લેખમાં લેખકે મૂડીવાદનો ઉદય થયો ત્યારથી અત્યાર સુધીમાં તે કેવી જાતનાં ત્રણ સ્વરૂપોમાંથી પસાર થયો, આજે હિંદમાં મૂડીવાદની વાસ્તવિક સ્થિતિ કઇ જાતની છે અને શાહિવાદી–મૂડીવાદના આ જમાનામાં જગત–મૂડીવાદની દૃષ્ટિએ હિંદનું કેવું સ્થાન છે અને તેની સમસ્યાઓનું સ્વરૂપ કેવું વિશિષ્ટ છે તે લેખકે બતાવ્યું છે. 'અવળી ગણત્રી'માં શ્રી. ઉપવાસીએ મૂડીવાદી તંત્ર નીચે કામદારોની સ્થિતિ સદ્ધર બતાવવાની ભાવનાની પોકળતા પર સરસ પ્રકાશ પાડયો છે. "સમાજવાદના મૂળભૂત સિદ્ધાંતો" એ લેખમાળાના આ વધુ મણકામાં સમાજવાદના મુખ્ય નિયામક નિયમો કયા છે. તે સરળ રીતે બતાવવામાં આવ્યું છે. 'મુંઝવતા સવાલોનો સરળ ઉકેલ' એ કાયમી તત્વમાં હંમેશની માફક જગતના રાજકીય અને આર્થિક પ્રશ્નોમાં રસ લેનારા માણસોને અત્યંત રસદાયક થઇ પડે એવી માહિતી આપવામાં આવી છે.

આ ઉપરાંત હિંદનાં સમકાલિન રાજકારણ વિષે પણ સુંદર પ્રકાશ પાડતા લેખો આ અંકમાં વાંચકો જોઇ શકશે. "અમદાવાદની મીલ હડતાલ પરના પોતાના લેખમાં શ્રી. દિનકર મહેતાએ હડતાલનું સામાજીક ગૌરવ સમજાવીને જ સંતોષ નથી માન્યો પણ એ હડતાલની પછવાડે રહેલી સામાજીક પશ્ચાદ્‌ભૂમિકા અને એ હડતાલમાં આપોઆપ સમાએલ રાજકીય જાગૃતિનું ગૌરવ પણ સ્પષ્ટ રૂપે બહાર લાવેલ છે. કુમારી પુષ્પા, ગાંધીજીના સુરત શિષ્ય સ્વામી આનંદના ગામડાં વિરૂદ્ધ શહેરોના લેખમાં રહેલી ભ્રમણાઓ ખુલ્લી પાડે છે. 'પસાર થએલા માસનું રાજકારણ' વાળા લેખમાં છેલ્લા માસ દરમ્યાન હિન્દનાં રાજકીય જીવનનાં ભરતીઓટનું સ્વરૂપ બતાવી તેની દિશા અને સાર્થકતા કે નિરર્થકતાનો ખ્યાલ આપવામાં આવ્યો છે.

આમ નવા વિચારોને લગતી પ્રવૃત્તિ સબંધી નિબંધો વગેરે આપવાની સાથે 'નવયુગ'ની હળવી બાજુ પણ પુરેપુરી જાળવી રાખવામાં આવી છે. શ્રી. રવિશંકર મહેતાની "અવિભક્ત આત્મા" શિર્ષકવાળી ટુંકીવાર્તા કહેવાતા સૂક્ષ્મ પ્રેમના ઉપાસકોની આત્મૈક્યની પોકળ ભાવનાઓ પર વેધક કટાક્ષ કરે છે અને તે સાથે જ જીવનના એક ખુણાને કલામય સ્વરૂપમાં વાચક જનતાના આનંદ માટે ધરે છે. "રાતના તારાઓ" જર્મનીનાં કામદાર જીવનની એક ટુંકી પણ રસભરી વાર્તા છે. અને શ્રી. દયાશંકર કવિના "પ્રો. લવલવીઆ સાથેની એક બીનજવાબદાર મુલાકાત"વાળા હળવા નિબંધમાં હિન્દી લીબરલો અને વિનીતોની પામર મનોદશા પર મીઠો છતાં સચોટ કટાક્ષ સમાએલો છે.

"નવયુગ"નો કાવ્યવિભાગ ઉત્તરોત્તર ઠીક થતો જાય છે એ વાંચકોએ જોયું હશે "ફુલવાડી" કાર્યાલયના ઉત્સાહી બિરાદરોના સહકારને લીધે હવે તે વધુ સમૃદ્ધ બનશે એવી ધારણા રાખવામાં આવે છે

"નવયુગ" સાહિત્ય વિભાગ વધારે પ્રમાણમાં ખીલવવાની અમારી ધારણા અમે હજુ અમલમાં મૂકી શક્યા નથી. પરંતુ હવેથી વિવેચન વિભાગ પર વધારે ધ્યાન આપવાનો આશય રખાયો છે. એ ધારણાની સિદ્ધિની દિશામાં પ્રથમ પગલાં રૂપે આ વખતે બાલસાહિત્યનાં કેટલાંક પુસ્તકોનું અવલોકન આપવાની સાથે બાલસાહિત્ય વિષે એક નિબંધ પણ આપવામાં આવ્યો છે.

હવેથી 'નવયુગ' તેના વાચકોને દર માસની પહેલી તારીખે મળી જાય એવી ગોઠવણ કરવામાં આવી છે, એ ગોઠવણની અનુકુળતા ખાતર ફેબ્રુઆરી અને માર્ચ માસનો આ સંયુક્ત અંક વાંચકો પાસે સાદર રજુ થાય છે.

# ત્રિલોકી નાથ

સંધ્યા ટાણે આરતી વાગે,
ઢોલ, ત્રંબાળુ, ઝાલર બાજે,
હેમ સિંહાસન દેવ બિરાજે.
રે ગીતો નવતર ગવાતાં રે
પ્રભુનાં દર્શન થાતાં રે.

શિવલીનો લાલ, લાડકો છોકરો,
રોગગ્રસ્યો પડયો ગોદડે સડતો,
કૈંક દિનોથી મોતને રટતો,
રે ઓસડિયું એક ન મેલ્યું રે
ઉનાં લાલ પાડતી આંસુ રે.

ન રહ્યો વૈદ્ય કે ન રહ્યો ડાક્ટર,
કોઇ ઉપાયે જાય ન કળતર,
હાડપીંજર થયાં દેહનાં બખ્તર.
રે દીનોનાથ દીનદયાળુ રે
ત્રીલોકી નાથને જાચું રે.

ખોટની સાચવી ચૂંદડી ઓઢી,
દેવને દ્વારે આવતી દોડી,
કોઇ કહેશે જાણે 'શિવલી છોડી'
રે ત્રિલોકી નાથ બિરાજે રે
જ્યોતિ ઝળહળ ઝબૂકે રે.

ભૂલી જઇ એ ભેદની ભેખડ
બહાવરી પેસે ફાટક અંદર
જાણે દેવને, દેખશે મંદર.
રે ઓઝાએ ઓળખી કાઢી રે
"કાઢો બહાર શિવલી ભંગડી" રે

કોઇએ ફેંકી લાકડી, ફેંક્યા
કાંકરા, પથરા, ઇંટ ને ઢેફાં,
શિવલીના ખૂબ નીકળ્યા સોથા,
રે જાણે તૂટી દુસ્મન સેના રે,
કાઢી લેશે આણ શું હવાં રે.

રોતી શિવલી ભોંય પડી ગઇ,
જરીયે રહી ના દેહની શુદ્ધિ,
લોહી વહ્યા જાય, ફૂટ થૈ ભૂંડી,
રે એની ગઇ રાત ત્યાં વીતી રે
કોઇએ એની ભાળ ન લીધી રે.

કુકડા બોલ્યા, સાંતી ચાલ્યાં,
આભમાં લાલમ તેજ છવાયાં,
રાજદ્વારે સારંગ ગવાયાં,
રે પડી તોય ભંગડી ઉઠી રે,
હજી એની પીડ ન બેઠી રે.

પ્રાત.આરતિ, આવતા લોકો
સંચળ એનો થઇ ગયો મોટો,
ઝબકી શિવલી, ધ્રાસકો મોટો,
રે કાળી ઝાળ દિલમાં લાગી રે,
ઉભે પંથ ઝુંપડે હાલી રે

કાનીઓ સૂતો : અધ્ધર આંખો,
હાથ ટાઢા, એનો ટાંટિયો રાંટો,
કોણ રોવે એને પાણીય છાંટો,
રે બૂઝાયેલ દીવડો એનો રે,
પહોંચી ગ્યો તો કાળનો મેનો રે.

મંદિર બેઠા નાથ ત્રિલોકી,
રોજ રોજે એને થાય છે આરતિ,
દર્શન કાજે ઠઠ બહુ થાતી,
રે શિવીના કુળનો દીવો રે
રાખ્યો નવ નાથ એ એવો રે.

હિંમતલાલ મથંક.

# હડતાલો અમ મઝદૂરોની વસંતની મિજબાની!

ભૂંગળ વાગે!
છોને વાગે, વાગે હાલા હાલા
મિલના ઘંટા હાલા હાલા—
કદમ ન ભરશું, કદમ ન ભરશું ઉતાવળા ધૂળાળા
મિલોમાં આજે ના જવું!—ઉત્સવના દા'ડા!!
બિરાદર! ઉજાણીના દા'ડા
દોસ્તો! હડતાલી-દા'ડા!!
જુગ જુગના ઉપવાસી જનને
સ્વતંત્રતાના પ્યાસી દિલને
આજ ગુલાબી પ્યાલી!
હડતાલો અમ મઝદૂરોની રંગભરી પિચકારી
હડતાલો અમ મઝદૂરોની વસંતની મિજબાની!
આજ અમારી કાયા જાગી જડતા-બંધ હરાયા
આજ અમારી ચેતન જાગી તૂટયા બંધ પરાયા
જુગ જુગનાં અંધારાં અંતે—
પાષાણી સહુ બંધન તૂટે
મહાનદીનાં રંધ્ર વછૂટે
હૈયાને હિલ્લોળે ભરતી દોડે અસ મરતાની
આજ અમારાં હૈયાં એવાં મુક્ત થવા તોફાની
મહાસિન્ધુનાં મોજાં ઉલટે! છે મગદૂર કોની?

[૨]

જુગ જુગનાં અંધારાં અંતે
પ્રગટયાં નૌતમ વ્હાણાં—
મિલમાલિક ને મઝદૂરોની દોસ્તીનાં જુઠાણાં
દયાવંતનાં દાન ઉપરે સમાનતાનાં શમણાં
આજે એ સૌ દંભ ઉલટયા
છૂટયા આંખે પાટા
અમે અમારા વર્ગશત્રુને લીધા ઓળખી કાંટા!
આજ લગી બહુ દા'ડા મિલનાં ભૂંગળને પંપાળ્યાં
આજ લગી અમ અંગો બાળી પરનાં જીવન પાળ્યાં
હવે નહિ ભરમાયાં રહશું

ગુલામ અમોને બનાવવાના પરપંચી સહુ બ્હાનાં
વર્ગસ્વાર્થનાં દંભી જાળાં–હવે ન અમથી છાનાં!
અમે અમારૂં પાછું લઇશું.
અમે અમારૂં પડાવી લઇશું એમાં કોની હા, ના?
દયા કોઇની ઉપર જીવવા, હોંશ અમોને રહી ના!
ને અંતરની ચિનગારીથી
ભભૂખશે લપ્ય—જ્વાળા
જગાવશું રે–ધખાવશું કે—બાળે શત્રુ—મિનારા!
ને એની એ રખ્યામાંથી રચશું જગ રઢિયાળાં!!

 [3] 

જીવનના જુગાર અમારા આજ થવાના પૂરાં
જીવનના ચૂસનારાઓના આજે ફેરા વારા!
જીવનની હંઉ લાગી અમને
ઉલટ ગયાં અંધારાં!!
હવે હારવાં કેવાં?
ગુમાવવાનું ગુમાવી બેઠા, હવે માત્ર જીતવાના!
શૂળી ઉપર અમે સુનારા—ઉજાગરે ડરવાના?
બિરાદર!
ભૂખે રહીને રોટી લેવા
મોં–માગી બેકારી સ્હેવા
જડતા દઇને જીવન લેવા
અમે સૌ જીવવાના, જીતવાના
અમે સૌ જીવવા કાજે જીતવાના
અમે સૌ જીતીને જીવવાના!

દોસ્તો!
આજ ગુલાબી પ્યાલી!
હડતાલો અમ મઝદૂરોની રંગભરી પિચકારી!
હડતાલો અમ મઝદૂરોની વસંતની મિજબાની!!

ઉપવાસી.

# યંત્રની કાળ ચક્કીમાં

યંત્ર ખટાખટ
બોલે કટાકટ
ઘોર જાણે જુદ્ધનાદ
દૈત્યનો પ્રલયનાદ,
મૃત્યુનો વિલાસ.

દાઢ ફાડી જાય ચાલી
રક્ત શોષી લે માયાવી
કારમો હુતાશ

કોણ ભણે ?
કોણ સુણે ?
જીભ કાન છે ન પાસ,
શાંતિ તણી મેલી આશ
ના ઘડી નિરાંત.

સામે સદા કાળ ઉભો,
ઘોર હૂંહુંકાર ભર્યો,
કારમો કૃતાંત

૨

કાન મૂજ્યા
અંગ ધ્રૂજ્યાં
કામ છોડી દીધું હાથ,
દીર્ઘ નાંખીને નિસાસ
મેલી એક દોટ.

કેમ થયું ?
શું રે થયું ?
યંત્ર કેમ બંધ થયું ?
કોણ એવું અંધ થયું ?
કોણ એવું ભોટ ?

અંધ નથી,
મૂર્ખ નથી,
યંત્રના ઘોંઘાટ વીંધી
મૂંગી કોઈ વાણી સુણી
દીઠું નથી,
પૂછ્યું નથી,
પ્રીછી લીધું પ્રાણમાંથી,
ઉડી ધાયું ફાળ ભરી,
માતનું હૃદય.

૩

ડાળ ઝુલે,
બાળ રૂવે,
કોઈનું ના ચિત્ત ચળે,
નારી એક આવી ઢળે
હાંફતી કરાળ.

જોર કરી
છાતી ધરી
સ્તન્ય દેવા જાય લળી
શુષ્ક હાય ! ઉર,
કોણ થયું ક્રુર ?
યંત્રમાંથી
બૂમ થઈ,
કોણ કામ
છોડી ગઈ ?
કોણ એવું અંધ ?

૪

આંખ ફાડી,
બાળ પડ્યું,
માવડીના સ્તન્ય કેરી
શોધમાં સિધાવી ગયું.

છાની છાની,
આંખ લૂછી,
નારી પેલી
જાય ધસી,
ઘોર હુંહુંકાર કરી
યંત્ર ઉઠ્યું ગાજી ફરી.

[illegible] સોની.

# નિરાશાના અંધકારમાં આશાની આછી રેખા

હિન્દનાં રાજકારણ પર હતાશપણાંની અને નિષ્ક્રીયતાની જે કાળી વાદળી છવાએલી છે તેમાં આશાનું આછું કિરણ સ્હેજ દ્રષ્ટિએ ચડવા લાગ્યું છે. છેલ્લા માસ દરમ્યાન બે ત્રણ બાબતોમાં વડી ધારાસભાના મહાસભાવાદી અને બીજા રાષ્ટ્રવાદી સભ્યોએ સાથે મળીને સરકાર પર દેખાવ પૂરતી જીત મેળવી અને રાષ્ટ્રવાદીઓનાં હૈયામાં જે અસંતોષની વરાળ એકઠી થઇ છે તેને ભાષણો મારફત બહાર કાઢી એ સિવાય કોઈ નોંધવા યોગ્ય રાજકીય પ્રવૃત્તિ રાષ્ટ્રને ફાળે નોંધાઇ નથી.

હિન્દી સરકારે તેની સરમુખત્યાર બ્રીટીશ સરકારની ઇચ્છા અનુસાર કહેવાતા હિન્દી બ્રીટીશ વેપારી કરારો હિન્દનાં માથા પર ઠોકી બેસાડવાની તૈયારી કરી. અને તેની ધૃષ્ટતાની પરિસીમા તો એ હતી કે હિન્દનાં આર્થિક હિતથી છેક જ અવળી દિશામાં જતા એ કરારો માટે વડી ધારાસભા પાસેથી મંજુરી મેળવી લેવા તેણે કમર કસી. એ કરારોનાં વાસ્તવિક સ્વરૂપ વિષે કંઇ વિશેષ કહેવાને અહિં અવકાશ નથી. માત્ર એટલું જ કહેવું બસ થઇ પડશે કે એ કરારો ઓટાવાના કરારોએ જે આર્થિક ફાંસલો હિન્દને ગળે નાખ્યો છે તેને વધુ મજબુત બનાવે છે એ કરારોના સ્વરૂપ વિષે શ્રી ભુલાભાઈ દેસાઇએ જે લાક્ષણિક વિધાન કર્યું હતું તે ધ્યાન ખેંચનારૂં છે તેમણે કહ્યું હતું; એ કરારોને બહાને "અમારી પાસે જે કંઇ છે તે રાખવાને માટે એક રૂપીઓ આપવાનું કહેવામાં આવે છે." એ કરારો તરફ રાષ્ટ્રવાદી હિન્દીઓની શી વલણ છે તે બતાવવા માટે પણ શ્રી. ભુલાભાઈનાં ભાષણમાંથી એક વિધાન બસ થઇ પડશે. તેમણે કહ્યુ હતું; "જે વસ્તુ અમારાં હિતની વિરોધી છે એમ અમે જાણતા હોઇએ તે દૂર રાખવાની તાકાત આજે અમારામા નથી, પરંતુ એ વસ્તુનો સાફ અસ્વીકાર કરવાની સ્વમાનપ્રિયતા તો અમારામા જરૂર છે." આ વલણ બીજા બધાએ રાષ્ટ્રવાદી સભ્યોની હોવાથી એ કરારોના અસ્વીકારનો ઠરાવ જબ્બર બહુમતિથી પસાર થઇ ગયો.

એવો જ એક બીજો પ્રસંગ જોઇન્ટ પાર્લામેંટરી કમીટીના અહેવાલની બાબતમાં બન્યો. એ અહેવાલનો સમુળગો અસ્વીકાર કરતો મહાસભાવાદીઓનો ઠરાવ

પસાર ન થઇ શકયો. પરંતુ એક કોમી ચુકાદાને બાદ રાખતાં સમવાયતંત્રનો સમુળગો વિરોધ કરતો અને પ્રાંતિક સ્વાધીનતાના વિષયમાં કેટલાક અગત્યના સુધારા માગતો મી૰ ઝીન્હાનો ઠરાવ બહુમતિથી પસાર થયો. કોમી ચુકાદાની બાબતમાં મહાસભાવાદી સભ્યોની વલણ પંડીત માલવીયા અને બીજા હિંદુ આગેવાનોને હાથે ટીકાનો વિષય બની છે. તેમનું કહેવું એવું છે કે મહાસભાને એ વિષયમાં પોતાની તટસ્થતાની વલણ જો જાળવવી જ હતી તો એ ચુકાદાનો અસ્વીકાર કરતા મી૰ અણેના અને તેનો સ્વીકારે કરતા મી૰ ઝીન્હાના એમ બન્ને ઠરાવો વિરૂદ્ધ મતો આપવા હતા. પણ એ તકરાર છેક જ નકામી છે. મી૰ ઝીન્હાનો પસાર થએલો ઠરાવ અને તે પર થએલાં ભાષણો એમ સાફ બતાવી આપે છે કે હિંદના રાષ્ટ્રવાદી માનસના બધાએ માણસો આગામી ગુલામી બંધારણના તો એક સરખા જ વિરોધી છે. આ ઠરાવ સંબંધી ઉદ્દામ રાષ્ટ્રવાદીઓ સંબંધી એક બીજી ટીકા ખાસ કરીને મહાસભા સામે કરવામાં આવે છે તેની ખાસ નોંધ લેવાવાની જરૂર છે. તેઓનું કહેવું એવું છે કે આગામી બંધારણ સંબંધે મહાસભાવાદી સભ્યોએ વડી ધારાસભામાં જે ઠરાવ રજુ કર્યો હતો તેમાં મહાસભાએ ચુંટણીને વખતે પ્રજાને જે વચનો આપ્યાં હતાં તેનો છડેચોક ભંગ રહેલો છે. અને એ વાત પણ સાચી છે કે જ્યારે ચુંટણીના વખતમાં મહાસભા પોતાના ઉમેદવારોના પક્ષનું પ્રચારકાર્ય કરી રહી હતી ત્યારે "શ્વેતપત્રનો ઇન્કાર" અને "લોક પ્રતિનીધિ સભા" નાં સૂત્રોથી વાતાવરણને ગજાવી મૂકવામાં આવ્યું હતું. પરંતુ ધારાસભાની અંદરના એ ઠરાવમાં કે તેના પર મહાસભાવાદીઓએ કરેલાં ભાષણોમાં એ બાબતોનો જ સરખો નિર્દેશ પણ કરવામાં આવ્યો હોતો. આમ મહાસભાવાદીઓનાં વચ ભંગ અને પીછેહઠ સાફ સ્પષ્ટ થઇ રહે

મહાસભાની નેતાગીરીની એ પીછેહઠ બીજા પુરાવો પણ હમણાં જ મળી ગ છે. સ્વાતંત્ર્યદિનની ઉજવણી વખ ઠેરઠેર જે ઠરાવ વાંચવાનું મુકરર કરવા આવ્યું હતું તે ઠરાવ મવાળ હતો વિશેષમાં એ ઠરાવ પર વિવેચન કરવા મહાસભાવાદીઓને સખ્ત મના સંભળ વવામાં આવી હતી. ઉદ્દામ મહાસભા દીઓ એ મનાઇનો અર્થ એવો કરે છે મહાસભાના નાના નેતાઓ અને સામા અનુયાયીઓ 'સંપૂર્ણ સ્વતંત્રતા' શબ્દ જે સાચો અને સીધો અર્થ કરે છે સ્વીકારવાનાં હિંમત અને શકિત મહ સભાના આગેવાનોમાં રહ્યાં નથી. પરિણા તેઓ એમ માને છે કે મહાસભાનું આ વાન મંડળ આજે મહાસભાવાદીઓ પ્રતિનીધિ રહ્યું નથી.

જ્યારે મહાસભ પક્ષની સ્થિતિ છે ત્યારે સરકાર પક્ષની મનોદશ વ્યકત કરનારા પ્રસંગો પણ ધારાસભા ધરતી પર જ બનવા પામ્યા છે. શ્રી શરતચંદ્ર બોઝ પર કાં તો કાયદેસર કા ચલાવવાના અને કાં તેમને છોડી મૂકવા બેમાંથી એકેય અલ્હાનનો સ્વીકાર કર સરકાર તૈયાર થઇ નથી. અટકાયતી થાણ ઓના બંધવાઓ સંબંધી થયેલા અને સવાલ જવાબોની બાબતમાં પણ સરકા એવા જ નઠોરતાભર્યા જવાબો આપ્યા છે સરહદના ખુદાઇ ખીદમતગારો ઉર્ફે રેડશે સમંધી બહુ ગરમાગરમ ચર્ચા વડી ધારા

સભામાં થઈ. સરકાર પક્ષે એમ પુરવાર કરવા મહેનત કરી કે તેઓ જાલીમ અને હિંસક ક્રાંતિકારી છે; પ્રજાપક્ષે એમ સાબીત કરવા મહેનત કરી કે એ લોકો તદ્દન અહિંસક સામાજીક સેવકો છે. એમાંથી એકેય પક્ષ બીજાનું માનવાને તૈયાર નથી. પરિણામે રેડશર્ટો પર પ્રતિબંધ ચાલુ રાખવાની પોતાની જીદમાં સરકાર મક્કમ રહી છે. અને એ જ વલણ સરકારે સેવાદળની બાબતમાં દાખવી છે. આ બધું એમ સાબીત કરવાને પુરતું છે કે હિન્દનાં જે જે તત્વો બંધારણવાદની કેવળ નિરર્થક સુંગાલમાં ફસાઇ જવાને તૈયાર નથી તેમના તરફ પોલાદી એડીની નીતિથી વર્તાવ કરવાનો સરકારી નિર્ધાર અફર છે.

જે સુધારાઓને લાંબે ચીપીએથી પણ અડકવાને હિન્દમાં કોઇ તૈયાર નથી એ બંધારણીય સુધારાઓનું ઇન્ડીઆ બીલ બીજી વખતનાં વાંચનમાંથી પણ પસાર થઇ ચૂકયું છે. તે દરમ્યાન હિન્દમાં મળેલી લીબરલોની પરિષદે સમવાય તંત્રની જે ઝાટકણી કાઢી હતી તેનાથી ડરી જઇને સર સેમ્યુઅલ હોરે વિલાયતમાં એવી મતલબની સંદિગ્ધ જાહેરાત કરી કે અગાઉના વાઇસરોય વગેરેએ સાંસ્થાનિક સ્વરાજને લગતી જે વાતો કરી છે તે છેક જ વીસરી જવામાં આવી નથી. એ જાહેરાતથી હિન્દી લીબરલોનાં મન મનાઇ જશે એવી તેની આશા હતી, પણ તે વ્યર્થ ગઇ છે.

આ બધી બાબતો શબ્દોથી આગળ નથી જ વધતી. હિન્દની સ્થિતિ સુધરવાનો કોઇ આરો એનાથી પામી શકાય તેમ નથી જ અને બીજી બધી રીતે મહાસભા અને હિન્દના બીજા રાજકીય પક્ષો તદ્દન નિષ્ક્રીય જ રહ્યા છે. પરંતુ નિરર્થકતાના એ અંધકારમાં આશાનું જે કિરણ દેખાય છે તે એ છે કે મહાસભાના પ્રમુખ બાબુ રાજેન્દ્રપ્રસાદ અને મીં૦ જીન્હા વચ્ચે હિન્દુ મુસ્લીમ સમાધાનીના સન્દેશાઓ ચાલુ થયા છે અને તે સન્દેશાઓનું સફળ પરિણામ આવશે એવી આશાઓ સેવાય છે. જ્યારે જ્યારે કોમી સમાધાનની વાટાઘાટો શરૂ થાય છે ત્યારે શરૂઆતમાં આ જ પ્રકારની આશાઓ વ્યકત કરવામાં આવે છે એટલે આ વખતની વાટાઘાટો સંબંધી સેવવામાં આવતો આશાવાદ ખાસ આધારભૂત લેખી શકાય નહિ, પરંતુ મી૦ જીન્હાના અને બીજા કેટલાક મુસ્લીમ આગેવાનોના મીજાજમાં હમણાં આવકારદાયક પરિવર્તન થએલું જણાય છે એ આશા આપતું ચિન્હ છે.

એ કોમી સમાધાનના વિષયમાં મહાસભા સમાજવાદીઓ અને મજૂર આગેવાનો મૌન સેવે છે. એ મૌન કોમી સમાધાનની વાટાઘાટો વિષે આમવર્ગની વલણનું પ્રતિનીધિ છે એમ માનવામાં ભૂલ થવાનો જરાએ સંભવ નથી. રાષ્ટ્રનો વ્યવહાર તદ્દન દુન્યવી છે; રાજકારણ અને અર્થપ્રકરણ સાથે જ એને સંબંધ હોઇ શકે એ સ્પષ્ટ વાત છે, એટલે એ ક્ષેત્રમાં ધાર્મિક વાડાઓની દુર્ગંધ ફેલાવવાનું એ લોકોને જ પાલવે કે જેઓને તેનાથી લાભ થવાનો હોય. એ લાભ હિંદના સંપત્તિવાન વર્ગોને જ થવાનો છે એમ શ્રમજીવિઓ જાણે છે; તેથી રાજકારણ સાથે કોમીવાદનો શંભુમેળો થાય તેનાથી તેઓ ખુબ જ વિરૂદ્ધ છે. પરંતુ હાલના સંયોગોમાં કોમી સમાધાન વિના રાજકીય લડતને આગળ ધપાવવાનું અત્યંત અઘરૂં છે એમ સમજવાથી જ તેઓ આ બાબતમાં ઉદાસીન વૃત્તિ ધારણ કરી રહ્યા છે.

એ દ્રષ્ટિએ જેવી રીતે એ કોમી સમાધાનના પ્રયાસો આશા આપતાં ચિન્હ તરીકે લેખી શકાય તેવી જ- રીતે નાગપૂર ખાતે મળેલી મહાસભા સમાજવાદી પક્ષની કાર્યવાહક સમિતિમાં થએલું કામકાજ આશા આપતું લેખી શકાય. એક તરફથી એ પક્ષ દેશનાં જુદાં જુદાં કામદાર મંડળોને એકતંત્ર બનાવવા માટે તનતોડ મહેનત કરી રહેલ છે અને બીજી તરફથી તેણે ગામડાંઓમાં કીસાનસભાઓ સ્થાપવાનો અને ગ્રામ્યકામદારોને શિક્ષણ આપવાનો નિર્ધાર જાહેર કર્યો છે તે પણ આશા આપતી વસ્તુઓ છે. મહાસભામાં સમાજવાદી પક્ષ સબળ બનતો જાય છે એટલું જ નહિ પણ એ પક્ષ આમવર્ગમાં જાગૃતિ અને સંગઠન આણવાને માટે કર્તવ્યપરાયણ બનતો જાય છે એ ઇચ્છવા ગ્ય છે.

બાકી તો સમયન એંધાણ એ કોઇ વસ્તુઓ પરથી મળી શકે તેના કરતાં અજારાં ખાતે બનેલા અને જયપુર રાજ્યમાં બની રહેલા બનાવો પરથી વધારે સ્પષ્ટ રીતે જણાઇ આવે છે. જયપુરનાં કેટલાંક ગામડાંઓના જાટ ખેડુતોએ પોતાની મેળે પોતાની નેતાગીરી ઉભી કરીને રાજ્ય સામે મોરચા માંડયા છે. આ સ્વયં લડાઉ સ્વરૂપ ધારણ કરતા કીસાનો પાસે સમાજવાદીઓ પહોંચે નહિ ત્યાં સુધી તેઓ બહુ નક્કર કામ કરી શકવાના નથી.

સરકારી અંદાજપત્રો ખોટના ખાડા બતાવ્યે જ જાય છે. દેશનાં રાજકારણમાં જે ઉદ્દામતત્વો છે તેના તરફ સરકારની પોલાદી એડીની નીતિ જેનાં તે સ્વરૂપમાં ચાલુ છે, મહાસભાના આગેવાનો વધારે મવાળ અને વધારે નિષ્ક્રીય બનતા જાય છે; ગાંધીજીના ગ્રામ્યોદ્ધાર સંઘે કંઇ ખાસ પ્રગતિ પોતાને ફાળે નોંધાવી નથી. એ બધા અંધકારની વચ્ચે આશાની ઉજળી આછી રેખાઓ ઉપર બતાવી તે જ છે



# સામ્યવાદી સોવિયેટમાં અસમાનતા

—લેખક—
લુઇ ફીશર

**દરેક માણસ પોતાની શકિત પ્રમાણે કામ કરે અને પોતાની જરૂરીઆત પ્રમાણે લે એ સીદ્ધાંતમાં શ્રદ્ધા ધરાવતા સામ્યવાદી રશીઆમાં આજે કેવા પ્રકારની અસમાનતાઓ પ્રવર્તે છે અને તેના શા હેતુઓ છે તે લેખક આ લેખમાં યુકિતપૂર્વક સમજાવે છે.**

સોવિયેટની આગગાડીની વ્યવસ્થામાં અસમાનતા જણાઇ આવે છે. આરામથી બેસી શકાય, સાથેનો બધો જ સામાન સારી રીતે રાખી શકાય એવી વિશાળ બેઠકો અને બે 'બર્થ"વાળા ડબ્બાઓ પહેલા વર્ગનું ભાન કરાવે છે. આ ડબ્બામાં કપડાં ભરાવવા માટેની ખીંટીઓ, એક ટેબલ, અને તેના ઉપર બત્તીની સવડ પણ હોય છે. આ પહેલા વર્ગની ગાડીઓમાં પણ બે વર્ગ છે! એકમાં સ્નાનગૃહોની સવડ હોય છે, જ્યારે બીજામાં આ સવડ હોતી નથી. આવી જાતની સવડોવાળા પહેલા વર્ગને "ઇન્ટરનેશનલ" કહેવામાં આવે છે. આવા ડબ્બાઓમાં આજ્ઞાધારક મજુરો ઉતારૂઓની સવડ સાચવવા તૈયાર ઉભા હોય છે. ચ્હા અને બીસ્કીટ લાવી આપવા માટે એકાદ છોકરો ખૂણામાં તૈયાર જ રહેલો હોય છે.

બીજા વર્ગના ડબ્બાને રશીયનો "સોફ્ટ" કહે છે કેટલાક ખાનાંઓમા બે 'બર્થ" હોય છે, કેટલાંકમાં ચાર પણ હોય છે. અહિં સુવાની વ્યવસ્થા છે. પરંતુ એટલી બધી આરામ દાયક તો નહિ જ. ત્યાં પણ ચ્હા વિગેરે મળી શકે, પરંતુ તે માટે બહાર નીકળીને ફેરીયાને પકડી પાડવો જોઇએ. કુલીઓના કાન પણ બીજા વર્ગના ઉતારૂઓની માગણીઓ તરફ થોડા ઘણા બહેરાજ રહે છે. આ બધીય બાબતોમાં ઉતારૂની વ્યકિતગત સંસ્કૃતિ અને પ્રતિભાની અસર જરૂર થાય છે. સામાન્ય રીતે, બહુ જ જરૂરીયાત સિવાય આ વર્ગના મુસાફરો સ્નાનગૃહનો ઉપયોગ કરવા ઇચ્છતા નથી।

સૌથી છેલ્લા વર્ગને "હાર્ડ" કહેવામાં આવે છે. તેમાં ખાનાં જણાતાંજ નથી. પાટીયાં ઉપર ઉતારૂઓ સુઇ જાય છે. હમણાં તો રેલ્વેવાળાઓ તેમને સુવાની

સવડો આપવા લાગ્યા છે, પરંતુ સામાન્ય રીતે, તકીયા, ધાબળા, અને ખોરાક વિગેરે જરૂરી વસ્તુઓ ઉતારૂઓ પોતાની સાથે જ રાખે છે. દરેક સ્ટેશને ઉકળતું પાણી મફત આપવામાં આવે છે, તેથી આ વર્ગના ઉતારૂઓ સાથે રાખેલી કીટલીમાં ચ્હા બનાવી શકે છે. આ વર્ગના મુસાફરો એક મોટા કુટુંબ પ્રમાણે વર્તન ચલાવે છે. ખોરાક, પુસ્તકો વિગેરે એક બીજાને આપવામાં આવે છે. પોતાની જીંદગીના અનુભવોનું વર્ણન કરનાર અને સાંભળનાર પણ આ વર્ગમાં હોય છે. આ વર્ગમાં મુસાફરી કરતાં અડચણ પડે તેમ હોવા છતાંય, પરદેશી મુસાફરો તો આ વર્ગને પહેલી પસંદગી આપે છે. કારણ કે રશીયનો સાથે સીધા પરીચયમાં આવીને તે દેશનું જીવન જાણી શકવાના ઘણા સંજોગો આ વર્ગમાં મળી રહે છે.

આ 'હાર્ડ' અને 'સોફ્ટ'ના મુસાફરો 'ઇન્ટર નેશનલ' આગળથી પસાર થાય છે, ત્યારે તેની તારીફ કરે છે. "સોફ્ટ" નો મુસાફર 'હાર્ડ' આગળથી પસાર થાય છે ત્યારે એ વર્ગમાંથી પોતાને બઢતી મળવા માટે આનંદ અનુભવે છે. સાથે સાથે, કોઇ દિવસે 'ઇન્ટર-નેશનલ' માં મુસાફરી કરવા ભાગ્યશાળી થવાશે તેનો પણ વિચાર કરી લે છે અને એ સ્થાન પ્રાપ્ત કરવાની આશા સેવવાનું ચૂકતો નથી. રશિયન ક્રાન્તિના દિવસોમાં "મેક્સીમ ગોર્કી" (તે વખતે માલ ગાડીઓમાં મુસાફરોને લઈ જવામાં આવતા તે ગાડીઓ 'મેક્સીમ ગોર્કી' ના નામે ઓળખાતી) માં મુસાફરી કરનાર પોતાનો તકીયો અને બીછાનું લઇને "હાર્ડ"માં મુસાફરી કરવાનું વધુ પસંદ કરે છે.

એકાદ 'ઇજનેર 'ઇન્ટર નેશનલ'માં મુસાફરી કરે અને સામાન્ય ઝાડુ-વાળો "હાર્ડ" માં મુસાફરી કરે તેનું કોઇ કારણ? ખરું કારણ તો એ છે કે ઇજનેર વધુ ધનવાન છે. બોલ્શેવીકો કબુલ કરે છે કે ઇજનેરની સેવાઓ ઝાડુવાળાની સેવા કરતાં વધુ કીમતિ છે. તે પ્રમાણે રાજ્ય તરફથી તેની સેવાઓની વધુ કીંમત મળે છે. આવકની અસમાનતાને લીધે જીવનના ધોરણમાં પણ અસમાનતા આવી જાય છે. ઝાડુવાળો કે સાધારણ ઘરકામ કરતો નોકર ખરીદ કરી શકે તેટલા પ્રમાણમાં 'સોફ્ટ'ની ટીકીટનું ભાડું ઘટાડી નાખવામાં આવે તો, 'વધુ પગાર મેળવતા ઇજનેરને તેની કમાણી કેવી રીતે ખર્ચવી તે વિષે મુંઝવણ થાય. પરીણામે વધુ કમાવા માટે તે મહેનત કરે નહિ. અહીં 'ટીકીટ' એ શબ્દ જીવનની જરૂરીયાતોના સામુદાયિક અર્થમાં વપરાયો છે. આવક એક સરખી થવાથી વ્યકિતગત શક્તિઓને નુકશાન પહોંચે છે એવી સોવિયેટની માન્યતા હોવાથી, જીવનના ધોરણમાં જણાતી અસમાનતા તેમણે ફરજીયાત ચલાવી લેવી પડે છે.

મૂડીવાદમાંથી પરિણમતી અસમાનતાઓ તરફ તિરસ્કાર બતાવતા પરદેશી ઉદ્દામવાદીઓ અને એ અસમાનતાથી ઉપભોગ માણનારા પરદેશી મૂડીવાદીઓ, સોવીયેટ યુનીયનમાં અસમાનતાઓ જોતાં જ આશ્ચર્યમાં ગરક થઇ જાય છે. પરંતુ એક જ વસ્તુના જુદા જુદા પ્રકાર હોઈ શકે છે–મૂડીવાદી દેશમાં એકાદ કામદારના અને વકીલના કે ડૉક્ટરના જીવનના ધોરણો વચ્ચે જણાતી અસમાનતા પ્રત્યે ત્યાંનો ઉદ્દામવાદી અણગમો દર્શાવતો નથી. એક કામદારના અને મૂડી-

વાદીના દરજ્જા વચ્ચેના તફાવત પ્રત્યે તે નાપસંદગી જાહેર કરે છે. શ્રમશકિત વેચનાર અને તે ખરીદ કરનાર વચ્ચેની અસમાનતા તરફ તેને તિરસ્કાર ઉપજે છે. મૂડીવાદી દેશોમાં જણાતી અસમાનતા, મીલ્કત એકઠી કરવાનું પ્રથમ પગથીયું છે–આ સંગ્રહ વધવા સાથે મૂડી ઉપર માલિકી હક્કની સ્થાપના થાય છે, અને પરિણામે શોષણનીતિનો જન્મ થાય છે. જ્યારે સોવિયેટમાં જણાતી અસમાનતા એ રોજી કમાનારાં જુદાં જુદાં મંડળો વચ્ચેની અસમાનતા છે. સોવિયેટનો એક શહેરી ગમે તેટલું કમાતો હોય છતાંય તે મૂડીવાદી બની શકશે નહિ, તેમજ બીજા માણસોની મજુરીના ભોગે ધનવાન બની શકશે નહિ. એ પ્રથામાં મૂડીવાદીઓને સ્થાન જ નથી.

તાજેતરમાં જ "સમાજવાદ અને સમાનતા" નામનો એક લેખ "પ્રવદા"માં પ્રસિદ્ધ થયો હતો. 'પ્રવદા'માં છપાયેલું કોઇ પણ લખાણ સત્તાધારી સામ્યવાદીઓએ સ્વીકારેલી વિચારસરણી રજુ કરે છે–આ લેખમાં જણાવવામાં આવ્યું છે કે "મનુષ્ય પ્રાણીઓની જુદી જુદી લાગણીઓ, ઇચ્છાઓ, શોખ, અને જરૂરીયાતોને સમાજવાદ કોઇ પણ રીતે દાબી દેવા માગતો નથી અથવા તેના પ્રત્યે બેદરકાર રહેવા માગતો નથી" એટલે વિવિધતાનો નાશ કરવાનો સમાજવાદનો આશય નથી. "ઉલટું સમાજવાદ આવી શકિતઓ, ખીલવવા માટે કદી નહીં મળેલી શકયતાઓ આપે છે." મૂડીવાદીઓ સમાનતા વિષે મોટી મોટી વાતો કરે છે, પરંતુ ખરી રીતે તો મીલ્કત સામાજીક સ્થાન અને રાજ્યદ્વારી લાગવગના ક્ષેત્રોમાં અત્યંત અસમાનતાઓ ઉત્પન્ન કરતી આર્થિક શોષણનીતિની પ્રથા તેઓ નીભાવી રહ્યા છે.

"પ્રવદા"ના એ લેખનો લેખક લીનોટીવ આગળ લખે છે કે "સમાનતા એ સામાન્યપણે પોકળ ભાવના છે" કેટલાક કુદરતી ભેદો દૂર થઇ શકે તેવા નથી. "એક પુરૂષ અને સ્ત્રી વચ્ચે સમાનતા નથી. એ અસમાનતા નાબુદ કરવા જઇએ તો માનવજાતનો નાશ થઇ જાય. બીજા શબ્દોમાં કહીએ તો જુદી જુદી વ્યકિતઓને ઓળખાવનારી સામાન્ય ખાસીઅતો નાબુદ કરવાનો આ પ્રશ્ન નથી. પરંતુ અસમાનતાની સામાજીક ભૂમિકાનો નાશ કરવાનો આ પ્રશ્ન છે." તે પ્રમાણે મુસ્કેલીભર્યા સ્થાનમાં મુકાયેલા અરક્ષિત અને સાધનરહિત વર્ગની સ્થિતિનો લાભ લઇને બીજો વર્ગ તેનાથી વધુ ઉંચું અને સારૂં સ્થાન મેળવે એ સમાજવાદ તળે બની શકે તેમ નથી. ૧૯૩૪ ના જાન્યુઆરીમાં સ્ટેલીને જાહેર કર્યું હતું કે "માર્કસવાદ પ્રમાણે, વ્યકિતગત જરૂરીયાતોને એકસરખી બનાવવાના કાર્યમાં નહિ, પરંતુ વર્ગભેદ નાબુદ કરવામાં જ સમાનતા સમાયેલી છે."

લીનોટીવ આગળ જણાવે છે કે "સમાનતા જેવી કોઇ નક્કર વસ્તુ જ નથી, આત્મભાનવાળા કોઇ કામદાર અને એક ભામટા વચ્ચે કે એક મહેનતુ માણસ અને આળસુ વચ્ચે, અથવા કોઇ કાર્યશિલ વ્યકિત અને આરામથી બીજાનામાં પડી રહેનાર વચ્ચે સમાનતા હોઇ શકે જ નહિ. જુદા જુદા માણસોનું મુલ્યાંકન કરવા માટે એક જ માપ વાપરવું જોઇએ નહિ, એક વ્યકિત વધુ મજબુત હોય, જ્યારે બીજી અશકત હોઈ શકે છે." લીનોટીવ માને છે કે સામ્યવાદ તળેના ભવિષ્યના સર્વાંગ સંપૂર્ણ સમાજમાં પણ સમાનતા નજરે

પડશે નહિ; કારણ કે "દરેક માણસ પોતાની શક્તિ પ્રમાણે સમાજને સેવા આપે, બદલામાં સમાજ દરેકની જરૂરીયાતો પ્રમાણે બદલો આપે" એ સામ્યવાદનું સૂત્ર છે, પરંતુ દરેક વ્યક્તિની શક્તિઓ એક સરખી હોતી નથી. વળી એક માણસને હારમોનીયમની જરૂર હોય ત્યારે બીજો સુગંધીયુક્ત સેંટ કે અત્તરની માગણી કરે.

આ તો એક વિચારમાળા છે. પરંતુ જીવન ગુંચવાડાભર્યું અને વિચિત્ર છે. અસમાનતાઓ સ્વાભાવિક છે એવું સમજાવવા માટે સોવિયટ પત્રો પ્રયત્ન કરે છે, છતાંય એ અસમાનતાનાં વિવિધ-રૂપ પ્રત્યે સોવિયેટનો જનસમાજ અણગમો દર્શાવે છે. હમણાં હમણાં તો અસમાનતાઓ સખ્ત ચર્ચાનો વિષય થઇ પડી છે. આ ચર્ચાઓ ભવિષ્યમાં પણ લાંબા સમય સુધી ચાલશે એમ જણાય છે.

એક વખત કેટલીક કામદાર સ્ત્રીઓ લેનીનગ્રેડ જનારી તેમની બહેનપણીને વિદાય કરવા માટે એકઠી થઇ. આ છોકરી જેના ઘેર રસોઇ કરતી હતી તે ગ્રહસ્થે લેનીનગ્રેડના મહેલો જોવાની ખાસ સલાહ આપી. એ મહેલો જોવાથી, રશિયાના ઝાર કેવી રીતે રહેતા હતા તેનો ખ્યાલ આવી શકે તેમ છે. એટલામાં એક સ્ત્રી બોલી ઉઠી "સ્ટેલીન પણ ઝાર માફક જ રહે છે ને?" નાની સરખી ત્રણેક ઓરડીઓમાં સ્ટેલીન રહે છે એવું બીજી બાઇએ જણાવ્યું. પરંતુ તેણી તે માનવા માટે તૈયાર નહોતી. તેનું કારણ સ્પષ્ટ રીતે સમજી શકાય તેવું છે—તેનો પાડોશી સરકારી ખાતામાં સાધારણ અમલદાર હતો છતાંય તેના મીત્રોને તે વારંવાર ખાણાં આપી શકતો હતો! તેની દલીલ આ પ્રમાણે રજુ કરી શકાય. એ નાનકડો 'સ્ટેલીન'. મહાન સ્ટેલીનના હજારમા ભાગ જેટલો ગણાય. એટલે મહાન સ્ટેલીન તેના કરતાં એક હજાર ગણી વધુ સારી રીતે રહેતો હોવો જોઇએ. એક સાધારણ અમલદાર આટલા આરામથી રહે તો સ્ટેલીન કેવી રીતે રહેતો હશે? સામાન્ય સમજશક્તિવાળી વ્યક્તિ આથી બીજી કઇ દલીલ કરે? અને બોલ્શેવીક રાજકારણની દ્રષ્ટિએ આ દલીલથી વધુ નુકસાનકારક બીજું શું હોઈ શકે?

સોવિયેટની વાસ્તવિકતાના દર્શનમાં પલટાતા માનસનું પ્રતિબીંબ જણાય છે. સોવિયેટનો શહેરી અસમાનતાની ફરીયાદ કરતો હોય છે, ત્યારે તેની નીચે રહેલી અસમાનતાને ભૂલી જઇને અત્યંત આત્મઘૃણાની લાગણીથી, ઉચ્ચ ભૂમિકામાં વસનારાઓ સાથે પોતાની જાતની સરખામણી કરે છે. સોવિયેટના લેખકો અને પત્રકારોના દ્રવ્ય અને સુખોપભોગનું વર્ણન કરવાનું કાર્ય સામાન્ય થઇ પડ્યું છે, તો પણ સોવિયેટ લેખકો એટલું ધન મેળવવા માટે પોતાની યોગ્યતા પુરવાર કરીને જણાવે છે કે આગેવાન સામ્યવાદીઓ કરતાં તેમની સ્થિતિ ઘણી ખરાબ છે.

સમુદાયથી છુટો રહેલો ખેડુત સમુદાયોના સભ્યો પ્રત્યે બતાવવામાં આવતી પક્ષપાતી વલણ તરફ અણગમો જાહેર કરે છે. સામુદાયિક ખેતી કરતો ખેડુત, કામદારોને મળતા ખાસ લાભોનો વિરોધ કરે છે. આ કામદારો ચોક્કસ કાર્યમાં નિષ્ણાત કામદારોની સ્થિતિની અદેખાઇ કરે છે. જ્યારે આવા નિષ્ણાતો ઇજનેરોની બરોબરી કરવાની ઇચ્છા રાખે છે! આ ઇજનેર પરદેશી શિક્ષણ લઇ આવેલા નિષ્ણાત વિજ્ઞાનશાસ્ત્રીની ઇર્ષ્યા કરે છે. એ વિજ્ઞાનશાસ્ત્રીને મળતી બધી જ સવડો તેને

કેમ મળતી નથી તેવો ઇજનેરને ખ્યાલ આવતો નથી. આ વિજ્ઞાનશાસ્ત્રી લેખકોના સુખોપભોગની કલ્પના કરી રહ્યા છે. જ્યારે લેખકો હમેશ ફરીયાદ કરે છે કે પ્રધાનમંડળના સભ્યો અને કેટલાક વિજ્ઞાનશાસ્ત્રીઓ તેમના કરતાં વધુ સારી સ્થિતિ ભોગવે છે.

સોવિયેટના શહેરીઓ જેની આટલી બધી ચર્ચા કરે છે તે ખાસ હક્કો ક્યા છે? નીજનીનોવગરોડમાં ખુલ્લી મોટર ગાડીઓ કામદારોને સવારે લઇ જાય છે અને કામ પુરૂં થયે ઘેર પાછા મુકી જાય છે. સામાન્ય સંજોગોમાં બીજી રાજધાનીમાં અમલદારો બસ કે ટ્રોલી પકડી લે, અથવા તો એકાદ ટેકસીમાં બેસી જાય. મોસ્કોમાં બસ અનીયમીત હોય છે, અને સામાન્ય ગાડીઓમાં બેસવાની હીમ્મત એકાદ પહેલવાન જ કરી શકે. ટેકસીઓનાં તો દર્શન જ દુર્લભ જ હોય છે.

એકાદ નવું મકાન બાંધવ માં આવે છે. કેટલાક કામદારો અમલદારો અને લેખકો વિગેરેને તેમાં રહેવાની સવડ કરી આપવામાં આવે છે. તુરત જ તેઓ ખાસ હક્કોવાળા વર્ગમાં આવી જાય છે, કારણ કે દરેક માણસની સવડ કરવા માટે પુરતાં મકાનો હજુ તૈયાર થયાં નથી. હજુ પણ ખાદ્યપદાર્થોની કીમ્મત ભારે પડે તેવી છે. આ વસ્તુઓ મોંઘી કીમ્મતે વેચનાર સ્ટોરમાં જે શહેરી જઇ શકે તે ખાસ હક્કો ધરાવનાર વ્યક્તિ બની જાય છે.

બીજાં કારખાનાઓમાં બને છે તેમ, પ્યુટીલોવના કારખાનામાં પણ ખાસ હક્ક ધરાવતા કામદારો અને સાધારણ કામદારો માટે જુદાં જુદાં ઉપહારગૃહો રાખવામાં આવ્યાં છે. બન્ને જાતના ઉપહારગૃહોમાં પીરસાતી ચીજોમાં થોડો ઘણો તફાવત હોય છે. એક ઉપહારગૃહના ટેબલ ઉપરનું આચ્છાદન અઠવાડીયામાં એકાદ વખત બદલવામાં આવે છે, જ્યારે બીજાનું આચ્છાદન પ્રમાણમાં વધુ મેલું હોય છે.

ખાસ હક્કો ધરાવતા અને નહિ ધરાવતા વર્ગો વચ્ચેનો તફાવત ઘણો ઓછો હોય છે. બુટની એકાદ જોડી વધુ મળે કે એક વધુ ઓરડી વાપરવા દેવાની પરવાનગી હક્ક ધરાવનાર વર્ગને મળે. પરંતુ આ સાદા જણાતા લાભોનું મૂલ્ય બીજે હોય તે કરતાં સોવિયેટમાં વધુ છે, કારણ કે એ વસ્તુઓની અછત જણાય છે. થોડાં વર્ષો પહેલાં પણ આ જાતનો તફાવત હતો. પરંતુ તે વખતે જરૂરીયાતની ચીજો મેળવવા માટે બહુ મુશ્કેલી પડતી હોવાથી, તફાવતનું મૂલ્ય બહુ ગણાતું નહોતું. પરંતુ આજે તો એ વસ્તુઓ વધુ પ્રમાણમાં પુરી પાડવામાં આવે છે. એથી આ નજીવા જણાતા હક્કોનું મૂલ્ય વધ્યું છે અને અગત્યના ગણાવા લાગ્યા છે આ કારણથી જ અસમાનતાના પ્રશ્નમાં શહેરીઓ વધુ પ્રમાણમાં રસ લેવા લાગ્યા છે. પરંતુ જરૂરીયાતો પુરી પાડવાના પ્રમાણમાં હજુ પણ વધારો થશે એટલે ઘણાખરા હક્કો નાશ પામશે. જરૂરી વસ્તુઓની તંગીને લીધે જ ખાસ હક્કોનો જન્મ થાય છે. પરંતુ એ હક્કોનો આવિર્ભાવ તંગીનો મૃત્યુઘંટ વગાડવાની શરૂઆત કરે છે, પરીણામે તંગી દૂર થતાં ખાસ હક્કો આપોઆપ દૂર થઇ જાય છે. હક્કોનો આવિર્ભાવ એ તેના નાશની શરૂઆત છે.

આજે તો ખાસ હક્કો સામે જબ્બર પ્રત્યાઘાત થઇ રહ્યો છે. ખાસ હક્કો દૂર કરવાની ભાવના જાગૃત થતી જણાય છે. સોવિયેટ યુનીયનમાં એક માણસ

પડશે નહિ; કારણ કે "દરેક માણસ પોતાની શકિત પ્રમાણે સમાજને સેવા અર્પે, બદલામાં સમાજ દરેકની જરૂરીયાતો પ્રમાણે બદલો આપે" એ સામ્યવાદનું સૂત્ર છે, પરંતુ દરેક વ્યકિતની શકિતઓ એક સરખી હોતી નથી. વળી એક માણસને હારમોનીયમની જરૂર હોય ત્યારે બીજો સુગંધીયુકત સેંટ કે અત્તરની માગણી કરે.

આ તો એક વિચારમાળા છે. પરંતુ જીવન ગુંચવાડાભર્યું અને વિચિત્ર છે. અસમાનતાઓ સ્વાભાવિક છે એવું સમજાવવા માટે સોવિયટ પત્રો પ્રયત્ન કરે છે, છતાંય એ અસમાનતાનાં વિવિધરૂપ પ્રત્યે સોવિયેટનો જનસમાજ અણગમો દર્શાવે છે. હમણાં હમણાં તો અસમાનતાઓ સખ્ત ચર્ચાનો વિષય થઇ પડી છે. આ ચર્ચાઓ ભવિષ્યમાં પણ લાંબા સમય સુધી ચાલશે એમ જણાય છે.

એક વખત કેટલીક કામદાર સ્ત્રીઓ લેનીનગ્રેડ જનારી તેમની બહેનપણીને વિદાય કરવા માટે એકઠી થઇ. આ છોકરી જેના ઘેર રસોઇ કરતી હતી તે ગ્રહસ્થે લેનીનગ્રેડના મહેલો જોવાની ખાસ સલાહ આપી. એ મહેલો જોવાથી, રશિયાના ઝાર કેવી રીતે રહેતા હતા તેનો ખ્યાલ આવી શકે તેમ છે. એટલામાં એક સ્ત્રી બોલી ઉઠી "સ્ટેલીન પણ ઝાર માફક જ રહે છે ને?" નાની સરખી ત્રણેક ઓરડીઓમાં સ્ટેલીન રહે છે એવું બીજી બાઇએ જણાવ્યું. પરંતુ તેણી તે માનવા માટે તૈયાર નહોતી. તેનું કારણ સ્પષ્ટ રીતે સમજી શકાય તેવું છે—તેનો પાડોશી સરકારી ખાતામાં સાધારણ અમલદાર હતો છતાંય તેના મીત્રોને તે વારંવાર ખાણાં આપી શકતો હતો! તેની દલીલ આ પ્રમાણે રજુ કરી શકાય. એ નાનકડો 'સ્ટેલીન'. મહાન સ્ટેલીનનો હજારમા ભાગ જેટલો ગણાય. એટલે મહાન સ્ટેલીન તેના કરતાં એક હજાર ગણી વધુ સારી રીતે રહેતો હોવો જોઇએ. એક સાધારણ અમલદાર આટલા આરામથી રહે તો સ્ટેલીન કેવી રીતે રહેતો હશે? સામાન્ય સમજશક્તિવાળી વ્યક્તિ આથી બીજી કઇ દલીલ કરે? અને બોલ્શેવીક રાજકારણની દ્રષ્ટિએ આ દલીલથી વધુ નુકસાનકારક બીજું શું હોઇ શકે?

સોવિયેટની વાસ્તવિકતાના દર્શનમાં પલટાતા માનસનું પ્રતિબીંબ જણાય છે. સોવિયેટનો શહેરી અસમાનતાની ફરીયાદ કરતો હોય છે, ત્યારે તેની નીચે રહેલી અસમાનતાને ભૂલી જઇને અત્યંત આત્મઘૃણાની લાગણીથી, ઉચ્ચ ભૂમિકામાં વસનારાઓ સાથે પોતાની જાતની સરખામણી કરે છે. સોવિયેટના લેખકો અને પત્રકારોના દ્રવ્ય અને સુખોપભોગનું વર્ણન કરવાનું કાર્ય સામાન્ય થઇ પડયું છે, તો પણ સોવિયેટ લેખકો એટલું ધન મેળવવા માટે પોતાની યોગ્યતા પુરવાર કરીને જણાવે છે કે આગેવાન સામ્યવાદીઓ કરતાં તેમની સ્થિતિ ઘણી ખરાબ છે.

સમુદાયથી છુટા રહેલા ખેડુત સમુદાયોના સભ્યો પ્રત્યે બતાવવામાં આવતી પક્ષપાતી વલણ તરફ અણગમો જાહેર કરે છે. સામુદાયિક ખેતી કરતો ખેડુત, કામદારોને મળતા ખાસ લાભોનો વિરોધ કરે છે. આ કામદારો ચોક્કસ કાર્યમાં નિષ્ણાત કામદારોની સ્થિતિની અદેખાઇ કરે છે. જ્યારે આવા નિષ્ણાતો ઇજનેરોની બરોબરી કરવાની ઇચ્છા રાખે છે! આ ઇજનેર પરદેશી શિક્ષણ લઇ આવેલા નિષ્ણાત વિજ્ઞાનશાસ્ત્રીની ઇર્ષ્યા કરે છે. એ વિજ્ઞાનશાસ્ત્રીને મળતી બધી જ સવડો તેને

કેમ મળતી નથી તેવો ઇજનેરને ખ્યાલ આવતો નથી. આ વિજ્ઞાનશાસ્ત્રી લેખકોના સુખોપભોગની કલ્પના કરી રહ્યા છે. જ્યારે લેખકો હમેશ ફરીયાદ કરે છે કે પ્રધાનમંડળના સભ્યો અને કેટલાક વિજ્ઞાનશાસ્ત્રીઓ તેમના કરતાં વધુ સારી સ્થિતિ ભોગવે છે.

સોવિયેટના શહેરીઓ જેની આટલી બધી ચર્ચા કરે છે તે ખાસ હકકો કયા છે? નીજનીનોવગરોડમાં ખુલ્લી મોટર ગાડીઓ કામરેડોને સવારે લઇ જાય છે અને કામ પુરૂં થયે ઘેર પાછા મુકી જાય છે. સામાન્ય સંજોગોમાં બીજી રાજધાનીમાં અમલદારો બસ કે ટ્રોલી પકડી લે, અથવા તો એકાદ ટેકસીમાં બેસી જાય. મોસ્કોમાં બસ અનીયમીત હોય છે, અને સામાન્ય ગાડીઓમાં બેસવાની હીમ્મત એકાદ પહેલવાન જ કરી શકે. ટેકસીઓનાં તો દર્શન જ દુર્લભ જ હોય છે.

એકાદ નવું મકાન બાંધવ માં આવે છે. કેટલાક કામદારો અમલદારો અને લેખકો વિગેરેને તેમાં રહેવાની સવડ કરી આપવામાં આવે છે. તુરત જ તેઓ ખાસ હક્કોવાળા વર્ગમાં આવી જાય છે, કારણ કે દરેક માણસની સવડ કરવા માટે પુરતાં મકાનો હજુ તૈયાર થયાં નથી. હજુ પણ ખાદ્યપદાર્થોની કીમ્મત ભારે પડે તેવી છે. આ વસ્તુઓ સોંઘી કીમ્મતે વેચનાર સ્ટોરમાં જે શહેરી જઇ શકે તે ખાસ હક્કો ધરાવનાર વ્યક્તિ બની જાય છે.

બીજાં કારખાનાઓમાં બને છે તેમ, પ્યુટીલોવના કારખાનામાં પણ ખાસ હક્ક ધરાવતા કામદારો અને સાધારણ કામદારો માટે જુદાં જુદાં ઉપહારગૃહો રાખવામાં આવ્યાં છે. બન્ને જાતના ઉપહારગૃહોમાં પીરસાતી ચીજોમાં થોડો ઘણો તફાવત હોય છે. એક ઉપહારગૃહના ટેબલ ઉપરનું આચ્છાદન અઠવાડીયામાં એકાદ વખત બદલવામાં આવે છે, જ્યારે બીજાનું આચ્છાદન પ્રમાણમાં વધુ મેલું હોય છે.

ખાસ હકકો ધરાવતા અને નહિ ધરાવતા વર્ગો વચ્ચેનો તફાવત ઘણો ઓછો હોય છે. બુટની એકાદ જોડી વધુ મળે કે એક વધુ ઓરડી વાપરવા દેવાની પરવાનગી હક્ક ધરાવનાર વર્ગને મળે. પરંતુ આ સાદા જણાતા લાભોનું મૂલ્ય બીજે હોય તે કરતાં સોવિયેટમાં વધુ છે, કારણ કે એ વસ્તુઓની અછત જણાય છે. થોડાં વર્ષો પહેલાં પણ આ જાતનો તફાવત હતો. પરંતુ તે વખતે જરૂરીયાતની ચીજો મેળવવા માટે બહુ મુશ્કેલી પડતી હોવાથી, તફાવતનું મૂલ્ય બહુ ગણાતું નહોતું. પરંતુ આજે તો એ વસ્તુઓ વધુ પ્રમાણમાં પુરી પાડવામાં આવે છે. એથી આ નજીવા જણાતા હકકોનું મૂલ્ય વધ્યું છે અને અગત્યના ગણાવા લાગ્યા છે આ કારણથી જ અસમાનતાના પ્રશ્નમાં શહેરીઓ વધુ પ્રમાણમાં રસ લેવા લાગ્યા છે. પરંતુ જરૂરીયાતો પુરી પાડવાના પ્રમાણમાં હજુ પણ વધારો થશે એટલે ઘણાખરા હકકો નાશ પામશે. જરૂરી વસ્તુઓની તંગીને લીધે જ ખાસ હકકોનો જન્મ થાય છે. પરંતુ એ હકકોનો આવિર્ભાવ તંગીનો મૃત્યુઘંટ વગાડવાની શરૂઆત કરે છે, પરીણામે તંગી દૂર થતાં ખાસ હકકો આપોઆપ દૂર થઇ જાય છે. હકકોનો આવિર્ભાવ એ તેના નાશની શરૂઆત છે.

આજે તો ખાસ હકકો સામે જબ્બર પ્રત્યાઘાત થઇ રહ્યો છે. ખાસ હકકો દૂર કરવાની ભાવના જાગૃત થતી જણાય છે. સોવિયેટ યુનીયનમાં એક માણસ

કેટલું કમાય છે તેની કીમ્મત નથી; પરંતુ એ કમાણીનો કેવી રીતે ઉપયોગ થઇ શકે તેના ઉપર વધુ ધ્યાન આપવામાં આવે છે. કોમરેડ અ ૧૮૦૦ રૂબલ કમાય છે અને કોમરેડ બ ૬૦૦ રૂબલ કમાય છે. પરંતુ કોમરેડ બ ના રૂબલની કીમ્મત અ ના રૂબલ કરતાં ચાર પાંચ ગણી હોઇ શકે છે અને પરીણામે બ ની સ્થિતિ વધુ સારી જણાય છે. તથીજ, સોવિયેટમાં મળતા પગારો જે સ્ટોરમાં વાપરવામાં આવે છે તેમાં લેવાતી કીંમતોના ધોરણ વિષે પુરેપુરી માહીતિ મેળવ્યા વિના, સોવિયેટના પગારો વિષે કાંઇ પણ કહેવું અર્થ વગરનું છે. આ પગાર કઇ જગાએ વાપરવો એ બાબત તેના ખાસ હક્કો ધરાવનારા સ્થાન પ્રમાણે નક્કી થાય છે.

મોસ્કોના એક જ રસ્તામાં એક શેર શાક ભાજી ત્રણ જુદી જુદી કીંમતે વેચી શકાય છે. કોઇ કારખાનાના સહકારી ભંડારમાં તેની કીંમત દશ કોપેક પડે. સામાન્ય જનતા માટે ખુલ્લા મુકાયેલા ધંધાદારી સ્ટોરમાં તેની કીંમત ૩૦ કોપેક પડે અને ખેડુતોના બજારમાં તેની કીંમત ચાલીસ કોપેક જેટલી લેવામાં આવે. જરૂરી વસ્તુઓની તંગીના પ્રસંગે સોંઘી કિંમતનું એકજ ધોરણ હોય તો વધુ પગાર મેળવતા માણસો પોતાનો પગાર ખરચી શકે નહિ, અને તેમને અસંતોષ રહી જાય. વળી એવા તંગીના પ્રસંગે સોંઘવારીનું સમાન ધોરણ હોય તો ઓછી કમાણીવાળા માણસો અગાઉથી ચેતીને જોઇતી વસ્તુ ખરીદી લે એટલે વધુ કમાણી કરનાર મુસ્કેલીમાં મુકાય. જરૂરી વસ્તુઓની કીંમતનું એક જ પ્રકારનું ઉંચું ધોરણ રાખવામાં આવે તો ઓછી કમાણીવાળાઓ તેનો વિરોધ કરીને વધુ પગાર કે રોજી માટે માગણી કરે. તેમની જરૂરીયાતો પુરી પાડવા માટે ચલણને હળવું બનાવવું જોઇએ. પરંતુ સોવિયેટ સરકાર તો ચલણને ભારે રાખવા માગે છે.

હાલમાં તો જરૂરીયાતો અને ઉત્પાદન ધીમે ધીમે સમતોલ થતાં જાય છે એટલે એકસરખી કીંમતો રાખવા માટે સત્તાવાળાઓ પ્રયાસ કરી રહ્યા છે. વ્યાપારી અને બજારની કીંમતો ઘટાડવા સાથે સહકારી ભંડારોમાંની વસ્તુઓની કીંમતો વધારીને બન્નેમાંથી મધ્યમ ધોરણ સ્થાપવાના પ્રયાસો કરવામાં આવે છે. જ્યારે જરૂરીયાતોને પહોંચી વળે એટલા પ્રમાણમાં માલ ઉત્પન્ન થશે ત્યારે કીંમતો વચ્ચે જણાતો તફાવત દૂર થઇને રૂબલની કીંમત એકસરખી બની જશે. આ પ્રમાણે તંગીના કારણે ઉત્પન્ન થએલા ખાસ હક્કો નાબુદ થઇ જશે.

જરૂરીઆતની વસ્તુઓની કીંમતનાં જુદાં જુદાં ત્રણ ધોરણો અસ્તિત્વમાં હોય ત્યારે સૌથી સોંઘી કીંમતે ખરીદ કરવામાં ખાસ હક રહેલો છે. જ્યારે કીંમતનું ધોરણ એક જ હોય ત્યારે એ હક નાબુદ થાય છે. આ બધું અમલમાં મુકતાં પહેલાં કેટલોક સમય પસાર થઇ જશે અને તેમ કરતાં પહેલાં આજે ફક્ત નીચી જ કીંમતે જરૂરી ચીજો ખરીદી શકે એટલી ઓછી આવકવાળાઓના પગારોમાં વધારો કરીને નવા સ્થપાનાર ધોરણ સાથે તેમની આવકને સમતોલ કરવાની જરૂર છે. આ ગોઠવણ થાય તે દરમ્યાન ખાસ હક્કો તો ચાલુ જ રહેશે.

પરંતુ આ પ્રવાહ શરૂ થઇ ગયો છે. ૧૯૩૧-૩૨ માં કેટલીક જરૂરી વસ્તુઓ ખાસ હક્કો ધરાવનારા કામગરોને જ વેચવામાં

(વધુ માટે જાવો પાનું ૧૧૭ મું)

એક ટુંકી વાર્તા

# અવિભકત આત્મા

:લેખક:
રવિશંકર વિ. મ્હેતા

**શ્રી.** રણજીતલાલ ભગવાનદાસ કોપી કરને તેમનાં આખાં નામથી તો એમના નજીકના મિત્રો સિવાય બીજા ભાગ્યે જ ઓળખતા. અને જે થોડા મિત્રો એ જાણતા તેમને રાજી રાખવાને રણજીતલાલ સતત પ્રયત્ન કરતા. વખતોવખતની મીજબાનીઓ એમના એ પ્રયત્નનું મહત્વનું અંગ હતી. પોતાનું આખું નામ છુપાવવા માટે આ નિર્દોષ લાંચ આપવાની ફરજ એમને એટલા માટે જ પડતી કે તેમને એ નામ પસંદ નહોતું. એ નામની પછવાડે સામાજીક શરમનો જે ઇતિહાસ છુપાયો હતો તે રણજીતલાલને સતત શરમિંદા બનાવી રાખતો.

વાત એમ હતી કે રણજીતલાલની મા એક કાશીબાઈ કરીને ગોકર્ણની નાયકીન હતી અને તેના પિતા ભગવાનદાસ શેઠ એક માલેતુજાર ભાટીઆ ગૃહસ્થ હતા. કાશીબાઇને માટે શેઠે એક જુદો બંગલો બંધાવી આપ્યો હતો અને ફકત લગ્નની રીતસર વિધિ સીવાય બાકી બીજી બધી બાબતોમાં તેઓ પરિણીત સ્ત્રી પુરૂષ તરીકે જ રહેતાં. તેમના એ સ્નેહસહચારનું ફળ રણજીતલાલ હતા. રણજીતલાલને એ વાતનું ખુબ દુઃખ લાગતું પણ એક બંગલો અને ઘરેણાં અને રોકડ મળીને લગભગ પચાસેક હજારની મીલ્કત એ દુઃખનાં અચ્છાં આશ્વાસનરૂપ બની રહેતાં. પરંતુ ભગવાનદાસ શેઠનાં કાયદેસર લગ્નના જે છોકરાઓ હતા તેમની સાથે જ નિશાળમાં ભણવાનો પ્રસંગ રણજીતલાલને પડયો હતો અને આવી બાબતોમાં અર્ધ સમજુ છોકરાંઓની જે અસ્પષ્ટ ઇર્ષ્યા અને નિંદાવૃત્તિ હોય છે તેનો ભોગ રણજીતલાલ સતત બન્યે જતો. તેનું પરિણામ એ આવ્યું હતું કે તે નાનપણથી જ એકદમ એકલો, અટુલો, એકાંતપ્રિય અને અત્યંત શરમાળ બન્યો હતો. પાતળો, નમણો અને રૂપાળો છોકરો અને પાછો એટલો બધો શરમાળ એટલે તેના વર્ગના "દાદા"ઓએ તેને છોકરી ઠરાવી મુકયો હતો કાશીબાઇ અને ભગવાનદાસ શેઠનાં ધ્યાનની બહાર આ બધી વાત જવા પામી ન હતી પણ તેઓ બન્ને તેના એ સ્વભાવનું મૂળ કાશીબાઇના પોતાના સમાજભીરૂ અને સાલસ સ્વભાવમાં જોતાં. મીજબાનીની લાંચ આપીને મિત્રો બનાવવાની તાલીમ એને ભગવાનદાસ શેઠે આપી હતી પણ એ મિત્રોની વચ્ચે પણ પોતાની કોઇ અકથ્ય શરમ તે પોતાનાં

અંતરમાં જ જાળવી રાખતો અને પોષતો અને તેથી ઠઠ્ઠાખોર અને બહિર્મુખ મિત્રોની વચ્ચે તે પાણીની વચ્ચેનાં કમળની માફક જીવતો. અંતર્મૂખ સ્વભાવ, એકાંતિક જીવન, માતાની સંગીત-પ્રીયતા અને પિતાની રસિકતાનો સામટો પડઘો તેના પર એ પડયો હતો કે તે નાન-પણથી અત્યંત કલ્પનાશીલ બની ગયો હતો. બાર વર્ષની ઉંમરે તેણે કવિતા લખવાની શરૂ કરી. સોળ વર્ષની ઉંમર સુધીમાં તેણે અનેક કવિતાઓ લખી અને ફાડી નાખી અથવા છુપાવી રાખી. એ ઉંમરે એની માતા મરી ગઇ. એક વર્ષ પછી એના ગેરકાયદેસર પિતાનું અવ-સાન થયું. માનવપ્રાણીઓથી ખદબદતા મુંબઇમાં તે એકલો જ પડી ગયો. તેના આ આઘાતોએ તેને એકાંતની અને કવિ-તાની ગોદમાં વધુ હડસેલી દીધો. એક રાત્રે એ કવિતા લખતાં લખતાં જ સુઇ ગએલો. બીજી સવારે એક મિત્રે આવીને એ કવિતા અચાનક વાંચી ત્યારે તે વાંચીને તે આભો જ બની ગયો. કવિ-તામાં કલ્પનાપ્રધાનતા અને શબ્દ-લાલિત્ય ભારોભાર ભર્યાં હતાં, ગેયતા પણ સરસ હતી, "માતાને" એ એ કાવ્યનું મથાળું હતું પેલા મિત્રે એ મોટેથી ગાવા માંડી. છેલ્લી કડી હતી:

વાણી અપૂર્વ અતિ ગૌરવપૂર્ણ મ્હારી
રેખા ન દોરી શકતી તવ ચિત્ર કેરી
બ્રહ્માંડમાં મમ સમાતી ન કલ્પાનાને
તોડી અગમ્ય ધસતી તવ ચર્ણ દેશે.

એ ગવાતી હતી ત્યારે રણજીતલાલ જાગી ઉઠયો. પોતાની રૂપાળી પત્નીને સદાએ પડદા અને બુરખામાં રાખનાર માણસને એ સ્ત્રીનો બુરખો દૂર કરી કોઇ બીજો માણસ તેનું રૂપ જોઇ જાય અને પુરૂષને જે આઘાત પહોંચે તેવો આઘાત રણજીતલાલને થયો. પેલા મિત્રના હાથ-માંથી કવિતા તેણે ઝુંટવી લીધી. પણ પેલાના વાણીપ્રવાહને તે થોડો જ રોકી શકે તેમ હતો. તેણે કવિતાનાં ભારોભાર વખાણ કરવા માંડયાં. એ મિત્ર સાહિત્ય-રસિક પુરૂષ હતો. પોતાનાં લખાણોથી નહિ પણ સાહિત્યકારોના સંસર્ગમાં આવવાની તેની ધગશને લઇને તે ગુજરાતી સાહિત્ય જગતથી સારી રીતે વાકેફગાર હતો. એટલે તેણે પુરતા વિશ્વાસપૂર્વક રણજીતલાલને ખાત્રી આપી કે તેનું કાવ્ય ગુજરાતી સાહિત્યમાં ચિરંજીવી બને તેવું હતું. કવિતા લખવાની આવી નૈસર્ગિક બક્ષીસ હોવા છતાં રણજીતલાલ તેને છુપાવતો હતો તેમાં તેને ગુજરાતી સાહિત્યનો દ્રોહ જણાયો. તેની એ પ્રશં-સામાં સારાં કાવ્ય પ્રત્યેના રસિક માણ-સના સદ્‌ભાવ સાથે પચાસ હજારની મીલ્કતના એ કાચી ઉમરના એકલા સ્વામીની મીઠી નજરની આશા પણ ભેળાએલી હતી. એ પ્રશંસામય વાણીનો રણજીતલાલનાં માનસપર મધુર આઘાત થયો. બીજે દિવસે એ મિત્ર એક માસિ-કના અધિપતિને સાથે લેતા આવ્યા. પેલાએ અધિપતિને રણજીતલાલના સ્થિતિ સંયોગોની તથા કાવ્ય સંબંધી વાત અગા-ઉથી કરી રાખી હતી એટલે એ ત્રણ જણા વચ્ચે ચા નાસ્તાની સરસ મહેફીલ દરમ્યાન રણજીતલાલને પોતાનાં કાવ્ય અને કવિત્વ શકિત વિષે કેટલીક વધારે પ્રશંસા સાંભળવાની મળી. સાથે પ્રથમ કાવ્ય માસિકમાં છપાવા માટે ગયું. બીજે મહિને તે સરસ ઉઠાવ અને વધુ સરસ પ્રસ્તાવના સાથે છપાયું. 'રણજીત'ની સહિથી એ છપાયું હતું. એ રીતે રણ-જીતનાં સાહિત્ય જીવનની શરૂઆત થઇ.

તે પછીથી સાહિત્ય પ્રવૃત્તિ અને સાહિત્યકાર મિત્રમંડળનાં વતુંળ વિશાળ થતાં ચાલ્યાં. રણજીતનાં આબરૂ અને ખર્ચ એક સાથે વધવા લાગ્યાં. એકાદ બે વર્ષમાં રણજીતનું નામ ગુજરાતના અગ્રગણ્ય ઉગતા કવિઓમાં છુટથી મૂકાવા લાગ્યું. ફાર્બસ ગુજરાતી હૉલમાં જ્યારે "ગુજરાતી કાવ્ય સાહિત્યના નવા ફાલ" પર ચર્ચા થતી ત્યારે રણજીતનું નામ અનેક વખત લેવાતું. તે પછીથી તો રણજીતે ટુંકી વાર્તાઓ અને નાટકો પણ લખવા માંડયાં. પણ નાટકોમાં એ સફળ નહિ થાય એવી મિત્રમંડળ તરફથી ખાત્રી અપાતાં કવિતા અને ટુંકી વાર્તાઓ પુરતી જ એમણે પોતાની સાહિત્યપ્રવૃત્તિ મર્યાદિત કરી દીધી. રસસાહિત્યના ઉપાસકો એની ખુબ જ પ્રસંશા કરતા; તેની કલ્પનાપૂર્ણ અને લાગણીથી છલોછલ ભરેલી વાર્તાઓ સ્ત્રીવાંચકોની લાગણીઓને પંપાળતી, એમના ભાવનાદેહને ગલગલીઆં કરતીઃ અને એ રીતે રણજીતનો વાંચક અને પ્રશંસક સમુદાય વધતો ચાલ્યો.

માસિક અને અઠવાડીક પત્રોના અધિપતિઓ રણજીતના ઉંબરા ઘસવા લાગ્યા. તેમની સંખ્યામાં મિત્રોનું મોટું મંડળ ઉમેરો કરતું. સ્ત્રીપ્રશંસકો અને ઓળખાણ ચાહનારાંઓની સંખ્યા પણ ઠીક ઠીક થવા પામી હતી. તેના એકાંત પ્રિય સ્વભાવને એ ભારે પડવા માંડયું. તેમાંયે ખાસ મુશ્કેલી તો ઓળખાણ અને પરિચય માગતી સ્ત્રીઓની હતી. ચોક્કસ ઉત્સવ પ્રસંગોએ ખાસ ગરબા બનાવી આપવા કુમારીકા મંડળોની અગ્રણીઓ અને નિશાળોની મહેતીજીઓ તેના ઘર પર આવી ખુબ જ આગ્રહ કરતી. રણજીતની વ્યાકુળતાનું એ જ ખાસ કારણ હતું. એ લોકોને પોતાના સમાગમમાં આવવાની ના પાડવાની શકિત કે વૃત્તિ બેમાંથી એકેય એનામાં નહોતાં. છતાં જ્યારે કોઇ સ્ત્રી તેની પાસે આવતી અથવા કોઇ મેળાવડામાં તેની સાથે વાતચિતે વળગવા પ્રયત્ન કરતી ત્યારે તે શરમથી અકળાઇ જતો. સ્ત્રીત્વને ઉંબરે પગ માંડતી યુવતીની માફક તેના ગાલો પર લાલી તરી આવતી. તેની શરમ મહેતીજીઓ અને પ્રૌઢા સાહિત્યરસિકણોને તેના પર મિત્રાચારીનું આક્રમણ કરવાને ઉશ્કેરતી; હાઇસ્કુલો અને કોલેજોમાં ભણતી પ્રગલ્ભ કુમારીકાઓને તેની રાગ મિશ્રિત ગમ્મત કરવા આમંત્રણ આપતી.

આ બધાનું પરિણામ રણજીત પર ધારવા કરતાં અવળું જ આવ્યું. એ બધો સુંવાળો પરિચય એનાં પુરૂષત્વને જગાડવા કે પંપાળવા સમર્થ ન થયાં. ઉલટાનું તેનો સ્ત્રીજાતિ પ્રત્યેનો અણગમો વધતો ચાલ્યો. જ્યાં ત્યાં એને વાસનાની દુર્ગંધ આવવા લાગી. ગોવર્ધનરામ અને નાનાલાલના સૂક્ષ્મ પ્રેમનાં એ બધાં પ્રશંસકોમાં વાસ્તવિક રીતે વાસનાની જવાળા છુપાએલી એને જણાતી. એ વિષય પર એણે રાત દિવસ ચિંતન કરવા માંડયું. પરિણામે એને ખાત્રી થઇ ચૂકી કે માનવતાના અધઃપાતનું મુખ્ય કારણ એને હાથ લાગી ગયું. દાદા આદમ અને બીબી હવાના અધઃપાતના પાપમય વારસાથી માનવતાને પીડાતી એણે પારખી લીધી. અને સમ્રાટ માર્કસ ઓરેલીઅસની માફક એણે પણ ગાંઠ વાળી લીધી કે માનવતા ભલે આત્મવિનાશને માર્ગે જતી, પોતે તો દીવ્યતાને પંથે પળવા જ પ્રયત્નશીલ રહેવું.

તેના આ નિશ્ચયથી તેની મિત્રમંડળી પણ અપરિચિત રહે તેમ નહોતું. હવે

પછીની તેમની વાતોમાં જ્યારે અને ત્યારે ગમે તે વિષય પરથી આ વાત આવીને ઉભી જ રહેતી. અને જ્યારે પોતાની એ માન્યતાના સમર્થનમાં દલીલોનો પ્રવાહ તે વહેતો મૂકતો ત્યારે ચાર ચાર કે પાંચ પાંચ બાળકોના પિતા બની ઇન્દ્રીય "સુખ"થી કંટાળી ગએલા "યુવાન" સાહિત્યકારો તેની સામે માથું નમાવતા અને આટલી નાની વયે તેનામાં આ અગમચેતી આવવા બદલ હાર્દિક મુબારકબાદી આપી પોતાના દુખી મીજાજોને ઢળી પડતાં આ નાસ્તાના ટેકાથી બચાવી લઇ વિદાય થતા.

કેટલાક મિત્રોને ભય લાગતો કે રણજીત નિર્વેદવાદી–cynic–બની ગયો છે. કેટલાક તેને તે બદલ મુબારકબાદી આપતા. પણ તેની એ મનોદશાનું પરિણામ એ આવ્યું કે તેનાં કાવ્યો અને વાર્તાઓમાં ગહનતા આવવા માંડી. તે સાથે તેનામાં વ્યાપારી વૃત્તિનો પણ ઉદય થયો. શા માટે આ બધા અધિપતિઓની પળોજણ જોઇએ? તેઓને જો વાર્તાઓ જોઇતી જ હોય તો તેનું મૂલ્ય તેઓ ભરે. સાહિત્ય જગતની ખાનગી ચર્ચાએ અને કંઇક તેની લેખક તરીકેની શકિતએ રણજીતની આસપાસ એવો વ્યામોહ ઉભો કર્યો હતો કે દસ રૂપીઆની કીંમતે તેની એક વાર્તા ખરીદનારા અધિપતિઓ એને મળવા લાગ્યા. રણજીતનું વ્યકિતત્વ જરા ટટાર બન્યું; તેની વાસનાની સુગ અને શરમાળ સ્વભાવે તેને અટુલો બનાવ્યો. સ્ત્રી અને કુમારિકા મંડળોના ઉત્સવોમાં હવે તે ઓછી હાજરી આપતો અને તે સાથે જ હાજરી આપવાની ઓછી ઓછી વૃત્તિ પણ અસંતુષ્ટ રહેતી. તેના સ્વભાવમાં આવેલાં એ પરિવર્તને તેના મિત્રોની સંખ્યા ઓછી કરી. રણજીતને તે ઇષ્ટાપત્તિ લાગી.

* * *

રણજીત બી. એ. પાસ થઇ ગયો હતો. વકીલાતનો ધંધો તેના સ્વભાવથી વિરૂદ્ધ હતો. હા. એમ. એ. થવું ઠીક હતું પણ એ નિશ્ચય કરવા પુરતી ઇચ્છાશકિત કોઇ અગમ્ય કારણસર તે હમણાં ગુમાવી બેઠો હતો. મિત્રોની લઘુતાએ, સમકાલીન અંગ્રેજી સાહિત્યના અભ્યાસે, સ્ત્રી પરિચિતોની પ્રગલ્ભતાએ અને પોતાનાં વ્યકિતત્વની અસ્મિતાએ તેનામાં એક પ્રકારનો મધુર નિર્વેદ પ્રેર્યો હતો. કલ્પનામિશ્રિત બુદ્ધિવ્યાપારે તેની શારીરિક અને દુન્યવી પ્રવૃત્તિઓમાં એક પ્રકારનો પ્રમાદ પ્રેર્યો હતો. "આ બધું શાનું તોફાન છે?" એકાંતમાં હસતાં હસતાં તે પોતાનાં મનને પુછતો. તેણે આત્મનિરીક્ષણ આદર્યું. રાત્રે અંધારામાં હીંડોળા પર હિંચકતાં હિંચકતાં તે પોતાની જાતની પરીક્ષા લેવા માંડયો. એક દિવસ તેને ઉત્તર મળી ગયો. "કંઇ નહિ" તેણે પોતાના મનને આખરે સમજાવ્યું, "એ તો હું સાહિત્યરસિક મટીને સાહિત્યનો કારીગર–કલાકાર–બનવા લાગ્યો છું. આટલા દિવસ હું સાહિત્યને–જગતને–ચ્હાતો હવે હું તેને સમજવા–ધિક્કારવા–નહિ, નહિ, સમજવા લાગ્યો છું. એટલે માનસપલ્ટાનો આ સંક્રાંતિ કાળ છે."

જો એ માનસપલ્ટાનો સંક્રાન્તિ કાળ હોય તો તેણે થોડો વખત પોતાના બાહ્ય સંયોગોને ફેરવવા એ પણ જરૂરી હતું. વમળે ચડેલાં માનસને બાહ્ય આઘાતોથી અસ્થીર રાખ્યે જવા કરતાં કોઇ શાન્ત

વાતાવરણમાં સ્થીર થવા દેવું એવો નિશ્ચય તેણે કરી લીધો.

સંયોગ પરિવર્તનને માટે તેણે માથેરાનને પસંદ કર્યું. માઘ મહિનાની શરૂઆત હતી. માથેરાનમાં સહેલાણીઓની સંખ્યા પણ હજુ ઓછી હશે એટલે ઠીક પડશે એવી ગણત્રી તેણે કરી. બે દિવસમાં તેણે નિશ્ચય કરી લીધો અને મિત્રમંડળીને ખબર પડવા દીધા વિના તેને અમલમાં પણ મૂકી દીધો.

* *

માથેરાનમાં રોયલ હોટેલમાં તેણે રહેવાનું રાખ્યું. પાછળથી એકાદમ કોઇ બંગલો સોંઘામાં મળી જાય તો ત્યાં ફેરવી નાખવાનો તેનો વિચાર હતો. તે દરમીઆન હોટેલમાં સહેલાણીઓની સંખ્યા ઓછી હતી એટલે તેને રહેવાનું ફાવે તેમ હતું.

માથેરાનનાં કુદરતે મઢેલાં એકાંતમાં તેની સાહિત્ય પ્રવૃત્તિ પાછી તેની કાંધે ચડી; તેની કલમમાંથી વાર્તા અને કવિતાની લીંટીઓનો પ્રવાહ સતત વહેવા લાગ્યો; શબ્દોના ઓઘ ઉછળ્યા અને અનેક માસિકો અને અઠવાડીકોમાં રણજીતનું નામ ઝળકવા લાગ્યું. તેની ટપાલ દિવસે દિવસે વધવા લાગી. એટલે સાંજે આવેલી ટપાલ સવારે જ જોવાનો નિયમ ફેરવી રાતના ટપાલ વાંચવાનું શરૂ કર્યું. દરેક કવર ઉઘાડયા પહેલાં તે કોના તરફથી છે અને તેમાં શી હકીકત હશે તે કલ્પી લેવામાં તેને રમુજ પડતી.

એક દિવસ એક અપરિચિત પત્ર આવ્યો. તે હાથમાં લેતાં કોઇ આછી સુવાસ તેનાં નાકને આલ્હાદ આપી રહી. પત્ર ફાડીને વાંચ્યોઃ

વ્હાલા મી૦ રણજીત,

તમે માથેરાનમાં છો એમ જાણીને આ લખવાની તક લઉં છું. તમારા વાર્તા અને કાવ્યોની હું અનન્ય ઉપાસક છું એટલે આ પ્રશંસાના શબ્દોની અંજલિ તમને અર્પણ કરવાની લાલચ રોકી શકતી નથી. પરંતુ ખરૂં પૂછો તો તમારાં લખાણો કરતાં પણ તેની પાછળ રહેલી ભાવના મને વધુ ગમે છે. વાસનાનાં ઝેરના તમે કટ્ટર વૈરી છો અને સૂક્ષ્મ પ્રેમના ઉપાસક છો એ મને બહુ જ ગમે છે. હું પણ એમ જ માનનારી છું. એટલે સમાન માનસની બે વ્યક્તિઓને એક બીજાના પરિચયમાં આવવાની જે નૈસર્ગિક ઇચ્છા થાય તેને હું નિવારી શકતી નથી. પણ દેહના દૈત્યની પ્રબળતાથી હું અજાણ નથી; ઇન્દ્રીઓના ઉન્માદનું મને પુરૂં ભાન છે. એટલે એક બીજાને કદિ નજરે પણ નીહાળ્યા વિના આપણે માનસિક મૈત્રી સાધી શકીએ એમ શક્ય હોય તો તમારા એ પ્રકારના પરિચયમાં આવવાની ઉત્કટ ઇચ્છા હું ધરાવું છું. એ હેતુ સિધ્ધ થાય એટલા માટે આ પત્રનો જવાબ મેળવવા પુરતું સરનામું પણ હું લખતી નથી. પુરૂષોનો મને સારો જેવો પરિચય છે. બધી જગ્યાએ સૂક્ષ્મ પ્રેમનાં અમૃતની પાછળ વાસનાનાં વિષ મેં ભાળ્યાં છે; તમારામાં નિરાશ નહિ થાઉં એવી મારો અંતરાત્મા સાક્ષી પુરે છે એટલે જ આ લખું છું. એટલે મેં ઉપર માગણી કરી છે તેવી કેવળ માનસિક મૈત્રી આપણી વચ્ચે શક્ય છે કે કેમ તે જણાવતો તમારો જવાબ તો મને અવશ્ય મળવો જોઇએ એટલે આ પત્રનો જવાબ "રબ્બી" ના પૂર્વ ભાગમાં આવેલાં કાજુના ઝાડ પાસે કબુતરની ચરકની નિશાનીવાળો સફેત પાણો છે તેની નીચે દબાવી જશો તો કૃપા થશે.

મારાં અંતરમાં કંઇતું કંઇ ભર્યું છે પણ તે ઠાલવવાનાં સ્થાન બનવાની માયાળુતા તમારામાં છે કે કેમ તે જાણ્યા વિના શું થાય ? એટલે ઉપર માગી કૃપા કરશે.

લી. આપની

ગુણાનુરાગી.

**સુલોચના.**

રણજીત નીચેનો જવાબ લખીને નિર્ણીત કરેલી જગ્યાએ મૂકી આવ્યો.

વ્હાલાં ગુણાનુરાગી કુ. સુલોચના,

તમારાં અંતરમાં ભરેલ ભાવનાના ભંડાર ઠાલવવાનાં યોગ્ય પાત્ર તરીકે મને પસંદ કરવા માટે આભાર. હું ઇચ્છું છું કે હું તેને યોગ્ય હોઉં. બાકી તો મારી લાયકાત મુલવવાનું કામ તમારૂં જ છે એટલે યોગ્ય લાગે તેમ કરશો.

રણજીત.

આ જવાબ પછીથી પત્રોની પરંપરા શરૂ થઇ. પોતાની સાહિત્યપ્રવૃત્તિ કરતાં આ રમત રણજીતને વધારે આકર્ષક લાગી એટલે તેણે રૂખી પર આવેલાં કાજુનાં ઝાડની યાત્રા લગભગ રોજ રોજ અને કોઇ કોઇ વખત દિવસમાં એકથી વધુ વખત પણ કરવા માંડી. પાછળથી ટપાલ પર આધાર રાખવાને બદલે બન્ને સૂક્ષ્મ પ્રેમનાં ઉપાસકોએ પેલા પથરની સેવાઓ જ સ્વીકારવા માંડી. પંદર દિવસના પત્રવ્યવહારને અંતે તેઓ એક બીજા પ્રત્યે "વ્હાલા-મીo રણજીત" અને "વ્હાલાં ગુણાનુરાગી કુ. સુલોચના" ને બદલે "હૃદયેશ્વર" અને હૃદયરાણી" બની જવા પામ્યાં હતાં : કેમકે સુલોચનાએ એક પત્રમાં એમ જણાવ્યું હતું કે સ્ત્રી તો આખરે એક વેલી જ છે. એટલે તેને વિકસવા અને ફાળવા માટે કોઇ વૃક્ષરાજનો આધાર તો જોઇએ. ઉપરાંત આ વિશાળ વિશ્વમાં જેને અંતરનું વિશ્વાસપાત્ર–પોતાનું જ–કહી શકીએ, જેના સુખે સુખી અને દુખે દુખી થવામાં અકલ્પ્ય અને ઇન્દ્રીઓથી પર એવો આનંદ અનુભવી શકાય, જેની પાસે પોતાનાં અંતરને ખુલ્લું–નગ્ન–કરી શકાય એવાં એક પાત્ર વિના સ્ત્રીનું સુકુમાર અને પરાવલંબી જીવન શુન્યવત્ છે. એટલે રણજીત પાસે પોતાના સંકલ્પવર બનવાની ભીખ એણે માગી હતી. રણજીતને પણ આ અજાણ્યાં–ઓળખીતાંઓથી ખદબદતાં બ્રહ્માંડમાં એકાદ વિશ્વાસધામની જરૂરીઆત બરાબર સમજાઇ હતી, ઉપરાંત એ અદ્રશ્ય છતાં કલ્પનાની આંખ સામે દીવ્ય સુક્ષ્મ દેહે સજીવ અને બુધ્ધિની આંખ સામે અક્ષર દેહે સજીવ એવી બ્રીઆટ્રીસ તેને આમ મળી જાય તો ગુજરાતના દાન્તે બની - અમરત્વ સાધવાની ઉત્કંઠા પણ તેના ચતન્યને ઘેરી રહી હતી એટલે વિના વિલંબે અને વિના સંકોચે એ ભીખ પુરી હતી.

વસંત પંચમી પસાર થઇ ગઈ હતી. માથેરાનનાં ઝાડોએ કુંપેળો મારફત નવજીવનના ઉલ્લાસ પ્રગટ કરવાના શરૂ કરી દીધા હતા. બન્ને સૂક્ષ્મ પ્રણયીઓને તો પ્રણયમ ઉન્માદે કયારનાંએ ઘેરી લીધાં હતાં.

સુલોચનાના પત્રો સંખ્યા અને લંબાઈ બન્નેમાં પ્રતિદિન વધતા જતા હતા. "રાત અને દિવસના અંખડ ઉજાગરા વેઠી પોતાના હૃદયનાથનાં ચરણોમાં પત્રો ભરી ભરીને જીવન સર્વસ્વ સમર્પણ કરી દેવાના કોડો" એ "નવોઢા"ને "નચવી" રહ્યા હતા. રણજીતને "જીવનમાં કવિતાનો સાક્ષાત્કાર " થઇ રહ્યો હતો. તેના સુલોચના પરના પત્રોમાં પણ ગદ્ય અને પદ્ય પણ " વ્હાલસોયાં પતિપત્ની"ની માફક ઓતપ્રોત થઇ

રહ્યાં હતાં. સાગર તટે અને પર્વતનાં શીખરો પર, ફુલવાડીઓમા અને સરિતા કીનારે, ભયંકર જંગલમાં અને શયનાગારનાં સુરક્ષિત એકાંતમાં, ઉજમાળાં પ્રભાતે અને શિળી સંધ્યાએ, ધોમ ધીખતા નિરવ મધ્યાન્હોએ અને પ્રફુલ્લ અનુકુળ સ્નેહરાત્રીઓ સમી ચાંદનીઓમાં પોતાના હૃદયનાથ સાથેનાં સહજીવનનાં કલ્પના ચિત્રોને કાગળની છાતીપર સુલોચનાએ શબ્દદેહ આપવા માંડયો હતો. એક જ આત્માની એ બે જ્યોતિઓ-પાંખો-એક ક્ષણને માટે પણ જુદી કેમ જ રહી શકે ! એ એના હવે પછીના દરેક પત્રનું ધ્રુવપદ હતું. રણજીત પણ એ રમતમાં પાછો પડે તેમ નહોતું. શ્રી. કનૈયાલાલ મુન્શીના "અવિભકત આત્મા"ની યાદ તેણે સુલોચનાને અપાવી હતી.

એક રાત્રે એવો એક રસઝરતો પત્ર વાંચ્યા પછી " રસસ્વપ્નો " ભરી નિદ્રાનો આશ્રય લેવાનું રણજીત માટે શકય ન બન્યું. સવારના ચાર વાગ્યે એક પત્ર લખ્યો. એમાં એણે વાસનાથી પર અને અલૌકીક એવાં નયનસૌભાગ્ય અને સ્પર્શસૌખ્યની ફીલસુફી ચર્ચી અને અંતમાં એવી આશા દર્શાવી કે એનો " અવિભકત આત્મા " તેને એટલા પુરતાં જીવનસૌભાગ્યથી તો વંચિત નહિ જ રાખે. એ પત્રનો જવાબ તરતજ અને વિચિત્ર આવ્યો. "વ્હાલા, યૌવન પર વાસનાના વાયુની ધીરી લહરીઓ શરૂ થઈ છે એવું તમારા પત્રથી અનુભવીને શીરીષ પુષ્પની માફક હું કંપી રહી છું. મારાં ભીરૂ હૃદયને કરાર થાય એવો જવાબ તરત લખો."

જવાબ તરત ન મળ્યો. બીજે દિવસે જવાબ મળ્યો તેમાં વાસનાની દુર્ગંધનો અંદેશ પણ ન અનુભવવાની ખાત્રી આપવામાં આવી પણ દર્શન અને સ્પર્શનાં અતીન્દ્રીય સુખની ફીલસુફી તો ફરી રજુ કરાઈ જ.

સુલોચનાના ઉત્શ્વાસમાં મધુર દર્દ પેઠું. સાગર તટે ચાંન્દનીમાં એક બીજાના હાથમાં હાથ મીલાવી ફરવા પુરતી "વાસનાથી હઝારો માઈલ દૂર" અને "તદ્દન નિર્દોષ" એવી રણજીતની માગણી તો દૂર રહી પણ પોતાને કદિ પણ જોવાને માટે પ્રયત્ન ન કરવાની અત્યંત આજીજી ભરી માગણી કરવાનું સુલોચનાએ જારી રાખ્યું.

રણજીતે એ સ્ત્રીસહજ ભીરૂતાને હસી કાઢી. વ્હાલસોયાં પતિપત્નીનાં શરીરો પાસે પાસે રહેતાં હોય છતાં વાસનાનો ઓળો પણ તેની આસપાસ ન ઉતરી શકે એવું કરી બતાવી પોતાનું સૂક્ષ્મ પ્રેમી પુરૂષત્વ એ "ભીરૂ પ્રેયસી"ને સિદ્ધ કરી બતાવવાના કોડ તેને જાગ્યા હતા.

તે દિવસ સાંજે રણજીત પેલી જગ્યાએ પેલો પત્ર મૂકવા ગયો. પત્રને મૂકી દીધા પછી તેના પગોએ ચાલવાની ના પાડી. તેની સ્નેહરાત્રીનાં દૂરથી પણ દર્શન કરી લેવાની તેનાં નયનોની આતુરતાએ તેમનું ચૈતન્ય હરી લીધું હતું. પરંતુ જ્યાં સુધી સુલોચના પોતાનું તત્વજ્ઞાન ન અપનાવી લે ત્યાં સુધી પ્રગટ થઇ તેને ધ્રાસકો પાડવાની તેની બુદ્ધિ તેને ના પાડતી હતી. એટલે સ્નેહછળ અને પ્રણયપ્રપંચનાં સનાતન આયોજનનો આશ્રય લઇ તે એક ઝાડનાં થડની પાછળ છુપાઇ રહ્યો. થોડીવારની આતુર પ્રતીક્ષા છતાં સુલોચના પત્ર લેવા આવતી ન જ દેખાઇ. તેનું ચૈતન્ય કલ્પનાના પ્રદેશમાં ઉડવા લાગ્યું. થોડી વારે ફંઇક ખખડાટ થયો. કલ્પનાની ઉંઘમાંથી તે સફાળો જાગ્યો. પેલા પત્થરવાળી

જ્યા પાસેથી જ્યોર્જેટનાં આકાશી રંગનાં સાળુમાં સજ્જ થએલી "વિનસ ડી મીલો" ની પ્રતિકૃતિ સમી એક પારસી યુવતીને ઉતાવળથી પસાર થતી જોઇ. રણજીતનાં શરીરે આંચકા અનુભવ્યો. ઉલ્લાસના આવેગથી તેનું ચૈતન્ય મધુર કંપ અનુભવી રહ્યું.

તેને શુદ્ધ આવી ત્યારે સૂર્યાસ્ત થઇ ચૂક્યો હતો તેની કલ્પના બ્હેર મારી ગઇ હતી. છેક પોતાનાં રહેઠાણ પાસે તે પહોંચ્યો ત્યારે તેણે પોતાની જાતને મૂક પ્રશ્ન પૂછયો: 'દાન્તેએ એની બ્રાઆટ્રીસને જોઇ જ નહિ એમાં "ડીવાઇન કોમેડી" લખી પણ જો જોઇ હોત તો અમર કવિતાનાં કયાં શીખરે એ પહોંચ્યો હોત?'

બીજે દિવસે તેને મળવાનો અને વિશેષ કંઇ નહિ તો તેના એક ચીરદર્શનથી નયનસૌભાગ્ય અનુભવી લેવાનો, તેના એક જ શબ્દથી શ્રવણસૌભાગ્ય માણી લેવાનો અને છેવટે શક્ય હોય તો ઓછામાં ઓછી તેના એક ફોટોગ્રાફની માગણી કરી એટલા પુરતી ધૃષ્ટતા બદલ તેના ચરણે પડી ક્ષમા યાચી લેવાનો દૃઢ નિશ્ચય તેણે રાતભર ઉજાગરો વેઠીને કરી લીધો.

"અવિભક્ત આત્મા" શબ્દનું સાર્થક્ય એને સમજાઇ ગયું: "એના શરીરમાં કવિતા સૌન્દર્યના રૂપમાં ઠરી ગઇ છે; મારાં માનસમાં તે કલ્પનાદેહે અને શબ્દોનાં આભૂષણોએ વિલસે છે," તેની ખાત્રી થઇ ચૂકી. "ઓ અવિભક્ત આત્મા!" એ શબ્દો મુખમાંથી નીકળતાંની સાથે આધ્યાત્મિક આનંદનાં અશ્રુબિન્દુ તેની આંખમાંથી વરસી રહ્યાં.

સવારે તેણે એક ટુંકી ચીઠ્ઠી લખી: "ઓ મારા અવિભક્ત આત્મા! તારી ઇચ્છાથી વિરૂદ્ધ થઇને પણ તને મળ્યા વિના હું રહી શકતો નથી.

મધ્યાન્હની પ્રમાદમય ગરમીમાં જ્યારે માથેરાનનાં ઝાડ અને પંખીઓ નિર્વેદમય નિદ્રા લે છે ત્યારે રણજીતના અતિ ઉલ્લાસે પ્રેરેલા ભયથી ધ્રુજતા પગો તેને રઝ્ઝી તરફ લઇ ચાલ્યા. લગભગ એ જ વખતે સુલોચના પણ અત્યંત દર્દભર્યાં દીલે એ સંકેતસ્થાન તરફ જઇ રહી હતી.

રણજીત પહેલો પહોંચ્યો. પત્થર ઉપાડ્યો; નીચેથી પોતે લખી હતી એવી જ નાની ચીઠ્ઠી નીકળી.

"રણજીત, તમે બધો ખેલ બગાડી દીધો. મારી એટએટલી વિનવણી છતાં તમે મને જોવાની-મળવાની-લાલચ-વાસના-ન જ ખાળી શક્યા, ખેર! હવે મેં માથેરાન છોડી જવાનો સંકલ્પ કર્યો છે. આ અભાગિનીને ભૂલી જજો. તમારા સ્નેહમય પત્રો આ સંસારથી ત્યજાએલીનું જીવનધન છે. છેલ્લી રજા આપશો? પ્રણામ"

પત્ર વાંચીને રણજીતને અકથ્ય વેદનાનો અનુભવ થયો. બીજી જ પળે એનાં મને એને હિંમત આપી; 'એમ તે કેમ જશે? પોતાનું પ્રિયપાત્ર જ્યારે ચરણે પ્રણિપાત કરતું હોય ત્યારે તેનો છેક જ અનાદર કરે એવી પ્રણયમૂર્તિ વિધાતાએ કદિ ઘડી સાંભળી છે? અને એક વખત આમ મળી લીધા પછી જાય તોયે શું? એ તો પાછળથી એનાથી દૂર-દૂર-સુદૂર રહીને મ્હારી સૂક્ષ્મ પ્રેમિતાની ખાત્રી કરાવી આપીશ અને પછી, આ પ્રસંગની યાદીમાં ઝુરવાની મઝા કેવી? માથેરાનનું આ રઝ્ઝી જગતનાં પ્રેમીઓનું યાત્રાસ્થાન બનશે.'

વાટ જોતો તે ઉભો. એકાદ કલાકનો સમય વીતી ગયો. માણસનાં પગલાં સંભળાયાં. રણજીતે મીટ માંડી. એક ઠુંઠી કદરૂપી સ્ત્રી પેલાં કાજુના ઝાડની દિશામાં ચોમેર બીરૂ નજર ફેંકતી જાય રહી હતી. ચાલીસેક વર્ષની હશે. રંગ કાળો હતો, મોઢાં પર શીળીના ઘાટા ડાઘ હતા અને શીતળાને લીધે એક આંખ ઉપસી આવી હતી. વાંસામાં ઠુઠ નીકળેલું હતું. અને ડોશીની માફક વાંકી વળી ધીમે ધીમે તે ચાલતી હતી.

રણજીત તેને જોઇ હસ્યો; What a Contrast! કેવો વિરોધાભાસ. Parodoxcical Is'nt it ! ક્યાં જેની વાટ હું જોઇ રહ્યો છું એ પ્રણયરાત્રીનું દીવ્ય સૌંદર્ય અને ક્યાં આ. જ્યારે કુદરત જીવનપથમાં કવિતા પાથરે છે ત્યારે આ રીતે. વિરોધ તો કવિતાનો આત્મા છે ને?

તેની આ વિચારમાળા ચાલતી હતી ત્યાં પેલી સ્ત્રી પેલા પત્થર પાસે પહોંચી. ધ્રુજતે હાથે તે ઉંચક્યો અને નીચેથી ચીઠ્ઠી કાઢી. રણજીતનો શ્વાસ રૂંધાઇ ગયો. પેલીએ ચીઠ્ઠી વાંચી, તેનાં શરીરને એક આંચકો લાગ્યો. ધ્રુજતે શરીરે બાજુના બાંકડા પર જઇ તે ફસડાઇ પડી.

રણજીતથી પાછા ફરાઈ ગયું. ચાલવા જતાં ઠેસ વાગી, પડતાં પાંદડાંનો ખખડાટ થયો. પાછું જોવા વિના તે નાસવા લાગ્યો.

બીજે દિવસે બપોરના ઉપડતી ગાડીમાં બે અવિભક્ત આત્મા મુંબાઇના માર્ગે વિચરી રહ્યા હતા. તેમની વચ્ચે ચાર જ ડબ્બાનું અંતર હતું; પણ તેમની દ્રષ્ટિએ ચાર જન્માંતર જેટલું હતું.

# અનીતિનું મૂળ

: લેખક :
ચંદ્રભાઇ કાલિદાસ ભટ્ટ.

**આજનો સમગ્ર માનવસમાજ અનીતિમય જીવન ગુજારે છે એમ પ્રતિપાદન કરી એ અનીતિનું મુળ શામાં છે અને તે દુર કરવાનો માર્ગ શો તે લેખક વિશદ રીતે બતાવે છે.**



**અનીતિનાં** મૂળ રોટલીમાં છે એમ કહું તો એ વાત નજીવી ધારીને હસી કાઢવાની જરૂર નથી. અનીતિનાં મૂળ રોટલીમાંજ છે. જ્યારથી આપણી દુનિયામાં રોટલી મોંઘી થઇ ગઇ ત્યારથી, તેજ ક્ષણથી, અનીતિનો પાયો નંખાયો. આજે પણ અનીતિ શમતી નથી કારણ રોટલીનો ભાવ દિવસે ને દિવસે વધતો જ જાય છે. રોટલીને માટે જગતભરમાં આજે રસાકસી ચાલી રહી છે. આખી દુનિયામાં આજે માણસ જાતને રોટલીનું ગાંડપણ આવ્યું હોય એમ લાગે છે. જેણે તેણે રોટલીના ઢગના ઢગ પોતાના ઘરની દિવાલો વચ્ચે ખડકવા માંડયા છે. રોટલી મોંઘી કરવાનાં ગમે તેટલાં ભાષણો અપાય, ગમે તેટલી પરિષદો બોલાવાય અને ગમે તેટલી યોજનાઓ ઘડાય તો પણ જગત અનીતિમાંથી નથી ઉગરવાનું. માણસજાતને નીતિમાન થવાનો એકજ રસ્તો છે. રોટલીને ભૂખ્યાંને માટે છૂટી મૂકી દેવાનો. આપણે થવું છે નીતિમાન, પણ નીતિમાન થવાનો એકજ ઉપાય જે રોટલીને છૂટી મૂકી દેવાનો છે તે સ્વીકારવાની આપણામાં કાં તો હિંમત નથી કે ઉદારતા નથી. કોઇ ન સમજાય તેવી લાલચથી, કોઇ ન કળાય તેવા ભયથી નીતિની માળાઓ ફેરવતાં ફેરવતાં પણ આપણે જ્યાં ત્યાંથી રોટલીઓ ઉપાડી લાવી આપણા ઘરમાં ભરીએ છીએ. માણસજાતનો આ મહારોગ છે. એ રોગમાંથી મુક્ત થવાનો એકે સાચો ઉપાય આપણે આજ સુધી યોજ્યો નથી.

**જ્યાં** ત્યાં રોટલીના વ્યાપાર, રોટલીના ધંધા, રોટલીની રમતો, અને રોટલીના ધર્મો તથા નીતિઓ ચાલી રહી છે. રોટલીને નજર આગળ રાખીનેજ નોકરો નોકરી કરે છે, વેપારીઓ વેપાર ખેડે છે, વકીલો વકીલાત કરે છે, ડોકટરો નસ્તરો મૂકે છે, અને શિક્ષકો શાળાઓ ચલાવે છે, અને એટલેજ આપણાં આજ સુધીનાં રાજ્ય સુધર્યાં નથી, વેપારમાં નફો થયો નથી, વકીલાતમાંથી સત્ય જડયું નથી, નસ્તરોમાંથી આરોગ્ય આવ્યું નથી અને વિદ્યામાંથી મુક્તિ મળી નથી.

સિધ્ધાંતની દૃષ્ટિએ બધું સાચું છે. પ્રજાની ઉન્નતિને અર્થે રાજ્યનીતિ છે,

વ્યાવહારીક ઉદયને માટે વ્યાપારનીતિ છે, સત્યની શોધને ખાતર વાદનીતિ છે, આરોગ્યને માટે વૈદ્યકશાસ્ત્ર છે, અને સ્વાતંત્ર્યને કાજે શિક્ષણ છે. પણ આજે બધું જ બગડ્યું લાગે છે, કારણ કોઇને માટે કોઇ નથી, એક કેવળ રોટલીને માટે આ બધા નાટારંભ ચાલી રહ્યા છે. જેને ને તેને, જગતભરની બધી જ રોટલીઓનો સંગ્રહ પોતાના રસોડામાં લાવીને કરવો છે. આ હડકવાનો રોગ એક જ વ્યકિતને લાગુ પડયો હોત તો કાયદો ને વ્યવસ્થા જાળવનારાંઓએ તેને કયારનો ય શુળીએ ચઢાવ્યો હોત પણ આખો સમાજ જ્યાં એ જ રોગથી પિડાતો હોય ત્યાં કોણ કોને શું કરે?

હવે રોટલીનો અર્થ સ્પષ્ટ કય વિના ચાલે તેમ નથી. તમે, હું અને સર્વ કોઇ જે રોટલી ખાઇએ છીએ તે એ રોટલી છે પણ તેજ એ રોટલી નથી. ખરી વસ્તુ તો રોટલીની પાછળ રહેલો આનંદ છે, તૃપ્તિ છે, સંતોષ છે. સૌ કોઇને, એ આનંદ, એ તૃપ્તિ અને એ સંતોષ જોઇએ જ છે, કારણ એ એનો ખોરાક છે, એમાંજ એનું જીવન છે. રોટલી ન હોય તો માણસ મરી જાય.

પણ એ જ એ રોટલી નથી, મુખને માર્ગે જ માણસને આનંદ તૃપ્તિ કે સંતોષની ભૂખ હોય છે એમ નથી પણ એની એકેએક ઇન્દ્રિયદ્વારા એને આનંદતૃપ્તિ કે સંતોષ જોઇએ જ છે. જે જે વસ્તુઓ એની ભૂખ મટાડે છે, એને આનંદ આપે છે, કે એનામાં તૃપ્તિ કે સંતોષ લાવે છે તે સર્વ કાંઇ મનુષ્યની રોટલી જ છે. એ રોટલી ખાઇ એ ભૂખ શમાવે અને આનંદ, તૃપ્તિ કે સંતોષ પામે તેમાં કોઈ જ જાતની અનીતિ નથી. 'આનંદ પામવો, સંતોષ મેળવવો કે તૃપ્ત થવું એ મનુષ્યની પહેલી નીતિ છે. એ આનંદ, સંતોષ કે તૃપ્તિ મેળવવાની રોટલી જ્યારે માણસ પાસેથી ઝુંટવી લેવામાં આવે છે અને જ્યારે મનુષ્યને ભૂખ્યો રાખવામાં આવે છે ત્યારે અનીતિની પહેલી શરૂઆત થાય છે. અનીતિનાં મૂળ સંતોષ, તૃપ્તિ કે આનંદને ખાતર થતા ઉપભોગમાં નથી પણ ભૂખ્યાં રહેવામાં કે ભૂખ્યાં રાખવામાં છે, ભોગથી ભોગ શમતા નથી એ સૂત્ર મને સાચું નથી લાગતું. ભોગને શમાવવાની નીતિ તે જ પોકારે છે જેને એકને ભૂખ્યો રાખી તેની રોટલી પોતાને પડાવી જવી છે.

આજે જ્યાં ત્યાં રોટલીને માટે પડાપડી ચાલી રહે છે. આદર્શને માટે, ધ્યેયને માટે, જીવનને માટે કોઇને કંઇ પડી નથી. મનુષ્યના મોટા ભાગને ધ્યેય કે આદર્શ જેવું કંઇ જ નથી. બધાં ધ્યેય અને આદર્શ પાછળ આજે રોટલીની ઝપાઝપીનું એક સામાન્ય ધ્યેય અને એક આદર્શ આપણને જુદા જુદા નાચ નચવે છે. એથીજ આપણું જીવન કલહમય બન્યું છે અને એથી જ આપણા બધા ધંધા વણસ્યા છે. આપણે અમલદારો નથી, શિક્ષકો નથી, ધાર્મિકો નથી, નીતિમાનો નથી, આપણે રોટલીના લુટણહારો છીએ. આપણી સરકારો જ જુવોને! એ જ સરકાર, શિક્ષકોને પગાર આપે છે અને ફાંસી આપનારાઓને પણ પોષે છે, એ જ સરકાર નીતિના ઉપદેશકો રોકે છે અને અનીતિના અખાડાઓ ઉભા કરે છે અને એજ સરકાર ચોરીના નાનામાં નાના ગુન્હાને દંડે છે જ્યારે ખૂનામરકીને પોષનાર લશ્કરોની લંગારો ઉભી કરે છે. આપણો સમાજ જ

જુવોને! આજે ચાલતી મરકી માટે કે બિહારમાં થતા ધરતીકંપ માટે એ ગરીબના બેલી ભગવાનની દયા યાચવા મંદિરોમાં પ્રાર્થનાઓ કરે છે અને આવતી કાલેજ ઇંગ્લંડનાં મંદિરોમાં જર્મનોને હરાવવા પ્રભુનો ઉપકાર માનવા મનુષ્યોનો સમાજ એકઠો થાય છે. આપણે આજે સવારે લગ્નનો પરવાનો લઇ કાલે કાયદેસર વિલાસી બની જનાર વ્યક્તિને પ્રભુનાં પ્યારાં માનીએ છીએ અને પરવાના વિના જાતીય સંબંધ સેવનાર સ્ત્રી કે પુરૂષને પાપી માનીએ છીએ અને તેના પર પ્રભુના શાપ વરસાવીએ છીએ. આ સર્વની પાછળ આપણી સરકાર કે આપણો પ્રભુ મુરખ નથી, પણ એ સર્વનો ઉપહાસ કરનાર આપણે, બધા આચારો, વિચારો અને જીવનધર્મોના ઓઠાં હેઠળ જ્યાં-ત્યાંથી રોટલીની ઝપાઝપી કરવાના ઉન્માદમાં ઝડપાયા છીએ. અને તેથી એ ઉન્માદમાં આપણી પાસે નીતિ હોય, વિચાર હોય, સમજ હોય, સંસ્કારિતા હોય કે સત્ય હોય એ વાત જ અશક્ય લાગે છે. આજ સુધીની આપણી સંસ્કારિતા એ સંસ્કારિતા નથી જ પણ રોટલીની ઝડપનીતિ માત્ર છે.

**અનીતિ માત્રના** મૂળમાં રોટલીનો પ્રશ્ન હોવાથી જ્યાં સુધી એનો નિકાલ આણવામાં નહીં આવે ત્યાંસુધી નીતિની વાત કરવી નકામી છે. જીવતા કોઇ પણ પ્રાણીની સૌથી પ્રથમ નીતિ ક્ષુધાશાંતિની છે. ભૂખને શાંત કરી સ્વસ્થ થનાર મનુષ્ય જ નીતિમાન બની શકે છે.

ભગવાન ભૂખ્યા ઉઠાડે છે પણ સુવાડતો નથી એ વાત આજે ખોટી પડી છે. રોટલીનો પ્રશ્ન દિવસે ને દિવસે વધારે ને વધારે ગંભીર થતો જાય છે. દરેકે દરેક દેશમાં માણસોનો મોટો સમુદાય ભૂખથી પિડાય છે. એકેએક મનુષ્યને જરૂરિયાતો હોય છે, એ પુરી નથી પડતી એટલે પોતાની જાત સામે કે બીજા સામે તિરસ્કારથી જુવે છે. રોટલીના પ્રશ્નમાંથી અનીતિનો એ રીતે ઉદ્‌ભવ થાય છે.

**સવારથી સાંજ** સુધી ચાર ચાર મણનાં બુંગાં ઉંચકી એક મજૂર કિનારે નાંખી આવે છે. સાંજ પડે એને બાર આના મળે છે. એમાંથી એને આખા કુટુંબનું પોષણ કરવાનું. થાકયોપાકયો મજુરીના પૈસા ગણતો એ ગોલવાડના ટેકરે બેસે છે, અને હાથમાં ટેનીસનું રેકેટ લઇ રમવા જતા સાહેબોને કે ગપ્પાં હાંકતા રસિક જુવાનોને જતા જુવે છે. એની આંખ વ્યાકુળ નજર નાખે છે. એ બજારમાંથી જાય છે ત્યારે કંદોઇની દુકાને મિઠાઇના ઢગ જોઇ ભૂખ્યો થઇ જાય છે, પણ એ પોતાને માટે નથી એમ માની ચાલ્યો જાય છે. વાંકા ખભાપર ગુણ ગોઠવી ચાલતાં એની નજર કોઇ વાર દુકાનોમાં ગોઠવેલાં રમકડાં જોઇ જાય છે. એને ઘેર પણ નાનાં બાળકો છે. પોતાનાં બચ્ચાંના હાથમાં એને એમાંનાં રમકડાં મકવાનું મન થાય છે પણ રમકડાં લે તો રોટલો કયાંથી લાવે? વિશ્વનાં ચક્કર કયા નિયમ પ્રમાણે ફરતાં હશે તેના વિચારમાં એ પડી જાય છે પણ રોટલીના નિયમની એને જરા પણ સમજ પડતી નથી. એને ઘર શણગારવાં નથી, મિજબાનીઓ આપવી નથી, યજ્ઞો કરવા નથી, ગાનતાન જોવાં નથી, એને માત્ર એક પેટ ભરવું છે પણ રોટલી જડતી નથી.

એ દરિદ્ર છે. દરિદ્ર તો ઘણા છે, પણ એની દરિદ્રતા રોટલીની છે. એને ભૂખ છે. ભૂખ્યાંનાં ટોળાંની આપણે ત્યાં ખોટ નથી, પણ એની ભૂખ તો શરીરની અનિવાર્ય ભૂખ છે. એ ભૂખ પાછી ઠેલાઇ શકતી

નથી. માણસ ગમે તેટલો બુદ્ધિમાન હોય તોય એ ભૂખને પાછી ઠેલી શકતો નથી. નાનામાં નાના જંતુથી માંડીને તે આટલા મોટા માણસ સુધી એ ભૂખને કોઇ ભૂલી શક્યું નથી. કોઇ પણ પ્રાણી એ ભૂખ નથી શમાવી શકતું ત્યારે મરણ પામે છે. આપણી આગળ ને આગળ વધતી સંસ્કૃતિનું મુખ્ય લક્ષણ વધારે ને વધારે વિકરાળ થતી આ ભૂખ છે. આપણા સંસ્કારી સમાજના સુધારકોએ સૌથી પ્રથમ હાથમાં લેવાનો મોટો પ્રશ્ન રોટલીનો પ્રશ્ન છે.

આપણા જગતમાં અનાજના ઢગલા ઉત્પન્ન કરનાર ભૂખ્યાં માણસો છે, આપણા શણગાર ઘડનાર અને કપડાં વણનાર નાગો માણસ છે, અને આપણા બંગલા બાંધનારના માથા પર વિસામો ખાવાનું છાપરું પણ નથી. એવું તે બને! અનાજ ઉત્પન્ન કરનાર ભૂખ્યો રહે! કપડાં વણનાર નાગો રહે! અને બંગલા બાંધનારને ઝુંપડું પણ ન હોય! એવું બનવું તો ન જોઇએ એમ આપણને લાગે છે અને તોય બન્યું છે એ વાતની ના પાડી શકાય એમ નથી.

જગત સુધર્યું છે. યંત્રોની મદદથી અતિઘણું ઉત્પન્ન કરી શકાય છે. ઓછી મહેનતે વધારે કામ કરી શકાય છે. એ બધી વાતો સાચી છે. જોઇએ તે કરતાં ઘણાજ વધારે ઢગલા ઉત્પન્ન થતા જાય છે. પાછા તમે પૂછી ઉઠશો. એ બધું જાય છે ક્યાં? આટલું બધું ઉત્પન્ન થાય તોય માણસ ભૂખ્યો? બધી રોટલી, બધાં કપડાં અને બધા બંગલા જાય છે ક્યાં?

હવે આપણે વસ્તુના મૂળ તરફ આવતા જઇએ છીએ. એ બધું પૈસાદારને ત્યાં જાય છે. મીલમાં હજારો મજુરો હાડ અને માંસ સુકવી કોને માટે કપડાં વણે છે તે ખબર છે? રાતોરાતના ઉજાગરા કરી છાપખાનાંઓના કામદારો કોને માટે છાપે છે તે જાણો છો? અને માથે સુના માટીનાં તગારાં વહી મજુરો અને કારીગરો કોને માટે ઇમારતો ચણે છે તે માલમ છે? પૈસાદાર નામનું એક પ્રાણી છે, જગતભરની રોટલી એની હોજરીમાં સમર્પાય છે અને તેના ઉત્પાદકો બગાસાં ખાઇ જીવે છે.

સિધ્ધરાજના વખતમાં જેને બારણે ભૂંગળ વાગે તે છપ્પનકોટી કહેવાતો. એવી ભુંગળો તો ઘણાંને ત્યાં ફુંકાતી. અને તોય રોટલીનો આવો કાળ ન હતો. આજે તો જાણે જગતભરની માલિકીના માલિકોનો રાફડો ફાટયો છે. જુના રોમમાં ગુલામો હતા. રશિયામાં સર્ફ હતા. એ લોકની સ્વતંત્ર રોટલી હતીજ નહીં. એ બધા એમના શેઠની મિલ્કત હતા પણ એ મિલ્કત બનેલા માણસોને શેઠ પેટ પુરતું ખાવા આપતા, ને રહેવાને ઘર પણ આપતા. એમ તો ગુલામોના પ્રકારની ભિન્ન ભિન્ન કેટલીએ પરંપરાઓ ચાલી. પણ દરેકને રોટલી મળી રહેતી. આપણી સંસ્કૃતિએ ગુલામોની એક અજોડ જાત ઉત્પન્ન કરી છે. મોટામાં મોટી સંખ્યાવાળા કામદારોની સંભાળ લેનાર આજે કોઇ નથી. એમને માટે ઘર નથી, દવાખાનાં નથી, નિશાળો નથી, પુસ્તકાલયો નથી, કપડાં નથી, ચોકખી હવા નથી, સ્વચ્છ પાણી નથી, રોટલીનો ટુકડો પણ નથી. મનુષ્યની આવી ભયંકર હાલત કરનાર માણસ આપણા સંસ્કારી સમાજે ઘડયો છે.

એ પ્રકારના મનુષ્યોનું નામ શ્રીમંતો કે પૈસાદારો. જગતની સરકારો પણ એક એક મોટો અસાધારણ શ્રીમંત છે. ત્યારે અસંખ્યની રોટલી ઝુંટવી શકાય જ્યારે

શ્રીમંત થવાય. એકેએક શ્રીમંતે હજારો ગરીબોની રોટલી પોતાને ત્યાં ભરી છે. એની હવેલી પરનો એક ઘુમ્મટ, એના બાગનો એક ફુવારો, એનો દીકરો ઉધલે કે દીકરી પરણે ત્યારે અપાતી એકેએક મિજબાની, એનો સુંવાળો સુંદર પહેરવેશ, સરતના ઘોડા, એના શિકારી કુતરા, એના હરવાફરવાનાં સાધનો, એનાં રમતગમતનાં મેનનો, એના ખાસ ડોક્ટરનો પગાર, એનો હવા ખાવાનો ખર્ચ વગેરે પ્રત્યેક વસ્તુની કિંમત હજારો જીવતાં પ્રાણીઓની રોટલીમાંથી ભરવામાં આવે છે. રોટલીના ટુકડા કરનાર આ બધું જુવે છે. એની આંખમાં માણસ અને ભગવાન સામે વિકટભાવ જાગે છે. એ અભણ ન હોત તો ભગવાનની અને મનુષ્યની લીલા એને જરૂર સમજાઇ જાત. પણ પાછું મિલનું ભુંગળું વાગે છે. કબરમાંથી ભૂત ઉઠે તેમ એ આંખો ચોળતો જાગે છે અને લથડીયાં ખાતો મિલના અવાજની દિશામાં ઉપડે છે.

આનું ઘર તમે જોયું છે? આઠ હાથનું એક ઝુંપડું એમાં જ એનું રસોડું, એમાં એનો ખાનાગાર અને દિવાનખાનું, એમાંજ રાત પડે ત્યારે એને એક બીજાની હુંફે આળોટવાનું અને એમાં જ એને પ્રજોત્પત્તિ કરવાની. એટલા ઘરમાં બધું. અને તો ય લોકો એને મનુષ્યપ્રાણી કહી જાણતાં અજાણતાં એની ટેકડી કરે છે. જગતભરના કોઇપણ પ્રાણીની હાલત એ માનવપ્રાણી કરતાં વધારે સારી છે જ. કોઇ પણ ડુક્કરને એના કરતાં વધારે સારો ખોરાક મળે છે, કોઇ પણ રીંછની બખોલ એના વાસ કરતાં વધારે સારી છે જ, કોઇપણ કુતરીનાં કુરકુરીયાં એનાં વહાલાં બાળકો કરતાં વધારે ચોકખાં અને આરોગ્યવાળાં રહે છે જ. અને તો ય એ મનુષ્યપ્રાણી! સાચે જ એ માનવપ્રાણી છે. એના તંતુએ તંતુએ કચડાતી શક્તિઓના સમુહ પડયા છે. પણ એની પાસે રોટલી નથી. એને ૧/૨ પેટ પાપી લાગે છે. આજની અનુપમ સંસ્કૃતિએ એને વધારે દુઃખ ન થાય તે માટે એની બુદ્ધિને જડ કરી નાંખવાના અને એના હૃદયના એકેએક તારને ઘાતકી રીતે કાપી નાંખવાના શક્ય બધા ઉપાયો અજમાવ્યા છે. સરકારે પણ એને માટે ઓછી સવડ નથી રાખી. રોજ રોજ યંત્રજાળમાંથી નીચોવાઇ કે સતત મજુરીથી દુઃખી ગએલાં એકેએક અંગની વેદના અનુભવતો એ ઘેર આવે ત્યારે એનો થાક ઉતારવા માટે ઠેર ઠેર દારૂની પરબો માંડવાના ઇજારા આપ્યા છે.

પૈસાથી રોટલી ખરીદાય છે. શ્રીમંતને ત્યાં ભેગા થએલ ધનમાં ગરીબોની એંઠી રોટલી છે. એ રોટલીમાં એણે ઉતારેલા પરસેવાની ગંધ છે. યંત્રવાદ નામનો એક મોટો વાદ છે. યંત્રો ચલાવનાર ગરીબ છે. પોતે યંત્રો ચલાવી એ પોતાની મહેનત યંત્રના માલિકને આપી દે છે. યંત્રનો બનાવનાર અને તેથી યંત્રનો સાચો માલિક ગરીબ છે પણ યંત્રનો બની બેઠેલો માલિક પૈસાદાર છે. મજુરને રોજી મળે છે. માલિકને નફો મળે છે. નફાનું પ્રમાણ રોજી કરતાં અતિઘણું મોટું હોય છે. એમ નફાનો નફો અને તેનો નફો મળી પૈસાદાર વધારે ને વધારે પૈસાદાર થતો જાય છે. એને વધારે પૈસાદાર બનાવનાર મજુરની મહેનત છે. મજુર પોતાની મહેનતરૂપી રોટલી શ્રીમંતના રસોડામાં મુકી

આવે છે–મુકી આવવાની એને ફરજ પડે છે. આજના સંસ્કારી સમાજમાં એવાં કોકડાં ગુંચવાયાં છે કે શ્રીમંતને વધારે શ્રીમંત બનાવ્યા વિના મજુરને રોજી મળી શકે તેમ નથી અને રોજી વિના એનો શ્વાસ ચાલે તેમ નથી.

**મજુરો** તો ઘણાબધા છે અને શ્રીમંતોનું પ્રમાણ તો ખૂબ નાનું છે. વાત સાચી છે, પણ ગરીબની રોટલી પર જીવતા શ્રીમંતચોરભાઇઓ કે જેમને માટે સમાજ મજુરી કરે છે તેમનું તંત્ર ઠીક ઠીક સુરક્ષિત છે. એના હાથમાં કાયદાનું ઘડતર અને અમલ છે. તેથી આજ સુધીના કાયદા પૈસાદારને પૈસાદાર થતાં, પૈસાની માલિકી જાળવી રાખતાં અને તેનો યથેચ્છ ઉપભોગ કરતાં અટકાવે તે ગુનો ગણાય છે. શરીરથી ઝપાઝપી કર્યા વિના ધંધાના નામથી જે કંઇ ઝડપી લેવાય તે કાયદેસર ગણાય છે.

શ્રીમંતચોરભાઇઓના હાથમાં ધર્મ છે. ધર્મનું જીવન શ્રીમંતાઇમાં છે. માલિકીની પવિત્રતા ધર્મે જાળવી રાખી છે. શ્રીમંતની અંગત મિલ્કત આખા સમાજની અને તેથી દરેકની છે એમ વિચાર કરનારને માટે સરકારોએજ કેદખાનાં ચણાવ્યાં છે એટલું જ નહિ પણ ધર્મે શ્રીમંતાઇનું રક્ષણ કરવા જમરાજાનું મોટું નરકસ્થાન બનાવ્યું છે. એમાં ઉભી કરેલી શિક્ષાની યોજના જગતની કોઇ પણ સરકારોની કલ્પનામાં આવી શકે તેમ નથી.

**શ્રીમંત ને ગરીબમાંથી** એક ખુશામતખોરોનો ત્રીજો વર્ગ ઉભો થયો છે. એ વર્ગમાં કવિઓ હોય છે. વિદ્વાનો હોય છે, અમલદારો હોય છે, વકીલો હોય છે, અને મહેતાજીઓ હોય છે. એ સર્વને શ્રીમંતાઇનાં સુંવાળાં અંગ ચૂમવાં ઘણાં ગમે છે. એને રોટલીના કડાકા કરનાર, ઘરબાર વિનાનો, નાગો, ગરીબ અસ્પૃશ્ય લાગે છે; જોવો પણ નથી ગમતો. ગરીબ રહેવાના ગુન્હા ખાતર એને જ્યાં ત્યાં તિરસ્કાર, દંડાબાજી, મુક્કા કે લાતો મળે છે. સુધરેલાઓના સમાજમાં એનું સ્થાન ચોરની જેમ સંતાતા ફરવાનું છે. સુધરેલાઓની મીજબાનીઓમાં એના ભાગ્યમાં એંઠાં ઉસેડવાનું છે, અને સુધરેલાઓનાં ઉતરેલાં વસ્ત્રોને એકઠાં કરી શરીર ઢાંકવાનું છે. પણ તમે જાણો અને આશ્ચર્ય પામો કે બધી મીજબાનીઓનો, કપડાંનો અને મકાનોનો સાચો માલિક એ સંતાતો ફરતો ગરીબ છે. પોતાની રોટલીનું સાચું રહસ્ય એ હજુ નથી પામ્યો.

**એક બીજી** વાત પોતાના સંચાઓ ફેરવવા માટે મજુરોને મજુરો જ રાખવા, પોતાની જમીનોમાં વૈતરાં કરાવવા ચાકરોને ચાકરો જ રાખવા, અને પોતાનાં ગંદા કામ કરાવવા અંત્યજોને અંત્યજો જ રાખવા, મજુર લોક અભણ **રહે એમ શેઠ શાહુકારોનો વર્ગ** હૃદયપૂર્વક ઇચ્છે છે. જો એમ ન થાય તો એ લોકોનું પારકાની મહેનત પચાવી પાડવાનું ભાગ્ય જતું રહે. મોટી મોટી પાઠશાળાઓ અને વિદ્યાપીઠો મજુરના ખરચે અને મજુરની મહેનતે ચણાઇ છે ખરી, પણ તેમાં મજુરનાં બાળકો માટે અવકાશ નથી. કેવળ પૈસાદારનાં બાળકોને જ ભણવાનો એમાં અવકાશ હોય છે. પૈસાદારનું જડભરત બાળક ગમે તેટલા પૈસા ઉડાવી વિદ્યાપીઠમાં મ્હાલી શકે છે, જ્યારે ખુબ

બુદ્ધિમાન નીકળે એવાં કેટલાંએ મજુર બાળકોને બચપણથી જ મજુરીમાં હોમી દેવામાં આવ્યાં છે. આથી ખાસ કરીને આપણા અસમાન સમાજે, કેટલાએ મહાપુરૂષો ગુમાવ્યા છે. એ રીતે બીજાની રોટલી પડાવી લેવાના પાપને જીવતું રાખવા અનેક મનુષ્યોને અભણ રાખવાનું સૌથી મોટું પાપ સમાજે પોતાના માથા પર વ્હોરી લેવું પડે છે.

એ રીતે માણસે એક બીજાની રોટલી પડાવી લેવાના ઉન્માદમાં મજુર વર્ગને મનુષ્ય તરીકે જીવવા નથી દીધો. આ સુધરેલા જમાનામાં રહેતા મજુર કરતાં જંગલી જમાનામાં રહેતો પ્રાથમિક દશાનો મનુષ્ય વધારે સ્વતંત્ર અને સુખી હતો એમ કહીએ તો વધારે પડતું નથી. મજુરના જીવનમાં જે ઝેર છે, જે કંગાલીયત છે, જે ભૂખમરો છે તે, હાથમાં તીરકામઠું લઇ શિકારની શોધમાં ફરતા જંગલીના જીવનમાં નથી. આજની સંસ્કૃતિએ સમાજના નાના ભાગને વિલાસી બનાવી એક ઘણા મોટા ભાગને મૃત્યુના મુખમાં હોમી દીધો છે. જે મજુરની મહેનતથી આજની સંસ્કૃતિની બધી ભવ્યતા ઘડાઇ છે તે મજુરને એ બધાના બદલામાં સાંકળો અને ફટકા વિના બીજું વધારે સારૂં શું આપવામાં આવ્યું છે! દવાખાનાંનો ડોક્ટર, નિશાળનો શિક્ષક અને ન્યાય મંદિરનો વકીલ મજુરને પોતાની શી સેવા આપે છે? મજુરે મનુષ્યને મજુરીમાંથી ઉગારવા જુદાં જુદાં ઓજારો ઘડયાં. પણ એની વેઠ એથી કેટલી ઓછી થઇ છે?

પશુ અને મનુષ્ય વચ્ચે સ્નાયુઓના બળમાં તફાવત છે એમ નથી પણ બુદ્ધિમાં તફાવત છે. મનુષ્યની બુદ્ધિએ આજે મનુષ્યને લાંબા સમયના થકમાંથી મુકત કરવા કુદરત પર વિજય મેળવ્યો છે. પણ એ વિજયે મજુરની મજુરી કેટલી ઓછી કરી છે? યંત્રોએ માણસને મુકત નથી કર્યો, પોતાનો ગુલામ બનાવ્યો છે. યંત્રોની સાથે હરિફાઇમાં ઉતરતાં મનુષ્યના મોટાભાગે પોતાનું મનુષ્યત્વ ગુમાવ્યું છે, મનુષ્ય તરીકેના હક્કો અને સ્વાસ્થ્ય ગુમાવ્યું છે. એ સર્વને માટે યંત્રોનો દોષ નથી પણ સમાજે ઉત્પન્ન કરેલી જે પરિસ્થિતિમાં યંત્રો મનુષ્યને પીસી શકે છે તે પરિસ્થિતિનો દોષ છે.

આ પરિસ્થિતિ શાથી થઇ? સાંચામાં સપડાયલા માણસની મુકિતનો કોઇપણ માર્ગ નથી શું? જો સમાજના આટલા મોટા ભાગને રોટલી ન મળતી હોય, કપડાં પુરાં ન પડતાં હોય કે રહેવાને ઘરબાર ન હોય તો એ બધી વસ્તુઓ જોઇએ તેટલા પ્રમાણમાં વધારે ઉત્પન્ન કરવાથી દશા ન સુધરે?

જોઇએ તેથી ઘણાં મોટા પ્રમાણમાં આજે ઉત્પત્તિ થઇ રહી છે. જે તે દેશ સૌથી વધારે ઉત્પન્ન કરી પોતાનો માલ પરદેશ ચઢાવવા પ્રયત્ન કરે છે. ઉત્પન્ન કરવાનો જાણે મોટો રોગ ફાટી નીકળ્યો છે. વધી પડેલી ઉત્પત્તિને લીધે માલની કિંમત ઓછી થાય છે. મજુરીના રોજ ઓછા થાય છે. વધારે ને વધારે થતી ઉત્પત્તિમાં મજુર સપડાય છે અને એની રોટલી મોંઘી થતી જાય છે. કામ પરથી પરવારી ઉત્પત્તિ અટકાવી દઇ આરામ લેવાનું એને પાલવે તેમ નથી. પેટને માર્યા નાખ્યા વિના મજુરનો આરામ આપણા જગતમાં શકય જ નથી.

પણ રોજ ને રોજ સતત ફરતા સંચાઓમાં ઉત્પન્ન થતું બધું જાય છે કયાં?

પૈસાદારોને ત્યાં. શ્રીમંતોની ભૂખે વિકૃત સ્વરૂપ ધર્યું હોવાથી વિલાસના ગમે તેટલાં સાધનોથી તે શમે તેમ નથી. દરેક પળે વધારે ને વધારે સંચા, વધારે ને વધારે ઉત્પત્તિ, વધારે ને વધારે ગરીબી, વધારે ને વધારે મજુરોની સંખ્યા, અને પરિણામે વધારે ને વધારે ભૂખમરો, અજ્ઞાન અને રોગ. આ અનિવાર્ય ભાવિમાંથી આજના સંજોગો કાયમ રાખી સમાજ છટકી શકે તેમ નથી, રોટલીની વધતી જતી ભૂખમાં ગુનેગારોની સંખ્યા વધવાની જ છે, અને વધતા જતા ગુનાઓમાં આજનાં કારાગારો અત્યંત સાંકડાં પડવાનાં છે.

**આ** વિકટ પરિસ્થિતિને ટાળવા નિશાળો કંઇ કરી શકે તેમ નથી, કારણ ભૂખ્યો માણસ પેટમાં રોટલી નાખ્યા વિના ભણી શકે તેમ નથી, આ પરિસ્થિતિને ટાળવા ધર્મ પણ સર્વરીતે નાલાયક નીવડયો છે—અત્યાર સુધી એણે આપેલાં વચનોમાં ભૂખી માનવજાતને શ્રદ્ધા નથી રહી અને ધર્મની આખી સંસ્થા પૈસાદારોની લુટણનીતિને ટકાવી રાખવા જ ઉભી થઇ છે એ વાત ઉઘાડી પડી છે. આ પરિસ્થિતિને ટાળવા સરકારોના કાયદાઓ પણ કંઇજ કરી શકે તેમ નથી કારણ સરકારોએ આજ સુધી શ્રીમંતાઇને ટકાવી રાખવા માટે જ કાયદાઓ ઘડયા છે. ગરીબી ઓછી કરવાનો કે ગરીબને રોટલી આપવાનો એકે કાયદો સરકારોએ આજ સુધીમાં નથી ઘડયો. જ્યાંસુધી આ પરિસ્થિતિ ટળવાની નથી ત્યાંસુધી નીતિની વાત કરવી એ મનુષ્યનો ઉપહાસ કરવા જેવું છે. ભૂખ્યા મનુષ્યની પહેલી નીતિ ખોરાક મેળવવાની છે. સુખી મનુષ્ય જ સાચો નીતિમાન બની શકે છે. નીતિની શરૂઆત આર્થિક, સામાજીક, અને કેળવણીની સમાનતા વિના થવાની નથી.

**આજની સમાજવ્યવસ્થામાં** કાયદાઓના ઢગ જણાતા છતાં, આખો સમાજ જુગાર પર, સટ્ટા પર, વારસા પર અને બળીયાના બે ભાગ પર નભે છે. આ સર્વ એક જ અર્થના શબ્દો છે. જુગારમાં, સટ્ટામાં, વારસામાં, કે બળીયાના બે ભાગમાં ન્યાય નથી, એટલે એ અન્યાયનાં સ્વરૂપોના નાશનો નિયમ એમના પોતાનામાંજ છે. અન્યાયનાં એ સ્વરૂપો કયારે નાશ પામશે તેનો ચોક્કસ હિસાબ અર્થશાસ્ત્રે કાઢવાનો છે, પણ જ્યાંસુધી એનો નાશ થશે નહીં ત્યાંસુધી નીતિ શકય નથી. એ અનીતિનાં મૂળને ખોદી નાખવામાંજ નીતિની શરૂઆત સંભવે છે, વધતી જતી અનીતિ, પોતાનો વિનાશ જાતે જ વ્હોરી લે છે.

# રાતના તારાઓ



એક ટૂંકી વાર્તા



લેખકઃ— નરહરી ભટ્ટ

રસ્તો પણ ઉંઘી ગયો હતો. ઝાંખો પ્રકાશ આપતા દીવાઓ આ નિર્જનતા સાથે મેળ સાધી રહ્યા હતા છેલ્લ વેહેલ્લું પીઠું પણ બંધ થઇ ગયું હતું. ક્યાંકથી બારી બંધ કરાયાનો અવાજ આવ્યો. નિર્જન રસ્તા પરથી બીધેલી એક બિલાડી દોડી અને ભોંયરાના બારણામાં ગુમ થઈ ગઇ.

રાતનો સુસવાતો ઠંડો પવન રેલ્વેન ઉંચે ઘેરા અને લંબાયલા અવાજને પુલ પરથી વહી વાતાવરણમાં ફેલાવતો હતો. બારીઓના પડદા પાછળ ધીમે ધીમે હાલી ગ્હેલા દીવાઓ મ્લાનતામાં વધારો કરી રહ્યા હતા. એક પછી એક સૌ દીવાઓ રાણા થઈ ગયા, વેડિંગની પથ્થરની ચાલીઓમાં રાત વહેલી પડે છે. તેમાંય મજુરોની રાત્રી ટૂંકી હોય છે.

ચોક્કસ સમયને અંતરે પસાર થતા પેલા ત્રણ પહેરેગીરોના ભારે બૂટનખીલાઓ પથ્થર પર પછડાઇ શુષ્ક તાલા બધ્ધતા વેરી રહેતા હતા. નિરવ શાંતિની એકતાનમાં આ એક જ વૈવિધ્ય હતું !

અંધારી દીવાલો વચ્ચેના સાંકડા રસ્તામાંથી પેંકતું પાણી કારખાનાનો કચરો છાતી પર લઇ વહી જતું. તેના મેલા ગંદાં પાણીમાં એપ્રિલના સ્વચ્છ આકાશના તારાઓ પણ પ્રતિબિમ્બિત થતા નહિ ! મજુરનાં બાળકો ઉનાળામાં પેન્કના પાણીમાં ડુબકીઓ મારતાં

સાંકડી નાની ખોલીઓમાં કેટલાય માણસો ઝોલાએ.માં ખડકાતા. શેરીનો ગંધાતો પવન લપાઇ પડેલી માનવતાના મોં આવરી લઇ વાયા કરતો હતો. માણસો ઘહરામા ભરાયલા હોય કે ઓરડાના ખુણામાં લપાયલા હોય કે છત કે છાજલીમા ખડકાયલા હોય, સૌ ઠેકાણેથી જાડી જાડી અભેદ્ય દીવાલો, પડદાઓ આવરણો વીંધીને પણ તેઓની ગંધ ફેલાયા કરતી હતી અહીંના રસ્તા પરથી પસાર થવું એ જાણે કે ભારે સજા રૂપ ન હોય ! આટલા વિશાળ બર્લિનમાં ક્યાંય આવું દારિદ્ર્ય જોવામાં આવતું નહિ, તેમાંય કેટલા બધા બાળકો !

ઠામ વિનાનાં નિરાધાર બાળકો કરકૂરિયાંની જેમ સીડીના પગથિયામાં ખડકાતાં માનવતાના આ વિચિત્ર પોટલાઓને, આ સૌ વિચિત્ર ઢગલાઓને પણ નિદ્રા એક વાર આવરી લેતી. તેમની આ ટૂંકી વિલીનતામાં નાનકડાં દુઃખી સ્મરણો, ચિંતાઓ, અને આશાઓ વિચિત્ર રૂપ ધારણ કરી ધસી આવતા

ભયંકર ઘેરી શબ્દ વિલીનતાને ક્યાંકથી કોક દમિયલ વારંવાર તાલ આપી રહ્યો હતો.

---

તાજેતરમાં પ્રસિધ્ધ થનાર નવી દુનીઆ ગ્રંથમાળાના વાર્તા સંગ્રહમાંથી.

પેલા ઉંચા માળાના ચોથા મજલાની બારીએ ટંગાવેલી રાતી ચાદર પાછળનો છેલ્લો દીવો હોલવાયો. સાંકડા રસોડામાં સૂતેલી જોહાનસેન ડોસીને માટે આખી રાત ઉંઘી જવાના ભગીરથ પ્રયત્નને અંતે આંખ મળતી ત્યાં તો સવાર પડી જતી. ત્યાં તે એકલી ન હતી. તેની બાજુએ ધાતુનાં કારખાનામાં કામ કરતો મજુર પણ હતો. આ સાંકડી જગ્યાના ભારે વાતાવરણમાં તેની પડખે જ સુતેલી પેલી છોકરીનો ઉચ્છ્વાસ હુંફ આપી રહ્યો હતો. બરાબર દીવાલની પાછળ હજુ ય રેડીયોમાં નૃત્યનું સંગીત ગવાતું હતું !

વંડામાં કાચની બારી અથડાયાનો અવાજ આવ્યો. ફ્રાંક દારૂડીયાએ બુમ મારી, ચાલીમાં રહેતા સેંકડો મજુરોએ આ બુમ સાંભળી. સૌએ વિચાર્યુ "ફ્રાન્ઝે ફરી પાછો ઢીંચ્યો."

એટલી બધી સંકડાશ...! પડખે ખડકાયેલા માણસ અને ઠંડી ભેજવાળી ભીંત વચ્ચેની દીવાલમાં પુરાયલા મજૂરને હવાની જરૂર તો પડે ને ? જગ્યા કરો ! મોકળાશ આપો ! ! "વીલી (પીણાની દુકાનનો માલિક) અમને થોડું પીણું આપ. ગળાનો ડચૂરો દૂર થશે અને સૌ સારાં વાનાં થશે."

ફ્રાન્ઝ ઘેર આવી પહોંચે છે અને સૌ વસ્તુઓને તોડી ફોડી નાંખે છે.

મજુરને ઉંઘ અને સ્વપ્ન સમાન્તરે ચાલે છે. આ સ્વપ્નાં વળી કેવાં? મોટા મોટા લાંબા પથરાયલા વિશાળ શયનગૃહમાં સુનારને આવે તેવાં નહિ ! મજુરનું સ્વપ્ન ટૂંકું પણ દુઃખથી ભરપુર હોય છે. દિવસ દરમિયાન ઢસડેલું જીવન રાતના ય વેગવંતુ બની ધસી આવે છે.

બરાબર વખતસર આવનાર એનો એ જ ઉઘરાણીવાળો, પઠાણ કે ચોરબજારનો મારવાડી અહીં પણ એમનો પીછો છોડી શકતો નથી. એમનું સરઘસ પુરૂં થાય ત્યાં તો પાંજરાપોળવાળા, સદાવ્રત આપનાર મુખ્યાજી, મજુરમહાજનના આડતીઆઓ, જોબરો, વકીલો, ગોદીઓના હેલકરીઓ–મજૂરોનાં સૌ વળગણો એક પછી એક ખબર લઇ જાય છે. ગંદી, કદરૂપી, માનવતાવિહોણી ધીંગી હકીકત ક્યાંય અદૃશ્ય થવા પામતી નથી. આ ઓથાર નિશ્ચેતન પડેલા મજૂરોને ભયભીત કરી ઝબકોળ કરી નાંખે છે. શોરબકોર, કાનના પડદા ફાટી જાય તેવા અવાજ કરતા યાંત્રિક હથોડાઓ, સ્નાયુઓ થંભી જાય તેવી યાંત્રિક તાલબદ્ધતા, કાંક્રેટનાં ચોસલાંનાં ચોસલાંનો પ્રપાત એમની આ ઘન વિલીનતાને હલાવી દે છે. દુઃખની, ત્રાસની ભયંકર ચીસો પાડતી મજૂરણો દિવસ દરમિયાન કુટેલા વૈતરાથી પડેલા ચાઠાનું દુઃખ વિસરી શકતી નથી.

જુવાનીઆનાં સ્વપ્ન કેવાં ?

દુઃખદ, નજીવી મધ્યમ વર્ગીય આશાઓ ! પીળાં સૂરજમુખી ફૂલોથી શણગારાયલાં સફેદ દીવાનખાનાંઓ ? રવિવારે જુવાન છોકરીઓની આસપાસ ગુંજન ! આ સૌ રાતના ચિત્રપટ પર ચિતરાતું.

બાળકો સ્વપ્નામાં નવાં બૂટ પહેરે છે. નિશાળમાં ઠંડી વાય છે પણ તાપણી કરી રાખી છે અને બહાર પેલી સફરજન વેચનારી ટહુકા કર્યા કરે છે. ત્યાં તો ઉપરની ગંદી છત પરથી માકડો આ કુમળા બદન પર ભૂસ્કા મારે છે.

દરવાજા પર ડોક ટકોરા મારે છે. અને તેનો અવાજ પડઘો પાડી આખા ય

પંડમાં વેરાઇ જાય છે. પગનો ભારે અવાજ ઉંઘનારના મગજમાં ભારે હથોડા ટીપે છે. અવાજ પારખવાની અર્ધજાગૃત અવસ્થા અને જાગૃત શ્રવણ વચ્ચેની થોડીક ક્ષણોનાં અનેક સ્વપ્નો ધસી આવે છે. દંડ વસુલ કરવા આવેલ–હુકમનામું બજાવનાર કચેરીનો બેલિફ, ઘરની જપ્તી લેવા તૈયાર ઉભેલો પોલિસ, ભાડાની ઉઘરાણી કરનાર મહેતો–સૌ કોઇ પોતાનો અવસર સાધી લે છે.

પરસેવાથી ભીંજાયેલ પેલો ઉંઘનાર જાગે છે અને બારણા પરના ટકોરા તેનું સ્વપ્ન ભાંગી નાંખે છે,

"કોણ હશે એ?"

"પાલ ઉઘાડ તો...મારી કુંચી રહી ગઈ છે." આ તો સાથે સુનાર દોસ્ત છે. બાજુના ત્રણ ચાર ઓરડાના સુનારાઓ હાશ કરી ફરી પાછા ઓશીકા પર પડે છે.

જાણે કે રાત્રીનો ઝેરનો કટોરો પીધો ન હોય!

**મધ્યમ વર્ગના** વિશાળ પ્રકાશિત આવાસોની ખુલ્લી બારીઓ બગિચાની ખુશનુમા હવા સુંઘે છે. સફેદ પથારીઓમાં પડેલાં બાળકો આરામથી ઉંઘે છે. સુતી વખતે દરરોજ ઇશ્વરની પ્રાર્થના કરે છે કે:

"હે પ્રભુ! થાકીને હવે હું આરામ
લઉં છું, ઘેનથી નમણાં થયેલ
મારાં પોપચાંને તૂં વાસી દે, પ્રભો!
હું ઉંઘીને ઉઠું, ત્યાં સુધી તારાં
અનિમેષ નયનો મારૂં રક્ષણ કરો."

લાંબી સફેદ દાઢીવાળો જગતાત ઇશ્વર શહેર પરથી ઉડાડી લઇ જનાર દૂધધોળી પાંખોવાળી પરીઓના દેશના ઘોડાઓ, રેશમી વાઘા સજેલી રૂથ અને રોઝ નામની ઢીંગલીઓ, આ સૌ તેમનાં સ્વપ્નના તખતા પર આવી નૃત્ય કરી જાય છે.

વેડિંગની ગલીઓમાં ઘરોની હારો એટલી બધી પાસે પાસે છે કે હઇદી બારીએ ઉભી ડોક ઉંચી કરે તો પણ રાતના તારાઓ જોઇ શકતી નથી. વેડિંગની ગલીઓમાં રહેતાં નાંનાં બાળકો માટે રાતના તારાઓ તેમને ગુંગળાવી દેતા કાળા કામળા જેવા છે. વેડિંગની ગલીઓમાં મોટેરાંઓ બાળકોને હાથ જોડવાનું નથી શીખવતાં, શીખવે છે માત્ર મજૂરક્રાંતિનું ગીત ગાવાનું!

* ૧ લી મેથી ચાર દિવસ વહેલી આ જ રાતના કેટલાય મજૂરોને ક્રાંતિનું સ્વપ્ન પણ આવેલું.

પાંચ વાગ્યા અને સીડીમાં પગરવ શરૂ થયો. બગલમાં પોટલાં દબાવી મજૂરે અંધારી ગલીઓમાંથી જવા લાગ્યા. વેડિંગ સ્ટેશનેથી સવારની ગાડીઓ શાંત, ઉંઘતા ઘેનવાળા મજૂરોને સીમેન સ્ટડેટ, રૂમેલ્સ, બર્ગ અને રીજા કેમડાર્ફના ઔદ્યોગિક વિસ્તાર તરફ લઈ જવા લાગી.

---

* ૧ લી મે મજૂર દિન તરીકે જગતભરમાં ઉજવાય છે. આની ઉજવણી મજૂર લડતનું એક આવશ્યક અંગ છે, આ જ અર્થમાં ઉપર ઉલ્લેખ કરવામાં આવ્યો છે.



# સમાજવાદના મૂળભૂત સિદ્ધાંતો

સરકારતંત્ર એ રાજ્ય કરનાર વર્ગની સત્તા ટકાવી રાખવાનું સાધન છે એમ બતાવી એ તંત્ર હાથ કરી સમાજવાદી વ્યવસ્થા સ્થાપવા પ્રયત્નો કરવા જોઇએ; એમ કરવામાં સમાજવાદી માનસ ધરાવતા કામદારોની જ અગત્ય શા માટે છે તે આ લેખાંકમાં બતાવવામાં આવ્યું છે.

## લેખાંક : ત્રીજો.

—અંગ્રેજી ઉપરથી—
રજુ કરનાર
**લક્ષ્મીપ્રસાદ બારોટ.**

**સમાજવાદીઓ** માને છે કે રાષ્ટ્રના હથિયારબધ્ધ બળોવાળું સરકારી તંત્ર મૂડીવાદીઓએ કામદારો પાસેથી મેળવેલા દ્રવ્યનો ઇજારો સુરક્ષિત રાખવા માટે જ હસ્તિ ધરાવે છે, તેથી કામદાર વર્ગે જાગૃત થઇને રાજકીય હેતુસર રાષ્ટ્રીય અને સ્થાનિક સત્તાનાં સ્થાન મેળવવા માટે સંગઠન કરવું જોઇએ. તેથી આ બળોવાળું સરકારી તંત્ર દમનનું સાધન મટીને સ્વાતંત્ર્ય અર્પનાર અને ધનિકોના તેમજ અમીરોના ખાસ હક્કો નાબુદ કરનાર તંત્ર બનશે. સરકારી તંત્ર કારોબારી સંસ્થાઓ, કાયદાનો અમલ કરાવીને ન્યાય અર્પનાર સંસ્થાઓ તેમ જ લશ્કર, નૌકાસૈન્ય અને હવાઇસૈન્યથી માંડીને સાધારણ પોલીસનું બનેલું હોય છે.

માલિકોએ આપેલાં ચશ્માંમાંથી દ્રષ્ટિ કરનારને જણાશે કે આ બધીય સામગ્રીઓ, મૂડીવાદી વર્ગે કામદારો પાસેથી લુંટેલી મિલ્કતનું રક્ષણ કરવા માટે હસ્તિ ધરાવે છે એ માન્યતા ભૂલભરેલી છે. પરંતુ એવું કાંઇ નથી.

કોઇ કામદારનું ખૂન કરનાર ગુન્હેગારને ઇન્સાફ ચૂકવવા માટે સજા કરવા પુરતી ફાંસીખોરની જરૂર છે. કામદારોની આવક ઉપર પોલીસનો માણસ, ચોકી રાખીને તેનું રક્ષણ કરે છે એવી દલીલો કરવામાં આવે છે. પરંતુ તેથી શુ ? આધુનિક સમાજવ્યવસ્થાનાં આ અંગે એટલા જ કારણથી હસ્તિ ધરાવે છે એવો તેનો અર્થ થતો નથી. એ તો માત્ર અકસ્માત જ છે.

ખરી રીતે, પોતે જે નથી, તે હોવાનો દેખાવ કરવો—તેવો બુરખો ધારણ કરવો એ "રાજ્ય" નો મૂળ સ્વભાવ છે. વ્યવસ્થા જાળવવા માટે રાજ્ય

છે એ વાત સાચી છે. પરંતુ એ રચના અને વિકાસક્રમ અમુક સમયે સંપૂર્ણ વિસંવાદી પણ હોઇ શકે છે. જ્યાંસુધી સમાજ ચોક્કસ વર્ગોમાં વિભક્ત થએલો રહે ત્યાં સુધી અમુક સમયે એ વિસંવાદીપણું સ્પષ્ટ જણાઇ આવે છે; કારણ કે ઉત્પાદનનાં સાધનોના વિકાસ ઉપર કોઇપણ જાતનો અંકુશ સંભવતો નથી, અને સમાજરચના ઉપર અમુક હદ સુધી અંકુશ રાખી શકાય છે. મનુષ્યના અંકુશથી પર એવો ઔદ્યોગિક વિકાસક્રમ સમાજરચનાનું કેન્દ્ર વારંવાર ફેરવી નાખે છે. એક વખતે, જમીન ઉપર કાબુ ધરાવનારાઓનો સમાજ ઉપર અંકુશ રહેતો હતો. પરંતુ ઉદ્યોગમાં વિકાસ થવા સાથે તેનાં સાધનો અને યંત્રોની અગત્ય વધી. આ મૂલ્ય-પરિવર્તનથી, કારખાનાં, યંત્રો અને કાચા માલ ઉપર માલિકી ધરાવનારો વર્ગ સમાજમાં આગળ આવ્યો. આ નવા વર્ગને મોખરે લાવનાર ઔદ્યોગિક વિકાસક્રમથી એ વર્ગ સત્તાના ઉચ્ચતમ શિખરે પહોંચી શકે એવી સમાજપદ્ધતિની યોજના કરી શકયો નહોતો. દ્રવ્યપ્રાપ્તિના માર્ગોની સાપેક્ષ અગત્યમાં ફેરફાર કરનાર ઔદ્યોગિક વિકાસથી નવા વર્ગને બળ મળ્યું. ઉદ્યોગના વિકાસની એ કક્ષાને સામાજીક ભૂમિકા સાથે વિસંવાદી બનાવીને, ઔદ્યોગિક વિકાસે સામાજીક પરિવર્તનનો માર્ગ ખૂલ્લો કર્યો હતો. પરંતુ સામાજીક ભૂમિકાને ઉત્પાદનની રીતો સાથે સુસંગત બનાવવાનું કાર્ય તો તેમાં હિત ધરાવનારા વર્ગની શક્તિ ઉપર જ છોડી દેવામાં આવ્યું છે.

પોતાની સર્વોપરી સત્તા ટકાવી રાખનાર પ્રથાને પોષવામાં તે વખતના રાજકર્તા વર્ગનું હિત સમાયેલું હતું. તેથી તેઓએ તે પ્રથા ઉપર ઔદ્યોગિક વિકાસથી થએલું આક્રમણ રોકવાના ભગીરથ પ્રયત્નો કર્યા હતા.

આ ઉપરથી એટલું તો ચોક્કસ જણાય છે કે, સામાજીક પધ્ધતિ કટલેક અંશે મનુષ્યોના અંકુશ તળે છે. વર્ગ-ભેદને અપનાવી લેતી દરેક પ્રથા અમુક વર્ગની તરફેણ કરે છે; અને એ પ્રથાનો નાશ થતો અટકાવવા માટે એ વર્ગ તેની પાસે રહેલાં બધાં સાધનોનો ઉપયોગ કરે છે.

આ કારણથી જ રાજકર્તા વર્ગ લશ્કરો, નૌકા સૈન્યો, હવાઇ કાફલા અને પોલીસનાં દળો નિભાવે છે. મૂડીવાદી ખાનગી માલિકીની પ્રથા સામાજીક પ્રયત્નોને લીધે દ્રવ્યનું ઉત્પાદન કરવાનાં સાધનો સાથે તદ્દન અસંગત ન થાય ત્યાંસુધી આ સાધનો દ્વારા તેઓ સામાજીક પરિવર્તન અટકાવી રાખે છે. તેથી એટલું સિધ્ધ થાય છે કે સમાજવ્યવસ્થામાં પલટો લાવવા ઇચ્છનાર વર્ગે સામાજીક ભૂમિકામાં પરિવર્તન લાવતાં પહેલાં શસ્ત્રબધ્ધ બળો ઉપરથી મૂડીવાદી વર્ગનો કાબુ દૂર કરવો જોઇએ.

સરકારી તંત્ર પાર્લામેંટ જેવી સંસ્થાઓ અને બીજી કારોબારી સંસ્થાઓ મારફત ચાલે છે. આ સંસ્થાઓ લશ્કર, નૌકાસૈન્ય વિગેરે માટે નાણાં પુરાં પાડે છે. એ સંસ્થાઓના સૂર પ્રમાણે લશ્કરી તેમજ બીજાં ખાતાંના સર્વોચ્ચ અધિકારીઓએ નાચવું પડે છે. આથી ભવિષ્યનો સમાજવાદી કાર્યક્રમ સ્પષ્ટ થાય છે. કામદાર વર્ગે સંગઠીત થઇને પાર્લામેન્ટ જેવી સર્વોચ્ચ સંસ્થાઓ ઉપર કાબુ મેળવવો જોઇએ.

આ સત્તા હાથમાં આવ્યા પછી તેઓ લશ્કર વીગેરે ઉપર પણ આપોઆપ

સત્તા મેળવી શકાશે, અને જીવનનિર્વાહનાં સાધનો ઉપરની ખાનગી માલિકી અને ખાનગી મિલકતની પ્રથા નાબુદ કરીને ઉત્પાદનનાં સાધનો અને યંત્રો ઉપર સામાન્ય માલિકીની ભૂમિકા ઉપર ઉદ્યોગને ફરીથી વ્યવસ્થિત કરવા શક્તિમાન બનશે. આ હેતુ માટે જ જાગૃત થઈને સંગઠન કરવું જોઈએ એવી સમાજવાદીઓની માન્યતા છે. એટલે કે સંગઠીત થએલા કામદારોએ, પોતે કયા ધ્યેય માટે સંગઠીત થયા છે તે પુરેપુરૂં સમજવું જોઇએ.

અમુક કાર્યક્રમ માટે કે તેના કોઇ ભાગ માટે અથવા મૂડીવાદી પ્રથામાં થોડો ઘણો સુધારો કરવા માટે મત આપનાર માણસોની સંખ્યા ઉપર જ સમાજવાદી પક્ષના બળનો આધાર નથી; પરંતુ જેઓ સમાજવાદના સિધ્ધાંતો પુરેપુરા સમજે છે અને સમજપૂર્વક સમાજવાદી પક્ષમાં જોડાય છે તેમના ઉપર જ એ પક્ષના બળનો આધાર રહે છે.

એકાદ ચોક્કસ બાબતમાં સમાજવાદી પક્ષની તરફેણમાં મત આપનાર માણસ, સમાજવાદી સિદ્ધાંતોમાં નહિ માનતો હોવાથી છેવટ સુધી સમાજવાદી પક્ષને ટેકો આપી શકશે નહિ. સમાજવાદી સિધ્ધાંતોને નહિ સમજનાર અને તેમાં શ્રધ્ધા ન ધરાવનાર માણસોની મોટી સંખ્યા પાસેથી ટેકો મેળવવામાં આવે, અને તેમની સહાય ઉપર આધાર રાખીને સમાજવાદી કાર્યક્રમ આગળ ધપાવવાનો પ્રયત્ન કરવામાં આવે તો, તેવી ખોટી ગણત્રીના પરિણામે ભયંકર નિષ્ફળતા પ્રાપ્ત થાય એ દેખીતું છે. આવી રીતે અજ્ઞાનતાને ઉત્તેજન આપવાનું કાર્ય અયોગ્ય છે, કારણ કે સમાજવાદી ચળવળમાં આવી 'પીછેહઠ' થવાથી હીટલરના નાઝીવાદ જેવી ચળવળોને આગળ આવવાની સુંદર તક મળે છે. દરેક તબક્કે સમાજવાદી ચળવળ સ્થિર ગતિએ આગળ ધપી રહી છે. એ જોવાની દરેક સાચા સમાજવાદીની ફરજ છે.

સમાજવાદી સંસ્થા રાજકીય અજ્ઞાનથી દૂર રહેવી જોઇએ. તેનું બીજું કારણ પણ છે. કામદાર વર્ગની રાજકીય બાબતો પ્રત્યે બેદરકારી અને અજ્ઞાનને લીધે કહેવાતા કામદાર નેતાઓ મૂડીવાદી પક્ષમાં ભળી જવાના દાખલાઓ બન્યા છે. મી૦ રામ્સે મેકડોનાલ્ડ વિગેરે સમાજવાદી નેતાઓએ કામદાર પક્ષ તજી દીધો છે, તેમજ સર ઓસ્વાલ્ડ મોસ્લી જેવા માણસો ફાસીસ્ટ બની ગયા છે તેનું આ જ કારણ છે.

આવા નેતાઓને છુટા પડી જતા અટકાવવા માટે એક જ સલામતીભર્યો માર્ગ છે. કામદાર વર્ગની સ્થિતિ અને કામદાર રાજકારણને પુરેપુરી રીતે સમજનારાઓના મતમાંથી જ કામદાર વર્ગે પોતાનું બળ મેળવવું જોઇએ. આ પ્રમાણે થવાથી મૂડીવાદી વર્ગને ખાત્રી થશે કે કામદાર સભ્ય એ કામદાર વર્ગનો જ સાચો પ્રતિનિધિ છે, અને પોતાનો મત ગમે તે પક્ષમાં આપવાની તેને છૂટ ન હોવાથી, તે મત વેચી શકશે નહિ. એટલે આવા પ્રસંગે તેમની સામે બહુમતિ માટે પ્રયત્નો કરવા સિવાય બીજો કોઇ રસ્તો નથી તેની મૂડીવાદી વર્ગને ખાત્રી થશે.

ઉપર જણાવેલાં બધાંય કારણો પરિસ્થિતિની ચોખવટ કરવા માટે પૂરતાં છે. સમાજવાદ માટે કાર્ય કરવાનું યોગ્ય સાધન ફક્ત સમાજવાદી જ છે. બીન-સમાજવાદીઓના મતના જોરે સમાજવા-

દીઓની ચુંટણી થવાથી, સમાજવાદી પક્ષ, નબળી સ્થિતિમાં મુકાઇ જાય-કારણ કે એવી રીતે ચુંટાએલા સભ્યોને પોતાની બેઠકો સાચવી રાખવા માટે બીનસમાજવાદી મતદારોને સંતોષવાનો પ્રયત્ન કરવો પડે; અને એ મતદારોની ઇચ્છાને તરછોડયા વિના તેઓ સમાજવાદી નીતિને અમલમાં મુકી શકે નહિ.

ક્રાન્તિકારી અને સુધારકો વચ્ચે હંમેશાં અથડામણ ચાલતી જણાય છે. સુધારક જે બાબતને વળગી રહેવા ઇચ્છે છે, તેજ બાબત ક્રાન્તિકારી નાબુદ કરવા માગે છે. ચાલુ પધ્ધતિમાં થોડો ઘણો ફેરફાર કરીને તેને ચલાવી લેવા માટે સુધારક તૈયાર હોય છે, જ્યારે સમાજવાદી તો આ પધ્ધતિમાં સંપૂર્ણ પલટો લાવવા માગે છે. તેથી રાજકીય કાર્યો અને સંસ્થાઓમાં આ બન્ને વર્ગોને એકત્ર કરવાનો પ્રયત્ન કરવો એ ભૂલ ભરેલું છે. દરેક વર્ગ પોતાનાં હિતો માટે લડી રહ્યો છે. એટલે વિસંવાદી માન્યતાઓવાળા વર્ગો હમેશાં વિરૂધ્ધ ચળવળ કર્યા કરે છે.

તેથી, કામદારો અને કિસાનો સમાજ-વ્યવસ્થામાં પલટો લાવવા માટે જાગૃત થઇને સંગઠીત બને તે જોવાની સમાજવાદીઓની ફરજ છે. તેમનું ધ્યેય સ્પષ્ટ હોવું જોઇએ. આવી જાતના રાજકારણમાં શ્રધ્ધા નહિ ધરાવનારાઓને સમાજવાદીઓએ તેમની લડતમાંથી દૂર રાખવા જોઇએ. દરેક વખતે સમાજવાદી સિધ્ધાંતો આગળ ધરીને તેનો જ સ્વીકાર કરવા માટે જણાવવું જોઇએ. આ સિધ્ધાંતોને પુરેપુરા સમજીને જેઓ સ્વીકારતા હોય તેઓને સમાજવાદી પક્ષમાં દાખલ કરવા માટે કોઇ પણ જાતની લાલચ કે વચનોની જરર નહિ રહે. આવા માણસો ભારરૂપ થઇ પડવાને બદલે સમાજ અને સમાજવાદી ચળવળને આગળ ધપાવવામાં અગત્યનો ભાગ ભજવી શકે છે.

**સ**માજવાદીઓ માને છે કે તેઓ બીજા મુદ્દાઓથી તેમના સિધ્ધાંતો અને ધ્યેયમાં ખલેલ નહિં પહોંચાડતાં, ફક્ત સાચા સમાજવાદ માટેજ લડત ચલાવી રહ્યા છે. આ ખ્યાલ કાયમ રાખીનેજ સમાજવાદી ધ્યેયની પ્રાપ્તિ માટે જોઇતા બળવાળી મજબુત રાજકીય ચળવળ અને સંગઠીત સંસ્થા ઉભી કરી શકાય. આવી રીતે પોતાના બળનું પુરેપુરૂં માપ જાણીનેજ સમાજવાદીઓ નક્કર કાર્યક્રમ અમલમાં મુકી શકે.

આવી રીતે સમાજવાદી સિધ્ધાંતોનો પ્રચાર કરીને, તેમાં શ્રધ્ધા ધરાવનાર માણસોનું સંગઠન કરીને, રાજ્યની સર્વોચ્ચ સંસ્થાઓને સમાજવાદીઓના કાબુ તળે લેવાનો બંધારણીય પ્રયત્ન કરવો જોઇએ. એક વખત રાજ્યસત્તા સમાજવાદીઓના હાથમાં આવ્યા પછી, સમાજવ્યવસ્થામાં પલટો લાવીને તેમાં રહેલાં અનિષ્ટો નાબુદ કરવાનું મનુષ્ય હિતનું કાર્ય સરળ થઇ પડશે. દરેક રાજ્યદારી પક્ષ પોતાના વર્ગના હિતોનું સંરક્ષણ કરવા માટે પ્રયત્ન કરે છે. કામદાર વર્ગનાં હિતો બીજા માલિકવર્ગના દરેક વિભાગોના હિતોનાં વિરોધી હોવાથી, કામદાર વર્ગની મુક્તિ ઇચ્છનાર પક્ષ, બીજા દરેક પક્ષનો દુશ્મન ગણાય છે.

**પ**હેલાં જણાવવામાં આવ્યું તેમ, રાજ્યતંત્ર એ એક વર્ગની રાજસત્તાનું હથીઆર છે. સમાજમાં ચોક્કસ વર્ગીય સ્વરૂપ ધારણ કરે નહિ, સત્તા ચલાવનાર અને જેના

—ક્રમશ:—

ઉપર સત્તા ચલાવવામાં આવે તેવા શાસક અને શાસિત વર્ગો સમાજમાં ઉપસ્થિત થાય નહિ, ત્યાંસુધી રાજ્યનું તંત્ર પણ અસ્તિત્વમાં આવતું નથી.

સમાજની ભૂમિકા પ્રમાણે સમાજમાં વ્યવસ્થા જાળવવા માટે રાજતંત્ર હસ્તિ ધરાવે છે. પરંતુ સમાજમાં જુદાં જુદાં વિરોધી હિતો ધરાવતા જુદા જુદા વર્ગો સમાજમાં હોય છે તે પ્રમાણે એ પરસ્પર વિરોધી વર્ગોના હિતોના રક્ષણ માટે, રાજ્યની સત્તાનો પણ સામાજીક ભૂમિકાને જરાપણ નુકસાન કર્યા સિવાય જુદી જુદી દીશામાં ઉપયોગ થઇ શકે તેમ છે.

પોતાના પક્ષનાં હિતો વધારવાના હેતુથી, રાજ્યતંત્ર ઉપર અસર પહોંચાડવા માટે કે તેના ઉપર કાબુ મેળવવા માટે સંગઠીત બનેલા માણસોના રાજદ્વારી વર્ગો બને છે. આ ઉપરથી જણાય છે કે મૂડીવાદી રાજ્યદ્વારી પક્ષો વર્ગ-હિતને બદલે ફક્ત પોતાના વિભાગનું જ હિત સાચવવાનો પ્રયત્ન કરે છે, છતાં એ પક્ષો રાજકર્તા વર્ગના વિભાગો હોવાથી મૂળ એક જ પ્રકારના છે, કારણ કે રાજકર્તા વર્ગ તરીકેનું તેમનું સ્થાન સામાન્ય ભૂમિકા ઉપર અવલંબે છે. આવો દરેક પક્ષ રાજ્યદ્વારી તંત્રનો બીજા પક્ષ કરતાં સ્હેજ જુદી રીતે ઉપયોગ કરે એ સત્ય છે, પરંતુ આ તફાવત સાધારણ બાબતોમાં જ નજરે પડશે. રાજકર્તાવર્ગનો દરેક રાજકીય પક્ષ, રાજકર્તા વર્ગના હિતોના રક્ષણ માટે જ અસ્તિત્વ ધરાવે છે એ બીના મૂખ્ય છે.

આ વિભાગો, રાજકીય વર્ગો તરીકે અસ્તિત્વમાં આવી શકે, તે પહેલાં દરેક પક્ષનો રાજકર્તા વર્ગમાં સમાવેશ થએલો હોવો જોઇએ. જમીનદારોનાં અને કારખાનાઓના માલિકોનાં હિતો અથડામણમાં આવે, તે પહેલાં જમીનદારે અને કારખાનાના માલિકે ખાનગી મિલ્કતની ભૂમિકા ઉપર ખાસ હક્કોવાળું સ્થાન પ્રાપ્ત કર્યું હોવું જોઇએ. સ્વતંત્ર વ્યાપાર વિરૂધ્ધ સંરક્ષક જકાત વિગેરે પ્રશ્નો અગત્યના થઇ પડે તે પહેલાં એ પ્રશ્નોમાં લાભ ધરાવનારા વિભાગોનાં હિતો મૂડીવાદી પ્રથામાંથી ઉત્પન્ન થઇને સ્થાપિત થએલાં હોવાં જોઇએ.

આથી એટલું તો ચોક્કસ જણાય છે કે વર્ગ-હિતો હમેશાં સૌથી અગત્યનું સ્થાન ભોગવે છે અને અંતમાં જુદા જુદા વિભાગને લગતાં હિતોના પ્રશ્નને નાખી દઇને વર્ગ-હિતો અગ્રસ્થાને આવી જાય છે. મૂડીવાદી વર્ગીય-રાજકારણમાં (party politics) મૂડીવાદીઓના વિભાગોનાં હિતોને અગત્ય આપવામાં આવે છે. એ હિતો ખરેખર અગત્યનાં છે એમ માની લેવાનું નથી. કામગર વર્ગ પુરેપુરૂં રાજ્યદ્વારી દબાણ કરવામાં નબળાઇ બતાવે છે એનું એ પરિણામ છે.

મૂડીવાદી વર્ગનાં હિતોને કોઇ પણ પ્રકારે ભયરૂપ થઇ પડે એવા કોઇ પણ રાજ્યદ્વારી પક્ષના વિરોધમાં મૂડીવાદીઓ પોતાનું સંગઠન કરી લે છે. મૂડીવાદી રાજ્યદ્વારી પક્ષો, સમાજવાદી પક્ષોનો વિરોધ કરવા માટે સંગઠીત થએલા પક્ષો છે એવું કામદારોના વ્યવસ્થિત રાજ્યદ્વારી પક્ષના વધતા જતા દબાણથી બતાવી આપીને, મૂડીવાદી રાજ્યદ્વારી પક્ષો મુખ્યત્વે કરીને મૂડીવાદ અને મૂડીવાદી વર્ગનાં હિતોના રક્ષણ માટે જ છે એ સત્ય ખૂલ્લું પાડયા વિના ચાલે તેમ નથી.

ઇંગ્લેંડનો મજૂર પક્ષ અને બીજા દેશોના એવા પક્ષો આ ટીકાને યોગ્ય નથી એવું પહેલી નજરે જણાય છે. પરંતુ જરા ઉંડા ઉતરીને જોતાં જણાય છે કે, આ પક્ષો "સમાજવાદ"ને અચોક્કસ અને અસ્પષ્ટ સ્વરૂપમાં, તેમના અંતિમ ધ્યેય તરીકે સ્વીકારે છે, તો પણ તેમના બીન-સમાજવાદી સભ્યો, તેમના સુધારાના કાર્યક્રમો, મૂડીવાદી ઢાંચા પર ચલાવવાનું કાર્ય ઉપાડી લેવાની તેમની તત્પરતાને લીધે તે ખાસ કરીને વર્તમાન સમયમાં જ હસ્તિ ધરાવી શકે એવા પક્ષો છે. તેમનું ભાવિ અચોક્કસ છે. સમાજવાદી, પક્ષ જેમ જેમ વધુ બળવાન થતો જશે, મૂડીવાદ વિરૂધ્ધના મોરચા વધુ મજબુત બનતા જશે, અને બન્ને પક્ષનો વિરોધ સ્પષ્ટ બનીને નિશ્ચિત સ્વરૂપ લેશે, ત્યારે આવા કહેવાતા મજુરપક્ષોના સભ્યો છેવટનો નિર્ણય કરી લેશે, અને અંતે એવા અધકચરા પક્ષો નાબુદ થઇ જશે. વર્તમાન સંજોગોમાં આ સુધારક (reformist) પક્ષો તેમનું ધ્યેય ગમે તે હોય અને તેમાંના વ્યક્તિગત સભ્યોની માન્યતાઓ ગમે તેવી હોય તો પણ–મૂડીવાદને ટકાવી રાખવામાં મદદ કરીને મૂડીવાદીવર્ગના એક યા બીજા વિભાગના હિતનું રક્ષણ કરી રહ્યા છે.

બધા જ રાજ્યદ્વારીપક્ષો સમાજના એ વર્ગોમાંથી એક યા બીજા વર્ગના હિતોની તરફેણ કરે છે. આ સંબંધી ફ્રેડરીક એન્જલ્સ કહે છે કે "શ્રમજીવીઓની બાબતમાં જ્યાંસુધી વર્ગ આર્થિક સ્વાતંત્ર્ય માટે તૈયાર થયો ન હોય ત્યાં સુધી તે વર્ગનો મોટો ભાગ વર્તમાન સમાજવ્યવસ્થાને એક જ શક્ય માર્ગ તરીકે સ્વીકારશે અને મૂડીવાદી વર્ગમાં ઉદ્દામ પક્ષ ઉભો કરશે."*

* Origin of the Family, Kerr & Co; P. 211.

આ કથન તદ્દન સાચું છે. તેથી જ "આર્થિક સ્વાતંત્ર્ય માટે તૈયાર થયા ન હોય" એવા કામદાર વર્ગમાંથી ઉભા થતા કહેવાતા સમાજવાદી અને કામદાર પક્ષો મૂડીવાદીઓનાં હિતોની તરફેણ કરે એ બનવાજોગ છે. તે ઉપરાંત મૂડીવાદી વર્ગના જે વિભાગના સંસર્ગ અને વાતાવરણમાં તેઓ રહ્યા હોય, તે જ વિભાગનાં હિતોનું રક્ષણ કરે એ સ્વાભાવિક છે–સામાન્ય રીતે તેઓ મૂડીવાદી વર્ગના નાણાં ધીરનાર વર્ગનો જ વિરોધ કરે છે.

આર્થિક સ્વાતંત્ર્ય માટે તૈયાર થયા ન હોય તેવાઓનાં રાજ્યદ્વારી કાર્યોમાં મૂડીવાદી હિતોનાં સંરક્ષણનો પડઘો પડે છે, કારણ કે તેઓ જાણ્યે અજાણ્યે, સીધી કે આડકતરી રીતે વર્તમાન સમાજ-વ્યવસ્થાને નિભાવવાના કાર્યમાં મદદ કરે છે. તેથી, રાજ્યદ્વારી પક્ષો જે હિતોની તરફેણ, અથવા સંરક્ષણ કરે છે, તે હિતોના મુખ્ય બે વર્ગો પડી જાય છે;–મૂડીવાદી હિતો અને કામદાર વર્ગના હિતો. આ બન્ને વર્ગો પરસ્પર વિરોધી છે, કારણ કે એક વર્ગ રોજીની ગુલામી ટકાવી રાખવા માગે છે જ્યારે બીજો વર્ગ કામદારોની મુક્તિ માટે પ્રયત્ન કરે છે. આથી કામદારવર્ગની મુક્તિ ઇચ્છનાર રાજકીય પક્ષનું સ્થાન બીજા બધા રાજકીય પક્ષોનું વિરોધી હોય છે. તેમાં સમાધાન થઇ શકે તેમ નથી. આ પક્ષો મૂડીવાદી વિચારોવાળા કામદારોનાં હોય કે કામદારો તરફ સહાનુભૂતિ દર્શાવનારા મૂડીવાદીઓના હોય તો પણ પરિસ્થિતિમાં જરાય ફેરફાર થતો નથી.

કામદારો તરફ સહાનુભૂતિ દર્શાવનારા મૂડીવાદી વર્ગનું ધ્યેય કામદાર વર્ગના મતો મેળવવાનું હોય છે, કારણ કે

એન્જલ્સ જણાવે છે તે પ્રમાણે "સામાન્ય મતાધિકાર મારફત માલિકી ધરાવનાર વર્ગ સીધી રીતે રાજસત્તાનો અમલ કરે છે." એ મતાધિકારનો મોટો ભાગ કામદાર વર્ગના ફાળે જાય છે. માલિક વર્ગનું આ રાજ્યદ્વારી ધ્યેય કામદાર વર્ગના હિતનું વિરોધી છે. પરંતુ એ વર્ગને તેનો સ્પષ્ટ ખ્યાલ નહિ હોવાથી, કહેવાતા કામદાર પક્ષો તેમના માલિકોનાં આ કાર્યમાં ઘણી વખત મદદ કરે છે. આવા કામદાર પક્ષો, રાજદ્વારી હોદ્દાઓ અને વ્યક્તિગત લાભો મેળવવાની લાલસા રાખનાર માણસોની નેતાગીરી તળે હોવાથી, તેઓ કામદારોને જણાવે છે કે કામદારો અને મૂડીવાદીઓ વચ્ચેનો વિરોધ વ્યક્તિત્વને લગતો અને ચાલુ નીતિને લગતો જ છે; એ વિરોધ વર્ગ અને પદ્ધતિને લગતો નથી.

વિશ્વાસઘાત અને દ્રોહનું આ સૌથી ખરાબ અને ભયંકર સ્વરૂપ છે. કારણ કે આથી કામદાર વર્ગ અને તેમને શોષનાર વર્ગ વચ્ચેના મુળભૂત વિરોધને કામદાર વર્ગના ખ્યાલથી દૂર જ રાખવામાં આવે છે. તેથી તેઓ એ વર્ગને "આર્થિક છુટાપણા માટે તૈયાર" થતાં અને એક વર્ગ તરીકે જાગૃત થઇને તેમનાં બંધનો શોધી કાઢીને, તે તોડવાના અને તેમાંથી મુક્તિ મેળવવાના કાર્ય માટે રાજ્યદ્વારી હેતુસર સંગઠન કરતાં અટકાવે છે.

એન્જલ્સ કહે છે કે "સામાન્ય મતાધિકાર કામદાર વર્ગના બળનું માપ કાઢવાનું સાધન છે." કામદાર વર્ગની શક્તિ અને તેમના રાજ્યદ્વારી વિકાસનું માપ મતગણત્રી ઉપરથી ચોક્કસ જણાઇ આવે. તેથી જ મતાધિકારને સમાધાન અને સમજુતિની જાળમાંથી મુક્ત રાખવો જોઇએ. એ મતસંખ્યા કામદાર વર્ગની જાગૃતિ અને વિકાસના આંકડા દર્શાવનાર અને તેમની લાંબા સમયની ગુલામીની છેલ્લી પળો દર્શાવનાર ઘડીયાળ છે. પરંતુ એ ધ્યેયને સ્પષ્ટ અને ચોક્કસ રાખવા માટે કામદાર વર્ગનું માનસ મૂડીવાદીઓની ભ્રમજનક લાલચો કે જુઠાં કલ્પનાચિત્રોની અસરથી મુક્ત રહેવું જોઇએ. આ કારણથી જ કામદાર વર્ગની મુક્તિ ઇચ્છનાર પક્ષ બીજા બધા રાજકીય પક્ષનો વિરોધી હોવો જોઇએ.

કામદારોની રાજકીય લડતનું મંડાણ વર્ગના ધોરણ ઉપર જ થવું જોઇએ એટલે કે એ લડતનું સ્વરૂપ વર્ગવિગ્રહનું જ હોઇ શકે. રાજકીય ક્ષેત્રમાં જ સૌથી સખ્ત લડત ચલાવવાની છે. આ લડત ફક્ત વધુ બહુમાત મેળવવા પુરતીજ નથી પરંતુ સમાજવાદી સિધ્ધાંતોને સત્તાના સ્થાનમાં સ્થાપવા માટેની લડત છે

# હિન્દી સ્ત્રીઓના કાયદેસર હક્કો

લેખકઃ
રમણિક વિ. મહેતા,
બી. એસસી. એલ., એલ. બી.

## લેખાંક ૧૪ મો.

### પ્રકરણ ૧૬ મું.

(ગયા અંકથી ચાલુ.)

ઉપરના વિવેચન પરથી એક પુત્રી તેના પિતાની મિલ્કતના વારસદાર બનવાને ભાગ્યેજ ભાગ્યશાળી થાય છે એવા આગળ જણાવેલા આપણા મંતવ્યની સત્યતાની ખાત્રી થાય છે. વળી, આ હક્ક અચોક્કસ અને અનિશ્ચીત છે તે ઉપરાંત તે મર્યાદિત પણ છે. એટલે કે મરનાર પિતાની મીલ્કત ઉપર કોઈ સંજોગોમાં મરનારની પુત્રી વારસદાર બને ત્યારે પણ તેણી સ્વતંત્ર તેમ જ નિબંધ અધીકાર પ્રાપ્ત કરી શકતી નથી. વ્યાજબી તેમજ કાયદેસરની જરૂરીયાત સિવાય તેણી વારસામાં મળેલી મીલ્કત વેચીસાટી કે તબદીલ કરી શકે નહિ; ફક્ત એ મીલ્કતની ઉપજ ઉપર તેણીનો સ્વતંત્ર હક્ક રહે છે. તેણીના અવસાન બાદ એ મીલ્કત તેણીના વારસદારોને નહિ પરંતુ તેણીના મરનાર પિતાના તેણીના પછી આવતા વારસદારોને મળે છે. મુંબાઈ ઇલાકામાં જ્યાં "મયુખ અથવા મુંબાઇ શાળા" (The Mayukh or the Bombay School) નો અમલ ચાલે છે તે ભાગ સિવાય હિંદના બીજા દરેક ભાગની હિંદુ દુહીતાઓ આવી રીતનો મર્યાદીત વારસાહક્ક ભોગવે છે. મુંબાઇની શાળા હીંદુ અબળાઓ અને ખાસ કરીને હિંદુ દુહીતાઓના વારસાની બાબતમાં સ્વતંત્ર અને નિબંધ હક્ક તરફ સારૂં વલણ રાખે છે. હિંદના બીજા ભાગો એવો સિદ્ધાંત પકડી રહ્યા છે કે અબળાઓને વારસામાં મળતી મીલ્કત કોઇપણ સંજોગોમાં મરનારના કુટુંબની બહાર જઇ શકે નહિ. આ સિધ્ધાંત પ્રમાણે એક હિંદુ પુત્રીને તેણીના મરનાર પિતાની જે મીલ્કત વારસામાં મળે છે તે મીલ્કત તેણીના મરણ બાદ તેણીના વારસોને નહિ મળતાં મૂળ મરનારના તેણીના પછીના વારસ હક્કદારોને મળે છે. પરંતુ આ સિધ્ધાંત મુંબાઇની શાળાએ સ્વીકાર્યો નથી. ઉલટું, મુંબાઇ ઇલાકામાં અનુસરાતા હિંદુ ધર્મશાસ્ત્ર પ્રમાણે કોઇપણ હિંદુ મહીલા જો તેણી જે ગોત્રમાં તેણીનું લગ્ન થયું હોય તે ગોત્રના કોઇ પુરૂષની વારસદાર ન બનતી હોય તો પછી ગમે તે સ્ત્રી અગર પુરૂષની વારસામાં મળેલી મીલ્કતનો સ્વતંત્ર અને નિબંધ ઉપભોગ કરી શકે છે. જે ગોત્રમાં તેણીનું લગ્ન થયું હોય તે ગોત્રના પુરૂષ વારસદાર તરીકે તેણી મર્યાદીત હક્કથી અને તે ગોત્રની કોઇ મહીલાના વારસદાર તરીકે તેણી સ્વતંત્ર

હક્કથી વારસાહક્ક ભોગવે છે; જ્યારે તેણીનો જે કુટુંબમાં જન્મ થયો હોય તે કુટુંબના કોઇ પણ સ્ત્રી અગર પુરૂષ વારસદારની મીલ્કતનો તેણી સ્વતંત્ર રીતે ઉપભોગ કરી શકે છે. * આમ મુંબાઇ ઇલાકાની એક હિંદુ દુહીતા તેણીના પિતા તથા માતાની જુદી અને સ્વતંત્ર મીલ્કત (separate and independant property) ની જ્યારે વારસદાર બને છે ત્યારે તેણી તે મીલ્કતનો સ્વતંત્ર ઉપભોગ કરી શકે છે. જ્યારે હીંદના બીજા ભાગોમાં તેણી આવી મીલ્કત હંમેશાં મર્યાદીત હક્કથી ભોગવે છે.

હવે એક કરતાં વધુ પુત્રીઓ હોય ત્યારે હિંદુ કાયદામાં વારસાના કેવા કાનુનો છે તે જોઇએ. (હિંદુસ્તાનની પ્રચલીત ધારા-પદ્ધતિઓમાં હિંદુઓને લાગુ પડતી ધારા-પધ્ધતિ દીકરીઓના વારસા હક્ક સંબંધમાં કેટલો અન્યાય કરતી જુદી પડે છે તે તો આપણે ઉપરના વિવેચનથી જોયું છે. તે ઉપરાંત તે બીજી ધારાપધ્ધતિઓ કરતાં એક કરતાં વધારે દીકરીઓ હયાત હોય ત્યારે મરનારની મીલ્કતની દીકરીઓમાં કેવી રીતે વ્હેંચણ કરવી તે સંબંધમાં પણ જુદી પડે છે. દરેક ધારાપધ્ધતિઓમાં સામાન્ય નિયમ એવો હોય છે કે જ્યાં એક કરતાં વધારે દીકરીઓ હોય ત્યાં તેઓ તેઓને વારસામાં મળતી સઘળી મીલ્કત સાથે લે છે અને તે પછી માંહેમાંહે સરખા હિસ્સે વ્હેંચી લે છે. પરંતુ હિંદુ ધર્મશાસ્ત્ર હેઠળ વ્હેંચણીની રીત આવી સામાન્ય રીત કરતાં જુદી છે એટલુંજ નહિ પરંતુ દરેક શાળાની રીતો પણ એકમેકથી જુદી છે. બંગાળામાં ચાલતા હિંદુ કાયદા પ્રમાણે મરનારની દીકરીઓમાં પ્રથમ કુંવારી દીકરી વારસાનો હક્ક ભોગવે છે; તેમ ન હોય તો જે દીકરીને પુત્ર હોય અને જે પુત્રોને પુત્ર થવાની આશા હોય તેવી દીકરીઓ સરખે ભાગે વારસદાર બને છે અને એ બધાની ગેરહાજરી હોય તો પછી જે કોઇ દીકરી અગર દીકરીઓ હોય તે વારસદાર બને છે; પરંતુ કોઇ પણ સંજોગોમાં વાંઝણી અગર પુત્રીઓને જન્મ આપતી દીકરીઓ વારસદાર બની શકતી નથી. બંગાળામાં પ્રવર્તતી આ દાયભાગ શાળાની માફક મીતાક્ષરા પર-ણેલી પુત્રીઓ જેમને પુત્ર હોય અગર પુત્ર થવાની આશા હોય તેવી અને જે વાંઝણી હોય તેમજ જેને પુત્ર ન હોય તેવી દીકરીઓ વચ્ચેનો ભેદભાવ સ્વીકારતી નથી. પરંતુ આ શાળા વળી, ગરીબ અને તવંગરનો ભેદ રાખે છે. એકંદરે આ ભેદ બીજા કોઇ પણ જાતના ભેદ કરતાં વધુ સારો છે." ભરતામાં ભરવું" એ સિદ્ધાંત કરતાં જ્યાં જેની વધુ જરૂર છે ત્યાં આપવું એજ સિદ્ધાંત સર્વોત્તમ છે. મીતાક્ષરાના નિયમ પ્રમાણે, મરનાર પિતાનો વારસો પુત્ર, પૌત્ર, પ્રપૌત્ર અને વિધવાની ગેરહાજરીમાંજ દીકરી મરનાર પિતાની વારસદાર બને છે તે ભુલવું નહિં.) પ્રથમ કુંવારી દીકરીઓને અને તેમની ગેરહાજરીમાં

* મર્યાદીત હક્કમાં તેણી વારસામાં મળેલી મીલ્કતને કાયદેસરની જરૂરીઆત સિવાય વેચી, સાટી કે કોઇ પણ પ્રકારે તબદીલ કરી શકે નહિ, તેમજ તેણીના અવસાન બાદ એ મીલ્કત તેણીના નહિ પણ મૂળ મરનારના વારસને મળે છે. સ્વતંત્ર હક્કમાં તેણી સદર મીલ્કતનો મરજીમાં આવે તેવો ઉપભોગ કરી શકે છે અને તેણીના મરણ બાદ તેણીના વાર-સોને એ મીલ્કત મળે છે.

પરણેલી પરંતુ ગરીબ અને તે પછી તવંગર દીકરીઓને મળે છે. બનારસ શાળા મિતાક્ષરાનું અનુકરણ કરે છે પરંતુ મીથીલ ઉપલી બન્ને શાળાઓથી જુદી પડે છે અને તે કુંવારી અને પરણેલી તેમજ ગરીબ અને તવંગર દીકરીઓ વચ્ચેનો ભેદભાવ સ્વીકારતી નથી.

દીકરીઓ સંબંધીના વારસા હક્કના કાનુનોમાં મીતાક્ષરા અને દાયભાગ વચ્ચે જે જુદાપણું છે તેની પાછળ ધાર્મિક દ્રષ્ટિબિંદુ છે. દાયભાગ પ્રમાણે જો કે એક દીકરી તેણીના મરનાર પિતાની ધાર્મિક ક્રિયા જાતે કરી શકે નહિં પરંતુ તેણીનો પુત્ર તેમ કરી શકે છે તે કારણે પુત્રવાન દીકરીઓની વારસા હક્કમાં પસંદગી આપવામાં આવી છે. જ્યારે મીતાક્ષરાનો સિધ્ધાંત વ્યવહારૂ દ્રષ્ટિવાળો છે અને તેથી તે જે દીકરી ગરીબ હોય તેને તવંગર અને સારી સ્થિતિવાળી દીકરી કરતાં પહેલી પસંદગી આપે છે. અત્રે એ જાણવું જરૂરતું છે કે ધાર્મિક દ્રષ્ટિએ કોઇપણ જાતનો દીકરીઓ વચ્ચેનો ભેદભાવ પ્રાચીન ધર્મશાસ્ત્રના ગ્રંથોમાં જડી આવતો નથી. વડોદરા રાજ્યમાં ગરીબ અને તવંગર તેમજ કુંવારી અને પરણેલી એમ કોઇ પણ જાતનું વર્ગીકરણ નથી અને દીકરીઓ વચ્ચે વારસાની બાબતમાં કોઇ પણ જાતનો ભેદ રાખવામાં આવ્યો નથી.

કુંવારી તેમજ પરણેલી અને ગરીબ તેમજ તવંગર વિ. ના જે વર્ગભેદ હિંદુ કાયદાની જુદી જુદી શાળાઓ પાળે છે તેથી એક વર્ગમાં એક કરતાં વધુ દીકરીઓ હોય ત્યારે કાયદાના શું નિયમો છે તે જાણવું પણ જરૂરતું છે. મુંબાઇ ઇલાકા સિવાય દરેક ઠેકાણે જે વર્ગ વારસદાર બને છે તે વર્ગની દીકરીઓ મરનારની મીલ્કત એકત્રપણે લઇ તેનો સરખો પણ મર્યાદીત હક્ક ભોગવે છે અને એકના મરણ બાદ તેના હિસ્સાની વારસદાર બીજી હયાત દીકરીઓ થાય છે. કોઇ સંજોગોમાં અનુકુળતાને લઇને તેઓ મીલ્કતનો ભાગ પાડવાની ઇચ્છા કરે તો તેમ તેઓ કરી શકે છે પરંતુ તેમ કરીને તેઓ તેમના ભાગમાં આવેલી મીલ્કતને સ્વતંત્ર મીલ્કત બનાવી શકે નહિ. કોઇ પણ પુત્રી તેને હિસ્સે આવેલી મીલ્કતના તેની જીંદગી સુધીના હક્ક (Life-Interest)નો ઇચ્છામાં આવે તેવી રીતે ગીરો, વેચાણ, બક્ષીસ વિ. નો વ્યવહાર કરી શકે છે પરંતુ તેના મરણ બાદ તેની સાથે વારસદાર બનેલી તેની બીજી બ્હેનોના તેના હિસ્સાની મીલ્કતના વારસદાર બનવાના હક્ક (The right of Survivorship) ઉપર આવા વ્યવહારથી કાંઇ અસર થતી નથી. એટલે કે તેણી જે કાંઇ વ્યવહાર કરે તેનો અમલ તેની જીંદગી સુધી રહી શકે છે અને તેના મરણ બાદ તેના હીસ્સે આવેલી મીલ્કત ઉપર જેનો વારસાહક્ક પહોંચતો હોય તેને તેણીનો વ્યવહાર બંધનકર્તા રહેતો નથી. મુંબઇ ઇલાકામાં દરેક દીકરી તેને હિસ્સે આવતી મીલ્કતનો ભાગ પડાવી શકે છે અને તે ભાગનો તે અમર્યાદીત અને સ્વતંત્ર રીતે વહીવટ કરે છે. તેણીના મરણ બાદ તેની બીજી બ્હેનો નહિ પણ તેણીની સ્વતંત્ર મીલ્કતના જે કાયદેસરના વારસદારો હોય તેઓ વારસ થાય છે. મુંબઇ ઇલાકા અને બાકીના બીજા ભાગોમાં ઉપર પ્રમાણેનો જે તફાવત છે તેનું કારણ એ છે કે મુંબાઇ ઇલાકામાં એક હિંદુ દુહીતા તેના મરનાર પિતાની મીલ્કતની અમર્યાદીત હક્કથી વારસદાર બને છે ત્યારે બીજા ભાગોમાં આવા અમર્યા-

દીત હક્કનો સ્વીકાર કરવામાં આવ્યો નથી અને તેથી ત્યાં દીકરીઓ તેમના મરનાર પિતાની મીલ્કતની મર્યાદીત હક્ક (Limited Estate)થી વારસદાર બને છે.

ઉપરના વિવેચન ઉપરથી આપણે જોઇ શક્યા છીએ કે હિંદુ ધર્મશાસ્ત્ર જો કે એક હિંદુ પુત્રીના વારસાહક્કના તત્વના સ્વીકાર કરે છે છતાં આ અતિ અગત્યનો અને ન્યાયી તત્વનો તે ઘણા વધારે પડતા સંકોચ અને સાવધાનીથી સ્વીકાર કરે છે. હિંદુ ધર્મશાસ્ત્રની આ સંકોચ અને સાવધાનભરી નીતિનો આશરો લઇ હિંદુ જાતિની કેટલીક નીચી કહેવાતી કોમોએ દીકરીઓને સદંતર વારસાહક્કમાંથી બાતલ કરી દીધી છે ઉત્તર હિંદમાં ખાસ કરીને પંજાબ અને સંયુકતપ્રાંતોની તેમજ હિંદના બીજા પણ કેટલાક ભાગોમાં વસ્તી કોમોએ દીકરીઓના સંકુચીત વારસાહક્કના તત્વને વધુ અને વધુ સંકુચીત બનાવી છેવટે સ્થાનીક અગર કૌટુંબીક રીતરિવાજનું રૂપ આપી તેમને સદંતર વારસાહક્કમાંથી બાતલ કરી દીધી છે.

## પ્રકરણ ૧૭ મું.

### વિધવાઓનો વારસાહક્ક.

હિંદુ વિધવાઓનો વારસાહક્ક પણ હિંદુ પુત્રીઓના વારસાહક્કને લગભગ મળતો આવે છે. ખાસ તફાવત ફકત એટલોજ છે કે મરનારના વારસદારોના લીસ્ટમાં વિધવાનો અનુક્રમ નંબર પુત્રીથી એક નંબર પહેલો આવે છે. એટલે કે મરનાર શખ્સને પુત્ર ન હોય ત્યારે પ્રથમ વિધવા અને તે ન હોય ત્યારપછી પુત્રી વારસદાર બને છે. આથી વિધવાનો વારસાહક્કના લીસ્ટમા ચોથો નંબર આવે છે. હિંદુ પુત્રીની માફક હિંદુ વિધવા પણ–તેણી મીતાક્ષરા કે દાયભાગ શાળા હેઠળ શાસીત થતી હોય–જ્યાં સુધી મરનારની સંતતિમાં પુત્ર, પૌત્ર અગર પ્રપૌત્ર હોય ત્યાં સુધી મરનાર પતિ સંયુકત હોય કે વિભક્ત હોય છતાં તેણી કોઇપણ સંજોગોમાં વારસદાર બની શકતી નથી. ઉપર જણાવ્યા ત્રણ વારસદારો પ્રથમ પંક્તિના વારસો હોવાથી તેમાંના એક જણની પણ હયાતી દરમ્યાન વિધવાનો વારસાહક્ક પહોંચતો નથી. તેમની ગેરહાજરી દરમ્યાન જ તેણી આ હક્ક પ્રાપ્ત કરે છે. આ હક્ક મરનાર ધણીની સ્વતંત્ર મીલ્કત ઉપર મળે છે. મરનાર સંયુકત કુટુંબનો એક અંગભુત હોય તો સંયુકત કુટુંબની અવિભકત સિવાયની મરનારની જુદી સ્વતંત્ર મીલ્કત હોય તેની ઉપર તેણીનો વારસાહક્ક પહોંચે છે. જો મરનાર સંયુકત કુટુંબનો અંગભુત હોય અને સંયુકત કુટુંબની અવિભકત મીલ્કત હોય છતાં મરનારની જુદી સ્વતંત્ર મીલ્કત ન હોય તો તેણી મીતાક્ષરા શાળા પ્રમાણે મરનારના ભાગની અવિભકત મીલ્કત ઉપર ભરણપોષણ સિવાયનો બીજો વધારે વિશાળ હક્ક રાખી શકે નહિ. પરંતુ બંગાળામાં પ્રવર્તતી દાયભાગ શાળા પ્રમાણે તેણી મરનાર પતિનો અવિભકત મીલ્કતમાં જેટલો હિસ્સો હોય તેટલા હિસ્સા ઉપર વારસાહક્ક ભોગવે છે. મીતાક્ષરા શાળા પ્રમાણે સંયુકત કુટુંબની અવિભકત મીલ્કતમાં મરનાર અંગભુતની વિધવાને કોઈ પણ સંજોગોમાં પુત્ર, પૌત્ર અગર પ્રપૌત્ર ન હોય તો પણ ફકત ભરણપોષણ

સિવાય વધુ હક્ક મળતો નથી. મરનારનો ભાગ બાકી રહેલા બીજા અંગભુતોને વારસારૂપે જાય છે. પરંતુ દાયભાગ શાળા ઉપર પ્રમાણે હિંદુ સંયુક્ત કુટુંબનો "survivorship"ના સિધ્ધાંતનો સ્વીકાર કરતી નથી; અને તેથી સંયુક્ત કુટુંબની અવિભક્ત મીલ્કતમાં મરનારનો જેટલો હિસ્સો હોય તે હિસ્સો બાકીના અંગભુતોને ભાગે ન જતાં મરનારના વારસદારોને મળે છે. આથી દાયભાગ શાળા પ્રમાણે એક હિંદુ વિધવા જો તેણીની પહેલાની પંક્તિના વારસદારો પૈકી કોઇ ન હોય તો તેણીના મરનાર પતિની મીલ્કત અવિભક્ત હોય તો પણ તેની વારસદાર બને છે.

પણ આવી વારસાહક્કની રૂએ મળતી મીલ્કત ઉપર તેણીનો મર્યાદીત હક્ક રહે છે સિવાય કે જ્યાં ન્યાત જાતના રિતરિવાજથી તેણી સ્વતંત્ર હક્ક મેળવતી હોય. હિંદુ ધર્મશાસ્ત્રમાં વિધવાને મળતી આવી મર્યાદીત હક્કવાળી મીલ્કત તેણીના નામ પાછળ "**વિધવાની મીલ્કત**" ("Widow's Estate") ના નામે ઓળખાય છે.

"**વિધવાની મીલ્કત**" એ હિંદુ કાયદાનું એક વિશિષ્ટ તત્વ છે. સ્વતંત્ર વિરૂધ્ધ મર્યાદીત તત્વવાળી એ મીલ્કત છે. એક હિંદુ વિધવાને વારસામાં મળતી આ મીલ્કતની તેણી જ્યાં સુધી હયાત હોય ત્યાં સુધી તેણી માલીક બને છે; તેણી આ મીલ્કતના માલીક તરીકે પોતાનું નામ સરકારી રજીસ્ટરમાં દાખલ કરાવવાનો પણ હક્ક ધરાવે છે; પરંતુ કાયદેસરની જરૂરીઆત (Legal necessity) સિવાય સ્થાવર મીલ્કતની વ્યવસ્થા કરી શકતી નથી, એ મીલ્કત તેણી કોઇને બક્ષીસ પણ આપી શકતી નથી, જ્યારે આવી રીતે મળેલી જંગમ મીલ્કતની તેણી તેની મરજીમાં આવે તેવી વ્યવસ્થા કરી શકે છે. વળી વારસામાં મળેલી આ મીલ્કત વિધવાના ગુજરી જવા પછી તેણીના નહિ પરંતુ તેણીના ધણીના વારસોને મળે છે. સામાન્ય સંજોગોમાં ફકત સ્થાવર મીલ્કતમાંથી ઉપજતી આવકની તે કુલ મુખત્યાર છે.

કેટલીક જૈન કોમોમાં આથી વિરૂધ્ધનો વર્તાવ થાય છે. રિવાજના બળે આ કોમોની વિધવાઓ તેમના ગુજરી ગયેલા ધણીની સ્વોપાર્જીત મીલ્કતની સ્વતંત્ર સ્વામીનીઓ બને છે. આપણે ઉપર જણાવી ગયા છીએ કે જ્યાં કાયદાથી વિરૂદ્ધનો રિવાજ સ્થાપીત થતો ન હોય ત્યાં હિંદુ કાયદો બીજા હકકો સાથે વારસાહક્કના સામાન્ય નિયમો જ જૈન તેમજ શીખ કોમોને લાગુ પડે છે અને તેથી જ્યાં કાયદાથી વિરૂદ્ધનો રિવાજ પ્રચલીત ન હોય ત્યાં, એક જૈન વિધવા પણ તેની હિંદુ વિધવા બ્હેનોની માફક મર્યાદીત હક્કથી વારસદાર બને છે. આ સામાન્ય નિયમની વિરૂદ્ધ મીરત, સહરાનપુર તથા શાહાબાદ ડીસ્ટ્રીકટના અરાહ વિગેરે પ્રદેશના અગરવાલ જૈનોમાં, એક વિધવા તેણીના ધણીની સ્વોપાર્જીત સંપત્તિની સ્વતંત્ર સ્વામીની બને છે અને આવી મીલ્કતની તેણી મરજીમાં ફાવે તેવી વ્યવસ્થા કરી શકે છે. અવિભક્ત મીલ્કતના તેણીના ધણીના હિસ્સાની તે સામાન્ય નિયમ પ્રમાણે મર્યાદીત હક્કથી માલીક બને છે.

(અપૂર્ણ)

# મુંઝવતા સવાલો ............નો............ સરળ ઉકેલ

હીંદમાં સમાજવાદી પ્રવૃત્તિનો જુવાળ ચઢતો જાય છે. તાજેતરમાં જ મહાસભામાં પણ સમાજવાદી પક્ષની સ્થાપના થઇ છે. સમાજવાદના વેગવંત પ્રવાહમાં પોતાનું વર્ચસ્વ તણાઇ જવાના ભયથી ચોંકી ઉઠેલા કેટલાક નેતાઓ, આ નવિન જાગૃતિનો વ્યર્થ વિરોધ કરી રહ્યા છે. તેમની મુખ્ય દલીલ એક જ હોય છે. સમાજવાદ એ પરદેશી પદ્ધતિ છે. પરદેશમાં જ તેનો ઉદ્‌ભવ થયો છે, અને પરદેશમાં જ તેનો વિકાસ થયો છે. તેથી આપણા દેશમાં સમાજવાદ દાખલ થઇ શકે તેમ નથી. આ દલીલો કેટલે અંશે સાચી છે તે જાણવા માટે નીચેનો સવાલ પૂછવામાં આવ્યો છે.

સમાજવાદ અને હિન્દ

*

આર્થિક મંદીનું કારણ

*

આફતમાં ધર્મશ્રધ્ધા વધે છે!

*

કેળવણીમાં ધર્મની ડખલ

*

મેક્સિકોમાં ધર્મ સામે જેહાદ

*

મનુષ્યનું ધતિંગ–ધર્મ.

**સવાલઃ**–સમાજવાદ પરદેશી વિચાર–પદ્ધતિ છે, તેથી આપણા દેશને તે અનુકુળ આવે તેમ નથી એવી દલીલો કેટલાક નેતાઓ કરે છે. એ સત્ય છે?

**જવાબઃ**–સમાજવાદી વિચારોના ઝડપી ફેલાવાથી વ્યાકુળ બનેલા કેટલાક નેતાઓ આવા બખાળા કાઢે છે; પરંતુ તેમની દલીલો પોકળ છે. સમાજવાદી પ્રવૃત્તિને દાબી દેવાની ઇચ્છાથી હિંદના મુડીવાદીઓ કે મુડીવાદીઓના મિત્રો અવળું પ્રચારકાર્ય કરી રહ્યા છે, પરંતુ એ દલીલ, આર્થિક વિકાસક્રમ વિષેનું તેમનું અજ્ઞાન જાહેર કરે છે. આજે હિંદમાં મુડીવાદ બરાબર સ્થાપિત થઇ ચૂક્યો છે. એ પ્રથા હવે પરદેશી રહી નથી. મુડીવાદે આંતરરાષ્ટ્રીય પ્રથાનું સ્વરૂપ લીધું છે. આ મુડીવાદ હિંદમાં શરૂ થયો નહોતો; પરંતુ તેનું જન્મસ્થાન ઇંગ્લેંડ છે. મુડીવાદની જન્મભૂમી ઇંગ્લેંડમાંજ કાલ'માર્કસે' મુડીવાદી સમાજનું પૃથક્કરણ કરીને સમાજવાદનો માર્ગ સૂચવ્યો હતો. સમાજવાદ મુડીવાદ સાથે સીધો સંબંધ ધરાવે છે, અને એ મુડીવાદનું ઝેર આજે હિંદમાં પુરેપુરું પ્રસરી ગયું છે. તેથી સિદ્ધ થાય છે કે સમાજવાદી તત્વજ્ઞાન હિંદના હિત સાથે

અસંગત નથી. આથી જ સમાજવાદ હિંદમાં દાખલ થઇ શકે તેમ છે, કારણ કે આ દેશમાં મૂડીવાદે ઊંડાં મૂળ નાખ્યાં છે, અને જ્યાં જ્યાં મૂડીવાદ અસ્તિત્વ ધરાવતો હોય ત્યાં ત્યાં તેની સામાજીક અને આર્થિક ચૂસણનીતિનો સામનો કરવા માટે અનિવાર્યપણે સમાજવાદ અસ્તિત્વમાં આવે છે. મૂડીવાદમાંથી જ સમાજવાદનો ઉદ્ભવ થાય છે. વ્યક્તિ-વાદથી શરૂઆતમાં કદાચ દેશનું હિત થયું હશે, પરંતુ હવે તો એ વ્યક્તિવાદ ઘણો જ નુકસાનકર્તા થઇ પડયો છે કારણ કે મૂડીવાદી સંસ્થાઓ એકહથ્થુ ઇજારાઓ મેળવવાની હદ સુધી પહોંચી ગઇ છે, માટે જ સમાજવાદ વધુ ને વધુ આવકાર પામતો જાય છે. મૂડીવાદીઓ કે તેમના મિત્રો સિવાય, દરેક સામાન્ય માણસના અંતરના ઊંડાણમાં સમાજવાદી વિચારો ઘર કરી રહ્યા છે. મોટા પાયા ઉપરના ઉદ્યોગોને સમાજના કાબુ તળે લાવવા એ સમાજવાદનું ધ્યેય હોવાથી સમાજના આર્થિક જીવનને નુકસાન પહોંચાડે નહિ એવાં વગર ઇજારાનાં સાહસોમાં સમાજને ઉપયોગી એવા વ્યક્તિવાદને સ્થાન રહેશે. એટલે જ્યાં જ્યાં મૂડીવાદી પ્રથા જડ ઘાલી બેઠી હોય ત્યાં સમાજવાદનો ઉદ્ભવ આવકારદાયક છે; અને તેથી જ તે દેશનું ભલું થવાની સંભાવના છે.

* * *

**આમ** આપણે જોયું કે મૂડીવાદ જ આડકતરી રીતે સમાજવાદી પ્રવૃત્તિનો પ્રણેતા છે. આ દલીલ સીધી રીતે મગજમાં ઉતરે તેવી નથી પણ, મૂડીવાદનું સાચું સ્વરૂપ પિછાન્યા પછી એ બીના ધ્યાનમાં આવતાં મુશ્કેલી નહિ પડે. જગતમાં આર્થિક અથડામણો ઉભી કરનાર જ સર્વ અનિષ્ટોના મૂળ સમો મૂડીવાદ છે. સમાજવાદીઓ કહે છે કે મૂડીવાદ તળે આ અનિષ્ટો રોકી શકાય તેમ નથી. આ દલીલના સાચાપણા માટે નીચેનો સવાલ ઉપયોગી છે.

**સવાલઃ**—મૂડીવાદ જ આર્થિક કમંદીનું મૂળ કારણ છે એ દલીલ સાચી છે?

**જવાબઃ**—હા. એ દલીલ સમાજવાદીઓની છે. પોતાના જીવનનિર્વાહ માટે કામદારે શ્રમશક્તિ વેચવી પડે છે. ઉત્પાદન વ્યય અને બદલાનાં સાધનો ઉપર મૂડીવાદીઓનો અંકુશ અને તેમની માલિકી હોય છે તેથી કામદાર પાસે જીવનનિર્વાહનું બીજું સાધન રહેતું નથી. અને તેથી પોતાના માલિકના ઉપયોગ માટે જેટલી શ્રમશકિત જેટલા સમય માટે વાપરે, તેટલા પ્રમાણમાં તેના બદલામાં રોજી સ્વીકારવાની કામદારને ફરજ પડે છે. પરંતુ એક કામદાર જેટલું ઉત્પન્ન કરી શકે એટલા જ પ્રમાણમાં તેને રોજી મળતી નથી. કારણ કે કામદારે ઉત્પન્ન કરેલા માલ ઉપર તેના માલિકને નફો મેળવવાનો હોય છે. એટલે એક કામદાર મળતી રોજી કરતાં વધુ ઉત્પાદન કરે તો જ મૂડીવાદીઓને નફો મળી શકે. સમાજને ઉપયોગી વસ્તુઓ ઉપર ખાનગી માલિકીનો સિદ્ધાંત જેટલો મૂડીવાદમાં અગત્યનો છે તેટલો જ તેમાંથી નફો મેળવવાનો હેતુ પણ અગત્યનો છે. આ બે વસ્તુઓ ઉપર જ મૂડીવાદનું મંડાણ થયું છે. એટલે એક કામદારને ધારો કે—બે રૂપીયા રોજી મળતી હોય તો બદલામાં તેણે પાંચેક રૂપીયા જેટલું કામ (એટલું નહિ તો બે રૂપીયા કરતાં વધુ કીમ્મત ઉપજાવી શકે એટલું કામ તો જરૂર) કરવું જોઇએ. એ કામદારના ગજવામાં સાંજે બે રૂપીયા પડે છે; એટલે

તેની ખરીદશક્તિ બે રૂપીયા જેટલી હોય છે; પરંતુ તેણે તો પાંચ રૂપીયાની કીંમત જેટલી મિલ્કતનો મુડીવાદી પ્રથામાં તેના માલિકો માટે, વધારો કર્યો હોય છે. તેણે બે રૂપીયામાં ઉત્પન્ન કરેલો માલ બજારમાંથી ખરીદવો હોય તો પાંચ રૂપીયા આપવા પડે છે! આ પ્રમાણે તેણે ઉત્પન્ન કરેલા માલના પ્રમાણમાં તેજ માલ ખરીદવા માટે તેની ખરીદશક્તિ ઘણી ઓછી હોય છે. આથી જ ઉત્પાદન વધી પડે છે અને ખરીદશક્તિના અભાવે આર્થિક મંદી આવે છે.

ઔદ્યોગિક મંદી તરફ ઘસડી જનારું બીજું એક તત્વ પણ મુડીવાદમાં મોજુદ છે. કામદાર પાસેથી નફો (જેને સમાજવાદીઓ વિશેષ દ્રવ્ય Surplus wealth કહે છે તે) મેળવનાર માલિક નફાના રૂપમાં મેળવેલું બધું જ દ્રવ્ય ઉપયોગમાં લઇ શકતો નથી. તેનો ખોરાક, કપડા, રહેવાની સવડ વિગેરે જરૂરીઆતો કીંમતી હોય છે. આ બધું ખરીદવા માટે તે વધુ નાણાં ખર્ચે છે. પરંતુ આ ખર્ચ પણ તેના કામદારો પાસેથી મેળવેલા વિશેષ દ્રવ્યનો વ્યય કરી શકે એટલું હોતું નથી. તેના ખર્ચ કરતાં નફો હમેશાં વધુ જ હોય છે. પરિણામે તે વિશેષ મુલ્ય એકઠું કરવા માંડે છે અને તેની પાસે રહેલી બચત વધતીજ જાય છે. નવાં યંત્રો અને બીજાં સાધનો તેમજ સવડો વસાવવાના કાર્યમાં મુડીવાદીઓ આ દ્રવ્યનો ઉપયોગ કરે છે, અથવા બીજા ધંધાઓમાં નાણાં રોકીને આવકનાં સાધનો વધારતા જાય છે પરંતુ માલનું ઉત્પન્ન વધવા સાથે પ્રજાની ખરીદશકિતમાં વધારો થતો નથી. એટલે કામદારો કે સામાન્ય માણસો, એ માલ જેટલા પ્રમાણમાં ઉત્પન્ન થાય છે તેટલા પ્રમાણમાં ખરીદી શકતા નથી. પરીણામે વગર ખરીદાએલા માલનો જથો વધે છે, વ્યાપારમાં મંદી આવે છે, કારખાનાઓ અંશતઃ કે પુરેપુરાં બંધ થાય છે અને બેકારી વધવા સાથે જગત આર્થિક અથડામણોની વિટંબણાઓમાં ફસાય છે.

આમ મુડીવાદી પ્રથામાં રહેલા ભયંકર આંતરિક વિરોધો નીચે પ્રમાણે સ્પષ્ટ જણાઇ આવે છે.

(૧) કામદારોમાં પુરતી ખરીદશકિતનો અભાવ હોય છે કારણ કે તેઓ રોજી માટે કામ કરે છે અને વિશેષ મૂલ્ય ઉત્પન્ન કરે છે.

(૨) કામદારોના માલિક અને બીજા મુડીવાદીઓ પાસે મિલ્કત અને દ્રવ્ય વધતાં જઇને એક સ્થળે એકઠાં થવાથી મુડીવાદી સાધનો અને સવડો હમેશ વિસ્તૃત થતાં જાય છે. પરિણામે દરેક દસકામાં આર્થિક મંદીનો ભય આવી પડે છે અને ખરેખરી મંદી મુડીવાદીઓ વિના આખા જગતને ગુંગળાવી મુકે છે.

આમ મંદીનાં કારણોનું નિદાન થવાથી તેનો ઉપાય શોધી કાઢવાનું કાર્ય સહેલું થઇ પડે છે. દેશનાં ઔદ્યોગિક સાધનો અને સવડોને સમાજના અંકુશ તળે લાવી મુકવાથી જ રોજની પ્રથા અને નફો મેળવવાની પધ્ધતિનો નાશ કરી શકાય. સમાજવાદ તળે ઉત્પાદનનાં સાધનો ઉપર, પ્રજાકીય રાજ્યસત્તા મારફત કામદારોની માલિકી રહેશે. કામદારોને તેમના શ્રમનો પુરેપુરો બદલો મળશે, કારણ કે સમાજવાદી રાજ્યવ્યવસ્થામાં નફાના રૂપમાં કામદારો પાસેથી વિશેષ મુલ્ય કાપી લેનારા ઇજારદારો કે ખાનગી માલિકી ધરાવનાર મુડીવાદીઓ કામદારોને

ચુસી શકશે નહિ. તે વખતે પોતે ઉત્પન્ન કરેલો બધો જ માલ ખરીદી લેવા શક્તિમાન બનશે. તેણે ઉત્પન્ન કરેલો માલ સમાજવાદી રાજ્યમાં એવી રીતે ઉપયોગમાં લેવામાં આવશે કે તેના બદલામાં સમાજના કાબુ તળે રહેલા બીજા ઉદ્યોગો મારફત ઉત્પન્ન થયેલા માલનો તે પોતાના માટે ઉપયોગ કરી શકશે. કામદારો અને શ્રમજીવીઓની તેમજ તેમના સાથીદારોની જરૂરીઆતો પુરી પાડવા માટે, સમાજવાદી પદ્ધતિ તળે થનારો ઉદ્યોગોનો વિકાસ સ્વાભાવિક, તર્કસિદ્ધ અને શાસ્ત્રિય પદ્ધતિ પ્રમાણેનો હશે.

આવા સામાજીક અર્થશાસ્ત્રમાં મંદી અદ્રસ્ય થઇ જશે. આ તર્કસિદ્ધ ઉપાય છે માટે તેને એકદમ અમલમાં મુકી શકાય તેમ છે એવું માની લેવાતું નથી. તે ઉપાય અમલમાં મુકવા માટે સામુદાયિક ઇચ્છાની જરૂર છે. તેથી જ આમવર્ગને આ દીશામાં કેળવવાની જરૂર છે.

સમાજવાદ પોતાની મેળે આવી જશે નહિ. મૂડીવાદની જડ ઉખડી જઇને તે નાબુદ થયા પછી, સમાજવાદી ઉદ્યોગોને અસ્તિત્વમાં લાવવાની જરૂરીઆત ઉભી થાય છે. તેથી જ સમાજવાદમાં માનનારાઓએ આ જાતના સામાજીક અર્થશાસ્ત્રના આદર્શની પ્રાપ્તિ માટે કાર્ય ઉપાડી લેવું જોઇએ. વ્યવસ્થાપૂર્વક સંગઠીત થઇને સમાજવાદીઓએ તેમના રાષ્ટ્ર તથા વર્ગની સેવા કરવી જોઇએ. સમાજવાદીઓના કાર્ય અને કેળવણીથી મૂડીવાદનાં અનિષ્ટો કચડાયેલી પ્રજાની દ્રષ્ટિ સમક્ષ રજુ કરી શકાશે. એક વખત ખરૂં કારણ જાણ્યા પછી તેનો ઉપાય સહેલો થઇ પડશે.

કામદારો અને તેમના સાથીદારો સામાજીક જાગ્રતિનું અનિવાર્ય અને ઉપયોગી કાર્ય ઉપાડી લે તો જ આધુનિક સંસ્કૃતિનું ભવિષ્ય ઉજ્જ્વળ બનાવી શકાશે.

* * *

**આવી** રીતે મૂડીવાદી પ્રથામાંથી અનિવાર્ય રીતે આવી પડતી મંદીની અસર આર્થિક ક્ષેત્ર ઉપરાંત બીજા ક્ષેત્રોમાં પણ થાય છે. પહેલાંના વખતમાં આવી આફતો આવી પડે ત્યારે લોકોની માનસિક અસ્થિરતાનો લાભ લઇને ધર્મના ઇજારદારો અને રક્ષકો તેમને ધાર્મિક સંસ્થાઓ તરફ વાળવા પ્રયત્ન કરતા. પ્રભૂના શરણે જવાથી આવી આફતો ટળી જશે એમ તેઓ શ્રદ્ધાળુ લોકોને સમજાવતા. પરિણામે આવા પ્રસંગે પોતે તુચ્છ છે એવી ભ્રમણામાં ફસીને, લોકો ધર્મ અને ધાર્મિક સંસ્થાઓ તરફ વધુ ને વધુ ઢળતા જતા હતા. પરંતુ આધુનિક આર્થિક મંદીની આવી અસર થઇ શકે કે કેમ? તે જાણવા માટે નીચેનો પ્રશ્ન ઉપયોગી થઇ પડશે.

**સવાલઃ**—જગતની મંદીથી ધાર્મિક સંસ્થાઓનું બળ વધે છે કે ઘટે છે?

**જવાબઃ**—વિજ્ઞાનનો આટલો બધો વિકાસ થયો નહોતો એવા દિવસોમાં કુદરતી કે સામાજીક આફતોથી અજ્ઞાન લોકો અને તેમના જેટલા જ અજ્ઞાન નેતાઓ ધર્મ તરફ ધસડાઇ જતા અને તેનું શરણ ખોળતા. આમ કરવામાં ધાર્મિક નેતાઓએ તેમનામાં ઠસાવેલી નબળાઇની ભાવના મુખ્ય ભાગ ભજવતી હતી. પરંતુ એ વલણ હવે જણાતી નથી. વૈજ્ઞાનિક અને બુદ્ધિવાદી બળો એટલાં બધાં અસરકારક નીવડયાં છે કે

વર્તમાન આર્થિક સામાજીક કે કુદરતી આફતોનો લાભ લઇને ધર્મના નામે પોતાની મહત્તા ટકાવી રાખનારાઓ તેમણે ગુમાવેલી પ્રતિષ્ઠા અને સ્થાન પાછાં મેળવી શકે તેમ નથી. આજે તો મનુષ્યે રચેલી સંસ્થાઓ અને વ્યવસ્થા ઉપર લોકો વધુ શ્રધ્ધા ધરાવે છે. મનુષ્યથી પર એવી કોઇ શકિતઓ કે દૈવી સહાય માટે આજનો મનુષ્ય રાહ જોઇને બેસી રહેતો નથી. આપણે જે આફતમાં સપડાયા હોઇએ તેમાંથી બહાર નિકળવા માટે વૈજ્ઞાનિક અને ભૌતિક કાર્યનો આશ્રય લઇને દૈવી સાધનોને બદલે દુન્યવી સાધનો મારફત રાહત મેળવવી જોઇએ એવી માન્યતા આજે પ્રસરી રહી છે. વર્તમાન મંદીના ઝપાટામાં આવનાર લોકો તેને પ્રભુના ગુસ્સાનું પરિણામ કે મનુષ્યના પાપ-પ્રવૃત્ત સ્વભાવનું પરિણામ ગણાતા નથી. આર્થિક મંદીનાં અંધકારમાંથી બહાર નિકળવા માટે દૈવી ફીરસ્તાઓના ધામ સમા સ્વર્ગમાંથી પ્રભુ પ્રકાશ પાથરે તેની રાહ જોઇને આજે કોઇ બેસી રહેતું નથી. પ્રભૂની કૃપાનું ચિન્હ ખોળવાની મહેનત લેવાને બદલે આપણે આજે ઔદ્યોગિક પરિસ્થિતનું પૃથક્કરણ કરીએ છીએ. મુડી એકજ ઠેકાણે ક્યા સંજોગોમાં એકત્ર થાય છે તેનો અભ્યાસ કરીએ છીએ, મૂડીવાદી ઇજારા પધ્ધતિથી રોજની મજુરીનું કેવું શોષણ થાય છે તેનો ચિતાર દ્રષ્ટિ સમક્ષ લાવીએ છીએ. આ બધીય ઘટનાઓ વિષે પુખ્ત વિચાર કર્યા પછી સમાજવાદી ઉદ્યોગોની તરફેણ કે વિરોધ કરવા તૈયાર થઇએ છીએ. સામાજીક આફતોનો આવો બુધ્ધિવાદી સામનો કરવો એ જુની હાનીકારક માન્યતાઓ ઉપર સમયે મેળવેલા વિજયનું ચિન્હ છે. મંદીના સમયમાં આજે લોકો મંદીરોમાં કે દેવળોમાં દોડી જતાં નથી, પરંતુ સંપૂર્ણ બુદ્ધિવાદી અને ભૌતિક તેમજ દુન્યવી સાધનો મારફત એવી આફતોનો નિકાલ કરવાનો પ્રયત્ન કરે છે. એ આફતોથી પરિસ્થિતિની ભયંકરતા નજરે પડે છે, અને પ્રભુમાં કે ધર્મમાં વિશ્વાસ રાખીને માથે હાથ દઇ બેસી રહેવાને બદલે મુશ્કેલીઓ દૂર કરવાનાં કારણો ખોળી તેના ઉપાયો લેવાનાં કાર્યમાં વર્તમાનયુગનો મનુષ્ય પ્રવૃત્ત થાય છે.

* * *

**આજે** તો ઠેર ઠેર ધર્મવિરૂદ્ધ જેહાદ જગાવવામાં આવે છે. અત્યંત શ્રધ્ધાળુ ગણાતા દેશો આજે ધર્મવિરોધી બનતા જાય છે. મેકસીકો પણ એક વખત એવો શ્રધ્ધાળુ દેશ હતો. પરંતુ આજે ધર્મનાં મુળ ઉખાડી નાખવાની મહાન પ્રવૃત્તિ મેકસીકોએ હાથ ધરી છે. તેણે કેળવણીનો નવો કાર્યક્રમ હાથમાં લીધો છે પરંતુ ત્યાં પણ ધર્મ આડો આવીને ડખલગીરી કરે છે. મેકસીકોની કેળવણીમાં ધર્મની ડખલગીરીનું કારણ જાણવા માટે એક જીજ્ઞાસુ નીચેનો પ્રશ્ન પૂછે છે:

સવાલ:-મેકસીકોના કેળવણી વિષયક કાર્યક્રમમાં શા માટે ધર્મના નામે ડખલ કરવામાં આવે છે?

જવાબ:-મેકસીકોની કેળવણીની સંસ્થાઓ ઉપર ચાર સૈકા થયાં કેથોલીક ધર્મનો કાબુ હતો. પાદરીઓના આ અંકુશનું પરિણામ દેશના હિતમાં આવ્યું કે નહિ તે જાણવું જરૂરી છે. ૧૯૧૦ માં મેકસીકોની ૮૫ ટકા પ્રજા અભણ હતી. તે પછી મેકસીકોની સરકારે કેળવણીના તંત્ર ઉપર ધ્યાન આપીને એ સંખ્યાને ઘટાડીને ૩૫ ટકા સુધી લાવી મુકી છે.

આવતા દાયકામાં અજ્ઞાનનું અનિષ્ટ સદંતર દૂર કરવાની તેમની ધારણા છે. મેક્સીકન સરકારનું ફક્ત ૧૪ વર્ષનું સુંદર કાર્ય જોઇને પાદરીઓ છેડાઇ ગયા છે. પ્રજા જેમ વધુ અજ્ઞાન, વહેમી અને ગુલામી મનોદશાવાળી રહે તેમ ધર્મગુરૂઓ પોતાની સત્તા વધુ મજબુત રીતે ટકાવી શકે. પ્રજાને ધાર્મિક ગુલામીમાં રાખવા માટે અજ્ઞાન એ મુખ્ય સાધન છે. આ અજ્ઞાનનો નાશ થવાથી, સ્વાભાવિક રીતે ધર્મગુરૂઓની સત્તાનો પણ અંત નજીક આવતો જાય છે. આથી જ પ્રજાને કેળવણી આપવાના કાર્યમાં ધર્મગુરૂઓ અંતરાય નાખી રહ્યા છે.

હિંદ જ્યારે સંસ્કૃતિને શિખરે હતું એમ કહેવાય છે, ત્યારે પણ જુદા જુદા પ્રકારનું જ્ઞાન મેળવવાનો સામાન્ય માણસોને અધિકાર નહોતો. જ્ઞાન મેળવવાનાં અને બુધ્ધિ ખીલવવાના કાર્યનો ધર્મગુરૂઓએ ઇજારો રાખ્યો હતો. જે વર્ગને વધુ ગુલામ રાખવાની જરૂર હતી તેને જ્ઞાનમાર્ગથી વધુ દૂર રાખવામાં આવતો. તેથી જ મંત્રોચ્ચારના ભૂલેચુકે થએલા શ્રવણ માટે એક નિરપરાધી શુદ્રના કાનમાં ગરમ સીસું રેડવા જેવી કડક સજા ધર્મના પાલનહારોએ નક્કી કરી હતી. તેથી જ હીંદમાં ધર્મ આટલી ઉંડી જડ ઘાલીને બેઠો છે. આજે પણ ધર્મની બાબતમાં હસ્તક્ષેપ કરનારાઓ વિરૂધ્ધ ધર્મગુરૂઓ બખાળા કાઢયા જ કરે છે.

પરંતુ જ્યારે ધર્મ અને રાજ્યસત્તા એક થઇ જાય છે ત્યારે તો પ્રજા માટે ગુલામીમાંથી છુટવાનું કાર્ય ઘણુંજ મુશ્કેલ બને છે. મેક્સીકોના કાયદાના ત્રાસદાયક રાજ્ય અમલ દરમ્યાન, તેણે સત્તા ટકાવી રાખવા માટે પ્રજાને અજ્ઞાન અવસ્થામાં જ સડવા દીધી હતી. તે સમયે તેને મદદ કરવા માટે ધર્મગુરૂઓ હોંસભેર બહાર નીકળી પડયા હતા.

મેક્સીકોમાં ક્રાન્તિને સફળતા મળી, ત્યારે કેળવણીનાં ક્ષેત્રને ધર્મની અસરથી દૂર રાખવાની અને રાજકારણમાં ધર્મનો હસ્તક્ષેપ નહિ થવા દેવાની નીતિ અખત્યાર કરવામાં આવી. પાદરીઓએ બન્યો તેટલો વિરોધ કર્યો, પરંતુ ક્રાન્તિકારીઓ મક્કમ જ રહ્યા. વર્ષો થયાં મેક્સીકોના ધર્મઘેલાઓએ નવી સરકાર વિરૂધ્ધ કેટલીય યુક્તિઓ અજમાવી જોઈ, અને નવા વિચારોને પ્રજામાં ફેલાતા અટકાવવા ભગીરથ પ્રયત્નો કર્યા. મેક્સીકન સરકારે આ સંબંધી કેટલાય પુરાવાઓ મેળવ્યા છે. મેક્સીકો શહેરના આર્યબીશપે કેથોલીક પ્રજાજોગ પત્રો લખીને ચેતવણી આપી હતી કે ધર્મ વિરોધી જાહેર શાળાઓમાં પોતાનાં બાળકોને મોકલનારાઓનો બહિષ્કાર કરવામાં આવશે. દેશને આઝાદ રાખવા ઇચ્છતી સરકાર ભાવી નાગરીકોની કેળવણીમાં આ જાતની દખલગીરી અને અંતરાયો કદી પણ સહન કરી શકે નહિ. તેથી જ મેક્સીકન સરકારે ધર્મગુરૂઓને કેળવણીના ક્ષેત્રમાંથી દૂર રાખીને, ધર્મની અસર તળે રહેલી રહસ્યમય, બીકણતાજનક અને વહેમી કેળવણીને બદલે વૈજ્ઞાનિક સિધ્ધાંતો ઉપર રચાયેલી, સ્વતંત્ર વિચારોવાળી, શ્રમજીવીઓના તત્વજ્ઞાનથી ભરેલી, અને બાળકોના જીવનને સ્વતંત્ર તેમજ ઉન્નત અને આઝાદ બનવનાર કેળવણી આપવાનો કાર્યક્રમ હાથમાં લીધો છે.

* * *

મેકસીકો એટલેથી અટક્યું નથી. કેળવણીનાં ક્ષેત્રમાંથી ધર્મગુરૂઓને દૂર કરવા છતાંય તેમની પ્રવૃત્તિઓ મંદ પડી નહીં. આત્માની ઉન્નતિ અને જગતને પાપ રહિત બનાવવા નીકળી પડેલા સાધુઓ રાજકારણમાં પણ રસ લઈ રહ્યા છે. મેકસીકોની સરકારે ધર્માધ્યક્ષોને દેશ બહાર હાંકી કાઢયા છે, તેનું કારણ જાણવા નીચેનો પ્રશ્ન પુછવામાં આવ્યો છે.

સવાલઃ–કયા કારણથી મેકસીકન સરકાર ધર્મગુરૂઓને હદપાર કરે છે?

જવાબઃ–તેઓ કેળવણીમાં અંતરાય રૂપ થઈ પડે છે એ પહેલું કારણ છે. અને તે વિષે વિસ્તૃત માહીતિ આગળ આપવામાં આવી છે. ધર્મગુરૂઓ આંતરીક રાજકારણમાં પણ માથું મારે છે, અને તેમની સત્તા અને મહત્તા ટકાવી રાખવા માટે જુદી જુદી બાજીઓ રચે છે. આથી પણ મેકસીકન સરકારની તેમના તરફ નાપસંદગી છે. તે ઉપરાંત મેકસીકન સરકારની માન્યતા છે કે પરદેશી સત્તા તરફથી કોઈપણ જાતની નીમણુક હોદ્દો કે બહુમાન સ્વીકારવાથી દેશની રાષ્ટ્રિયતા (Nationality) ઓછી થતી જાય છે. દેશની રાષ્ટ્રીયતા ટકાવી રાખવી એ સ્વતંત્ર સરકારની પહેલી ફરજ છે. તેથી મેકસીકોના કેથોલીક ધર્માધ્યક્ષોને પણ આ નિયમ લાગુ પાડવામાં આવ્યો છે. મેકસીકોના કેથોલીકોએ ૧૯૨૯ ના ફેબ્રુઆરીની ૧૧ મી તારીખે, પોપ મારફત ગોઠવણુ કરીને ધાર્મિક રાજ્ય સ્થાપવાનું જ નક્કી કર્યું હતું. આ કરારો ઉપર મુસોલીનીની સહી લેવામાં આવી હતી. આમ ધર્મસંસ્થાએ એક ધાર્મિક રાજ્યનું સ્વરૂપ ધારણ કર્યું. ધાર્મિકસંસ્થાઓના આગેવાન ઉપરાંત, પોપ કોઈપણ રાજાની માફક આ ધાર્મિક રાજ્યનો આગેવાન બને છે. આ સત્ય જાણ્યા પછી, મેકસીકન સરકારે પરદેશી રાજ્યોના અમલદારો કે પ્રતિનીધીઓને મેકસીકોના આંતરીક રાજકારણમાં હસ્તક્ષેપ નહિ કરવા દેવાનો નિર્ણય કર્યો છે. મેકસીકોના કેથોલીક ધર્માધ્યક્ષોને તેઓ પરદેશી પોપ રાજ્યના સુબાઓ ગણીને દેશના રાજકારણથી દૂર જ રાખવા માગે છે. આથીજ તેમણે એવા ધર્માધ્યક્ષોને મેકસીકોમાંથી હાંકી કાઢવાનો નિર્ણય કર્યો છે.

* * *

આમ દરેક દેશમાં જુદી જુદી રીતે અને વિવિધ પ્રમાણમાં ધર્મ સામે જેહાદ જગાવવામાં આવી છે ધર્મના અનિષ્ટોનું ભાન થવા ઉપરાંત બુધ્ધિવાદીઓ માને છે કે મનુષ્યોએ જ ધર્મોનું તુત ઉભું કર્યું છે. ધર્મ એ દૈવી રીતે જગતમા આવી પડેલી કોઈ વસ્તુ નથી. પરંતુ ધર્મ ઇશ્વરદત્ત છે એ માન્યતા એટલી બધી રૂઢ થઇ ગઈ છે કે મનુષ્યને ધર્મના ઉત્પાદક તરીકે સ્વીકારતાં પહેલાં એ માન્યતા આગળ આવી પડે છે. તેથી જ નીચેનો પ્રશ્ન પુછવામાં આવ્યો છે.

સવાલઃ—ધર્મ એ મનુષ્યે ઉત્પન્ન કરેલું ધતીંગ છે એમ કેવી રીતે કહી શકાય?

જવાબઃ—દરેક બાબતમાં બને છે તેમ, ધાર્મિક વિચારોમાં પણ ઉત્ક્રાન્તિ થતી આવી છે. ધાર્મિક માન્યતાઓના વિકાસક્રમ તરફ વિદ્વાનોએ બારીકાઇથી ધ્યાન આપ્યું છે. તે પ્રશ્નનું વાસ્તવિક અન્વેષણ કરનારાઓ એકમતે પોતાનો નિર્ણય જાહેર કરે છે કે માણસોની ઇચ્છાઓ અને

આકાંક્ષાઓના જવાબરૂપે ધર્મની માન્યતાઓ અને ભાવનાઓમાં વિકાસ થયો છે. આ વિકાસક્રમની દોરવણી કરીને ધર્મ-ગુરૂઓના નામથી ઓળખાતા ધર્મના નિષ્ણાતો તેને ચોક્કસ માર્ગે લઈ જવાનું કાર્ય કરતા હતા. ધર્મ એ મનુષ્યે ઉત્પન્ન કરેલી વસ્તુ છે તેના સમર્થનમાં ફક્ત એક જ નક્કર પુરાવો બસ છે. આખા જગતમાં અસંખ્ય ધર્મો છે. તે બધાયના સિદ્ધાંતો પરસ્પર વિરોધી છે દરેક ધર્મ બીજા ધર્મની માન્યતાઓને ખોટી ઠરાવીને, પોતાની જ માન્યતાઓ સાચી છે એવા નિર્ણય ઉપર આવે છે. જો ધર્મ દૈવપ્રેરિત વસ્તુ હોત તો આખા જગતમાં એક જ ધર્મ હોવો જોઈએ. ખરી વાત તો એ છે કે દરેક ધર્મ ફક્ત પોતેજ પ્રભુપ્રેરીત હોવાનો દાવો કરીને બીજા ધર્મોના એ જાતના દાવાનો સ્વીકાર કરતો નથી. એ સત્ય જ જણાવી આપે છે કે કોઈ ધર્મ ઈશ્વરપ્રેરીત નથી. બધા જ ધર્મો મનુષ્યે પોતે જ ઉત્પન્ન કરેલા છે. કુદરતી રચના તથા બનાવોનો ઉકેલ લાવવા જેટલું વિજ્ઞાન આગળ વધેલું નહોતું તે જમાનામાં આવા પ્રસંગોએ મનુષ્ય પોતાના અજ્ઞાનના કારણે કોઈ દૈવી શકિતની કલ્પના કરી લેતો. તેની આ નબળાઈનો લાભ વધુ ચબરાક માણસોએ પુરેપુરો લીધો. ભય અને વહેમ ઉપર રચાયેલું આખુંય શાસ્ત્ર તેઓએ તૈયાર કર્યું તેમાં પોતાનું સ્થાન ઉચ્ચ અને સત્તાવાહક રહે તેની જોગવાઈ કરવાનું પણ તેઓ ભૂલ્યા નહિ. ધીમે ધીમે ધર્મ અમુક જ વર્ગના ઇજારાની વસ્તુ બની ગઇ. ધર્મગુરૂઓનો નવો વર્ગ ઉભો થયો. ધર્મના નામે તેઓ જે કહે તે બીજાઓએ સ્વિકારવુંજ જોઇએ એવી રૂઢી સ્થાપવાની તેમણે પુરતી કાળજી લીધી. દેશની રાજવ્યવસ્થામાં પણ ધર્મગુરૂઓએ પોતાનું સ્થાન મેળવી લીધું. આમ ધર્મને રાજ્યની ઓથ મળવાથી ધર્મની જડ વધુ ઉંડી ગઇ, અને ધર્મની આજ્ઞાનું ઉત્થાપન કરનારને દંડ દેવાના નિયમો પણ ઘડાયા. તે ઉપરાંત મનુષ્યજાતની ગુલામીનું ચોકઠું વધુ મજબુત કરવા માટે ધર્મ પાલન નહિ કરનાર ઉપર પ્રભુનો ખોફ ઉતારવાની પણ જોગવાઇ કરવાનું ધર્માચાર્યો ચૂકયા નથી. આમ માનવસ્વભાવની કુતુહલવૃત્તિ, અજ્ઞાન અને છેવટે કંઈક અંશે તેની બીકણતાનો લાભ લઈને સ્વાર્થી મનુષ્યોએ ધર્મનું ધતીંગ ઉભું કરીને પોતાનું સ્થાન મજબુત કરવાની સ્વાર્થી જાળ ફેલાવી છે.



પમની સ્વ. પત્નિશ્રીના સ્મરણાર્થે
શ્રી ફાર્બસ ગુજરાતી સભાને
શ્રીયુત દાહ્યાભાઇ આણંદજી ચાવડા
તરફથી સવિનય સપ્રેમ ભેટ.

# મૂડીવાદનો વિકાસ અને હિન્દ


—: લેખક :—
નરહરિ ભટ્ટ


શરૂઆતથી માંડીને અત્યાર સુધીનાં મૂડીવાદના વિકાસનાં ત્રણ સ્વરૂપ શાસ્ત્રીય રીતે અને સરળતા પૂર્વક સમજાવી ઇજારામંડીત મૂડીવાદથી વીંટળાએલ આ જગતમાં હિન્દનું સ્થાન કેવું છે અને તેની સમસ્યાઓ કેવા પ્રકારની છે તે લેખક બતાવે છે.

મુડીવાદની શરૂઆત સત્તરમી સદીના, અંતથી થઇ ગણાય. વરાળની શોધ પૂર્વના દેશો સાથેનો વેપારી સંબંધ, મધ્ય યુરોપનાં યુધ્ધો, જાવર અવરનાં સાધનોમાં નવા સુધારા, ગરીબોની હાડમારીઓ ખેડુતોની–પંચાયતોની જમીન ઉપરથી, ખેડુતોને દૂર કરી જમીનદારોએ રોટી વિના તથા રોટી મેળવવાનાં સાધન વિનાના કરી એક વર્ગમાં ફેરવી નાંખ્યા તે, પરદેશી દાણા પર ભારે વેરા, દુષ્કાળ વગેરે અનેક કારણોએ પરસ્પર અસર કરીને, તથા નવા સંબંધોથી અસર પામી નવેસરનું ઉત્પાદન શરૂ કર્યું. ખેતર પર વેરાયલા ખેડૂતો, તથા કારીગરો ગામડાં છોડી શહેરમાં ફેક્ટરીઓ–કારખાનામાં એકઠા થવા લાગ્યા. નવા રચાતા ઉત્પાદનના હુમલાનો સામનો ધીમી ગતિએ ચાલતો સમાજ કરી ન શક્યો. છૂટાછવાયા વિખરાયલા એક બીજાથી સ્વતંત્ર પણ સ્વયંસંપૂર્ણ માનવસમાજનાં ઘટકો (જમીનદારી અર્થરચનામાં જેમ હોય છે તેમ. હિંદુસ્તાનમાં જ્યાં હજુ પુરી મૂડીવાદી–અર્થરચના નથી થઇ ત્યાં આવાં ઘટકો હજુ ય જોવામાં આવે છે. અને નવા આવતા ઉત્પાદનવાળા સમાજના અનિષ્ટો જાણીને આ જુના સમાજ તરફ વળવાની વૃત્તિએ આજે આપણી સામાજિક ફિલસુફીમાં સ્થાન મેળવ્યું છે) મૂડીવાદી સમાજરચનામાં સંભવતાં નથી. ઉત્પાદનનાં છૂટાં છૂટાં સ્વતંત્ર ઘટકોને બદલે સમાજવ્યાપી સહકાર પર મૂડીવા- અર્થ-

રચનાની આયોજના કરે છે. થોડાંક મૂડી-ભર શહેરો વિશાળ અને વિસ્તૃત ગ્રામ-સમુદાય પર હકુમત ભોગવવા લાગે છે કારણ કે શહેરો મારફતે થતું મૂડીવાદી ઉત્પાદન, સહકાર પર રચાયેલું હોઇ, રાષ્ટ્રના સમસ્ત ઉત્પાદનને રચે છે અને ઘડે છે. મૂડીવાદી ઉત્પાદનની વિશેષતા એ છે કે એનો હેતુ, તેને ઉત્પન્ન કરનાર વ્યક્તિ કે સમુદાયની સીધી જરૂરિયાત પોષવા માટે નથી હોતો અને આ કારણ હોવાથી ઉત્પાદન, તેના ઉત્પાદકની પાસે રહેવાને બદલે વેચાવા માટે અને આમ વેચાઇ તેનું મૂલ્ય પામી આવશ્યક વસ્તુઓ મેળવવા બજારમાં જાય છે. મૂડીવાદી રચના અને બજારની ઉત્પત્તિ એ એક બીજાને પોષક ઘટના છે. વસ્તુઓનો વિનિમય એ મૂડીવાદી અર્થરચનાનું મધ્ય-વર્તી અંગ છે. આ નવું ઉત્પાદન શ્રમ-વિભાગના ધોરણ પર રચાયલું હોવાથી, જૂના જમીનદારી ઉત્પાદનને હઠાવી કાઢે છે અને એટલે દરજ્જે સામાજીક ઉત્પાદન પર પોતાની હકુમત જમાવે છે.

**શ્રમવિભાગ**ની મોટામાં મોટી ખાસિ-યત એ છે કે, એ વસ્તુના ઉત્પાદન પાછળ સામાજીક રીતે જરૂરી શ્રમ, જમી-નદારી ઉત્પાદન કરતાં ઓછો ખરચે છે. એક જ કારીગરને એક જ વસ્તુના ઉત્પા-દન પાછળ તેના નાના નાના વિભાગ પાછળ આપવું પડતું ધ્યાન, તથા શ્રમ તથા બે કામ વચ્ચેનો વખત બચવા પામે છે. વળી શ્રમવિભાગને પરિણામે, યંત્રોનો ઉપયોગ સરળ બને છે. એક ટાંકણી બનાવનાર, એક જ કારીગર જૂની ઉત્પા-દન રીત પ્રમાણે પુષ્કળ સમય લેતો જ્યારે અત્યારે, યંત્રોની મદદથી એક જ ટાંકણી બનાવવાના અનેક વિભાગ બતાવી દેવામાં આવ્યા છે. અને આજે એક ક્ષણમાં હજારો ટાંકણીઓ બને છે. આ રીતે થતું ઉત્પાદન, તેની પાછળ સામાજીક શ્રમ ઓછો ખરચાયલો હોવાથી, બજા-રમાં હરીફાઈના ધોરણે પોતાનો માર્ગ સરળ કરે છે. જૂના કારીગરો તેની સામે ટકી શકતા નથી. અને આમ લાખોની સંખ્યામાં ધંધા વિનાના પડી, મૂડીવાદને વિકસાવવા ગામડું છોડી, કારખાનામાં મોલ-મજૂર તરીકે ચાલ્યા જાય છે. મૂડીવાદની મોટામાં મોટી અને અતિ અગત્યની સંસ્થા બજાર ગણી શકાય. મૂડીવાદનું ગુરુત્વમધ્યબિંદુ બજાર જ છે. ડચ લોકોનાં સ્વતંત્રતા માટેનાં યુધ્ધો, સ્ટુઅર્ટવંશના રાજા સાથેની અંગ્રેજોની અથડામણ, જર્મન ધર્મ-સુધારણા, ફ્રાન્સની રાજક્રાંતિ,—આ સૌ યુરોપીય ઘટનાઓ આ સંસ્થા—બજાર ની શોધ અને જીત માટે હતાં.

યુરોપીય વસ્તુઓનું આક્રમણ આપણું જૂનું ઉત્પાદન સહન કરી શકતું નથી, આપણા કેટલાય ગ્રામઉદ્યોગો આજે લુંટી ચાલ્યા છે. આ મૂડીવાદી વિકાસ, સામાજીક વિકાસમાં સ્વભાવિક પ્રક્રિયારૂપે આવે છે. આપણે જે યુરોપમાં બે સદી પહેલા બનેલાનું જાણીએ છીએ, તે આપણે ત્યાં બની રહ્યું છે. જૂનો સમાજ ઓગળતો જાય છે અને તેની સામાજિક અસર આપણાં જીવન અને સંસ્કૃતિ પર પણ પડતી ચાલી છે.

પરંતુ મૂડીવાદ એક જ રૂપમાં અથવા એક જ કક્ષામાં રહેતો નથી. પગભર થતો પ્રાથમિક દશાનો મૂડીવાદ વિકાસ-પામતો જાય છે. વિકાસ પામતો મૂડીવાદ શ્રમવિભાગની સહાયથી આખા સમા-

જને આવરી લે છે. જુદા જુદા સ્થળોનું ઉત્પાદન આમ શ્રમવિભાગથી સહકાર પામે છે એટલું જ નહિ પરંતુ એકજ ઉદ્યોગમાં—એકજ કારખાનામાં (દા. ત. આપણે જોયું તેમ ટાંકણી જેવા ઉદ્યોગમાં) કામ નાના નાના વિભાગ પાડી તે વિકાસ પામતું ચાલે છે. શારીરિક અને માનસિક શ્રમ, સંચાની મદદથી હળવાં પડે છે. આથી શ્રમજીવીઓના વર્ગમાં સ્ત્રીઓ અને બાળકો પણ સામેલ થાય છે. મોલ-મજૂરોનો વર્ગ આમ વિસ્તાર પામતો ચાલે છે અને ઉત્પાદન પણ આ નવા વિસ્તૃત થતા વર્ગને યંત્રોની મદદથી તથા જરૂરિયાતના વધવા સાથે, કામ આપી આગળ ધપતું જાય છે.

હાથે થતા ઉત્પાદનને પ્રાથમિક અવસ્થાના મૂડીવાદી ઉત્પાદને હરીફાઇના ધોરણે બજારમાંથી ધકેલી દીધું એ આપણે જોયું, પરંતુ હરિફાઇ અહીંજ અટકતી નથી. એક જ પ્રકારના યાંત્રિક મૂડીવાદી ઉત્પાદન વચ્ચે પણ અંદરે અંદર હરિફાઇ ઉભી થવા લાગે છે. દૂર દૂર ખૂણે થતાં ઉત્પાદનને બજારે હરિફાઇ મારફતે સાંકળવા માંડયું અને સહકાર તથા યુધ્ધનાં નવાં સાધનો પૂરાં પાડવા માંડયાં. વસ્તુઓના ઓઠાં પાછળ એક નવા જ પ્રકારનો સામાજિક વિગ્રહ શરૂ થયો. પ્રાથમિક અવસ્થાના મૂડીવાદને વિકસવા નિરંકુશ વ્યાપારી હરિફાઇની આવશ્યકતા હતી પરંતુ આ જ વસ્તુ તેના આગળ વિકાસ માટે નડતર રૂપ લાગવા માંડી. સાચું જોતાં મૂડીવાદ સર્વત્ર સરખી રીતે વિકાસ પામતો નથી. એનો વિકાસ તથા ફેલાવો અનિયમિત છે અને અપ્રમાણ છે. આ રીતે જ્યારે નિરંકુશ વ્યાપારી હરિફાઇ મૂડીવાદને વિકાસ માટે નડતરરૂપ લાગવા માંડે છે ત્યારે એટલા પૂરતી તેને ટાળવા પણ પ્રયત્નો થવા લાગે છે.

શ્રમવિભાગે એક જ ઉત્પાદનના અનેક વિભાગ કરી તે દરેક નાનામાં નાના વિભાગ માટે સ્વતંત્ર ઉદ્યોગની રચના કરી છે. આ સૌ ઉદ્યોગો વચ્ચે સહકાર હોય તો જ છેવટે ઉત્પન્ન થતી પરિપૂર્ણ વસ્તુ (Finished Good) બજારમાં સહેલાઇથી સ્થાન પામી શકે. આ નાના નાના ઉદ્યોગો વચ્ચે હરિફાઇ તીવ્ર રૂપ પકડે તો આખરે નીકળતી પરિપૂર્ણ વસ્તુ, એવા જ પ્રકારના બીજા તે જ વસ્તુનાં ઉત્પાદનના ઘટક સાથે ટકી શકે નહિ. આ ઘટકો વચ્ચેની હરિફાઇ, વળી તેનાં અંગો વચ્ચેની હરિફાઇ તે તે ઉદ્યોગોમાં રોકાયલા ઉદ્યોગપતિઓને નુકસાનકર્તા નીવડે છે. એક જ પરિપૂર્ણ વસ્તુને તેવી બીજી પરિપૂર્ણ વસ્તુ સાથે હરિફાઇમાં બજારમાં આગળ ધપાવવી હોય તો એની પાછળ થતા ઉત્પાદન ખર્ચને કમી કરવું જોઇએ. આમ હરિફાઇને કારણે ઉદ્યોગપતિઓ ઉત્પાદન ખર્ચ કમી કરવા પ્રયત્નો કરે છે પરંતુ તે જ પરિપૂર્ણ વસ્તુના ઉત્પાદન પાછળ અનેક ઉદ્યોગો રોકાયલા હોય છે અને આ નાનકડાં અંગોવચ્ચે પણ હરીફાઇ હોય છે. આ પરિસ્થિતિમાં કુશળ અને દીર્ઘદષ્ટિવાળો ઉદ્યોગપતિ આ નાનકડા ઉદ્યોગોની હરિફાઇ ટાળી એ સૌને ગળી જઇ એક મોટા ઉદ્યોગમાં સમાવી દેવા પ્રયત્નો કરે છે. ફોર્ડ મોટર કંપનીવાળો ઉદ્યોગપતિ મોટરો જ ઉત્પન્ન કરી દૂર બેસી જતો નથી પરંતુ તે મોટરો માટે જોઇતું આવશ્યક લોખંડ કબજે કરવા પ્રયત્ન કરશે. લોખંડની ખાણોના સ્વતંત્ર માલિકોને ગળી જઈ પોતે લોખંડની ખાણોનો માલિક થશે. આ ઉપરાંત બીજા

મોટરનાં પરિપૂર્ણ ઉત્પાદનના આનુષંગિક ઉદ્યોગોને પોતાના મોટા ઉદ્યોગમાં સમાવી દેશે. વળી ઘણી વાર એક જ પ્રકારના ઉત્પાદનમાં રોકાયલા એક પ્રદેશના મૂડીદારો બીજા પ્રદેશના તેવા જ પ્રકારની વસ્તુના ઉત્પાદનમાં રોકાયલા સમર્થ મૂડીદારો સામે રક્ષણ મેળવવા અંદર અંદરની હરિફાઇ ટાળી દઇ વસ્તુના વેચાણના ભાવની એકતા સાધવા પૂરો સહકાર કરી સામાન્ય મધ્યસ્થ મંડળને પોતાના ઉદ્યોગોનું તંત્ર સોંપશે. આ મંડળના સભ્યો સ્વતંત્ર રીતે ઉત્પાદન કરશે પરંતુ તેનું નિયંત્રણ આ મંડળ કરશે. ઉપરાંત કુદરતની અનિયમિતતા—નો લાભ ઉઠાવનાર કાચા માલના ઉત્પાદકો તથા વેપારીઓ, ઘણી વાર પરિપૂર્ણ ઉત્પાદનમાં રોકાયલા ઉત્પાદકો ઉપર પોતાની અસર ફેલાવી શકે છે. આ પરિસ્થિતિ ટાળવા ખાતર મોટા ઉદ્યોગપતિઓ કાચા માલને તે કુદરત ઉત્પન્ન કરે તે પહેલાં ખરીદી લેવા પ્રયત્નો કરે છે. મિલમાલેકો વરસાદની રૂખ જોઇ વાયદાના ભાવ કરી હજારો એકરો પર વવાનાર રૂના પાકને ખરીદી લેતા આપણે ક્યાં સાંભળ્યા નથી.

મૂડીવાદી ઉત્પાદનના વિકાસમાં આ એક આગળ પગલું થયું કહેવાય. અપ્રમાણ અને અનિયમિત વિકાસ પામતા મૂડીવાદને આગળ વધવા આ અત્યંત આવશ્યક જરૂરિયાત છે. આના સામાજિક પડઘાઓનો વિચાર અત્યારે પ્રસ્તુત નથી. મૂડીવાદ જ્યાં સુધી ઉગતી અવસ્થામાં હોય છે ત્યાં સુધી તેના વિકાસની આડે આવનાર એકેએક તત્વને દૂર કરવા તનતોડ પ્રયત્નો કરે છે; ભલેને તેના સામાજિક પ્રત્યાઘાતો ભયંકર હોય. પણ સાથે સાથે એક વસ્તુ પણ વિકાસ પામતી જાય છે; સૈકાઓ થયાં દબાઇ રહેલા માનવ સમુદાયના થરના થર ઉકેલાતા જાય છે. આ બધું કાર્ય અતિશય કંગાલિયત ફેલાવતો, સર્વનાશ કરતો મૂડીવાદ અજાણતાં કરે છે.

આપણે એ જોયું કે એક પરિપૂર્ણ વસ્તુના ઉત્પાદનને સરળ કરવા મૂડીદારો, તેના આનુષંગિક ઉદ્યોગો વચ્ચેની હરિફાઇ ટાળી તેને એકહથ્થુ કરી લેવા પ્રયત્નો કરે છે. આ કક્ષાથી ય મૂડીવાદ આગળ વધવા પ્રયત્નો કરે છે. એક જ પ્રદેશના એક પરિપૂર્ણ વસ્તુના ઉત્પાદકો બીજા પ્રદેશના તેના જ ઉત્પાદકોના હલ્લા સામે રક્ષણ મેળવવા પ્રયત્નો કરે છે. પોતાના પ્રદેશ પૂરતી બજારની હરિફાઇ ટાળવા પાછળ આ મૂડીદારો પોતાનું ધ્યાન રોકે છે. પોતાના પ્રદેશ પૂરતાં તેઓ બજારનો ત્યાગ કરે છે. મૂડીવાદ બજાર ઉત્પન્ન કરે છે, તેની પ્રગતિમાં આડું આવતાં તેને ગળી જાય છે અને આગળ વધે છે, સાચું જોતાં મૂડીવાદ બજારનો સદંતર ત્યાગ કરતો નથી. બજાર વિનાં તે સંભવી શકે જ નહિ. બજારને નાના ક્ષેત્રમાંથી ઉપાડી મોટા વધારે વિસ્તૃત અને વધારે ફેલાયલા ક્ષેત્રમાં મૂકે છે. જેટલો વધારે વિકસિત મૂડીવાદ એટલું વધારે વિકસિત, વિસ્તૃત અને જબરદસ્ત બજાર. નાના નાના આનુષંગિક ઉદ્યોગોની હરિફાઇનું બજાર છોડી ઇજારાપધ્ધતિનો સ્વીકાર કરે છે પરંતુ તેમ કરવામાં આ સૌ આનુષંગિક ઉદ્યોગોની એક પલટણ બનાવી તે સિવાયના બીજા ઉદ્યોગો સાથે હરિફાઇમાં ઉતરે છે. અહીંથી પણ તે આગળ વધે છે. દરેક વખતે તે પોતાનાં બળો એકત્ર કરી આગળ ધપે છે. પરંતુ

આ એની ગતિ અબાધિત રહી શકે તેમ નથી. બજારને દરેક પ્રસંગે ઉપલી કક્ષામાં ધકેલતો આ મૂડીવાદ તેના વિકાસક્રમમાં એક એવી પરિસ્થિતિમાં આવી પહોંચે છે કે જ્યારે તેને વિકાસ માટે એક પણ ઉપલી કક્ષા રહી હોતી નથી. બજાર જેમ તેનું બાળક છે તેમ તેનું ભક્ષક પણ છે. પ્રાથમિક મૂડીવાદ અને બજારના ઘર્ષણમાંથી, ઉપલી કક્ષાનો મૂડીવાદ જન્મ્યો પણ પાછો તેનો વ્યાઘાત નવા ઉપલી કક્ષાના બજારથી થયો. જ્યાં સુધી ખિલતો અને વિકાસ પામતો મૂડીવાદ હોય છે ત્યાં સુધી તેની આ ગતિ રોકાતી નથી. પરંતુ મોટા પાયા પર રચાયલા ઉત્પાદનને જેમ વધારેમાં વધારે પેદાશની હદ આવી ગયા પછી ખર્ચના પ્રમાણમાં પેદાશ કરવી અશક્ય થઇ પડે છે, તેમ મૂડીવાદને માટે પણ વિકાસની પેદાશનું પ્રમાણ ઘટતું જાય છે. આ તેની પૂર્ણ વિકસિત પણ વૃદ્ધાવસ્થાની સ્થિતિ છે. આ પરિસ્થિતિમાં પહોંચેલા મૂડીવાદને બજાર જ નડતરરૂપ થાય છે. અને બન્નેના ઘર્ષણથી સામાજીક પ્રત્યાઘાતોની પરિસ્થિતિ ઉભી થાય છે. નાના નાના આનુષંગિક ઉદ્યોગોના ઇજારા કરી, બીજા ઉદ્યોગોને આહ્વાન આપતો મૂડીવાદ, તેઓ સાથે પણ સહકાર કરી સમસ્ત પ્રદેશની ઇજારાપદ્ધતિનો સ્વીકાર કરે છે. એક જ પ્રદેશની વસ્તુઓના તથા સેવાઓ (Services)ના ઉત્પાદનની હરીફાઇ ઇજારા સુધી પહોંચનાર મૂડીવાદ છોડી દઇ આવા રાષ્ટ્રના ઘટકો બનાવે છે અને રાષ્ટ્રના ઘટકો થવાથી રાષ્ટ્રને વિંટળાયલી ભાવનાઓને આ મૂડીવાદ પોતાનાં રક્ષણ માટે નોંતરે છે. ગામડાં અને શહેર, આનુષંગિક ઉદ્યોગો, પારપૂર્ણ વસ્તુઓના ઉદ્યોગો વગેરે વચ્ચેની લડાઇ પતવી, મૂડીવાદ આંતરરાષ્ટ્રીય અખાડા ખેલવા વિસ્તૃત રૂપ ધારણ કરે છે.

મૂડીવાદ આ રીતે ત્રણ કક્ષામાંથી પસાર થતો આપણે જોયો અને દરેક વખતે એનો વિકાસક્રમ, તેની પુરોગામી આર્થિક રચના, તેના પર રચાયલા સમાજ અને તેની સંસ્કૃતિનો નાશ કરતો તે આગળ ધપેલો આપણે જોયો છે. એક જ રાષ્ટ્રમાંના સીમાનાં અંતરો કુદાવી વિખરાયલા માનવ સમુદાયને તેણે બજાર સાથે બાંધી દીધા એટલું જ નહિ પરંતુ દુનિયાને ખૂણેખૂણે પથરાયલી પ્રજાને એક જ રચના અને વ્યવસ્થા સાથે એણે બાંધી દીધા છે.

હીંદુસ્તાનમાં મૂડીવાદી યાંત્રિક ઉદ્યોગે આખી અર્થરચનાનું સ્થાન લીધું નથી. ("હજુ તો અહીં મૂડીવાદ માત્ર પ્રાથમિક દશામાં છે. એને જમીનદારી અર્થરચના સાથે હિસાબ ચુકવવાનો છે. ઇંગ્લેંડ કે *અમેરિકામાં વિકાસ પામેલા વૃદ્ધાવસ્થા સુધી* પહોંચેલા મૂડીવાદને પારાવાર વિસંવાદો છે અને તેના સામાજિક ઘર્ષણો ભયંકર છે, એ સાચું છે પરંતુ અહીંના આપણા સ્વદેશી મૂડીવાદે પોતાના *વિસંવાદો પ્રગટાવવા* જેટલો વિકાસ પણ સાધ્યો નથી. પશ્ચિમનો મૂડીવાદ મરવા પડયો છે, અને તેની દુઃખદ સ્થિતિ ચીતરી અહીં કંપારી ચડાવવી એમાં રાજકીય ડહાપણ નથી." આવા પ્રકારની દલીલો અહીંના સમાજવાદીઓ સામે કરવામાં આવે છે તેના જવાબમાં) એ વાત સાચી છે પરંતુ અહિંનું અર્થતંત્ર સ્વતંત્ર રીતે ગતિમાન થતું નથી એ ધોળી ધોળા દિવસ જેટલી સ્પષ્ટ વાત વિસરવા જેવી નથી. શરીરમાં કટારી ભોંકાતાં જેવી સ્થિતિ થાય છે તેવી સ્થિતિ આજે હિંદની અર્થવ્યવસ્થાની છે. ઇજારા પર રચાયલો મૂડીવાદ હરિફાઇને ધોરણે ચાલતા નાના નાના ઉદ્યોગોને પોતાની સાથે બાંધી દે છે. અને

આખરે તેને ગળી જાય છે તેમ આજે જગતનો મૂડીવાદ ઇજારાની કક્ષા પર પહોંચી ગયો છે અને તેણે આપણા નાનકડા ઉગતા અર્થતંત્રને પોતાની સાથે સાંકળી દઇ ગૌણ બનાવી દીધું છે. સાચું જોતાં તેમના મૂડીવાદના કેટલાક વિસંવાદોને ઉકેલવા અહીંનો મૂડીવાદ ઉભો કરવામાં આવ્યો છે. આપણો સ્વતંત્ર સ્વદેશી મૂડીવાદ પોતાનો વિસંવાદ ઉભો કરી પોતાનોજ હ્રાસ કરવા જેટલો શક્તિશાળી નહિ થઇ શકયો હોય, પરંતુ, અહીંની અર્થવ્યવસ્થા એ જગતની વિકસિત અર્થવ્યવસ્થાનું અંગ, (અને તે ગૌણ) હોઇ, તેના વિસંવાદોની ભોગ બનતી ચાલી છે. ઇજારા પર પહોંચેલો મૂડીવાદ બચવા માટે અનેક ઉપાયો શોધે છે, સ્વદેશમાંના પોતાની સાથે જકડાયલા, મોલ–મજૂરને એણે સદા અસંતુષ્ટ રહી પોતાને આડખીલીરૂપ ન નીવડે, માટે, કેટલીક આર્થિક સગવડો આપી આજ સુધી પોતાની પડખે ઉભો રાખેલો તેને પણ આજે નીચોવવા તૈયાર થઇ રહ્યો છે. આટલેથી તે ઉગરવાનો નથી માટે તેનાં સંસ્થાનો પર પોતાનો બોજો નાંખે છે. આ બોજો સંસ્થાનોના શ્રમજીવીઓ પર પડે છે. હિંદની તલપદી લાગતી મુશ્કેલીઓ માત્ર રાષ્ટ્રીય નથી અથવા આથમિક અવસ્થાના મૂડીવાદે ઉભી કરેલીજ નથી. એ તો છેજ પરંતુ એણે એટલું મોટું સ્વરૂપ લીધું નથી અને તે બીજી સાચી મુશ્કેલીઓથી ગૌણ છે અને તેના પ્રત્યાઘાત રૂપે હોઇ, બીજી પ્રધાન મુશ્કેલીઓના નિવારણથી શમવા સંભવ છે. આ પ્રધાન મુશ્કેલીઓ તે જગતના ઇજારા પર પહોંચેલા વૃદ્ધ થઇ ગયેલા, વિકાસનું બારું જેને નથી રહ્યું તેવા સામ્રાજ્યશાહી મૂડીવાદે સંસ્થાનો માટે ઉભી કરેલી છે. હિંદુસ્તાનની રાજકીય ગુલામી [illegible] ખોલવું એમાં અત્યારે સંપૂર્ણ શાસ્ત્રીયતા નથી. એને બદલે હિંદની પરિસ્થિતિ વિષે કહેવાનું આવે તો એ રીતે કહેવાય કે સામ્રાજ્યશાહી ઇજારાની પદ્ધતિ પર રચાયલો મૂડીવાદ આજે હિંદુસ્તાનની અર્થરચનાને પોતાના (સામ્રાજ્યશાહી) વિકાસ માટે ગૌણ સ્થાન આપી સ્વતંત્ર વિકાસ સાધવા નથી દેતો.

હિંદુસ્તાનના છેલ્લા પાંચ સાત વર્ષના રાજકીય જીવનનો ઇતિહાસ આ સત્યને પૂરવાર કરવા દરેકે દરેક વિગત પૂરી પાડે છે. હિંદનો સ્વતંત્ર વિકાસ કરવાના પ્રત્યેક પ્રયત્નને સામ્રાજ્યવાદી મૂડીવાદે દબાવી દીધો છે. સુધારાની પ્રત્યેક ચર્ચા અને કમીશન, અહેવાલ અને ખરડો, આ મરવા પડેલા સામ્રાજ્યવાદી મૂડીવાદના સંરક્ષણને માટેજ યોજાયેલ છે. આ આર્થિક હકીકતો જે સ્પષ્ટ રીતે જોઇ શકતો નથી તે, અથવા જેનાં વર્ગહિતો આડે આવે છે તેજ ગોળ ગોળ વાતો કરી શકે.

**આ**જે તો આંતરરાષ્ટ્રીય અર્થવ્યવસ્થા વિશાળ પાયા પરના પ્રત્યાઘાતોથી છલોછલ ભરાઇ છે. અંદર અંદરના હરિફાઇના શસ્ત્રથી લડવાને બદલે રાષ્ટ્રીય મૂડીવાદોએ આપ્પી આલમને ભવ્ય બજાર બનાવી વિશાળ યુધ્ધ માટે તૈયારી રચવા માંડી છે. જગતવ્યાપી પ્રત્યાઘાતો, આપણને ધુમકેતુનાં પૂછડાની જેમ સપાટો લગાવી ચાલ્યા ન જાય, આપણે જૂનાં થઇ પડેલા રાજકીય સત્રોની બાધાઇના ભોગ બની ન રહીએ એ જોવાનું છે.

હિંદુસ્તાન અને ઇંગ્લેંડ વચ્ચે ભલેને સાત સમુદ્રનાં પાણી ફરી વળેલાં હોય પરંતુ અત્યારના સમાજને સમજવા અને તેથી તેના પ્રશ્નોનો શાસ્ત્રીય અને ક્રાંતિમુલક

ઉકેલ આણવા આવા ભૌગોલિક કે રાજકીય સ્વરૂપોના સ્વીકાર માત્રથી નહિ ચાલે. રાજકીય સ્વરૂપો એ આર્થિક રચનાને ગોઠવવા માટેનાં ચોકઠાની ગરજ સારે છે. આજે આર્થિક રચના એટલી બધી વિસ્તાર પામી ગઇ છે કે તેને સમાવા માટે રાજકીય ચોકઠું ફેરવવાની જરૂર ઉભી થઇ છે. પરંતુ તેનો નિકાલ 'જુદી સંસ્કૃતિ' 'જુદી પ્રજા' 'નહિ સંધાનાર પૂર્વ અને પશ્ચિમ' ના ભેદો ભૂંસી નાંખનાર વિકસિક કક્ષાએ પહોંચેલો મૂડીવાદ, તેના વિસંવાદો તથા તેનાથીજ ફલિત થતા વ્યાઘાતજન્ય (dialectical) જ્ઞાનના સ્વીકાર અને તેના ઉપાયોના અમલથી આવશે.

"હિંદુસ્તાન અને ઇંગ્લેંડ હીરની દોરીથી બંધાયલું છે" એ સૂત્ર ત્યાંના સામ્રાજ્યશાહી મૂડીવાદને ટકવા જેટલું અગત્યનું છે તેથી વધારે અગત્યનું આ આખી આર્થિક ઘટનાને સમજવા તથા તેનો જગતવ્યાપી સામાજિક નિકાલ આણવા માટે છે. અમેરિકા અને ઇંગ્લેંડ મૂડીવાદી રચનાની છેક ઉપલી કક્ષાએ પહોંચી ગયા છે અને હિંદુસ્તાન તો હજુ એના પગથિયા ચડવા લાગ્યું છે એ સાચું છે પણ એ વિકાસ સાધી રહેતા સામ્રાજ્યોના આર્થિક તંત્ર સાથે એક અત્યંત આવશ્યક અંગ તરીકે હિંદુસ્તાન છે, અને તેટલા માટે પેલા સામ્રાજ્યોના પ્રશ્નો, મુંઝવણો અને તેના ઉપાય આજે હિંદુસ્તાનના પ્રશ્નો, મુંઝવણો અને ઉપાય થઇ પડયાં છે.

હિંદુસ્તાને જગતના મૂડીવાદનો આઘાત એકાએક આવી ન પડે તે જોવાનું છે.

હિન્દી સંસ્કૃતિ સાથે પાશ્ચિમાત્ય સંસ્કૃતિના સંપર્કે સામાજીક ઉપજીવીઓની જે એક નવી જમાત ઉભી કરી છે તેમાંના એક

# પ્રો. લવલવીઆ

## સાથે બંધારણીય અહેવાલ સંબંધી એક બીનજવાબદાર મુલાકાત.

લેખકઃ
દયાશંકર ભ. કવિ.

હિન્દના રાજતંત્રમાં અનેક સુધારા વધારા કરીને હીન્દી જનતાને લોકશાસનના પંથે આગળ ધપાવવાના શુભ આશયથી ત્રણ ત્રણ વર્ષ સુધી સતત મહેનત કરીને અને જબરી જહેમત ઉઠાવીને તૈયાર કરેલો જોઇન્ટ પાર્લામેન્ટરી કમીટીનો અહેવાલ પ્રસિધ્ધ થયા પછી હિન્દુસ્તાનમાં તેમજ ઇંગ્લાંડમાં જબરજસ્ત ખળભળાટ મચી રહ્યો છે. એ અહેવાલ પ્રસિધ્ધ થયા પછી હિન્દુસ્તાનના તેમજ ઇંગ્લાંડના અનેક જાણીતા અને અજાણીતા, મોટા અને નાના રાજનીતિજ્ઞો (!) એ એના ઉપર લાંબાં ચોડાં નિવેદનો બહાર પાડયાં છે અને પોતપોતાની બુધ્ધિ અનુસાર પોતાના વિચારો વ્યકત પણ કર્યા છે. આપણા પ્રાચીન વિશ્વવિદ્યાલયના વિદ્વાન પ્રોફેસર અને તુલનાત્મક ઇતિહાસ તથા બંધારણના અઠંગ અભ્યાસી ડોકટર સરદાર લવલવીઆની મ્હેં ગઈ કાલે રવિવાર હોવાથી મ્હને ફુરસદ હતી એટલે તેમના વાલકેશ્વર ઉપર આવેલા ભવ્ય ભવન ખાતે અહેવાલના સંબંધમાં ખાસ મુલાકાત લીધી હતી. સરદારજીને જયારે હું મળવા ગયો ત્યારે તે તેમના ભવ્ય ભવનના વરંડામાં એક દક્ષિણી હજામ પાસે દાઢી બોડાવી રહ્યા હતા. મ્હેં યથાવિધિ "જય જય" વિગેરે કર્યા પછી તેમની મુલાકાતે આવવાનો મ્હારો હેતુ જણાવ્યો. હું શહેરના એક જાણીતા પત્રનો ખાસ ખબરપત્રી છું તે જાણી લીધા પછી તેમજ અહેવાલ ઉપરના નિવેદન સાથે પોતાની છબી પણ છપાશે તેની ખાત્રી કર્યા પછીજ સરદારજી અહેવાલ ઉપર પોતાના વિચારો વ્યકત કરવાને સંમત થયા હતા જણાવવું અનાવશ્યક છે કે સરદારજી

અહેવાલ ઉપર પોતાના વિચારો દર્શાવતા હતા ત્યારે પેલો દક્ષિણી હજામ તેમની દાઢી બોડવાનું કામ તો કરી જ રહ્યો હતો.

દુનિયા પર બનતી દરેક ઘટનાઓ અને ઉપસ્થિત થતા ચર્ચાના કોઇપણ વિષય ઉપર તૈયાર કરી રાખેલાં નિવેદનો બહાર પાડનારા રાજનીતિજ્ઞો અને નામધારી રાજનીતિજ્ઞો જેવો પોતે નથી એમ સરદારજીએ શરૂઆતમાં જ મુક્તકંઠે સ્વીકાર કર્યો હતો. તેમણે અહેવાલ સંબંધમાં બોલતાં જણાવ્યું કે જોઇન્ટ પાર્લામેન્ટરી કમીટીનો અહેવાલ ખરેખર પહેલા દરજ્જાની અગત્ય ધરાવે છે અને તે લંબાણુ લખાણવાળો એક કિંમતી દસ્તાવેજ જેવો છે. કેનેડાનાં રાજતંત્રના બંધારણ ઉપર લોર્ડ ડરહામે કરેલા અહેવાલ જેટલું જ આ અહેવાલ અગત્યનું સ્થાન સંપાદન કરશે એમ આશા રખાય છે. આ અહેવાલ ડરહામના અહેવાલ કરતાં પણ ઘણો જ સારો છે કારણ કે જે ભુલોથી અત્યારે વેસ્ટમીન્સ્ટરના સ્ટેચ્યુટ અને આયરલેંન્ડની બાબતમાં ગોટાળો થવા પામ્યો છે તે ભુલો ભવિષ્યમાં થવા ન પામે તે માટે તેને નિવારવા અને સુધારવાને સજંકોએ ખાસ કાળજી રાખી છે. અત્યારે આ અહેવાલનું વેચાણ પણ સારૂં થઇ રહ્યું છે અને હજુ પે કુદકે ને ભુસકે વધતું જાય છે એટલે નજીકના ભવિષ્યમાં કોઇ પુસ્તક પ્રકાશનખાતાંની તેના પર ખાસ પસંદગી ઉતરે તો કાંઇ નવાઇ જેવું મને લાગતું નથી.

બંધારણના ઇતિહાસ અને રાજનીતિનો હું પોતે અભ્યાસી છું એટલે આ અહેવાલનો હું ધીમે ધીમે બારીક અભ્યાસ કરી રહ્યો છું; તેમજ તેમાં કરેલી અનેક ભલામણોમાં લક્ષ્યાર્થો, ઢાંકપીછોડાઓ અને છુપા અર્થો સમજવાને હું પ્રયાસ કરી રહ્યો છું. બંધારણના ઇતિહાસના એક અભ્યાસી અને પ્રોફેસર તરીકે જો હું બોલું તો મ્હને આ રીપોર્ટથી અતિશય નિરાશા ઉપજી છે. બ્રિટિશ પ્રજાએ નમતું આપવાની નીતિ અંગીકાર કરી છે એમ આ અહેવાલ જોતાં જણાય છે. જેમ કોઇને બક્ષીસ કાંઇપણ બદલો કે મૂલ્ય લીધા સિવાય અપાય છે તેમ બ્રિટિશ પ્રજાએ હિન્દને બધા યે સુધારા બક્ષીસ જ કરવા જોઇએ છે. ઇંગ્લાંડ અને હિન્દમાં ચાલતી બીનજવાબદાર ચળવળને નમતું આપીને કોઇ પણ સુધારા આપેલા હોવા જોઇએ નહિ. મ્હને પુરેપુરો વિશ્વાસ છે કે પાર્લામેન્ટે ઘડેલા અને હિન્દમાં રજુ કરાયેલા ખરડામાં જો અહેવાલની બધીયે ભલામણો દાખલ કરવામાં આવશે તો બ્રિટિશ સામ્રાજ્યમાં અણબનાવો ઉભા થશે અને હિન્દમાં જ નહિ પણ સારી યે દુનિયામાં એક મોટો રાજકીય ઉપદ્રવ ફાટી નિકળશે.

"લોકશાસનમાં આપ માનો છો?" મ્હેં સરદાર લવલવીઆને પ્રશ્ન કર્યો.

"ના. હું પોતે લોકશાસનમાં માનનારો નથી." સરદારજીએ મ્હારા પ્રશ્નનો નિખાલસતાથી ઉત્તર આપ્યો અને વધુમાં જણાવ્યું કે "લોકશાસનની માતાએ (Mother of Parliaments) ઉતારીને ફગવી દીધેલ ગાભાને ગ્રહણ કરવા એ શું હિન્દ માટે ડહાપણભર્યું છે? આજકાલ યુરપ અને અમેરિકામાં એક વ્યકિતના અમલનો વાયરો વાયો છે અને સરમુખત્યારીના સુસવાટા સંભળાઇ રહ્યા છે, પણ જો હિન્દ એ ફરપુ અખતરામાંથી પસાર

થવાનું પસંદ કરશે તો તેને માટે બહુજ ગેરડહાપણભર્યું" ગણાશે એટલું જ નહિ પણ એક વ્યકિતના અમલને એક વખત અંગીકાર કર્યા પછી તેને તજવા જતાં "નેવના પાણી મોભે ચઢશે" એટલે કે તેને અસંખ્ય આપત્તિઓ સહવી પડશે અને અનેક ભોગો—પોતાની જાતનો ય ભોગ આપવો પડશે.

**અહેવાલના** પાને પાને 'સલામતીઓ' શબ્દનો ઉપયોગ બહુજ છુટથી કરવામાં આવેલો પ્રથમ દ્રષ્ટિએ નજરે પડે છે. એ 'સલામતીઓ' શબ્દનો અર્થ કરવામાં આવે તો એ થઇ શકે છે કે જે બ્રિટીશના સ્થાપિત હિતો માટે લાભદાયક છે—જે તેનું પુરેપુરૂં આબાધિતપણે રક્ષણ કરી શકે છે તેને 'સલામતીઓ' કહેવામાં આવે છે. બ્રિટનના હિતો અને હિન્દના હિતો વચ્ચે ઇર્ષા ઉત્પન્ન કરે તેવા ભેદભાવો રાખવાની વાતથી હું હંમેશાં દૂર રહું છું કારણ કે મ્હારૂં દ્રઢતાપૂર્વક માનવું છે કે હિન્દનાં સારામાં સારાં હિતો અને ઇંગ્લાંડનાં હિતો તેમજ સારાયે સામ્રાજ્યનાં હિતો અભિન્ન છે."

"**સામ્રાજ્યના** કેટલાક ભાગોમાં હિન્દીઓ સાથે સમાન ભાવથી વ્યવહાર ચલાવવામાં આવતો નથી એ સત્ય સારૂં યે જગત જાણે છે. જ્યાં આવી પરિસ્થિતિ હોય ત્યાં સામ્રાજ્ય અને હિન્દનાં હિતો એકરૂપ અભિન્ન છે એમ કયાંથી કહેવાય ?" મ્હેં વચ્ચમાં જ સરદારજીને પ્રશ્ન કર્યો.

"**બ્રિટિશ સામ્રાજ્યના** એક સભ્ય બનવું એ કાંઇ જેવી તેવી વાત નથી, એ તો એક મહાન અલભ્ય લાભ છે; અને તેથી જ બ્રિટિશ સામ્રાજ્યના સભ્ય થનાર દરેક દેશે દરેક પ્રકારનો ભોગ આપવો ઘટે છે. હિન્દ પ્રત્યે બ્રિટિશ સામ્રાજ્યમાં જે અસમાનતાભર્યો વ્યવહાર ચલાવવામાં આવે છે તે પણ એક પ્રકારનો ભોગ જ છે અને હિન્દને તે ભોગ આપવાનું ખાસ કહેવામાં પણ આવે છે." સરદાર લવલવીઆએ ધ્યાનમાં આવી જાય તેવા ક્રોધથી કંઇક રાતા પીળા થઇને ઘોઘરા અવાજે કહ્યું. આગળ બોલતાં તેમણે જણાવ્યું કે "અહેવાલમાં વ્યાપાર ધંધાને લગતા જ ભેદભાવોનો નિર્દેશ કરવામાં આવેલ છે અને બ્રિટિશ સામ્રાજ્યના હિતને નુકશાન કરે તેવા ઘણાયે ભેદભાવોનો જરા પણ ઉલ્લેખ કરવામાં આવ્યો નથી એ ઘણું જ દિલગીરીભર્યું" છે. હિન્દુસ્તાનમાં યુરોપીયનો લઘુમતિમાં છે એટલે કોઇ પણ તરેહનું બંધારણ નક્કી કરવામાં આવે તેમાં બ્રિટિશ વ્યાપારી હિતોનાં રક્ષણ માટે સલામતીઓ રાખવી જ જોઇએ એટલું જ બસ નથી પણ બ્રિટિશ ઇજ્જત, બ્રિટિશ ભાષા, બ્રિટિશ રૂઢીઓ, બ્રિટિશ સંસ્કૃતિ અને બ્રિટિશ સામાજીક રાહરસમો માટે પણ સલામતીઓ રાખવાની ખાસ અગત્ય તેમ જ જરૂર છે. **છેલ્લાં** મહાયુધ્ધે અને *અત્યારના સુધારાઓએ, આમજનતામાં ક્રાંતિકારક વિચારો* પ્રસરાવીને મહા ગોટાળો પેદા કર્યો છે. બ્રિટિશ સામ્રાજ્યની અખંડતા અને તેના મોભા ઉપર વધારે પ્રમાણમાં થતાં આક્રમણો અટકાવવાનો હવે સમય રહ્યો નથી.

**ભેદભાવોના** આ બધાં યે સ્વરૂપો સામે બંધારણીય સલામતીઓની દિવાલ ખડી કરવાની સરદાર લવલવીઆએ હિમાયત કરતાં જણાવ્યું કે "હિન્દુસ્તાનમાં સામ્રાજ્યનો જે કાંઇ માલ આયાત થાય તે સર્વને જકાતથી મુકત રાખવો

જોઇએ એટલે તેના ઉપર જકાતની રાતી પાઇ પણ લેવી જોઇએ નહિ અને જો કદાચ સામ્રાજ્ય હિન્દનો કોઇ ઉદ્યમ હાથ કરવાને કાંઇ લાલચ દેતું ઇનામ કે બક્ષીસ (Bounty) આપવાની કૃપા કરે તો એવાં ઇનામ કે બક્ષીસની સામ્રાજ્યના ઉદ્યમને અસર થાય તેના બદલા તરીકે હિન્દે પણ સામ્રાજ્યને તેવાંજ ઇનામ કે બક્ષીસ આપવાને ભુલવું જોઇએ નહિ. વધુમાં હિન્દુસ્તાનમાં અક્ષરજ્ઞાનમાં વધારો થાય તેને, તેમજ હિન્દી જનતાની શહેરી, સામાજીક અને આર્થિક સ્થિતિમાં સુધારો થાય તેને તથા બાળ તેમજ વિધવાવિવાહના પ્રતિબંધને અને દેશમાં પ્રજાકિય ભાવના જાગૃત કરવાને કોઇ પણ પ્રકારનો પ્રયાસ થાય તેને અટકાવી દેવા માટે તેમજ તેનો સામનો કરવા માટે ગવર્નર જનરલ તથા ગવર્નરોને બંધારણથી પુરતી સત્તા મળવી જોઇએ.

સરદાર લવલવીઆ પોતે બહુ જ આનંદી ખેલાડી છે (પોતે કદાચ નહિ હોય તો ખેલાડીઓનું પ્રતિનિધિત્વ તો તેઓ ધરાવે છે એમ લેખકનું ચોકસ માનવું છે) એટલે અહેવાલમાં રમતગમત સબંધી ઉલ્લેખ નહિ કરવાની જે બેદરકારી બતાવાઇ છે તે માટે બોલતાં તેમણે કહ્યું કે "હિન્દીઓની માનીતી રમતો—"ગલી દંડો—ખારો ચોક" વિગેરે તરફ હિન્દીઓએ પોતેજ બેપરવાહી બતાવી છે પણ બ્રિટિશ રમતગમતો સામે ભેદભાવો ઉત્પન્ન કરે એવા ભયથી હું એ રમતગમતોની સત્તાવાર રીતે હિમાયત કરતો નથી. એમ છતાંય હું આગ્રહપૂર્વક ઇચ્છું છું કે બંધારણમાં એક એવી યોજના આમેજ કરવી જોઇએ કે જેથી દરેક રમતગમતની મંડળીઓ જે આંતરસામ્રાજ્ય અથવા જગતની હરિફાઇમાં અજોડતા પ્રાપ્ત કરવા માટે બહાર પડી હોય તેમણે કોમી ચુકાદાનું પ્રતિબિંબ પુરેપુરૂં ઝીલવું જોઇએ અને એ મંડળીઓ એવી બનેલી હોવી જોઇએ કે બિનએશીયાવાસીઓની મંડળીને હાર પમાડે. દેશની ધારાસભાઓમાં હિન્દની રમતગમતોને પ્રતિનિધિત્વ આપવામાં આવેલું નથી એ માટે સરદારે બહુ જ દિલગીરી પણ દર્શાવી અને હિન્દની ક્રિકેટ કલબને તેમજ વેલ્ફેર અને એથ્લીટીક કમીટીઓને પણ પ્રતિનિધિત્વ મળવું જોઇએ એમ તેમણે આગ્રહપૂર્વક જણાવ્યું.

સમવાયતંત્ર સબંધી સરદારજીએ લાગણીપૂર્વક બોલતાં જણાવ્યું કે 'તમે વાવો અને હું લણીશ' એ જમાનાજુની કહેવતનાં દ્રષ્ટિબિન્દુએ રાજાઓનો તોલ કરવો જોઇએ. પ્રાચીન હિન્દનાં ગૌરવને પ્રતિબિંબિત કરે તેવી એક જ સંસ્થા—રાજસંસ્થા છે; એટલે સમવાયતંત્રમાં રાજાઓ દાખલ થઇ શકે તેવી દરેક ઉત્તેજના તેમને દેવી જોઇએ છે. આ ઉપરાંત હિન્દી રાજસ્થાનોમાંથી બ્રિટીશ-હિન્દમાં અને બ્રિટિશ હિન્દમાંથી હિન્દી રાજસ્થાનોમાં જે હમેશા હિજરત થયા કરે છે તે બંધારણની કોઇ યોજનાથી બંધ કરી દેવી જોઇએ છે કારણ કે મ્હારા મત મુજબ હિન્દના કેટલાક રાજસ્થાનોમાં તાજેતરમાં જે બખેડાઓ થયા હતા તે આ હિજરતનુંજ પરિણામ છે.

ભયની ભેરી ફુંકતાં સરદારજીએ જણાવ્યું કે કેટલાક કાયદા કાનુનોએ તાજેતરમાં હિન્દને સામ્રાજ્યના હિતની ખાતર બચાવેલ છે (!) આવા કાયદાકાનુનોને ધારાસભાના બિનજવાબદાર સભ્યો રદબાતલ

કરી નાખશે એવો મ્હને ભય રહ્યા કરે છે. મ્હારો એ ભય સાચો નિવડે તે પહેલાં બંદોબસ્ત, ચળવળ અને ત્રાસવાદ વિરોધી બધાયે કાયદાકાનૂનોને એક ખરડામાં આમેજ કરીને બ્રિટિશ પાર્લામેન્ટે એક જ કાયદાના રૂપે પસાર કરવાની ખાસ જરૂર છે. આ પ્રમાણે બ્રિટિશ પાર્લામેન્ટે પાસ કરેલ કાયદામાં સુધારો વધારો કે તે રદબાતલ કરવાનું કામ તો જ્યારે નામદાર શહેનશાહને પાર્લામેન્ટની બન્ને સભાઓ સાથે મળીને અરજ કરે ત્યારે જ થવું જોઇએ

અહેવાલ પર બોલવાનું પુરૂં કરતાં સરદારજીએ જણાવ્યું કે અહેવાલની ભલામણો સાથે મ્હારો ઉગ્ર મતભેદ છે છતાંય જો સુધારાઓ દેશમાં દાખલ કરવામાં આવશે તો હું બહુ જ પ્રમાણીકપણે અને વફાદારીપૂર્વક તેને વધાવી લઇશ અને દેશ પાસે તેનો સ્વીકાર કરાવવાને તનતોડ મહેનત પણ કરીશ.'



# અવળી ગણતરી

: લેખક :

'ઉપવાસી'

શ્રમદારોની સ્થિતિ સુધારવા માટે તેમના કામના કલાકો ઘટાડીને પગાર વધારવાના અવળી ગણતરીવાળા ઉપાયની ભ્રમજનકતા અને પોકળતાનો નિર્દેશ કરીને, લેખક ખાનગી નફાના ધોરણ પર રચાયેલી મજુરીની પ્રથા દુર કરવાનો માર્ગ સુચવે છે.

મજૂરોના પગારમાં વધારો થાય અને તેમને કરવા પડતા કામના કલાકમાં ઘટાડો થાય તો આજની ચૂસણનીતિમાંથી તેઓ બચી જવા પામે, તેમની દુર્દશાનો અંત આવે એ ભ્રમણા સામાન્ય જનસમાજમાં તો પ્રચલિત છે જ પરંતુ મજૂરોના હિતમાં કામ કરતી વ્યક્તિઓ અને તેમનાં મંડળોમાં પણ ઘર કરી બેઠી છે. આવી ભ્રમણાત્મક ીલની સાચી કસોટી તો તે કેટલે અંશે ક્ય છે અને એ શક્યતાનું પરિણામ હોઇ શકે એ વિચારવામાં છે.

સૌથી પહેલાં આપણે યાદ કરવું જોઇએ આજના ઉદ્યોગો, વેપારવણજ બધાં ખાનગી નફાની પ્રથા ઉપર અવલંબેલાં કોઇ દરેક વ્યક્તિ અથવા અમુક વ્યક્તિઓનું બનેલું મંડળ પોતાને શી રીતે વધુમાં વધુ નફો મળે તેનીજ કોશીશ કરી રહ્યાં હોય છે. માણસ જે જે ઉદ્યોગોમાં પોતાની મૂડી રોકે છે તેમાંથી મૂડી ઉપરાંત બીજો મોટો 'વધારો' પામવાની એની ગણત્રી હોય છે. એ 'વધારો' એટલો મોટો તો હોવો જ જોઇએ કે જેમાંથી રોકેલી મશિનરીનો ઘસારો, મકાનનાં ભાડાં, રોકેલી મૂડીનું વ્યાજ, રોકેલા મજૂરોને આપવો પડતો પગાર તથા ઉત્પન્ન થયેલા માલની પડતર-ખાદ અને નુકસાન-ખાદનો અંદર સહેલાઇથી સમાવેશ થઇ જાય એટલું જ નહિ પણ તે ઉપરાંત તેણે પોતે કરેલી મહેનતનું વળતર પણ મળી રહે. કારખાનાનો માલિક આ બધાં ખર્ચની ગણત્રી તો કરે જ છે પણ માત્ર એટલુંજ જો એને મળે એમ હશે તો તે 'સાહસ' ખેડવા ભાગ્યેજ તૈયાર થાય છે. આટલું મળે ત્યાં લગી તો એ પોતે 'કમાયો', 'નફો' મળ્યો એમ ગણતો જ નથી. 'નફા'ની ગણત્રી આ બધા ઉપરાંત જે મળે ત્યાંથી જ શરૂ થાય છે!

હવે આપણે તપાસવું જોઇએ કે આ 'વધારો' અને 'નફો' ક્યાંથી આવે છે, શી રીતે આવે છે. આપણે જોયું કે કારખાનાનો માલિક જે સ્થાવર-મુડી (એટલે મશિનરી, મકાનો, કાચો માલ વગેરે) રોકે છે તેના ઘસારા અને ભાડા

જેટલું તે પહેલે તબક્કે જ લઇ લે છે. એટલે આ બધી મૂડી તો પુરેપુરી તેની પાસે કાયમ રહે છે. આ મડી પોતે સ્વતંત્ર રીતે કશો વધારો કરી શકે એમ નથી. વધારો થાય છે તે મજૂરીના પ્રતાપે છે. એટલે મિલમાલિક મજૂરોને જે દરમાયો આપે છે અને તેના બદલામાં જેટલી 'મહેનત' તે ખરીદે છે તે બેની કિંમત કાઢીએ તો તેની વચ્ચે જે તફાવત રહેશે તેજ આ બધા 'વધારા' અને 'નફા'નું એક માત્ર કારણ છે એમ જણાશે. જેમકે, મજૂરીનો એક રૂપિયો આપતાં મજૂર દસ કલાક કામ કરી ત્રણ રૂપિયાનો માલ ઉત્પન્ન કરે તો તેણે બે રૂપિયાનો વધારે માલ ઉત્પન્ન કર્યો ગણાય. જો કે આ બે રૂપિયા 'વધારા' અથવા 'નફા' તરીકે આપણે નહિ ગણી શકીએ. એ બે રૂપિયામાંથી ઉપર કહ્યા પ્રમાણે સ્થાવર-મૂડીના રોકાણનું વળતર તથા રોકડ-મડીનું વ્યાજ અને તેનું મહેનતાણું બાદ કરવું પડશે. આ બાદ કર્યા પછી જે રહે તે તો મજૂરને તેની મહેનતના બદલામાં આપ્યા કરતાં તેની પાસેથી વધારે "પડાવી" લીધું જ ગણાય! ખરી રીતે તો મજૂર જેટલું પોતાને મળે છે તેટલું જ ઉત્પન્ન કરી આપે તો સાચો "બદલો" થયો ગણાય. પરંતુ જો મજૂર પાંચ કલાકમાં એટલો 'બદલો' વાળી દેતો હોય તો તે પાંચ કલાક જ "જરૂરી મજૂરી" ગણાય અને બીજા પાંચ કલાકની તેની મજૂરી તે "મફતની મજૂરી" ગણાય. અને જે પેલો 'વધારો' અથવા 'નફો' દેખાય છે તે આ "મફતની મજૂરી" નાં જ પરિણામરૂપ છે! આપલે, વિનિમય અને વ્યવહાર વેપારનો કક્કો પણ જાણનાર આ વાત સ્પષ્ટ સમજી શકશે. આ અન્યાયી "બદલો" 'બદલા' ને નામે આજે બજારમાં ચાલી રહ્યો છે. અર્થશાસ્ત્રના એક સહજ સિદ્ધાન્તરૂપે વટાવાઇ રહ્યો છે તેની પાછળની પોકળતા અને ઢાંકપીછોડો દેખાયા વિના નહિ જ રહે. હું આપું તેના કરતાં વધારે લઉં-મારી રોકાણ મૂડીનું વળતર મળે, વ્યાજ મળે, મારી સામાન્ય મહેનતનો બદલો પણ મળે પછી એથી પણ હું વધારે લઉં તો આપણે એને સરળ ભાષામાં શોષણ કહ્યા વિના નથી રહેતા. પરંતુ, દુઃખની વાત એ છે કે આ શોષણને આજના અર્થશાસ્ત્ર પ્રમાણે માલિકનો ન્યાયી હક્ક ગણી લેવામાં આવે છે. દુઃખની વાત એ છે કે એ ચાલબાજીના ભોગ જેમને જીવનનિર્વાહ પૂરતું પણ મળતું નથી તેવા મજૂરોને જ થવું પડે છે!

હવે આપણે-આખી પ્રથા સમજી લીધા પછી મૂળ મુદ્દા ઉપર આવીએ કે, આજની ખાનગી નફાની પ્રથામાં મજૂરીના કલાક ઓછા કરવા ક્યારે શક્ય છે. પગારનો વધારો કેટલે અંશે શક્ય છે.

ખાનગી નફાની વૃત્તિથી ચાલતાં કારખાનાંમાં માલિકની વૃત્તિ 'ઓછામાં ઓછું' મહેનતાણું આપી વધારેમાં વધારે માલ કેવી રીતે ઉત્પન્ન કરવો તે હોય છે. કારણ કે એને બીજા બજારો સાથે હરીફાઇ કરવાની હોય છે, તે ઉપરાંત વધારેમાં વધારે નફો મેળવવાનો પણ હોય છે, આથી બને તેટલા ઓછા પગાર આપવાના પ્રયત્નો તે હંમેશાં કરે છે. પરંતુ મજૂરો મજૂરી કરવા પૂરતા પણ જીવતા રહે, સશક્ત રહે અને તેમનાં સંતાનો પણ એજ ગુલામી કરવા જેટલાં લાયક રહે તે બધી ગણત્રી કરતાં ઓછામાં ઓછું જેટલું આપ્યા

વિના છૂટકો જ ન હોય તેટલું તો તેને આપવું પડે છે. બીજી બાજુથી વિજ્ઞાનની નવી શોધખોળોનો લાભ ઉઠાવી વધારે ઝડપી અને કુશળ–મજૂરની ઓછી આવડત હોય તો પણ ચાલે અને ઓછા સમયમાં વધારે કામ આપે તેવાં–યંત્રો દાખલ કરવામાં આવે છે. આને Rationaligation (રેશનાલિઝેશન) ને નામે ઓળખવામાં આવે છે. એને પ્રતાપે માલિકો બીજા બજારોની હરીફાઈમાં ઉતરી શકે છે અને પોતાના ખિસ્સાં પણ ભરી શકે છે. એથી અલબત્ત, મજૂરોના કામના કલાકમાં ઘટાડો થાય છે અને એને મજૂરહિતના એક લક્ષણ તરીકે ઘણી વાર આગળ ધરવામાં આવે છે. પરંતુ મજૂરોની એથી જે દુર્દશા થાય છે તે જોયા પછી, માલિકવર્ગને લગીરે સહન કર્યા વગર જે લાભો પ્રાપ્ત થાય છે તે સરખાવ્યા પછી તેને સાચો જવાબ મળી રહેશે.

સુધરેલા નવાં યંત્રો ચલાવવામાં ઓછાં માણસોની જરૂર પડે છે. અને ઉત્પન્ન તો પહેલાં કરતાં અનેકગણું વધી ગયેલું હોય છે. એટલે અનેક મજૂરો બેકાર બને છે. વળી આ નવાં યંત્રો ઓછી આવડતવાળા મજૂરો પણ ચલાવી શકે એવાં હોવાથી 'ખાસ કારીગર'ને રોકવા પડતા નથી અને તેથી પણ બધા મજૂરોમાં તીવ્ર હરીફાઈ થવા પામે છે, ઓછે દરે મજૂરો મળવા માંડે છે. પરિણામે ક્રમે લાગેલા મજૂરની સલામતી, સ્થિરતા પણ હમેશાં જોખમમાં જ હોય છે. વળી રેશનાલાઇઝેશનને પ્રતાપે માલ એટલો બધો ઉત્પન્ન થાય છે અને એને ખરીદનાર વર્ગની ખરીદશક્તિ તો એટલી ઓછી થએલી છે કે માલ પડયો પડયો સડવા માંડે છે. અને ઉત્પન્ન કરવાનું બંધ કરવું પડે છે–આ રીતે પણ મજૂરોને એક બાજુથી અછતમાં જીવવું પડે છે, બીજી બાજુથી શક્તિ અને વૃત્તિ હોવા છતાં ફરજીયાત બેકાર બેસી રહેવું પડે છે. "સભરતા છતાં ભૂખમરાની કાયમી દશા" એમને માથે ઠોકાય છે!!

જો કે બાહ્યદૃષ્ટિએ આ રીતે મજૂરોના કલાકમાં ઘટાડો થાય છે કેમકે પહેલાં દસ કલાકમાં જેટલું ઉત્પન્ન તેઓ કરતા હતા એટલું–એથી પણ વધારે એનાથી અર્ધા કે પોણા સમયમાં તેઓ કરી શકે છે. પરિણામે એમને–મજૂરોને જ સહન કરવાનું વધે છે. એક તો, કલાકનો જે ઘટાડો કરવામાં આવે છે તે ઉત્પાદનના પ્રમાણમાં ઘણો થોડો હોય છે એનો અર્થ એ કે પહેલાં પાંચ કલાક "જરૂરી મજૂરી" કરતા હતા અને બીજા પાંચ કલાક મફતની, તેને બદલે હવે જરૂરી મજૂરી લગભગ ત્રણ કલાક જ કરવાથી મિલવાળાને બદલો તો મળી રહે છે–બાકીના બધા કલાકો "મફતની મજૂરી" પેટે જ જાય છે!–એટલે કે કલાક થોડા ઓછા કરવા છતાં શોષણ તો વધ્યે જ જાય છે. મજૂરોને વધારે શક્તિ ઓછા સમયમાં ખર્ચવાની ફરજ પડે છે. અને માલિકને તો મળતું હતું તેના કરતાં વધારે ઉત્પન્ન થાય જ છે!! આમાંય જ્યારે કલાક ઓછાં થવાની સાથે પગાર ઓછા કરવાની દલીલ મૂકવામાં આવે છે ત્યારે તો દુષ્ટ દલીલબાજીનો નમૂનો જ મળી રહે છે.

આ ઉપરથી જ પગાર વધારવાની શક્યતા કેટલી બધી નહિ જેવી છે તે સમજી શકાશે. મજૂરોની બેકારી વધે, મજૂરોને યંત્રો સામે હરીફાઈ કરવી પડે, અંદર અંદર પણ હરીફાઈ કરવાની રહે, પરિણામે માલિકને મજૂરની ગરજ ઓછી

થતી જાય. તેવી સ્થિતિમાં પગાર વધવાની આવશ્યકતા જ ઓછી છે. છતાં જીવનનિર્વાહનું સામાન્ય ધોરણ દિવસે દિવસે ઉંચું જતું હોવાથી અમુક ટકા વધારો પગારમાં થવાનો જ કેમકે મજૂરોને જીવાડયા વિના તો ચાલવાનું નથી! પણ આ વધારો સાચી રીતે વધારો જ નથી—એ તો મોંઘવારીનો ઘસારો છે. એથી મજૂરની જીન્દગી વધુ સુખી બનતી નથી. બીજી રીતે રેશનાલિઝેશનને પ્રતાપે ઓછા વખતમાં મજૂરો પ્રમાણમાં ઘણું વધારે કામ કરી આપે તેના બદલામાં એમને સહેજસાજ વધારો મળે તો પણ તે કાંઇ તેમના શ્રમનો પૂરતો બદલો નથી. માત્ર, પગારના દર વધારે એટલે ચૂસણ ઓછું" એવું નક્કી નહિ થાય. જુદા જુદા પ્રાન્તોમા, દેશમાં પગારના દર જુદા જુદા હોય છે, પણ માલના ઉત્પન્નના મૂલ્યમાં ખાસ ફેર પડતો નથી! કેમકે જ્યાં વધારે દર અપાતા હશે ત્યાં એટલા પ્રમાણમા વધારે ઉત્પાદનશક્તિનો લાભ માલિકોને મળી જ રહેતો હશે—એકંદરે બધે જ સ્થળે અને હમેશાં માલિક મજૂરોને જે આપતો હોય છે તેના કરતાં વધારે એની પાસેથી કઢાવતો જ હોય છે, અને હજી વધારે કઢાવવાના એના પ્રયાસરૂપેજ આ પગારનો વધારો અથવા કલાકમાં ઘટાડો કરવામાં આવે છે. એટલે આ બે વસ્તુ ઉપરથી ચૂસણનીતનું ધોરણ નક્કી કરવું અથવા મજૂરોના કલ્યાણનો માર્ગ એમાં જોવો, એ ખરેખરી પરિસ્થિતિ ઉપર પડદો નાંખી ચૂસણનીતિને વધુ મક્કમ બનાવવાના જ પ્રયત્ન છે.

**જ્યાં લગી** ઉત્પાદનના સાધનોની ખાનગી માલકી એટલે ખાનગી નફાને ધોરણે અપાતી મજૂરીની પ્રથા આખી નાબૂદ નહિ થાય ત્યાં લગી બીજો કોઇ પણ માર્ગ મજૂરોના હિતની દૃષ્ટિએ, ન્યાય અને પ્રમાણિકતાની દૃષ્ટિએ, પ્રજાકલ્યાણના પંથ તરીકે નકામો છે, સોનાની બેડી સમાન છે. જ્યારે, આજે તો આ મૂળ કારણને દબાવી છુપાવી દઇ યંત્રોને તથા કારખાનાંની પ્રગતિશીલ ઉત્પાદન પદ્ધતિને જવાબદાર ગણી એની જ સામે ઉહાપોહ મચાવવામાં આવે છે! અને આ વધારે તીવ્ર ચૂસણની ઉસ્તાદીભરી રીતોને (જે મોટે ભાગે તો "રાહત" તરીકે પણ પૂરતી હોતી નથી) મજૂરહિતના માર્ગો તરીકે આગળ ધરવામા આવે છે!




# વિશ્વની વિવિધ, વિચિત્ર અને પોતાપણું વિસરાવી દેનારી વ્યાપક પ્રવૃત્તિઓ વચ્ચે એકલો, અટુલો અને આત્મકેન્દ્રિત...........

એકલો! તદ્દન એકુલો! આ વિરાટ નગરમાં હું મને સાથી વિનાનો, તરછોડાએલો અને સમસ્ત સંસારથી ત્યજાએલો જોઉં છું. હું માનું છું કે માણસ કોઇ એક માનસિક ક્ષોભથી ઘવાતાં પોતાને એકલો સમજે છે. પણ... પણ મારા આ એકલાવાયાપણાની ભીષણતા કેવી અંતરદાહ દેનારી છે; મારા ધીમળાએલા હૃદયની નીર્જનતા કેવી બીહામણી છે, મારા માનસિક વાતાવરણનો અંધકાર કેવો અભેદ છે, આ વાત હું તમોને કેવી રીતે સમજાવું! જો એક વેળા સમજાવી શકતે! માત્ર એક જ વેળા! પણ નહીં, એ અસંભવિત છે...

મુંબાઈ આવ્યાને મને પૂરા અડતાળીશ મહિના થઇ ચૂક્યા છે. લાખો માણસોના આ વિરાટ નગરમાં, હજારો માણસોના સંઘર્ષથી જીવનસંગ્રામમાં હંમેશાં પીસાતો રહેવા છતાં યે હું મને એકલો અને એકલો જ જોઉં છું.

મદનપુરામાં મુસ્લીમોની વસ્તી વચ્ચે હું એક ઓરડીમાં રહું છું. એ મકાનનો માલેક એક મારવાડી ગૃહસ્થ છે. આ મહોલ્લામાં મુસ્લીમ મજુરો, પાટીવાળાઓ, બીડીના દુકાનદારો અને બીજા શ્રમજીવીઓ તેમજ હરિજનશ્રેણીના માનવીઓ પણ રહે છે. કાનમાં આખો વખત સ્ત્રીઓની ગાળોના અવાજો, પુરૂષોની નગ્ન અશ્લીલતાભરી વાતો, ફેરીયાઓનો કર્કશ કર્ણભેદી ચીત્કાર તેમ જ એ જ પ્રકારના બીજા શબ્દોના ઝણકાર થયા કરે છે. સી. પી. ટેંકથી જેકબ સરકલ જતી આવતી ટ્રામનો ઘોંઘાટ, વીકટોરીયાનો તબેલો પણ ત્યાં જ હોવાથી થતો કોલાહલ આખું વાતાવરણ ગરમ રાખે છે. દરરોજ નવી નવી મારામારી, કવચીત કવચીત ખૂનામરકી, ચોરની શોધમાં ફરતી પોલીસની ધાડો હાહાકાર મચાવી દે છે. જીવનની લીલી

—પ્રયોજક—
**સાદીક**

અમીરી અને પછી ગરીબીના ફંગાય ચક્રમા પડતા નિર્ધન-ગરીબ અને ઉતરતી શ્રેણીના કહેવાતા લોકોનો સહવાસ અનુભવવાનો મને સુઅવસર મળ્યો છે. મને એથી સંતોષ છે એટલા માટે નહી કે હું હરિજન સુધારક છુ પરંતુ એટલા માટે કે મારી માનસિક પરિસ્થિતિ આ સમયે હરિજનોની શ્રેણીમા ઉતરી આવી છે

* * *

આખો દિવસ ઓફીસમા કામ કર્યા પછી હાથ મોઢુ ધોઇને પલંગ પર આવી પડુ છુ અને એકાદ પુસ્તક હાથમા લઇને વાચવાના યત્નો કરૂ છુ બે એક પૃષ્ઠો ઘણી મુશ્કેલી સાથે વાચુ છું, તે પછી ખૂબ પ્રયત્નો કર્યા છતાએ કથામા મન પરોવાતુ નથી અને શુન્ય ભાવે પરિપૂર્ણ રૂપે નિમગ્ન થઇને પડયા રહેવાની ઇચ્છા થાય છે મારા ઓરડાની બંને બાજૂએ ટીનની દીવાલો છે તેથી આજુ બાજુની ઓરડીઓમા થતી વાતચીતનો કદી કદી ધીમો ધીમો સાદ સંભળાય છે ઉત્તર તરફની ઓરડીમા આઠ દસ પંજાબીઓ રહે છે, જો કે એ ઓરડો એક માણસને યે રહેવા પુરતો નથી જ્યારે તેઓ એ ઓરડામા હોય છે ત્યારે એટલો બધો ગોકીરો કરે છે, વાતવાતમા બધા મળી અટ્ટહાસ્ય કરે છે કે જેથી હું વારવાર ચમકી ઉઠુ છુ સાજના સમયે ઘણુ કરીને તેઓ બહાર રહે છે, તેથી થોડો સમય હુ આરામથી પડયા રહીને ઉદ્દેશહીન અવસ્થામા શુન્ય માનસ-લોકમા કંઇક શાંતિ મેળવુ છુ

પૂર્વ દિશાએ, મે ચાર વાર દૂર નળીયાથી ઢંકાયેલુ એક બેઠું મકાન છે. એમા ઓછામા ઓછા પચ્ચીસ મુસ્લીમ કુટુંબો ભાડેથી રહે છે મારી બારીની સામે એ મકાનનો પાછલો ભાગ દેખાય છે મુસ્લીમ સ્ત્રી અને તેમના બાળબચ્ચાઓના કોલાહલ અને કોલાહલથી આખું મકાન દરેક પળે ગાજતુ હોય છે ઝઘડો, ટંટા રીસામણા અને પ્રેમાલાપ, હાસ્ય અને રૂદન, મૃત્યોત્સવ અને લગ્ન, પુત્રોત્સવ અને મૃત, બધુ ત્યા એકી સાથે ચાલે છે, પણ મારૂ ત્યાની એક વિશેષતા પર ધ્યાન ખેચાયું હતુ સાજના સૂર્ય આથમે તેના થોડા સમય પહેલાથી દીવો થયા પછી થોડા સમય સુધી ત્યા આશ્ચર્યજનક શાંતિ અને નિસ્તબ્ધતાનુ વાતાવરણ બંધાઇ જાય છે થોડા સમય સુધી એમ જ લાગે છે કે અહી શ્રમજીવીઓની વસ્તી નથી, પરંતુ ઉચ્ચ વર્ગના કોઇ ખાનદાન કુટુંબ રહે છે મે જોયુ કે એ શાંતેલા સમયમા સ્ત્રીઓ પોતાના બાળકો પ્રત્યે વ્હાલ દર્શાવવા, ચુંબન કરવા આતુર થઈ જાય છે અને બાળકો પણ કોઇ અજ્ઞાત શંકાથી કાતર થઇને મા મા ! પોકારતા તેમની સાડી કે પહેરણના અંચળ પકડીને ચીટળાઇ જાય છે સ્ત્રીઓના અપહરણ, બાળકોને માર, યુવાનોની છાતીઓ ઉપર છરીનો પ્રહાર કરવાની બધી ઘટનાઓ આ રહસ્યમય મકાનમા અહોરાત બન્યા કરે છે કદાચ એ જ કારણે શહેરની ધૂળભરી સંધ્યાના ઝંઝાવાતમા માતાઓ અને બાળકોના હૃદય કંપી ઉઠે છે આ મકાનમા રહેનારાઓના દૈનિક જીવનના રંગ સુખદુખના બનાવ પ્રત્યે અમારૂં સહાનુભૂતિ અનુભવવાની ટેવ મારા શુન્યમનસ્ક મનને પડી ગઇ છે બારીમાથી ઝુકીને હુ કદી પણ મકાન સામે જોતો નથી, પણ પલંગ પર પડયા પડયા સ્વપ્નની જેમ ત્યાથી આવતા દરેક શબ્દ ઉપર ધ્યાન આપુ છુ અને પરસ્પર તેઓ વચ્ચે જે વાતો

થાય છે (મારા ઓરડામાંથી ત્યાંની બધી વાતો સ્પષ્ટ સંભળાય છે) તે સાંભળીને હું મનમાં જ તેમના સુખ દુઃખનો અંદાજ કાઢી લઉં છું.

પણ શા માટે? કેમ? બીજાના સુખ દુઃખમાં રસ લેવાની ટેવ મને શા માટે પડી? શું હું ખરેખર મારા પોતાના આનંદ અને ક્રન્દનની ભાવનાઓ પ્રત્યે ઉદાસિન થઇ ગયો છું? ખરી વાત એ છે કે એક માત્ર મારા જ મનોવેગ સાથે ઘસડાયા કર્યથી હું થોડા સમયથી એવો ઘુંછી ગયો છું કે જેથી કોઇ પણ પ્રકારે મારી અંતર ચેતનાને દબાવી રાખવા ચાહું છું. એ જ કારણે મારું બાહ્ય મન કોઇ બહારના ભાવ-જગતમાં ડૂબીને અંદરની ભીષણ અગ્નિજવાળાથી કોઈ પણ પ્રકારે મૂકિત મેળવવા ચાહે છે. પણ એ સંભવિત છે?

હું તેવાઓમાંનો છું જેઓ હંમેશાં ત્ર પોતાના જ અંતરની ભાવનાઓ સાથે હે છે. બરોબર એ જ રીતે, જેવી રીતે ાદા કંગારૂ પોતાના નવજાત શિશુને રેક વખતે પોતાની છાતી સાથે જકડી ાખે છે. બહારનીપરિસ્થિતિઓનો પ્રભાવ મેવા માણસો ઉપર બહુ જ ઓછો પડે . બહારની પરિસ્થિતિઓને પોતાના દૃઢ, સુસ્થિર, નિશ્ચીત આવેગોથી તે પૂર્ણ ભાવુકતાનો રંગ આપી દે છે, અને ેમાંથી કશુંયે લેવાનો યત્ન કરતો નથી. ં એવી જ પ્રકૃતિનો માણસ છું. મર્થાત હું આધુનિક મનોવિજ્ઞાનની ભાષામાં અંતરમૂંખ છું. પરંતુ બીજા મંતરમૂંખ માણસો કરતાં મારામાં એક ીશેષતા છે. અને તે એ કે હું આ મંતરમૂંખ મનોવૃત્તિની સીમાએ પહોંચી ાયો છું. એ કારણે એવો ઘોર સ્વાર્થી બની ગયો છું કે ચોવીસે કલાક ઉંઘતાં, જાગતાં અથવા સ્વપ્નાવસ્થામાં, જાણે યા અજાણે માત્ર એક જ વાતની ચિંતામાં રહું છું અને તે મારૂં 'હું.' હું તત્વજ્ઞાનના પડદા પાછળ મારી નીચ પ્રવૃત્તિને સંતાડવાના યત્નો કરૂં છું, એવી શંકા ઘણાંને થશે. ના, વસ્તુસ્થિતિ સંતાડવાની મારી જરીયે ઇચ્છા નથી. હું સ્પષ્ટ શબ્દોમાં કહું છું કે, સંસારી દ્રષ્ટિએ પણ હું પરમ સ્વાર્થી છું. દરેક પળે હું-હું-હુંનો વાદ મારા અંતઃકરણમાં પોતાનું સામ્રાજ્ય સ્થપાએલું રાખે છે.

મને મારૂં દુઃખ, મારી કથની, અપમાનિત, તરછોડાએલી, ત્યજાએલી અવસ્થાની વાતો ઘણી પ્રિય લાગે છે. આ પરમ પ્રિય અવસ્થાનો સ્વાદ હું એકાંતમાં અતિ રસ સાથે લેતો રહું છું. એનો સ્વાદ વધારે સારી રીતે લેવા માટે હું આ નરકની ગંદકીભર્યા હરિજનનિવાસની પાસે પડયો છું. હું ઘણો ઘમંડી, ભયંકર અહંવાદી છું.

ઓફીસમાંથી આવતાં જ હું મારા ઓરડામાં આવીને પુરાઇ જાઉં છું. આ વાત હું આગળ લખી ચૂકયો છું. પરંતુ કયારેક કયારેક આ કારાવાસની વિભીષિકાથી ગભરાઇ જાઉં છું ત્યારે બહાર નિકળવાની ઇચ્છા થાય છે. બહાર નિકળતાં કયાં, કઈ દીશાએ જવું જોઇએ એ સંબંધમાં કશુંયે નક્કી નહીં કરી શકવાને કારણે ઘણા સમય સુધી ફુટપાથ ઉપર શુન્યમનસ્ક થઇને ફરવા માંડું છું. ભારે ધમધમાટીવાળાં આ મહાનગરમાં જ્યારે કોઇ એકલવાયી વ્યકિત મારી માફક ફરવા લાગે છે, ત્યારે લોકો એને સ્વભાવિકપણે શંકાની દ્રષ્ટિએ જોવા લાગે છે. અનિશ્ચિત મન છેવટે ચાર રસ્તે ચાલતી ટ્રામ પકડવા માટે ઉત્સુક થઇ જાય છે.

ચાર રસ્તા ભેગા થાય છે ત્યાં એક મેદાનમાં હું જઇ બેસું છું, અને ફરી ફુટપાથ પર જઇ ફરવા માંડું છું. મોટરકાર, ટેક્ષી, ટ્રામ, ખટારા, વિક્ટોરીયા ગાડી, વગેરેની આવજાવથી દરેક ક્ષણે તુમુલ કોલાહલ મચતો હોય છે; વિજળીના ઝળકાટમાં, ફેસનેબલ દુકાનોના આકર્ષક શણગારની સામે આનંદમગ્ન, કાર્યમગ્ન સ્ત્રી પુરૂષો આવે જાય છે. કોઇ ઇરાની હોટલવાળાની દુકાનમાંથી રેડીયોનાં સંગિતના સુમધુર ધ્વની તરંગિત થતા કાને આવે છે; કોઇ હિંદુ હોટલમાંથી ગ્રામોફોનની રેકર્ડનો કર્કશ શબ્દ કાનોના પડદાને ફાડી નાખવા ચાહે છે. ઉદાસીન થઇને બાલમનથી હું આ બધાં દ્રશ્યો જોઉં છું., અવાજો સાંભળું છું. પરંતુ મારી માનસિક જડતાની આ અસાધારણતા સંબંધમાં વિચાર કરો કે આ વિચિત્ર રૂપો અને ધ્વનિઓની વચ્ચે ઉભો રહેવા છતાંએ ખાસ કરીને હું મને પોતાને એકદમ શુન્યમાં, અનન્ત કાલિક નિર્જનતામાં, હોવાનું માનવા લાગું છું. એને તમે કવિતા કે ભાવુકતાની વાત સમજતા નહીં. હું અતિશયોકિત કરી કાવ્યાત્મક ભાષાનો પ્રયોગ જરાએ કરતો નથી. માત્ર વાસ્તવિક સત્યને અક્ષરસઃ જાહેર કરૂં છું. સંભવિત છે કે કોઇ ડોકટર મારી આ નિરાળા પ્રકારની બીમારીનું કારણ જાણી શકે. જેવી રીતે કેટલીક વ્યકિતઓને નિદ્રાની એવી બીમારી હોય છે કે ચાલતાં ચાલતાં તેઓ એકાએક વિવશપણે ઉંઘવા લાગે છે; એ જ રીતે હું સમયે અસમયે શહેરના ભારે ઘોંઘાટની વચ્ચે શુન્યના ખોળે (ઇચ્છા ન હોવા છતાંયે) ઝુલવા લાગું છું.

વચ્ચે થોડા સમય માટે આ મોહાવસ્થામાંથી જ્યારે સચેત થઇ જાઉં છું ત્યારે એક અદ્‌ભૂત આનંદ, અ અભિમાનથી ભરેલી એક મધુર અનુભૂતિ મારા રોમેરોમમાં પુલકિત થઇ ઉઠે છે. એ અસાધારણ અનુભૂતિનું યથાર્થ વર્ણન કરવામાં હું મને સર્વથા અસમર્થ અનુભવી રહ્યો છું. હજાર પ્રયત્નો કરવા છતાંયે હું તમોને એનો આભાસ પણ આપી શકીશ નહીં. આ મારી ધારણા છે, અને જેટલું કૈં સમજાવી શકીશ એનું ફળ માત્ર એ જ આવશે કે લોકો મને તરત જ દીવાનાઓના કેદખાનામાં મોકલી આપવાનું સત્વવા લાગશે. છતાંયે હું મારા યત્ન છોડવા ઇચ્છતો નથી

હું કહેવા માંગતો હતો કે ઘોર અંધકારમય માનસિક સ્થિતિમાંથી જ્યારે મારી ચેતના થોડા સમય માટે જાગ્રત થઇ ઉઠતી ત્યારે હું વિચારવા લાગતો કે રંગરાગમાં મગ્ન, આનંદ ઉલ્લાસથી પ્રફુલ્લ આ બધાં નરનારીઓ, લખપતિ અને કરોડપતિઓના આ બધા આત્મતૃપ્ત જીવો (પછી તેઓ હિંદુ, મુસ્લીમ, પારસી, યાહુદી કે મારવાડી હોય) બુદ્ધિ અને જ્ઞાનની દ્રષ્ટિએ અત્યંત ક્ષુદ્ર, નહીં ગણકારવા સરખા–ઉપેક્ષણીય છે. હું જો કે બુદ્ધિની વ્યાપકતા અને અનુભવની પ્રબળતામાં તેઓ બધા કરતાં આગળ વધેલો છું અને તેથી એ બધા કરતાં હું ભોગનો વધુ અધિકારી છું, છતાંયે એક સાધારણ હરિજનની માફક હું આ ઉપેક્ષણીય અને હીનઅવસ્થામાં પડ્યો સડી રહ્યો છું. મારૂં ખાવા અને રહેવાનું કશું ઠેકાણું નથી, દિનપ્રતિદીન ખિન્નમન, ક્ષીણ શરીર અને દુર્બળ મગજનો થતો જાઉં છું. આ ન્યાય જે શક્તિનો છે પછી તે ઇશ્વરનો હોય કે શયતાનનો, પ્રકૃતિ હો અથવા ભાગ્ય, સમાજ હો કે શ્રૃંખલા

તેના ઉંડાણમાં, તળેટી સુધી પહોંચી જવાની ઇચ્છા મારા મનમાં ઉત્પન્ન થાય છે, અને એક રહસ્યમયી પ્રેરણાથી હું એ સમયે મને એટલા માટે સંપૂર્ણપણે સમર્થ સમજવા લાગું છું.

એક વધુ અસાધ્ય માનસિક રોગથી હું પીડાઇ રહ્યો છું. આ રોગ એટલો બધો ભયંકર છે કે એની કલ્પનાથી જ હું માથાથી પગ સુધી કંપી ઉઠું છું. મારા મનમાં એવો વિશ્વાસ દૃઢતા સાથે જામી ગયો છે કે જગતનો કોઇ પણ પ્રાચીન અથવા આધુનિક વિદ્વાન મને જ્ઞાનની કોઇ પણ એવી નવી વાત કહેવાને અસમર્થ છે કે જેને મેં મારી મુઠીમાં પકડી અત્યંત તુચ્છતાપૂર્વક પગ નીચે નાખી ઠોકરે મારી નહીં હોય. વાલ્મિકી વા હોમર, કાલીદાસ વા શેક્સપીઅર, અરસ્તૂ વા શંકરાચાર્ય, નીત્શે વા ટોલસ્ટોય, ટાગોર કે જગતની કોઇ પણ મૃત વા જીવિત વ્યક્તિની કોઇ પણ વાતમાં મને નામ માત્રની પણ નવીનતા દેખાતી નથી. હું એ વાત નિશ્ચિત રૂપે માની ચૂક્યો છું કે એ મહાપુરૂષોની એકે વાતનો મારા મન ઉપર પ્રભાવ પડી શકતો નથી. મારા હૃદયના અગમ અંધકારનાં રહસ્યનો સ્ફોટ માનવી જ્ઞાનની કોઇ પણ પ્રકાશરેખાથી નહિ થતો જોઇને મારૂં ચિત્ત ઉદ્‌ભ્રાન્ત થઇ ગયું છે. જ્ઞાનની જે ભેદભરી વાતોને હું સમજી શકતો નથી તેને જગતની બીજી કોઇ પણ વ્યક્તિ સમજાવવામાં સમર્થ થઇ શકે છે એ માની લેવા મારૂં મન તૈયાર નથી. પોતાને શ્રેષ્ઠ સમજવાની એક માનસિક બીમારી હોય છે; જેને મનોવિજ્ઞાનવેત્તા ધૂન કહે છે. અર્ધદિવાનાઓમાં પણ એ બીમારી હોવાનું જણાયું છે. પણ હું મને માત્ર શ્રેષ્ટ સમજતો નથી. એથી એ વધારે! ત્યારે શું હું પુરેપુરો દિવાનો થઇ ગયો છું? આ બીમારીને તમે ગમે તે નામ આપો—ખુશીથી આપો, મને એમાં જરાયે વાંધો નથી. હું તો માત્ર વાસ્તવિક હકીકત તમારી સામે રજુ કરી દેવા ઇચ્છું છું.

તમે હસો છો; એ હું સારી રીતે જાણું છું. મૂર્ખ, વિક્ષિપ્ત, અર્ધજ્ઞાને દોઢડાહ્યો, ઘેલો, પાજી વગેરે વિશેષણોથી મને વિભૂષિત કરી રહ્યા છો, તમને એમ કરવાનો પુરો અધિકાર છે. હું પોતે જ અનેક વેળા એવા વિશેષણોથી મને વગોવી ચૂક્યો છું, અને મારૂં અંતઃકરણ સારી રીતે જાણે છે કે હું વાસ્તવમાં એક હીનપ્રાણી છું, પણ બધું વ્યર્થ! મારા જીદ્દી મનના અટલ વિશ્વાસનો હું કોઇ પણ પ્રકારે ભંગ કરવાને અસમર્થ છું.

મારા જેવા પામર મનુષ્યનું મગજ તેમજ હૃદયની શારીરિક સીમા કેટલી ક્ષુદ્ર છે; કેવા ઉપેક્ષણીય છે? તે છતાંય આ ક્ષુદ્રતમ સીમાની અંદર જે ઉદ્ધત ગર્વદલિત માનનો સ્ફુર્તિભર્યો વેગ છે તે સમુદ્રના પ્રલયકારી તોફાનની માફક ગર્જના કરે છે, એની ભીષણતા કલ્પનાતીત છે.

* * *

વર્તમાન યુગ રાજકારણ અને વિજ્ઞાનનો યુગ છે. આ યુગમાં તે જ પુરૂષ શ્રેષ્ઠ સમજાય છે, જે કોઇ પણ રૂપમાં રાજકારણ સાથે સંબંધ રાખતો હોય. એજ વિદ્યા મહત્વપૂર્ણ માનવામાં આવે છે જે વ્યવહારિક વિજ્ઞાનની કોઇ નવી શોધ સાથે સંબંધ ધરાવતી હોય. આ યુગમાં વિદ્વત્તાની ઓળખ જ્ઞાનની ગહનતાથી નહીં પરંતુ કોણ કેટલી સંજ્ઞાઓથી પરિચિત છે તે ઉપરથી થાય છે. એ બધા વિષ-

ગેથી જો કે  દૂર જ છુ છતાયે એ વાત માનવાને ( તૈયાર નથી કે રાજ કારણી આગેવાન ઇશ્વરનો નાનો ભાઇ થાય છે અને એની વાત સમજવા અથવા તેના પ્રતિષ્ઠિત પદ સુધી પહોચવાની યોગ્યતા ફક્તમા કોઇ શકતી નથી નેપોલી-યન અને લેનિનની પ્રતિભા સાર્વજનિક પ્રશં-સાને યોગ્ય છે એનો અસ્વીકાર કોઇ નહીં કરી શકે. પરંતુ જો જગત તેમને "સ પૂર્ણ ને સર્વ" માનવા લાગે અને નાસ્તીકવાદી તેમને ઇશ્વરના "પૂર્ણ" અવતારના જેમ મનમાન્ય પૂજીને તેમની મહત્તા માત્ર તેમનામા જ રહેવાને યોગ્ય છે એવું સમજે અને બીજો એમના વા નો મર્મ જ નહી સમજી શકે એવો દાવો કરી હસવા લાગે તો ( કદી પણ તેમની સાથે એકમત થઇ શકીશ નહી જો આધુનિક વિજ્ઞાન તેજ જ્ઞાન ની ઉચ્ચતમ સીમા માની લેવામા આવે તો તેનુ જ પ્રમાણ આપીને ( કહેવા માગુ છું કે મૂળ શક્તિ–એનર્જી–એક છે અને તેનુ એક રૂપ દેશ, કાળ તથા પરિસ્થિતિના અન્તરથી બીજા રૂપમા ફેરફાર–પરિણત થઇ શકે છે જ્ઞાનના આવેગની જે તોફાની પ્રચંડતા મારામા જોરશોર દોડી રહી છે, જો એને યોગ્ય વાતાવરણ અને અનુકુળ પરિસ્થિતિ મળી આવતે તો મને દૃઢ વિશ્વાસ છે કે તે નેપોલીયન અને લેનિન કરતા પણ વધારે પ્રતિભા સાથે જગતના માથાની ચોટલી ઝાલીને પોતાની ઇચ્છા અનુસાર નમાવી–નચાવી શકતે. હુ જાણુ છુ, એના ઉત્તરમા તમો શું કહેશો તમે કહેશો કે નેપોલિયન અને લેનિન કંઇ પણ પરિસ્થિતિઓના વશ રહ્યા નહોતા, પરંતુ પરિસ્થિતિઓને પોતાની ઇચ્છા અનુસાર વાળવી એ જ તેમનું કાર્ય હતું ઠીક છે. પણ એ વાત તમે ભૂલી રહ્યા છો કે મારી વર્તમાન દશામા મારી સામે કોઇ પણ પરિસ્થિતિ ઉભી નથી, માત્ર એક જ એકલ-તા, વિશ્વવ્યાપી જડતા, અને અનન્ત શૂન્ય !

કોઇ કહેશે કે આ બધુ મનના વિકારે ઉત્પન્ન થએલી ભાવુકતા અને કલ્પનાની કાવ્યમય જાળ છે હુ કહીશ કે કલ્પનાની કાવ્યમય જાળથી જ વિશ્વક્રાંત ઉત્પન્ન થાય છે જગતમા થએલી બધી ઐતિ-હાસિક ક્રાતિઓનું મૂળ નેપોલીયન કે લેનિનની પકિતના નેતાઓ નથી, રૂસો યા કાર્લ માર્ક્સની પ્રકૃતિના ભાવુકો નથી પણ કલ્પનાપ્રિય તથા માનસિક જગતમા ફરનારા જીવો જ હતા.

અહીં થોડા દિવસોથી મારી બારીની સામે મુસ્લીમ વસ્તીમા રાત્રે સરસ રંગ જામે છે કોઇ છોકરાના લગ્ન હોવાનું જણાય છે મકાનની બધી સ્ત્રીઓ ઢોલકી વગાડીને કોરસમા ગાય છે તેમાની ઘણી સ્ત્રીઓ સંયુક્ત પ્રાત તરફની હોય એમ લાગે છે મુસ્લીમ હોવા છતાયે તેજ ગાયનો ગાય છે જે હુ બાળવયમા મારા ઘર પર મારી મા તેમજ આડોસપાડોસથી આવતી સ્ત્રીઓના મોઢે બેસી સાભળ્યા કરતો હતો મારા કોમળ મગજ ઉપર હાલરડા જેવી એ ગાયનોની અસર થતી હતી અને હુ ઝુલતો અને એ સાભળતો ખોળામા જ સુઇ જતો હતો જ્યારે કંઇક મોટો થયો ત્યારે પણ સ્ત્રીઓના આનંદો ત્સવમા ભાગ લેવાનો એકે અવસર હાથથી જવા દેતો નહી તેઓના મનો-રમ ગીતોમાંથી હુ એક એવી સરળ મોહકતાનો અનુભવ કરતો હતો કે સગા સંબંધની કોઇ ડાળી, માબીની બાજુમા બેસી એ સાભળ્યા કરતો હતો પાડોશની બધી સ્ત્રીઓનો હુ લાડકવાયો હતો મને

ત્યાં એટલો જોઇ કોઇ વ્હાલથી હાથ ફેરવતી, કોઇ મારા માથાના મોટા મોટા વાળોમાં આંગળી સેરવી પસવારતી, કોઇ મારા મૂખપર, મારી આંખોમાં બાળસુલભ હાસ્યોદ્દીપ્ત ચંચળતાને બદલે વિસ્મિત ગાંભીર્ય અને નીરવ એકનિષ્ઠતા જોઇને સ્નેહપૂર્ણ આશ્ચર્ય પ્રગટ કરતી ગદગદ થઇ જતી હતી.

એ સ્ત્રીઓના સમ્મિલિત કંઠમાંથી નિકળેલી ચિરપરિચીત સ્વરલહેરી સાંભળીને બાળવયની તેજ જૂની સ્નિગ્ધ-મધુર-સ્મૃતિ રહી રહીને મારા હૃદયમાં ઉભરાવા લાગે છે અને અંતરાત્મામાં હળવાં ગલગલીઆં સમાઇ જાય છે. ઇચ્છા થાય છે કે આ દીર્ઘ-વિસ્મૃત સ્નેહ-પ્રેમના દિવસોના સ્મરણમાં એક વેળા ખૂબ રહું, પણ કોઇ પણ પ્રકારે રડવું નથી આવતું, એથી મનમાં વધારે વ્યાકુળતા થાય છે. ચાર રસ્તા પર રાગ રંગમય જીવનના તરંગોમાં ડુબકીઓ મારનારા ફેસ્નેબલ જનસમાજના આનંદ કોલાહલથી મૂક્તિ મેળવીને ડેલા પર પહોંચતાં સ્નિગ્ધ, શાંત, સરળ, તરલ રસમય ગીતસ્વર લહરીની જેમ મારા વ્યથિત હૃદયને ઠપકારતાં ઠપકારતાં સુવાડી દેવાનઃ યત્ન કરૂં છું. હૃદય સુઇ જાય છે, પણ આંખો સુવા ચાહતી નથી. ખાટલા પર ચત્તો પડયો રહીને ઉપરના તારાઓના ચિર-રહસ્યમય પ્રકાશથી ઝગમગતા આકાશની તરફ એકીટશે જોતો રહું છું. ગીત અને ઢોલકીના સાદ મળીને ઝણકાર કરતા કાનમાં ગુંજે છે અને મારૂં હૃદય મૂર્છામગ્ન જેમ ઝુમતું રહે છે. દરેક ગીત પુરૂં થતાં વચ્ચે વચ્ચે હાસ્યાલાપ થાય છે જેથી એવું જણાય છે કે એ બધી સ્ત્રીઓના કુટુંબ જીવનમાં કદી કોઇ પણ પ્રકારની અશાંતિ આવી નહીં હોય, અને તેમને ત્યાં દરરોજ જે ખૂન-ખરાબી, મારામારી, ગાળાગાળી વગેરેનાં દશ્યો દેખાય છે તેની સાથે જાણે તેમને કશોએ સંબંધ જ નથી.

એવા પ્રસંગે મારા મનમાં કદી કદી એવી ઇચ્છા ઉત્પન્ન થાય છે કે હું પણ કોઇ એવા જ પ્રકારના-હરિજન શ્રેણીના કુટુંબ સાથે (પછી તે ગમે તે જાતિ કે ધર્મનો હોય, મારા જીવનસૂત્રને બાંધું) એ જ લોકોની માફક આગળ પાછળની કશીએ ચિંતા નહીં કરતાં નાના મોટા દુષ્કર્મોમાં ગુંથાઇ જાઉં. કોઇ હરિજન સ્ત્રી સાથે લગ્ન કરીને સવાર સાંજ તેના મોઢામાંથી અશ્લીલ ગાળોની વર્ષા અને ફીટકાર સાંભળીને રાત્રે તેને એ જ રીતે શાંત થઇને ગીત ગયા પછી હાસ્યાલાપમાં મગ્ન જોઉં; ગરમીના દિવસોમાં ઘરની બહાર કાદવ અને કચરાથી ભરેલી સાંકડી ગલીમાં એક ફાટયું મેલું ગોદડું પાથરી નાક મોઢું મરડયા વીના 'કામરેડ' લોકોની જેમ ગપ્પાં મારતો મારતો બેશુદ્ધ થઇને ઉંઘી જાઉં.

મનતત્વજ્ઞ વિદ્વાનો અહીં એવી ટીકા જરૂર કરશે કે આ યૌનવૃત્તિ-દમનને કારણે ઉત્પન્ન થએલી માનસિક વિકૃતિનું ફળ છે. જો એમ જ હોત તો હું મારા મનને ગમે તે પ્રકારે સમજાવીને શાંત કરી નાખતે પણ આ મનવિકૃતિનું મૂળ કારણ એવા ઘનઘોર અંધકારની ગહનતામાં ગુપ્ત થએલું છે કે તેને સરળતાથી શોધી કાઢવાનો દાવો કરવો તે અજ્ઞાનતા દેખાડનારૂં થઇ પડશે.

ખરી વાત તો એ છે કે અત્યારે હું જીવનના એક મુશ્કેલીભર્યાં ચક્રમાં સપડાઇ ગયો છું. ખોટા જ્ઞાનની પોલ જણાઇ આવતી બુદ્ધિ વિષયક ચર્ચા પ્રત્યે એટલો

બધો કંટાળી ગયો છું કે એમાંથી મુક્તિ મેળવવા માટે નર્યો પશુ થવા પણ કબૂલ છું.

**એ** સિવાય એક બીજી પણ વાત છે. વર્તમાન સંસ્કારી જગતનાં સામાજિક બંધનોએ મારા આત્માને કુટિલતા સાથે એવો જકડી રાખ્યો છે કે હું કોઇ પણ ઉપાયે એ બંધનોના એકએક તારને તોડી ફોડી નાખવા માટે તરફડીયાં મારી રહ્યો છું. મને વિશ્વાસ છે કે સમાજમાં એક એવી નિર્મૂલ, નિર્બંધ પરિસ્થિતિ ઉત્પન્ન કરવાની જરૂર છે કે જેથી સમસ્ત સ્ત્રી-પુરૂષ કોઇ પણ નિયમ કે નિયમન વીના-નિરંકુશગતિથી પોતપોતાની પ્રવૃત્તિ અનુસાર ચાલવા માટે સંપૂર્ણપણે સ્વતંત્ર હોય, એક એવા વાતાવરણની જરૂર છે કે જેમા સ્ત્રી અને પુરૂષ, ધનવાન અને નિર્ધન, માલેક અને મજુર, બધાને એક બીજા ઉપર જરાયે અવલંબિત રહ્યા વીના સ્વેચ્છાચારની પૂરેપૂરી સ્વાધીનતા મેળવી લે અને કોઇ પણ વ્યક્તિ કોઇ પણ પ્રકારના સામાજીક વિધિ-વિધાનને કોઇ પણ રૂપમાં માનવા માટે બંધાએલો નહીં હોય. એક વેળા સંસ્કારી સમાજમાં બંધન વીનાની ઉછૃંખલતા, પૂર્ણતઃ અસ્તવ્યસ્ત અવસ્થા-જેને અરાજકતા કહેવામાં આવે છે-તે સ્થિતિ જોવાની અદમ્ય ઇચ્છા મારા મનમાં ઘણા દિવસોની વાસ કરે છે. સમાજમાં એક વેળા વિધ્વંસની નગ્નલીલાનું પ્રલય-તાંડવ મચી જાય, એ હું અંતઃકરણથી ઇચ્છું છું. જે ખોટાં બંધનોએ મધ્યશ્રેણીનાં લોકોને ચારે તરફથી અત્યંત નિષ્ઠુરતા સાથે જકડીને તેના હાડેહાડ, પાંસળે પાંસળાં પીસી નાખ્યાં છે અને જીવતા કે મરવામાં નહીં એવી સ્થિતિ ઉત્પન્ન કરી છે, તેમનું અસ્તિત્વ કોઇ પણ પ્રકારે કોઇ પણ રૂપમાં રહે એ જોવા હું ઇચ્છતો નથી. હું ઇચ્છું છું કે કાં તો આખું જગત એકદમ નીચી પંક્તિએ આવી જાય, હરિજનશ્રેણીમાં પરિણત થઇ જાય અથવા સમાજમાં એક છેડાથી લઇને બીજા છેડા સુધી અમીર ઉમરાવો જ રહે; વચલી અવસ્થા કોઇ પણ સ્વરૂપમાં કયારે ન રહે

૨

**મા**રા ઓરડાથી ત્રીજે કે ચોથે ઓરડે એક સિંધી રહેતો હતો. એ અજબ માણસ હતો, એની વાતચીત પરથી મને જણાયું કે એ સાત આઠ વર્ષ જાપાનમા રહ્યો હતો. પહેલ વહેલો જ્યારે હું એ મકાનમા આવ્યો ત્યારે એને જોઇને મને ખૂબ આશ્ચર્ય થયું કે સાહેબ જેવો ઠાઠ રાખનારો માણસ પણ આ હરિજનના જેવાં નિવાસમાં રહી શકે છે! તે પહેલા દિવસથી જ મારી સાથે પરિચય વધારવા માંગતો હતો, પણ મને એના ચહેરા ઉપર એક એવા પ્રકારનું હલકાપણું જણાયું કે જેથી મારૂં મન એના પ્રત્યે વિમૂખ થઇ ગયું પણ ધીમે ધીમે, ઇચ્છા નહીં હોવા છતાં એ, જ્યારે એની સાથે મારો ધાડો સંબંધ બંધાઇ ગયો ત્યારે હું એને બીજા જ સ્વરૂપે જોઇ શકયો. મેં જોયું, એનામાં સંકીર્ણતા જરૂર હતી, પરંતુ એ મલીન 'બેક ગ્રાઉન્ડ' ઉપર કદી કદી ઉજ્જવળ સહૃદયતાનાં અણું ચમકતાં દેખાવ દે છે. એની સંકીર્ણતા જેવી સ્પષ્ટ છે, સહૃદયતા પણ તેવી જ સત્ય છે. એના ચહેરા ઉપર એ બંને પરસ્પર વિરોધી-જૂના જૂના ભાવો સ્પષ્ટપણે ઝળકયા કરે છે.

મને ખબર મળી કે પહેલા આ સીંધી કોટમાં રાજાબાઇ ટાવરની પાસે આવેલા

મહેન્દ્ર મેનશનમાં રહેતો હતો. પણ હવે કેટલાક સમયથી બેકારીને કારણે લાચાર બનીને આ ગંદા મકાનમાં રહેવા આવ્યો છે. બેકારીને કારણે જરૂર હાથ ભેંચમાં રહે છે, તે છતાંયે આ ગંદા મકાનમાં પણ એ ઘણાં ઠાઠમાઠ સાથે રહે છે. ક્યાં ક્યાંથી એ કદી કદી એકી સાથે સો બસો રૂપીઆ લઇ આવે છે. ક્યાંથી લાવે છે એ ભેદ જાણવો મુશ્કેલ છે, પણ બીજા જ દિવસે રંગરાગમાં બધું ખર્ચી નાખે છે અને ત્રીજે દિવસે મારી પાસેથી ચાર પૈસા ઉધાર માગવા આવે છે. બહારથી જો કે એ બેફીકર માણસ જણાય છે, પરંતુ અંદરથી એ ઘણો ચિંતાતુર અને ખિન્ન રહે છે. એની ચિંતાનું એક મોટું કારણ છે. દાર્જીલીંગમાં એક ફેશનેબલ બંગાળી યુવતી સાથે એનો પ્રેમ થઇ ગયો હતો. એની વાતોથી જણાય છે કે એ યુવતી ફેશનેબલ હોવા છતાંયે સહૃદય હતી. આરંભમાં બંને ચોરી છૂપીથી એકબીજાને ત્યાં આવજાવ કરતાં હતાં. એ પછી મારા મિત્રે (જેનું પુરૂં નામ નહીં લખતાં હું માત્ર મી૦ ગી. લખીને પરિચય આપીશ) એ બંગાળી યુવતીની ઇચ્છા અનુસાર એના માતપિતા સાથે પરિચય વધાર્યો, કન્યાનો પિતા જો કે તેના ગાઢ પરિચય બદલ ખુશ નહોતો, છતાંયે છોકરીની માને સંતુષ્ટ કરવામાં એણે જોઇતી સફળતા મેળવી લીધી હતી. મી૦ ગી. ના શ્યામ મોઢા ઉપર જો કે શીતળાના ડાઘા છે; છતાંયે આ અદ્દભૂત પ્રકૃતિના પુરૂષની આંખોમાં વારંવાર નિષ્કામ સહૃદયતા અને સરળ સંકોચભર્યા સ્મિતની જે મધુર ભાવુકતા પોતાનો આશ્ચર્યજનક ચમત્કાર દેખાડતી રહે છે તે સ્ત્રીઓને મુગ્ધ કરવામાં કદી પણ નિષ્ફળ જાય તેવી નથી, એવો વિશ્વાસ મારા મનમાં દ્દઢતા સાથે બંધાતો

ગયો. હશે ગમે તેમ. છોકરી સાથે એનો પરિચય ગાઢ થતો ગયો. મી૦ ગી. કહે છે કે ઘણું કરીને એ બંને ડુંગરના કોઇ અજાણ્યા ખૂણામાં જઇને કલાકો સુધી કાવ્ય, પ્રેમ અને સૌન્દર્યની ચર્ચા કર્યા કરતાં હતાં. (હું જાણું છું કે મી૦ ગી. એ કોઇ પણ યુનિવરસીટીમાં શિક્ષણ મેળવ્યું નથી; તેથી તેની કાવ્ય ચર્ચાની વાત સાંભળીને મને આશ્ચર્ય થયું.) છોકરી એને એટલી બધી ચાહતી હતી કે એ નિર્જનતામાં સૌન્દર્ય ચર્ચા કરતાં કરતાં એની આંખોમાં અકારણ પાણી ભરાઇ આવતું. તે કદી સ્નેહમધુર હાસ્યે હસતી, કદી કૃત્રિમ ક્રોધનો ભાવ દેખાડતી, કદી ગદ્દગદ્દ આંખોમાં આંસૂ છલકાવતી.

* * *

દાર્જીલિંગની સીઝન પૂરી થતાં છોકરી પોતાના માતાપિતા સાથે મુંબાઇ આવી હતી. એના પિતાને અહીં નોકરી હતી. મી૦ ગી. પણ મુંબાઇમાં આવી મહેન્દ્ર મેનશનમાં રહેવા લાગ્યો અને પોતાના મિત્રો પાસેથી પૈસા ઉધાર લઇને છોકરીના પોઝીશનનો વિચાર કરીને બહારનો ભભકો જાળવી રાખ્યો. મુંબાઇમાં પણ બંને એકબીજાને ત્યાં આવજાવ કરતાં હતાં. બંનેના હૃદયમાં એ વાતનો નિશ્ચીત વિશ્વાસ થયો કે તેમનાં લગ્ન જરૂર થોડા સમયમાં થઇ જશે. પણ મી૦ ગી. ના દુર્ભાગ્યે એના કેટલાક મિત્રોએ એના ભાગ્ય પર અદેખાઇ કરીને એની મૂળ સ્થિતિથી છોકરીના પિતાને માહીતગાર કર્યો. તેમને કહેવામાં આવ્યું કે મી૦ ગી. એક સાધારણ માણસ છે; એનું કયાંએ ઘર નથી, એને આવકનું સારું સાધન પણ નથી. એ પોતાની અમીરી

દેખાડવા માટે મિત્રો પાસેથી ઉછીના નાણાં લઇને બહારનો ભભકો રાખે છે. પછી શું? એજ દિવસે મી૦ ગી. નો માર્ગ છોકરીને ત્યાં આવવા જવાનો બંધ થઇ ગયો. ત્યાર બાદ તે આ ગંદા મકાનમાં ચાલ્યો આવ્યો, જેમાં આજકાલ હું રહું છું. પેલી યુવતીને છેલ્લી વેળા ઇંગીનગાર્ડનમાં એના માતપિતાની જાણ વીના મળ્યો હતો. છોકરી ખૂબ રડી હતી અને રડતાં રડતાં એણે મી૦ ગી. પાસેથી એવી પ્રતિજ્ઞા કરાવી હતી કે જો એ એને ખરા હૃદયથી ચાહે છે તો એ પછી એને ક્યાંયે મળે નહીં, તેમજ પત્ર લખે નહીં અને હંમેશ માટે ભૂલી જાય. એના ઉત્કટ પ્રેમથી પ્રભાવિત થઇને મી૦ ગી. એ એને એની ઇચ્છા મૂજબ વચન આપી દીધું. એણે સાંભળ્યું છે કે, હવે એ છોકરીનાં લગ્ન પણ કોઇ બંગાળી યુવાન સાથે થઇ ગયાં છે. મી૦ ગી. હંમેશાં એના સ્મરણમાં નિશ્વાસો નાખે છે, એનો ઉલ્લેખ કરતાંજ એની આંખો આંસુથી છલકાઇ જાય છે. તે છતાંયે એ કહે છે કે એ જ્યાં પણ હોય, ત્યાં આનંદથી રહે, હું ખરા અંતઃકરણથી એજ ઇચ્છું છું. એની એક બીજી વાત પણ મને આશ્ચર્યમાં નાખે છે. એ કહે છે કે એટલા દિવસો સુધી આટલો ઘાડો સંબંધ રહેવા છતાંયે એ બંગાળી છોકરી સાથે એનો કદી પણ કોઇપણ પ્રકારનો શારીરિક સંબંધ થયોજ નથી. એની એ વાત ઉપર હું એટલા માટે વિશ્વાસ કરું છું કે તે એવા માણસોમાંનો છે જે ગૃહસ્થ કુટુંબની વહુ દિકરીઓનું સતિત્વ નષ્ટ કરવાની વાત માટે ગર્વ લે છે; અને ઘણું કરીને ખોટું કહે છે કે તેમણે અમૂક અમૂક છોકરીઓના શિયળનો ભંગ કર્યો છે. પણ આ વિશેષ છોકરીના સંબંધમાં મી૦ ગી. જ્યારે વાત કરે છે ત્યારે એના ચહેરા પરથી વાસ્તવિક શ્રદ્ધા ઝરી આવે છે. એમ તો સાચું ખોટું હું જાણતો નથી, કારણ કે મેં કદી એ છોકરીને જોઇ નથી, અને મી૦ ગી. સીવાય એની વાત કોઇને મોઢે સાંભળી પણ નથી.

મી૦ ગી. ની આ પ્રેમકથાનું વિસ્તૃત વર્ણન મેં એટલા માટે કર્યું છે કે એ સાંભળીને મારા હૃદયના તલપ્રદેશમાં ઘણા દિવસો સુધી સુતેલી ભાવનાઓ ઘણી વ્યાકુળતા સાથે જાગી પડવાનો ભય દેખાડવા લાગી છે. પ્રેમના જે હવાઇ કલ્પનાના તરંગમાં હું પ્રથમ યૌવનના વસંતમય વાતાવરણમાં ઉલ્લાસભર્યો ફરતો હતો, પરવશ જીવનમાં અત્યંત મુશ્કેલ પરિસ્થિતિઓના ચક્રમાં પડવાને કારણે એને તદન મિથ્યા, અવાસ્તવિક અને મહત્વહીન સમજવા લાગ્યો હતો અને હજી સુધી એમ જ સમજતો આવ્યો છું. પણ મી૦ ગી. ની પ્રેમકથાએ ચિત્તમાં ફરી એક વેળા હવાઇ લોકની આર્દ્ર ચંચળતાના ઓળા નાખ્યા છે. મને વિશ્વાસ છે કે મારા હૃદયની આ ચંચળતા ક્ષણિક છે થોડીક ક્ષણ માટે ભલે હું મારા હૃદયને ભૂલાવામાં રાખું, પણ હું નિશ્ચીતરૂપે જાણું છું કે સ્નિગ્ધ સ્નેહની ભીનાશભરી સુગંધથી મહેકતી, કોમળ કરૂણ રસથી ભીંજએલી ભાવુકતા જે તરૂણીના હૃદયમાં ભરેલી હોય, એનો પ્રેમ હવે મને કોઇ પણ પ્રકારે આકર્ષિ શકશે નહીં. મારા જેવા હૃદયબળ્યાને જોઇએ છે કઠીન જ્ઞાનની દુર્ધર્ષ ગર્જનાથી હુંકારતી વાઘણ, કઠોર વૈજ્ઞાનિક વાસ્તવિકતાથી ફુંફાડા મારતી નાગણ. મને કાવ્ય-જગતની પરી નહીં, બુદ્ધિ જગતની ડાકણ જોઇએ. માત્ર એવી જ સ્ત્રી મારી વર્તમાન

માનસિક અવસ્થાને સમજીને, મારા મનો-રાજ્યને નિમજ્ળ નિષ્ઠુરતાથી પગ નીચે રગદોળીને મારામાં ચૈતન્ય લાવી શકે છે.

**મી૦** ગી. મારી પાસે વારંવાર એ વાતની ફર્યાદ કરી ચૂકયો છે કે માત્ર રૂપીઆ નહીં હોવાને કારણે એના સ્વર્ગીય પ્રેમમય જીવનનું સ્વપ્ન નિષ્ફળ ગયું. એવી તુચ્છ પાર્થિવ વસ્તુના અભાવને કારણે પ્રેમનું એવું પવિત્ર બંધન હંમેશ માટે છિન્નભિન્ન થઇ ગયું: એને શી ખબર કે આ તુચ્છ હીન કારણે મારા જીવનની બધી મનોવૈજ્ઞાનિક ક્રીયા ઉંધી વળી ગઇ છે. બધી માનસિક ભાવધારા–બધી સાઇકોલોજી જ મૂળમાં બદલાઈ ગઇ છે! રૂપીઆનો મહિમા બધા યુગોમાં સ્વીકારવામાં આવ્યો છે, પણ આ યુગમાં એની શકિત સાક્ષાત ઇશ્વર કરતાંયે ઘણી વધી ગઇ છે, એ જોઇને મારા આશ્ચર્યનો પાર રહેતો નથી. રૂપીઆ! રૂપીઆ! હાય રૂપીઆ, સર્વત્ર એજ હાહાકાર ચારે તરફ એજ વિદિર્ણાક્રન્દ સંભળાય છે. આ ચુમ્બક શકિત વીના એક ડગલું આગળ વધવું મુશ્કેલ છે, ત્યારે રાજકારણી નેતા બનવાની વાત જ કયાં? માનવ સમાજ પાસેથી શિક્ષા લેવી હોય તો રૂપીયા જોઇએ, શિક્ષા આપવી હોય તો પણ રૂપીઆની જરૂર છે. એકે એવો નેતા મારી દ્રષ્ટિમાં નથી આવતો જે પોતાની નિર્ધનતાની સ્થિતિમાં માત્ર પોતાની બુદ્ધિના બળે જગત પર પોતાના નેતૃત્વની પ્રતિભા જમાવવામાં સમર્થ થયો હોય.

* * *

**આ**જે સવારથી કંઇ ખાધું નથી. આખો દિવસ ઓફીસમાં ચોપડા પર કલમ ઘસીને સાંજે ઘેર આવ્યો છું. ભૂખ લાગી છે. સ્ટવ રાખેલો છે. પણ ચાની ભૂકી અને થોડીક સાકર સીવાય બીજું કશુંયે નથી. સાકરમાં પણ હજારો કીડીઓ એવી રીતે દોડાદોડ કરી રહી છે, જાણે સારાયે જગતમાં આનંદનું મૂળતત્વ જો કયાંયેહોય તો તે એજ કીડીઓને મળી ગયું છે. એવી રીતે સાકર લુંટવામાં એ કીડીઓ વ્યસ્ત થઇ ગઇ છે કે તેમને દુર કરવાના યત્ન કરું તો તેઓ મારી દુર્ગતી કરી નાખે. વિચારી રહ્યો છું કે કીડી બનીને જન્મ્યો નહીં. મરતે તોયે કોઇને કરડીને મરતે! મને સૃષ્ટિના કર્તાએ ભસ્માસુર જન્માવ્યો છે અને તેયે એવા શાપ સાથે કે બીજાનો વાળ પણ વાંકો કરી ન શકું અને મારા અંતરની અગ્નિમાં હું પોતેજ બળતો રહું......પણ હવે અધિક વિચારવા અને લખવાની શક્તિ નથી. ભૂખના થાકથી નિંદ્રા આવે છે. હવે સુઇ જાઉં છું.

(સંપૂર્ણ.)



# શ્રમજીવી વિરુધ્ધ બુદ્ધિજીવી

લેખિકાઃ
કુ. પુષ્પા.

ગાંધીજી કોઈ પણ ચળવળ ઉપાડે છે કે તરતજ ગાંધીજી અને એમની રાળકી પ્રચારનાં બધાંજ સાધનો દ્વારા તે ચળવળનો પ્રચાર કરવા મંડી જાય છે. ગાંધીજીએ હમણાં ગ્રામઉદ્યોગોના પુનરૂદ્ધારની ચળવળ ઉપાડી છે અને એમનું આખુંયે લશ્કર તે ચળવળના પ્રચાર માટે દરેક સાધનોનો ઉપયોગ કરી રહ્યું છે. તાજેતરમાં જ, ગ્રામઉદ્યોગ સંઘના રસ્તામાં કેવી કેવી જાતની મુશ્કેલીઓ આવશે તે બતાવતો એક લેખ સ્વામી આનંદ "શ્રમજીવી વિ. બુદ્ધિજીવી"ના શિર્ષક નીચે હરિજન બંધુમાં પ્રકટ કર્યો છે.

ગ્રામઉદ્યોગ સંઘની યોજનાનું વિગતવાર પૃથક્કરણ કરવાનું આ સ્થાન નથી. પરંતુ સ્વામી આનંદના લેખનું શાસ્ત્રીય પૃથક્કરણ કરી તેની પાછળ રહેલો હેતુ ખુલ્લો પાડવો એ ખાસ જરૂરી છે.

સ્વામી આનંદ પોતાના લેખમાં લખે છે કે ગામડાની શરીરશ્રમ પર જીવનારી પ્રજા "બેકાર, બેહાલ, અને ધાતુ નાણાંની થેલીઓ પાછળ બેઠેલા બનેલા બુદ્ધિમાન વર્ગનો શીકાર બની ગઇ છે......સંઘબળ અને ઝડપી વહેવારનાં સાધનોવાળા આ જમાનામાં બુદ્ધિજીવી વર્ગ શ્રમજીવીઓને મુકાબલે અનેક રીતે લાભનાં સ્થાનો રોકીને બેઠેલો હોવાથી જીવનની હરિફાઇમાં...અનાયાસે જ ફાવી જાય છે...અને ગામડાંનો આમવર્ગ તેમને હાથે જાણે અજાણે પણ નીચોવાતો જાય છે.

ઉપરનાં વાક્યો પરથી એ સ્પષ્ટ દેખાય છે કે આખાયે લેખમાં ગામડાની પ્રજાનું ચુસણ શહેરનો બુદ્ધિજીવી વેપારી વર્ગ કરે છે, એ વસ્તુ પર વધુ પડતો ભાર મુકીને સ્વામી આનંદ ગામડાઓનું શહેરો ચુસણ કરે છે એમ ઠસાવવાનો પ્રયત્ન કર્યો છે. આ રીતે ગામડા અને શહેરો વચ્ચેના કાલ્પનીક વિરોધને વધુ પડતી અગત્યતા આપીને, સ્વામી આનંદે સાચી વસ્તુસ્થિતિ પર ઢાંકપીછોડા કરવાનો પ્રયત્ન કર્યો છે.

ગામડાની "ગરીબ શરીરશ્રમ પર જીવનારી પ્રજા"નું ચુસણ ફકત શહેરનો બુદ્ધિજીવી વેપારી વર્ગજ કરે છે એવું નથી. ગામડાના આમવર્ગનું ચુસણ શહેરો કરે છે, ગામડા અને શહેર વચ્ચેના વીરોધના અવશેષો હજુ પણ કેટલેક ઠેકાણે અસ્તિત્વમાં છે એ વસ્તુ સત્ય છે પણ એ વિરોધ આજના સમાજનું ખાસ લક્ષણ નથી. ગામડાનું શહેરથી થતું ચુસણ, ગામડા અને શહેર વચ્ચેનો વિરોધ એ ઉગતા મૂડીવાદનું લાક્ષણિક ચીન્હ છે. આજે મૂડીવાદના પતનકાળમાં આ વિરોધના અવશેષો કેટલેક ઠેકાણે માલમ પડે છે. પરંતુ ગામડા અને શહેરો વચ્ચેના વિરોધના બાકી રહેલા આ અવશેષોને

વધુ પડતું અને બીનજરૂરી અગત્યતા આપવી એ સાચી વાસ્તવિકતા પર ધૂળ નાખવા બરાબર છે.

**આજની સાચી** વાસ્તવિક પરિસ્થિતિ તો એ છે કે મૂડીવાદે ગામડામાં પણ પોતાનો પગપેસારો કર્યો છે. અને મૂડીવાદી પદ્ધતિમાં રહેલા સ્વભાવજન્ય આંતવિરોધોએ ગામડાની ગરીબ પ્રજાને પણ પોતાના સકંજામાં સપડાવી છે. આપણે ત્યાં ખેતીમાં યંત્રોનો વધતો જતો ઉપયોગ,ડેરી–ફાર્મીંગ જેવા ગ્રામ-ઉદ્યોગોમાં પણ વધુ પ્રમાણમાં યંત્રોનો ઉપયોગ વિગેરે ગામડામાં મૂડીવાદની પ્રગતિનું સુચન છે. મૂડીવાદી ઉત્પાદન પદ્ધતિ પોતાના વિકાસક્રમમાં આખાયે સમાજને બે ભાગમાં વહેંચી નાંખે છે તે નિયમ પ્રમાણે આજે મૂડીવાદે ગામડાની પ્રજાને પણ બે વર્ગોમાં વહેંચી નાંખી છે. આમાંનો એક નાનકડો વર્ગ ઉત્પાદનનાં સાધનો–મોટાં મોટાં યંત્રો, જમીન જાગીર વિગેરે નો માલિક બની બેઠો છે, જ્યારે આ ઉત્પાદનનાં સાધનોની માલિકીમાંથી બાતલ રાખવામાં આવેલો બીજો વર્ગ બહુજનસમાજ–આ સાધનો પર મજૂરી કરનાર વર્ગ તરીકે જન્મે છે. પોતાની માલિકીની જમીનના એક નાનકડા ટુકડા પર પોતાની માલિકીના પણ જૂની પદ્ધતિના અને અનાર્થિક સાધનો (હળ વિગેરે) વડે ખેતી કરી પોતાનો જીવન–નિર્વાહ ચલાવનાર ખેડુત વર્ગ આપણે ત્યાં ખુબ મોટી સંખ્યામાં અસ્તિત્વમાં છે એ વાત સાચી છે. "પશ્ચિમના દેશોમાં જે રીતે મૂડીવાદનો વિકાસ થયો છે તે જાતનો મૂડીવાદ હજૂ સુધી આપણે ત્યાં નથી આવ્યો." આવા બણુગાં ફુંકનાર મધ્યમ વર્ગના પંડીતો આ મધ્યમ વર્ગના ખેડુત તરફ આંગળી ચીંધે છે. પરંતુ દેવાંના અનહદ બોજા નીચે, અને મૂડીવાદી ઉત્પાદન પદ્ધતિના વધતા જતા મુકાબલા નીચે આ મધ્યમ વર્ગના ખેડુતનું અસ્તિત્વ ખુબ ઝડપથી નાબુદ થતું જાય છે અને આ મધ્યમ વર્ગનો ખેડુત જમીન વગરના ખેડુત–મજૂરમાં ફેરવાતો જાય છે. આ આખોયે ક્રમ જેણે જાણી જોઇને પોતાની આંખે અંધારીઆં નથી બાંધ્યાં તે સ્પષ્ટ રીતે જોઇ શકે છે.

**આ ઉપરથી** એ સાફ સાફ દેખાય છે કે ગામડા અને શહેર વચ્ચેનો વિરોધ આજના સમાજનું ખાસ લક્ષણ નથી, પણ સમાજમાં બે વર્ગો વચ્ચેનો વિરોધ વર્ગ–વિગ્રહ–એ આજના સમાજનું લાક્ષણિક ચિન્હ છે, પરંતુ ગાંધીજીની ફીલસુફીમાં આ વાસ્તવિક વિરોધને–વર્ગ–વિગ્રહને–સ્થાન નથી. પરિણામે, જ્યાં જ્યાં બે વર્ગો વચ્ચેનો આ નર્યો વિરોધ, એક સામાન્ય માણસ પણ જોઇ શકે છે ત્યાં ત્યાં આ સાચા વિરોધને દબાવી દેવાના હેતુથી ગાંધીજી અને એમના અનુયાયીઓ કાલ્પનિક વિરોધો ઉભા કરે છે. ગામડા અને શહેર વચ્ચેનો કાલ્પનિક વિરોધ ઉભો કરીને વર્ગ–વિગ્રહના વાસ્તવિક વિરોધ પર ઢાંકપીછોડા કરવાનો પ્રયાસ સ્વામી આનંદના લેખમાં પણ છુપાયલો છે.

**ગામડા અને શહેર** વચ્ચેના વિરોધને આમજનતાના મગજ પર બરાબર ઠસાવવા માટે સ્વામી આનંદે એક બે દાખલા પણ ટાંક્યા છે. પોતાનો કેસ મજબૂત રીતે પુરવાર કરવા માટે સ્વામી આનંદે કેળાની ખેતીમાં, પાયમાલ થઇ ગયેલા "ગુજરાતના પ્રથમ પંક્તિના એક ખેડુત–મિત્ર"નો દાખલો આપ્યો છે અને મુંબઇ ઇલાકા અને મધ્યપ્રાંતોમાં કેળાંના બગીચા કરનારા "સારી સ્થિતિના"

છે. બંને આ અનિષ્ટોને દૂર કરવા માટે આતુર છે. પરંતુ આ અનિષ્ટોનો નાશ કરવાનો શાસ્ત્રીય માર્ગ બતાવવામાં જ સામ્યવાદી ફીલસુફીનું ઉપરીપણું રહેલું છે.

ગાંધીજીની ફીલસુફીમાં ઐતિહાસીક દ્રષ્ટિબિંદુને સ્થાન નથી, ગાંધીજીના અનુયાયીઓ ઐતિહાસીક દ્રષ્ટિબિંદુ કેળવવા ઇચ્છતા પણ નથી. પરિણામે સામાજીક વિકાસક્રમ અને મૂડીવાદની અનિવાર્યતા સ્વીકારવા ગાંધીવાદીઓ તૈયાર નથી અને એટલે જ ગ્રામઉદ્યોગોના પુનરૂદ્ધારની યોજના રેંટીયો વિગેરે દ્વારા મૂડીવાદની પ્રગતિને અટકાવવાના નિષ્ફળ પ્રયત્નો કરી દેશને બે સૈકા પાછળ લઇ જવાનાં સ્વપ્નાં ગાંધીવાદીઓ સેવે છે. આ રીતે ગાંધીજીની ફીલસુફી પ્રગતિ–વિરોધી અને પ્રતિગામી છે.

સામ્યવાદીઓ પોતાની ફીલસુફીમાં ઐતિહાસિક દ્રષ્ટિબિંદુને અગત્ય આપે છે. અને દરેક બનાવને ઐતિહાસીક પ્રગતિ અને વિકાસક્રમના નિયમથી નિહાળે છે. પરિણામે સામ્યવાદીઓ એમ સમજી ચુકયા છે કે સામાજીક વિકાસ દ્રષ્ટિએ સમાજ મૂડીવાદી વ્યવસ્થાનાં સ્વરૂપમાંથી પસાર થાય એ અનિવાર્ય હતું; પરંતુ હવે એ જ મૂડીવાદે, સામાજીક વિકાસના એ જ અફર નિયમો અનુસાર પોતાના આંતરિક વિરોધો એવા ઉગ્ર પ્રમાણમાં ઉભા કર્યા છે કે મૂડીવાદી સમાજરચનાની જગ્યાએ સમાજવાદી વ્યવસ્થા સર્જ્યા વિના મૂડીવાદી ઉત્પાદન પ્રથાએ ઉપજાવેલી મહાન ઉત્પાદનશકિતનો વિકાસ સાધવાનું અને માનવ સમાજનું કલ્યાણ સાધવાનું છેક જ અશકય બની ગયું છે.

સામ્યવાદી ફીલસુફીના આ શાસ્ત્રીય અને ઐતિહાસિક દ્રષ્ટિબિંદુમાં જ તેનું ગાંધીજીની ફીલસુફી પરનું ઉપરીપણું રહેલું છે.

# અમદાવાદની મીલ હડતાલ
## અને
# તેનો બોધપાઠ

ગુજરાતના જાહેર જીવનમાં એક ધરતીકંપનો આંચકો આઠ દિવસ સુધી રહ્યો તો પણ આત્મસંતુષ્ટ લોકોને એની બહુ જાણ પણ ન થઈ હોય. જાન્યુઆરીના છેલ્લા અઠવાડીયામાં અમદાવાદના ૩૦ હજાર કરતાં વધારે મિલમજૂરો પોતાના નજીવા પગારમાં થયેલા રાક્ષસી પગારકાપ સામે ભૂખમરાનું જોખમ વેઠીને લડવા માટે બહાર પડયા હતા એ બીનાનું મહત્વ ઘણા ઓછાને સમજાયું છે ગુજરાતના તથા દેશભરના ઘણાંખરાં છાપાં પણ આખી પરિસ્થિતિ સમજ્યાં ન હોવાથી હડતાળ વિષે કાં તો તટસ્થ હતાં, કાં તો તેનો વિરોધ કરતાં અને ચૂપકીદીનાં કાવત્રાંથી અથવા અણસમજુ વિરોધથી તેમણે આ કચરાયેલા લોકોને વધુ કચરવામાં જાણે અજાણે મદદ કરી હતી. ફ્રી પ્રેસ જેવાં છાપાંએ તો પ્રથમથી જ પોતાની તટસ્થ બુદ્ધિને તાળું લગાવી દીધું હતું. આખા પ્રશ્નની તપાસમાં ઉતર્યા વિના જ એ છાપાંએ જાહેર કરી દીધું કે ગાંધીજીની દરમ્યાનગીરીથી મજૂર મહાજનના અધિકારીઓ તથા શેઠિયાઓ વચ્ચે પગારકાપ વિષેનો જે કરાર દિલ્હીમાં થયો હતો તે મજૂરોના હિત માં હોવો જ જોઇએ! અને પાછળથી એ જ ખોટા પાયા પર ઉભા રહીને હડતાળ સામે અને સમાજ વાદીઓ સામે એણે પોતાની કલમ વાપરી. છાપાંઓ પણ પોતાના વર્ગની સેવા વફાદારીથી બજાવે છે!

આ આખા બનાવને સમજવા માટે તથા તેનું મહત્વ આંકવા માટે એમાં ઉંડા ઉતરવાની જરૂર છે

કારખાનાના ઉદ્યોગના ગાંધીજીના શાબ્દિક વિરોધ છતાં ગુજરાતમાં અને ખાસ કરીને અમદાવાદમાં એવા ઉદ્યોગોનો બહુ જલદીથી વધારો થયો છે. અમદાવાદ શહેર કાપડ ઉદ્યોગનું એક મોટું મથક બની ગયું છે અને આજે આખા હિંદુસ્તાનના કોઇ પણ શહેર કરતાં અહીં વધારે મિલો ચાલે છે. સ્વદેશીની ચળવળથી અહીંની મિલોને સૌથી વધારે લાભ થયો છે, અહીં વરસોવરસ મિલોની સંખ્યા વધતી જ જાય છે, મિલમાલિકો પોતાની મૂડી નવી મિલો બાંધવામાં, વધારે પૈસા કમાવામાં, મજૂરોને વધારે ચુસવામાં વાપરતા જાય છે. આજે અમદાવાદમાં ૮૮ મિલો છે જેમાંથી ૨૯ દિવસ રાત ચાલે છે, જ્યારે મુંબઇમાં ફકત ૫૦ મિલો ચાલે છે અને હમણાં જ સાત મિલોમાં રાતપાળી બંધ થઈ.

લેખકઃ
**દિનકર મહેતા**

મજૂરો પાસેથી વધારેમાં વધારે કામ લઇ તેમને ઓછામાં ઓછાં દામ આપવાનો નિયમ મૂડીવાદી ઉત્પાદન પદ્ધતિમાં વ્યાપક

છે. આ પ્રમાણે મજૂરો માંડ જીવી શકે એટલી જ રોજી તેમને મળે એવી રીતે રોજીમાં ફેરફાર થતા રહે છે. મૂડીવાદી અર્થશાસ્ત્ર અને 'ન્યાય' એમ કહે છે કે આ સ્થિતિ બરાબર છે. આ નિયમ અનુસાર મુંબઇ અને બીજાં શહેરોમાં મિલમજૂરોના પગારમાં કાપ થયો હતો.

પરંતુ પોતાની રોજી પર થતા આવા હુમલાઓને ખાળવા માટે મજૂરો પોતાનાં સંગઠન ઉભાં કરે છે અને તે મારફત જરૂર પડે ત્યારે હડતાળ પાડીને એ હુમલાઓને રોકે છે. આ સિવાય બીજો એક પણ ઉપાય મજૂરોના હાથમાં નથી.

અમદાવાદમાં મિલોની સ્થિતિ બહુ સારી રહી છે અને છેલ્લા ૧૫ વર્ષમાં તેના માલિકોને ૧૫ કરોડ જેટલો નફો થયો છે, પણ મજૂરોની સ્થિતિમાં આથી જરા પણ ફેર પડયો નથી. અહીંના મજૂરો બીજી જગ્યાના મજૂરો જેટલા જ કંગાલ છે. પરંતુ તેમની જાગૃતિમાં બહુ મોટો તફાવત છે. આશરે ૧૫ વરસથી "મજૂર મહાજન" નામનું એક મંડળ અહીંના મજૂરોમાં સંગઠન કરવાનો પ્રયત્ન કરે છે તેની કારકીર્દિ, સિદ્ધાંતો અને નીતિ તપાસવાં અહીં જરૂરી છે.

૧૯૧૮ ની મોટી મિલ હડતાળ પછી અમદાવાદના કેટલાક મિલમાલિકોના ટેકા અને સૂચનાથી ગાંધીજીએ આ મજૂર મહાજનની શરૂઆત કરી. "મૂડીદાર અને મજૂરનાં હિત એક છે, માલિકની મૂડી પૈસો છે, મજૂરની મૂડી તેની મહેનત છે" એ સિદ્ધાંત પર મહાજનની શરૂઆત થઈ. મજૂર અને મૂડીદારના સંબંધ વિષેની ગાંધીજીની જે પ્રતિક્રાંતિકારક કલ્પનાઓ છે તે આ મહાજનના પાયામાં રહેલી છે. મજૂરોમાં સ્વતંત્ર થવાની કે રાજકીય પ્રવૃત્તિ કરવાની જાગૃત્તિ આવે એ ઉદ્દેશ આ મહાજનનો નથી. મૂડીવાદના ચોકઠામાં રહીને, પોતે કાયમને માટે મજૂર તરીકે રહીને, પોતાની સ્થિતિ સુધારવાના અસંભવિત પ્રયત્નો તે કરતો રહે, એવો આ મહાજનનો ઉદ્દેશ છે.

અને આ ઉદ્દેશ અનુસાર જ એનું બંધારણ તથા એની નીતિ ઘડાયેલાં છે.

દેશના તથા દુનિયાના મૂડીવાદનો જેમને પરિચય છે તે બધાજ સમજે છે કે મૂડીદારો મજૂરોને સૌથી વધારે પ્રમાણમાં ચૂસવાનો પ્રયત્ન કરે છે. મજૂરો આની સામે લડતાં લડતાં આખરે એટલા સંગઠિત બને છે કે એક આખા ઉદ્યોગના અથવા બધા ઉદ્યોગોના મજૂરો એક સામટી સામુદાયિક હડતાળ પાડીને મૂડીવાદનો અંત લાવે છે. આખરે મજૂરો મજૂર મટી સહકારી ઉત્પાદકો બને છે ત્યારે જ શોષણનો અંત આવે છે. અમદાવાદનું મજૂર મહાજન આવા વ્યાપક મજૂર સંગઠનમાં ભારે આડખીલી સમાન છે. મિલનાં ખાતાં વાર એ સંગઠન કરે છે અને ૧૯૩૨ સુધી એમાં મુખ્યત્વે કાંતણખાતું જ હતું. આથી કાંતણખાતાના મજૂરોનું હિત સાચવવાનો એ પ્રયત્ન કરતું અને પરિણામે કોઇનું હિત ન સાચવી શકતું, કેમકે અમદાવાદનાં સમસ્ત મિલ મજૂરોની એકત્ર શક્તિ આથી હંમેશાં તૂટેલી રહેતી. સાચા મજૂરસંઘ તરીકે સમગ્ર મજૂર વર્ગનું હિત જાળવવાને બદલે, મજૂર મહાજન અમૂક ખાતાનું અથવા પોતાના મંડળમાં સભ્યો હોય એવાનું જ હિત જોતું.

માલિકો અને મજૂરો વચ્ચે કંઇ પણ તકરાર ઉભી થાય તેનો નિકાલ કરવા માટે લવાદપંચની પદ્ધતિ મહાજને સ્વીકારી છે. બંને પક્ષ પોતપોતાના પ્રતિ-

નિધિ નીમે અને તે બે જણ આખી તકરારનો ચૂકાદો આણવાનો પ્રયત્ન કરે. આમ ન થઇ શકે તો કોઇ ત્રીજા માણસને સરપંચ નીમવામાં આવે, જેનો ચૂકાદો બંને પક્ષે માન્ય રાખવો પડે. ૧૯૨૩ માં રોઢિયાઓએ ૨૦ ટકાનો કાપ મૂકવાનું નક્કી કર્યું, પંચ કે સરપંચની નિમણૂંક પણ તેમણે ન સ્વીકારી એટલે મજૂરો હડતાળ પર ગયા. અંતે પંચની નિમણૂંક થઇ અને ૧૫ાા ટકાનો કાપ મજૂર મહાજને સ્વીકાર્યો. ૧૯૨૯ માં પાા થી ૮ ટકા સુધીનો વધારો કરવામા આવ્યો. સ્વદેશીની ચળવળને લીધે અમદાવાદની મિલોને '૩૦ માં મોટો નફો થયો પણ આર્થિક ક્રાઇસિસને કારણે તથા સ્વદેશી ચળવળ પણ મંદ પડવાને લીધે તેમનો નફો ઘટવા લાગ્યો. આથી ૧૯૩૨ થી તેમણે ફરીથી પગાર કાપવાની શરૂઆત કરી. અમદાવાદના ૮૫ હજાર મિલ કામદારોમાંથી ૩૫ હજાર જેટલા કામદારો મહાજનના સભ્યો છે. ૫૦ હજાર કામદારોના પગારમાં કાપ થાય તે માટે કશું જ કરવાની મહાજનની વૃત્તિ હોતી નથી એટલે એમના પગારમાં તો ગાબડાં પડવાં શરૂ થઇ ગયાં. પણ આખરે ૧૯૩૩ ના અંત પહેલાં મહાજનને સ્વીકારનાર મિલોએ પણ ૨૫ ટકા પગારકાપ માટે માગણી કરી. મહાજને એનો વિરોધ કર્યો અને પંચની માગણી કરી. ગાંધીજી બેંગલોરમાં હતા તે વખતે આ તકરાર તેમની પાસે લઇ જવામાં આવી. એમણે એ વખતે કહ્યું કે પગારકાપ કરવાનું કંઇજ કારણ દેખાતું નથી.

પગારકાપનો આ હુમલો આખા દેશના માલિકોએ દરેક જગ્યાએ કરવા માંડ્યો હતો. ખરૂં જોતાં તો આખી મંદીવાદી દુનિયાની આ સ્થિતિ હતી. પોતાની જાતને ટકાવવા માટે મજૂરોને ગળે પગારકાપનો ફાંસો નાખ્યા વિના મૂડીદારોને ચાલે એમ જ ન હતું. ઠેકઠેકાણે મજૂરો આનો વિરોધ કરતા. હિંદુસ્તાનના મિલમજૂરો પણ આ હુમલા સામે એકત્ર થઇને લડવાનો વિચાર ચલાવતા હતા અને તેને પરિણામે મિલઉદ્યોગની દેશવ્યાપી સામુદાયિક હડતાળ શરૂ કરવાનો નિર્ણય અખિલ હિંદ મિલમજૂર પરિષદની કાર્યવાહક સમિતિએ અમદાવાદની બેઠકમાં ૧૯૩૪ ની ૮ મી એપ્રિલે કર્યો. અને ૨૩ મી એપ્રિલથી મુંબઇના ૧ લાખ ૨૦ હજાર મિલકામદારોની હડતાળ શરૂ થઇ. સોલાપુર, નાગપુર, દિલ્હી, કાનપુરની મિલો પણ આ હડતાળમાં જોડાઇ. પરંતુ અમદાવાદ મજૂર મહાજનના આગેવાનોએ અમદાવાદના મજૂરોને આખા દેશના મજૂરોની આ લડતમાંથી દૂર રાખીને તેમનો વિશ્વાસઘાત કર્યો, મજૂર વર્ગના સંગઠનને એટલું નબળું પાડયું અને મજૂર વર્ગની લડાયક જાગૃતિ પણ અટકાવી. ને આમ કર્યા છતાં પણ મહાજન પગારકાપ રોકી શકયું ?, ના.

ગાંધીજીને સમય ન હોવાથી મજૂરોના પંચ તરીકે મુંબઇના શ્રી મનસુખેદારની નિમણૂક થઇ. આ નિમણૂક મજૂરોને પૂછીને કરવામા નથી આવતી. શ્રી. સુખેદારે પણ પગારકાપ કરવાના માલિકોનાં કારણો ન સ્વીકાર્યાં, જો કે મજૂર મહાજનના અધિકારીઓ તો ૧૦ ટકાનો કાપ સ્વીકારી લેવાને તૈયાર હતા. આથી ૧૯૩૪ ના અંતમાં આખો કેસ મુંબઇની અદાલતના એક રિટાયર્ડ ન્યાયાધીશ શ્રી પાટકરને સરપંચ તરીકે સોંપવામાં આવ્યો.

પરંતુ આનો નીવેડો આવે તે પહેલાં એક નવો સવાલ ઉભો થયો. ૧૯૩૫ ની શરૂઆતથી મિલોમાં કામના કલાક ૧૦ ને બદલે ૯ થવાના હતા. મિલ માલિકોએ નક્કી કર્યું કે કલાકમાં ૧૦ ટકાનો ઘટાડો થયો છે તેના પ્રમાણમાં પગારમાં પણ ૧૦ ટકાનો ઘટાડો થશે અને એ મુજબની નોટિસ પણ કેટલીક મિલોમાં ચોંટી ગઈ. મજૂરોમાં આથી ભારે ખળભળાટ મચી ગયો અને હડતાળની વાતો તેમનામાં થવા લાગી. શાળખાતાના મજૂરોને મુકરર પગાર નથી મળતો પરંતુ દરરોજના થયેલા કામ પ્રમાણે પગાર મળે છે એટલે એમના પગારમાં તો આપમેળે જ મોટો કાપ થઈ ગયો. એમને પહેલાં જેટલો પગાર મળતો રહે એ માટે એમના ભાવમાં તેટલા પ્રમાણમાં વધારો થવો જોઈતો હતો. પણ મહાજને આ માગણી માલિકો પાસે ન કરી. કેવળ મુકરર પગારવાળા મજૂરોના પગારમાં માલિકોએ ૧૦ ટકા કાપ જાહેર કર્યો હતો તે સામે જ તેણે શાબ્દિક વિરોધ કર્યો.

આખી પરિસ્થિતિ બહુ જલદીથી ઉગ્ર બનતી જતી હતી. મહાજનનું ખરું પોત પ્રકાશવાનો સમય નજીક આવતો હતો. મજૂરોની લડત કોઈ પણ ભોગે અટકાવીને મૂડીવાદનું સંરક્ષણ કરવાનું પોતાનું કાર્ય મહાજનના અમલદારોએ (શ્રી. નંદા વગેરે) તથા તેના કાયમનાં સલાહકારો (ગાંધીજી, શ્રી શંકરલાલ બેંકર વગેરે) એ ઉપાડી લીધું. ડીસેંબરના અંત સુધી ગાંધીજી પગારકાપને અયોગ્ય માનતા હતા અને ૧૦ ટકાના નવા કાપ સામે લડી લેવાની પણ એમણે સલાહ આપી હતી પરંતુ, મજૂર મહાજનના અમલદારોના શબ્દોમાં, "એવામાં સદ્‌ભાગ્યે બંને પક્ષો દિલ્હીમાં ગયા તા૦ ૧૧ મીએ મહાત્માજીને મળ્યા અને તેમની સલાહ મુજબ સમજુતી પર આવ્યા અને તા૦ ૧૩ મીએ સમાધાન થયું."

મજૂરો પ્રત્યેના હડહડતા દ્રોહથી ભરેલું એ સમાધાન હવે તપાસીએ: ૬I ટકાનો સીધો કાપ.

કામ પ્રમાણે રોજી મળતી હોય તેવા કામદારોના પગારમાં કામના કલાક ૧૦ ને બદલે ૯ થયાથી આપોઆપ ઘટાડો. બાર દિવસમાં રૂ. ૧૯ થી ઓછો પગાર મેળવતા શાળખાતાના કારીગરોના પગારમાં કાપ નહિ થાય. જૂની મશીનરીવાળી ઘણીખરી મિલોમાં આ પગાર, ૧૯ થી ઘણો ઓછો છે, કેટલીક મિલોમાં રૂ. ૧૩ સુધી જ છે. આ શરતને લીધે જે મિલોમાં પગાર ૧૯ થી વધારે હશે ત્યાં તે ૧૯ સુધી આવી જશે, જ્યારે ૧૯ થી ઓછો છે ત્યાં તે વધારવાની શરત નથી. વળી મહાજન બહારની મિલોમાં છેલ્લાં ૨ વર્ષમાં જે પગારકાપ થયો છે તે પાછો મળવાની પણ અહીં શરત નથી.

રેશનલાઇઝેશન: ઓછા માણસે વધુ કામ લેવાની પદ્ધતિનો સ્વીકાર કરવામાં આવે છે. કાંતણખાતામાં એપ્રિલ માસથી ૧ કારીગરને બે બાજૂ ચલાવવાની થશે અને એ રીતે ૮,૫૦૦ કરતાં વધારે મજૂરો બેકાર થશે. આમ એક માણસ બેવડું કામ કરશે જ્યારે તેને ફક્ત ૪૫ ટકા વધારે રોજી મળશે, એટલે તેના પગારમાં ૫૫ ટકાનો કાપ પડશે. ૨૦૦ ટકા કામ કરનાર અને ૧૪૫ ટકા રોજી મેળવનાર મજૂરની સ્ત્રી મિલમાં કામ કરતી હશે તેને રજા આપવામાં આવશે.

આ રીતે મજૂરના કુટુંબની કમાણીમાં મોટો કાપ પડશે. સ્ત્રીઓને નોકરીમાંથી કાઢી મુકવાની આ યોજના જર્મનીના મૂડીવાદી સરમુખત્યાર હિટલરની સ્ત્રીઓને રસોડામાં પાછી ધકેલવાની યોજનાની યાદ આપે છે.

આ પ્રમાણે બધાંજ ખાતાંના મજૂરોને અને સરવાળે આખા મજૂરવર્ગને ભારે ખોટ ખમવાની આવશે. અને આ બધું શા માટે? મૂડીદારોના નફાનું ઉંચું ધોરણ જળવાઇ રહે એટલા માટે સરકારી નોકરોના પગારમાં થયેલા નજીવા કાપ પણ આજે પાછા આપવામાં આવે છે ત્યારે મજૂરોના નજીવા પગારમાં આવો ભારે કાપ મુકાય છે! અને તે પણ જાણે મજૂરોની પોતાની સંસ્થા તરફથી સ્વીકારવામાં આવ્યો હોય એવા દેખાવ સહિત. યુરોપના ઘણા દેશોમાં મિલમાલિકોનાં હિત માટે મજૂર મંડળો ચલાવવામાં આવે છે તે પ્રમાણે જ અહીંનું મજૂર મહાજન પણ ચલાવવામાં આવે છે. માલિકોના નફાનું ઉંચું ધોરણ તથા મજૂરોના ભૂખમરાનું નીચું ધોરણ કાયમને માટે જળવાઇ રહેવું જોઇએ, મજૂરોના જીવનખર્ચમાં જરા જેટલો પણ ઘટાડો થાય તો તે બચત તેમની પાસેથી છીનવી લેવામાં આવવી જોઇએ. વળી ગાંધીજીની ગ્રામઉદ્યોગ ઉદ્ધારની યોજનાથી ૧૦ વરસમાં પણ જેટલાંને બે ત્રણ આના રોજી મળતી નહિ થાય તેના કરતાં વધારે માણસોને બેકાર બનાવી તેમની રોજી ગાંધીજીના આ સમાધાને છીનવી લીધી છે.

**મજુરપ્રવૃત્તિની** શરૂઆત બધી જગ્યાએ આવી રીતે થયાના દાખલા છે. મજૂરો મૂડીદારોમાં વિશ્વાસ રાખે છે. અને સમાધાન કે ખુશામતથી પોતાની સ્થિતિ સુધારવાની એમને આશા ર' છે. આવી મિથ્યા આશાના પરપોટાઓ જ્યારે ફૂટી જાય છે ત્યારે જ લોકો લડતનો આકરો પણ અનિવાર્ય અને એકમાત્ર રસ્તો સ્વીકારે છે. આખી દુનિયાના ચૂસાયેલા મજૂર વર્ગને ભાન થઇ ગયું છે કે મૂડીવાદનો અંત નહિ આવે ત્યાં સુધી મજૂરોની ` આખા સમાજની સ્થિતિમાં કશો સુધારો ન ાનો. અમદાવાદના મજૂરોમાં પણ આવા વિચારોનો ઉદય થવા લાગ્યો હતો એટલે ૧૯૩૨ ના અધવચમાં તેમણે મજૂરવર્ગનું સાચું હિત જળવાય એ રીતે કામ રવા માટે મિલ મજદૂર યુનિયન નામની સંસ્થા સ્થાપી. મજૂરોમાં વર્ગીય જા તિ તથા સાચી લડાયક વૃત્તિ, સ્વતંત્રતા તથા સ્વમાનની વૃત્તિ આવે એ દૃષ્ટિથી આ મંડળ પ્રચાર તથા સંગઠનનું કામ કરતું હતું. બહુ ઓછા વખતમાં આ મંડળની પ્રતિષ્ઠા મજૂરોમાં વધી ગઇ. મજૂર મહાજનના પંજામાં સપડાયા નહોતા એવા શાળખાતાના મજૂરો એમાં ભળવા લાગ્યા અને જરૂર પડતાં પોતાનાં હિતનું રક્ષણ કરવા લડત પણ ચલાવવા લાગ્યા આવી સંસ્થાનો વિરોધ સ્વાભાવિક રીતેજ સરકાર તરફથી અને મૂડીદારો તરફથી થાય. આખરે ૧૯૩૪ ના નવેમ્બરમાં મુંબઇની કેટલીક સંસ્થાઓ સહિત આ સંસ્થાને પણ કમ્યુનિસ્ટ હોવાને બહાને સરકારે ગેરકાયદેસર જાહેર કરી. પરંતુ એણે ફેલાવેલા વિચારો મજૂરોને સાચા લાગ્યા એથી તેનો વધારે ફેલાવો થતો રહ્યો. અમદાવાદના મહાસભા સમાજવાદી પક્ષે પણ પોતાની સ્થાપનાની શરૂઆતથીજ મજૂર મહાજનની લવાદપંચ અને મૂડીદાર–મજૂરના વર્ગમેળની પધ્ધતિ તથા ફિલસૂફીને મજૂરવર્ગના હિતની

વિરોધી જાહેર કરી હતી. વળી કામના કલાક ૯ થવાને લીધે સાળખાતાના કારીગરોના પગારમાં ઘટાડો થયો તે વિષે મજૂર મહાજન કશું જ કરવા તૈયાર ન હતું તે સામે પણ સમાજવાદી પક્ષે વિરોધ વ્યક્ત કર્યો હતો. દિલ્હીના સમાધાનને પણ એણે સ્પષ્ટ રીતે વખોડી કાઢ્યું હતું.

**મજૂરોની** સ્થિતિ બગડતી જતી હતી તેની સાથે સાથે આવા નવા વિચારો પણ તેમનામાં ઝપાટાભેર ફેલાતા જતા હતા. દિલ્હીનું સમાધાન તેમના પર કોઇ ભારે આફતની જેમ તુટી પડ્યું. ખૂદ મજૂર મહાજનના પ્રતિનિધિ મંડળમાં પણ તેનો બબ્બે વખત વિરોધ થયો. મજૂરોનું જો ચાલત તો મજૂરોની સંસ્થાને નામે એવું સમાધાન કદી ન થવા દેત. પરંતુ સમાધાન તો મહાજનનાં અમલદારો તરફથી બારોબાર થઇ ગયું હતું અને તેનો અમલ કરાવવા માટે એ અમલદારો તનતોડ મહેનત કરવા લાગ્યા આમ છતાંય પગારકાપની વાત ઢાંકી શકાય એવી નહોતી એટલે આખરે તા૦ ૨૮ મીથી હડતાળની શરૂઆત થઇ. અને ૬–૭ દિવસમાં ૩૬ મીલોમાં હડતાળ ફેલાઇ.

લાઠીધારી પોલીસ મજૂરલત્તાઓમાં મોટી સંખ્યામાં ફરવા લાગી. ૨૯ મી તારીખથી ૧૦ દિવસ માટે ડિસ્ટ્રીક્ટ પોલિસ ઍક્ટની ૩૯ મા કલમ લાગુ પડી અને સભા સરઘસની મનાઇ કરવામાં આવી. આ રીતે પ્રચારનાં મોટાં સાધનો છીનવી લેવામાં આવ્યાં. દિલ્હીકરાર સમજાવવા માટે સમાજવાદી પક્ષે બોલાવેલી બે સભાઓ આ કારણોસર નહોતી ભરી શકાઇ. આ વિઘ્નો ઉપરાંત, મજૂર મહાજન તથા મિલમાલિકો તરફથી હડતાળ વિરૂધ્ધની હજારો પત્રીકાઓ દરરોજ મજૂરોમાં વહેંચવામાં આવતી. ગાંધીજીએ પણ ફરીથી સંદેશો મોકલ્યો અને હડતાળ બંધ કરવા મજૂરોને કહ્યું. મજૂર મહાજન તથા માલિકો બંને ગાંધીજીનાં વચનો ટાંકતાં અને પોતાને ગાંધીજીનો ટેકો છે એ વાત મજૂરોને જણાવતાં. સ્થાનિક તેમજ બહારનાં ઘણાખરાં છાપાં હડતાળની વિરૂદ્ધ લેખો લખતાં, આ રીતે દિલ્હી સમાધાન પર ગાંધીજીની મહોર હોવાથી. મજૂર વર્ગ સિવાયના બીજા લોકો એ સમાધાન તપાસવાની તસ્દી લીધા વિના જ તેને સારૂં ગણી લેતા અને તેના સક્રિય વિરોધરૂપ મજુરોની આ હડતાળ પ્રત્યે સહાનુભૂતિ બતાવતા નહોતા.

હડતાળને વ્યવસ્થિત અને વ્યાપક બનાવવા માટે મજૂરો પાસે કોઇ સંસ્થા નહોતી. એને માટે પ્રચારકાર્ય કરવા માટે એમની પાસે કોઇ છાપું ન હતું, એમની પાસે કોઇ ફંડ પણ નહોતું અથવા બહારના લોકો તરફથી પણ એમને કંઇ મદદ મળતી નહોતી. આમ છતાંય તેમની આ લડત દસ દિવસ ચાલી.

મજૂરો જાતે જ વ્યવસ્થિત રીતે હડતાળ ચલાવતા અને હડતાળને સામુદાયિક બનાવવા માટે મિટિંગો તથા માંહોમાંહેનાં પ્રચારકાર્ય દ્વારા પ્રયત્ન કરતા. મજૂરોના લત્તાઓમાં ડામરની સડકો પર હડતાળ માટેની ભીંતપત્રિકાઓ જોવામાં આવતી. કેટલીક મિલોના શેઠિયાઓ હડતાળમાં હિંદુ મુસ્લીમ કોમી લાગણી ઉશ્કેરવાનો પ્રયત્ન કરતા છતાંય હડતાળિયાઓ એવા ઝેરી પ્રચારમાં ન સપડાયા. વળી કેટલાક શેઠિયાઓ આગળથી થોડી ખર્ચી આપીને પણ મજૂરોને ફોસલાવવાનો પ્રયત્ન કરતા. ૨૯ મી તારીખથી મેજીસ્ટ્રેટના હુકમને લીધે હડતાળિયાઓનું કામ વધારે કઠણ

બન્યું છતાંય એ જ સાંજે અમર બાવળિયા નામની ઐતિહાસિક જગ્યાએ એમણે સામુદાયિક હડતાળ માટે સભા ભરી. પોલીસોએ લાઠીચાર્જથી એ સભા વિખેરી નાખી. એ જ અમર બાવળિયામાં ૧૫ વરસ પહેલાં ગાંધીજીએ મજૂર મહાજન બાંધવા માટે મજૂરોની પહેલી સભા ભરી હતી.

મજૂરોની હડતાળ આખરે તૂટી ગઇ. પણ વધારે તૈયારી કરવા ખાતર પાછી ખેંચી લેવાયેલી લડત જેવું એનું સ્વરૂપ આજે છે. આજે પણ મજૂરોની મનોદશામાં લડાયક વાતાવરણ દેખાય છે અને કોઇ કોઇ વાર નાની હડતાળો રૂપે તે ઉછળી આવે છે.

**પરંતુ** શોષણ અને ગુલામી પ્રત્યેના વિરોધના આ નાનકડા સૂરમાં મજૂરવર્ગ તથા બધા જ દબાયેલા વર્ગો માટે અનેક પાઠો રહેલા છે. મૂડીદાર અને મજૂરની દોસ્તીના ભ્રામક સિદ્ધાંત પરથી તથા તે સિદ્ધાંત પર રચાયેલા સંગઠન 'મજૂર મહાજન' પરથી મજૂરોનો વિશ્વાસ છેક જ હાલી ગયો છે. પોતાની સંગઠિત લડત વિના, આખા દેશના મજૂરવર્ગો સાથે એકત્ર થઇને લડયા વિના તેમનો આરો નથી, એવું તેમને ભાન થયું છે. પોતાના મિત્રો કોણ છે અને દુશ્મનો કોણ છે તે પણ તેઓ બરાબર સમજ્યા છે. વર્ગહિન અને વર્ગવિગ્રહના ધોરણ પર સંગઠન કરવાની જરૂરિયાત તેમના મનમાં બરાબર ઠસી ગઇ છે. મૂડીવાદનું ખુલ્લું સ્વરૂપ તેમણે લઇ લીધું છે. મજૂર સંસ્થાનું સ્વરૂપ ધારણ કરીને મજૂરોમાં ફાટફુટ પડાવવા અને તેમની લડત તોડી પાડવા મૂડીવાદ કેવી રીતે ઘુમે છે તે પણ મજૂરોએ જોયું. આ બધા સાથે સ્વાભાવિક રીતે જ એમનામાં રાજકીય જાગૃતિ આવી છે. અને પગારકાપ સામેની પોતાની લડત એક વિશાળ રાજકીય લડતનો ભાગ માત્ર છે એ વાત મજૂરો હવે સમજતા થયા છે. ગુજરાતમાં ગાંધીજીની રાજકીય પ્રવૃત્તિ સિવાય બીજું કંઇ જ નજરમાં નહોતું આવતું તેને ઠેકાણે ગાંધીજીના કરેલાં સમાધાનનો આવો અણધાર્યો વિરોધ આવા છેક દબાયેલા વર્ગ તરફથી થાય એ સમગ્ર રાજકીય પ્રવૃત્તિમાં એક નવું, મહત્વનું અને જબરદસ્ત તત્વ છે. ગુજરાતના એ અભેદ્ય મનાતા રાજકીય જીવનના કિલ્લામાં સમાજવાદી વિચારોએ ક્યારનુંય ગાબડું પાડયું હતું. પરંતુ રાજકીય સ્વતંત્રતા તથા સમાજવાદનો જેના પર મુખ્ય આધાર છે તેવા આ કચરાયેલા વર્ગની પ્રવૃત્તિનું તો આ પ્રથમ ચિન્હ છે.

મિલમજૂરોની લડતનો હજી છેડો નથી આવ્યો. આ વખતે વણાટખાતું તથા શાળખાતું મજૂર મહાજનની તથા શેઠિયાઓની યુક્તિથી એકબીજાથી અલગ રહ્યા પણ એપ્રિલમાં જ્યારે ૮૫૦૦ કાંતણ ખાતાના મજૂરો બેકાર થશે ત્યારે તેમની તથા આખા મજૂરવર્ગની આંખ બરાબર ઉઘડશે.

સ્વતંત્રતાની લડતમાં મજૂર એકતનો કેટલો ફાળો છે તે આવી લડતો પરથી સહેજે સમજાય છે. થોડા મહિના પહેલાં સૂરતમાં પણ કાપડની મિલમાં આપોઆપ હડતાળ પડી હતી, ત્યાંના હજારો ખત્રી હાથ કારીગરોમાં પણ હડતાળ પડી હતી. થોડા જ દિવસ પહેલાં અમદાવાદના મોટર હાંકનારાઓમાં પણ પગારકાપ વિરુદ્ધ હડતાળ પડી હતી. મહાસભાએ લડત "પાછી ખેંચી લીધેલી" હોવા છતાંય ચૂસાયેલા લોકો પોતાની લડત આગળ ચલાવ્યે જ રાખે છે. ગુજરાતના જુવાનો

વિરોધી જાહેર કરી હતી. વળી કામના કલાક ૯ થવાને લીધે સાળખાતાના કારીગરોના પગારમાં ઘટાડો થયો તે વિષે મજૂર મહાજન કશું જ કરવા તૈયાર ન હતું તે સામે પણ સમાજવાદી પક્ષે વિરોધ વ્યક્ત કર્યો હતો. દિલ્હીના સમાધાનને પણ એણે સ્પષ્ટ રીતે વખોડી કાઢયું હતું.

**મજુરોની** સ્થિતિ બગડતી જતી હતી તેની સાથે સાથે આવા નવા વિચારો પણ તેમનામાં ઝપાટાભેર ફેલાતા જતા હતા. દિલ્હીનું સમાધાન તેમના પર કોઇ ભારે આફતની જેમ તુટી પડયું. ખૂદ મજૂર મહાજનના પ્રતિનિધિ મંડળમાં પણ તેનો બબ્બે વખત વિરોધ થયો. મજૂરોનું જો ચાલત તો મજૂરોની સંસ્થાને નામે એવું સમાધાન કદી ન થવા દેત. પરંતુ સમાધાન તો મહાજનનાં અમલદારો તરફથી બારોબાર થઇ ગયું હતું અને તેનો અમલ કરાવવા માટે એ અમલદારો તનતોડ મહેનત કરવા લાગ્યા આમ છતાંય પગારકાપની વાત ઢાંકી શકાય એવી નહોતી એટલે આખરે તા૦ ૨૮ મીથી હડતાળની શરૂઆત થઇ. અને ૬–૭ દિવસમાં ૩૬ મીલોમાં હડતાળ ફેલાઇ.

લાઠીધારી પોલીસ મજૂરલત્તાઓમાં મોટી સંખ્યામાં ફરવા લાગી. ૨૯ મી તારીખથી ૧૦ દિવસ માટે ડિસ્ટ્રીક્ટ પોલિસ ઍક્ટની ૩૯ મા કલમ લાગુ પડી અને સભા સરઘસની મનાઇ કરવામાં આવી. આ રીતે પ્રચારનાં મોટાં સાધનો છીનવી લેવામાં આવ્યાં. દિલ્હીકરાર સમજાવવા માટે સમાજવાદી પક્ષે બોલાવેલી બે સભાઓ આ કારણોસર નહોતી ભરી શકાઇ. આ વિઘ્નો ઉપરાંત, મજૂર મહાજન તથા મિલમાલિકો તરફથી હડતાળ [illegible] લત્તાઓમાં વહેંચવામાં આવતી. ગાંધીજીએ પણ ફરીથી સંદેશો મોકલ્યો અને હડતાળ બંધ કરવા મજૂરોને કહ્યું. મજૂર મહાજન તથા માલિકો બંને ગાંધીજીનાં વચનો ટાંકતાં અને પોતાને ગાંધીજીનો ટેકો છે એ વાત મજૂરોને જણાવતાં. સ્થાનિક તેમજ બહારનાં ઘણાખરાં છાપાં હડતાળની વિરૂદ્ધ લેખો લખતાં, આ રીતે દિલ્હી સમાધાન પર ગાંધીજીની મહોર હોવાથી મજૂર વર્ગ સિવાયના બીજા લોકો એ સમાધાન તપાસવાની તસ્દી લીધા વિના જ તેને સારૂં ગણી લેતા અને તેના સક્રિય વિરોધરૂપ મજુરોની આ હડતાળ પ્રત્યે સહાનુભૂતિ બતાવતા નહોતા.

હડતાળને વ્યવસ્થિત અને વ્યાપક બનાવવા માટે મજૂરો પાસે કોઇ સંસ્થા નહોતી. એને માટે પ્રચારકાર્ય કરવા માટે એમની પાસે કોઇ છાપું ન હતું, એમની પાસે કોઇ ફંડ પણ નહોતું અથવા બહારના લોકો તરફથી પણ એમને કંઇ મદદ મળતી નહોતી. આમ છતાંય તેમની આ લડત દસ દિવસ ચાલી.

મજૂરો જાતે જ વ્યવસ્થિત રીતે હડતાળ ચલાવતા અને હડતાળને સામુદાયિક બનાવવા માટે મિટિંગો તથા માંહોમાંહેનાં પ્રચારકાર્ય દ્વારા પ્રયત્ન કરતા. મજૂરોના લત્તાઓમાં ડામરની સડકો પર હડતાળ માટેની ભીંતપત્રિકાઓ જોવામાં આવતી. કેટલીક મિલોના શેઠિયાઓ હડતાળમાં હિંદુ મુસલીમ કોમી લાગણી ઉશ્કેરવાનો પ્રયત્ન કરતા છતાંય હડતાળિયાઓ એવા ઝેરી પ્રચારમાં ન સપડાયા. વળી કેટલાક શેઠિયાઓ આગળથી થોડી ખર્ચી આપીને પણ મજૂરોને ફોસલાવવાનો પ્રયત્ન કરતા. ૨૯ મી તારીખથી મેજીસ્ટ્રેટના હુકમને [illegible] વધારે કાણ

બન્યું છતાંય એ જ સાંજે અમર આવ-
લિયા નામની ઐતિહાસિક જગ્યાએ એમણે
સામુદાયિક હડતાળ માટે સભા ભરી.
પોલીસોએ લાઠીચાર્જથી એ સભા વિખેરી
નાખી. એ જ અમર આવલિયામાં ૧૫ વરસ
પહેલાં ગાંધીજીએ મજૂર મહાજન બાંધવા
માટે મજૂરોની પહેલી સભા ભરી હતી.

મજૂરોની હડતાળ આખરે તૂટી ગઇ. પણ
વધારે તૈયારી કરવા ખાતર પાછી ખેંચી
લેવાયેલી લડત જેવું એનું સ્વરૂપ આજે
છે. આજે પણ મજૂરોની મનોદશામાં લડાયક
વાતાવરણ દેખાય છે અને કોઇ કોઇ વાર
નાની હડતાળો રૂપે તે ઉછળી આવે છે.

**પરંતુ શોષણ** અને ગુલામી પ્રત્યેના
વિરોધના આ નાનકડા સૂરમાં મજૂરવર્ગ
તથા બધા જ દબાયેલા વર્ગો માટે અનેક
પાઠો રહેલા છે. મૂડીદાર અને મજૂરની
દોસ્તીના ભ્રામક સિદ્ધાંત પરથી તથા તે
સિદ્ધાંત પર રચાયેલા સંગઠન 'મજૂર
મહાજન' પરથી મજૂરોનો વિશ્વાસ છેક જ
હઠી ગયો છે. પોતાની સંગઠિત લડત
વિના, આખા દેશના મજૂરવર્ગો સાથે
એકત્ર થઇને લડયા વિના તેમનો આરો
નથી. એવું તેમને ભાન થયું છે. પોતાના
મિત્રો કોણ છે અને દુશ્મનો કોણ છે તે
પણ તેઓ બરાબર સમજ્યા છે. વર્ગહિન
અને વર્ગવિગ્રહના ધોરણ પર સંગઠન
કરવાની જરૂરિયાત તેમના મનમાં બરાબર
ઠસી ગઇ છે. મૂડીવાદનું ખુલ્લું સ્વરૂપ
તેમણે જોઇ લીધું છે. મજૂર સંસ્થાનું
સ્વરૂપ ધારણ કરીને મજૂરોમાં ફાટફુટ
પડાવવા અને તેમની લડત તોડી પાડવા
મૂડીવાદ કેવી રીતે ઘુમે છે તે પણ
મજૂરોએ જોયું. આ બધા સાથે સ્વા-
ભાવિક રીતે જ એમનામાં રાજકીય
જાગૃતિ આવી છે. અને પગારકાપ
સામેની પોતાની લડત એક વિશાળ
રાજકીય લડતનો ભાગ માત્ર છે એ વાત
મજૂરો હવે સમજતા થયા છે. ગુજરા-
તમાં ગાંધીજીની રાજકીય પ્રવૃત્તિ સિવાય
બીજું કંઇ જ નજરમાં નહોતું આવતું
તેને ઠેકાણે ગાંધીજીના કરેલાં સમાધાનનો
આવો અણધાર્યો વિરોધ આવા છેક દબા-
યેલા વર્ગ તરફથી થાય એ સમગ્ર રાજ-
કીય પ્રવૃત્તિમાં એક નવું, મહત્વનું અને
જબરદસ્ત તત્વ છે. ગુજરાતના એ અભેદ્ય
મનાતા રાજકીય જીવનના કિલ્લામાં સમા-
જવાદી વિચારોએ ક્યારનુંય ગાબડું પાડયું
હતું. પરંતુ રાજકીય સ્વતંત્રતા તથા
સમાજવાદનો જેના પર મુખ્ય આધાર
છે તેવા આ કચરાયેલા વર્ગની પ્રવૃત્તિનું
તો આ પ્રથમ ચિન્હ છે.

મિલમજૂરોની લડતનો હજી છેડો નથી
આવ્યો. આ વખતે વણાટખાતું તથા
સાળખાતું મજૂર મહાજનની તથા શેઠિયા-
ઓની યુક્તિથી એકબીજાથી અલગ રહ્યા
પણ એપ્રિલમાં જ્યારે ૮૫૦૦ કાંતણ ખાતાના
મજૂરો બેકાર થશે ત્યારે તેમની તથા
આખા મજૂરવર્ગની આંખ બરાબર ઉઘડશે.

સ્વતંત્રતાની લડતમાં મજૂર ખેડૂતનો
કેટલો ફાળો છે તે આવી લડતો પરથી
સહેજે સમજાય છે. થોડા મહિના પહેલાં
સુરતમાં પણ કાપડની મિલમાં આપોઆપ
હડતાળ પડી હતી, ત્યાંના હજારો ખત્રી
હાથ કારીગરોમાં પણ હડતાળ પડી હતી.
થોડા જ દિવસ પહેલાં અમદાવાદના મોટર
હાંકનારાઓમાં પણ પગારકાપ વિરૂદ્ધ
હડતાળ પડી હતી. મહાસભાએ લડત
"પાછી ખેંચી લીધેલી" હોવા છતાંય
ચૂસાયેલા લોકો પોતાની લડત આગળ
ચલાવ્યે જ રાખે છે. ગુજરાતના જુવાનો

સ્વતંત્રતાની લડતમાં ભાગ. લેવા આતુર હોય તો શહેરમાં કે ગામડામાં આવા ચુસાયેલા લોકોમાં સંગઠન કરવામાં મદદ કરીને ચૂસનાર વર્ગો સામે સતત લડત ચલાવીને એ લડતને આગળ ધપાવી શકે. અમદાવાદના મિલમજુરોની આ લડત એક નવી શ્રીફલ કરે છે, એક નવો માર્ગ બતાવે છે. ચુસાયેલા વર્ગો તથા આઝાદી માટે ઝંખતા જુવાનો એ માર્ગે જલદીથી વળતા જાય છે. સ્વતંત્રતા વિષેના કાવ્યમય તરંગો તથા મૂડીદાર વર્ગોને જ લાભ થાય ને સ્વતંત્રતા જરાય નજીક ન આવે એવી મિથ્યા "લડતો" ના સોગઠાં બનતાં અટકીને ચુસાયેલાઓની સાચી લડતનો પાઠ અમદાવાદના મિલમજૂરોની આ હડતાળ શીખવે છે..

પંચમહાલ જેવા પછાત ગણાતા વિભાગમાં દાહોદના રેલ્વે કામદારો પોતાની ઉપર થતાં આક્રમણો સામે વિરોધ કરે છે, હડતાળ પાડે છે, ને ત્યાં સરકારના મનાઇ હુકમો નીકળે છે, કામદારોમાં ભારે અસંતોષ અને રોષ ફેલાઇ રહ્યો છે. હીમને લીધે ગુજરાતના ખેડુતોમાં અસહ્ય વેદના અને કોપ ફેલાઈ ગયાં છે. આ બધી પરિસ્થિતિ નવો માર્ગ બતાવે છે.






હીંદથી છુટા પડવાનો કડવો ઘુંટડો બળજબરીથી બરમાના ગળે ઉતારવાના પ્રયત્નો થઈ રહ્યા છે.



આ સ્વાર ક્યાં ઉતરશે?
(આગાખાન આરબઉધ્ધાર માટે બહાર પડયા છે)



હીંદથી છુટા પડવાનો કડવો ઘુંટડો બળજબરીથી બરમાના ગળે ઉતારવાના પ્રયત્નો થઇ રહ્યા છે.



આ સ્વારી જોખમકારક જણાય છે ।

# સાહિત્ય સમાલોચના



# બાલસાહિત્ય

## સંભાળભર્યાં વીવેચનની આવશ્યકતા

**બાલ**સાહિત્યનાં પુસ્તકો હમણાં આપણે ત્યાં કીડીની માફક ઉભરાવા લાગ્યાં છે. આ નીચે એવાં વીસેક પુસ્તકોનાં અવલોકન આપવામાં આવ્યાં છે. જે તે પુસ્તકોના ગુણદોષ તે તે જગ્યાએ આપવામાં આવ્યા છે એટલે અહિં આ એ વિશે વિશેષ કહેવાનું નથી. પરંતુ બાલસાહિત્ય વિશે થોડીક સામાન્ય ચર્ચા કરી લેવાનો આશય જ અહિં રાખવામાં આવ્યો છે.

બાળસાહિત્યને અંગે મહત્વનો પ્રશ્ન એ છે કે બાળકોને નવ રસમાંથી કેટલા રસનો પરિચય કરાવવો યોગ્ય છે અને કેવા કેવા વિષયો તેમની પાસે ધરવા.

રસના વિષયમાં સામાન્ય રીતે એમ સ્વીકારાયું છે કે હાસ્ય, કરૂણા, વીર, અદ્દભૂત એટલા રસો મુખ્યત્વે બાળકને પીરસવા જોઇએ. રૌદ્રરસ પણ સંભાળપૂર્વક ક્વચિત ક્વચિત પીરસવામાં આવે તો ખોટું નથી એમ ઘણાનું માનવું છે. આમાંથી હાસ્યનાં ઘણાંએ બાળપુસ્તકો આપણે ત્યાં લખાયાં છે: એ બધાં ખરેખર હાસ્યરસિક હોય છે એમ કહી શકાય તેમ નથી. પરંતુ જેમાં હાસ્યરસનું ઠીક ઠીક તત્વ હોય એવાં પુસ્તકોમાંના બધાંએ બાળકો સમક્ષ ધરવા યોગ્ય હોય છે એમ નથી બનતું. દાખલા તરીકે આ નીચે "લીલાગરની લહેર" નામનાં એક બાલપુસ્તકનું અવલોકન આપવામાં આવ્યું છે. એવી જાતનાં પુસ્તકો બાળકો સમક્ષ ન મૂકવાં જોઇએ કારણ કે હાસ્ય પેદા કરવા માટે જે વસ્તુનો સ્પર્શ કરવામાં આવ્યો હોય છે તે ઘણી વખત એવી હોય છે કે તાત્કાલિક હાસ્યનાં ફીણ ઉડી ગયા પછીથી જેમાંથી એ ફીણ ઉત્પન્ન થએલાં હોય છે તે વસ્તુની દુર્ગંધ બાળકના મન પર કાયમી અસર કરી જાય છે.

કરૂણારસ ઘણે ભાગે બાળકોને માટે પથ્ય હોય છે. વળી એ રસનું ક્ષેત્ર પણ બીજા રસોની અપેક્ષાએ વિશાળ હોય છે એટલે તે ઉપજાવનાર વિષયો શોધવામાં મુશ્કેલી પડે તેમ નથી હોતું. છતાંએ કરૂણારસ બાળકોમાં દીનતા ન પોષે એટલા પુરતી સંભાળ રાખવાની હોય છે.

વીરરસનો સ્પર્શ કરતાં એટલી સંભાળ રાખવાની હોય છે કે એ વીરરસનો પ્રસંગ સમકાલીન—અને ભાવિ સમાજીક નીતિ-ભાવનાને પોષે તેમ છે કે કેમ.

પરંતુ આપણે ત્યાં અત્યાર સુધી જે બાલસાહિત્ય સર્જાયું છે તેમાં અદ્દભૂત રસને પ્રાધાન્ય આપવામાં આવ્યું છે. બાળકો પ્રધાનપણે કલ્પનાશીલ હોય છે અને તે ઉપરાંત તેમનામાં ખીલતી જતી વિવિધ શક્તિઓ તેમને અનિવાર્ય રીતે અસ્પષ્ટ મહત્વાકાંક્ષાની અતિશયતા તરફ

ખેંચી જાય છે એ વાત તદ્દન સાચી છે. આ કારણસર તેમને અદ્‌ભૂત રસભર્યા કથાઓ વધારે ભાવે છે. પરંતુ આનો અર્થ એ નથી જ થતો કે આપણે ઇરાદાપૂર્વક તેમને અસંભવિતતાઓના પ્રદેશમાં ઘેરવાને પ્રયત્ન કરવામાં વ્યાજબી છીએ.

આ સમ્બંધમાં પરીકથાઓ વિષે માત્ર આપણે ત્યાં જ નહિ પણ જગતના બીજા દેશોમાં પણ ખુબ જ ચર્ચા ચાલેલી છે અને જગતના કેટલાક અત્યંત પ્રસિદ્ધ બાલસાહિત્ય સર્જકો એ સાહિત્યમાં પરીકથાઓને સારૂં જેવું સ્થાન આપવામાં કંઈ જ ખોટું નથી માનતા. પરંતુ એ સામેનો વાંધો પણ એટલો જ મોટો છે પરીકથાઓ બાળકોની કલ્પનાને અસંભવિતતાના પ્રદેશમાં ભ્રમણ કરવાને કેળવે છે. આથી બાળકોની કલ્પના અજબ ઉંચાઇઓએ ઉડતાં શીખે છે. અને એટલ, પુરતી તેમની સાર્થકતા લેખી શકાય. પરંતુ સવાલ એ છે કે બાળકોમાં આ પ્રકારની તદ્દન આધાર વિનાની કલ્પનાશીલતા પોષવી એ વ્યાજબી છે કે કેમ, અને બીજે દરજ્જે એટલી જ ગગનગામી કલ્પનાશીલતા વાસ્તવિકતાના પાયા પરથી પણ ઉપજાવી શકવાનું શક્ય છે કે કેમ?

પહેલા પ્રકારની કલ્પનાશીલતાના સામાજીક માનસની દ્રષ્ટિએ બે ઉપયોગ છે. એક એ કે એ પ્રકારની કલ્પનાશીલતા મધ્યમ વર્ગનાં અને ગરીબોનાં બાળકોને મોટપણે જીવનની વસમી વાસ્તવિકતાઓમાંથી ઉગરી જવા માટે ઉપકારક થઇ પડે છે. અને બીજો ઉપયોગ એ છે કે તે એવી રીતે પોષાએલાં બાળકને સાહિત્યરસીક અને કવિતા અને સાહિત્ય સર્જક બનાવવામાં ઉપયોગી થાય છે. આ બન્ને પ્રકારની ઉપયોગિતા વાંધાભરેલી છે. જગત આજે છે તેનાથી વધારે સારૂં બનાવવાનો આપણો જો જરાએ આશય હોય તો આપણે બાળકોને કલ્પનાનો આશ્રય લઇ વાસ્તવિક જીવનની વસમી વાસ્તવિકતા જીરવી લેવાની તાલીમ ન જ આપીએ. એ વાસ્તવિકતા ભોગવવી એ પોતાનું સામેસામું સામાજીક નિર્માણ નથી અને તેથી એ સ્થિતિ ફેરવી નાખવાને પ્રયત્ન કરવા એ એનાં પુરૂષત્વનો એક અગત્યનો ભાગ છે એવી જાતનો સંસ્કાર છેક નાનપણથી જ બાળકનાં મન પર પાડવામાં સફળ થઇએ તો જ ઉગતી પ્રજા પ્રત્યેનું આપણું ઋણ આપણે અમુક અંશે અદા કર્યું ગણાય આ જાતની મનોદશા બાળકમાં ઉભી કરવા માટે વીર, ક્વચિત રૌદ્ર અને તેની સાથે અદ્‌ભૂત રસનો આશ્રય લેવામાં આવે એ ઇચ્છનાયોગ્ય છે, આધારહિન પરિકથાઓ એ હેતુ ભાગ્યેજ સાધી શકે તેમ છે.

ઉપરાંત ઉપર જણાવી તેવી નિરાધાર કલ્પના મારફતે બાલક જે પ્રકારનો સાહિત્ય સર્જક બને તેવાં સાહિત્યની આપણને હવે જરૂર નથી. એ જાતનો સાહિત્યકાર જીવનની ગહનતા ગાવાને બદલે એની અણસમજમાથી ઉભી થતી ગહનતાની આંધી જીવન પર બીછાવીને રાચે છે. આપણને તો આજે જીવનની અદ્‌ભૂતતા ગાનારા અને આલેખનારા સાહિત્યકારો જોઇએ છીએ.

આ બે સિવાય પરીકથાઓનો બીજો કાંઇ ઉપયોગ હોય એમ જણાતું નથી. અને ઉપરની ચર્ચા પરથી એ જોઈ શકાયું હશે કે એ બન્ને દ્રષ્ટિએ પરીકથાઓ નકામી છે. પરીકથાઓ મધ્યયુગનાં આળસુ અને કુદરત અને રાજ્યસત્તાનાં બળો સામે લાચાર બની ગએલાં કલ્પનાશીલ માનસનો વારસો છે અને તે હવે જતો કરવામાં જ લાભ છે.

બાલસાહિત્યને અંગે એક બીજો મુદ્દો પણ હવે મહત્વ ધારણ કરતો જાય છે. બાલસાહિત્યનાં પુસ્તકો આજે આપણે ત્યાં કીડીની માફક ઉભરાયાં છે પણ એ પુસ્તકોમાં ખરેખર બાલોપયોગી પુસ્તકો કયાં છે અને કયાં નથી તેનું સામાજીક ઉપયોગિતાની દ્રષ્ટિએ વિવેચન કરનારા માનસશાસ્ત્ર–બાળમાનસ અને સમાજશાસ્ત્રનો અભ્યાસ ધરાવતા વિવેચકોનો આપણે ત્યાં દયાજનક અભાવ છે. આજે મૂડીવાદી વ્યવસ્થા નીચે બીજા લેખકોની માફક બાલસાહિત્યના સર્જકો પણ પ્રકાશકોને પસંદ પડે એવાં પુસ્તકો રચવામાં ઇતિકર્તવ્યતા માને છે અને પ્રકાશકો પણ પુસ્તકો ખપી જતાં હોય તો તે વાસ્તવિક રીતે સારાં છે કે નરસાં છે તે જોવાની જરાએ દરકાર કરતા નથી. આવી સ્થિતિમાં જગતના બીજા મૂડીવાદી દેશોમાં છે તેવું પણ આપણે ત્યાં નહિ બને તો આપણે માટે આખરે પસ્તાવાનો દિવસ બહુ દૂર નહિ હોય. કહેવાનું એ છે કે દુનીઆના બીજા મૂડીવાદી દેશોમાં પણ પુસ્તક–બાલસાહિત્ય ઉત્પાદનની સ્થિતિ તો આ જ છે પરંતુ ત્યાં આગળ વગદાર અને વજનદાર સાહિત્યસભાઓ તરફથી વિવેચનનાં ખાસ મુખપત્રો પણ ચલાવાતાં હોય છે. અને એવાં સામયિકો નાલાયક પ્રકાશનોની એવી ઝાટકણી વખતોવખત કાઢતાં રહે છે કે તેથી એવાં સાહિત્યમાં નફાની સાથે સામાજીક ઉપયોગિતાનું તત્વ પણ ઠીક ઠીક પ્રમાણમાં જળવાઇ રહે છે. આપણે ત્યાં આ પ્રકારનું સાહસ કોઈ તટસ્થ સાહિત્ય સંસ્થાએ ઉપાડી લેવાની જરૂર છે.

**પ્રાચીન હિંદમાં સંઘજીવન–** લેખક, ભરતરામ ભાનુસુખરામ મહેતા. પ્રકાશક: ગુજરાત વર્નાક્યુલર સોસાઇટી. કીં. રૂ. ૧–૦–૦.

ગુજરાતનાં સાહિત્યજીવનમાં જે પ્રકારના ગ્રંથોની બહુ દયાજનક ખોટ છે તે પ્રકારનો આ ગ્રંથ છે તેથી તે કંઇક ખામીવાળો હોય તો પણ આવકારદાયક છે. પરંતુ આ ગ્રંથની બાબતમાં તો સદ્‌ભાગ્યે એથી ઉલ્ટી જ સ્થિતિ છે. ઇતિહાસ, પુરાતત્વ અને સમાજશાસ્ત્રના અભ્યાસી શ્રી: રમેશચંદ્ર મઝુમદારની કલમથી અંગ્રેજીમાં લખાએલ ગ્રંથનું આ ભાષાંતર છે અને ભાષાંતર પણ પુરાતત્વના શોધિત શ્રી. ભરતરામ મહેતાને હાથે થએલું છે તેથી ભારતના ભુલાએલાં ભૂતકાલીન સમાજજીવનના થરોને ઉખેડી તેને આજના જમાનાના વાચકો સમક્ષ ધરવાનું દુષ્કર કામ પણ બહુ સરસ રીતે બજાવાયું છે અને ગ્રંથ એકંદરે એવી રીતે લખાયો છે કે ઉપર જણાવેલાં શાસ્ત્રોથી તદ્દન અજાણ હોય એવા સામાન્ય વાચક પણ તે સ્હેલાઇથી અને રસપૂર્વક વાંચી શકે તેમ છે.

વેદના વારાથી તે છેક બૌદ્ધ કાળના અસ્ત સુધી હિંદમાં પ્રજાનાં રાજકીય, આર્થિક, સામાજીક અને ધાર્મિક જીવનનું નિયમન કરનારા માનવસંઘો કયાં કારણોસર અને કેવી રીતે રચાયા, તેમાં ઉત્તરોત્તર ફેરફારો કેવી રીતે થતા રહ્યા અને તેને પરિણામે હિંદુઓની પ્રજાકીય ખાસીયતો કેવી રીતે ઘડાઇ એ બધું આ સાડાત્રણસો પાનાંના નાના ગ્રંથમાં સરળતા અને વિશદતાપૂર્વક બતાવવામાં આવ્યું છે.

ભારતનો ભૂતકાલનો ઇતિહાસ સમજવાની, તે વખતની રાજ્ય અને અર્થવ્યવસ્થા જાણવાની અને તે વખતનાં સમાજજીવનનાં દર્શન કરી લેવાની જેમને

દરકાર હોય તેમણે સહુએ આ પુસ્તક અવશ્ય વાંચવું જોઇએ. દરેક પુસ્તકાલયે આ પુસ્તક જરૂર સંઘરવું જોઇએ. અને અમે તો એવો અભિપ્રાય ધરાવીએ છીએ કે હાલ આપણી માધ્યમિક શાળાઓમાં તારીખોનાં કલેવરો, રાજાઓનાં નામો અને લડાઈઓનાં વર્ણનોથી ભરપૂર ઇતિહાસની મશ્કરી કરનારાં ઇતિહાસપુસ્તકો પાઠ્ય પુસ્તકો તરીકે પ્રચલિત છે તેની જગ્યાએ આવાં પુસ્તકો રાખવામાં આવે તો વિદ્યાર્થીઓની ઇતિહાસદૃષ્ટિ વધારે સભર અને ઉપયોગી બને. આ પુસ્તક પ્રગટ કરવા બદલ ગુજરાત વર્નાક્યુલર સોસાઇટીને અભિનંદન ઘટે.

**લીલાગરની લહેરમાં**–લેખક, કેશવલાલ લ. શાહ, પ્રકાશકઃ પુરુષોતમદાસ ગીગાભાઈ શાહ, શ્રી. સરસ્વતી પ્રકાશન મંદીર ભાવનગર. કીં. રૂ. ૦–૧–૦.

આ પુસ્તકને પ્રકાશકોએ "બાલગ્રંથમાળા"ના એક મણકા રૂપે શા હિસાબે પ્રગટ કર્યું હશે તે સમજવું મુશ્કેલ પડે છે. શું ઉગતાં બાળકોને 'જુવારના દાણા અને ત્રાંબાનો કાટ' નાખેલી ભાંગ, આંકફરકાનો જુગાર અને હોટલોમાં ચા, સીગરેટ અને ગાંઠીઆ–ફુંગળીની લ્હેરની તાલીમ આપવાનો લેખકનો ઉદ્દેશ છે ? આ એક જ પુસ્તક એમ બતાવવાને બસ છે કે સરસ્વતી પ્રકાશન મંદીરના સંચાલકોને બાલમાનસનો કાંઇ ખ્યાલ નથી. ઉપરાંત સામાન્ય અઠવાડીકો જે વસ્તુને એક લેખ તરીકે પણ સ્વીકારવાની આનાકાની કરે એવા આ લેખને બાલસાહિત્ય તરીકે ખપાવવાની પ્રવૃત્તિ પરથી લેખક અને પ્રકાશકે હાથ ઉઠાવી લેવાની જરૂર છે. અમે તો એમ ઇચ્છીએ છીએ કે પ્રકાશકો આ પુસ્તક પ્રચારમાંથી પાછું ખેંચી લે

**લપલપીઆં**:—પ્રયોજકઃ રમણલાલ નાનાલાલ શાહ, પ્રકાશકઃ ધી જનરલ બુક ડીપો, મુંબાઇ કીંમત રૂ. ૦–૮–૦.

બાલશિક્ષણ મંદિરમાળાનું આ અગીઆરમું પુષ્પ છે. લેખકે આમાં દેશપરદેશનાં વાંદરાંઓને લગતી પંદર રસાયક વાતો લખી છે. બાલસાહિત્યના લેખક તરીકે શ્રી રમણલાલની શૈલી પ્રસિદ્ધ છે એટલે એમનું આ પુસ્તક બાલકોના આદરને જરૂર પાત્ર બનશે એમ માની શકાય. પ્રાણી જીવનની વાતો આપવાની એમની આ પદ્ધતિ એક કરતાં વધારે દૃષ્ટિબિન્દુથી આવકારલાયક છે. પુસ્તકમાં થોડાંક ચિત્રો પણ આપવામાં આવ્યાં છે તે જોતાં પુસ્તકની કીંમત બહુ વધારે નથી લાગતી.

**હિન્દુસ્તાનની બાલ વાર્તાઓ**:–પ્રયોજકઃ રમણલાલ નાનાલાલ શાહ પ્રકાશકઃ બાલજીવન કાર્યાલય કીંમત રૂ. ૧–૦–૦

આ જ લેખકનાં ઉપલાં પુસ્તકના કરતાં એ પુસ્તક વાંચવામાં ભલે કદાચ વધારે રસમય હોય પણ બાલસાહિત્યના આદર્શને ધોરણે માપતાં તેનું મૂલ્ય ઓછું છે. પાંખોવાળા હાથી અને ઉડતાં ઝાડો બાળકોની કલ્પનાને અદ્ભૂતતાના પ્રદેશમાં ઉડવામાં ભલે સહાયક થતાં હોય પણ જે કલ્પના વાસ્તવિકતાની અદ્ભૂતતામાં નથી રાચતી તે બાળકોનાં ચારિત્ર ઘડતરમાં સામટે સરવાળે મોંઘી પડી જાય છે. આટલું કહી લીધા પછી એ સ્વીકારવું પડે તેમ છે કે પુસ્તક બાળકોને વાંચવું ગમે તેવું છે. અંદર ચિત્રો ઠીક ઠીક આપવામાં આવ્યાં છે છતાં એક રૂપીઓ એ વધુ પડતી કીંમત ગણાય.

**બાલજ્ઞાન ગમ્મતઃ**—લેખકઃ રમણુલાલ નાનાલાલ શાહ. પ્રકાશકઃ જનરલ બુક ડીપો, મુંબાઇ. કીં. રૂ. ૦–૬–૦.

એ જ લેખકનું આ ત્રીજું પુસ્તક છે. આ પુસ્તકમાં બાળકો જેમાં રસ લઈ શકે તે રમુજી કે વિજ્ઞાનને લગતા ટુચકા અને બાળકોને રસદાયક અને ઉપયોગી થાય એવી નાની માહિતીઓ પુરી પાડવામાં આવી છે. આ પુસ્તક સર્વથા બાલાદરને પાત્ર થાય તેમ છે. પુસ્તકની કીંમત પણ વ્યાજબી છે. દરેક માબાપે ,આ પુસ્તક પોતાનાં બાળકના હાથમાં મૂકવું જોઇએ.

**પુંડરીકનાં પરાક્રમોઃ**—લેખકઃ રમણુલાલ નાનાલાલ શાહ. પ્રકાશકઃ આર. આર. શેઠની કું૦ મુંબાઇ. કીં. રૂ. ૦–૧૦–૦.

ગ્રીસની સુપ્રસિદ્ધ પુરાણ કથા "પરસ્યુસ" નો આ ગુજરાતી અવતાર છે. એ વાતને ગુજરાતીમાં ઉતારતાં હિન્દી બાળકનાં માનસને સહજ સુલભ હોય એવા પ્રકારનું વાતાવરણ જ લેખકે ઉભું કરવાની કાળજી રાખી છે. એ વાર્તા બાળકોને વાંચવી ગમે તેવી બની છે. પરીકથાઓ સામેનો અમારો સામાન્ય વાંધો તો આ વાર્તા સામે પણ ઉભો છે જ. છતાં બાળસાહિત્યમાં પરીકથાઓનું સ્થાન રહેવાનું હોય તો આવી વાર્તાઓ ભલે લખાય.

**ઉંધણશીઃ**—સંપાદક અને પ્રકાશકઃ નાગરદાસ ઈ. પટેલ. કીં. ૦-૩-૦

આ નાનકડાં પુસ્તકમાં એક ઉંઘણશી ચીનાની વાત આપી તેના પરથી ચાની ઉત્પત્તિ થઇ એમ સમજાવવામાં આવ્યું છે. આ પુસ્તકે અમેરિકામાં બાલવાર્તાનો સુવર્ણચંદ્રક ભલે મેળવ્યો હોય પણ અમને તો તે તદ્દન વાહિયાત લાગે છે. વળી ચાની ઉત્પતી આવી રીતે થઇ છે એમ બાળકોનાં મગજ પર ઠસાવવું એ નરી મૂર્ખાઇ છે. આવી. વાર્તાઓને બાલસાહિત્યમાં સ્થાન ન હોવું જોઇએ. જો અદ્દભૂત રસ બાળકોને પીરસવો જ હોય તો આપણાં પુરાણો, પંચતંત્ર, અને કથામંજરીઓમાં એવું વસ્તુ ભારોભાર ભર્યું છે તેનો ઉપયોગ થવો જોઇએ.

**સ્વદેશ સેવાઃ**—લેખકઃ માધવરાવ કર્ણીક. પ્રકાશકઃ રમણુલાલ નાનાલાલ શાહ.

મહારાણા પ્રતાપના જીવન પ્રસંગ પરથી બાળકો ભજવી શકે એવું આ નાટક તૈયાર કરવામાં આવ્યું છે. પુસ્તક બાળકોના આદરને પાત્ર થાય એમ ઇચ્છીએ.

**તાતાં તીરઃ**—લેખકઃ ધૈર્યચંદ્ર ર. બુદ્ધ, પ્રકાશકઃ કંસારા શુભેચ્છક કાર્યાલય ભાવનગર. કીંમત ૪ આના.

જુદાં જુદાં પત્રોમાં પ્રસિદ્ધ થએલી વાર્તાઓને લેખકે પુસ્તકના સ્વરૂપમાં બહાર પાડી છે. માનવજીવનમાં હરઘડીએ નજરે પડતા વિવિધ પ્રસંગોને લેખકે સફળતાપૂર્વક વાર્તાઓના સ્વરૂપમાં રજુ કર્યા છે.

**મહારાષ્ટ્રનો મહારથીઃ**—લેખકઃ નાગરદાસ ઇ. પટેલ, અશોક પ્રકાશન મંદિર, વડોદરા.

આ નાનકડા પુસ્તકમાં મરાઠા રાજ્યની સ્થાપનાનો ઇતિહાસ ઘણી જ સરળ ભાષામાં રજુ કરવામાં આવ્યો છે. એક રાજા ક્યારે ગાદીએ બેઠો, કેટલી રાણીઓ પરણ્યો...અને છેવટે ક્યારે મરી ગયો એવી નીરસ વાતો અને સાલવારીઓથી વિદ્યા-

થી આલમમાં ઇતિહાસ ઘણી વખત કંટાળારૂપ થઇ પડે છે. તેને બદલે શિવાજી મહારાજના ઉદયનો ઇતિહાસ બાળકોને પસંદ પડે તેવી સરસ રીતે આલેખવામાં આવ્યા છે. આ પુસ્તક બાળકો હોંસથી વાંચી જાય તેવું છે. આ પુસ્તક જોતાં તેના સંપાદકો પાસેથી ભવિષ્ય માટે સારી આશા રાખી શકાય તેમ છે.

**રાતના રાજા** લેખક:–રમણલાલ ના. શાહ, પ્રકાશક: સરસ્વતી પ્રકાશન મંદિર, ભાવનગર, કીંમત ૨ આના.

બાળસાહિત્યમાં નવી દીશા ખૂલ્લી કરતું આ પુસ્તક આવકારદાયક છે. જુદાં જુદાં પશુ પંખીઓની રહેણીકરણી, ખાસીયતો વીગેરેનું વર્ણન બાળકોની કુતુહલવૃત્તિને સંતોષી શકે તેવી સરળ રીતે આપવામાં આવ્યું છે.

**રોમની સ્થાપના:**–લેખક: પ્રિયવદન ગી. બક્ષી, પ્રકાશક: સરસ્વતી પ્રકાશન મંદીર, કીં. ૦–૨–૦.

રોમની સ્થાપના વિશે પ્રચલીત દંતકથા આ પુસ્તકમાં બાળવાર્તાના સ્વરૂપમા રજુ થાય છે. બાળકો ન સમજી શકે તેવા કેટલાક અઘરા શબ્દોને બદલે વધુ સાદા શબ્દો વાપરવાની જરૂર જણાય છે.

**ચમેલીનું ફુલ:**–લેખક: સ્વ. કાંતિ મહેતા. પ્રકાશક: સરસ્વતી પ્રકાશન મંદીર, ભાવનગર, કિં. એક આનો.

બાળકો હોંસે હોંસે વાંચી જાય તેવી પાંચ નાનકડી વાર્તાઓ ચમેલીના ફુલની પાંખડીઓ જેટલી સુંદર છે.

**પ્રહલાદની પરીક્ષા:**–લેખક: કેશવલાલ લ. શાહ. પ્રકાશક: સરસ્વતી પ્રકાશન મંદીર, કિં. એક આનો.

પ્રહલાદની પ્રભૂભકિત, તેને પડેલા સંકટો અને હીરણ્યકશ્યપના વધની વાર્તા બાળકોને પસંદ પડે તેવી શૈલીમાં આપવામાં આવી છે. માલકોષ રાગના સ્વરોનો ઉલ્લેખ બાલવાર્તાના પુસ્તકમાં અસ્થાને ગણાય તે લેખકની ધ્યાન બહાર ગયું હોય તેમ લાગે છે.

**મારી નિશાળ:**–લેખક: કેશવલાલ શાહ. પ્રકાશક: સરસ્વતી પ્રકાશન મંદીર કીંમત એક આનો.

લેખક પોતાના વિદ્યાર્થિ જીવનની શરૂઆતના અનુભવોનું વર્ણન કરે છે. શિક્ષકને કંકેરા મારવો તેમજ તેની ગફલતનો લાભ લઇને શાળામાંથી અગીયારાં ગણવાં એ લેખક માટે મહાન પ્રસંગો હશે, પરંતુ કુમળાં બાળકોના માનસ ઉપર તેની ખરાબ અસર થાય તેનો ખ્યાલ કરવાની જરૂર છે.

**ચાર સુંદર સંવાદો:**–લેખક: ચુનીલાલ કુબેરદાસ શાહ, પ્રકાશક: ગુર્જર ગ્રંથરત્ન કાર્યાલય, અમદાવાદ કીં. ૦–૩–૦.

જુદા જુદા સ્વાદની વસ્તુઓ, સ્ટવ, ચુલો, ઘડી, બળદ અને ઘોડો, મોટર અને ખટારો વીગેરે વચ્ચેના વિવાદો રસમય ભાષામાં આપવામાં આવ્યા છે એ વિવાદોમાં દરેક વસ્તુની ખાસ વિશેષતાઓ બહાર લાવવાનો પ્રયત્ન સફળ થયો છે. જીવનની જરૂરીયાતની વસ્તુઓ વિષે શિક્ષણ આપવાની આ પદ્ધતિ આવકારદાયક છે.

**જાપાનનો જ્વાલામુખી:**–પ્રયોજક, કીર્તિદાબ્હેન દીવાનજી, પ્રકાશકઃ ગુર્જર ગ્રંથરત્ન કાર્યાલય, અમદાવાદ, કીં. ૦–૩–૦.

આ ઉગતા ચંદ્ર વિષેની કલ્પનાની જાપાની બાળવાર્તા, બાળકોને આનંદ આપે તેવી છે. આવી વાર્તાઓમાં પુષ્કળ વિશેષ નામો આવે તો બાળકોને કંટાળા રૂપ થઇ પડે; તેમાંય જાપાનીસ નામો તો વિશેષ. એ ખોડ બાદ કરતાં આ વાર્તામાં બાળકોને જરૂર રસ પડશે.

**ચાંદો સુરજ:**–લેખકઃ રમણલાલ સોની. પ્રકાશક : ગુર્જર ગ્રંથરત્ન કાર્યાલય, અમદાવાદ. કિં. ૦–૪–૦.

ચાંદા સુરજ વિષેની વૈજ્ઞાનિક માહિતી આપવામાં લેખકે ખૂબ જહેમત લીધી જણાય છે. વિજ્ઞાનની અઘરી બાબતો અને સિધ્ધાંતોને બાળકો સમજી શકે તેવી સ્હેલી ભાષામાં ઉતારવાનું કાર્ય ઘણુંજ અઘરૂં છે. લેખકને તેમાં સફળતા પ્રાપ્ત કરવા માટે ધન્યવાદ ઘટે છે. બાળકોમાં આ પુસ્તકનો પ્રચાર થવો ઘટે છે.

**જંગલમાં રંખડતાં:**–લેખિકા : સૌ. કપિલા ઠાકોર, બી.એ. ગુર્જર ગ્રંથરત્ન કાર્યાલય, અમદાવાદ, કીં. ૦–૪–૦

સુગરી, કુકડાં, અને મોર જેવાં સામાન્ય પક્ષીઓ તેમજ લક્કડફોડ, હોર્નબીલ, હુડહુડ ગરૂડ વીગેરે સામાન્ય રીતે નજરે નહિ પડનારાં પક્ષીઓ વિષે સરસ માહીતિ પુરી પાડવામાં આવી છે. પશુપક્ષીઓનાં વર્ણનો અને ખાસીયતોનાંપુસ્તકોનો બાળ સાહીત્યમાં અભાવ છે. તે સમયે આવાં પુસ્તકો જરૂર આવકારદાયક ગણાય.

**જ્ઞાનગંગા:**–સંગ્રાહકઃ ભાનુપ્રસાદ મણીલાલ ભટ, પ્રકાશક : ગુર્જર ગ્રંથરત્ન કાર્યલય અમદાવાદ. કીં. ૦–૩–૦.

આલમની કેટલીક અજાયબીઓનો આ સંગ્રહ બાળકો માટે મોટું આકર્ષણ થઇ પડશે.

**લ. બા.**

## સ્વીકાર.

કુમાર પોષ અંક; **પ્રસ્થાન** પોષ અંક; યુવક ફેબ્રુઆરી અંક; **અનાવિલ** પોકાર જાન્યુઆરી અંક; **નવચેતન** ફેબ્રુઆરી અંક; **ગ્રામજીવન** ફેબ્રુઆરી અંક; **સમાજ જીવન** જાન્યુઆરી અંક; **ગુણસુંદરી** ફેબ્રુઆરી અંક; **ભાટીયા યુવક** માગશર અંક; **ક્ષત્રીય મિત્ર** ફેબ્રુઆરી અંક; **કચ્છી દશા ઓશવાળ પ્રકાશ** માઘ અંક; **પુસ્તકાલય** ફેબ્રુઆરી અંક; **શારદા** ફેબ્રુઆરી અંક; **મનોરમા** ફેબ્રુઆરી અંક;

**લોકવાણી** ૨૦, ૨૭–૧–૩૫ અને ૩, ૧૦, ૧૭–૨–૩૫ અંકો; **પ્રતાપ** ૧૯, ૨૬–૧–૩૫ અને ૨, ૯, ૧૬–૨–૩૫ અંકો; **બે ઘડી મોજ** ૨૦, ૨૭–૧–૩૫ અને ૩, ૧૭–૨–૩૫ અંકો; **રણજીત બુલેટીન** ૧૯–૧–૩૫ અંક; **મહારાષ્ટ્ર** ૨૦–૧–૩૫ અંક; **સાધન** ૨૦–૧–૩૫ અંક; **રોશની** ૨૬–૧–૩૫ અને ૨, ૯, ૧૬–૨–૩૧ અંકો; **ગુજરાત મિત્ર** ૨૭–૧–૩૫, ૩, ૧૦, ૧૭–૨–૩૫ અંકો; **પ્રેક્ષક** ૨૮–૧–૩૫ અંક, **ગુજરાતી પંચ** ૧૦–૨–૩૫ અંક, **પ્રજા મંડળ** ૧૫–૨–૩૫ અંક.

# સામ્યવાદી સોવિયેટમાં અસમાનતા.

(૧૬ મા પાનાનું ચાલુ.)

આવતી. આજે તો જેની પાસે નાણાંની સવડ હોય તે બધા લોકો આ ચીજો ખરીદી શકે તેમ છે. આજે એટલી બધી તંગી નથી. "બધા શહેરીઓ માટે" એવાં પાટીયાંવાળી દુકાનો વધતી જ જાય છે. પહેલાં કામદારો અને લાગવગવાળા સરકારી અમલદારો જ આરોગ્ય ભુવનોનો લાભ લઈ શકતા. જુનાં આરોગ્ય ભુવનોને વધુ સગવડભર્યાં બનાવીને તેમજ બીજા નવાં બંધાવીને બધા શહેરીઓ લાભ લઈ શકે તેવી સગવડ કરવામાં આવી છે. ખેડુતો પણ તેનો લાભ લેતા થયા છે.

**થો**ડાક માસ પહેલાં પરદેશથી નાણાંની મદદ મેળવનારા અથવા બહુ જ ધનવાન કે નસીબવાન માણસો જ ટોરગ્સીનની દુકાનોમાંથી ખરીદી કરી શકતા. તેમાંની કેટલીક દુકાનો હાલમાં બંધ કરવામાં આવી છે. જે ચીજો વેચવાનો તેઓ ખાસ ઇજારો રાખી બેઠા હતા, તેજ ચીજો સામાન્ય સ્ટોરમાંથી સામાન્ય શહેરીને મળી શકે તેમ છે. ટોરગ્સીન–પ્રેમી વર્ગ અને બાકીના સોવિયેટ જનતા વચ્ચેનો ભેદ દૂર થયો છે.

**વા**સ્તવિક રીતે અસમાનતાની ચળવળ જીવનના હલકા ધોરણના વિરોધનું એક મોજું જ છે. વધુ સારી સ્થિતિ માટેની આકાંક્ષા પુરી પાડવા માટે યોગ્ય સંજોગો હસ્તિ ધરાવે એ પરિસ્થિતિ આશાજનક છે સોવિયેટના શહેરીઓમાં અસમાનતા વિષે ચાલતી ચર્ચામાં ભાગ લેનારને જણાશે કે સમાનતા ઇચ્છવાયોગ્ય છે એવું સૂચન એક પણ શહેરી કરતો નથી. સર્વોચ્ચ અને સૌથી નીચા વર્ગ વચ્ચે રહેલા અતિ–વિસ્તૃત તફાવત ઉપર જ તેઓ હુમલો કરી રહ્યા છે. ઉચ્ચ ધોરણને નીચું પાડવાથી આ સ્થિતિ સુધારી શકાશે એવી માન્યતા કોઇ શહેરી ધરાવતો નથી. તેમનો હેતુ નીચાં ધોરણો ઉંચાં લાવવાનો છે. સોવિયેટનું આ મુખ્ય ધ્યેય છે.

**સો**વિયેટ યુનીયનમાં "માનવતાભર્યું" કાંઇક બન્યું છે. આરામ અને મોજશોખ માટે વર્ષો સુધી નિષ્ફળ ઝંખના કર્યા પછી, તેમની ઝંખના પૂર્ણ થવાનાં ચિન્હો જણાતાં તેઓ ઘેલછાપૂર્વક તે દીશામાં ધસારો કરી રહ્યા છે. ભૌતિક વસ્તુઓને તેમણે ઘણું અગત્ય આપ્યું. જે મળ્યું તે તેમણે ઝડપી લેવા માંડયું. સર્વોચ્ચ સ્થાન ભોગવનારાઓ વધુમાં વધુ લાભ મેળવી શકયા. આ જગાએ જ તેનો ખોટો ઉપયોગ થવાનો સંભવ હતો. સરકારી અમલદારો અને પક્ષો એક બીજાને ખાણાં આપવા લાગ્યા તેમજ પુષ્કળ ભથ્થાં આપીને મુસાફરીએ મોકલવા માંડયા. ક્રેમલીનના ભારે હથોડાએ, આ પાપ કરનાર કેટલાક માણસોની હલકી ખોપરીઓનો ખુરદો કરી દીધો છે. છતાંય કેટલાક સલામત રીતે છટકી જવા પામ્યા છે.

**પૂ**ર્ણાત પડી રહેલાઓની માગણીઓ તપાસતાં જણાય છે કે તેમની માગણીઓ તો પરદેશના નીચલા મધ્યમવર્ગના શહેરીઓની જરૂરીયાતો પુરી પાડી શકે તેમ નથી! પરંતુ અહીં તો નીચા ધોરણની ભૂમિકા સાથે સરખાવતાં તેઓ ધનવાન હોય તેમ જણાય છે. આ બીના ખ્યાલમાં રાખ્યા વિના વસ્તુસ્થિતિનો વાસ્તવિક ખ્યાલ આવવો મુશ્કેલ છે વળી એક બીજી વસ્તુ પણ ધ્યાનમાં લેવાની જરૂર છે. ખાસ હકકો ધરાવતા વર્ગને તારવી કાઢવાનું કાર્ય મુશ્કેલ છે. સેનાપતિઓ, જી. પી. યુ. ના હોદ્દેદારો, લેખકો અને શ્રેષ્ઠ વિજ્ઞાનશાસ્ત્રીઓને પહેલા વર્ગમાં મુકીએ તો ઘણા કામદારો પણ તેમની લગોલગની હરોળમાં આવી જાય છે અને કેટલાક કામદારો અમલદારો કરતાં પણ વધુ સારી સ્થિતિ ભોગવે છે. અમુક વૈદ્યોની સ્થિતિ સારી હોય છે જ્યારે બીજાઓ કંગાલીયત અનુભવે છે. ઓછી કીંમતે માલ વેચતી દુકાનનો લાભ લેનાર ભારે પગારના અમલદારની આવકનું મૂલ્ય વધી જાય છે. નીચી રોજીવાળા માણસને પણ તેથી ઘણી વાર ફાયદો થાય છે. વળી એક કારખાનામાં સગવડભર્યાં મકાનો અને બીજી જરૂરીયાતો પુરી પાડીને તેના કામગરોને ખાસ હકકવાળા વર્ગમાં મૂકી શકાય તેમ છે.

**આ** ઉપરથી જણાય છે કે સોવિયેટ યુનીયનમાં અસમાનતા અને તેમાં વધારો કરનાર ખાસ હક્કો હસ્તિ ધરાવે છે. ઓછી આવકવાળાઓને ખાસ હક્કો આપવામાં આવશે ત્યારે જ અસમાનતા દૂર કરીને સમતોલપણું સ્થાપી શકાશે. પરંતુ આજે તો ભારે પગારવાળાઓ ખાસ હક્કો ભોગવી રહ્યા છે એટલે તેમને બંને બાજુથી લાભ મળે છે.

**આ**જે સોવિયેટ યુનીયનમાં ખાસ હક્કો ભોગવતા લાખો શહેરીઓ છે. લગભગ દરેક માણસ એક યા બીજા પ્રકારના હક્કો ભોગવે છે. જરૂરીયાતની અને આરામની વસ્તુઓની વહેંચણી સરખી રીતે થશે ત્યારે ખાસ હક્કો ધરાવનાર માણસો અલ્પ સંખ્યામાં નજરે પડશે. તે પ્રસંગે જીવન જીવવા માટે ખાસ હક્કોની જરૂર રહેશે નહિ. ઉત્પાદનનું પ્રમાણ વધવા સાથે કેટલાક બીનજરૂરી હક્કો આપમેળે નાબુદ થઇ જશે: પરંતુ બીજાં હક્કો ઉત્પન્ન થશે!

એક માણસ પાસે કપડાંની એક જોડી હોય અને બીજા પાસે બે જોડી હોય એ તફાવતમાં આજે અસમાનતા જણાય છે. આવતી કાલે એ તફાવત દૂર થશે. તે વખતે જીવનનું ધોરણ બદલાયું હશે. એટલે એક માણસ મોટરગાડી રાખે અને બીજો નહિ રાખી શકે એ તફાવત નજરે પડે. તેથીય આગળ જતાં બધા મોટરવાળાઓની વચ્ચે સારી, ખોટી, હલકી કે ભારે કીંમતની ગાડીઓનો તફાવત અસામાનતાની ભાવના જાગૃત કરશે. સોવિયેટપ્રથા ખાનગી મૂડી એટલે કે વધુ દ્રવ્ય ઉત્પન્ન કરી શકે તેવા દ્રવ્ય સામે વાંધો ઉઠાવે છે. સોવિયેટ પ્રથામાં ખાનગી મિલ્કત ધરાવવા સામે વાંધો લેવામાં આવતો નથી. તેમ જ એ પ્રથા લાયકાત અને કેળવણી પ્રમાણે ધોરણસરની આવકની તરફેણ કરે છે, એટલે સોવિયેટમાં હમેશાં અસમાનતા રહેવાનીજ.

**સો**વિયેટ યુનીયનમાં છેવટના સ્વરૂપમાં જે અસમાનતા રહી જશે તેને અયોગ્ય કે પાપ તરીકે વર્ણવી શકાય તેમ નથી. અસમાનતામાંથી ખાસ હક્કો ઉત્પન્ન થવા જોઇએ કે નહિ તે પ્રશ્ન વધુ ગંભીર છે. ખાસ હક્કોનો ભોગવટો એટલો બધો નુકશાનકારક નથી. ખાસ હક્કોની હયાતીનું ખરાબ સ્વરૂપ તો એ છે કે એક માણસને એ હક્કોનો ભોગવટો કરતાં અટકાવી શકાય છે એ હક્કો પાછા ખેંચી લેવાની ધમકીનો ચતુરાઇથી ઉપયોગ કરીને એ માણસને આજ્ઞાપાલક અને દબાયલો રાખી શકાય છે. એક માણસ ઉપર દબાણ લાવીને તેને નમ્ર બનાવી દેવાના હથીઆર તરીકે ખાસ હક્કોનો ઉપયોગ થઇ શકે એ વસ્તુ જ ભયજનક અને અનિચ્છનીય છે.

**આ** માર્ગદર્શન સાથે આપણે ભવિષ્યના પ્રદેશમાં પ્રવેશ કરીએ છીએ. બૉલ્શેવીકનીતિ પ્રમાણે રૂશ્વતખોરી, સંબંધીઓને ખોટો લાભ આપવાની વૃત્તિ, મહત્તા જાળવી રાખવાના પ્રયત્નો વિગેરે કાર્યોને ગુન્હા તરીકે ગણીને તે માટે સખ્ત સજા કરવામાં આવે છે. સોવિયેટનો કોઇ પણ શહેરી સર્વોચ્ચ અધિકારી સમક્ષ પોતાની ફરીયાદ રજુ કરી શકે છે. રશિયાનાં કોમ્યુનીસ્ટ-રાજ્ય અમલમાં પણ તુમારી કામમાં ઘણો વિલંબ થાય છે, પરંતુ મોસ્કોના "પ્રવદા"માં એકાદ ટુંકો પત્ર લખી નાખવાથી એ મુશ્કેલીનો અંત આવી જાય છે. ભવિષ્યમાં શું બનશે તે તો ચોક્કસ કહી શકાય તેમ નથી; પરંતુ ખાસ હક્કોની ભાવનાના વિકાસની નૈતિક અસર ઘણી જ નુકસાનકારક થશે તે ભય દ્રષ્ટિ સમક્ષ રહેલો છે.

**હવે તો** એક જ બાબત માટે ચેતવણી આપવાની રહે છે. ૧૯૨૧ થી ૧૯૨૭ સુધીની નૂતન આર્થિકનીતિની વિઘાતક અસરથી આપણે માહીતગાર છીએ. મૂડીવાદની ફરીથી સ્થાપના થશે એવું ભવિષ્ય કેટલાક ટીકાકારોએ ભાખ્યું હતું. તે પછી એકાએક નૂતન આર્થિક નીતિ પડતી મૂકવામાં આવી. સોવિયેટ તંત્રમાં કારોબારી શક્તિ અને નૈતિક બળ ઘણા સારા પ્રમાણમાં જણાય છે. અસમાનતા અને ખાસ હક્કોનાં અનિષ્ટો સામાજીક બંધારણને નબળું બનાવવાની શરૂઆત કરશે ત્યારે આ શક્તિઓવાળું સોવિયેટ તંત્ર તેનો સામનો કરવાનો પ્રયત્ન કરશે તેમાં શક નથી.